अंक १३३-१३८

विविध ग्रन्थमाला

वर्ष १२ मुं. सं १९७८.



# स्वामी विवेकानंद

## भाग १ लो-जीवनचरित्र.

लेखकः-

रामप्रसाद काशीप्रसाद देसाई.

प्रकाशकः-सस्तुं साहित्य वर्धक कार्यालय.

સ્થળ- મુંબાઇ, ૨ અને અમદાવાદ.



વિદ્યાર્થી નરેન્દ્ર જાણે આધ્યાત્મિકતાની મહાજ્યોતિ
હોય તેવો દેખાતો હતો.



स्वामी विवेकानन्दजी

હિંદનો મહાન સપૂત અને અદ્ભુત સંન્યાસી.

विविध ग्रन्थमालाः अंक १३३थी १३८ः वर्ष १२ मुं-संवत १९७८.

# स्वामी विवेकानंद

## भाग १ मो-जीवनचरित्र.

લેખકઃ—રામપ્રસાદ કાશીપ્રસાદ દેશાઇ. બી. એ.
એસીસ્ટંટ ટીચર એન. કે. હાઇસ્કૂલ-પેટલાદ.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશકઃ-ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવીરોડ-મુંબઇ.

આવૃત્તિ પહેલી-પ્રત ૫૬૦૦. સંવત ૧૯૭૮-ઇ. સ. ૧૯૨૧.

મૂલ્ય } વાર્ષિક ફાળે રૂ. ૧।।। પાકું પૂઠું ૨। પો. માફ.
છુટક રૂ. ૨) પાકું પૂઠું રૂ. ૨।। પોસ્ટેજ જુદું.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨ | ૧૨ | બાહ્ય | બ્રાહ્મ |
| ૧૩ | ૧ | તારે ડુબાડે | તારે કે ડુબાડે |
| ૧૩ | ૪ | પોતાની | પિતાની |
| ૧૭ | ૧૭ | વખત | એક વખત |
| ૨૬ | ૧૬ | વસાલ | સવાલ |
| ૩૧ | ૧ | શિખવવો | શિખવો |
| ૫૦ | ૨૫ | ખર | ખરા |
| ૫૧ | ૬ | અમને | સૌને |
| ૬૨ | ૩ | અને પરિસ્થિતિઓને | પરિસ્થિતિઓને |
| ૬૪ | ૨૧ | પરમ શુદ્ધત્વ | પરમ શુદ્ધ તત્ત્વ |
| ૮૪ | ૨૧ | બ્રહ્માચાર | બાહ્યાચાર |
| ૮૬ | ૧૦ | કાર્યો | સર્પો |
| ૯૦ | ૧૯ | જાણ્યે | અણ્યે |
| ૯૦ | ૨૦ | કળીયુગમાં પણ | કલિયુગમાં પણ છે. |
| ૯૧ | ૨૩ | આપણા કર્યા | આપ–ણે ક ર્યા |
| ૯૭ | ૫ | વાક્યોનો દેખાવ | શબ્દોનો સ્વર |
| ૧૧૪ | ૨ | ક્ષણ | લક્ષણ |
| ૧૩૩ | ૧૦ | રહ્યો હતો | રહ્યાં હતાં |
| ૧૮૯ | ૧૫ | સત્સંગ | સત્સંગમાં |
| ૧૯૭ | ૨૩–૨૪ | અંતઃરણમાંથીજ | અંતઃકરણમાંથીજ |



# ગ્રંથ સ્વીકાર.

ગ્રંથમાળાના "સંસારનાં સુખ" માં જણાવ્યા પછીથી નીચેનાં પુસ્તકોની પહોંચ આભાર સહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધ કર્તાનેજ લખવું.

**નંદનવનને આંગણે**—યોજનાર હરિલાલ દ્વારકાદાસ સંઘવી, પ્રકાશક મહેતા ગુલાબચંદ વછરાજ મુ. અમરેલી. સોળપેજી પૃષ્ઠ ૧૪૦, ગ્લેજ કાગળ, સાદું પૂઠું. મૂલ્ય રૂ. ૧)

**પાંડવગુપ્ત નિવાસ**--અનુવાદક ઇશ્વરલાલ વીમાવાળા, પ્રકાશક નટવર એમ. વીમાવાળા મુ. સુરત. સોળપેજી પૃષ્ઠ ૯૬, ગ્લેજ કાગળ, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. ૦ાા

**ડૉ. મહાદેવપ્રસાદનો અમેરિકાનો પ્રવાસ અને ડૉ. કુહ્નેનું રૂપ પરીક્ષા શાસ્ત્ર**—પ્રકાશક ભોગીલાલ ત્રિકમલાલ વકીલ-અધિપતિ 'ધન્વંતરી' મુ. વિસનગર. રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૫૨, મૂલ્ય રૂ. ૧)

**મારો જેલનો અનુભવ**—લખનાર મહાત્મા ગાંધીજી, પ્રકાશક ઇશ્વરલાલ વીમાવાળા મુ. સુરત. રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૧૨, રફ કાગળ, મૂલ્ય રૂ. ૦ાા

**ભારતીય શિક્ષણનો ઈતિહાસ**—લેખક અને પ્રકાશક-ચિમનલાલ માણેકલાલ જાની અને બાળકૃષ્ણ ચુનીલાલ જોશી મુ. વડોદરા. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૦૮, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂ. ૧ાા

**બ્રહ્મચર્ય વિષે પ્રશ્નોત્તર**—લખનાર દંડિન સ્વામી શ્રી હરિહરાશ્રમ, પ્રકાશક રામશંકર હરજીવન ત્રિપાઠી, રાષ્ટ્રીય આદર્શ વિનય મંદિર મુ. અમદાવાદ. પૃષ્ઠ ૬૪, મૂલ્ય રૂ. ૦ll

**પ્રભાકર અને બીજાં દ્રશ્યો**—પ્રકાશક સહાયક મંડળ મુ. અમરેલી. પૃષ્ઠ ૪૮, મૂલ્ય ૦)᳚

**એકસો પાંત્રીસ આંકની ચોપડીની ભૂમિકા તથા પ્રસ્તાવના**—પ્રકાશક તિલકચંદ તારાચંદ વૈદ્ય. મુ. સુરત. પૃષ્ઠ ૨૪, મૂલ્ય લખ્યું નથી.

**ઇશોપનિષદ્ તથા બ્રહ્મ સ્વરૂપ નિબંધ**—અનુવાદક નારાયણ દલપતરામ ભગત મુ. છોટાઉદેપુર. પૃષ્ઠ ૬૬, મૂલ્ય લખ્યું નથી.

**જીજ્ઞાસુ જીવન યાને શાન્તિ ધામની સમજ**—પ્રકાશક મણીરામ રૂપસીંગ, લાલબાગ મુ. વડોદરા. પૃષ્ઠ ૪૮, જીજ્ઞાસુને અમૂલ્ય.

## રિપોર્ટો.

ચોરવાડ-મિત્રમંડળ લાયબ્રેરીનો સને ૧૯૨૦ નો.
અમદાવાદ-બ્હેરામુંગાની શાળાનો સને ૧૯૧૮-૧૯ નો.
અમરેલી-બ્રાહ્મણ મંડળ અને વિદ્યાર્થીગૃહનો ૧૯૨૦-૨૧ નો.
લીંબડી-જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બૉર્ડિંગનો ૧૯૧૮-૧૯-૨૦ નો.
કાઠીયાવાડ હિંદુ અનાથાશ્રમ-વઢવાણ કેમ્પનો ૧૯૭૭ નો.
ભૃગુપુર હિંદુ અનાથાશ્રમનો સને ૧૯૨૦ નો.



# અનુક્રમણિકા.

# સંપાદકનું નિવેદન.

**येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः ।**
**संतोषं जनयेद् राम तदेवेश्वर पूजनम् ॥**

પરોપકારનો મહિમા સમજાવતાં ઉપલા શ્લોકમાં મહર્ષિ વસિષ્ઠ કહે છે કે, "હે રામ! હરકોઇ પ્રકારે કોઇ પણ પ્રાણીને સુખી કરવું તેજ ઇશ્વરની પૂજા છે." જીવોને સુખી કરવારૂપ આ પ્રભુપૂજાના અનેક પ્રકાર છે; પરંતુ સદાને માટે સર્વોત્તમ સુખરૂપ એવું જે મોક્ષપદ કે જેના કરતાં ઉત્તમ વસ્તુ અથવા લાભ બીજો કોઈ પણ કલ્પી શકાય તેમ નથી; જેના આગળ જગતની ઉત્તમોત્તમ વસ્તુ-સ્થિતિઓ પણ વિશાતમાં નથી; તેવી આત્મ વસ્તુનો લાભ પ્રાણી-ઓને કરાવવો અથવા તેમને તે લાભને માર્ગે દોરવા; એના જેવી જનસેવા, પ્રભુપૂજા કે ભૂત દયા આ જગતમાં બીજી કોઈ પણ નથી. બ્રહ્મદાન અથવા આત્મદાન રૂપ આ જનસેવા કે પ્રભુપૂજાનો મહિમા આટલો બધો હોવા છતાં બીજા પ્રકારનાં દાન પૂજનની પેઠે આ દાનપૂજન પણ તેજ મનુષ્ય ખરા અર્થમાં કરી શકે છે કે જે તે બ્રહ્મ વસ્તુ અથવા આત્મધનને મેળવીને પૂર્ણકામ થઇ ચૂક્યો હોય. જે પોતેજ તરી ન શકતો હોય તે બીજાને ક્યાંથી તારી શકે ?

આવા અનુભવસિદ્ધ બ્રહ્મવેત્તાઓ જગતમાં વિરલજ હોય છે; તો પણ પરમપૂજ્ય ઋષિમુનિઓની પદરજ ધરાવનાર રત્નપ્રસૂતા ભારતભૂમિમાં અન્ય દેશ કરતાં એવા મુક્તાત્માઓનું પ્રમાણ વધારેજ રહેલું આવ્યું છે.

આપણા ચરિત્ર નાયક સ્વામી વિવેકાનંદજી તેમજ તેમના

ગુરૂદેવ ભગવાન રામકૃષ્ણ પરમહંસ પણ એવા બ્રહ્મવેત્તાઓજ હતા. એવા બ્રહ્મવેત્તાઓના મહત્વ વિષે અત્રે ટુંકમાં કેટલુંક જણાવીશું.

દરેક મનુષ્ય-પછી તે પામર કોટીનો હોય કે મુકત કોટીનો હોય; પરંતુ તે જે કાંઇ વિચાર, નિર્ણય, ઇચ્છા, ક્રિયા વગેરે કરે છે; અને તેનાં જે કાંઇ શુભાશુભ ફળ ભોગવે છે; તે સઘળું ખરૂં જોતાં તેની ત્રિગુણાત્મક પ્રકૃતિ યાને દેહત્રયી વડેજ થાય છે. આત્મા તો આ દેહત્રયીરૂપી નાટકશાળામાં મન-ઇંદ્રિયાદિ પુતળાંઓ વડે નચાઇ રહેલા અનેક પ્રકારના નાચને પ્રકાશનારો દીપકજ છે.

મુકતાત્માઓએ જીજ્ઞાસુ દશામાંથીજ ઉપલું સત્ય સમજી લઇને પોતાનાં મન ઇંદ્રિયાદિની અસાર વસ્તુસ્થિતિઓ તરફની દોડને સાર-ભૂત આત્મવસ્તુ તરફ વાળી દીધેલી હોય છે; અને તેના સતત્ સદુ-પયોગ વડે કારણ શરીરરૂપી અજ્ઞાનમય કિલ્લાને ભેદીને તે સચ્ચિદા-નંદમય સ્વરાજ્ય પદને પ્રાપ્ત કરેલું હોય છે. આમ હોવાથી પ્રકૃતિના ગુણો વડે ગુણોમાંજ ચાલી રહેલા કર્તા ભોકતાપણાને આત્માનુભવી જીવન મુકત પોતામાં આરોપતો નથી; અને અન્યજીવોનું તે અજ્ઞાન-મય કારણ શરીર કાયમ રહેલું હોવાથી તેઓ પોત પોતાની સ્થૂલ સૂક્ષ્મ શરીરરૂપી અનાત્મ પ્રકૃતિમાં તેમજ તેના તમામ કર્તા ભોક-તાપણામાં આત્મભાવ ( અહંતા મમતા ) રાખ્યા કરે છે.

તે પરમપદની અપેક્ષાએ અસત્ય, જડ અને દુઃખરૂપ એવા આ જગતમાં ઉપર જણાવ્યા જેવા આત્માનુભવીની બુદ્ધિને કાંઇ પણ કર્તવ્ય પ્રાપ્તવ્ય કે અધુરાપણું રહેતું નથી. મૂળમાંથી કપાઇ ગએલા વૃક્ષમાં કપાવા પૂર્વે જે રસકસ ચઢી ચૂકયો હોય છે; તેને લીધે કપાઇ જવા પછી પણ તેનાં પત્ર, ફળ, વગેરે થોડો ઘણો સમય જેવોને તેવોજ ઉપયોગ આપે છે; અથવા તો યુદ્ધમાં પ્રવૃત્ત થએલા શૂર પુરૂ-ષનું માથું કપાઇ જવા પછી પણ જેમ કેટલોક સમય તેનું ધડ

લડયા કરે છે; તેમ એવા આત્મજ્ઞાનીના શરીરનું પણ બને છે. તેની શરીરત્રયીના મૂળ કારણરૂપ કારણ શરીર છેદાઇ જઇને અનાત્મા-માંથી આત્મબુદ્ધિ ઉઠી જવા છતાં પણ, પૂર્વનાં અજ્ઞ દશા સમયનાં વિશેષ ફલોન્મુખ થએલાં જે કર્મ-ઇચ્છા વગેરે પ્રારબ્ધોએ તેને વર્તમાન શરીરાદિ પ્રાપ્ત કરાવી આપ્યું હોય છે; તે પ્રારબ્ધનો વેગ જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી તેનાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીર પણ જીવતાં રહે છે. આત્મામાંજ આત્મબુદ્ધિ જ્ઞાનીની થએલી હોય છે તો પણ સ્વેચ્છા, પરેચ્છા કે અનિચ્છાપૂર્વક એ શરીરોને પોતાના પ્રારબ્ધ પ્રમાણે સર્વ કાંઇ કરવું અને ભોગવવુંજ પડે છે.+

મુકતાત્માએ ક્ષણ માત્રને માટે પણ મેળવેલો આત્મમયતાનો અનુ-ભવ એટલો તો અદ્‌ભુત, અવર્ણનીય અને અનુપમ હોય છે કે જેથી કરીને તેવી આત્મમયતા બને તેટલી વધુ ભોગવવામાંજ સ્વપ્રકૃતિનું તેમજ અન્ય જનોનું સુખ અને હિત વધુ રહેલું તે સ્પષ્ટ સમજી શકે છે. તેથી કરીને તે વિપરીત પ્રારબ્ધ વેગને પણ બને તેટલા ઓછા ને આછા કરવા મથીને તે સ્વારાજ્ય પદમાંજ જેટલું પણ બને તેટલું અધિષ્ઠિત થઇ રહેવાનું તથા તેમ થવામાં જે જે સાધન-સંયોગો સહાયભૂત થાય તેવાં હોય તેને સેવવાનુંજ તેને વધારે ગમે છે.

ઉપર પ્રમાણે હોવાથીજ અનેક મુકતાત્માઓ બને ત્યાં સુધી

---

+ વર્તમાન શરીરમાં આવ્યા પછી વૃદ્ધિ પામેલા જ્ઞાન અને ચારિ-ત્રની અસરો પણ એ સ્થૂલ સૂક્ષ્મ શરીરના મંદ અને મધ્યમ ગુણ સ્વભાવોમાં શુભ ફેરફાર કરતીજ ચાલે છે; પરંતુ પ્રારબ્ધજન્ય જે ગુણ-સ્વભાવો દૃઢરૂપમાં હોય; તેમાં ખાસ ફેરફાર એથી થઇ શકતો નથી. આથીજ ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांतिभूतानि निग्रहः किं करिष्यति ॥

એકાંત, મૌન, અપરિચય, અપ્રસિદ્ધિ વગેરે સ્થિતિઓને તેમજ બાલ, જડ, ઉન્મત્ત, પિશાચ વગેરેના જેવી વિલક્ષણ વૃત્તિઓને સેવવાનું વધારે સારૂં ગણે છે. નિવૃત્તિ પ્રધાન પ્રારબ્ધવાળા મુક્તાત્માઓ એવા સાધન સંયોગને અને એવી સ્થિતિ અને વૃત્તિને વધારે સેવી શકતા હોવાથી જીવન મુક્તિના વિલક્ષણ સુખને પણ તેઓ વધારેજ માણી શકે છે. પ્રવૃત્તિના પ્રારબ્ધી મુક્તાત્માઓની પણ સમજણ અને રૂચી તો એવીજ હોય છે; પરંતુ પ્રારબ્ધની વિપરીતતા અનેક પ્રકારે બાધક થઇને તેમને એવાં સાધન-સેવનાદિ યથેચ્છ કરવા દેતી નથી, અને તેથી જીવન મુક્તિના વિલક્ષણ આનંદનો પણ તેઓ ઓછો અથવા સામાન્યજ ઉપભોગ લઇ શકે છે.

કહેવાની મતલબ એજ કે સર્વ મુક્તાત્માઓની વિદેહમુક્તિ તો સમાનજ હોઇને આત્મસાક્ષાત્કારના સમયથીજ તે નિર્માઇ ચૂકી હોય છે. ફેર માત્ર તેમની જીવનમુક્તિમાંજ રહે છે. ઉપર જણાવ્યું તેમ તેમની પ્રવૃત્તિ પરાયણતા, નિવૃત્તિ પરાયણતા અને જીવનમુક્તિના વિલક્ષણ આનંદની ન્યુનાધિકતાનો સઘળો આધાર તે તે વ્યક્તિઓના પોતપોતાના પ્રારબ્ધપરજ રહેલો હોય છે; અને દૃઢ પ્રારબ્ધ તો અનિવાર્યજ હોય છે; એટલે જીવનમુક્ત પુરૂષો પોતાનું શેષ આયુષ્ય તથા પ્રારબ્ધ પ્રવૃત્તિ પ્રધાન કે નિવૃત્તિ પ્રધાન ગળાતું હોય તેને માટે એમજ રાખે છે કે, " યું ભી વાહવાહ ઓર વું ભી વાહ વાહ. " જીજ્ઞાસુ દશાની આત્મા અનાત્માના વિવેકવાળી ભેદ બુદ્ધિ અને તેના પરિણામ રૂપે ઉદ્‌ભવેલી તીવ્ર આગ્રહવાળી ત્યાગગ્રહણની વૃત્તિ તથા કર્તવ્ય પ્રાપ્તવ્ય બુદ્ધિ; એ સર્વ પણ મુક્તાત્મામાં શાંત થઇ જઇને તેનું સ્થાન સમભાવે તથા કૃતકૃત્યતાજન્ય અનાગ્રહ વૃત્તિએ લીધેલું હોય છે. આથીજ ઘણાખરા મુક્તાત્માઓ જીજ્ઞાસુઓના જેવા આગ્રહી, ઉપરામ, કે સાધન પરાયણ હોતા નથી; અને કેટલાક તો લૈકિક બાહ્યાચાર વગેરેથી પણ બે પરવાહ બની રહે છે.

આ પ્રમાણે યથાપ્રારબ્ધ પ્રવૃત્તિ કે નિવૃત્તિને અને સુખ દુઃખને ભોગવી રહેલા જીવનમુક્તોના કરવા ભોગવવામાં; અને અન્ય (અનાત્મામાં આત્મબુધ્ધિવાળા) સામાન્ય મનુષ્યોના કરવા ભોગવવામાં ફેર આસમાન અને જમીનના જેટલો હોય છે. અનેક પ્રકારની બાહ્ય સંપત્તિઓના ઢગ વચ્ચે રહ્યા કરનાર ચક્રવર્તિ કરતાં પણ એક નગ્ન અથવા તો દુઃખમાં સબડી રહેલો જીવનમુક્ત* પોતાની જાતને વ્યાજબી રીતે અનંતગણી ભાગ્યશાળી માને છે. કારણ કે તેનું વર્તમાન શરીર હવે છેલ્લીવારનુંજ હોઇને તે છુટી ગયેથી (છેવટનો શાન્ત થએલો તરંગ જેમ સદાને માટે સમુદ્રજ બની રહે છે તેમ) સદાને માટે તે સચ્ચિદાનંદજ બની રહેનાર છે; ત્યારે અનાત્માસક્ત સમ્રાટને તો હજી આ ભવચક્રમાં ભટકયા કરી અનંતવાર મરવા–જન્મવાનું અને કરવા–ભોગવવાનું રહેલું હોય છે. આખા સંસારની સ્થૂલ સત્તા–સંપત્તિ ચરણમાં લોટવા છતાં પણ તેને કોઇને કોઇ પ્રકારની ઉંડી ઉણપ અને કર્તવ્ય પ્રાપ્તવ્યતા રહેવાનીજ.

આટલા માટેજ અનાત્મ પ્રેમીઓને ઋષિમુનીઓ બુલંદ અવાજે કહી રહ્યા છે કેઃ–" उत्तिष्ठ जागृत प्राप्य वरान्निबोधतः ।" અર્થાત્ હે અહંતા મમતાનાં મિથ્યા સ્વપ્નોમાં પડી તેની મિથ્યા વસ્તુસ્થિતિઓના રાગ દ્વેષથી દુઃખી થઇ રહેલા પ્રાણી! ઉઠ, જાગ્રત

* વચનસિદ્ધિના, મનકામના પુરવાના, વગેરે ચમત્કારો કરી શકે એવાનેજ મુક્તાત્મા સમજ્યા કરીને ઘણા લોકો તેવા લક્ષણવાળા મુક્તાત્માની અને તેમનાદ્વારા આત્મ લાભ કે ધન પુત્રાદિનો લાભ મેળવવાની શોધમાં હોય છે; પણ છેવટે તેઓ ઉલટા ઢોંગી ધૂર્તોથી ઠગાય છેજ. કારણકે આ ચમત્કારોની વિદ્યાને તો મોક્ષ માર્ગના આરંભમાંજ બાધક અને નિષિદ્ધ સમજી લઇને સાચો સાધક તેનાથી દૂરજ રહેલો હોય છે. એ વિદ્યાનો ઉપયોગ અનાત્મ વસ્તુસ્થિતિઓને ખાતર તેમજ સર્વજ્ઞ વિશ્વ નિયંતાની વિરૂદ્ધમાંજ વધારે થવાનો સંભવ છે.

થા અને તે સર્વશ્રેષ્ઠ વસ્તુસ્થિતિ પ્રાપ્ત થતાં સુધી તેને માટે પ્રયત્ન કર.

આત્માનુભવીની અને અનાત્મ પ્રેમીની લોકસેવામાં પણ મોટો ફરક હોય છે. આત્મપરાયણ વ્યવહાર કરતો થકો પણ પોતાના મૂગા જ્ઞાન-ચારિત્ર વડે પોતાની આસપાસનાઓમાં ઉચ્ચ જ્ઞાન ચારિત્રને શીખવી રહ્યો હોય છે; ત્યારે અનાત્મ પ્રેમી દેવદર્શન કે દાન પૂજન કરતો થકો પણ પોતાની આસપાસનાઓમાં (કેમકે આસપાસના મનુષ્યો તેના હેતુ, આસક્તિ વગેરેથી વધારે પરિચિત હોય છે અને મોટા કરે તેને સારૂં ગણી તેનું અનુકરણ કરવાનો માનવ સ્વભાવ તો પ્રસિધ્ધજ છે) લોભ લાલચ તથા પ્રપંચ પાખંડજ શીખવી રહ્યો હોય છે.

ખેડુતોનું ખોસવીને ગબ્બર બનવા માગતો ગરિબ વણીક પણ ભાત ભાતનાં જે ભભકાદાર કપડાં, રમકડાં, વગેરેમાં લોકોને ફસાવી પૈસાનું પાણી કરાવી રહ્યો હોય છે; તેમાં તે "ગામડીયાઓને ગામ-ડામાં ન મળતી વસ્તુઓ મહા મહેનતે પુરી પાડવા" ની જન-સેવાજ બજાવી રહેલો પોતાને ગણાવે છે. દર મહિને એકનો સવા લેનાર કાબુલી કે મારવાડી પણ પૈસા ધીરીને સામાનું કામ કહાડી આપવારૂપ સેવાજ કરતો પોતાને સમજાવે છે. સેંકડે સો બસો ટકા સુધી નફો ગટગટાવી જનાર મીલવાળો પણ લોકોને વિલાયતી માલમાંથી બચાવવાની શેખાઇમાં સમાતો નથી. આખા દેશના દેશ હોઇયાં કરી જઇ ગુલામ બનાવી મૂકનાર યુરોપી ગોરાંગો પણ બીજાની રક્ષા અને આબાદી કરવા સારૂજ સ્વર્ગ સમા સ્વદેશનો સંન્યાસ કરી દૂરદરાજ દેશમાં દયાના માર્યાજ પોતાને ઉતરી આવવું પડવાનું દર્શાવે છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે તેર (વધઘટ સુધારી લેવી.) પાપ થાય ત્યારે એક પૈસો પેદા થાય છે; પરંતુ "એક દાન, સો પુણ્ય" એવું પણ કહેવાતું હોવાથી પૈસા મેળવવાનાં અનેકવિધ પાપોના પંજામાંથી પોતાનો પંડ છોડવવા માટે કેટલાકો

થોડાક ટકા દાન પુણ્ય પણ કરતા હોય છે. આવાઓને અખો તો એવોજ ડખો પીરસે છે કે "એરણની ચોરી ને સોયનું દાન, તેણે કેમ આવે વિમાન." પણ તેનો વિચાર કરવાનું તેવા દાનેશરીઓ ઉપરજ રાખીને અહીં તો કહેવાનું એજ કે તેઓ પોતાનાં પાપરૂપી મળ ધોવરાવવા સારૂજ સેંકડે બે પાંચ ખર્ચતા હોય છે; છતાં કોઇ ગરિબને કે કોઇ સંસ્થાને કાંઇક આપતી વખતે તેઓ પણ જાણે મ્હોટી મહેરબાની અને સેવાજ કરી રહ્યા હોય તેમ દેખાડે છે.

ટુંકામાં એજ કે અનાત્મપ્રેમીની ખુબી અને ખુશી વગેરે સર્વ પોતાના સ્વાર્થોને પણ પરોપકાર મનાવવામાં, લેવા છતાં આપનાર મનાવવામાં, કૃતિ થોડી અને બડાશ વધુ મારવામાં, અને ચારિત્રની સ્વલ્પતાપર જૂઠ, આડંબર અને વાચાળતાની કપડ માટીના થરપર થર ચઢાવ્યે જઇને તેને હૃષ્ટપુષ્ટ દર્શાવવામાંજ રહેલાં હોય છે; ત્યારે બીજી તરફ મોટા મોટા પહેલવાન, ધનવાન અને સત્તાવાનો તથા કર્તવ્યની અને ફરજની વાતો કર્યા કરનારાઓ કરતાં વધુ ઉપકારક થવા છતાં પણ કર્તાપણાની બુદ્ધિ વિનાના આત્માનુભવીની ખુબી અને ખુશી તો;–

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥***

એ સત્યને અનુસરીને પોતાને અકર્તા સમજવામાં અને પ્રકૃતિ, સ્વભાવ, પ્રારબ્ધ કે પ્રભુનેજ કર્તા ધર્તા મનાવવામાં રહેલી હોય છે.

* અર્થાત્ આ જગતમાં પ્રકૃતિના ગુણો વડેજ સર્વ કર્મો કરાય છે; છતાં શરીરાદિ અનાત્મ પદાર્થોમાં આત્મબુદ્ધિ હોવા રૂપ મિથ્યાભિમાનમાં મૂઢ થયેલા મનુષ્યો "હું કરૂં છું" એમજ વૃથા માની લે છે.

तद् विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनः तत्त्वदर्शिनः ॥

ઉપલા ભગવદ્ વાકયમાં કહ્યા પ્રમાણે પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવાપૂર્વક જે જીજ્ઞાસુજનો એવા મુક્તાત્માઓનો સત્સંગ સેવે છે; તેઓ કુદરતી રીતેજ ( નદી–નવાણની પાસે જઇ નીચા નમી પાણી પીનારની તૃષા ટળે છે તેમ ) તેમના અદ્ભુત જ્ઞાન, ચારિત્રનો લાભ મેળવી શકીને પરિણામે–દીવે દીવો પ્રગટે તેમ–સ્વાત્મજ્યોતિને પ્રકટાવી કૃતકૃત્ય બની રહે છે. આવા પુરૂષોનો ભાવપૂર્વક સત્સંગ સેવનાર સામાન્ય મનુષ્યો પણ કમમાં કમ એકાદ કક્ષા જેટલા તો અવશ્ય આગળ વધીને પામરમાંથી વિષયી અને વિષયી ( નીતિપૂર્વક વિષય મેળવનાર–ભોગવનાર ) હોય તો જીજ્ઞાસુ (અસાર વસ્તુસ્થિતિથી ઉપરામ અને સારરૂપ પરમાત્મ પદની પ્રચ્છાવાળા ) જરૂર બની રહે છે. આ પ્રમાણે આવા મુક્તાત્માઓ સેંકડો અને હજારો મનુષ્યોનું જે ઉચ્ચ પ્રકારનું હિત સ્વભાવથીજ સાધી સધાવી શકે છે, તેવું કર્તવ્ય બુદ્ધિવાળા અનાત્મ પ્રેમી રાજા મહારાજાઓથી પણ બની શકતું નથી.

નિવૃત્તિપરાયણ અને પ્રવૃત્તિપરાયણ એવા સામાન્ય કોટીના મુક્તાત્માઓની જે હકીકત ઉપર જણાવી તે ઉપરાંત અસામાન્ય પ્રકૃતિ બળવાળા અસામાન્ય કોટીના મુક્તાત્માઓની વાત તો વળી ઓરજ છે. મુક્તાત્મા કે જીજ્ઞાસુ તો શું પણ અસામાન્ય પ્રકૃતિ બળવાળા પામર કે વિષયી જીવો પણ કોઇ કોઇ આ જગતમાં એવા અસામાન્ય પાકે છે કે આખા દેશ અને દુનિયામાં મોટી હલચલ મચાવી મૂકે છે. અસામાન્ય મનુષ્યની વાતજ એવી છે કે તે મુક્ત, જીજ્ઞાસુ, વિષયી કે પામર એમાંની જે પણ કોટીમાં તે હોય તે કોટીને લાયકના

અસામાન્ય ગુણ-કર્મ સ્વભાવાદિને લીધે તેઓ પોત પોતાના વિષયમાં સર્વને ટપી જઇને પહેલેજ નંબરે પહોંચી જાય છે. માત્ર પોતાના દેશકાળમાંજ નહિ, પરંતુ સમગ્ર જગતમાં અને યુગોના યુગો પર્યંત પણ "એકમેવ અદ્વિતીય" આદર્શ તરિકે બની રહેનારા અને અવતારની પેઠે પૂજાનારા પણ આ અસામાન્ય કોટીમાંનાજ કોઇ કોઇ અતિ અસામાન્ય મુક્તાત્માઓ હોય છે. દેશ કે દુનિયામાં દુર્દશાદાયક અસામાન્ય ફેરફાર થવામાં જગ વ્યવસ્થાપક સત્તા આવા અસામાન્ય કોટીના-પરંતુ પામર કે વિષયી કક્ષાનાજ આત્માઓને નિમિત્ત બનાવે છે. જેમકે નીરો, રાવણ, સીકંદર, કૈસર, નેપોલિયન, પૃથ્વીરાજ, વગેરે. તેજ પ્રમાણે જ્યારે ઉન્નતિદાયક ફેરફાર થનાર હોય છે ત્યારે અસામાન્ય કોટિના જીજ્ઞાસુ કે મુકતાત્માઓનો ઉપયોગ તે કરી લે છે. જેમકે-રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, ખ્રિસ્ત, મહમદ, ચૈતન્ય, રામાનુજ, કબીર, નાનક, દયાનંદ, વિવેકાનંદ, વોશીંગ્ટન, ગાંધી, લેનીન વગેરે.

ઉપર જણાવ્યા જેવા અસામાન્ય કોટિના શુદ્ધાત્માઓના અસામાન્ય જ્ઞાન ચારિત્રનાં પ્રબળ મોજાં જ્યારે માનવસમાજ ઉપર ફરી વળીને તેને જાગ્રત કરી મૂકે છે; ત્યારે સમાજમાં અજ્ઞાનરૂપી અંધકારને લીધે મિત્રપણાના વેશથી ભરાઇ બેઠેલાં અનેકવિધ અવગુણરૂપી નિશાચરો તેના ખરારૂપમાં ઓળખાઇ તિરસ્કારાઈ ભાગવા માંડે છે; તથા લોકહિતને બહાને તે નિશાચરોએ જે અનેકવિધ દુઃખ દારિદ્રનાં કંટાળ વૃક્ષ ઉછેરી આપ્યાં હોય છે, તે ઉખડી જઇને સર્વ સિદ્ધિપ્રદ સદ્‌ગુણના અંકુરોને અમૃત સિંચન મળે છે. જેને પરિણામે સુખ સામર્થ્યનાં અનેકવિધ પુષ્પોથી બ્હેકી રહેલી અને શ્રેયસ પ્રેયસનાં અનેકવિધ અનુપમ ફળો વડે લચી રહેલી સુવૃક્ષ વાટિકાઓ સર્વત્ર શોભી રહે છે. ધર્મપ્રાણ ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ આવાજ પુરૂષોનાં દિવ્ય વૃત્તાંતોથી ઉભરાઇ રહ્યો છે.

અતિ પ્રાચીન સમયે પુણ્યક્ષેત્ર ભારતવર્ષમાં રાજ્યકર્તાઓ જ્યારે રાજ્યધર્મને ચૂકી અનીતિના પંથે પળ્યા ત્યારે ભગવાન પરશુરામે પ્રગટ થઇ પૃથ્વીને એકવીસવાર નક્ષત્રી કરી. કાળે કરીને પાછો બ્રાહ્મણોએ સ્વધર્મ ચૂકી સ્વસત્તાનો દુરૂપયોગ કરવા માંડયો અને તેમના કુળમાંના રાવણ જેવા દુષ્ટ રાજા બની જઇ ત્રાસ અને અધર્મ વર્તાવી મૂકયો ત્યારે ભગવાન રામચંદ્રે પ્રકટ થઇ અધર્મીઓનો નાશ કરી ચક્રવર્તિ રામરાજ્ય સ્થાપન કર્યું. એ પછી કાળે કરીને ક્ષત્રિય રાજાઓ વળી પાછા માંહો માંહે લડાઇઓ કરવામાં અને વિષય વિલાસમાં પડી જઇ અધર્મ પ્રવર્તાવી રહ્યા ત્યારે પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણે પ્રકટ થઇ અધર્મના ઉદ્ભવ સ્થાનરૂપ તે દુષ્ટ રાજાઓનો અને રાજ્યકુળોનો ઉચ્છેદ કર્યો. એ પછી પરિક્ષીત અને જન્મેજય જેવા પરમ ધાર્મિક રાજાઓ, શુકદેવ જેવા આદર્શ ધર્મગુરૂઓ અને તેમની ધર્મપરાયણ પરંપરાના શાસન નીચે ભારતવર્ષની અનેક શતાબ્દીઓ સુખ સંપત્તિમાં વીતી; પરંતુ વળી પાછા રાજા અને રાજગુરૂઓ, તેમજ **राजा कालस्य कारणं** એ નિયમને અનુસરીને જનસમાજ પણ ધર્મના આત્માને ભૂલી જઇ માત્ર બાહ્યાચાર, હિંસાત્મક કર્મકાંડ અને અધર્મ્ય વિષય લોલુપતામાં ફસી ગયા. આ પ્રસંગે ભગવાન બુદ્ધદેવે પ્રકટ થઇ પોતાના અસામાન્ય ત્યાગ અને જ્ઞાનચારિત્ર્યના પ્રભાવથી સર્વને શ્રેયસ પ્રેયસના સત્ય માર્ગે વાળ્યા. અનેક શતાબ્દિઓ એવી સુદશામાં વીત્યા પછી પાછી બૌદ્ધ ધર્મગુરૂઓની પરંપરા પણ મૂળપુરૂષના જ્ઞાન ચારિત્ર્યને ભૂલતી ચાલીને અધર્મના પંજામાં સપડાઇ ગઇ; અને તેના કુદરતી પરિણામરૂપે "**यद्यदा चरति श्रेष्ठः तत्तदेवेतरो जनः**" એ સ્વાભાવિક ન્યાય પ્રમાણે જનસમાજ પણ અધોગતિના પંથે પળવા લાગ્યો. પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યે આ

પ્રસંગે પ્રકટ થઇ દેશનો તે દુર્દશામાંથી ઉદ્ધાર કર્યો અને સેંકડો વર્ષ સુદશાનાં ગયાં; પરંતુ તે પછી ભારતવર્ષના કોણ જાણે કોઇ સામટાજ પાપે સળગી ઉઠીને દેશના રાજાઓમાં કુસંપ, દ્વેષ વગેરે એવાં તો ફેલાવી દીધાં કે જેને પરિણામે વિધર્મી અને વિદેશી રાજ્યને તેમાંનાજ એકે જઇને બોલાવી આણ્યું. સેંકડો વર્ષથી હવે તેને તેજ દશા દેશની રહેતી આવી છે.

એવા વિકટ વખતમાં પણ રામાનુજ, ચૈતન્ય, રામાનંદ, કબીર, નાનક, જ્ઞાનેશ્વર, રામદાસ વગેરે જેવા અનેક અસામાન્ય મહાત્માઓ પ્રકટ થતાજ રહ્યા; અને તેમણે ધર્મ ભૂમિના ધર્મપ્રદીપને ઓલવાઇ જવા ન દેતાં બન્યો તેટલો સજાગ અને સુરક્ષિત રાખ્યા કર્યો. છેવટે વિદેશી બ્રીટીશ રાજ્યસત્તા જામી અને તેની પ્રતીકૂળ નીતિ તથા શિક્ષણને પ્રતાપે લોકો **શરીરે શાન્ત** (પાણી વગરના) **અને મગજે ભ્રાન્ત** બનતા ચાલી વિદેશીઓના અનુકરણમાંજ સર્વ સુધારણા અને ઉન્નતિ રહેલી જોવા લાગ્યા. ગૌરાંગ વ્યાપારીઓની સાથે તેમના પાદરીઓનાં પણ દળનાં દળ ઉતરી આવીને તેમણે "હિંદનો ધર્મ, ધર્મગ્રંથો, પ્રાચીન સંસ્કૃતિ, તેમજ હિંદનું જે હોય તે બધુંજ ખરાબ; અને પાશ્ચાત્યોનું બાઇબલ, ફેશનેબલપણું, શિક્ષણ, ધર્મ અને રીત રિવાજ વગેરે બધુંજ સારૂં" એવા મંત્રથી હિંદનાં ભણેલાં ભૂતોને પણ મોહિત કરી દઇને પાશ્ચાત્ય સંસ્કૃતિના સકંજામાં સપડાવવા માંડયાં. ગૌરાંગોના પ્રતાપેજ પોતાનો ધંધો અને રોટલો ખોઇ બેઠેલા દેશના હાથ પગરૂપ ગરિબ અને અંત્યજ વર્ગને પણ તાત્કાલિક મીઠી લાલચોથી તેઓ ખ્રિસ્તી બનાવવા લાગ્યા. સામાન્ય હિંદુ વર્ગ પણ સ્વસંતાનોને અંગ્રેજી ભણાવી દેશનું ઘર ઘાલનારી અમલદારીને પોતાના ઘરમાં ઘાલવાના લોભે લલચાઇને તેમને મિશનરી બાપલીયાઓના બાઇબલમાં, પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવમાં તેમજ ગોખણીયા વિદ્યાના વમળમાં

નાખી દઈને તેમને શરીરના નાતવાન, અકલના બારદાન અને સ્વધર્મ તથા સ્વદેશના કુસંતાન બનાવવા લાગ્યા. ખરેખર, આ એક દેશને માટે અતિ સૂક્ષ્મ તથા દીર્ઘદૃષ્ટિથીજ પરખી શકાય એવો બહુજ અણીનો વખત હતો. આગળ કોઇ મુસલમાન રાજાના વખતમાં જોરજુલમથી લોકોને વટાળવામાં આવતા ત્યારે તો સામાન્ય જનવર્ગ ઉલટો ખીજવાઇને વધારે સાવચેત તથા વિરોધી બન્યા કરતો; પણ આમાં તો ઉંદરની પેઠે એવી તો મીઠી મીઠી રીતે ભારતવાસીઓનું ભારતીયત્વ હરાતું ચાલ્યું કે નુકશાનની જરાય ખબર પડે નહિ અને પરિણામે અમેરિકાના ઇંડયનોની પેઠે તેમની જાતિ, ધર્મ કે સંસ્કૃતિ, એમાંનું કશુંજ રહેવા નહિ પામતાં હિંદ અને હિંદીઓનું નામ નિશાન સુદ્ધાં પણ જગતમાંથી ઉખડી જાય. આવી રીતે મીઠા બોલી મિશનરી સંસ્થાઓ, વિપરીત શિક્ષણ પદ્ધતિઓ અને વિઘાતક વ્યાપારનીતિ વડે ભારતના ભવ્ય પ્રદેશ અને ધૂરંધર ધર્મની નીચે જે ભયંકર સુરંગો ખોદાઇ રહી હતી; તેનું કશુંજ ભાન ભારતના ભણેલા તેમજ સામાન્ય જનસમાજને નહિ આવતાં ઉલટું તેણે તો એ સુરંગોને ઘર નીચે ભોંયતળીયું ઉમેરાતું હોય તેવી સુખ સગવડ વધારનારી જ માની હતી.

અસ્પર્શ્ય કરી કહાડેલા અજ્ઞાન અંત્યજો પણ પરધર્મમાં વટલી જવાથી હિંદુ જાતિને કેટલું ભયંકર નુકશાન છે; તેની સમજણને અભાવે હિંદુ લોકો તો ઉલટા એ વખતે અંત્યજ વગેરેનાં જે ટોળે ટોળાં ખ્રિસ્તી બની જતાં હતાં તેમનાં સરઘસો જોઇને એક પ્રકારનો આનંદ જ મેળવતા !

હિંદુ જાતિનું અને ભારતવર્ષનું જુલમની રીતો કરતાં પણ આવી મીઠી રીતોથી છેવટે જે તળીયા ઝાટક થાય તેમ હતું; તે વાતની તે વખતે દેશમાં કોઇને પડી ન હતી અને ગોટપીટીયા પાશ્ચાત્ય શિક્ષણના ગોટગોટ ગળા સુધી ગળી બેઠેલાઓની બુદ્ધિ તો વળી

એટલી બધી ગોટપોટ થઇ ગએલી કે તેઓ તો ઉલટા પાશ્ચાત્યોના જેવાજ ધર્મસમાજો સ્થાપી તેમનાજ ધાટનાં પ્રાર્થના મંદિરો બાંધવાને તથા તેમાં તેમનીજ પેઠે બની ઠનીને ફેન્સી ઢબે પ્રાર્થના થઇ શકે એવું કરવાને મંડી પડયા હતા. સંયમ અને જ્ઞાનભક્તિના આગારરૂપ મૂળ મહાત્માઓની પરંપરામાં ઉતરી આવવા સાથે સ્વાર્થ, ડોળ અને દુરાચારના ખાડામાં પણ તળીયા સુધી ઉતરી પડેલા ધન કુબેર ધર્મગુરૂઓને અથવા તો ધર્મ મઠોમાં ધોળે દિવસે મશાલો ધગાવીને આરતીઓ ઉતરાવ્યા કરનારા આચાર્યોને તો જાણે કે તે વાતની પંચાત પ્રથમથીજ ન હતી !

ભગવાન દયાનંદ સરસ્વતીએ આવા અગત્યના સમયે પ્રગટ થઇ લોકોને અપૂર્વ ચેતના અને ધાર્મિક ચર્ચા તરફ વાળ્યા. ચારિત્રદાયક શિક્ષણ મેળવવાની ચારૂ પદ્ધતિઓ દર્શાવીને તથા દુઃખી, અંત્યજ, અનાથ, શુદ્ર, વગેરે તરફ લક્ષ ખેંચીને આર્યજનતાના તે આધાર રૂપ હાથ પગોને પરધર્મી પાદરીઓના આઘાતો વડે કપાઇ જતા અટકાવવાનું સમજાવ્યું. પાખંડીઓની પોપલીલા અને પ્રપંચ ખુલ્લાં પાડયાં અને એવા બીજા અનેક પ્રકારના અસામાન્ય ઉપકારો કર્યા. મંદિરો અને તીર્થોના સ્વાર્થ સાધુઓ તેમને માટે દ્વેષના માર્યા ગમે તેમ બકયા કરે પણ લાજપત, મુન્સીરામ, હંસરાજ વગેરે જેવા અનેક અસામાન્ય ધર્માભિમાની દેશભકતો દેશને આપનાર આર્ય સમાજના સ્થાપક, અને ગુરૂકુળ જેવી ઉપકારક સંસ્થાઓના પ્રેરક તેમજ નિઃસ્વાર્થ સેવાનો સબળ શંખનાદ સર્વથી પ્રથમ ગજાવનાર એ અદ્ભુત મહાપુરૂષે અંધકારમાં અટવાઇ રહેલા ભારતીય જનસમાજને તેની જે દિશાભૂલ દર્શાવી આપી છે; તેમજ સત્યના સુગમ માર્ગો તરફ તેને વલણ આપીને પોતાનું સમગ્ર જીવન તેની સેવામાંજ ગાળવાની સાથે મરણ પણ જેણે તેનેજ ખાતર ભોગવ્યું છે; આવા

આવા એ અદ્ભુત વ્યક્તિના અસામાન્ય ઉપકારો ધીમે ધીમે સમયજ સર્વ કોઇને સમજાવશે.

સ્વામી દયાનંદજીના સમયમાંજ બંગાલા તરફ બીજો એક વિશુદ્ધ બ્રહ્મપુત્ર કલકત્તાથી થોડાક માઇલ દૂર ગંગા કિનારે આવેલા એક એકાંત સ્થળમાં પોતાના જ્ઞાન ચારિત્રના અદ્ભુત પ્રકાશ વડે પ્રકાશી રહ્યો હતો. એ પ્રકાશની પ્રભાએ કલકત્તાનિવાસી પુષ્કળ સંસ્કારી હૃદયોને સાનંદાશ્ચર્યમાં નાખી પોતા તરફ ખેંચ્યાં હતાં અને દીવાથી દીવો પ્રકટે તેમ તેમાંનાં અનેક ઉન્નત હૃદયો પરમાત્મ સાક્ષાત્કારને પામી કૃત્યકૃત્ય થયાં હતાં. એમાં આપણા ચરિત્ર નાયક સ્વામી વિવેકાનંદ સર્વથી મુખ્ય હતા. રાત્રિના સમયે ચંદ્ર જેમ પૃથ્વીથી દૂર હોવાને લીધે સૂર્યના પ્રકાશનો ભોક્તા બની શકે છે; એટલુંજ નહિ પણ પૃથ્વીપરનાં ગાઢ અંધકારમાં ડૂબેલાં અસંખ્ય મનુષ્યોને પણ પરાવર્તનરૂપે તે પ્રકાશનો લાભ આપી શકે છે; તેજ પ્રમાણે જગતનાં મોહ મમતાથી દૂર રહીને પરમહંસ દેવ જેવા આદર્શ ગુરૂ પાસેથી નરેન્દ્રે ( પૂર્વાશ્રમમાં સ્વામી વિવેકાનંદનું એ નામ હતું ) પોતાના બાળક જેવા સરલ, સુકોમળ અને વિશુદ્ધ હૃદયમાં, તેમના અસામાન્ય જ્ઞાન ચારિત્રનો પ્રકાશ ઝીલી લઇને મુક્તભાવ પ્રાપ્ત કર્યો હતો; અને એમ આપ્તકામ બનીને પછી પૃથ્વીના પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધમાં તેના પરીવર્તનરૂપે એ જ્ઞાન પ્રકાશને પૂર્ણિમાના ચંદ્ર જેવી પૂર્ણ કળાથી, પૂર્ણ નિષ્કામતાથી, અને પૂર્ણ ઔદાર્યથી પુરો પાડયો હતો.

સ્વામી દયાનંદજી તેમજ સ્વામી વિવેકાનંદજી બંને અસામાન્ય કોટિના સંન્યાસીઓ હતા. દિનહિન ભારતભૂમિના ભવ્ય ભાગ્યાકાશના આ બંને અદ્ભુત આવાહકો હતા. ભારતવાસીઓની દુર્દશાથી બંનેનાં હૃદય ચીરાઇ જતાં હતાં. હિંદુ જાતિરૂપી મહાવૃક્ષના ધર્મરૂપી મૂળ

અને અર્થરૂપી ડાળ ઉપર ચોતરફથી ચાલી રહેલા કુઠારાઘાતને પરિ- ણામે તેનો સર્વનાશ નજીક આવતો તેમણે પોતાની સુતીક્ષ્ણ દષ્ટિ- વડે સવેળાજ જોઇ લઇને તેના ઉપાયો શોધવા, સાધવા અને ઉપદે- શવા પાછળજ બંનેએ પોતાનાં જીવન ગાળ્યાં હતા.

ભારતવાસીઓમાં અત્યારે બ્રહ્મચર્ય અને નિષ્કામ સેવા ધર્મની જે મોટી જરૂર મનાઇ રહી છે; તે બાબત તરફ પોતાની જાતના દાખલાથી, વિરોચિત સહનશીલતાથી, સતત્ શ્રમપરાયણતાથી, અને અસરકારક ઉપદેશોથી દેશને પ્રથમ સ્વામી દયાનંદ સરસ્વતીએ દોરવ્યા પછી સ્વામી વિવેકાનંદજીએ પણ એ બાબતો તરપ જન- સમાજની આંખો ખોલવામાં બાકી રાખ્યું નથી. આ બંને મહાપુરૂષો જેમ અખંડ બ્રહ્મચારી તરીકે અસામાન્ય હતા તેમ તેઓ વકતૃત્વ શક્તિમાં, વિદ્વતામાં, યોગ સાધનમાં, શરીરના મજબૂત બાંધામાં, ભવ્ય અને પ્રતિભાપૂર્ણ ચ્હેરામાં, ભારતના ભૂત ગૌરવને ભક્તિભાવે સ્મરી તેનું ભાવી પણ તેવુંજ ભવ્ય રચાય તેમ કરવામાં અને દેશનો સર્વ નાશ કરવાને મિત્રના વેશે મંડી પડેલાં સત્વોને સવેળા ઓળખી લઇ તેમના પંજામાંથી તે વહેલું છૂટે તેમ કરવામાં પણ તેઓ અસામાન્યજ હતા.

આમ છતાં જનસમાજ પ્રત્યે આ વ્યક્તિઓને જે કામ બજા- વવાનું હતું તેના પ્રકાર જુદા હતા. જ્વરપીડિતને કડવા ઘુંટ પાવા એ પણ સેવા; અને જ્વર મુકત થયા પછી શક્તિ માટે શેરે શેરનો શીરો જમાડવો એ પણ સેવાજ છે; પરંતુ એક સેવામાં દરદીની નારાજી વહોરવી પડે છે, ત્યારે બીજા પ્રકારની સેવાથી તે ખુશ ખુશ થઇ જાય છે. આમાંનું પહેલા પ્રકારનું કાર્ય સ્વામી દયાનંદજીને ફાળે આવ્યું હતું અને બીજા પ્રકારનું કાર્ય વિવેકાનંદજીને બજાવવાનું હતું. જે ધર્મના પોતે સ્તંભ ગણાય અને જે તીર્થો તથા દેવમંદિરો ધર્મનાં

મુખ્ય સ્થાન ગણાય, તેજ તીર્થો અને મંદિરોદ્વારા ધર્મને બદલે અધર્મ આચરી મહા અનર્થ ઉપજાવી રહેલા લોકોની અને તેમણે સાધનરૂપ બનાવેલા ધર્મ ગ્રંથોની પોલ ખોલીને અજ્ઞાનની ગાઢ નિદ્રામાં ઘોરતા ધર્મઘેલા જનસમાજને સજાગ કરવાનું અતિ દુર્ઘટ કામ સ્વામી દયાનંદજીને બજાવવાનું હતું. ધર્મ ઠગોનેજ ધર્મના સ્તંભ માની તેમને વશ વર્તી રહેલા લોકો આ મુદ્દો સમજવાને બદલે ઉલટા તેમની ઉંધી ઉશ્કેરણીથી આ મહાત્મા તરફ અપમાન, ગાળો અને કેટલીકવાર ઈંટ પત્થરનો વર્ષાદ પણ વરસાવતા; પરંતુ ક્ષમા અને વીર્યની આ સાક્ષાત્ મૂર્તિ જરા પણ ક્રોધને અવકાશ ન આપતાં અડગભાવે સઘળું સહન કરીને ઉલટી હસ્યાજ કરતી. કોઇ કોઇવાર પોલીસવાળાઓ તોફાનીને પકડી લઇને સ્વામીજી પાસે તેની વિરૂદ્ધની જુબાની મેળવવા માગતા; ત્યારે પણ " હું લોકોને બંધન મુક્ત કરવા અહીં આવ્યો છું, બંધનમાં નાખવા નહિ. " આવાં ઔદાર્યપૂર્ણ વચનો વદી સર્વને ચકિત કરતા.

સ્વામી દયાનંદજીના સંબંધમાં આમ હતું; ત્યારે વિવેકાનંદજીનું કાર્ય તીર્થ અને મૂર્તિપૂજા વગેરેના મૂળ ઉદ્દેશ તથા ઉપકારકતાનું, તથા દેશમાં સર્વત્ર વ્યાપી રહેલા દીનદુઃખી સજીવ નારાયણો પ્રત્યેના સેવાધર્મનું ભાન કરાવી ઉપલક ઉપાસનાની અને કર્મકાંડની અસારતા સમજાવવાનું; વેદાંતના શુદ્ધ સ્વરૂપને અને તેને વ્યવહારમાં ઉતારવાની આવશ્યકતાને દર્શાવી આપવાનું; જગતના સર્વ મુખ્ય ધર્મોમાં રહેલો એકજ ઉંડો ઉદ્દેશ તેમજ સર્વ સંપ્રદાયોનું પરસ્પરમાં અવિરૂદ્ધપણું સાબીત કરવાનું અને સર્વ દર્શનશાસ્ત્રોને એકજ સીડીનાં પગથીયાં રૂપે પ્રમાણિત કરવાનું કામ બજાવવાનું હતું. આમ હોવાથી લોકો તેમને સર્વત્ર અપૂર્વ માન આપતા હતા. આ પ્રમાણે જનસમાજને સજાગ અને સુપથગામી કરવાનોજ બન્નેનો ઉદ્દેશ અને મંથન હોવા

છતાં જનસમાજ ગાડરીઆ પ્રવાહે વહી એકને નિંદતો અને બીજાને વંદતો; પરંતુ બીજી તરફ બંને સંન્યાસીઓ પણ કોઇ ઓરજ કોટીના હોવાથી તેઓને તે વાતનું કશું દુઃખ કે અભિમાન થતું નહિ. આવા ગાડરીઆ પ્રવાહના માનાપમાન વિષે એક મહાત્મા કહે છે કેઃ—

नारायण तुं कर्म कर, कहा करेंगे कूर;
स्तुति निंदा जगतकी, दोनों के शिर धूर.

આમ સમજીને લોકોના કુવ્યવહારથી સ્વામી દયાનંદજીની દયાળુતા ઉલટી વધી જઇને તેમની જનસેવામાં જોશ પુરતી; તો વિવેકાનંદજીમાં લોકસત્કાર તેમનામાં નમ્રતા અને વાત્સલ્ય વધારી ઉત્તેજના આપતો. વળી સ્વામી વિવેકાનંદજીને પણ અમેરિકામાં પાદરીઓ વગેરે તરફથી ખમવુંજ પડયું હતું, સો મૂર્ખના સત્કાર કરતાં એક સમજુનો સત્કાર જે વિશેષ અગત્ય ધરાવે છે તેવો સત્કાર પણ આ બંને વ્યક્તિઓને અનેક મોટા મોટા વિચારકો, પુરૂષાર્થીઓ, અગ્રેસરો અને રાજા મહારાજાઓ વગેરે તરફથી પ્રાપ્તજ હતો. સ્વામી દયાનંદજીને બ્લેવેટસ્કી બાઇના સમયમાં, તો સ્વામી વિવેકાનંદજીને બિસેન્ટ બાઇના સમયમાં થીઓસોફીકલ સંસ્થા તરફ આકર્ષવામાં આવ્યા હતા; પરંતુ આર્યધર્મના આદર્શરૂપ અને ઋષિમુનિના અવતાર જેવા આ બન્ને મહાત્માઓ ઇંદ્રાસનથી પણ ચળે એવા નહિ, ત્યાં આ ગૌર જાળમાં તો આવેજ ક્યાંથી? ગૌર પાદરીઓના કાન પકડાવવાને અને ગૌર વિદ્વાનો અને વિદુષીઓનાં શિર ઝુકાવવાને સરજાયલા આવા અસામાન્ય આત્માઓ માર્જારીના સપાટામાં સિંહ આવી શકે તોજ એવાં આકર્ષણોમાં આવી શકે!

આ લખનાર કાંઈ આર્યસમાજનો મેમ્બર નથી; સ્વામી વિવેકાનંદજીનું જીવનચરિત્ર રજુ કરતી વખતે તેમની અગાઉ એક મહાન સંન્યાસી તરિકે સ્વામી દયાનંદ સરસ્વતીએ જે અસામાન્ય લોકસેવા બજાવીને ભૂમિકા તૈયાર કરી હતી, તે વાત વાંચકોના લક્ષ બહાર રહી જાય નહિ એટલા માટે તે વિષે અહીં આટલો ઉલ્લેખ આવશ્યક હતો.

સ્વામી વિવેકાનંદજીનાં પ્રભાવશાળી વ્યાખ્યાનો કથોપકથનો, પત્રો, વગેરેને લગતાં જે પુસ્તકો આ સંસ્થાદ્વારા નિકળી ચૂકયાં છે, તે ઉપરથી એ અસામાન્ય વ્યક્તિનું મહત્વ ગુજરાતી પાઠકવર્ગે જાણ્યું છેજ; પરંતુ એ ઉપરાંત એવા અસામાન્ય પુરૂષોની બાલ્યાવસ્થા, વિદ્યાર્થી અવસ્થા, સાધકાવસ્થા, તેમનાં લોકસેવાનાં કામો, તેમની રહેણી, તેમની દીનચર્યા, તેમનાં પર્યટણો, તેમના અનુભવો, વગેરે બીજી પણ અનેક બાબતો ખાસ જાણવા જેવી અને બોધપ્રદ છે.

સ્વામી વિવેકાનંદજીના જીવનને લગતાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થએલાં અનેક પુસ્તકો ઉપરથી શ્રીયુત્ રામપ્રસાદ કાશીપ્રસાદ દેશાઇએ એવી અનેક હકીકતો બનતા શ્રમ અને કાળજીપૂર્વક મેળવીને આ પુસ્તકમાં ગુંથી છે. સ્વામીજીનાં વ્યાખ્યાનો વગેરેનું ઘણુંખરૂં સાહિત્ય આ સંસ્થા તરફથી અગાઉ નિકળી ચુકેલું હોવાથી તેને લગતા ઉતારાઓ તેમજ બીજાં કેટલાંક સામાન્ય વર્ણનો અને વિવેચનો વગેરે તેમણે આમાં કેટલુંક ટુંકાવીનેજ લખ્યું હતું; છતાં સંપાદક તરિકે એમાં આ સેવકે પણ જ્યાં જ્યાં વિશેષ વધઘટ, ઠીકઠાક વગેરે કરવા જેવું લાગ્યું ત્યાં ત્યાં તેમ કરવાની ઘટતી છૂટ લીધી છે. વળી ધાર્મિક મહાત્માઓને અવતાર બતાવી તેમનું મહત્વ વધુ દેખાડવામાં કાંઇ નહિ તો લોકો માટે ઉચ્ચ જ્ઞાન ચારિત્રની અશકયતા દેખાડવા જેવું તો અવશ્ય બને છેજ; આથી કરીને અંગ્રેજી ગ્રંથોમાંની એવી હકીકત આમાં લેવાઇ નથી. આ રીતે આ ગ્રંથ તેના હાલના આકારમાં તૈયાર થઇ વાંચકવર્ગની સેવામાં રજુ થયો છે. અનુભવી સજ્જનોને એમાં જો કાંઈ ન્યૂનતા જેવું અથવા વધઘટ કરવા જેવું લાગે, તો તે બાબત તૈયાર કરી મોકલીને બીજી આવૃત્તિ વખતે તેનો આભાર સહિત સદુપયોગ કરવા સગવડ આપવાની તેમને નમ્ર પ્રાર્થના છે.

શ્રાવણી પૂર્ણિમા–સં. ૧૯૭૭. ભિક્ષુ–અખંડાનંદ.



# લેખકનો ઉપોદ્ઘાત.

આ જગતમાં કોઇ પણ મનુષ્ય એકની એકજ સ્થિતિમાં સર્વદા રહી શકતો નથી. કાં તો તે પોતાના જ્ઞાન અને આચરણને ઉન્નત કરતો ચાલી દેવ સમાન બનતો જાય છે; અથવા તો તે સ્વાર્થ, લોભ અને મોહાદિને વશ વર્તતો ચાલી અધમતાને પ્રાપ્ત કરતો જાય છે. આથીજ કરીને પ્રત્યેક મનુષ્યે પોતાના જીવનનું લક્ષ્યબિંદુ યાને આદર્શ બહુજ ડહાપણપૂર્વક નક્કી કરવાની અને પછી તેનેજ અનુસરીને પોતાનું જીવન ગાળવાની આવશ્યકતા છે. કોઇ પણ ઉચ્ચ લક્ષ્ય વગર જીવન-નૌકાને ગમે તેમ ધસડાઇ જવા દેવી એતો આત્મહત્યા કરવા જેવુંજ છે.

મનુષ્યના વ્યાવહારિક જીવનનો આધાર પણ તેના લક્ષ્યબિંદુ ઉપ-રજ રહેલો છે. તે લક્ષ્યબિંદુને અનુસરીનેજ મનુષ્યનું હાલનું જીવન ઘડાયેલું છે અને વર્તમાનમાં જેવું તેનું લક્ષ્યબિંદુ હશે તેને અનુસ-રીનેજ તેનું ભાવી જીવન ઘડાશે. આ પ્રમાણે હોવાથી મનુષ્યે કોઇ સર્વોત્કૃષ્ટ વસ્તુસ્થિતિનેજ પોતાના જીવનના આદર્શ તરિકે ઠરાવવી જોઇએ અને પછી એવે રસ્તે પોતાના જીવનને વાળવું જોઇએ કે જેથી તે લક્ષ્ય સત્વર પ્રાપ્ત થઇ જીવન સર્વોત્કૃષ્ટ બની રહે.

આત્મસાક્ષાત્કારવડે પ્રાપ્ત થતી "નૈતિક અને આધ્યાત્મિક પૂર્ણતા" એજ આર્યશાસ્ત્રોનો સર્વોત્કૃષ્ટ આદર્શ છે. વિશ્વની સર્વ પ્રજાઓએ માન્ય કરેલું છે કે આથી ઉચ્ચતર આદર્શ બીજો કોઇ પણ હોઇ ન શકે. આ પૂર્ણતા સર્વ દેશ અને સર્વ સમયમાં એકજ હોવા છતાં જુદા જુદા દેશ કાળમાં તે જુદા જુદા પ્રકારે વર્ણવાયલી છે. આ આત્મસાક્ષાત્કાર થયા પછી મનુષ્યમાં એક એવો અલૌકિક ભાવ અને બુદ્ધિ પ્રકટ થાય છે કે જે બીજા કોઇપણ સાધનથી પ્રકટ થાય તેમ નથી.

ઘણા શિક્ષિત પુરૂષો એમ ધારે છે કે સુધારો એટલે યાંત્રિક શક્તિઓનું દેશમાં દાખલ થવું; રેલ્વે, તાર અને એવાં અનેક સુખનાં સાધનો સ્થળે સ્થળે સ્થાપિત કરવાં; અને પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રના બળથી લોકોના ઐહિક સુખમાં વધારો કરવો. પણ સુધારો એ શબ્દનો અર્થ બહુજ ઉંડો છે. ખરો સુધારો તો એ છે કે જે મનુષ્યને જડ વસ્તુસ્થિતિઓ તરફની દોડમાંથી પાછો વાળીને ઉપર જણાવેલી સચ્ચિદાનંદમય સંપૂર્ણતાનો સાક્ષાત્કાર કરવા તરફ પ્રેરે છે; અને જીવાત્મા જે દિવ્ય શક્તિથી છૂટો પડી ગયો છે તેને તે શક્તિ તરફ જવાને દોરે છે. પરમાત્મ સાક્ષાત્કાર પણ એનુંજ નામ છે. ભગવતી શ્રુતિ આ સાક્ષાત્કારને ઉદ્દેશીને કહે છે કે **यल्लाभान्न परोलाभो यत् सुखान्न परं सुखम्** । અર્થાત્ એ લાભ કરતાં વધે તેવો કોઇ પણ લાભ નથી, અને એ સુખ કરતાં વધે એવું કોઇ સુખ નથી. મનુષ્ય જયારે એ અનુપમ લાભને અનુભવે છે ત્યારેજ તેનો માનવજન્મ સફળ થાય છે; અને એવા માણસનેજ ખરા અર્થમાં સુધરેલો કહી શકાય તેમ છે. આવા સત્ય અને નિત્યસુખનું ભાન કરાવી મનુષ્યોને તે તરફ વાળવા એનું નામજ સત્ય સુધારણા કહી શકાય.

આવા સર્વોત્કૃષ્ટ આદર્શના આવિર્ભાવ અને વિકાસ રૂપેજ આ જીવનકથાના નાયકનું જીવન હતું. યુવાવસ્થામાંથીજ સંસારની સર્વ લાલચો અને વાસનાઓનો ત્યાગ કરી શમદમાદિ સાધનસંપન્ન થઇ બ્રહ્મનિષ્ઠ ગુરૂનાં ચરણને સેવી, અધ્યાત્મવિદ્યાનાં ગુહ્ય તત્ત્વોને ગ્રહણ કરી, યોગને સાધી, પ્રથમ આત્માનો સાક્ષાત્કાર તેમણે કર્યો હતો; અને તે પછીજ જગતનું કલ્યાણ કરવા નીકળી પડીને તેમણે પોતાનું સઘળું જીવન વેદાન્તનાં રહસ્યો ફેલાવવામાં અને પરોપકારનાં કાર્યો કરવામાં ગાળ્યું હતું. હિંદુધર્મના પ્રતિનિધી તરિકે અમેરિકા અને ઈંગ્લાંડાદિ પાશ્ચાત્ય પ્રદેશોમાં જઇ સનાતન આર્યધર્મનો ભમરો ઝુડો

તે પ્રદેશોમાં તેમણે ફરકાવ્યો હતો. અમેરિકામાં કરેલા વેદાન્તના બોધની ફતેહથી અને પોતાના ચારિત્ર્યના દાખલાથી સમસ્ત હિંદુ પ્રજાને તેમણે દષ્ટાંતથી દર્શાવી આપ્યું હતું કે વિશ્વની સઘળી પ્રજાઓમાં શ્રેષ્ટ અને માનનીય પદવી મેળવીને તેઓના શિક્ષકો થવાને હિંદવાસીઓને પુરેપુરી તક અને સાધન છે. વેદાન્તનાં તત્ત્વોને પોતાના જીવનમાં રગે રગે તેમણે ઉતાર્યાં હતાં અને તેમનું આખું જીવન વેદાન્તમયજ બની રહ્યું હતું. ધાર્મિક શિક્ષક તરિકે તેમણે વેદાન્તનો બોધ આપી બીજા પણ અનેક પ્રયાસ કર્યા હતા. અશિક્ષિતને શિક્ષણ, નિરાધારને આધાર, ભુખ્યાને અન્ન, નગ્નને વસ્ત્ર, અનાથને મદદ, રોગીને ઔષધ, અજ્ઞાનીને જ્ઞાન, એમ અનેક પ્રકારે જનસમૂહની સેવા બજાવી, "**अहं तेषु ते च मयि**" એ ભગવદ્ ગીતાના મહાન સિદ્ધાંત પ્રમાણેજ તમામ જીવન ગાળ્યું હતું. એક બાજુએથી જોતાં આર્યમુનિઓની માફક તેમનું જીવન સાદું, પવિત્ર, વૈરાગ્યશીલ અને ધ્યાનપરાયણ હતું; અને બીજી બાજુએથી જોતાં તે પાશ્ચાત્ય સાધુઓની માફક સદ્પ્રવૃત્તિમય, પરોપકારપરાયણ, સ્વદેશભક્ત અને માનવજાતિની સેવામાં પોતાનો પ્રાણ પણ અર્પવાને તૈયાર હતું.

સ્વામી વિવેકાનંદજીનું જીવન " જુના અને નવા વિચારોના સંમેલનરૂપ હતું. જુનું અને નવું, એ બે સરિતાઓનો આશ્ચર્યજનક સંગમ તેમના જીવનમાં બની રહ્યો હતો. કેવળ પ્રવૃત્તિ કે કેવળ નિવૃત્તિને તે ચ્હાતા નહોતા, પણ " શિવ અને સેવા" એ બંને એમનો મહાન સિદ્ધાંત હતો. પ્રવૃત્તિ અને નિવૃત્તિ, આ બંનેનો સંયોગ ગ્રેજી બંને જાણે કે પોતાના જીવનરૂપી રથનાં ચક્રો હોય અને પોતે રથના સારથિ હોય, તેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિની બરાબર મધ્યમાં વેદવાક્ય—**आत्मनोमोक्षार्थं जगद्धिताय च**—ને અનુસરીને તેમણે પોતાનું સમગ્ર જીવન ગાળ્યું હતું.

સ્વામીજીના જીવનમાં ઉંડા ઉતરનારને અગાધ બુદ્ધિના તર્ક-વિતર્ક, પવિત્ર હૃદયની શંકાઓ, અડગ શ્રદ્ધા અને અધ્યાત્મ પ્રકાશનો વિકાસ માલમ પડી આવશે. મનુષ્ય તરિકે અને વેદાન્તી તરિકે તેમણે ખરી પવિત્રતામાં રહેલું શૂરત્વ અને ખરા શૂરત્વમાં રહેલી પવિત્રતા દર્શાવી છે. ધર્મના ખરા સ્વરૂપને સમજનારની સ્વદેશ પ્રીતિ, આત્મ સાક્ષાત્કાર અથવા પરમ તત્વના દર્શનથી સહજેજ ઉદ્ભવતી દયાર્દ્ર વૃત્તિ, અને તે વૃત્તિથી ઉછળી રહેલી લોકકલ્યાણ કરવાની સદોદિત ભાવના તથા પ્રવૃત્તિ તેમના જીવનમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

આ જીવનકથા, સ્વામીજીના ઉચ્ચ અને ગંભીર વિચારો, ધાર્મિક લાગણીઓ અને સાધુતાના મહિમાની પોથી છે. એ પોથીનાં પાનાં ફેરવતાં તેમાં કોઇક પ્રારબ્ધવશાત્ શરીરમાં બદ્ધ થયેલા પવિત્ર આત્માનો નિજસ્વરૂપને શોધી તેમાં લીન થવાનો ભગીરથ પ્રયત્ન નજરે પડે છે; ભકતનો ભકિતભાવ, વેદાન્તીનો અદ્વૈતભાવ અને જીવની શિવસ્વરૂપતાનું સંમેલન તેમાં ઓતપ્રોત થઇ રહેલું ભાસે છે; મનુષ્ય સ્વભાવની સર્વોત્કૃષ્ટ દશા, ઉંડા વિચાર અને ઉચ્ચ આશયો તેમાં દષ્ટિગોચર થાય છે અને આત્માના પ્રદેશમાં પર્યટન કરી તે ઉચ્ચ પ્રદેશના અનુભવનું મહત્ત્વ માનવ સમાજને સમજાવવા યત્નશીલ થયેલાં અસામાન્ય જીવનોમાંનું તે એક અસામાન્ય જીવન જણાઇ રહે છે.

સામાન્ય સ્થિતિમાં ઉદ્ભવેલું અને સંસારના મીઠા તેમજ કડવા બંને પ્રકારના સંયોગોમાં વિકાસ પામેલું તેમનું જીવન સ્નેહાળ માનવ પ્રકૃતિ અને આત્માની ઉચ્ચ ભાવનાઓના મેળાપ રૂપ છે. પ્રાચીન અને અર્વાચીન વિચારોનું મિશ્રણ કરી હિંદનું ભાવી કેવે માર્ગે ઘડવું તેની યુકિત તેમાં રહેલી છે. સંસારમાં એક નિર્લેપ પ્રવાસી તરિકે જીવન ગાળનારની તે જીવનકથા છે. પાષાણના દેવો કરતાં મનુષ્ય દેવતાઓને વધારે ભજનાર અને તેમને માટે પ્રાણને જોખમમાં

નાખનાર મહાન ભકતની તે ભકિત છે. ધર્મના સત્યસ્વરૂપનો તે પાઠ છે અને ઉપદેશકોને માટે તે કર્તવ્યનો બોધ છે. સંસારના મિથ્યાપણાને સમજી તેજ સંસારની સેવા અને સદુપયોગ વડે તેની પાર પહોંચવાનો તે ઉપદેશ છે. સહનશીલતાનો તે અલૌકિક નમુનો છે. અનેક ધર્મ, અનેક પંથો, અનેક સંપ્રદાયો, અનેક આચારો અને અનેક વિચારોનું ઐકય દર્શાવનાર તે સર્વની મધ્યમાં પરોવાયલું સુત્ર છે. પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓનો ઉપયોગ કરી જીવનને કેવી રીતે વહેવરાવવું તેનુ એ શિક્ષણ છે. ધાર્મિક શિક્ષણ વગરની કેળવણીને તે ઠપકો છે. આધુનિક સમયમાં વધતા જતા મોજશોખ અને દાંભિક જીવનનો તે શત્રુ છે. કેવળ નવા વિચારને પકડી બેસનારા અશાન્ત અને અધીરા મનુષ્યોને માટે તે અંકુશ છે. સંસ્કૃત ભાષાના ઉંડા અભ્યાસનું તે પરિણામ છે. માતૃભાષાના ઉંડા અધ્યયનનું તે સુચન છે. "પ્રાચીનજ ખરૂં" એમ ચૂસ્તપણે માની જડની માફક પડી રહેનારા કેવળ જુના વિચારના માણસોને માટે તે ઠપકો છે.

આ પવિત્ર અને અદ્દભુત જીવનને વાંચતાં વાંચતાં મનુષ્ય સ્વાભાવિક રીતેજ આત્માના ઉચ્ચ પ્રદેશમાં ધસડાઈ જાય છે. પવિત્ર સ્થળમાં સ્થાપિત થએલી કોઇ એક પવિત્રતાની સાક્ષાત્ મૂર્તિ કે જે સ્વાર્થત્યાગ, વૈરાગ્ય અને અધ્યાત્મ વિદ્યાથી અલંકૃત થએલી છે; અને જેના ચ્હેરા ઉપર આત્મજ્યોતિનો પ્રકાશ સર્વદા ઝગહળી રહ્યો છે; જેની સંનિધિમાં અશુદ્ધ વિચાર એની મેળેજ નષ્ટ થઇ જઇને હૃદય સાત્વિક સ્થિતિને પ્રાપ્ત થાય છે; એવી કોઇ એક ભવ્ય મૂર્તિની આગળ જાણે કે તે જઇ ઉભો હોય એમ તેને ભાસે છે.

માનવજીવનમાં કેવી અલૌકિક શક્તિઓ રહેલી છે અને તે કેળવાય તો તેની સત્તા કેટલે સુધી પહોંચે છે; તેનો આબેહુબ ચિતાર સ્વામીજીનું જીવન પુરો પાડે છે. આર્યજીવન શું શું કરી શકે; આર્યનું

જીવનની મહત્તા અને તેમાં રહેલી ગુપ્ત શક્તિઓ કેવી અને કેટલી છે; તેનું તે ભાન કરાવે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા ગુરૂઓની આવશ્યકતા, પ્રાચીન ભાવનાઓનું ગૌરવ અને માબાપની શુદ્ધ ભાવનાઓથી નીપજતાં ઉત્તમ પરિણામોનો તે સર્વોત્કૃષ્ટ ચિતાર આપે છે. હિંદના અગ્રગણ્ય પુરૂષો કેવા જ્ઞાનચરિત્રસંપન્ન જોઇએ અને તેમણે સર્વભાવથી સેવાધર્મમાંજ કેવું સમર્પિત થઇ રહેવું જોઇએ; તેનો તે આબેહુબ નમુનો છે. ધર્મજ હિંદનું જીવન છે; ધર્મજ તેનું લક્ષ્ય છે; ધર્મજ તેનો હેતુ છે; ધર્મજ તેનો નેતા છે; ધર્મજ તેનું સાધન છે અને તેના કલ્યાણનો ઉપાય પણ ધર્મજ છે; એ સુત્રનો તે સંદેશો છે.

"જેણે વિષયલોલુપતાને અને લોભવૃત્તિને જીતી તેણે સર્વ જીત્યું." એ સિદ્ધાંતની તે સિંહગર્જના છે. બ્રહ્મચર્યના પ્રભાવનો તે શ્રેષ્ઠ નમુનો છે. વિવેકયુક્ત વૈરાગ્યની તે પરાકાષ્ઠા છે. માનવસ્નેહ અને સ્વદેશ પ્રીતિનું તે ઉચ્ચતર સ્વરૂપ છે. સ્વાશ્રય અને અડગ આત્મશ્રદ્ધાનો તે ઉત્તમ દાખલો છે. નિષ્કામ કર્મની તે મૂર્તિ છે. આધ્યાત્મિક બળની તે સાબિતી છે. નિવૃત્તિ અને સદ્પ્રવૃત્તિના મેળાપનું તે સ્થાન છે. પ્રભુપરાયણતા અને સ્વાર્થત્યાગની તે અવધિ છે. જડવાદ અને ઇંદ્રિયસુખ તરફ ચેતવનારી તે દીવાદાંડી છે. અધ્યાત્મવાદનો તે જયઘોષ છે. અહંતા અને મમતાનું તે વિરોધિ છે. સાદું જીવન અને ઉચ્ચ વિચારનું તે મધ્યબિંદુ છે. જળમાં, સ્થળમાં, કાષ્ટમાં કે પાષાણમાં, જીવસૃષ્ટિ કે નિર્જીવસૃષ્ટિમાં; સર્વત્ર બ્રહ્મ સ્વરૂપને અનુભવનારની તે લીલા છે. પૂર્વ અને પશ્ચિમનું તે સંમેલન છે. પ્રાચીન અને અર્વાચીન વિચારોનો તે હસ્તમેળાપ છે. પ્રાચ્ય અને પાશ્ચાત્ય વિદ્યાનો તે અપૂર્વ સંગમ છે. પવિત્રતાનું તે શિખર છે. ઉચ્ચ ભાવનાઓનું તે કેન્દ્રસ્થાન છે. શ્રેષ્ઠ સંન્યાસનો તે નમુનો છે. ભારતીય ધર્મ વિચારોનું તે ગૌરવ છે. પ્રવૃત્તિમય પાશ્ચાત્ય પ્રજાઓમાં

ભારતવર્ષના નિવૃત્તિમય પરમાર્થ જ્ઞાનની ઉંડી છાપ પાડનારી તે અલૌકિક આર્યશક્તિ છે. સનાતન ધર્મના ઉંડાણનું તે પ્રતિબિંબ છે. હિંદના ભાવી ઉત્કર્ષની તે અચળ શ્રદ્ધા અને રૂપરેખા છે. અપ્રતિમ સ્વદેશાભિમાનની તે ખરી દિશા છે. સર્વ સામાન્ય તત્વો શીખવનારો તે ગુરૂ છે. હિંદની કેળવણીનું તે સુચન છે. સત્ય સુધારણાનો તે માર્ગ છે અને શુદ્ધ આર્યજીવનનો તે પ્રાદુર્ભાવ છે. સત્ય સનાતન ધર્મનો તે વિકાસ છે. જ્ઞાન, ભક્તિ અને કર્મનો તે યોગ છે. વેદાન્તની વ્યાવહારિકતાનો તે પુરાવો છે. અદ્વૈતવાદની તે વિજયપતાકા છે. ઋષિમુનિના સિદ્ધાંતોનો પશ્ચિમમાં દિગવિજય છે. **जगदेव हरिः हरिरेव जगत्** એ મહા સત્યનું તે અનુસરણ છે. **શિવ** અને **જીવ**ની તે એકતા છે. લોકસેવા માટે જન્મ લેનાર યોગી પુરૂષનું તે નિષ્કામ કર્મ છે. આધ્યાત્મિક બળનું તે વીરત્વ છે. ગીતામાં વર્ણવેલો તે કર્મયોગ છે. ઉપનિષદોના સિદ્ધાંતોનું તે રહસ્ય છે.

આ મહાન સાધુએ ભારતવર્ષની ઉન્નતિનો માર્ગ આંકયો છે. સ્વદેશ ભક્તે કઇ દિશાએ જવું તે દર્શાવ્યું છે. ભારતવર્ષનો આત્મા કયાં રહેલો છે તે જણાવ્યું છે. હિંદની જીવન સરિતા કયાં વહે છે અને તેને કયાં વહેવરાવવી તેનો નિશ્ચય કર્યો છે. વેદાન્તરૂપી પિઠિકા ઉપરજ પૂર્વ અને પશ્ચિમનો હસ્ત મેળાપ થઇ શકશે અને ભારતવર્ષ સમસ્ત જગતના ગુરૂ તરિકે લેખાશે; તે ગુરૂપદ અનેકકાળ તે ભોગવશે અને તેનું ગૌરવ વધશે; એમ આ દીર્ઘદર્શી મહાત્માનું નિશ્ચય માનવું હતું અને તેજ નિશ્ચય પ્રમાણે તેમનું વર્તન હતું. પ્રાચીનકાળથી દરેક પ્રજાએ અમુક તત્ત્વને જીવનના બંધારણ રૂપે ગ્રહ્યું છે. અંગ્રેજોએ રાજયનીતિ, ફ્રેંચ પ્રજાએ સમાજ સુધારણા અને અમેરિકનોએ સ્વતંત્ર વિચાર અને સત્ય પ્રિયતાને જીવનના સુત્રરૂપે સ્વીકાર્યા છે; પરંતુ આર્યપ્રજાએ તો ધાર્મિકતાનેજ પ્રથમથી જીવનના

સુત્રરૂપ ગણી છે. જે દેશનું જે જીવન સુત્ર હોય તેમાંજ તેના જીવ-નને વહેવરાવવામાં આવે તોજ તેની ઉન્નતિ થાય છે. તે જીવન સુત્રનો વિકાસ કરો એટલે પ્રજા પણ વિકાસને પામશે અને તેનો ક્ષય કરો એટલે પ્રજા પણ ક્ષય પામશે; એ સિદ્ધાંત આ મહા જીવને સર્વને આપેલો મહામંત્ર છે.

આર્ય ઋષિમુનિઓના સિદ્ધાંતોમાં સ્વામીજીને સંપૂર્ણ શ્રદ્ધા હતી. જે પ્રજામાં આવો ધાર્મિક ખજાનો છે; તે પ્રજાનો ઉદયજ થશે એવી તેમની દૃઢ માન્યતા હતી. વ્હેમ, કુરિવાજ અને મિથ્યા બંધનોથીજ આર્યધર્મનું ખરૂ સ્વરૂપ હણાયું છે એમ તેમનો પોકાર હતો. જગ-તના મહાન પુરૂષો અને ઉદારાત્માઓ ધાર્મિકજ હોય છે; ખરા ધાર્મિક પુરૂષનું ધૈર્ય, આધ્યાત્મિક બળ, **वसुधैव कुटुंबकम्** એ તત્વને અનુસરનારી સમદર્શિતા અને અખિલ વિશ્વનું કલ્યાણ કરવાની શક્તિ એ સર્વ અનુપમજ હોય છે; એમ તેમનું જીવન સુચવી રહ્યું હતું.

આપણો વેશ ગયો; આપણો વ્યાપાર ગયો; આપણી રૂઢિ ગઇ; આપણા રિવાજ ગયા; આચાર ફેરવાયા; વિચાર બદલાયા; ચારિત્ર ઘસાયું; શારીરિક બળ હણાયું; આર્યજીવન નાશ પામ્યું; આર્યવિદ્યાને તિલાંજલી મળી; આર્યધર્મ નષ્ટ થવા બેઠો; પાદરીઓનો બોધ અંત-રમાં પેઠો; અને પાશ્ચાત્ય પ્રજાઓની દૃષ્ટિએ આપણે માલ વગરના તથા પાતાલવાસીઓને મન અભણ અને .જંગલી જણાયા. આવી અધમ દશાના સમયમાં અગાધ ધૈર્ય ધરી અદ્વૈતનો ભગવો ઝૂંડો હાથમાં ગ્રહી સ્વામીજીએ આ દેશમાં કાશ્મીરથી તે કન્યાકુમારી સુધી અને વળી પરદેશોમાં પણ સોના મનમાં ઠસાવ્યું છે કે–હિંદનું સ્થૂલ શરીર ગમે તેવી સ્થિતિમાં હોય; તેનાં શહેરો ગમે તેવાં મૂર્ખ અને લુંટણીયાં બની ગયાં હોય; પણ તેનો અંતરાત્મા કે જે ગામો અને ઝુંપડાંઓમાં વસી રહેલો છે તે હજી મરી નહિ જતાં હયાતજ

રહેલો છે. હિંદની એકતાના મૂળ સ્વરૂપે ધાર્મિકતા હજી પણ આખા ભારતવર્ષમાં ગામે ગામ અને ઝુંપડે ઝુંપડે વ્યાપી રહેલી છે. પરદેશીઓના અનેક હુમલાઓ છતાં તે નષ્ટ થઇ નથી અને નષ્ટ થવાની પણ નથી. આખા જગતને તેનાં સર્વ સામાન્ય તત્વોમાં તે ડૂબાડશે અને એ વડે તે સમસ્ત જગતનું ગુરૂપદ હાથ ધરશે. આ પ્રમાણે પાશ્ચાત્ય પ્રજાઓ કે જેના રસાયણીક જ્ઞાનથી અખિલ વિશ્વ મોહિત થએલું છે; જેમની વિદ્યાના પ્રભાવે આખા જગતને ચકિત કરી મૂક્યું છે; જેમની બુદ્ધિએ પાંચ તત્વોને પણ દાસત્વ સ્વીકારાવ્યું છે; તે મહા પ્રજાઓના મનમાં હિંદની શ્રેષ્ટતા અને ભારતવાસીઓની મહત્તા ઠસાવવી અને હિંદુ જીવનજ ખરૂં જીવન છે, ઐહિક સુખ તુચ્છ છે, એમ નિશ્ચય કરાવીને અનેક પાશ્ચાત્યોને વેદાન્તમય જીવન સ્વીકારાવવું; એજ તેમની અદ્ભુત બુદ્ધિનું ગૌરવ છે. એજ તેમના સમસ્ત જીવનની બલિહારી છે. આધુનિક સમયમાં હજારો પરદેશીઓ વેદાન્ત ધર્મ પાળે છે અને કેટલાકો તો સ્વદેશ છોડી હિંદમાં આવી વેદાન્તમય જીવન ગાળે છે; એ સર્વ આ સાધુ જીવનનોજ પ્રતાપ છે.

સ્વામીજીના ઉત્કૃષ્ટ જીવનની અસર સમસ્ત હિંદુ પ્રજા ઉપર થએલી છે. જુના વિચારના લોકોએ તેમજ સુધારકોએ તેમના ગંભીર અને સર્વ સામાન્ય વિચારોને વધાવી લીધા છે; તેમના ચારિત્ર્યથી અને બોધથી નાસ્તિકો આસ્તિક થયા છે; ઘણાનાં જીવનમાં નવો રસ રેડાયો છે; ઘણાને પ્રોત્સાહન મળ્યું છે; ઘણાના જીવનપથ બદલાયા છે; અને અનેક વિપથગામીઓ સુમાર્ગે પ્રવર્ત્યા છે. કોઇ વ્યક્તિને કે કોઇ ધર્મને, કોઇ સમાજને કે કોઇ મંડળને તેમણે કદી નિંદ્યું નથી. ક્રીશ્ચિયનોને તે ક્રાઇસ્ટના અનુયાયી જણાતા; બૌદ્ધોને તે બૌદ્ધ દેખાતા; બ્રહ્મસમાજીઓને તે બ્રહ્મસમાજી દીસતા; આર્યસમાજીઓને મન આર્ય જણાતા અને મૂર્તિપૂજકોને મન તે મૂર્તિ-

પૂજક હતા. ભક્તને તેમનું ભક્ત હૃદય પ્રેમમાં ડુબાડતું અને જ્ઞાનીને તે અદ્વૈતવાદના નેતા સમજાતા. રોમેશચંદ્ર દત્ત જેવા રાજ્યદ્વારી પુરૂષો તેમને ધાર્મિક સત્યોના શિક્ષક તરિકે માનતા. જગદીશચંદ્ર બોઝ જેવા જગવિખ્યાત રસાયણશાસ્ત્રી અને આનંદ મોહન બોઝ જેવા પવિત્ર બ્રહ્મસમાજીઓ તેમની ઉચ્ચ ભાવનાઓના વાતાવરણમાં સમય ગાળવાનું મહાભાગ્ય સમજી તેમના અદ્વૈત આશ્રમમાં અનેક માસ પર્યંત રહેતા. ઇંગ્લાંડના રસાયણશાસ્ત્રીઓ તેમનો બોધ ઉલ્લાસથી ગ્રહણ કરતા. મેક્સમુલર અને ડ્યુસન જેવા યુરોપીય વિદ્વાનો તેમની મુલાકાતને યાત્રા સમાન ગણતા. સિસ્ટર નિવેદિતા ( મિસ માર્ગરેટ નોબલ ), જે ઈંગ્લાંડમાં શિક્ષણકળામાં ઘણાંજ નિપુણ ( Great Educationist) ગણાતાં હતાં તેમણે તેમને ગુરૂ તરિકે સ્વીકારવામાં પોતાની જાતને ભાગ્યશાળી માની હતી. આમ પાશ્ચાત્ય વિચારના પ્રવાહને તેમણે અન્ય દિશામાં વહેવરાવ્યો છે. ધાર્મિક હૃદયો અને નિવૃત્તિ માર્ગગામીઓના હૃદયમાં તેમણે સ્વદેશ પ્રીતિનો રસ રેડ્યો છે. આર્યાવર્તને તે પુણ્યભૂમિ કહેતા આર્યાવર્તની માટી પણ તેમને પવિત્ર લાગતી. તેમને મન હિંદની સાદી ગલીઓ પશ્ચિમનાં ભપકાદાર શહેરો કરતાં પણ વધારે પ્રિય હતી. તેમની સમીપમાં પવિત્ર ભારતવર્ષના નામનું કોઇ માત્ર ઉચ્ચારણ કરે તોપણ તેમનું વદન એકદમ મલકાઇ જતું અને તેમની ભવ્ય મુખમુદ્રા ઉપર અલૌકિક આનંદ છવાઇ ચ્હેરો વધારે તેજસ્વી દેખાતો. માતૃભૂમિ પ્રત્યે તેમનું હૃદય આટલું બધું પ્રેમાળ છતાં પણ "હાલમાં ભારતવાસીઓ પોતાનો માર્ગ ભૂલ્યા છે, આદર્શ ચુકયા છે, ચારિત્રને ખોયું છે અને બાપદાદાની મોટાઇની મિથ્યા બડાશો મારે છે" એમ તેમણે તેમને ધમકાવવામાં જરાએ કસર રાખી નથી. કૂવામાંના દેડકાની રીત મૂકી દઇને બહાર નિકળો અને દુનિયા કેટલી છે, કેવી છે અને

કેમ ચાલે છે તે જુઓ; આ વાત તેમણે તેમના મનમાં ખુબ ઠસાવી છે.

વેદાન્ત ધર્મપર પડેલી ધૂળ ઉડાવી દઇને તેના પર તેમણે નવો પ્રકાશ પાડયો છે. સંન્યાસીઓને તેમણે જ્ઞાન, ભક્તિ અને કર્મનો સંયોગ કેમ કરવો તે પોતાના જીવનના દષ્ટાંતથી સમજાવ્યું છે. સામાન્ય જગતે તેમને એક ઘણા બુદ્ધિશાળી પુરૂષ, મહાન પંડિત, શ્રેષ્ઠવકતા અને ઉંચી પંક્તિના સ્વદેશભક્ત તરિકે પૂજ્યા છે. તેમનું ચારિત્ર આથી પણ અધિક અનિર્વચનીય હતું. અનેકને તે અનેક રૂપે ભાસતું. અનેક વિચારોનું તે કેન્દ્રસ્થાન હતું. અનેક વૃત્તિઓના આવેશમાં તે આવતું. અનેક સવાલોમાં તે સહજ પ્રવેશ કરતું અને જે સવાલને તે હાથમાં ધરતું તેનેજ તે સર્વોત્કૃષ્ટ મનાવતું. આથી જે માણસોએ એમને જેવી વૃત્તિમાં જોયા છે તેવીજ વૃત્તિમાં તેમને વર્ણવ્યા છે.

સ્વામી વિવેકાનંદનું ચારત્ર જનસમાજ આગળ મૂકવું તે સમસ્ત ભારતવર્ષનું આધ્યાત્મિક જીવન, તેની પરિસ્થિતિ, તેના હેતુઓ, આશયો, લાગણીઓ, તેનો વિકાસ અને તેની ભાવી આશાઓનું વિસ્તારથી વર્ણન આપવા બરાબર છે. તેનાં મૂળ, મધ્ય અને ભાવી દર્શાવવા જેવું એ કઠિન કામ છે. માનવ બુદ્ધિના સાચા સંશયો, ઇશ્વરમાં નિઃસીમ શ્રદ્ધા, ધાર્મિક જીવનનો સંપૂર્ણ વિકાસ, ચિતશુદ્ધિનું ધૈર્ય અને બળ, સ્વધર્મની ઉંડી સમજ અને તેથી નિપજતું સ્વદેશાભિમાન, અનેકમાં એકતાનું દર્શન, વગેરે વગેરે મહાન ગુણો અને સિદ્ધાંતોનો ક્રમશઃ ઉદભવ, ઉદય અને વિકાસ વર્ણવવા જેવો તે મહાન પ્રયાસ છે.

ભારતવર્ષમાં પુણ્યાત્માઓનાં પુણ્યવચનો અનાદિ કાળથી ચાલતાં આવે છે; પરંતુ માત્ર સંસ્કારી પુરૂષોજ તેમનું શ્રવણ કરે છે અને તેને લક્ષ્યમાં લે છે. અધ્યાત્મ તત્વ પરમ ગુહ્ય હોઇને તે મન ઇંદ્રિયથી અગોચર છે. જે મનુષ્ય અવિદ્યાનું સર્વવ્યાપી આવરણ તોડી આત્મદર્શન કરી અન્યને કરાવી શકે, તે કેટલો ઉચ્ચ

કોટિનો કહેવાય! જે ભૂમિમાં તે અવતરે છે અને જે સમયમાં તે જન્મે છે, તે ભૂમિ અને તે સમયને ધન્ય છે! તેના પારમાર્થિક જીવનના અભ્યાસ વડે અભ્યાસીના અંતરમાં રહેલો મોહ નષ્ટ થઇને યથાર્થ વસ્તુ દૃષ્ટિએ પડે છે. અનેક જીવોના હૃદયમાં ઉચ્ચ સંસ્કાર જાગૃત થઇને તેમનું જીવન ઉચ્ચગામી બને છે.

સ્વામી વિવેકાનંદજીના દેહાવસાન પછી તેમના અસંખ્ય મિત્રો, સ્નેહીઓ અને અનુયાયીઓ તરફથી એવી ઇચ્છા દર્શાવવામાં આવતી હતી કે તેમની જીવનકથા જનસમૂહની આગળ મૂકાય તો તે બહુ લાભદાયી નિવડે. પણ સ્વામી વિવેકાનંદ, જેમના વિષે પૌર્વાત્યો તેમજ પાશ્ચાત્યો અતિ પ્રશંસાયુક્ત વચનો ઉચ્ચાર્યા કરતા હતા, તેમના ચારિત્ર્યને યોગ્ય ન્યાય આપી તેમની જીવનકથા લખવાનું કાર્ય ઘણુંજ કઠિન હતું. કોઇ તેમને જુના વિચારના હિંદુ ધારતા તો કોઇ ખરે-ખરા સુધારક માનતા; કોઇ તેમને દેશોદ્ધારક તરિકે ગણતા તો કોઇ ધાર્મિક પરિવર્તનકાર તરિકે લેખતા. આમ એ મહાન વ્યક્તિના ચારિત્ર્ય તરફ સર્વ કોઇ આશ્ચર્યથી જ જોઇ રહેતું. જેમ જેમ વધારે આશ્ચર્યથી તેનું નિરીક્ષણ કરવામાં આવતું તેમ તેમ તેમની ઉંડી જીવનકથા જાણવાની લોકોની જીજ્ઞાસા વધારે ને વધારે વૃદ્ધિને પામતી. સર્વ કોઇ આશ્ચર્યથી પૂછતું કે "આવા અનુપમ સ્વાર્થત્યાગ, વૈરાગ્ય અને સ્વદેશાભિમાનવાળી આ વ્યક્તિ કોણ હશે? પોતાના અગાધ જ્ઞાન વડે પાશ્ચાત્યોને પણ હંફાવનાર આ દૈવી પુરૂષ કોણ હશે?"

આથી કરીને સ્વામી વિવેકાનંદનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અંગ્રેજીમાં બહાર પાડવું એમ આ લેખકની ઇચ્છા થઇ. કાર્ય કઠિન છતાં સ્વામીજી તરફના ભક્તિભાવને લઇને તે આરંભાયું અને પ્રભુકૃપાથી તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અંગ્રેજીમાં બહાર પાડવામાં આવ્યું. ત્યાર-પછી કેટલેક વર્ષે સ્વામીજીના પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ભક્તોએ તેમનું

વિસ્તૃત જીવનચરિત્ર હિમાલયમાં આવેલા અદ્વૈત આશ્રમમાંથી બહાર પાડ્યું. ગુર્જર પ્રજાને પણ તેમના વિસ્તૃત ચરિત્રનો લાભ આપવો એમ આ લેખકનો નિશ્ચય થવાથી ગુર્જરગિરામાં જીવનકથા લખવાનું કાર્ય આરંભાયું. સ્વામીજીના સિદ્ધાંતો સર્વ કોઇ તેમનાં ભાષણોદ્વારા વાંચે છે પણ તેમના વિષે ગેરસમજુતી ઘણી વખત થાય છે એમ જાણી તેમના સિદ્ધાંતોનું રહસ્ય તેમના જીવનના પ્રસંગોથી સ્પષ્ટ કરવાની આવશ્યકતા લેખકના ધ્યાનમાં હતી. આથી કરીને તેમની જીવનકથાનું રહસ્ય જનસમૂહથી સમજાય અને તેના ભાવો હૃદયમાં ઉતારાય એ હેતુ લક્ષમાં રાખીને આ પુસ્તકમાં દરેક બનાવ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે અને બને તેટલા અધ્યયન અને મનનપૂર્વકજ આ જીવનકથામાંના પ્રસંગો અને બીજી હકીકતો આલેખવા યત્ન કર્યો છે."

આ પુસ્તક કોઇપણ ગ્રંથનું સીધેસીધું ભાષાંતર નથી, પણ તે અનેક ગ્રંથોને આધારે એક મૂળ પુસ્તક તરિકેજ લખવામાં આવેલું છે.

આ કાર્ય હાથમાં ધર્યા પછી તેની પ્રસિદ્ધિ માટે "સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય"ના મંત્રી સ્વામી શ્રીઅખંડાનંદજીને પ્રાર્થના કરવામાં આવી અને તેમણે તેનો સ્વીકાર કર્યો, તેથી લેખક તેમનો આ સ્થળે આભાર માને છે. વળી અદ્વૈત આશ્રમ (હિમાલય)માંથી પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી જીવનચરિત્રમાંથી કેટલાક બનાવો આ પુસ્તકમાં ભાવાર્થરૂપે લેવાને અદ્વૈત આશ્રમના પ્રમુખને અરજ કરતાં તેમણે કૃપા કરી તે પ્રમાણે કરવાની પરવાનગી તારીખ ૨૧-૮-૧૯૧૬ના પત્રથી આપેલી છે, તેથી તેમનો પણ અત્રે ઉપકાર માનવામાં આવે છે.

આ પુસ્તક રચવામાં લેખકે નીચેનાં અંગ્રેજી પુસ્તકોનો મુખ્ય આધાર લીધેલો છે.

Life of Swami Vivekanand, by his Eastern

and Western disciples ( Advaita Ashrama Himalayas ). Parts I, II, III, IV.

The Master as I saw him, by Sister Nivedita.

Several numbers of Prabuddha Bharata.

Several numbers of Brahmavadin.

Several numbers of Vedanta Kesari.

A real Mahatma by Man Muller.

Ramakrishna Paramahansa by P. C. Majmundar.

Some articles of Modern Review, Indian Review, The Times of India, The Bengali, The Indian Mirror and the Gujarati.

આ મહાપુરૂષનું જીવનચરિત્ર વાંચકવર્ગમાંના થોડાકોને પણ ઉચ્ચ જ્ઞાનચારિત્ર તરફ દોરવનારૂં થશે તો લેખક પોતાનો શ્રમ સફળ થએલો ગણશે.

રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ.





# स्वामी विवेकानंद

## भाग १ मो.

### સવિસ્તર જીવનચરિત્ર.

### પ્રકરણ ૧ લું-કુલ વૃત્તાંત.

આ સ્વદેશભક્ત મહાન સંન્યાસીનો જન્મ કલકત્તાના એક જુના અને વિખ્યાતિને પામેલા દત્ત નામના કાયસ્થ કુટુંબમાં થયો હતો. તેમનું કુટુંબ કલકત્તામાં આવેલા સીમલા નામના પરામાં રહેતું હતું અને તેથી તે કુટુંબ સીમલાનું દત્તકુટુંબ એ નામે ઓળખાતું હતું. સીમલામાં આવેલું તેમનું જુનું ઘર હજી પણ હયાત છે અને ભારતવર્ષના અર્વાચીન સમયના એક મહાન સંન્યાસી કે જેમણે બંગાળીઓના અને બાજાઓના પાશ્ચાત્ય વિચારના પ્રવાહને અન્યદિશામાં વહેતો કર્યો તેમના જન્મસ્થાન તરીકે તે લોકોમાં પ્રસિદ્ધ છે. આ કુટુંબ એક વખતે ઘણુંજ પૈસાદાર હતું; પણ તેના પાછલા દિવસોમાં તે પૈસાની તાણને લીધે એક મધ્યમ વર્ગનું કુટુંબ થઇ રહ્યું હતું. સંન્યાસવૃત્તિ આ કુટુંબમાં પરાપૂર્વથી ચાલી આવતી હતી. સ્વામીજીના દાદા કે

જેમનું વદન સ્વામીજીના મુખને તદ્દન મળતું હતું તેમણે પચીસ વર્ષની ભર યુવાવસ્થામાં સંસારનો ત્યાગ કર્યો હતો. તેમનું નામ દુર્ગાચરણદત્ત હતું. તેઓ ફારસી અને સંસ્કૃતમાં પારંગત હતા. જગતનાં ધનવૈભવ સંપાદન કરવાની પુષ્કળ યોગ્યતા ધરાવવા છતાં તેની અસારતા અને કુટીલતા તેમના મનમાં વસી રહી હતી. ધર્મ અને નીતિના ઉચ્ચ સિદ્ધાંતો તેઓ પુરેપુરા સમજતા અને ઇશ્વર એકલોજ તેમને સત્ય, સુખરૂપ અને પ્રાપ્ત કરવા યોગ્ય લાગ્યો અને એ વિચાર તેમના મનમાં એવો પ્રબળ થઇ ગયો કે તે કોઇ રીતે રોકી શકાયો નહિ! હિંદુશાસ્ત્રો કહે છે કે સંસારમાં પુત્રની પ્રાપ્તિ થયા પછી મનુષ્ય પિતૃઋણથી મુક્ત થાય છે અને સ્ત્રી જાયા—માતા બને છે; માટે તે પછી પુરૂષે વિષયી ન રહેતાં નિર્વિષયીપદને પ્રાપ્ત કરવા માટે વાનપ્રસ્થ થવું. દુર્ગાચરણ સ્ત્રી, પુત્ર, સંસાર સુખ—સર્વસ્વનો દ્રઢ ભાવે ત્યાગ કરી જંગલમાં ચાલતા થયા!

તેમનાં સ્ત્રી અને પુત્રની સંભાળ સગાં વહાલાંઓએ લીધી. તેમની સાધ્વી આર્ય પત્ની સઘળું સમજી ગઇ અને પતિના આ તપાચરણને લીધે તેમના તરફ વધારે પૂજ્યભાવ રાખવા લાગી. આર્ય સંસારની રચના ગુહ્ય તત્ત્વોને આધારે રચાયલી છે. તેનું બંધારણ સત્ય સિદ્ધાંતોના પાયા ઉપર બંધાયલું છે. હિંદુ સંસારમાં ધાર્મિક સત્યોનો આવિર્ભાવ છે. તેનું લક્ષ્યબિંદુ પરમેશ્વર છે. પતિપત્ની આ ક્ષેત્રમાં એક બીજાને ઉચ્ચ કોટિએ લાવવાના સાધનરૂપ બની શકે છે. આથીજ પતિના યા અન્ય સંબંધીના સંસાર ત્યાગને તેની સ્ત્રી અને અન્ય કુટુંબીઓ પોતાને ગમે તેટલું કષ્ટ વેઠવું પડે તોપણ ઉંડી ધર્મ બુદ્ધિથી અહોભાગ્ય માનીને સ્વીકારે છે અને તેથી પોતાના કુળને ગૌરવ મળેલું સમજે છે. જે આર્ય સ્ત્રી પતિનું વિદેશગમન પણ વેઠી શકતી નથી, તે આવા સ્તુત્ય હેતુથી થએલા સદાકાળના વિયોગને

સહેવામાં પોતાને પુણ્યશાલી માનીને, સંસારમાં પતિનું રટણ કરતી પોતાના દિવસો હિમ્મતથી, શાંતિથી અને ઉચ્ચ ભાવનાઓમાં ગાળે છે!

દુર્ગાચરણની સાધ્વી સ્ત્રી પણ એજ પ્રમાણે મનથી સંસારને ત્યજી દઇને વધારેને વધારે ભક્તિપરાયણ થવા લાગી!

દુર્ગાચરણ વકીલાતનો ધંધો કરતા હતા અને તેમાં તેમણે ઘણા પૈસા મેળવ્યા હતા. આથી કરીને તેમનો સંન્યાસ વિચારપૂર્વક અને અત્યંત ભક્તિભાવને લીધે હતો. સમૃદ્ધિવાનનો ત્યાગ, એજ ખરો ત્યાગ છે. પુર્વ અને પશ્ચિમના સાધુઓ આવા સંન્યાસનેજ માનનીય ગણે છે.

હિંદમાં અનેક પવિત્ર સ્થળો છે! ભગવાન બુદ્ધે જ્યાં સત્યનું દર્શન કર્યું તે **બુદ્ધગયા**, શ્રીકૃષ્ણની બાલક્રિડાઓ અને ગોપીઓના રાસનું સ્થાન **વૃંદાવન**, ગુરૂનાનક દેવનું સ્થાન અમૃતસર, અનેક ઋષીમુનીઓની તપોભૂમિરૂપ નાશીક ત્ર્યંબક, હિમાલયના દ્વારરૂપ હરદ્વાર અને હૃષીકેશ, નર્મદા કિનારે આવેલું વ્યાસ નામનું મનોહર સ્થાન, શ્રીશંકરાચાર્યે સ્થાપેલાં વિદ્યાપીઠનાં ચાર મુખ્ય ધામ, તુકારામ મહારાજનું પંઢરપૂર, જ્ઞાનેશ્વર મહારાજનું આલંદી, ગૌરાંગ..નું નુદીવા, વિદ્યાનું ધામ કાશીપુરી ઇ. સ્થળો કે જે અત્યારે પણ પ્રાચીનકાળના આર્યગૌરવના ભણકાર યાત્રીઓના હૃદયમાં જગાડયા કરે છે. આવાં આવાં અનેક પવિત્ર સ્થળો સંન્યાસીને પ્રિય હોય છે. અને અહાહા! તે સ્થળોનો એકાંતવાસ! ત્યાં પ્રસરી રહેલી શાંતિ! સૃષ્ટિ સૌંદર્ય! અને તે સૌંદર્ય શાંતિવાળી, પવિત્ર જળવાયુ વાળી અને અનેક ઋષીમુનિઓની પદરજથી પવિત્ર થએલી ભૂમિપર શાંતિમાં રહી પરમાત્માના વિચારમાં જોડાવું! તેનુંજ ધ્યાન, તેના પદને પામેલાજીવન - મુકતોનો અને પામવા મથી રહેલા જીજ્ઞાસુઓનો સત્સંગ, પરમાત્માનુંજ મનન, તેનુંજ નિદિધ્યાસન! આ સઘળું જે ભાસે છે તે ઇશ્વરજ

છે એજ વિચાર! હિંદના સાચા સાધુઓ આવુંજ જીવન ઇચ્છે છે અને ગાળે છે. તેમને બીજા કશાની દરકાર હોતી નથી. તેમના મનમાં ઇશ્વર સિવાય બીજો વિચાર આપનારી વસ્તુસ્થિતિઓપર વિરાગજ વસી રહેલો હોય છે. ભરણપોષણની તમામ કાળજી તેમણે વિશ્વંભરનેજ સોંપી દીધી હોય છે! ઉપર જણાવ્યા જેવાં સ્થળોમાં આવા આવા અનેક સંતસાધુઓ ખરાખોળીને મળી આવે છે.

અનેક ઉચ્ચકોટીના સંત મહાત્માઓ કેટલોક કાળ જુદાં જુદાં સ્થળોમાં વિચરતા રહી મુક્તાત્માઓનાં દર્શન તથા સત્સંગમાં પણ ગાળે છે. દુર્ગાચરણ આવા આવા અનેક સાધુઓના સમાગમમાં આવ્યા હતા. તે તેમને પોતાને ઘેર બોલાવી લાવતા અને જમાડતા અને તેમની પાસેથી પ્રણામ, પ્રશ્ન અને સેવાપૂર્વક અનેક વાતો શ્રવણ કરતા. આથી તેમની સંન્યાસવૃત્તિ દૃઢ થતી ગઇ અને આખરે તે ઉપર જણાવ્યું તેમ સંસારને ત્યજી અરણ્યવાસ સેવવા લાગ્યા. પાંચ છ વર્ષ વીતી ગયાં અને દુર્ગાચરણ હિંદુઓના પવિત્ર ધામ કાશીમાં આવી પહોંચ્યા. શુદ્ધ આર્યજીવનમાં પતિ અને પત્નીનો આત્મા એકજ થઇ રહ્યો હોય છે. આથી સ્વાભાવિક રીતે એમ બને છે કે જ્યાં પતિનો આત્મા પ્રયાણ કરે છે ત્યાંજ અજાણ્યે પણ પત્નીનો આત્મા જવા તત્પર થાય છે. દુર્ગાચરણની ભાર્યાએ કાશીની યાત્રા કરવાનું ધાર્યું અને ત્યાં અણધાર્યાંજ પતિનાં દર્શન તેને થયાં.

કાશી! એ નામ હિંદુઓને કેટલું મોહક છે! તે નામ ઉચ્ચારતાંજ હિંદુમાત્રના હૃદયમાં કેવો ધર્મભાવ અને ગૌરવ ખડાં થાય છે! હિંદુઓની પ્રાચીન મહત્તાનું ભાન તેના દર્શનમાં થઇ જાય છે. હિંદના મહાન વિચારકો, વીરપુરૂષો, મહાત્માઓ અને સાધુઓનું તે કેવું સ્મરણ કરાવે છે! હિંદુ રાજાઓની પ્રભુતા, સંન્યાસીઓની મહત્તા અને પંડિતોની વિદ્વત્તા તે દર્શાવે છે. અત્યારે પણ હજારો હિંદુઓ, ભણેલા

તેમજ અભણ અને યુનીવર્સીટીની પદ્વીવાળાઓ જીંદગીના અંતના દિવસો ગાળવાને આ પવિત્ર સ્થળમાં આવી રહ્યા છે. હિંદુ ધર્મનું તે મધ્યસ્થળ છે! તેમાં દેવાલયો એટલાં બધાં છે કે મુસાફરો તેને "દેવાલયનું શહેર" કહે છે. જુદે જુદે સ્થળેથી આવેલા, જુદા જુદા વિચારના, પંથના, સંપ્રદાયના, જુદી જુદી ન્યાતના અને જુદી જુદી જાતના હિંદુઓનું તે કેન્દ્રસ્થાન છે.

દુર્ગાચરણની પત્ની કલકત્તાથી કાશી સુધી પાંચસેં માઇલ ગંગા નદીમાં હોડીમાં બેસીને નવાં શહેરો, નવા દેખાવો, નવા રીત-રિવાજો અને નવા મનુષ્યો વગેરે જોતાં જોતાં અને મહાભારતાદિના વાંચનમાં શ્રીરામ અને કૃષ્ણાદિનાં ચરિત્રોના કથનમાં દિવસો ગાળતાં ગાળતાં છ અઠવાડીએ કાશી પહોંચ્યાં હતાં.

તેમણે પોતાના પુત્ર વિશ્વનાથને પણ યાત્રામાં સાથે લીધો હતો. દરરોજ ગંગાનું સ્નાન અને પાન, આરોગ્યપ્રદ હવા, દરરોજનો સુંદર સૂર્યોદય અને સૂર્યાસ્ત, અજવાળી રાતનો સુંદર ચંદ્રપ્રકાશ અને અંધારી રાત્રિનો અસંખ્ય ચળકતા તારાઓનો અદ્ભુત દેખાવ, નિરજન પ્રદેશની અપૂર્વ શાંતિ અને તે દરમ્યાન માછીઓનાં હલેસાં વાગવાથી થતો અવાજ, માછીઓનાં અને સ્વમાતા તેમજ અન્ય યાત્રીઓનાં રાત્રિ દિવસ આર્દ્ર ધર્મભાવપૂર્વક ચાલ્યા કરતાં ભજન, સ્તવન અને વંદન, આ સર્વની છ અઠવાડીયાંના સતત્ પ્રવાસ દરમ્યાન દરરોજની જે પ્રબળ અસર બાળક–વિશ્વનાથ–વિવેકાનંદના ભાવી પિતાના મન ઉપર થઇ તે તેમના જીવન પર્યંત રહી હતી.

દિવસો જવા લાગ્યા તેમ તેમ યાત્રાળુઓની હોડી કાશીની નજીક આવવા લાગી. એક દિવસ વિશ્વનાથ હોડીના એક ખુણા ઉપર જઇને રમવા લાગ્યો. ત્યાંનું એક પાટીયું જુનું હોવાથી તે તૂટી ગયું અને તે નદીમાં પડ્યો. માતાએ તે જોયું અને પોતાને તરતાં નહોતું

આવડતું તોપણ તે તરતજ કૂદીને તેની પાછળ પાણીમાં પડયાં! છોકરો હાથમાં આવ્યો અને તેને તેમણે મજબૂત પકડી રાખ્યો; પણ તેમને તરતાં આવડતું નહિ હોવાથી બંને જણ ડૂબવા લાગ્યાં. હોડી ઉપરના માણસો બાવરા બની ગયા. માત્ર થોડા કાળા વાળજ પાણી ઉપર દેખાયા! એક જણ કૂદીને અંદર પડયો. પાછળ બીજાએ ભૂસકો માર્યો અને મા દીકરાને બહુ મહેનતથી ખેંચી કહાડયાં! બીજે દિવસે કાશી આવ્યું અને અહો! વિશ્વનાથની માતાનો હર્ષ! વિશ્વેશ્વરના દેવાલયમાં તે ઘણા દિવસ સુધી ગયાં અને શિવના ભક્ત–તેમના પતિ-દુર્ગાચરણના ક્ષેમ કલ્યાણને માટે તીવ્ર આરાધના કરી. ઘણા સાધુઓનાં તેમને અહીં દર્શન થવા લાગ્યાં. સાધુઓનાં ટોળાં નિહાળતાં ત્યારે "વખતે તે-તેમના પતિ–તો આમાં નહિ હોય!" એમ વિચાર એમના મનમાં ઉદ્દભવતો. એક દિવસ ગંગાના ઘાટ ઉપર સ્નાન કરીને વિશ્વનાથના દેવાલય તરફ તે જતાં હતાં, એટલામાં એક સાધુને નિહાળી "એતો એજ! એતો એજ!" એમ બોલતાં સ્તબ્ધ બની જઇને જમીન ઉપર પડયાં. તે સાધુએ બૂમ પાડી **"वहो माता गीर गई!"** પરંતુ એટલામાંજ તેમણે બાઇને ઓળખી લીધાં અને "અરે! માયા! માયા! એમ કહેતો સાધુ ચાલતો થયો! એ પછી દુર્ગાચરણના સ્થાનનો પત્તો મેળવી તેમનાં પત્ની તે સ્થળે ગયાં અને સંન્યાસીના ધર્મનો વિચાર કરી તેઓ ગ્રંથ વિચારતા બેઠા હતા તેવે સમયે તે ન જુવે તેમ પતિનાં દર્શન એકવાર ફરીથી કરી, તેમનો દૃઢ વૈરાગ્ય જોઇ પરમ શાંતિને ભોગવતાં વિશ્વનાથને આરાધવા લાગ્યાં!

થોડા દિવસ પછી વિશ્વનાથ અને તેની માતા કલકત્તે પાછાં ગયાં. વિશ્વનાથ પોતાના ભવ્ય મકાનમાં મોટો થવા લાગ્યો.

બાર વર્ષની વય થવા અગાઉ વિશ્વનાથની માતા ગુજરી ગયાં હતાં. વિશ્વનાથે ઉમ્મર લાયક થયા પછી કાયદાનો અભ્યાસ કર્યો

અને વકીલાતનો ધંધો આરંભ્યો. તેમાં તેમની ખ્યાતિ વધી. બાપે તેમને વારસામાં દ્રવ્ય આપ્યું હતું તે ઉપરાંત પોતે પણ ઘણું કમાયા. તેમની ખ્યાતિ ચારેપાસ પ્રસરવા લાગી. એક ભવ્ય મકાન તેમણે બંધાવ્યું અને તેમાં ઘણા ઠાઠથી રહેવા લાગ્યા. આથી કરીને તેમનું કુટુંબ "રાજેશ્રી દત્ત કુટુંબ" એ નામથી ઓળખાવા લાગ્યું. મકાનની આસપાસ સુંદર બગીચો અને કમ્પાઉન્ડ કરાવી દીધું હતું. મકાનના મુખ્ય દ્વાર પાસે એક ઓરડીમાં એક દરવાન સદાએ બેસતો. આગલા ખંડની અંદરની બાજુએ દ્વાર પાસેજ એક આરામ ખુરશી પડી રહેતી. તે ખુરશી ઉપર વિશ્વનાથ અને તેમના પછી તેમનો પ્રખ્યાત પુત્ર વિવેકાનંદ બેસતા. એ ખુરશી હાલમાં ભાંગી તૂટી સ્થિતિમાં છે તો પણ તેની તેજ જગ્યાએ પવિત્ર યાદગીરિ તરીકે સંભાળી રાખવામાં આવી છે. આગલા ખંડની પછવાડે પથ્થરથી બંધાવેલો મોટો ચોક હતો. એ ચોકની અંદર દુર્ગાપૂજાનો મોટો ઠાઠ થતો. ચોકની આગળ રસોડું અને પૂજા કરવાની ઓરડી આવેલાં હતાં. તેની પાસે સ્ત્રીઓ અને પુરૂષોને રહેવાના જુદા જુદા બબ્બે માળના ખંડ હતા. મકાન ઘણું વિશાળ અને કોતરકામથી અલંકૃત હતું. વિશ્વનાથ તેમાં રહી ઘણી સ્વતંત્રતા અને વિલાસ ભોગવતા, પણ તેમના વિલાસ ઉત્તમ પ્રકારના હતા. તેમને વ્યસન માત્ર વિદ્યાનું હતું. વિદ્યાની સાથેજ તે રમત રમતા. ઇતિહાસ તેમનો ખાસ વિષય હતો, તેમાં ઉંડા ઉતરી અનેક શોધો કરવાને તે ઘણા આતુર હતા. જગતની સમસ્ત પ્રજાઓના ઇતિહાસનો અભ્યાસ કરી, તેમાંથી સર્વ સામાન્ય નીતિને ઉપજાવી કહાડવી એ તેમનો મુખ્ય આશય હતો. તેમનું હૃદય ઘણુંજ દયાર્દ્ર હતું અને તેથી તે ઘણો પૈસો પરોપકારમાં વાપરતા. તે એટલું બધું દાન કરતા કે તે ગરીબના પિતા કહેવાતા. તેમની આવક સાધારણ રીતે સારી હતી, પણ તેમની પરોપકાર વૃત્તિને

લીધે તેમની કમાણી કુટુંબના ખર્ચ માટે જેમ તેમ કરીને પુરતી થઇ રહેતી. તેથી તેમના મૃત્યુ પછી તેમણે પોતાનાં છોકરાંને માટે વારસામાં બાપદાદાની મિલકત સિવાય પોતાની જાતની કમાણીમાંનું કાંઈ પણ રાખ્યું નહોતું.



## પ્રકરણ ૨ જું–ભુવનેશ્વરી.



વિશ્વનાથની પત્ની–વિવેકાનંદની માતાનું નામ ભુવનેશ્વરી દેવી હતું. તે વિચારવંત, ધૈર્યશીલ અને દેખાવમાં ભવ્ય હતાં. અપવાસ, વ્રતાદિ તે બહુ કરતાં અને અત્યંત ધર્મિષ્ઠ હતાં. સવારે વહેલાં ઉઠીને તે પૂજા, પાઠ કરતાં અને સાંજે પણ ઇશ્વર સ્મરણમાં કેટલોક વખત ગાળતાં. પોતાની તીવ્ર સ્મરણશક્તિને માટે તે ઘણાં પ્રખ્યાત હતાં. બપોરે ઘરનું કામ પરવાર્યા પછી રામાયણ, મહાભારતાદિ ગ્રંથો તે વાંચતાં હતાં અને તે એટલે સુધી કે તેમાંનાં કાવ્યોના મોટા મોટા ફકરાઓ તેમને કંઠે થઇ ગયા હતા. તેમની યાદદાસ્ત એટલી જબરી હતી કે જો તેમની આગળ એકજવાર એક ગીત બોલવામાં આવે તો તે તેનો રાગ, શબ્દો અને ઢાળ એકી વખતેજ ગ્રહણ કરી લેતાં. જીવનના ઘણાખરા પાછલા દિવસો તેમણે જાત્રાનાં સ્થળોમાંજ ગાળ્યા હતા. કુંતાની માફક દુઃખમાં ધૈર્ય ધરવું અને વિપત્તિ સમયે ઇશ્વરમાં શ્રદ્ધા રાખી નીતિ અને ધર્મમાં જરા પણ શિથીલ ન થતાં હિમ્મતથી દુ:ખ સામે થવું અને વખત આવે હિંદુ સ્ત્રીઓને યોગ્ય પુરૂષાર્થ દાખવવું એ આ મહાન સ્ત્રીના ખાસ ગુણો હતા. તેમનું બોલવું, ચાલવું એક રાજાની રાણી માફક દેખાતું હતું. અલબત્ત તે એક રાણીજ હતાં. કારણ કે તેમના પતિ–વિશ્વનાથનું જીવન

એક રાજા જેવુંજ હતું. હિંદુ સંસારની જાજવલ્યમાન પણ બુદ્ધિશાળી, અત્યંત પવિત્ર અને ધર્મિષ્ઠ, ગંભીર અને ઉચ્ચશૈલીની ગૃહિણીઓ કે જે સર્વદા ગૃહમાં પ્રમુખપદે બિરાજે છે અને રાણી તરીકે ગૃહરાજ્ય કરે છે તેમનાં દર્શન અને સત્સંગ કરવાને જેઓ ભાગ્યશાળી થયા હોય એવા માણસોનેજ ભુવનેશ્વરીના ચારિત્રનો ખ્યાલ આવી શકશે. પ્રભુપરાયણ, વીર, વિદુષી આર્યલલનાઓનાં દૃષ્ટાંતો જેમની દૃષ્ટિ આગળ ખડાં હશે તેમનેજ તે સમજાશે.

ભુવનેશ્વરી દેવીમાં જાહેર હિંમતનો પણ ગુણ હતો. પતિના મરણ પછી કુટુંબ ઉપર એકવાર રાજદ્વારી આફત આવી પડી હતી. તે વખતે આ પ્રૌઢ વિચારની સ્ત્રીએ પરદાનો ત્યાગ કરી, બહાર નીકળી પોતાના વક્તૃત્વ અને ચારિત્રના પ્રભાવથી પોતાનો બચાવ કર્યો હતો. સર્વદા તે પરદો પાળતાં પણ વખત આવે તેનો ત્યાગ પણ કરતાં. પરદામાંજ તેમણે પોતાની બુદ્ધિને ખીલવી હતી, પરદામાંજ તેમણે પોતાનું ચારિત્ર્ય ઘડયું હતું અને પરદામાં રહીનેજ તેમણે વિવેકાનંદ જેવા અસામાન્ય પુત્રને કેળવી જગતને પોતાના પ્રતિબિંબરૂપે વારસામાં આપ્યો હતો.

પરદામાં રહ્યે રહ્યે પણ આર્યલલના શું શું કરી શકે તેનું ભુવનેશ્વરી દેવી એક જ્વલંત દૃષ્ટાંત છે. સ્વભાવે તે આનંદી હતાં. તેમનો બાહ્ય દેખાવ દમામવાળો જણાતો પણ તેમની આંતર્વૃત્તિ શ્રદ્ધાળુ, દયાળુ અને ઘણીજ નમ્ર હતી. જ્યાં જ્યાં જાય ત્યાં અન્ય સ્ત્રીઓ તેમને માર્ગ આપતી અને તેમના પ્રૌઢ વિચારોને ગ્રહણ કરતી. આ હિંદુ સ્ત્રીના મુખ ઉપર સૌંદર્ય, ગાંભીર્ય અને સત્તાની સાધારણ પ્રભા છવાયલી રહેતી. જીંદગીના પાછલા દિવસો તેમને દારિદ્રયમાં ગાળવા પડયા હતા, છતાં તેમના મુખ ઉપરથી એ પ્રભા જરા પણ ઘટી નહોતી. એમની સંનિધિમાં બેસનારને જાણે કે તે કોઇ સાધ્વી રાણીની

પાસે બેઠાં હોય તેમ ભાસ થતો. રામાયણ, મહાભારતાદિ જે આર્યગ્રંથો આર્યજાતિની ઉત્કૃષ્ટ ભાવનાઓ, ચારિત્ર્ય અને શિક્ષણથી ભરપુર છે તે આ આર્યમહિલા ભુવનેશ્વરી દેવીને કંઠાગ્ર હોવાથી તેમાંના ઉત્તમ આદર્શો, ભાવનાઓ અને આર્યગૌરવનો ઝરો તેમના હૃદયમાં સ્વાભાવિક રીતે વહીવટ કરતો અને તે એવા ભાવ અને જુસ્સાથી વહેતો કે તેમના સમાગમમાં આવનારને તરબોળ કરી મૂકતો અને તેની ઉંડી છાપ તેના હૃદયમાં સદાને માટે પડી રહેતી. આર્યગ્રંથોના ફકરાને ફકરા પ્રસંગ આવતાં તે મ્હોડે બોલી જતાં અને તેમના સમાગમમાં આવનારને તેનો પાસ સચોટપણે લાગી જતો. આ વિચારોનો ખજાનો તેમણે તેમનાં છોકરાંને અમૂલ્ય વારસા તરીકે આપ્યો છે. સ્વામી વિવેકાનંદના ચારિત્રમાં પણ માતાએ અર્પેલો આ અમૂલ્ય વારસો, જાતિ અભિમાન અને જાતિગૌરવ સ્પષ્ટપણે દેખાતાં હતાં. અમેરિકામાં વેદાન્તનો બોધ કરતાં વિવેકાનંદ જે અનેક કથાઓ દૃષ્ટાંતરૂપે કહેવાને ભાગ્યશાળી થયા હતા, તે સર્વ કથાઓ—તેના શબ્દો—તે કહેવાની શૈલી તેઓ આર્યમાતા ભુવનેશ્વરીના ખોળામાંજ શિખ્યા હતા! અને શિકાગોની સર્વ ધર્મ પરિષદ્માં પહેલેજ દિવસે જે છટાથી દસ હજાર પરદેશીયોનાં મન હરી શકયા હતા, તે છટામાં પણ ભુવનેશ્વરી દેવીનોજ હાથ હતો! ભુવનેશ્વરી દેવી જો ન હોત તો વિવેકાનંદનો એ વિજય અપૂર્ણજ રહ્યો હોત! આર્યમાતા આથી વધારે શું કરી શકે? કુટુંબને શિક્ષણ આપવું અને તેનું ચારિત્ર ઘડવું એ પવિત્ર ફરજ આર્યમાતાની છે. ભુવનેશ્વરી દેવીએ કોલેજ અગર હાઇસ્કુલમાં શિક્ષણ લીધા વગર તે પવિત્ર ફરજ પૂર્ણપણે બજાવી છે એમ સ્વામીજીના જીવન ઉપરથી કહી શકાય! ધન્ય છે એ માતાને!

## પ્રકરણ ૩ જું—જન્મ અને બાલ્યાવસ્થા.

ઘણા લાંબા વખત સુધી ભુવનેશ્વરી દેવીને પુત્રની પ્રાપ્તિ થઇ નહોતી. ઇશ્વરે તેમને બે પુત્રીઓ આપી હતી પણ પુત્ર પ્રાપ્તિ માટે તે ઘણાં આતુર હતાં. પુત્રની પ્રાપ્તિ માટે કાશી જઇ વીરેશ્વરની પૂજા ભક્તિભાવથી કરવી એમ તેમની ઉત્કટ ઇચ્છા હતી, પરંતુ તેમ બની શક્યું નહિં; તેથી કાશીમાં તેમનાં એક વૃદ્ધ બ્હેન રહેતાં હતાં. તેમને તેમણે તેમની વતી વીરેશ્વર મહાદેવની રોજ પૂજા અને ભક્તિ કરવાનું લખ્યું. તેમનાં બ્હેન તે પ્રમાણે કરવા લાગ્યાં. હાથમાં લાકડી ઝાલીને તે ગંગા કિનારે જતાં અને ત્યાંથી ગંગાજળ લાવી, પુષ્પ અને બિલ્વ પત્રથી તે રોજ મહાદેવની પૂજા કરતાં. ભુવનેશ્વરીને તેમણે આ ખબર લખી મોકલી અને તેમનો જીવ આશામાં પડયો. ઇશ્વર પ્રત્યેની તેમની શ્રદ્ધા અડગ હતી. પ્રત્યેક વાતમાં તે ઇશ્વરની સહાય માગતાં. એક ન્હાનું બાળક જેમ પોતાની માતા પ્રત્યે હર વખત જુવે તેમ તે પ્રભુ પ્રત્યે નમ્ર હૃદયે જોતાં અને પુત્રને માટે પ્રાર્થના કર્યા કરતાં દિવસો વ્યતીત થવા લાગ્યા. તેમનો અંતરાત્મા પ્રસન્ન દેખાવા લાગ્યો. તેમનું ચિત્ત કાશીમાં થતી પૂજામાં પરોવાયલું રહેવા લાગ્યું. તેમના વિચાર કાશીમયજ બની ગયા. તેમનું હૃદય શિવમંદિર થઇ રહ્યું ! મનમાં તેમને ભાસ થવા લાગ્યો કે વિરેશ્વર તેમની અરજ જરૂર સાંભળશે ! તેમણે વધારેને વધારે શ્રદ્ધા, ભક્તિથી પ્રાર્થના કરવા માંડી. જેમ ગૌરાંગ પ્રભુને જગન્નાથ-પુરીના વિચારમાં ભાવસમાધિ થઇ જતી હતી, તેમ તેમને પણ ઘરનું કામ કરતે કરતે વિરેશ્વરના સ્મરણમાં ભાવ સમાધિ થઇ જતી અને તે સ્તબ્ધ બની જતાં. તે વખતે તેમની પાસે રહેલાં કુટુંબનાં મનુષ્યો હાલમાં કહે છે કે, તે સમયમાં આખા ઘરમાં ભક્તિભાવની

ઉત્તમ પ્રભા છવાઇ રહેતી હતી. તેઓ તેનું કારણ સમજતાં નહિ; પરંતુ ભુવનેશ્વરી માતા એક સાધ્વી બની રહ્યાં છે એટલુંજ માત્ર તે જાણતાં. વારંવાર ભુવનેશ્વરીનો આત્મા કાશી તરફ વળતો અને તેમનાં વૃદ્ધ બ્હેન "વિશ્વેશ્વર ઉપર જળધારા કરતાં હશે અને પુષ્પમાળા સમર્પતાં હશે" એવા એવા વિચાર મનમાં આણી, ચાલતે અગર કામ કરતે એકદમ વિશ્વેશ્વરના ધ્યાનમાં તેઓ મગ્ન બની જતાં.

**यादृशी भावना सिद्धिर्भवति तादृशी।** માનસશાસ્ત્રનો નિયમ છે કે શુદ્ધ સાત્વિક હૃદયની ભાવના સ્થૂલરૂપે પ્રત્યક્ષ થાય છેજ. યોગ્ય સમય વીત્યા બાદ ભુવનેશ્વરી દેવીને પુત્રનો પ્રસવ થયો. સને ૧૮૬૩ ના જાન્યુઆરી માસની તે બારમી તારીખ હતી. હિંદુઓનો પોષ માસ, મકરસંક્રાંતિનો દિવસ અને સોમવાર હતો. સવારના સાડા પાંચ વાગે બ્રાહ્મ મુહૂર્તમાં ભુવનેશ્વરી દેવીએ પુત્ર રત્નને જન્મ આપ્યો. નવા જન્મેલા બાળકનો ચ્હેરો તેના દાદા દુર્ગાચરણને મળતો છે એમ સર્વ કહેવા મંડયાં. "શું પોતાનો યોગ સંપૂર્ણ કરવાને ફરીથી જન્મ લઇને દુર્ગાચરણ તો નહિ આવ્યા હોય!" એમ સઘળાંને લાગ્યું. તેનું નામ પાડવાનો સમય આવ્યો. તે વિષયમાં વાદવિવાદ થવા માંડયો. આખરે ભુવનેશ્વરી દેવી બાળકની આંખો સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળીને બોલી ઉઠયાં. "તેનું નામ! એને વીરેશ્વર કહીને બોલાવજો." વીરેશ્વર મહાદેવના પ્રસાદથી તેનો જન્મ થયો હતો તેથી તેનું નામ વીરેશ્વર પાડવામાં આવ્યું. તે જ્યારે નિશાળે જતો થયો ત્યારે તેનું નામ ફેરવીને તે નરેન્દ્રનાથ–મનુષ્યોના રાજાનો રાજા રાખવામાં આવ્યું.

આ પ્રમાણે ઇશ્વરપરાયણ અને પ્રોઢ વિચારવાળી માતા, બુદ્ધિશાળી પિતા અને વૈરાગ્યશીલ પિતામહથી ઉતરી આવેલી ઉચ્ચ ભાવનાઓવાળા કુટુંબમાં આપણા ચરિત્ર નાયકનો જન્મ શુભ દીવસે

અને અત્યંત શુભ ચોઘડીયે થયો હતો. કહેવત છે કે "ત્રીજી પેઢી તારે ડુબાડે!" દાદાના ગુણ ત્રીજી પેઢીએ ઉતરે છે. સ્વાભાવિક નિયમ છે કે માબાપના ગુણ છોકરાંમાં અવશ્ય ઉતરીને આવે છે. આ બાળકની બાબતમાં તેમજ થયું. દાદાની વૈરાગ્યવૃત્તિ, પોતાની ઉદારતા અને વિશાળ બુદ્ધિ તેનામાં ઉતરી આવ્યાં હતાં; પણ ભુવનેશ્વરી દેવીએ તેમાં આપેલો હિસ્સો અલૌકિક હતો! તીવ્ર સ્મરણશક્તિ, ધાર્મિકતા, રામાયણ મહાભારતાદિની ઉત્તમ ભાવનાઓ, સ્વાભિમાન અને હિંદના પ્રાચીન ગૌરવનું ભાન—એટલું તો બાળકને ભુવનેશ્વરી દેવીએજ તેને અર્પેલું હતું, કે જે અપૂર્વ બક્ષિસને લીધેજ નરેન્દ્ર—સ્વામી વિવેકાનંદ એક અસાધારણ વ્યક્તિ તરીકે પૂજાયા હતા.

બાળકે ત્રણ વર્ષ પુરાં કર્યાં ત્યાં સુધી તે ઘણા જક્કી સ્વભાવનું હતું. પોતે ધાર્યું હોય તેજ કરવાને તે મથતું, માતા તેને ધમકાવતાં અને બીક બતાવતાં; પણ તે કશાને ગાંઠે નહિ. આખરે તેને તે પાણીના નળ પાસે બેસાડતાં અને તેના ઉપર નળનું પાણી છોડી મૂકતાં અને બહુ કંટાળે ત્યારે બરબડતાં કે, "શિવ! શિવ! મેં પુત્રને માટે પ્રાર્થના કરી અને તેમણે તો મને એક રાક્ષસ આપ્યો!" વળી બાળકને જાણે કે તે કહેતાં હોય તેમ તે બોલે કે, "તું જો સારી પેઠે નહિ વર્તે તો શિવજી તને કૈલાસમાં પેસવા નહિ દે." વૃદ્ધાવસ્થામાં ભુવનેશ્વરી દેવી પોતાના પુત્રના યૂરોપિયન શિષ્યો પાસે આ બધી વાતો કરતાં અને કોઇ શિષ્ય આતુર થઇને પૂછે કે, "શું તે તમને ત્રાસ આપતા હતા?" તો માતા હસતે વદને જવાબ આપતાં." અરે! તેની સંભાળ રાખવાને માટે મારે બે બાઇઓ રાખવી પડતી હતી."

બાલ્યાવસ્થામાંથીજ પુત્રની સ્મરણશક્તિ વિશેષ માલમ પડતી હતી. કારણ કે તેનો એક સગો કે જે સંસ્કૃતનો પંડિત હતો તે તેને રાતે સુતી વખતે અમરકોશના કેટલાક શ્લોકો મ્હોડે કરાવતો હતો

અને બાળક તે શ્લોકોને થોડાજ સમયમાં કંઠે કરી નાખતું અને આથી કરીને એમ કહેવામાં આવે છે કે, જ્યારે બાળક છ વરસનું થયું ત્યારે લગભગ અર્ધો અમરકોશ તે મોંએ બોલી જતું હતું !

આ અવસ્થામાં પણ પવિત્રતા અને ભક્તિ તરફ તેનું મન આકર્ષાતું અને ધાર્મિક ક્રીયાઓ કરવાને તે આતુર બની જતું. નિશાળેથી પાછા ફરતાં રસ્તામાં તે મુક્તિફોજના માણસોને જતા જુએ તો પુસ્તકોને રસ્તામાં ફેંકી દઇ તેમની પાછળ એક ગાંડા માણસની માફક તે જાય. સાધુ, વૈરાગીને માટે તે અત્યંત પ્રેમ દર્શાવતું અને ભિક્ષા માગવાને માટે જો કોઇ સાધુ તેને ઘેર આવે તો તેને પોતાનું પહેરેલું કપડું પણ તે આપી દેતું. એક વખત તેને નવી ધોતી પહેરાવવામાં આવી હતી. એક સંન્યાસી "નારાયણ હરિ ! નારાયણ હરિ !" બોલતો બોલતો ઘર પાસે આવ્યો. નરેન્દ્રના હર્ષનો પાર રહ્યો નહિ. સાધુએ એક કપડાની ઇચ્છા દર્શાવી. તરતજ નરેન્દ્રે પોતાની નવી ધોતી તેને કહાડી આપી. આથી કરીને કોઈ સાધુ બારણા આગળ આવે તો ભુવનેશ્વરી દેવી નરેન્દ્રને કલાકના કલાક સુધી ઘરમાં પુરી રાખતાં અને આંગણે આવેલા સાધુથી તેને દૂર કરી દેતાં, પણ આથી બાળક રોકાતું નહિ. ઘરમાં પુરી રાખવામાં આવે ત્યારે મેડી ઉપર ચઢી બારીઓ અને જાળીઆમાંથી જે પણ વસ્તુ હાથમાં આવે તેને તે સાધુ તરફ ફેંકતો !

ભુવનેશ્વરી દેવી શ્રીરામ અને સીતાની કથા દરરોજ નરેન્દ્રને કહેતાં. તે ઘણા ઉલ્લાસથી આખી કથા સાંભળતો. ભુવનેશ્વરી દેવી અને આખું કુટુંબ શ્રીરામ અને સીતાની પ્રતિમાઓની પૂજા, ચંદન અને પુષ્પ વડે રોજ કરતાં. આ બધું નરેન્દ્ર પ્રત્યક્ષ નિહાળતો. આથી નરેન્દ્રને પણ શ્રીરામની પૂજા કરવાનું મન થયું. માતાએ તેને તે બાબતમાં જરા જરા દોર્યો હતો. પોતાના એક બ્રાહ્મણ મિત્રની સાથે

બજારમાં જઇને તે રામ–સીતાની એક મૂર્તિ લઇ આવ્યો. ઘરમાં ત્રીજે માળે એક ન્હાની ઓરડીમાં તે બંને જણ ગયા અને બારણાં બંધ કરી દીધાં. પેલા બ્રાહ્મણ મિત્રે મૂર્તિની સ્થાપના કરાવી અને નરેન્દ્રે તે કરી અને બંને જણ શ્રીરામ અને સીતાનું ધ્યાન ધરવા લાગ્યા. તેઓએ આંખો મીંચી દીધી અને એટલા બધા લીન થઇ ગયા કે કલાકના કલાક વીતી ગયા પણ તે ઉઠયા નહિ. રાત્રિ પડી જવા આવી અને કુટુંબના માણસોએ શોધ ખોળ કરી મુકી. કોઇને સુઝી આવ્યું કે ત્રીજે માળ જુવો! ત્રીજા માળનાં બારણાં બંધ! હવે શું કરવું? દ્વારને કુહાડી વતી ચીરવામાં આવ્યાં! પેલો બ્રાહ્મણનો છોકરો એકદમ ન્હાસી ગયો પણ નરેન્દ્ર પૂર્ણ ધ્યાનમાં હતો. અહો! બાલ્યાવસ્થાનું ધ્રુ[illegible]વ અને પ્રલ્હાદનાં અકલુષિત હૃદયો! શુકદેવનું અચલિત ધ્યાન! ન્હાનપણમાં ચિત્ત નિર્મળ હોય છે અને અડગ શ્રદ્ધાથી ભરપુર હોય છે. નરેન્દ્રની બાબતમાં પણ તેમજ થયું હતું. માણસોએ તેને બોલાવ્યો હલાવ્યો, પણ તે હાલ્યો નહિ; છેવટે બોલ્યો ત્યારે "મને બેસી રહેવા દો" એટલુંજ બોલ્યો! સર્વે પાછાં નીચે ગયાં અને આ બાળયોગીને તેનું ધાર્યું કરવા દીધું.

એક બાજુએ જોતાં નરેન્દ્રમાં સાધુતાનાં બીજ નજરે પડતાં અને બીજી બાજુએ તપાસતાં બચપણની દોડકૂદ અને મસ્તીમાં તે મશગુલ જણાતો. તેની મોટી બ્હેનોને તે વારંવાર ચીઢવતો અને "મને પકડાય છે?" એમ કહેતો કહેતો એવો ન્હાસતો કે તેમના હાથમાં આવતો નહિ. ઘરની ગાય તેને અત્યંત વ્હાલી હતી. તેની બ્હેનો ગૌપૂજન કરે ત્યારે તે પુષ્પ વગેરે લાવવા લાગતો. વળી એક વાંદરો, એક બકરો, એક મોર, થોડાંક કબુતરો અને બે ત્રણ ધોળા ઉંદરો તે ઘરમાં રાખતો. તેમને પોતાને હાથે ખવરાવતો અને વારંવાર તેમની જોડે રમતો. આ પશુ પ્રીતિ તેના હૃદયમાંથી મરતાં સુધી

ખશી નહોતી. રસ્તામાં જતી ગાડીઓની લાંબી હાર જોવાનો તેને અત્યંત શોખ હતો. વારે ઘડીએ ઘરમાંથી તે ન્હાસી જાય અને બજારમાં ઉભો ઉભો ગાડીઓને તે જોયા કરે! ગાડી ઉપર બેઠેલા ગાડીવાનો, તેમના હાથમાં ઝાલેલી ચાબુકો, તેમનો નિસ્પૃહી સ્વભાવ અને તેમનું એકાદ ગીતનું લલકારવું આ સઘળું તેને અત્યંત પ્રિય થઇ પડતું. એક દિવસ ગાડીમાં બેઠે બેઠે વિશ્વનાથે તેની આવી પ્રીતિ જોઇ અને સવાલ કર્યોઃ "મારા દિકરા, તું મોટો થઇશ ત્યારે કોણ થઇશ?" નરેન્દ્રે જવાબ આપ્યોઃ "અલબત, ગાડીવાન!" કેવો બાળકનો નિર્દોષ સ્વભાવ! જે વાત હાથમાં ધરવી તે વાતમાં તદ્રૂપ બની તેનેજ શ્રેષ્ઠ માનવી અને મનાવવી! આ સ્વભાવને લીધેજ નરેન્દ્ર મોટો થયો ત્યારે પણ તે જે જે વિષયને હાથમાં ધરતો તે તે વિષયના શ્રેષ્ઠપણાનું ભાન સર્વને કરાવતો.

## પ્રકરણ ૪ થું—સરસ્વતી દેવીને અર્પણ.

નરેન્દ્ર ૭ વર્ષનો થયો ત્યારે તેને એક ગામઠી સંસ્કૃત પાઠશાળામાં મુકવામાં આવ્યો. જે દિવસે નિશાળની શરૂઆત કરી તે દિવસે ઘરમાં મોટા ઠાઠથી સરસ્વતી દેવીનું પૂજન થયું. વેદના અનેક મંત્રો ભણવામાં આવ્યા અને અંતઃકરણોએ એકત્ર થઇને પ્રાર્થના કરી અને માતાપિતાએ પોતાના બાળકને સરસ્વતી દેવીને અર્પણ કર્યું! કેવા ભાવથી, કેવી શ્રદ્ધાથી અને કેવા ઉલ્લાસથી બાળક અર્પણ થયું હશે કે સરસ્વતી દેવીએ તેને પોતાનુંજ કરી લીધું! શુદ્ધ અને શ્રદ્ધાવંત અંતઃકરણોની આશીષ અને ઇચ્છા સત્વર ફળીભૂત થાય છે. કેટલાં માબાપો આવી શ્રદ્ધાથી પોતાનાં બાળકોને નિશાળે મુકે છે અને સરસ્વતીને અર્પણ કરે છે. હિંદુશિક્ષણનાં તત્ત્વો કાંઇક જુદાંજ છે!

પશ્ચિમમાં વિદ્યા ઐહિક સુખના સાધન તરીકે લેખાય છે, પણ હિંદમાં પારમાર્થિક જીવનના પગથીયારૂપે ગણાય છે. શુદ્ધ આર્યત્વનો વિકાસ તેમાં અનાયાસેજ થાય છે. અનેક ધાર્મિક સત્યો અને સિદ્ધાંતોનું દર્શન તેમાં કરાવાય છે. આ પારમાર્થિક વિચારને લીધેજ સરસ્વતી–વિદ્યાદેવી દેવી તરીકે લેખાય છે–પૂજાય છે અને બાળક ધાર્મિક ક્રિયાઓથી તેને અર્પણ કરાય છે તથા ભણવું એ પણ ધાર્મિક કર્તવ્ય મનાય છે.

નરેન્દ્ર શાળામાં જવા લાગ્યો પણ શાળામાં ભણતા વિદ્યાર્થીઓની રીતભાતથી તેના ઉપર ખોટી અસર થવા લાગી, તેથી માબાપે ખાનગી રીતે એક પંડિતને ઘેર રાખી નરેન્દ્રને ભણાવવાનો પ્રારંભ કર્યો. નરેન્દ્રની સ્મરણશક્તિ અત્યારથીજ તીવ્ર દેખાતી હતી. તેની સાથે ભણવાને બીજા છોકરાઓ પણ તેના ઘરમાં આવતા હતા. પંડિત બધાને ભણાવે અને સઘળા ધ્યાન દઇને સાંભળે, પણ નરેન્દ્ર એક બાજુ ઉપર પલાંઠી વાળી, આંખો મીંચીને ધ્યાન ધરતો બેસી રહે ! આથી તેના શિક્ષક ઘણા ગુસ્સે થતા અને મનમાં ધારતા કે નરેન્દ્ર મૂર્ખ છે અને કલાસમાં ઉંઘ્યા કરે છે. આવી રીતે વખત વર્ગમાં પાઠ શીખવતે શીખવતે તેમણે નરેન્દ્રને આંખો મીંચીને બેઠેલો જોતાં તે ઘણા ખીજવાયા. એકદમ ઉઠીને તે નરેન્દ્રની પાસે ગયા અને તેને બે હાથે ઝાલીને ખુબ હલાવ્યો તથા ધમકાવ્યો; પરંતુ નરેન્દ્ર તુરતજ પોતાના બચાવમાં બધા પાઠ કડકડાટ બોલી જવા લાગ્યો! પંડિતજી તો આ પ્રકાર જોઇને છક્કજ થઇ ગયા! તેઓ ધીમેથી માત્ર એટલુંજ બરબડયા કે " આ તો કોઇ વિલક્ષણ પુતળું છે ! " તે સમયથી નરેન્દ્રની સ્મરણશક્તિ માટે તેમને ઘણોજ ઉંચો અભિપ્રાય બંધાયો.

વિશ્વનાથદત્ત અને ભુવનેશ્વરીની તીવ્ર ઇચ્છા હતી કે નરેન્દ્રને

અંગ્રેજી શિખવતાં પહેલાં સંસ્કૃતમાં પારંગત કરવો. સંસ્કૃત ભાષા હિંદુઓની એક વખતની માતૃભાષા છે અને હાલની ધર્મભાષા છે. જગતમાં સર્વેથી તે જુનામાં જુની ભાષા લેખાય છે. આર્યોના પ્રૌઢ વિચાર અને ઉચ્ચ ભાવનાઓનો તે ભંડાર છે. હિંદુશાસ્ત્રો તેમાંજ રચાયલાં છે. હિંદુઓનું ગૌરવ તેમાંજ સમાયલું છે. તેના અધ્યયનથી હિંદુ જીવનનાં તત્વો સહજે સમજાય છે અને આર્ય ચારિત્ર ઘડાય છે. હિંદુ ચારિત્ર કેવાં ઉચ્ચ તત્વોનું બનેલું છે તેનો ખ્યાલ એ ભાષા આપણને આપે છે. આર્યોના પ્રાચીન અને અસાધારણ ગૌરવને તથા પ્રજાકિય જીવનને સમજાવે છે. આર્ય જીવનનો તે પાયો છે. તેમાં સમાયલી વિદ્યા અને વિચાર આર્ય પ્રજાનો મહાન ખજાનો છે. આર્ય પ્રજાનું ઐક્ય અને તે ઐક્યનું ભાન તેનાજ ઉપર રહેલું છે. **સાદું જીવન અને ઉચ્ચ વિચાર** તેનું પ્રથમ સુત્ર છે. પ્રજાકિય કેળવણીનું તે બીજ છે. તેનો ઉંડો અભ્યાસ, આર્ય જીવન શું શું કરી શકે, આર્યજીવનની મહત્તા કેટલી છે, તેમાં કેવી કેવી ગુહ્ય શક્તિઓ રહેલી છે તે સર્વનું પ્રત્યક્ષ ભાન કરાવે છે. તેના અભ્યાસ વગર હિંદુ ધર્મનું ખરૂં સ્વરૂપ સમજાતું નથી. આર્ય સ્ત્રી પુરૂષોના આદર્શ એ ભાષાના ગ્રંથોમાંથીજ માલમ પડી આવે છે. ભારતવાસીઓનો તે આત્મા છે. સમસ્ત હિંદુ પ્રજાનો સમસ્ત ભારતવર્ષમાં પ્રસરી રહેલો તે જીવન પ્રવાહ છે. હિંદની સમસ્ત ભાષાઓનું તે મૂળ છે. સંસ્કૃતનું જો વિસ્મરણ થાય તો આર્ય પ્રજા નષ્ટ થઇ જાય. આથી નરેન્દ્રના માબાપે પ્રથમ સંસ્કૃતથીજ શરૂઆત કરાવી. બાલ્યાવસ્થામાંજ બાળકને પોતાની ધર્મભાષા ભણવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. નરેન્દ્રનો પ્રેમ એ ભાષા તરફ દિવસે દિવસે વધતો ગયો અને તે એટલો વધ્યો કે તે વિવેકાનંદ તરીકે બહાર પડયો ત્યારે સંસ્કૃત ભાષાના મોટા અભ્યાસી અને કીમાયતી તરીકે પ્રખ્યાત થયો; અને

અમેરિકામાં તેના સંસ્કૃત અભ્યાસને લીધે પણ તે ઘણા અમેરિકનોનાં હૃદયોને જીતી લઇ શકયો.

ઘરમાં વિશ્વનાથદત્તનો એક સગો સંસ્કૃતનો પંડિત હતો તેની પાસે નરેન્દ્રને હવે રાખવામાં આવતો. રાતે તેનું સૂવાનું પણ તે પંડિતની પાસેજ થતું. આ વિદ્વાનનું ધારવું હતું કે બાળકની સ્મરણ-શક્તિ ખીલવવાને અને તેનું ચારિત્ર ઘડવાને સંસ્કૃતના કેટલાક શ્લોકો અને પાઠ તેને કંઠે કરાવવા. આથી સૂતાં પહેલાં તે અનેક પ્રકારના ઉત્તમોત્તમ શ્લોક તેને કંઠે કરાવવા લાગ્યો. નરેન્દ્રને તે સહેલાઇથી કંઠાગ્ર થઇ જતાં.

ભુવનેશ્વરી દેવીએ તેને હવે અંગ્રેજી ભાષાના અક્ષરો શિખવ-વાની શરૂઆત કરી. જે અંગ્રેજી ભાષાદ્વારા આખા જગતને ધ્રૂજા-વવાને નરેન્દ્ર એક વખત શક્તિમાન થયો હતો તે ભાષાનું શિક્ષણ આપવાની માતાએજ શરૂઆત કરી. સાથે સાથે ભુવનેશ્વરીએ પાંડ-વોની કર્તવ્યનિષ્ઠા, તેમનાં પરાક્રમ અને યુદ્ધ વગેરેથી ભરપૂર એવી આખી મહાભારતની કથા પણ તેને સંભળાવવાની શરૂ કરી. નરેન્દ્ર અત્યંત ભાવથી તે સાંભળતો. એક તરફ અંગ્રેજી ને બીજી તરફ પ્રાચીન સંસ્કૃતિ! કેવો સરસ સંયોગ! નરેંદ્ર જ્યારે વિવેકાનંદ તરીકે પ્રખ્યાત થયો ત્યારે તેનામાં દૃષ્ટાંત તરીકે વાર્તાઓ કહેવાની જે અદ્-ભુત કળા આવી હતી તે કળા ભુવનેશ્વરી દેવી પાસેથીજ તે શિખ્યો હતો. વળી આ કુમળી વયમાંજ ભુવનેશ્વરી દેવીએ તેનામાં દેવપૂજા કરવાનો સંસ્કાર નાંખ્યો.

ખરી પ્રાથમિક કેળવણી તો આ પ્રમાણે માતાને હાથેજ મળી શકે! સાધુ સંતોના અનુભવોની લાંબી લાંબી પુષ્કળ કથાઓ હિંદુ-સ્તાનમાં પ્રચલિત છે. ઋષિમુનિઓનો તે હિંદુ પ્રજાને અમૂલ્ય વારસો છે. તેની આધ્યાત્મિક વિદ્યાનો તે પાયો છે. તેમના ચારિત્ર ઉપરથીજ

હિંદુ સમાજનું બંધારણ બંધાયલું છે. સમાજના મૂળ બંધારણની પાછળ તે ગુહ્ય તત્ત્વ રૂપે રહેલું છે. હિંદુ સમાજમાંની અનેક ઉત્તમ રૂઢિઓએ સૂક્ષ્મ તત્ત્વોનોજ સ્થૂલ આવિર્ભાવ છે. આથીજ હાલ અનેક વેશધારીઓ વધી જવા છતાં પણ સાધુ સંતોનું હિંદુ સમાજમાં ઉચ્ચ પદ ગણાય છે અને જેઓ જ્ઞાન અને ઉચ્ચ ભાવનાઓનો ભંડાર ગણાય છે. તેમનું ચારિત્ર હિંદુ સમાજના જીવનનું તારતમ્ય અને અંતિમ આદર્શ છે. તેમના આધ્યાત્મિક અનુભવો અને ઉપદેશ શ્રવણ કરવાને દરેક સંસ્કારી હિંદુ સદા આતુર હોય છે. નરેન્દ્ર પણ સ્વાભાવિક રીતે ઇશ્વરનાં દર્શન પામેલા હોય એવા સંત પુરૂષોની વાર્તાઓ ઘણા ઉલ્લાસથી સાંભળતો અને ઘણી વખત અરણ્યમાં જઈ એક ભક્ત અથવા યોગીની માફક ઇશ્વરનાં દર્શન કરવાને આતુર બનતો. બીજાં બાળકોની સાથે રમતે રમતે પણ "ચાલો આપણે ઇશ્વરનું ધ્યાન ધરીએ" એમ બોલી ઇશ્વરનું ધ્યાન ધરવા બેસી જતો અને બીજાને તેમ કરવાનું કહેતો. સંસારની વાતોથી તે દૂર રહેતો. અત્યારથીજ તેનામાં વૈરાગ્યવૃત્તિ દેખાતી હતી.

એક બનાવ એવો બન્યો કે જેથી તેની વૈરાગ્યવૃત્તિને પોષણ મળ્યું. ઘોડા અને ગાડીઓનો તે શોખીન હતો, તેથી ઘણુંખરૂં ઘોડાઓના તબેલામાં તે જતો, ઘોડાઓને પંપાળતો અને ગાડીવાન સાથે વાતચીત કરતો. આ ગાડીવાન કુંવારો હતો અને તે પરણતો નહોતો. સંસાર અસાર છે, દુઃખનો દરીઓ છે, એમ કહેતો કહેતો તે પોતાનો અનુભવ કહેવા લાગ્યો. સંસારનાં બંધનમાં પડવું, સ્ત્રી અને છોકરાની કાળજી માથે વ્હોરી લેવી, એવી એવી મુશ્કેલીઓ દર્શાવીને તેણે સંસારી જીંદગીનાં અનેક દુઃખો વર્ણવ્યાં. નરેન્દ્ર તેની વાત સાંભળતો અને ઉંડા વિચારમાં પડી જતો. એકવાર આ વાત સાંભળીને તેણે નિશ્ચય કર્યો કે "હું કદી પરણનાર નથી. બસ સ્વતંત્ર જીંદગીજ

મારે જોઇએ ! હું સાધુ થઇશ અને સ્વતંત્રપણે આખા હિંદમાં પર્યંટન કરીશ.” આ નિશ્ચયની અસર તેના દરેક કૃત્યો ઉપર થઇ. ભુવનેશ્વરી દેવી રામ અને સીતાનાં ઉપાસક હતાં, તેથી નરેન્દ્ર રામ અને સીતા તરફ અત્યંત ભક્તિભાવ દર્શાવતો અને તેમની પવિત્ર કથા સાંભળતાં સાંભળતાં તેનો આત્મા પવિત્ર વાસનાઓથી ઉભરાઇ જતો અને તે આવેશમાં આવી જતો; પણ રામ અને સીતા પરણેલાં ! શ્રી રામ સંસારી ! શ્રી રામ–સાક્ષાત ઇશ્વરનો અવતાર તે પણ સંસારના બંધનમાં ! આ વિચાર તેના મનમાં ખુંચવા લાગ્યો. ભુવનેશ્વરીએ તેને સીતા સ્વયંવરની કથા કહી હતી. તેમનો દાંપત્ય પ્રેમ તે વખાણતો અને રામના પરાક્રમોનું તે આનંદથી મનન કરતો. રામ અને સીતા બંનેનાં ચારિત્રને તે સર્વોત્કૃષ્ટ ગણતો પણ–પણ તે પરણેલાં! બસ, ત્યારે બધુંએ નકામું !

શ્રીરામ અને સીતાની મૂર્તિને તે દરરોજ પૂજતો પણ હવે ઉપલા વિચારને લીધે તેને તેના ઉપર અશ્રદ્ધા થવાનું કારણ મળ્યું. ભક્તિભાવમાં ખલેલ પહોંચ્યું અને પોતાનો આદર્શ ફેરવવાનો સમય આવ્યો ! નરેન્દ્ર રોવા જેવો થઇ ગયો. તેની આંખમાંથી આંસુ નીકળી પડયાં ! દેવતા બધાએ સંસારી ! હવે કોનું પૂજન કરવું એ વિચારે તેને બહુજ મુઝવ્યો. તેને દુઃખમાં સહાય કરનાર, તેની શંકાઓનું સમાધાન કરનાર, ભુવનેશ્વરી દેવી ડગલે ડગલે તૈયારજ હતાં. ભુવનેશ્વરી નરેન્દ્રનું સર્વ વાતે વિશ્રામ સ્થાન હતાં. કાંઇ પણ કારણ મળે કે તરતજ નરેન્દ્ર તેની પાસે દોડી જતો અને ભુવનેશ્વરી તેનું તત્કાળ સમાધાન કરી તેના મનને એવું તો ઉમદા વલણ આપતાં કે નરેન્દ્રનાં ભાવી ચારિત્રનાં બીજ એક પછી એક તેના હૃદયમાં ઉંડાં રોપાઇ જતાં. નરેન્દ્ર આ પ્રસંગે પણ પોતાની મા પાસે ગયો. ભુવનેશ્વરી રોવાનું કારણ પૂછવા લાગ્યાં. નરેન્દ્ર ચૂપ રહ્યો અને ડૂસકાં

ખાવા લાગ્યો. માતાએ તેને છાતી સરસો ચાંપ્યો. નરેન્દ્રના હૃદયનો ભાર ઓછો થયો અને તેણે પોતાની સઘળી વાત કહી. ભુવનેશ્વરીના મનમાં પોતાની વિરેશ્વરની આરાધનાનો વિચાર આવ્યો. મહાદેવનું સ્મરણ થયું અને તેમણે પોતાના પુત્રને "વીરેશ્વર" ના નામથી બોલાવીને સલાહ આપી: "ત્યારે તું મહાદેવની પૂજા કર!" તરતજ બાળક નરેન્દ્ર ત્યાંથી ગયો, ત્રીજે માળ પૂજાની ઓરડીમાં તેણે પ્રવેશ કર્યો. શ્રીરામ અને સીતાની મૂર્તિ જોઇને તે જરા અટક્યો, પણ પછી તરતજ તે મૂર્તિનું ગળુ મરડી નાખી તેને રસ્તા ઉપર ફેંકી દીધી! બીજે દિવસે સવારમાં શિવની મૂર્તિ ખરીદવાને તે બજારમાં ગયો. ભુવનેશ્વરીએ તેને પૈસા આપ્યા હતા. તરતજ તે મહાદેવની મૂર્તિ લઇ આવ્યો અને જે સ્થળે રામ-સીતાની મૂર્તિ બેસાડી હતી તેજ સ્થળે શિવની મૂર્તિ બેસાડી તેનું ધ્યાન ધરવા લાગ્યો.

આત્માના પ્રદેશમાં વિચરવું-એને ધ્યાન અથવા સમાધિ કહે છે. અત્યારે આપણામાં ધ્યાન, યોગ, સમાધિ એ જુના વખતની વાતો થઇ પડી છે. એ શબ્દો ઉચ્ચારતાં આપણા મગજમાં પ્રાચીન સમયના ભણકારા વાગે છે! જે સમયમાં સાધુઓ અરણ્યમાં વસી, વૃક્ષની છાયા નીચે શીલા ઉપર બેસી અસંખ્ય શિષ્યોને તત્ત્વજ્ઞાનનો બોધ આપતા હતા, તે સમય આપણી દૃષ્ટિ આગળ ખડો થાય છે. સંસારી મનુષ્યોથી ઘણે દૂર, અરણ્યોનાં વૃક્ષોની ધાડી ઘટામાં આર્ય ઋષિમુનિઓ ધ્યાનસ્થ થઇ, અગાધ શક્તિઓ પ્રાપ્ત કરી, પરમાત્માનું દર્શન કરવાને શક્તિમાન થતા, એ ચિતારનું આપણને ભાન થાય છે! અને તેમની અગાધ શક્તિઓ! મહાન પુરૂષોમાં મનની મહાન એકાગ્રતા રહેલી હોય છે. એ એકાગ્રતા વડેજ તેમનો જય! એવી એકાગ્રતા પૂર્વક જે સાધવાનું સાધન એજ યોગ અને ધ્યાનાદિ છે એમ તેમનાં ઉદાહરણો આપણને સૂચવે છે.

નરેન્દ્રને એવા સાધુઓ અને તેમની વાતો ઘણાંજ પ્રિય હતાં. સાધુઓ વિષે તે સઘળું જાણતો. તેઓ કેવી રીતે ધ્યાન ધરે છે તે એ સમજતો. ઘરનાં માણસો પૂજા કરવાને કેવી રીતે બેસતાં તે એ જોતો. એક દિવસ એક વડીલે સંતોની વાતો કહેતે કહેતે ગમ્મતની ખાતર કહ્યું કે, જે સાધુઓની માફક ધ્યાન ધરે તેના વાળ વધીને મોટી જટા જેવા બની રહે! નરેન્દ્રે એ વાતને સાચી માનીને શરીર ઉપરનાં સઘળાં વસ્ત્ર કહાડી નાખ્યાં. એક ભગવી લંગોટી તેણે વાળી અને પદ્માસન વાળીને એકાંતમાં ધ્યાન ધરવા લાગ્યો! ભુવનેશ્વરીએ તે જોયું ત્યારે તે બોલી ઉઠયાં, "અલ્યા આ શું કરે છે!" માતાની પાસે દોડતો દોડતો તે હર્ષભેર ગયો અને ગર્વ ધરી બોલવા લાગ્યો: "જુવો, હું ધ્યાન કરૂં છું—હું ધ્યાન કરૂં છું." હાથ જોડી, આંખો મીંચી, પોતાની બાળબુદ્ધિ પ્રમાણેનું ધ્યાન તેણે એક કલાક સુધી કર્યું. એટલામાં તેના વાળ વિષે તેને વિચાર આવ્યો. વાળને તપાસતાં તે વધેલા માલમ પડયા નહીં અને તેથી ગભરાઇ ઉઠીને તે પોતાની માતા તરફ દોડી જઇ વાળ નહીં વધવાનું કારણ પૂછવા લાગ્યો. માતાએ તેને સમજાવ્યો કે છોકરાંના વાળ કંઇ તરત વધે નહિ. મોટો થઇશ એટલે તે વધશે. વળી તે પોતાના અનુભવની વાત કરવા લાગ્યો, "માડી સવારમાં શિવજી પાસે બેસીને હું ધ્યાન ધરતો હતો પણ તેમાં ચિત્ત લાગ્યું નહી, તેથી મને તમારા શબ્દો સાંભર્યા કે મેં તોફાન કર્યું તેથી શિવે મને કૈલાસમાંથી કહાડી મૂક્યો છે! હું ધારૂં છું કે માગ પાછલા જન્મમાં હું સાધુ હોઇશ ને મેં તોફાન કર્યું હશે તેથીજ મને શિવજીએ કહાડી મૂક્યો હશે! જો હું હવે ભલો સાધુ થાઉં તો શિવ મને ફરીથી કૈલાસમાં આવવા દેશે?" ભુવનેશ્વરીએ જવાબ આપ્યો, "હા" પણ તે મનમાં ગભરાવા લાગ્યાં કે તેના દાદા દુર્ગાચરણની—માફક તે પણ કદાચ સાધુ

થઇ જશે! પણ તેમણે એ વિચાર મનમાંથી કહાડી નાંખ્યો.

પોતાના બાળ મિત્રોની સાથે રમતમાં પણ નરેન્દ્ર ધ્યાન ધરવાની રમત રમતો જણાતો. તેનું કુટુંબ તેને ઘણીવાર ધ્યાનસ્થ થયેલો નિહાળતું. તે લાંબા વખત સુધી આંખો મીંચી આસન વાળીને બેસતો. તેના મનમાં શું હશે તે કોઇ જાણી શકતું નહી; પરંતુ ધ્યાનમાં તે એટલો લીન થઇ જતો કે કોઇ કોઇ વખત તેને જગાડવાને તેના શરીરને પુષ્કળ હલાવવું પડતું. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ કહેવત પ્રમાણે બાળપણમાંથીજ કોઈ મહા પુરૂષનાં લક્ષણ આવી રીતે આ બાળક દર્શાવતું હતું. તેનું ધ્યાન ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવાને માટેજ હતું. એકાગ્રતાવડે આગળ જતાં લગભગ આખા જગતને તે પોતાના વિચારોથી હલાવી શક્યો. હિંદુ જાતિનું ગાંભીર્ય, હિંદુઓની વિશાળ તાત્ત્વિક દૃષ્ટિ કે જે નરેન્દ્રમાં મોટી વયે પૂર્ણતાને પહોંચેલાં જણાયાં તેનાં બીજ આ પ્રમાણે અત્યારથીજ તેનામાં દેખાય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. એક સમયે નૈતિક અને આધ્યાત્મિક પૂર્ણતાને શિખરે પહોંચેલી હિંદુ પ્રજામાં હજી પણ એને અનુકુળ વિચારોનું પોષણ કેટલાંક કુટુંબોમાં મળે છે ખરૂં, પણ સોએ યા હજારે એકાદ જેટલા વિરલ અપવાદોને બાદ કરતાં ઘણેખરે ઠેકાણે તો અજ્ઞાન, દુઃખ, દારિદ્રય કારણોને લીધે એ વિચારોનો ઉચ્છેદજ થતો ચાલ્યો છે. ઋષિમુનિઓની પ્રજાના કેળવણીના માર્ગો જુદાજ હોય! તે ઋષિઓના જેવાજ હોય. આધુનિક આર્યપ્રજા પાશ્ચાત્યોના મોહ આડે તે વાત સમજતી નથી. હિંદુ જીવનમાં અનેક ગુહ્ય શક્તિઓ રહેલી છે. હિંદુ જીવનનાં તત્ત્વો જુદાંજ છે. પણ હાલના હિંદુઓ પોતેજ પોતાની જાતિને ઓળખતા નથી. તેનું બંધારણ સમજતા નથી. તેમની નસોમાં કયું લોહી વહે છે તે વાતને તેઓ જાણે કે ભૂલીજ ગયા છે! અંધશ્રદ્ધાથી

પાશ્ચાત્યોના અનુકરણમાં સર્વસ્વ આવી રહેલું માનનારાઓ હિંદુ જાતિમાંથી આ કુદરતી લોહીને કહાડી નાંખી નવુંજ લોહી દાખલ કરવા માગે છે; પણ વ્યાધિની પરિક્ષા વગરના ઉંટવૈદ્યોની પેઠે એવા ઉપાય નકામાજ છે!

નરેન્દ્રની બાલ્યાવસ્થાના આ સમયમાંજ એક અલૌકિક વાત એ બનતી હતી કે રાતે પથારીમાં સુતા પછી તે જ્યારે ઉંઘી જવાની તૈયારીમાં હોય ત્યારે તેની આંખો ઉપરનાં બે ભવાંના વચલા ભાગની સામે એક આસમાની રંગનો પ્રકાશ તેને દેખાતો.

નરેન્દ્ર દસ વર્ષનો થયો ત્યાંસુધી એમજ સમજતો કે ઉંઘી જતી વખતે બધાએ આ પ્રમાણે પ્રકાશ જોતા હશે! પછીથી તે સમજ્યો કે દરેકને તે જોવાનું ભાગ્ય હોતું નથી. આ જ્યોતિદર્શન તેના અવસાન સુધી કાયમ રહ્યું હતું. આ પ્રકાશદર્શન ધ્યાનનું ફળ છે. નરેન્દ્ર તે બાલ્યાવસ્થામાંથીજ જોતો હતો, તેથી સાબિત થાય છે કે તેના પૂર્વ જન્મમાંજ ધ્યાનાવસ્થા તેને સિદ્ધ થએલી હતી. આથીજ ધ્યાન તેને મન એક રમત જેવું થઇ રહ્યું હતું.

## પ્રકરણ ૫ મું—અંગ્રેજી નિશાળમાં.

સાત વર્ષની ઉમ્મરે નરેન્દ્રને અંગ્રેજી નિશાળે મૂકવામાં આવ્યો. તેને કહેવામાં આવ્યું કે હવે તેને અંગ્રેજી શિખવું પડશે. નરેન્દ્ર "ના" કહેવા લાગ્યો. "તે મ્લેચ્છ ભાષા શા માટે હિંદુઓએ શિખવી જોઇએ" એમ તે કહેવા લાગ્યો. આપણે તો આપણી ભાષામાં પારંગત થવું જોઇએ એમ તે વિચારવા લાગ્યો. "અંગ્રેજી ભાષા હું નહીં શિખું" એમ તે દ્દઢપણે દર્શાવવા લાગ્યો. નિશાળેથી તે પાછો આવતો રહ્યો. તેનાં માબાપે તેને સમજાવ્યો કે તે રાજ્યભાષા છે

અને શીખવી આવશ્યક છે. તો પણ તે માને નહિં. તેના બાપનો એક ઘરડો કાકો હતો તેણે તેને એક ખુણામાં લઇ જઇને ખુબ સમજાવ્યો, પણ તે માને નહિ. કેટલાક માસ વીતી ગયા પછીજ એના મગજમાં એ વાત ઉતરી અને વૃદ્ધ કાકાની શિખામણ માની અને અંગ્રેજીનો અભ્યાસ શરૂ થયો. પોતાના મનનું સમાધાન થયા વગર કોઇ પણ વાત શરૂ ન કરવી એ આ બાળકનો સ્વભાવ હતો, અને સમાધાન થયા પછી જે બાબત તે હાથ ધરતો તેમાં તે પ્રવીણ થતો ત્યાં સુધી તેને છોડતો નહિ. અંગ્રેજી શિખવાનું હાથ ધર્યા પછી તેમાં તે એટલો પ્રવીણ થયો હતો કે મોટી વયે પાશ્ચાત્ય વિદ્વાનોને તેમની સ્વભાષામાં પણ તે આંજી નાંખતો અને આખી દુનિયામાં આર્ય તત્વજ્ઞાનનો ફેલાવો કરવામાં એ ભાષા તેની પાસે એક સમર્થ સાધનરૂપે થઇ રહી હતી. સાથે સાથે એટલું કહેવાની ખાસ જરૂર છે કે નરેન્દ્રને નિશાળે મૂકયો પણ તેની ઘરની કેળવણી બંધ થઇ નહોતી. હિંદુસ્તાનમાં આજકાલ બાળકને નિશાળે જતું કર્યું એટલે માબાપની ફરજ સેંકડે નવ્વાણું ટકા પુરી થયેલી ગણાય છે. કેટલાંક માબાપ વખતે " આજ કેટલામો નંબર પુરાવ્યો " એટલો વસાલ છોકરાંને પૂછે છે, પણ તેના ચારિત્ર સંબંધી કે ગૃહ કેળવણી સંબંધી બિલકુલ દરકાર કરતાં નથી. સુધારામાં સપડાઇ ગએલાં માબાપ સુધારો, સુધારો કરતાં કાંઇ પણ આદર્શ વગરનું જીવન ગાળે છે. તેમના વિચારો માત્ર સંસારની વાસનાઓને તૃપ્ત કરવાનાજ હોય છે. તેની આગળ શું છે તે જોવાની અગર જાણવાની તે દરકાર કરતાં નથી. આ પ્રમાણે જે માબાપો દ્રવ્યનીજ પાછળ ભટકયા કરે છે તેઓ પોતાનાં છોકરાંને પણ તેમજ કરવાનું શિખવે એટલે પછી બાળકો ઉંચા ચારિત્રવાળાં ક્યાંથી થાય? નરેન્દ્રની બાબતમાં તેમ થયું નહોતું. ભુવનેશ્વરી દેવીએ તેને રામાયણ અને મહાભારતના

અસંખ્ય શ્લોકો કંઠે કરાવ્યા હતા. બંગાળી ભાષાનું સાહિત્ય પણ તેને ખાનગી શિક્ષક મારફત શિખવાતું. આથી કરીને ઘણાં બંગાળી વાક્યો નરેન્દ્ર મ્હોડે બોલી જતો. ખાસ કરીને રામાયણ અને મહાભારત બંગાળી ભાષામાંજ તેને શિખવવામાં આવ્યાં હતાં. આથી કરીને કેટલાક વેરાગીઓ, હાથમાં એકતારો લઇને રામાયણમાંની કવિતાઓ બોલતા બોલતા તેના ઘર પાસે આવતા. ત્યારે તેમને નરેન્દ્ર ધ્યાન દઇને સાંભળતો અને વખતે તેઓ ભૂલ કરતા તો તે સુધારાવતો. તેઓ તેની પ્રશંસા કરતા અને પાછા ફરતા. કોઇ પણ સ્થળે રામાયણની કથા કહેવાય તો ત્યાં નરેન્દ્ર જરૂર જાય. ભજન થતું હોય તો ત્યાં પણ જાય, ભજન ગાવા માંડે અને પ્રભુ નામની ધૂન બોલતો બોલતો કૂદવા માંડે. હનુમાનનું ચારિત્ર તેને અત્યંત પ્રિય થઇ પડતું. હનુમાન! બાલ બ્રહ્મચારી! વજ્રાંગ! મહાવીર! મહાભક્ત! આજ્ઞાંકિત સેવક! શ્રીરામના નામ વગરની મુક્તામાળા પણ જેને તુચ્છ લાગી! આવા શબ્દો ભાર મૂકી મૂકીને તે બોલતો અને મસ્ત બની જતો! એક કથાકારે એને કથામાં કહ્યું કે હનુમાન કેળાની ઘટામાં હજી પણ રહે છે. નરેન્દ્ર તરતજ શ્રીહનુમાનનાં દર્શન કરવાને આતુર બની ગયો! તે બોલી ઉઠયો, "મને દર્શન દેશે?" કથાકારે જવાબ આપ્યો, "હા, તમને પણ દર્શન થશે!" રસ્તામાં આવતાં આવતાં કદળી વૃક્ષની ઘટા તેની નજરે પડી. નરેન્દ્ર તેમાં જઇને બેઠો અને ધ્યાન ધરવા લાગ્યો. લાંબો વખત થયો પણ કાંઇ દર્શન બર્શન થયું નહિં. તે બહુજ નિરાશ થયો અને ઘેર પાછો આવ્યો. ઘરનાં માણસોએ તેને સમજાવ્યો અને તેના બાળક હૃદયને શાંત પાડવાને માટે કહ્યું; "શ્રીરામનો સંદેશો લઇને તે પરગામ ગયા છે." આથી તે શાંત થયો. કેવું બાળક હૃદય! કેવી નિર્દોષતા! બાળક નરેન્દ્રને મન તો પૃથ્વી ઉપરજ દેવતાઓ વસી રહ્યા હતા!

સંન્યાસી થયા પછી પણ તે હનુમાન મહાવીરની વાર્તા ઘણા જુસ્સાથી કહેતા અને તેને સાંભળનારાઓ આવેશમાં આવી જઇને "જય હનુમાન" એમ બૂમ પાડી ઉઠતા. પોતાના આશ્રમમાં પણ હનુમાનની મૂર્તિ રાખવાની ઇચ્છા તેણે દર્શાવી હતી.

ભજન ગાનારી મંડળીઓ નરેન્દ્રના ઘર આગળ આવતી અને ભુવનેશ્વરી પોતાના પુત્રને માટે ખાસ કરીને તેમની પાસે ભજન ગવરાવતાં. નરેન્દ્ર તેથી ખુશી થતો અને કવિતામાં ગવાતી કથાઓને ધ્યાન દઇને સાંભળતો. આ પ્રમાણે અનાયાસેજ હિંદુ ભાવનાઓનું શિક્ષણ નરેન્દ્રના હૃદયમાં રેડાતું હતું. પોતાના પ્રજાકિય સાહિત્યનું અધ્યયન બાળક જેમ જેમ વધારે કરે તેમ તેમ તેનામાં સ્વાભાવિક રીતેજ સ્વદેશપ્રીતિ અને સ્વાભિમાન વધારે વધારે ઉદય પામે છે અને તે ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરે છે; એમ ભુવનેશ્વરી દેવીનું દૃઢ માનવું હતું. માતૃભાષાના પરિપક્વ અભ્યાસની આવશ્યકતા ભુવનેશ્વરી દેવી સારી પેઠે સમજતાં હતાં. માતૃભાષામાં લખાયલાં પુસ્તકો, કવિતાઓ, ભજનો, દંતકથાઓ, ઇતિહાસ અને ચરિત્રો નરેન્દ્ર પાસે વંચાવત્રાં અથવા તો કોઇના મુખથી ગવાતાં તેને સંભળાવવાં કે જેથી કરીને બાળક સ્વદેશી સાહિત્યનું પ્રેમી બને, સ્વદેશી સાહિત્યમાં બાળકનો આત્મા ઉછેરાય, તેનું રહસ્ય તે સમજે અને તેની ઉંડી છાપ તેના હૃદયમાં પડી રહે એમ ભુવનેશ્વરી દેવી દૃઢપણે માનતાં અને નરેન્દ્રનો આત્મા બંગાળી સાહિત્યથી અલંકૃત થાય અને બંગાળી સાહિત્યમાં તે સર્વદા જાગૃત રહે એમ કરવાને તે અનેક યુક્તિઓ રચતાં. આ સઘળાનું પરિણામ એ આવ્યું કે આગળ ઉપર નરેન્દ્ર બંગાળી સાહિત્યનો એક મહાન ભક્ત બન્યો. બંગાળી ભાષાનો એક વિખ્યાત લેખક થયો અને બંગાળી કવિતાઓમાં એક કવિ તરિકે પણ માન મેળવી શકયો ! આ સઘળો પ્રતાપ ભુવનેશ્વરી દેવીનોજ

હતો! શાબાશ છે એ શુદ્ધ આર્યાને! ધન્ય છે એ આદર્શ માતાને! નરેન્દ્રનું મહદ્ ભાગ્ય હતું કે આવી વીર વિદુષી માતા તેને મળી હતી!

અફસોસ! કેટલો બધો વિનિપાત! ભુવનેશ્વરી દેવી જેવી લલનાઓ પણ જે માતૃભાષાની હિમાયત કરે, તેની કેવી દુર્દશા! આધુનિક સમયમાં કોલેજના વિદ્યાર્થીઓને એક કકડો કાગળ લખવો હોય તો તે ઇંગ્રેજી ભાષામાંજ લખવાનું વધારે પસંદ કરે અને તે ભાષામાંજ સારી રીતે લખી શકે! માતૃભાષામાં લખતાં તેમને શબ્દો જડે નહીં, વાક્ય રચના ગોઠવતાં મુશ્કેલી થાય અને વિચાર સ્પષ્ટપણે દર્શાવતાં આવડે નહીં! ભલભલા ગ્રેજ્યુએટો પણ તેમાં ઉંડું જ્ઞાન ધરાવતા ક્વચિતજ જણાય! રે, તેને માટે પસંદગી કે તેની આવશ્યકતા દર્શાવતા ભાગ્યેજ દેખાય! જ્યાં માતૃભાષાની આવી અવગણના ત્યાં સારાં બાળકોની આશાજ શી!



## પ્રકરણ ૬ ઠું-વિદ્યાર્થીજીવન.



મેટ્રોપોલિટન ઇન્સ્ટીટયુશન નામની અંગ્રેજી નિશાળમાં નરેન્દ્રને મૂકવામાં આવ્યો હતો. નિશાળમાં તે એક જગ્યાએ સ્થિર બેસી રહેતો નહિ. પ્રવૃત્તિમયતા, દયાળુતા અને સ્વતંત્ર વિચાર, ખાસ કરીને આ ગુણો તેનામાં ન્હાનપણથીજ માલુમ પડતા હતા અને જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તે ગુણો વધારે ને વધારે ખીલતા ગયા. જ્યારે તે રમવાને જતો ત્યારે તે ખુબ રમતો, તે ઘણું કૂદતો, દોડતો અને કુસ્તી કરતો. તે છોકરાઓનાં નામ પાડતો અને તોફાન કરતો. રમતમાં પણ તે સૌનો સરદાર થઇ રહેતો. નવી નવી રમતો તે શોધી કહાડતો અને તેમાં મશગુલ થઇ જતો. ઉપરથી તે સૌને રમતીયાળ અને તરંગી જણાતો, પણ તેનું અંતઃકરણ ઘણુંજ હેતાળ

હતું. તેના હૃદયમાં ઉંડો પ્રેમનો ઝરો વહી રહ્યો હતો. રમતમાં કોઇને વાગે તો તે તરતજ રમત છોડી દઇને તેની માવજત કરવા મંડી જતો. બધા ફરવા ગયા હોય અને કોઇ માંદુ થઇ જાય તો તેને તે એકલો ઘેર પહોંચાડી આવતો. રસ્તામાં જતાં જતાં કોઇ માણસને આફતમાં આવેલો જુએ તો તરતજ તે ઉભો રહે અને તેની આફત દૂર કરે. એક વખત તેણે એક સ્ત્રી અને તેના બાળકને ચગદાઈ જતાં બચાવ્યાં હતાં. ઘોડાગાડીની છેક નીચે તે બંનેને આવી ગયેલાં જોઇને નરેન્દ્ર ઝટ ઉભો રહ્યો અને એક હાથે સ્ત્રીને અને બીજા હાથે તેના પુત્રને તેણે બહાદુરીથી ખેંચી કહાડયાં. શેરીનાં માણસો અને પાડોશીઓ સાથે તે માયાળુપણે વર્તતો અને તેમનું કામકાજ કરતો. બધાંને તેનામાં વિશ્વાસ હતો. ગરિબમાં ગરીબને પણ તે ઘણા હેતથી બોલાવતો. નીચ જાતિની સ્ત્રીને પણ તે " મોટી બ્હેન " કહીને બોલાવતો ! નરેન્દ્રમાં આ દયાળુતા અને ખાનદાની તેનાં માબાપમાંથીજ ઉતરી આવી હતી. ભુવનેશ્વરીનું હૃદય બહુજ દયાળુ હતું. એક વખત એક મુસલમાને પોતાનું ઘર ગીરો મૂકી વિશ્વનાથ પાસે અમુક રૂપીઆ વ્યાજે લીધા. મુદત પુરી થઈ અને પૈસા આપી ઘર છોડાવવાનો વખત આવ્યો. પણ તે મુસલમાન પાસે પૈસા હતા નહિ. પોતાનું ઘર જશે એમ તેને ભય લાગ્યો. ભુખે મરવાનો તેને પ્રસંગ આવ્યો અને તેણે પોતાની હકીકત ભુવનેશ્વરીને કહી. તેમણે તે શાંતપણે સાંભળી અને એક પાઇ પણ લીધા વગર ગીરોખત મુસલમાનને પાછું આપી દઇને દેવું માફ કર્યું. વિશ્વનાથની સખાવતો આખા કલકત્તામાં જાણીતી હતી. મા બાપ તરફથી વારસામાં મળેલી આ દયાળુતાને લીધેજ મોટી વયે નરેન્દ્ર—વિવેકાનંદ—અસંખ્ય પરોપકારનાં કામો કરવાને શક્તિમાન થયો હતો. શાળાના દિવસોમાં તેનામાં એક પ્રકારની અશાંતિ—પ્રવૃત્તિમયતા—દેખાઇ આવતી હતી. એકનો એક વિષય

શિખવવો કે એકજ સ્થળે બેસી રહેવું તેને ગમતું નહિ. નવું નવું જોવું, નવું નવું જાણવું, નવા નવા વિચારો કરવા, એ એને વધારે પસંદ પડતું. પણ આવું અસ્થિર–અશાંત બાળક, આસનવાળી એક ચિત્તે થઇ ધ્યાનમાં કલાકના કલાક સુધી બેસી રહેતું તે જોઇ સર્વને આશ્ચર્ય લાગતું! સાધુઓને જોઇને હજી પણ નરેન્દ્ર ગાંડો ઘેલો થઇ જતો અને તે વખતે તેની અસ્થિરતા–અશાંતિ–કોણ જાણે ક્યાંયે જતી રહેતી! સાધુ મળ્યો કે જાણે એને ગોળનું માટલું મળ્યું! તેનો અંતરાત્મા સાધુ થઈ જવાને તત્પર થઇ રહ્યો હતો! શાળામાં પોતાના મિત્રોને તે હર વખત પૂછતો કે દુનિયામાં તેઓ શું શું કરશે! કોઇ નવો નિશાળીઓ આવે કે તેને પૂછે, "તારા વંશમાં કોઇ સંન્યાસી થયું છે?" તે જો હા પાડે તો તે તેને બહુજ વ્હાલો લાગે! વળી નરેન્દ્ર બધાની હસ્તરેખાઓ જોતો અને ભવિષ્ય ભાખતો. પોતાની રેખા જોઇને તે કહેતો કે તે સંન્યાસી થશે! પછી બધાઓ સંન્યાસીઓની વાતો કરે અને નરેન્દ્ર તેમને સાધુઓનાં ચરિત્ર રસથી કહે! "તેઓ હિમાલયમાં રહે છે અને હમેશાં મહાદેવનાં દર્શન કરે છે, જેમને સંન્યાસી થવું હોય તેમણે તેમની પાસે જવું અને પોતાની ઇચ્છા બતાવવી. મનુષ્ય અધિકારી છે કે નહિ તે જોવાને તેઓ તેને એક લાંબા વાંસ ઉપર અદ્ધર સુવાડે છે અને તે જો પડે નહિ તો તેને તેઓ દિક્ષા આપે છે. આ સંન્યાસીઓ શિવલિંગની માફક સીધા બેસે છે અને તેઓ કશાથી ડરતા નથી." આવી આવી બાળક જેવી નિર્દોષ વાતો નરેન્દ્ર કહેતો. સાધુ વિષે વાત કરતાં તેનું હૃદય ઉલ્લાસમાં આવી જતું અને તેના મુખ ઉપર સાધુ જીવનનો ઉજવલ પ્રકાશ છવાઇ રહેતો! આવી વાતો કહેવામાં અને રમવામાં તે આખો દિવસ ગાળતો, માત્ર એકજ કલાક રોજ વાંચતો. વરસમાં નવ મહિના તે રમતો અને પરિક્ષા આવે ત્યારે

જરા વધારે વાંચતો, પણ તેની બુદ્ધિ તીવ્ર હોવાથી તે વર્ગમાં પહેલો જ નંબર રાખતો અને પરિક્ષામાં ઉપલે નંબરે પાસ થતો. અંગ્રેજી, સંસ્કૃત અને ઇતિહાસમાં તેની ઉમ્મરના પ્રમાણમાં તે વધારે પ્રવીણ હતો. ગણિતને તે “ ગાંધીઓનો ધંધો ” કહેતો અને તે ખપ જેટલુંજ કરતો.

પ્રત્યક્ષ અનુભવ થયા વગર કાંઇ પણ માનવું નહિ એમ નરેન્દ્રનો અત્યારેથીજ નિશ્ચય હતો. ફલાણાએ કહ્યું છે અથવા તો ફલાણા પુસ્તકમાં લખેલું છે માટે તે માન્ય કરવું, એનાથી તે તદ્દન વિરૂદ્ધ હતો. નિશાળેથી આવતાં રસ્તામાં એક ચંપક પુષ્પનું ઝાડ હતું તેના ઉપર ચઢીને તે બેસતો. એ ઝાડની ડાળી ઉપર તે ઉંધે માથે લટકતો અને ભયંકર રમતો રમતો. એ ઝાડ એને બહુ પ્રિય હતું. એ ઝાડનો માલીક એક વૃદ્ધ સદગૃહસ્થ હતો અને તે નરેન્દ્રને ઓળખતો હતો. નરેન્દ્ર ઝાડ ઉપરથી પડશે તો એનું મોત થશે એવા વિચારથી તે તેને બીવરાવવાને કહેવા લાગ્યોઃ “ આ ઝાડમાં એક બ્રહ્મરાક્ષસ રહે છે અને તે તારૂં ગળું મચડી નાખશે ! ” નરેન્દ્રને આ વાતમાં રસ પડ્યો. “ રાક્ષસ હશે તો જોવાશે ” એમ ધારીને તે ફરીથી ઝાડ ઉપર ચઢીને બેઠો. તેનો એક બાળમિત્ર પાસે ઉભો હતો તે ભયથી કહેવા લાગ્યો, “ નીચે ઉતરી જા, નહિ તો બ્રહ્મરાક્ષસ તને મારી નાંખશે ! નરેન્દ્ર જવાબ આપવા લાગ્યોઃ “જો બ્રહ્મરાક્ષસ અહીં રહેતો હોત તો તેણે મારૂં ગળુ ક્યારનુંએ પકડ્યું હોત ! મૂર્ખા કોઇએ કંઇ કહ્યું કે તરતજ તે માની લેવું નહિ. ”

જાહેર હિમ્મત અને સ્વાભિમાનનો યોગ્ય જુસ્સો તેનામાં આ વખતે જણાઇ આવતાં હતાં. પોતાના બાપ વિશ્વનાથની સાથે વાતચિતમાં પણ તે વાદ વિનોદ કરતો અને તેના મનનું સમાધાન થયા સિવાય કંઇ પણ માનતો નહિ. મોટી વયે બાપ અને દીકરાની વચ્ચે

મોટો વાદ થતો, તેમાં વખતે પિતા અને વખતે પુત્ર જય મેળવતો. નરેન્દ્રની આ વૃત્તિને વિશ્વનાથ કદી દબાવી દેતા નહિ. તેને જે પૂછવું હોય તે પૂછવા દે અને તેનું સમાધાન કરે. વાદવિવાદમાં જ્યારે પુત્ર જય મેળવતો ત્યારે ભુવનેશ્વરી ઘણાં ખુશી થતાં. મોટી વયે પણ તે એજ વાત સર્વને કહેતો હતો કે " પુસ્તકમાં વાંચો કે તરતજ માનશો નહિ જાતે સત્યને ખોળી કહાડો. જાતે અનુભવ કરો!" અંધશ્રદ્ધા નહિ, પણ સ્વાનુભવ, એ એના ઉપદેશનું લક્ષ્યબિંદુ થઇ રહ્યું હતું.

નાનપણથીજ સમયસુચકતા અને નિડરતાનાં ચિન્હ તેનામાં કેટલેક અંશે દેખાઇ આવતાં હતાં તે નીચેનાં ઉદાહરણ ઉપરથી સહજ સમજાશે. તે લગભગ છ વર્ષનો હતો અને તેના મિત્ર સાથે મેળામાં ગયો હતો. લાખો માણસ ત્યાં એકઠાં થયાં હતાં. તેણે શિવની મૂર્તિઓ ખરીદ કરી હતી. તેને તે જીવ સમાન સાચવતો હતો. ભીડ ઘણી હોવાથી એ અને એનો મિત્ર બંને જણ છૂટા પડી ગયા. તેનો મિત્ર ભીડમાં ચગદાવાની તૈયારીમાં હતો. શિવની મૂર્તિઓને સંભાળવી અને તેના મિત્રને ભીડમાંથી શોધી બહાર કહાડવો એ બંને વાતો બનવી મુસ્કેલ હતી. એવામા એક ઘોડાગાડી દોડતી આવી અને તેનો મિત્ર ઘોડાના પગ વચ્ચે આવી જતાં તેણે બૂમ પાડી. નરેન્દ્રે તે બૂમ દૂરથી સાંભળી કે તરતજ તેની પાસે દોડી આવ્યો. એક હાથમાં શિવની મૂર્તિઓ તેણે પકડી અને બીજે હાથે તેના મિત્રને તેણે ખેંચી કહાડયો! પ્રેક્ષકોએ તેને શાબાશી આપી અને તેની પીઠ થાબડી. માતા ભુવનેશ્વરીએ આ વાત જાણી ત્યારે તેમણે હર્ષનાં આંસુ પાડયાં અને બોલ્યાં: " મારા દિકરા, હમેશાં એવુંજ પુરૂષાર્થ દાખવજે." જ્યારે તે નવ કે દસ વર્ષનો હતો ત્યારે પણ તેણે નિડરતા બતાવી હતી. એક વખત કેટલાક વિદ્યાર્થીઓને લઇને વનસ્પતિ વિજ્ઞાનશાસ્ત્રને માટે બનાવેલા એક બાગમાં તે ગયો હતો. આ બાગ

કલકત્તાથી લગભગ બે માઇલને છેટે હુગલી નદીના કિનારા ઉપર આવેલો હતો. બધાને મછવામાં બેસીને ઘણે દૂર જવાનું હતું. બાગમાં થોડોક સમય ગાળ્યા પછી બધાએ પાછા ફર્યા. રસ્તામાં મછવાની અંદર એકજણ માંદું થઇ ગયું અને તે મછવાનો કેટલોક ભાગ તેનાથી ગંદો થયો. ખલાસીઓએ તે સાફ કરવાનું તેમને કહ્યું. તેઓ ગૃહસ્થના છોકરા હતા તેથી જેટલા જોઇએ તેટલા પૈસા આપવાનું તેમણે કહ્યું, પણ ખલાસીઓએ માન્યું નહિં. મછવો કિનારે આવ્યો પણ તે સાફ કર્યા વગર ખલાસીઓ તેમને ઉતરવા દેતા નહોતા. બોલા બોલી થઈ અને તકરાર વધી ગઇ. કલકત્તામાં ફોર્ટવિલિયમ નામની અંગ્રેજોની જુની કોઠી છે. તેમાંથી નીકળીને બે અંગ્રેજ સોલ્જરો બહાર આવતા હતા. નરેન્દ્રે તેમને દૂરથી જોયા. ખલાસીઓની સાથે તકરાર ચાલતી હતી એટલામાં હોડી જરા કિનારા તરફ વાંકી વળી ગઇ. નરેન્દ્રે તેમાંથી એકદમ કૂદકો માર્યો અને જીવના જોખમે કિનારે જઇને પડયો! તે ખૂબ દોડયો અને પેલા અંગ્રેજ સોલ્જરોની પાસે ગયો. દારૂના નિશામાં તેઓ ચકચુર હતા, પણ નરેન્દ્રે તેમને બોલાવવાની હિંમત ધરી અને સભ્યતાથી ભાંગીતૂટી અંગ્રેજી બોલીમાં બધું કહેવા લાગ્યો. દારૂ પીધેલો હોવાથી અંગ્રેજ યોદ્ધાઓ સ્થિર ચાલી શકતા નહોતા, તેથી નરેન્દ્રે તેમના હાથ ઝાલ્યા અને તેમને મછવા પાસે લઇ ગયો. માછીઓને ધમકાવવામાં આવ્યા. અંગ્રેજ યોદ્ધાઓને જોઇનેજ માછીઓ ડરી ગયા અને બધા છોકરાઓને તેમણે ઉતરવા દીધા!

એક બીજો બનાવ તેની હિંમત, નિડરતા અને સમયસુચકતા દર્શાવે છે. એક વખત કલકત્તાના બંદરમાં એક મનવાર આવી હતી. નરેન્દ્રના મિત્રોને તે જોવાની ઇચ્છા થઇ. પાસ મેળવ્યા વગર ત્યાં જવાય તેમ નહોતું. બધાએ નરેન્દ્રને પાસ મેળવવાનું સોંપ્યું. પાસને માટે એક ઇંગ્રેજ ઓફીસરની પાસે જવાનું હતું. ત્યાં જવાની કોઇની

હિંમત ચાલતી નહોતી. નરેન્દ્રની ઉમ્મર આ વખતે અગીયાર વર્ષની હતી, પણ તેણે તે કામ માથે લીધું. તે સાહેબને બંગલે ગયો. તેને કોઇ અંદર પેસવા દે નહિ. તું છોકરો છે અને મનવાર જોવાને તું લાયક નથી એમ સિપાઇઓ કહેવા લાગ્યા. નરેન્દ્ર જરા ગભરાયો, પણ તરતજ તેણે હિંમત ધરી અને યુક્તિ ખોળી કહાડી. બંગલાની પાછળ એક સાંકડો દાદર હતો અને ત્યાં થઇને સાહેબ પાસે જવાતું હતું. નરેન્દ્ર ધીમે રહીને તે દાદરે ચઢી ગયો અને સીધો તે સાહેબની પાસે જઇને ઉભો રહ્યો. સાહેબને તેણે અરજ કરી અને પાસ લઇને પાછો ફર્યો. હવે તે મોટે રસ્તે થઇને આવ્યો. સિપાઇઓ તેને જોઇને આશ્ચર્ય પામ્યા. "આ કયાંથી ઘુશી ગયો!" એમ તે બરબડ્યા અને નરેન્દ્ર સામે આંખો કહાડવા લાગ્યા. "મને જાદુ આવડે છે." એમ બોલતો અને ગર્વથી તેમની સામે ડોળા કહાડતો કહાડતો નરેન્દ્ર છેક પાસે થઇને ચાલતો થયો!

વિદ્યાર્થી જીવનના દિવસોમાં તે કબુતર, ઉંદર અને પોપટ જોડે પણ ખૂબ રમતો. રમકડાંની આગગાડી બનાવતો અને પતરાંની નળીઓ કરી ઠીંકરાનાં વાસણોની નીચે ઘાસનો ધુમાડો કરી એક માનું વિજળીનું કારખાનું તે કરતો; અને નળીઓમાંથી ધુમાડો બહાર નીકળતો ત્યારે તેની સામે તે વેગળો ઉભો રહેતો અને પોતાના હાથ કેડે દઇ જાણે કે કોઇ એન્જીનીયર પોતાના કારખાનાને જોતો હોય તેમ તે ગર્વથી જોતો. વળી તેને સારી રસોઇ કરતાં શિખવાનો શોખ થયો. તેણે તેના મિત્રો સાથે મળીને રસોઇનું કામ કરવા માંડ્યું. મોટી વયે પાકશાસ્ત્રની અંદર તે એટલો બધો કુશળ થયો હતો કે અમેરિકામાં થાઉઝન્ડ આઇલેંડ પાર્કમાં પોતાના અમેરિકન શિષ્યોને એક બાજુએ તેમના ગુરૂ તરીકે ઉંડા તત્વજ્ઞાનનો બોધ તે આપતો, અને બીજી બાજુએ તરેહ તરેહવારની હિંદુ રસોઇ બનાવી

તેમને જમાડતો અને તે બાબતમાં પણ હિંદુઓની નિપૂણતા સાબીત કરતો! આ પ્રમાણે દરેક વસ્તુનો જાતે અનુભવ મેળવી, તેને જાતેજ કરી બતાવવી, એ સિદ્ધાંતને દરેક બાબતમાં તે પકડી રહ્યો હતો.

નરેન્દ્ર તેના સાથીઓનો નેતા થતો તેના મિત્રો તેને ઉપરી તરીકે ગણતા. બાલ્યાવસ્થાની રમતના સંસ્કારો મોટી વયે પણ જાગૃત રહે છે અને મનુષ્ય જાણે કે ફરીથી તેવીજ રમત રમતો હોય તેમ મહત્વનાં કાર્યોમાં તેવીજ પ્રવૃત્તિ કરી રહે છે. બાલ્યાવસ્થાનો નેપોલિયન કે વેલીંગટન, મોટી વયે સમરાંગણમાં પણ તેની તેજ રમત રમે છે. "હું રાજા છું" એમ બોલતો બોલતો નરેન્દ્ર દાદરના છેક પહેલા પગથીયા ઉપર જઇને બેઠો. તેના બે મિત્રોને તેણે નીચલા પગથીયા ઉપર પ્રધાન અને સેનાપતિ થઇને બેસવાનું કહ્યું. બીજા પાંચને ત્રીજે પગથીયે ખંડીયા રાજા તરીકે બેસાડયા. બીજા કેટલાકને રાજદરબારીઓ બનાવી છેક નીચે બેસાડયા, અને દરબારનું કામકાજ શરૂ કર્યું. ખંડીયા રાજાઓ અને રાજપુરૂષો તેને એક પછી એક નમન કરવા લાગ્યા. કેટલાક તેને સૂર્યવંશ ભૂષણ, પૃથ્વીપતિ અને ધર્મપાલક તરીકે બોલાવવા લાગ્યા. પછીથી પ્રજાના સંરક્ષણ વિષે વાર્તાચિત થયા પછી એક ગુન્હેગારને તેની પાસે લાવવામાં આવ્યો. રાજાએ તેને ફાંસીની સજા ફરમાવી; ગુન્હેગાર ન્હાસી ગયો અને પકડા પકડી ચાલી રહી. ઘરના નોકરોને ત્રાસ થયો અને તે નરેન્દ્રના સાથીઓને ધમકાવવા લાગ્યા. પણ નરેન્દ્ર એકદમ આવ્યો અને ઉલટો તેઓ સર્વને ડરાવવા લાગ્યો.

વિશ્વનાથદત્ત વકીલ હોવાથી તેમને ઘેર ઘણા અસીલો આવતા. બંગાળામાં એવો રીવાજ છે કે જુદી જુદી ન્યાતના માણસોને માટે જુદા જુદા હુક્કા ભરીને તૈયાર રાખવામાં આવે છે. વિશ્વનાથના અસીલો તેમને ઘેર આવતા ત્યારે નીચે બેસતા અને પોત

પોતાની ન્યાતનો હુક્કો લઇને ગગડાવતા. નરેન્દ્ર કોઈ કોઇ વખતે તેમની પાસે બેસતો અને તેમના ગપાટા સાંભળતો. અસીલો તેમને ઘેર ચાલ્યા જાય ત્યારે નરેન્દ્ર વારાફરતી દરેક હુક્કો ગગડાવીને તેનો સ્વાદ ચાખી જોતો! જુદા જુદા હુક્કામાંથી જુદા જુદા સ્વાદ આવે છે એમ તે માનતો. પોતાની ન્યાતનો હુક્કો પીવાય અને બીજી ન્યાતનો ન પીવાય એ વિચારથી તેને આશ્ચર્ય લાગતું! "શું બીજાનો હુક્કો પીયે તો મરી જવાય? શું ઘરનું છાપરૂં માથે તૂટી પડે? મને અજમાવી જોવા દો" એમ કહેતો કહેતો નરેન્દ્ર દરેક હુક્કાનો સ્વાદ ચાખતો અને પછી બોલતો: "જુઓ, હું તો કંઇ મરી જતો નથી! મારા ઉપર કંઇ મેડી તૂટી પડતી નથી!" તેના ઘરનાં તેની તરફ જોઇ રહેતાં અને તેના આ કૃત્ય સામે તિરસ્કાર દર્શાવતાં. એટલામાં એક દિવસ વિશ્વનાથ જાતે ત્યાં આવ્યા અને પૂછવા લાગ્યા: "આ શું કરે છે?" નરેન્દ્રે જવાબ આપ્યો: "બીજી ન્યાતનાનો હુક્કો પીયે તો શું થાય તે હું અજમાવી જોઉં છું!" વિશ્વનાથ ખડખડ હસ્યા અને પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા. બાળકની આ બાળ ક્રીડામાં પણ જાતે જોવું, અનુભવવું, પછીજ માનવું, એ સિદ્ધાંતજ કૃતિમાં મૂકાતો હતો.

ફરીથી એક વાર નરેન્દ્ર પેલા ચંપક વૃક્ષ ઉપર જઇને બેઠો હતો. તેનો માલીક તેને ફરીથી જોઇને કંટાળીને પુછવા લાગ્યો: "અલ્યા છોકરા તું તે શું આખો દિવસ રમતો ફરે છે; કાંઇ વાંચતો કેમ નથી?" નરેન્દ્ર જવાબ આપ્યો: "હું વાંચું છું અને રમું છું બંને કરૂંછું!" માલીક વિદ્વાન હતો. તેણે નરેન્દ્રને ઘરમાં બોલાવ્યો અને તેની પરીક્ષા લીધી. તેના અભ્યાસ વિષે તેની ખાત્રી થઇ. વળી તેણે પુછ્યું: "તું ક્યારે વાંચેછે અને તારી ઉપર દેખરેખ કોણ રાખે છે?" નરેન્દ્રે જવાબ આપ્યો: "હું સવારમાં વાંચું છું અને મારી મા

મારા ઉપર દેખરેખ રાખે છે. " નરેન્દ્રનો અભ્યાસ, બોલવાની છટા, અને નિડરતા જોઇને તે માલીક આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: "મારા દિકરા ! તું એક મોટો માણસ થઇશ ! હું તને આશિર્વાદ આપું છું. "

## પ્રકરણ ૭ મું—માબાપની દેખરેખ નીચે.

માતા પિતા બંનેના ગુણની જુદી જુદી અસર બાળકોના મન ઉપર થાય છે. ઘણુંખરૂં બુદ્ધિનો વારસો પિતા તરફથી અને નીતિ અને સહૃદયતાનો હિસ્સો માતા તરફથી મળે છે. પિતા બુદ્ધિને ખીલવે છે અને જીવનનાં કાર્યોને વિશાળ દૃષ્ટિથી જોતાં શિખવે છે. માતા હૃદયને ખીલવે છે, અને લાગણીવાળું તથા નીતિમાન બનાવે છે અને ચારિત્રને ઘડે છે. માતાએ અર્પેલાં આ નીતિ અને સહૃદયતા જ બુદ્ધિને ટકાવી રાખે છે, કારણ કે નીતિ વગર બુદ્ધિ ટકી શકતી નથી. આથીજ માનવ ચારિત્ર ઉપર માતાનો પ્રભાવ વિશેષ ગણાયો છે. આવાજ કંઇક અનુભવને લીધે નરેન્દ્ર-વિવેકાનંદ-પ્રખ્યાતિમાં આવ્યા ત્યારે બહુજ મગરૂરીથી કહેતા હતા કે " મારી બુદ્ધિને માટે હું મારી માતાને આભારી છું. "

દરેક માતા પોતાનાં સંતાનોને બોધ તો આપે છેજ, પણ કેટલીક માતાઓનો બોધ ચારિત્રની ઉંડી છાપવાળો હોય છે. આવી માતાઓજ મહાન પુરૂષોને ઉત્પન્ન કરવાને ભાગ્યશાળી થાય છે. આવી માતાઓનું ચારિત્ર તેમના શબ્દે શબ્દમાં ખડું થાય છે અને તે બાળકના મન ઉપર વધારે ઉંડી છાપ પાડે છે. ઘણાખરા મહાન પુરૂષોનાં ચરિત્રો તપાસતાં માલમ પડે છે કે તેમની માતાઓએ અર્પેલા ઉચ્ચ સંસ્કારોને લીધેજ તેઓ મહાન પુરૂષો બનવાને શક્તિમાન

થયા હતા. તેમની માતાઓ ઉચ્ચ સંસ્કારવાળી ન હોત તો તેઓ મહત્તાને પ્રાપ્ત કરી શક્યા નહોત. તેની માતા વગર નેપોલિયન પ્રખ્યાતિમાં આવ્યો નહોત. મહાન અંગ્રેજ ગ્રંથકાર કાર્લાઇલ, ઈંગ્લાંડનો વડો પ્રધાન ગ્લેડસ્ટન અને બંગાળાના પ્રસિદ્ધ ધાર્મિક પુરૂષ કેશવચંદ્રસેન તથા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, વર્તમાન મહાત્મા ગાંધીજી, મૌલાના મહમદઅલી અને શૌકતઅલી, આ સર્વ અસામાન્ય પુરૂષો તેમની માતાઓના બોધ વગર પ્રસિદ્ધિમાં ભાગ્યેજ આવ્યા હોત.

નરેન્દ્રના જન્મ પહેલાંજ પુત્ર થાય તો સુપુત્ર થાય એમ ભુવનેશ્વરી દેવી દૃઢપણે ઇચ્છતાં! તેના જન્મ પછી "નરેન્દ્ર એક મહાન ધાર્મિક પુરૂષ થાય" એમ તેમની તીવ્ર ઇચ્છા હતી અને તે ઇચ્છા પુરી પાડવાને દરરોજ તે પ્રભુ પ્રાર્થના કરતાં અને અનેક સાધનો યોજતાં. તેની બાલ્યાવસ્થામાં અને તેની યુવાવસ્થામાં તેના મનનું વલણ વાળવામાં, હિંદુ ધર્મના સિદ્ધાંતો મુજબ તેનું ચારિત્ર ઘડવામાં અને તેના મનમાં રામાયણ અને મહાભારતની વાર્તાઓ ઠસાવવા પાછળ તે મંડયાં ને મંડયાંજ રહેતાં. લક્ષ્મીને તે તુચ્છ ગણતાં અને તેના કરતાં સત્યશીલ જીવન વધારે કિંમતી ગણતાં. શાળાના અભ્યાસ ઉપર તે ઘણીજ દેખરેખ રાખતાં અને પોતાના ચારિત્ર અને ધાર્મિક જીવનથી પુત્રનું ધાર્મિક જીવન ઘડતાં અને તેના હૃદયમાં નૈતિક અને આધ્યાત્મિક બળ રેડતાં. આવું નૈતિક અને આધ્યાત્મિક બળ પોતાનાં બાળકોના હૃદયમાં કેટલી માતાઓ હાલમાં રેડતી હશે!

કોલેજમાં ગયા પછી પાશ્ચાત્ય વિદ્યાના સંસર્ગથી નરેન્દ્રના મનમાં અનેક વિચારોનું તુમૂલ યુદ્ધ મચી રહ્યું હતું. તે વખતે પણ ભુવનેશ્વરી પ્રભુને પ્રાર્થના કરતાં કે તેના ચિત્તમાં જલદીથી સમાધાન થાય. તેના ગુરૂની પાસે નરેન્દ્ર જ્યારે બોધ ગ્રહણ કરવા લાગ્યો ત્યારે તે

વધારે ને વધારે ઇશ્વર ભક્તિ કરવા લાગ્યાં. આમ ડગલે ને પગલે માતા તેની પાછળજ હતાં! નરેન્દ્ર વિવેકાનંદ તરીકે પ્રખ્યાત થયો તે પણ ભુવનેશ્વરીએ જોયું અને જ્યારે તેનું મૃત્યુ થયું ત્યારે પણ માતા તેના શબ પાસે ઉભે ઉભે આંખમાં અશ્રુ આણીને પ્રભુ પ્રાર્થનાજ કરી રહ્યાં હતાં!

ભુવનેશ્વરીને સાક્ષાત જગદંબા–ઇશ્વરી શક્તિ તરીકે નરેન્દ્ર જોતો અને પૂજતો. વિવેકાનંદ તરીકે તે પ્રખ્યાત થયો ત્યારે તે કહેતોઃ "**કોઇપણ મોટો માણસ એવો નહિ હોય કે જેણે પોતાની માને ખરેખરી રીતે પૂજી નહિ હોય!**" તેના તરફ ભાવથી જોતાં જાણે કે તે સાક્ષાત્ દેવી સામે જોતો હોય તેવો તેને ભાવ આવી જતો. દરેક માતા દેવીનો અંશ છે એમ તે માનતો અને આથી કરીને મોટી વયે કલકત્તામાં આવેલી દેવી કાળીનો તે મહાન ઉપાસક બની રહ્યો હતો. ભુવનેશ્વરીમાં કંઇક વિશેષતા છે, કંઇક નવિનતા છે એમ નરેન્દ્રને લાગતું. કંઇ પણ વાત હોય તો તે પોતાની માતાને કહેતો અને તેની આજ્ઞા પુરેપુરી માનતો. ભુવનેશ્વરી તેને વારંવાર કહેતાં કે મારા દીકરા! મરવું પડે તો પણ સાચું જ બોલજે અને અડગ નિશ્ચયવાળો રહેજે!"

ભુવનેશ્વરી દેવીની આ શિખામણનું પાલન કરવાનું નરેન્દ્ર કદી પણ ચૂક્યો નથી. તેની માતા પ્રત્યે નરેન્દ્રને એટલો તો પ્રેમ હતો કે તે સાધુ થયો અને વિવેકાનંદ તરીકે પ્રખ્યાતિમાં આવ્યો ત્યાર પછી પણ વારંવાર પોતાનો મઠ છોડીને ભુવનેશ્વરી પાસે તે જતો અને તેમને મદદ કરતો.

# પ્રકરણ ૮ મું.–મહત્તાનું ભાન.

જેઓ પ્લેટો અને એરીસ્ટોટલની માફક જગતના વિચારોને ફેરવવાને શક્તિમાન થયા છે, જેઓ અલેક્ઝાંડર અને સીઝરની પેઠે વિશ્વનું ભાવી બદલી શકયા છે તેઓને પોતાની મહત્તાનું ભાન ન્હાનપણથીજ હોય છે. નરેન્દ્ર કે જેણે હિંદુસ્તાન અને અમેરિકાનું ભવિષ્ય અન્ય ચઢીયાતી દિશામાં વાળ્યું તે પોતાની મહત્તા નાનપણથીજ સમજતો હતો. હવે તે હાઇસ્કૂલમાં આવ્યો હતો અને ઉપલાં ધોરણો –છઠ્ઠા સાતમામાં અભ્યાસ કરતો હતો. આ વખતે પોતાનામાં એક પ્રકારની સત્તા છે એમ તેને લાગતું હતું. પોતાના વિદ્યાર્થી જીવનમાં તે સર્વદા પ્રવૃત્તિમય જણાતો; પણ સાથે સાથે ધ્યાનમાં બેસવાનું તે ચૂકતો નહિ. જીવનની અનેક કળાઓમાં નિષ્ણાત થવું અને સાથે સાથે મોક્ષને પગથીયે ચઢતા જવું એવું તેના મનનું વલણ હતું, અને તેથી કરીને જ મોટી વયે જનક રાજાની માફક નિવૃત્તિ અને પ્રવૃત્તિનો અદ્દ્ભુત સંયોગ કરી, આ નિવૃત્ત-પ્રવૃત્તિમય જીવનને અનેક રૂપમાં તે વહેવરાવી શકયો હતો.

વિદ્યાર્થી અવસ્થામાં જાહેર હિંમત નરેન્દ્રમાં કેટલે અંશે હતી તે નીચેના બનાવ ઉપરથી સમજાશે. એક વખત તે નાટક જોવા ગયો હતો. ત્યાં એક પોલીસ અમલદાર નાટક ભજવનારાઓમાંના એક જણને પકડવાને વારંટ લઇને આવ્યો હતો. તે અમલદારે પેલા માણસને પકડવા માંડયો અને નાટકમાં ભંગાણ પડવાનો સમય આવશે એમ સૌને લાગ્યું. એકદમ નરેન્દ્ર ઉભો થયો અને તે અમલદારને ધમકાવવા લાગ્યો. "ઉભા રહો! ખેલ પુરો થાય ત્યાં સુધી ઉભા રહો! આ પ્રમાણે બધાનું જોવાનું કેમ બગાડો છો? તમે શું સમજો છો?" એકદમ બીજા પણ વીસ જણ તેની પાછળ બોલી ઉઠયા.

પોલીસ અમલદાર ગભરાયો અને પાછો ગયો! ખેલ શરૂ થયો અને નરેન્દ્રને સૌ શાબાશી આપવા લાગ્યા.

એક વખત મેટ્રોપોલિટન ઇન્સ્ટિટ્યુશનમાં મોટો ઇનામ સમારંભ થવાનો હતો. નરેન્દ્રના શિક્ષક આ વખતે પેનશન ઉપર જવાના હતા. તેની કલાસના બધા છોકરાઓએ મળીને તેમને માનપત્ર આપવાનો વિચાર કર્યો. હિંદના પ્રસિદ્ધ વક્તા સુરેન્દ્રનાથ બેનરજીને તે મેળાવડામાં પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા હતા. આવા મોટા વક્તાની સંનિધિમાં પોતાના શિક્ષકને માટે કાંઈ પણ બોલવું એ બધા છોકરાઓને ભારે થઇ પડ્યું. કોઇની હિંમત ચાલી નહિ. આખરે સૌ નરેન્દ્ર પાસે આવ્યા. નરેન્દ્રે તેમને વચન આપ્યું કે તે સભામાં શિક્ષક વિષે જે કંઇ બોલવાનું હશે તે બોલશે. પોતાના વચન પ્રમાણે નરેન્દ્ર સભામાં ઉભો થઇને બોલ્યો અને તેણે અર્ધો કલાક સુધી બધાને ચકીત કરી નાખ્યા.

તેના બેસી ગયા પછી સુરેન્દ્રનાથ બેનરજીએ ઉભા થઇને નરેન્દ્રનાં ભારે વખાણ કર્યાં અને તેની બોલવાની છટા અને જાહેર હિંમતની અત્યંત પ્રશંસા કરી. આગળ ઉપર નરેન્દ્ર જયારે વિવેકાનંદ તરિકે પ્રખ્યાત થયો ત્યારે તેના તેજ સદ્‌ગૃહસ્થ—સુરેન્દ્રનાથ બેનરજી—કહેવા લાગ્યા: “**સ્વામી વિવેકાનંદ જેવો વક્તા હિંદમાં ભાગ્યેજ પાકયો હશે.**”

વ્યાયામમાં તે આ વખતે સૌથી આગળ પડતો ભાગ લેવા લાગ્યો. પહેલવાનની માફક તે કુસ્તી કરતો અને પોતાના સાથીઓનો નેતા થવાનો તે સર્વદા પ્રયાસ કરતો. લાકડી—પટા તેણે શિખવા માંડયા અને તેમાં એટલો હોંશીયાર થયો કે એક મેળામાં લકડીપટા રમવામાં તેણે પહેલું ઇનામ મેળવ્યું. બીજી વખતે કુસ્તીમાં તેણે ઇનામ મેળવ્યું. હવે તે શેતરંજની રમત રમવા લાગ્યો અને તેમાં પણ ઘણી વખત

જીત મેળવતો. આ સમયમાં નરેન્દ્ર જે જે કળાઓ શિખ્યો તે સર્વમાં ગાયનકળા પ્રથમ પદ લેતી હતી. તેનાં માબાપની સલાહથીજ તેને ગાયન શિખવવામાં આવ્યું હતું અને સંગીતમાં તે એટલો બધો કુશળ થયો કે કવચિત્ કુવચિત્ પોતાના ઉસ્તાદને પણ તે હરાવી દેતો. શરીરના સૌંદર્યની સાથે કુદરતે તેને મધુર સ્વર પણ બક્ષેલો હતો. કોઇ પણ મનુષ્ય તેને એકજ વાર ગાતાં સાંભળતો કે કદી તેને ભૂલી શકતો નહિ. પોતાનાં માતાપિતા આગળ તે ઘણુંખરૂં ગાતો અને તે ખુશી થતાં. તે ગવૈયાના જેવું ગાઇ શકતો એટલુંજ નહિ પણ કોઇ પણ વાદ્યને તે વગાડી શકતો. મુખ્યત્વે કરીને વીણા તેને ઘણીજ પ્રિય હતી. ગાવું, વાજીંત્ર વગાડવું અને નરઘાંનો ઠેકો આપવો એ ત્રણે કામ તે સાથેજ કરતો. આગળ જતાં મોટી વયે આ ગુણ એટલો બધો ખીલી નીકળ્યો હતો કે મદ્રાસની હાઇકોર્ટના જજ્જ સર શંકર નેર જેવા મનુષ્યોએ વર્તમાનપત્રદ્વારા વિવેકાનંદનાં સંગીતવેત્તા તરીકે ઘણાંજ વખાણ કર્યાં હતાં.

જગતની બાહ્યવિદ્યાકળામાં તે આ પ્રમાણે આગળ વધતો જવાની સાથે આંતરજીવનમાં પણ તેનું મન ધીમે ધીમે ધ્યાનની ઉચ્ચકોટિએ ચ્હડતું હતું અને વધારે વધારે આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરતું હતું.

આ સમયમાં તેનું આધ્યાત્મિક જીવન કેવું હતું તે વિષે અનેક વાતો કહેવાયલી છે. એક દિવસ તેનું આખું કુટુંબ રાયપુર જતું હતું. બળદ ગાડીમાં બેસીને સૌને જવાનું હતું. મોટાં જંગલોમાં થઇને રસ્તો જતો હતો. રસ્તામાં તેઓ મુકામ કરતા કરતા જતા હતા; કારણકે તેમને ઘણા દિવસ મુસાફરી કરવાની હતી. રસ્તામાં હવા સ્વચ્છ આવતી હતી અને સૃષ્ટિસૌંદર્ય જોઇને નરેન્દ્ર અત્યંત આનંદ ભોગવતો હતો. જ્યાં જ્યાં મુકામ કરવામાં આવે ત્યાં ત્યાં સૌ શારીરિક ક્રિયાઓ કરતાં અને ધાર્મિક વાતોમાંજ દિવસ ગાળતાં. નરેન્દ્રના આનંદનો

એ સમયે પાર રહેતો નહિ. તેની ધાર્મિક વૃત્તિઓ ઉછળી આવતી. ઘડીકમાં તે યોગીઓના યોગી શ્રી મહાદેવ વિષે બોલે, ઘડીકમાં શ્રી કૃષ્ણની બાલ્યાવસ્થા વર્ણવે, ઘડીકમાં સાધુઓની વાતો કરે અને આવી રીતે આખો દિવસ તેનું મન આધ્યાત્મિક દશાના શિખર ઉપર ચઢેલું જ રહેતું. એક દિવસ તો નરેન્દ્રે આખો દિવસ ધાર્મિક કથાઓમાંજ ગાળ્યો અને સાંજે ભજન ગાતાં ગાતાં ભાવસમાધિમાં આવી જઇ નીચે ઢળી પડયો હતો.

નરેન્દ્ર મૂળથીજ આનંદી અને વિનોદી સ્વભાવનો હતો. તેના શિક્ષક ઘણી વખતે તેને ક્લાસ સોંપીને જતા. વિનોદ માટે તે કોઇ ઉપર જુઠો જુઠો ગુસ્સો કરતો અને પછીથી હસી પડતો. બે વર્ષ સુધી તેને નબળી તબીયતને લીધે નિશાળ છોડવી પડી હતી તેથી તે સોળ વર્ષની ઉમ્મરે મેટ્રીકમાં પાસ થયો અને ફર્સ્ટ ક્લાસમાં આવ્યો. મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશનમાં ફર્સ્ટ ક્લાસમાં આવનાર તે એકલોજ હતો અને તેનાથી તેની હાઇસ્કૂલની કીર્તિ ટકી રહી. આ પ્રમાણે નરેન્દ્રનું વિદ્યાર્થી જીવન પણ અસાધારણ પ્રકારનુંજ હતું.

## પ્રકરણ ૯ મું—કોલેજનું જીવન.

કોલેજના વિદ્યાર્થી તરીકે વિદ્યાર્થી જીવનની જે રૂપરેખા નરેન્દ્રે આંકી બતાવી છે તે અત્યંત અનુકરણીય છે. વિદ્યાર્થી તરીકે તેણે જે જે લક્ષણો દર્શાવ્યાં છે તે પ્રશંસા પાત્ર છે. તેનું અત્યંત સાદું જીવન હાલના વિદ્યાર્થીઓની ટાપટીપને ઠપકો દઇ રહ્યું હતું. પરિક્ષાને માટેજ કોલેજમાં ભણવાનું નથી; પણ ઉંડુ જ્ઞાન, નૈસર્ગિક શકિત અને ખરૂં મનુષ્યત્વ સંપાદન કરવાને જ માટે છે એમ તે કહી રહ્યું

હતું, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિચારોનું તે અદ્દભુત સંમેલન હતું. ઋષિમુનિઓના સિદ્ધાંતરૂપી પાયા ઉપર પાશ્ચાત્ય વિચારોની તે ઇમારત હતું. બ્રહ્મચર્યનો પ્રતાપ તે દર્શાવતું હતું. સ્વદેશાભિમાનના યોગ્ય જુસ્સાની તે મૂર્તિ હતું. સ્વાભિમાનનું તે સુચન હતું. આર્ય જીવનનું મૂળ ક્યાં છે, આર્ય જીવન શેનું બનેલું છે, આર્ય જીવનને કયે રસ્તે વહેવરાવવું, તેનું તે ડિંડમ હતું. આ દેશની આધુનિક સમયની કેળવણીમાં શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક કેળવણીની ખામી છે તે પુરવાર કરી આપતું હતું! ખરા સુધારાની દિશા તે દર્શાવતું હતું. ખરૂં શિક્ષણ આત્મ સુધારણા છે, ખરો સુધારો આધ્યાત્મિક છે એ દાખલો તે પુરો પાડતું હતું.

વિદ્યાર્થીએ જ્ઞાનની કોઇપણ શાખાની અવધિએ પહોચવું એ સુત્રનું તેમાં યથાર્થ પાલન હતું. આમ કરવામાં ભારતવર્ષના પ્રાચીન કાળની શિક્ષણ પદ્ધતિને તે અનુસરતું હતું. આપણા ઋષિમુનિઓ જ્ઞાનની કોઇ શાખામાં પારંગત થવાનેજ અધ્યયન કરતા હતા. સાદું જીવન અને ઉચ્ચવિચાર, એ તેમના જીવનનો હેતુ હતો. જ્ઞાનપિપાસા તેમની અભિલાષા હતી. તેમના ઉંડા જ્ઞાનને લીધેજ ભારતની એ સમયે ચઢતી કળા હતી.

મેટ્રીકમાં પાસ થયા પછી નરેન્દ્ર કૉલેજમાં દાખલ થયો. હવે તેના રમવાના દિવસો ગયા. સંસ્કૃતમાં તેની ઉમ્મરના પ્રમાણમાં તેણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો. દેશનો ઇતિહાસ પણ તેને સારો આવડતો હતો. હવે તેણે સામાન્ય ઇતિહાસ, ખગોળવિદ્યા, ઇત્યાદિ અંગ્રેજી સાહિત્યને પણ ખૂબ વાંચવા માંડયું. સાથે સાથે વાતચિત કરવાની કળા અને વાદ વિવાદની શકિતને પણ તે ખીલવવા લાગ્યો. સભામાં બોલવાની હિંમત અને છટા તેણે કેળવવા માંડી અને તેમાં એટલે સુધી ફાવ્યો કે આગળ જણાવ્યું તેમ સુરેન્દ્રનાથ બેનરજી જેવા

મહાન વકતાઓ પણ તેની બોલવાની શકિતનાં ભારે વખાણ કરતા.

કપડાં પહેરવામાં ટાપટીપ કરવી એ નરેન્દ્રને બિલકુલ પસંદ નહોતું. કોઇ વિદ્યાર્થી આવી ટાપટીપ કરીને આવે તો તે તેનાથી ખમી શકાતું નહિ. કોટ, પાટલુન, નેકટાઇ, કોલર વગેરેને તે ધિક્કારતો અને એવો ઠાઠ કરીને કોઇ આવે તો તેને મોઢેજ તેના ઠાઠને તુચ્છકારી કહાડતો! આવી કપડાંની ટાપટીપને તે એક પ્રકારનું બાયલાપણું ગણતો!

તેનો બીજો ગુણ આ હતો. અભ્યાસ સારી રીતે કરવાને ખાતર તે પોતાને મોસાળ જઈ એકાંત ઓરડીમાં રહેતો. આ ઓરડીમાં ટેબલ, ખુરશી કે એવો કંઇ સામાન તે રાખતો નહિ. તેને ગાવાનો શોખ હતો તેથી એક ખુણામાં તેનો તંબુરો પડી રહેતો અને બીજા ખુણામાં ચોપડીઓનો ઢગલો જણાતો! તે સુતો પણ જમીન ઉપર અને વાંચતો પણ જમીન ઉપર. તે ધનાઢ્યનો દિકરો હતો તેથી અનેક ખુરશીઓ અને ટેબલો તે ખરીદી શકત; પણ તેનું જીવન એટલું બધું સાદું હતું કે તેની વૃત્તિ કશાની પણ દરકાર કરતી નહિ!

તેનો ત્રીજો ખાસ ગુણ સહૃદયતા હતી. કોઇ વિદ્યાર્થી ગરિબ હોય, ફી ભરવાને અશક્ત હોય તો નરેન્દ્ર તેની બ્હારે એકદમ ધાતો. ગરિબનો બેલી રામ! તેમ તેની કોલેજમાં ગરિબનો બેલી નરેન્દ્ર! ગમે તેમ થાય પણ પેલા ગરિબને તે મદદ કરેજ. ગરિબનો તે પક્ષ ખેંચતો, ગરિબને માટે લઢતો, ગરિબને માટે તે મોટા માણસની પણ ઇતરાજી વહોરી લેતો. એક વિદ્યાર્થીને ફી ભરવાના સાંસા હતા. તેણે માફી થવાને અરજ કરી પણ તેની દાદ કોઇ સાંભળે નહિ. નરેન્દ્રે તેનો પક્ષ લીધો અને કોલેજના સેક્રેટરીને તે મળ્યો પણ તેણે માન્યું નહિં. સેક્રેટરી રસ્તામાં એકલો મળે એવો લાગ

નરેન્દ્રે સાધ્યો અને રસ્તામાં તેને આજીજી કરી; તેમાં તે ન ફાવ્યો ત્યારે સેક્રેટરીને ધમકાવવા લાગ્યો ને આખરે તેને મોંએજ માફીની હા કહેવરાવી! આ પ્રમાણે પેલા ગરિબ વિદ્યાર્થીની ઇચ્છા નરેન્દ્રે પુરી કરી. તેનો સ્વભાવ આનંદી હતો અને વિદ્યાર્થીઓના આનંદ ઉત્સવોમાં તે રસ ભર્યો ભાગ લેતો. ગાયનનો તે શોખીન હતો અને એ વિદ્યામાં ઘણો પ્રવીણ થયો હતો. પોતાના વિદ્યાર્થી મિત્રો સાથે ગાડીમાં બેસીને બહાર ફરવા જતો ત્યાં પણ અનેક ગાયનો ગાતો. પ્રોફેસરના આવતા પહેલાં કલાસમાં પણ એકાદ ચીજ તે લલકારતો અને પ્રોફેસર કલાસ તરફ આવતે આવતે તેના મધુર સ્વરનું પાન કરતા અને પોતાના મુખ ઉપર હર્ષનાં ચિન્હ સહિત કલાસમાં પ્રવેશ કરતા !

પરિક્ષાના દિવસોમાં અને તેની પહેલાં બે ચાર દિવસથી ક્વચિત તંબુરો લઇ, ક્વચિત તંબુરો લીધા વગર તે ભજન ગાતો ગાતો અહીં તહીં ફરતો!

સંસ્કારી હૃદયોની વૃત્તિઓ સંસ્કારીજ હોય છે. પવિત્રાત્માઓ જગતની દષ્ટિએ કંઇક ભાસે છે પણ તેમનો અંતરાત્મા કંઇક જુદા જ પ્રદેશમાં ફરતો હોય છે. નરેન્દ્ર કોલેજનો અભ્યાસ કરતો પણ તેનો અંતરાત્મા કંઇક જુદીજ વસ્તુને ચહાતો. ક્ષણે ક્ષણે તેનો જીવ કંઇક જુદાજ વિષય તરફ દોડતો. મનુષ્ય ગમે ત્યાં જાય કે ગમે તે બાબતમાં પોતાનો જીવ પરોવે પણ તેની વૃત્તિ તેના અત્યંત પ્રિય વિષય તરફ ખેંચાયાજ કરવાની. કોલેજનો અભ્યાસ કરવામાં તે પોતાના જીવને પુરેપુરો પરોવતો, પણ અનાયાસે તેની વૃત્તિ સાધુ જીવન તરફ પ્રેરાઇ જતી! "સઘળાં પુસ્તકો ફેંકી દો, પ્રભુની સંનિધિમાં વિદ્યાનો શો ઉપયોગ?" એમ તેને વારંવાર થઇ આવતું. બી. એ. ની પરિક્ષા પહેલાં એક દિવસે તેનો અંતરાત્મા

જાગૃત થયો અને પોતાની સત્તા ચલાવવા લાગ્યો! એક ભજન ગાતો ગાતો તે કેટલાક વિદ્યાર્થીઓની ઓરડીઓ આગળ આવીને ઉભો રહ્યો ! ભજનમાં તે લીન થયો હતો. તેના મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો હતો. સમય પ્રભાતનો હતો. અરૂણોદય થયો હતો. અનેક ઓરડીઓની અંદર છોકરાઓ ઉંઘતા હતા. એવે સમયે નરેન્દ્ર હાથમાં તંબુરો લઇ ગાતો ગાતો પોતાના મોસાળની ઓરડીએથી કોલેજની બોર્ડિંગ આગળ આવ્યો. તેનું ઉમદા ભજન સાંભળીને છોકરાઓ જાગી ઉઠયા ! તે આખો દિવસ નરેન્દ્રે ગાયાજ કર્યું! પરિક્ષાને માટે હવે એકજ દિવસ બાકી રહ્યો હતો, તેથી એક જણે પૂછ્યું: "નરેન્દ્ર, તેં પરિક્ષાને માટે બધું વાંચી નાંખ્યું ?" "અલબત્ત, હા" તેણે જવાબ આપ્યો અને તરતજ બીજું ભજન ગાવા લાગ્યો ! "તું કંઇ નિશ્ચય ઉપર કેમ આવતો નથી ? તારા ભવિષ્યને માટે જો તું વધારે કાળજી રાખીશ તો જગતમાં તું એક નામાંકિત અને પૈસાદાર માણસ થઇશ !" આ પ્રમાણે તેનો મિત્ર ફરીથી બોલ્યો. નરેન્દ્રે જવાબ આપ્યો કે "બંગાળાના પ્રસિદ્ધ વકીલ વ્યોમેશચંદ્ર બેનરજી જેવા પ્રખ્યાત અને લોકપ્રિય થવાનું મને વારે ઘડીએ મન થઇ આવે છે, પણ જરા વધારે વિચાર કરતાં એ બધામાં પણ સંસારની અસારતાજ મને લાગે છે ! મૃત્યુ અવશ્ય આવે છે અને દરેકને ઝડપે છે તો પછી આવી નાશવંત સમૃદ્ધિ મેળવવાને મનુષ્યે શા માટે પ્રયાસ કરવો જોઇએ ? સંન્યાસીના જીવન વિષે મેં બહુ વિચાર કર્યો છે. ખરી મોટાઇ તો એની છે ! કારણ કે મૃત્યુની સત્તાને પણ દૂર કરવાનો તે પ્રયત્ન કરે છે અને અવિકારી સત્યને તે ખોળે છે ! બાકીનું આખું જગત તો નાશવંત વસ્તુઓ મેળવવા માટેજ વ્યવહાર ચલાવે છે.

નરેન્દ્રને તેના મિત્રો ઘણુંજ ચ્હાતા. તેનો એ વખતનો એક

મિત્ર લખે છે કે "નરેન્દ્ર સાથે વાત કરવાનું અમને ઘણુંજ ગમતું; તેના વિચારો અમને પ્રિય લાગતા; તેનો સ્વર વીણા જેવો મીઠો હતો; તેના વિચારો જાણવાને અમે ખાસ કરીને કોઇ વાત ઉપાડતા અને તેના વિચારોમાં હમેશ કંઇક નવિનતાજ ભાસતી! તેની સાથે વિચારોની આપ લે કરીને તેની પાસેથી અમે ઘણું શિખતા. કદી કોઇ તેની વિરૂદ્ધ પોતાનો મત દર્શાવે તો નરેન્દ્ર પોતાની બુદ્ધિ અને ભાષાના પ્રભાવથી તરત તેનું સમાધાન કરી દેતો.

હિંદમાં ઘણા વિદ્યાર્થીઓ માત્ર વાંચવામાંજ પોતાનો બધો સમય ગાળે છે અને એક ખુણે ભરાઇ રહે છે. કોઇ પણ રમતમાં કે કસરતમાં તેઓ ભાગ લેતા નથી. એનું પરિણામ એ આવે છે કે હિંદી વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ દિન પ્રતિદિન નબળી થતી જાય છે. નરેન્દ્રનાં માબાપ સમજતાં હતાં કે શારીરિક કેળવણી વગર કેળવણી અધુરી છે અને તેથી કરીને તેઓ તેને પોતાનું બળ વધારવાને અનેક સગવડો કરી આપતાં. નરેન્દ્ર ક્રીકેટની રમત ઘણી રમતો અને લકડી પટા ખેલવામાં તેની હોંશીયારી ઘણીજ વખણાતી. કસરતના અખાડામાં પણ તે જતો અને શરીરના અવયવો મજબુત થાય એવી કસરતો કરતો. એક બાજુએ જેમ અભ્યાસમાં તે ઉંડો ઉતરતો તેમ બીજી બાજુએ ઉપર જણાવ્યું તેમ શરીરને દૃઢ અને મજબુત બનાવવાને અનેક પ્રયાસ કરતો. લકડી પટાની રમત તેને બહુ પ્રિય હતી. મુસલમાન ઉસ્તાદો પાસેથી તે એ રમત શીખ્યો હતો. તે મેળામાં જતો અને ગમે તેની સાથે લકડી પટા ખેલતો. તેમાં તે એટલો બધો પ્રવીણ થયો હતો કે તે માત્ર દસ વરસની ઉમ્મરનો હતો ત્યારે એક મેળામાં લકડી પટા ખેલવાને તેને બોલાવવામાં આવ્યો હતો, અને ત્યાં હોંશીયારમાં હોંશીયાર ખેલાડી સાથે લકડી પટા રમી તેને હરાવી તેની લાકડીના બે કકડા તેણે કરી નાંખ્યા હતા! તેની

સાથે રમનાર માણસ તેનાથી મોટો અને મજબુત હતો પણ પોતાની યુક્તિથી નરેન્દ્રે તેને હરાવ્યો અને પહેલું ઇનામ પોતાને હાથ કર્યું. આ સિવાય દોડવામાં, કૂદવામાં, કુસ્તી કરવામાં, ગંગામાં હોડીઓ ચલાવવામાં તે સૌથી શ્રેષ્ઠ ગણાતો. શારિરીક બળને માટે આટલું કરી તેણે પોતાનું શરીર સુદૃઢ બનાવ્યું હતું. તેનો બાંધો મજબુત દેખાતો હતો અને આકૃતિ સુંદર અને ભવ્ય રૂપ ધારણ કરી રહી હતી. કોલેજના દિવસોમાં જ્યાંથી ત્યાંથી ઉંડું જ્ઞાન મેળવી લેવું અને સાથે સાથે શારિરીક બળ અત્યંત વધારવું, આ બે બાબતો નરેન્દ્રનું લક્ષ્યબિંદુ થઇ રહી હતી.

નરેન્દ્રની જ્ઞાન તૃષ્ણા અગાધ હતી. કોલેજનો અભ્યાસક્રમ તેની તૃષ્ણા મટાડે એવો નહોતો. તેના વિષયોને તે બહુ મહત્વના ગણતો નહિ. આથી કરીને કોલેજના અભ્યાસની તે બહુ દરકાર રાખતો નહિ. કોલેજના અભ્યાસક્રમનો કેટલોક ભાગ તેની ઇચ્છાને અનુકુળ થતો અને કેટલોક પ્રતિકુળજ ભાસતો! આથી પરિક્ષા પહેલાં માત્ર બે મહિનાજ પાસ થવા પુરતું વાંચતો; અને બાકીનો બધો વખત કોલેજ બહારના વિષયો શિખવામાં, જાહેર ભાષણો સાંભળવામાં અને એ સમયના મહાન વિચારકોના વિચારોનું મનન કરવામાં તે ગાળતો. વર્તમાનપત્રો, માસિકો અને નવલકથાઓ તથા સમકાલિન લેખો તે તે પુષ્કળ વાંચતો. નવા નવા વિચારો તે શોધતો. જ્ઞાનની અનેક શાખાઓનું એક મૂળ શોધી કહાડવું અને નૈસર્ગિક શકિત પ્રાપ્ત કરવાને માનસિક શકિતઓને અત્યંત ખીલવવી, આ તેના અભ્યાસનો ખાસ હેતુ હતો. પોતાના આશયને નરેન્દ્ર મરણપર્યંત વળગી રહ્યો હતો, અને પોતે મુકરર કરેલા અભ્યાસક્રમ પ્રમાણે તે આખી જીંદગી સુધી એક નિત્ય કર્મની માફક વાંચ્યાજ કરતો! તેના મનના આ વલણથી તે ખરે જ્ઞાનની માહીતિનો જાણે કે એક ફુવારો હોય એમ થઇ રહ્યો હતો!

આ જ્ઞાન તૃષ્ણાની સપાટી નીચે તેને ટકાવી રાખનાર, તેને અધિકને અધિક બળ આપનાર, તેના આખા જીવનમાં અને તેની બુદ્ધિમાં પવિત્રતાનો પટ બેસાડનાર તેનું ઉચ્ચ ચારિત્ર હતું. પવિત્રતા તેના ચારિત્રનું મુખ્ય અંગ હતું. તેનું એવું ચારિત્રજ તેની જ્ઞાન તૃષ્ણાને ટકાવતું, વધારતું અને ખીલવતું. આ ચારિત્ર સ્વભાવસિધ્ધ હતું. પવિત્રતા, ધાર્મિકતાની તે જાણે કે એક ઝળહળતી જ્યોતિ હોય એમ અમને ભાસતું. પવિત્રતા તેના આચારમાં, તેના વિચારમાં સદાકાળ વાસ કરી રહેતી. એ પવિત્રતાએજ એને જ્ઞાનની અવધિએ પહોચાડીને પરબ્રહ્મ-પદની પ્રાપ્તિ કરાવી હતી. પવિત્રતા અને જ્ઞાનને ગાઢ સંબંધ છે. પવિત્રતા વગરનું જ્ઞાન ગમે તેટલું હોય તો પણ તેથી મનુષ્ય ખરા વિકાસને પામતો નથી.

ધ્યાન અને જ્ઞાન એ કાર્યસિદ્ધિરૂપી રથનાં બે ચક્રો છે! તે બેના સંયોગ વગર ઐહિક કે પારમાર્થિક સિધ્ધિ પ્રાપ્ત થતી નથી. શુદ્ધ આચરણ, ઉચ્ચ આશયો અને મહત્વાકાંક્ષાનું સતત ભાન તેજ ધ્યાન! એ ઉચ્ચ આશયોના ભાનથીજ, ગ્લેડસ્ટન, રાનડે, બર્ક, ગોખલે, ગાંધી જેવા મહાન પુરૂષો અને શંકર, બુદ્ધ, દયાનંદ જેવા મહાત્માઓ, જ્ઞાનને હૃદયમાં ઠસાવી, ટકાવીને બીજાના ઉપર ઉંડી છાપ પાડી જગતમાં વિજયી થયા છે. આ ધ્યાન જ્યાં નથી ત્યાં ખરૂં જ્ઞાન પણ નથી. જ્યાં એકનો અભાવ ત્યાં બીજાનો અભાવ જ છે. એ બેના સંયોગ વગરનું જ્ઞાન ધૂમાડાના બાચકા જેવું છે. આ ધ્યાન, પવિત્રતા અને જ્ઞાનના સંયોગથી નરેન્દ્રના મુખ ઉપર, તેની બંને ભુજાઓમાં અને તેના આખા શરીરમાં પુરૂષાર્થનો અનુપમ જુસ્સો જણાઇ આવતો. તે સૌ પ્રત્યે માયાળુ અને ભલો હતો. પણ તેની ભલાઇ અસમર્થો ભવેત્ સાધુ જેવી નહોતી! એ ભલાઇ તેનામાં સાત્વિક અને ક્ષમાશીલ બળરૂપે વસી રહેલી હતી અને તે બળનું પોષક તેનું અખંડ

બ્રહ્મચર્ય હતું. પવિત્રતા–બ્રહ્મચર્ય તેના વિદ્યાર્થી જીવનનું મુખ્ય લક્ષણ હતું. આ પવિત્રતા તેને માત્ર અસત્ કાર્ય કે અસત્ વિચારથી દૂર રાખતી, એટલુંજ નહિ પણ સદ્‌વિચાર અને સત્ કાર્યમાં તે તેને સર્વદા પ્રવૃત્ત રાખતી.

મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં પાસ થયા પછી અહમ્મદખાન અને વેણીગુપ્ત નામના મોટા ગવૈયાઓ પાસે નરેન્દ્ર ગાયન શિખવા લાગ્યો. તેના પિતાની ખાસ ભલામણ હતી કે એ વિદ્યા તેણે પ્રાપ્ત કરવી અને હિંદુઓની ગાયનકળામાં પ્રવીણ થવું. નરેન્દ્રને ઇશ્વરે મધુર સ્વર બક્ષેલો હતો. પૂર્વ અને પશ્ચિમની સંગીત કળામાં તે પ્રવીણ થયો અને બંને દેશનાં વાદ્યો વગાડવામાં હોંશીયાર થયો. સાથે સાથે નૃત્યકળા પણ તેણે સંપૂર્ણપણે પ્રાપ્ત કરી લીધી. કુદરતના સૌંદર્યને તે ચહાતો અને દરેક વસ્તુમાં સૌંદર્ય લાવવાનું ઇચ્છતો. શ્રેષ્ઠ સંગીત અને શ્રેષ્ઠ નૃત્ય મનુષ્યમાં સુંદર લાગણીઓનો આવિર્ભાવ કરે છે. નરેન્દ્રના સંગીતમાં, નૃત્યમાં, કુદરત અને આત્માના સૌંદર્યનો, તેની ધાર્મિક લાગણીઓનો અને સુવિચારોનો આવિર્ભાવ થઇ રહેતો. તે જેમ જેમ વધારેને વધારે ધર્મિષ્ઠ થતો ગયો તેમ તેમ તેનું શરીર તેના સુંદર આત્માનો જાણે કે સ્થૂલ આવિર્ભાવ હોય તેમ બની રહ્યું. ઇશ્વિરે તેનો ચ્હેરો ખુબસુરત બનાવેલો હતો.

તે જ્યારે ગાતો ત્યારે તેના અવાજની મિષ્ટતા અને શરીરનું સૌંદર્ય એકમેકની સાથે અલૌકિક રીતે ભળી જતાં અને આસપાસ આધ્યાત્મિક સૌંદર્ય અને આધ્યાત્મિક એકતાનું સર્વને ભાન કરાવતાં. કોઇ કોઇ વખત તે એકલો એકલો ગાતો અને તેમાં એટલો બધો મશગુલ થઇ જતો કે ખાવા પીવાનું પણ ભૂલી જતો! કેટલીક વખત ન્હાતી વખતે તે ગાવાનું શરૂ કરે અને તેમાં એટલો તો ગરક થઇ જાય કે પાણી પાણીને ઠેકાણે રહે અને કલાક બે કલાક વહી જાય!

ગાવાથી તેનો અવાજ ઘડાઇને મિષ્ટ અને ખુલ્લો થયો અને તે તેને આગળ ઉપર વકતા તરીકે ઘણોજ કામ લાગ્યો. સ્વામી વિવેકાનંદ તરીકે તે પોતાના વિચારો પોતાના અવાજ ઉપરના કાબુને લીધે પણ વધારે સ્પષ્ટતાથી અને વધારે જુસ્સાથી દર્શાવી શકતો હતો. પશ્ચિમમાં અનેક મનુષ્યો તો તેના મધુર અવાજને લીધેજ આકર્ષાઇને તેના ભાષણો સાંભળવાને આવતા. આ સમયમાં વળી દરરોજ સંધ્યાકાળે તે એક નાના ટટ્ટુ ઉપર સ્વારી કરતો અને ઘોડે બેસતાં શિખતો. પોતાના અભ્યાસકાળમાં તે એકજ વખત એક પુસ્તકને વાંચતો અને પછી આખી જીંદગી સુધી તેની મતલબ તેને મ્હોડે થઇ રહેતી.

પોતાનાં માતાપિતા આગળ નરેન્દ્ર ઘણુંખરૂં ગાતો અને તેઓ સાંભળીને ખુશી થતાં. કોઇ પણ મનુષ્ય તેને એકજ વાર ગાતાં સાંભળતો એટલે કદી તેને ભૂલી શકતો નહિ. તે ગવૈયાના જેવું ગાઇ શકતો. ગાયનકળા વિષે પૂર્વ અને પશ્ચિમના સંગીતની તુલના કરી બંનેના ગુણ દોષ તે દર્શાવતો અને તેના વિચાર સપ્રમાણ ગણાતા. અનેક વાદ્યો તે વગાડતો. મુખ્યત્વે કરીને વીણા તેને ઘણીજ પ્રિય હતી અને એ વગાડવામાં તે ઘણોજ પ્રવીણ હતો. ગાવું, વાજીંત્ર વગાડવું અને નરઘાનો ઠેકો આપવો એ ત્રણે કામ તે સાથે સાથેજ કરતો. મદ્રાસ હાઇકોર્ટના જડજ શંકર નેર જેવા મનુષ્યોએ વર્તમાન પત્રદ્વારા વિવેકાનંદનાં સંગીતવેત્તા તરિકે ઘણાંજ વખાણ કરી આ વાતને સિદ્ધ કરી આપી હતી.



## પ્રકરણ ૧૦ મું-ભાવિ જીવનનું ભાન.

પોતાની યુવાવસ્થા વિષે વાત કરતાં સ્વામી વિવેકાનંદ કહેતા કે, "તે સમયમાં હું ભગવદ્‌ગીતા વાંચતો અને તેમાંના કેટલાક વિચારો રાત દિવસ મારા મગજને હલાવી નાંખતા. શ્રીમદ્ ભગવદ્‌ગીતા હિંદુ ધર્મનું ઉમદા રહસ્ય સમજાવે છે. ખરો વેદાન્ત ધર્મ તે બહુજ સુંદર રીતે પ્રતિપાદન કરે છે! આર્યોનો આત્મા વિષેનો અનુભવ તેમાં દર્શાવેલો છે. તેમાં વર્ણવેલો ધર્મ કોઇ એક દેશનો, જાતિનો, વ્યક્તિનો કે સંસ્થાનો નથી. તે ધર્મ સ્ત્રીનો નથી કે પુરૂષનો નથી; પણ જાતિ રહિત, વર્ણ રહિત, દેશ રહિત, સંસ્થા રહિત આત્માનો છે. તે ધર્મ સર્વ સામાન્ય છે, તે સર્વને લાગુ છે. તેના સિદ્ધાંતો દેશકાલાદિથી અબાધિત છે. તે નિત્ય છે. ખેદયુકત અર્જુન યુદ્ધમાં ઉભેલો છે અને શ્રીકૃષ્ણ તેને આત્માનું ખરૂં સ્વરૂપ સમજાવી સ્વધર્મમાં પ્રેરે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજાવનાર, સ્વધર્મમાં યોજનાર અને મોક્ષના દ્વારમાં લઇ જનાર એક અતુલનીય સ્વર્ગીય ગાન છે."

નરેન્દ્ર ભગવદ્‌ગીતાનું દરેકે દરેક પ્રકરણ વાંચતો અને તેમાંનું અગાધજ્ઞાન, અદ્‌ભૂત આધ્યાત્મિક પ્રકાશ, આર્ય મહર્ષિઓનો અપૂર્વ અનુભવ, તેના વાંચનમાં નરેન્દ્રની નજરે આવતો. ભગવદ્‌ગીતા જાણે કે એક વ્યક્તિ હોય, તેનો મિત્ર હોય તેમ તેને તે ચહાવા લાગ્યો. તેને મન તે સર્વ શાસ્ત્રોનું એક શાસ્ત્ર હતું. રણભૂમિના અસંખ્ય પોકારોની વચમાં અત્યંત શાંતિને અનુભવનાર પરમાત્મા શ્રીકૃષ્ણનું, ખેદયુકત જીવ—આત્મા—અર્જુન પ્રત્યે આત્મકથન હતું. સંસારરૂપી રણભૂમિ ઉપર સ્વધર્મમાં પ્રવૃત્ત થવા, આત્માના અંતઃપ્રદેશમાં પેસીને પોકારતો જાણે કે તે શંખનાદ હોય તેમ નરેન્દ્રને

લાગતું. "કર્મ કર્મને માટેજ કરવાનાં છે, ભયથી કે સ્પૃહાથી કરવાનાં નથી." "જે મારી પાસે આવે છે તે સંસારરૂપી સાગરને તરે છે." વગેરે ગીતાના વાક્યોમાં અગાધ ઉંડું તત્ત્વ સમાયલું છે એમ તેને ભાસવા માંડ્યું, અને એ સત્યોની અસર એવી તો તેના હૃદય ઉપર થઈ કે "લોક કલ્યાણ એ પોતાનુંજ કલ્યાણ છે, જગતનું ભલું કરનાર પોતાનુંજ ભલું કરે છે, જગત ઉપર તે ઉપકાર કરે છે એમ તેણે ધારવાનું નથી." આવા આવા અનેક સિદ્ધાંતો તેના મનમાં ઠસ્યા અને તે તેના જીવન પર્યંત તેના હૃદયમાં સામ્રાજ્ય ચલાવી રહ્યા. ગીતાનાં રહસ્યોમાં હિંદુ જીવનની ચોકખે ચોકખી ભાવના તેને જણાઇ. ગીતાએ તેને અસમાન્ય પુરૂષાર્થ સમર્પ્યું, અને એ દિવસથી તે હિંદુ ધર્મનો બહાદુર રક્ષક બની રહ્યો. એક પુત્ર પોતાની માતાને માટે લાગણી ધરાવે તેમ નરેન્દ્ર હિંદુ ધર્મને માટે લાગણી ધરાવવા લાગ્યો. ગીતાએ તેને હાજર જવાબી બનાવ્યો અને ખ્રિસ્તિ પાદરીઓના બોધ સામે હિંદુ ધર્મની મહત્તા દર્શાવી આપવાનો જુસ્સો તેનામાં આણ્યો.

એક દિવસ એક પાદરી જાહેર રસ્તા ઉપર હિંદુઓના એક મોટા ટોળાંને બોધ કરતો હતો. તે બોલ્યો: "હું મારી લાકડીથી તમારા દેવની મૂર્તિને મારૂં તો તે શું કરે?" શ્રોતાઓ સૌ ચૂપ રહ્યા. જવાબ આપવાને કોઇ શકિતમાન નહોતું. નરેન્દ્ર તેના મિત્રો સાથે તેજ રસ્તે થઇને જતો હતો તેણે એ સાંભળ્યું. પાદરીને તેણે જવાબ આપ્યો: "હું તમારા દેવને ગાળ દઉં તો તે મને શું કરી નાખશે?" પાદરીએ કહ્યું: "તમે મરશો ત્યારે તમને નર્કના અગ્નિમાં નાંખશે!" નરેન્દ્રે જવાબ આપ્યો: "ત્યારે મારા દેવની મૂર્તિ પણ તમે મરશો ત્યારે તમને બાંધીને લટકાવશે!" પાદરી સાહેબ ખીજવાઇ ગયા અને ચૂપ થઇને છાનામાના ચાલ્યા ગયા. નરેન્દ્ર

અને તેના મિત્રો હસવા લાગ્યા અને તાળીઓ પાડવા લાગ્યા. સૌ શ્રોતા જનો તેમાં સામેલ થયા.

સંસારી થવું ઠીક કે સંન્યાસી ? ગાડી ઘોડે બેસીને ફરનાર ભોગી ઠીક કે ત્યાગી ? સંપત્તિ, વૈભવ, નાના પ્રકારના ભોગવિલાસ ઠીક કે સંન્યાસીનું ભિક્ષાન્ન ઠીક ? સૂવાને પલંગ મેળવવો કે પથ્થરની શિલા ? રહેવાને મહેલ, વિવિધ અલંકાર અને વસ્ત્ર ઠીક કે સંન્યાસીનો અંચળો, તૂંબીપાત્ર અને ચોળવાની રાખ ઠીક ? સ્ત્રી પુત્રાદિ કુટુંબનો પ્રેમ ઠીક કે **वसुधैव कुटुंबकम्** ? એમ સંસારી અને ત્યાગીની જીંદગીના વિચારોની વચ્ચમાં નરેન્દ્રનું મન આ સમયે અથડાવા લાગ્યું. બે આદર્શો—સંસારી અને ત્યાગી—તેની નજર આગળ ખડા થયા અને તે એ બંનેની તુલના કરવા લાગ્યો. સંસારી જીવનની અનેક તૃષ્ણાઓ, આશાઓ, બંધનો, લોભ, મોહ, અસત્ય વ્યવહાર, ડોળ, સ્વાર્થ, પ્રપંચ, સુખ, દુઃખ અને તે સર્વની વચમાં મનુષ્યને ઓચિંતો ઝડપી લેનાર મૃત્યુ, એ સર્વે તેને સંસારની અસારતા દર્શાવવા લાગ્યાં—જગતનું મિથ્યાપણું સમજાવવા લાગ્યાં. સંસારના સૌંદર્યમાં કે ભવ્યતામાં ખરૂં સુખ નથી, તે માત્ર માયા છે, મિથ્યા છે, "જુઠી માયા જુઠી કાયા, જુઠા ખેલ બનાયારે;" એમ તેના અંતઃકરણમાં ઠસવા માંડ્યું !

એકવાર સંપૂર્ણ વૈરાગ્યના તેજથી પ્રકાશીત અને દેવ સમાન દેખાતી સંન્યાસીની મૂર્તિ, તેની માનસિક દૃષ્ટિમાં ખડી થઇ. આ મૂર્તિએ શરીરે માત્ર કૌપીન ધારણ કરેલી હતી. બાકીના શરીરે ભસ્મનું આચ્છાદન હતું. તે મૂર્તિ જ્યાં ઉભી હતી તે સ્થળની પાછળ એક મોટું અરણ્ય હતું, થોડેક દૂર બરફથી ઢંકાયલી ધોળી ટેકરીઓ આવેલી હતી. સંસારથી તે દૂર હતી, પણ સંસાર તેના તરફ પ્રપંચ ફેંકતો હતો. અનેક આશાઓ, તૃષ્ણાઓ અને લાલચો તેની આડા-આડ થઇને જવા લાગી; પણ આ ધ્યાનમગ્ન સાધુની મૂર્તિ જરાક

પણ ચલાયમાન થઇ નહિ. ભૂખ, તરસ અને ટાઢની અસર તેના શરીર ઉપર દેખાતી હતી, પણ તેના મન ઉપર તેની અસર જણાઇ નહિ. તેના ભવ્ય કપાળ ઉપર વૈરાગ્યનું તેજ પ્રસરી રહ્યું હતું. તેની આંખો જાણે કે બે તેજસ્વી સૂર્ય હોય તેમ એવી તો ઝળકી રહી હતી કે તેના પ્રકાશ આગળ જગતનો ઝળકાટ નહિવત લાગતો. તેનાં આંતરચક્ષુઓ આત્મજ્યોતિના ઉંચા પ્રદેશમાં ઉડી રહ્યાં હતાં.

જાગૃત અવસ્થામાં પણ આવાં સ્વપ્નો—આવાં દર્શનો તેને થઇ આવતાં. આવાં દર્શન—સ્વપ્ન આધ્યાત્મિક દશાની અમુક સ્થિતિ સૂચવે છે. આવું દર્શન-ઉદ્‌ભવતું ત્યારે નરેન્દ્ર ઘણાજ આનંદમાં આવી જતો અને સંસારી દશાને બંધન સમજતો. તેનું મન આ વેળાએ વિવિધ પ્રકારની અદ્‌ભુત સ્થિતિઓ અનુભવતું. કેટલીક વખત તેને પોતાનું શરીર સ્વપ્નના શરીર જેવું લાગતું. તે ઘણીવાર શરીરનું ભાન ભૂલી જતો અને કોઇ કોઇ વખત જાહેર બાગની અંદર ફરતાં પોતે આત્મા છે એ વિચારમાં તે એટલો બધો લીન થઇ જતો કે પોતાનું શરીર હયાતીમાં છે કે નહિ તેની ખાત્રી કરવાને પોતાનું માથું ઝાડ યા બીજી કોઇ વસ્તુ સાથે અફાળી ખાત્રી કરી લેતો ! પૂર્વ જન્મની ભાવનાઓ અને અનુભવો મનુષ્યના વર્તમાન જીવનમાં અનાયાસે જ દૃશ્યમાન થાય છે. કેટલાક મનુષ્યોને કેટલાક વિચારો અને ગુણો જન્મથીજ પ્રાપ્ત હોય છે. કેટલાક મનુષ્યો ઉપર અન્ય મનુષ્યોને સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે, કેટલાંક સ્થળ કોઇને વગર જોયે પણ પરિચિત હોય એવો ભાસ થાય છે. નરેન્દ્રની બાબતમાં તેમજ હતું. કેટલાક આધ્યાત્મિક અનુભવો, ત્યાગીનું જીવન, તે જીવનની મહત્વાકાંક્ષાઓ, વિવેક, વૈરાગ્ય વગેરે જાણે કે તેણે પૂર્વજન્મમાં સિદ્ધ કર્યાં હોય તેમ તેના વર્તમાન જીવનમાં સ્વાભાવિક દશાએ પહોંચેલાં માલમ પડતાં હતાં અને તેનું ભાવિ જીવન સુચવતાં હતાં.

## પ્રકરણ ૧૧ મું બુદ્ધિનો વિકાસ.

જ્ઞાનની અનેક શાખાઓમાં નરેન્દ્રનું મન પરોવાયલું હતું. કૉલેજનો અભ્યાસ તો તે કરતો જ હતો, પણ તેની સાથે બીજા ઘણા વિષયોમાં પારંગત થવાની તે ઇચ્છા રાખતો હતો. ગણિતશાસ્ત્ર અને ખગોળવિદ્યામાં તે ઘણો આગળ વધ્યો. સંસ્કૃત તેને બાલ્યાવસ્થાથી જ પ્રિય હતું. બાર વર્ષની ઉમ્મરે તે સંસ્કૃત વ્યાકરણ શિખ્યો હતો અને સત્તર વરસની વયે તો સંસ્કૃતમાં શ્લોક બનાવવા લાગ્યો! પોતાની બંગાળી ભાષાને પણ તેણે એટલી બધી કેળવવા માંડી કે આગળ જતાં બંગાળી લેખક તરીકે તે ઉચ્ચ પદ્વી પ્રાપ્ત કરી રહ્યો.

નરેન્દ્રની સ્મરણશક્તિ અલૌકિક હતી. તેની માતા તરફથી વારસામાં તેને તે મળી હતી. વિશ્વનાથના એકાએક મૃત્યુએ જન્મ અને મરણનાં ગુહ્ય સત્યો તરફ તેના મનને ખેંચ્યું હતું. યુવાન નરેન્દ્ર હવે ખરેખરો હિંદુ બની રહ્યો, એટલું જ નહિ પણ હિંદુત્વને માટે આગ્રહી બન્યો. હિંદુ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો હવે તેણે વાંચવા માંડયાં. તેમના ઉપર લખાયલી ટીકાઓ હિંદુ વિચાર પ્રમાણે સંપૂર્ણ હતી, પણ પાશ્ચાત્ય શિક્ષણથી કેળવાયલા વિદ્યાર્થિને મન તે અનુકુળ થઇ નહિ. આથી કોલેજમાં તેણે તત્વજ્ઞાનનો વિષય પસંદ કર્યો અને પાશ્ચાત્ય તત્વવેત્તાઓના સિદ્ધાંતો જાણવાનો પ્રયાસ કર્યો. હર્બર્ટ સ્પેન્સરના સિદ્ધાંતોમાં તેને રસ પડયો. તેના અધ્યયનથી તેની મનનશક્તિ, તર્ક અને બુદ્ધિ ખૂબ વિકાસ પામ્યાં. સાથે સાથે કેન્ટ, શોપનહોર, મિલ અને કાંટનો અભ્યાસ પણ શરૂ કર્યો. એરીસ્ટોટલ પણ વંચાયો. એ સર્વ સાથે ઉપનિષદોનો અભ્યાસ પણ તેણે જારી રાખ્યો હતો. પાશ્ચાત્ય સિદ્ધાંતોની કસોટીથી ઉપનિષદનાં સત્યોને તે તપાસતો રહેતો. લાંબા અધ્યયન અને મનન પછી તેને પાશ્ચાત્ય

સિદ્ધાંતોની અપૂર્ણતા દેખાવા લાગી. આર્યઋષિઓએ શોધી કહાડેલાં મહાન સત્યો આગળ પાશ્ચાત્ય સિદ્ધાંતો તેને માત્ર આભાસ જેવા જ જણાયા અને હિંદુ તત્વજ્ઞાનની મહત્તા તેના મનમાં ઠસી રહી. પરંતુ વેદાન્તનાં કેટલાંક સત્યો બુદ્ધિથી અગમ્ય હોઈ અનુભવગમ્ય છે. નરેન્દ્રમાં તે અનુભવની ખામી હોવાથી તેના મનમાં કવચિત્ શંકા થતી કે, "વેદાન્તથી પણ અધિક સરળ અને શ્રેષ્ઠ માર્ગ કોઈ હશે ખરો ?"

તત્વજ્ઞાનની સાથે નરેન્દ્ર ઇતિહાસનું પણ ઉંડું અધ્યયન કરતો હતો. અંગ્રેજી પ્રજાની ઉત્ક્રાન્તિઓ, તેનાં મહાન્ લક્ષણો, રાજદ્વારી ઉથલ પાથલો, અવનવા બનાવો અને રાજદ્વારી પુરૂષોનાં મહાન ચારિત્રોનો તેણે ઉંડો અભ્યાસ કર્યો. ગ્રીનનો બનાવેલો "અંગ્રેજ પ્રજાનો ઇતિહાસ" તેણે ખંતથી વાંચ્યો અને ઇંગ્રેજ પ્રજાનું બંધારણ કેવી રીતે બંધાયું તેની પુરેપુરી માહિતી મેળવી. આખા યૂરોપનાં રાજ્યોનો ઇતિહાસ તે શિખ્યો. ફ્રેન્ચ રેવોલ્યુશન-ફ્રેન્ચ પ્રજાની ઉત્ક્રાન્તિનું ઉંડું અધ્યયન કર્યું અને તે વખતની રાજકિય હિલચાલો લક્ષ્યમાં લીધી. પણ સૌથી વિશેષ અભ્યાસ જે પુસ્તકનો તેણે કર્યો તે તો મહાન ઇતિહાસકાર ગીબનનું બનાવેલું "રોમન રાજ્યનો અસ્ત અને નાશ" એ હતું. આ પુસ્તકનું અધ્યયન અને મનન તેણે એટલું બધું કર્યું કે પ્રાચીન રોમન મહા પ્રજાનું ગૌરવ તેના મનમાં સર્વદા રમી રહ્યું અને રોમ વિષે વાત કરતાં તેનો આબેહુબ ચિતાર શ્રોતા જનોની દૃષ્ટિ આગળ તે ખડો કરી દેતો. સ્વામી વિવેકાનંદની સાથે જેઓ રોમ ગયા હતા તેઓ કહે છે કે એ પ્રાચીન ભૂમિની નષ્ટ કીર્તિ વિષે વાત કરતાં તેમના મુખમાંથી એવા જુસ્સાથી ઉદ્ગારો નીકળતા અને એ ભૂમિનો એવો તો તાદૃશ્ય ચિતાર અપાતો કે શ્રોતૃવર્ગને એમજ લાગતું કે સ્વામીજીએ પ્રાચીન સમયમાં કેટલાંક વર્ષ રોમમાં જ ગાળ્યાં હશે ! રોમન રાજાઓ, તેમનાં કૃત્યો,

તે પ્રજાસત્તાક રાજ્યના મહાન દિવસો, વ્યક્તિઓનો પરસ્પર સંબંધ એ સર્વ માનુષી દષ્ટિથી અને ઐતિહાસિક દષ્ટિથી એવી સુક્ષ્મ રીતે વર્ણવાતાં કે જેથી જાણે સઘળું રોમન રાજ્ય શ્રોતાજનોની નજર આગળ હાલતું ચાલતું હોય એમ થઈ રહેતું. નરેન્દ્રની દષ્ટિમાં ઇતિહાસ, મહા પ્રજાઓની મહત્વાકાંક્ષાઓ, અનુભવો, અંતઃસ્ફુરણાઓ અને ઉચ્ચ જીવનનું હજારો વર્ષનું જીવનચરિત્ર રમી રહેલું હતું.

સર્વ ઇતિહાસોમાં આર્યભૂમિનો ઇતિહાસ તેને અત્યંત પ્રિય હતો. હિંદના મહાન પુરૂષોનાં ચારિત્રો જાણે કે તેમના સહવાસમાં તે આવ્યો હોય તેમ, બહુજ સૂક્ષ્મ અને સચોટ રીતે તે વર્ણવતો. આગળ ઉપર પોતાના પાશ્ચાત્ય શિષ્યોને મુગલ બાદશાહોની અને ગુપ્તવંશના રાજાઓની કથાઓ એવી બારીકીથી સમજાવતો કે એ રાજાઓ અને બાદશાહોને તેઓ દષ્ટિ આગળ પ્રત્યક્ષ જોતા હોય અને એ રાજાઓના સમયમાં જ જાણે કે તેઓ રહેતા હોય એવો તેઓને ભાસ થતો! કોઇ અંગ્રેજ ઇતિહાસકાર જે જુસ્સાથી ઇલીઝાબેથનું વર્ણન કરે તે જુસ્સાથી હિંદની પ્રખ્યાત સ્ત્રીઓનાં પરાક્રમો તે વર્ણવતો. હિંદનાં પ્રાચીન ગૌરવવાળાં સ્થળોને તે નિહાળતો ત્યારે તેની માતૃભૂમિની ભૂતકાળની ભવ્યતાના ભણકારા તેને વાગી રહેતા. તેની પવિત્રતાનું ચિત્ર તેના મનમાં એકદમ ખડું થતું અને તે ચિત્રમાં હિંદની ભાવિ મહત્તાનું આશાજનક સ્ફુરણ તેને થઈ આવતું !

નેપોલિયનને તેના શૌર્ય અને બળને લીધે નરેન્દ્ર એક વીર પુરૂષ ગણતો. નિર્બળતાને તે અત્યંત ધિક્કારતો, બળ વગર મહત્તા મળતી નથી એમ તે માનતો. શૌર્ય અને સામર્થ્ય—શારીરિક બળ, માનસિકબળ, આધ્યાત્મિકબળ તેના આખા જીવનના મુખ્ય સિદ્ધાંતો બની રહ્યા હતા. આગળ જતાં તત્વજ્ઞાનના વિવરણમાં પણ પોતાના અગાધ આત્મબળનો જુસ્સો તેણે રેડ્યો હતો અને તેમાં રહેલા

સામર્થ્યનું ભાન તેણે સર્વને કરાવ્યું હતું.

યુવાવસ્થામાં મનુષ્યોને કવિતા ઘણી પ્રિય હોય છે; કારણ કે કવિતા યુવાનોની દૃષ્ટિ આગળ અનેક આદર્શો રજુ કરે છે. મનુષ્ય પોતાના જીવનમાં કોઇપણ આદર્શને અનુસરે છે. યુવાવસ્થામાં મન નિર્મળ હોય છે અને તેમાં નવી સૃષ્ટિની કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. દુનિયામાં આમ કરવું અને તેમ કરવું એવો ઉત્સાહ જુવાનના મનમાં રહે છે. તેના મનમાં અનેક ઉચ્ચ તરંગો ઉઠે છે, અનેક ઉચ્ચ આશયો કલ્પાય છે અને અનેક ઉચ્ચ ભાવનાઓ બંધાય છે. આ ભાવનાઓ, આશાઓ અને આદર્શોનો જીવંત ચિતાર કવિતા પુરો પાડે છે અને યુવાનના અકલુષિત હૃદયને તે અત્યંત આકર્ષે છે. નરેન્દ્રનું દઢ માનવું હતું કે કવિતા આવા આશયો, ભાવનાઓ અને આદર્શોનો ભવ્ય અને જીવંત ચિતાર આપે છે. આવા કોઇપણ આદર્શનું ભાન મનુષ્ય જીંદગીનો મુખ્ય પાયો છે એમ તે ધારતો. ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, કવિતા કે રસાયણશાસ્ત્ર ગમે તે વિષયમાં અમુક આદર્શ રહેલો છે. તે સઘળાં અમુક આદર્શનાં પ્રતિબિંબો છે એમ તે માનતો; અને એ માન્યતાને અનુસરીનેજ તેનો અભ્યાસ કરતો. ઉચ્ચ પ્રતિભાવાળી અને ઉચ્ચ પ્રદેશમાં ઉડનારી કવિતાઓ તે કંઠે કરતો.

વિશ્વનો સામાન્ય નિયમ એવો છે કે કૌમાર અવસ્થામાં બંધાયલા વિચારો અને ભાવનાઓ યુવાવસ્થામાં જેવાં ને તેવાં રહી શકતાં નથી. પાશ્ચાત્ય કેળવણીના સંસ્કારોથી, પાદરીઓના પ્રયાસથી અને ધાર્મિક શિક્ષણના અભાવથી હિંદુ વિદ્યાર્થીઓના મનમાં પ્રાચીન ભાવનાઓ તરફ અભાવ ઉત્પન્ન થાય છે; અને તેમના મનમાં જુના અને નવા અનેક વિચારો વચ્ચે તુમુલ યુદ્ધ મચી રહે છે. ઐહિક સુખનાજ વિચારોમાં જન્મેલા અને ઉછરેલા યુવકને આ અવસ્થા આવે તોપણ તે મનમાંને મનમાંજ શાંત થઇ જાય છે.

પરંતુ સંસ્કારી જીવો તો સત્યને ગમે તેટલા પ્રયાસે શોધી કહાડે છે ત્યારેજ જંપે છે. આગળ જતાં આવા મનુષ્યોજ જગતમાં નવિન અને પરિસ્થિતિઓને રચી શકે છે અથવા વિકૃત ભાગને કહાડી નાખી જુના પાયા ઉપર નવીન ઇમારતો ચણીને જગતને ઉન્નતિને માર્ગે દોરી જાય છે. ધન્ય છે એવા મનુષ્યોને કે જેમનું મન સત્ય શોધક બની હજારો તર્ક વિતર્ક કરે છે ! આવી સ્થિતિ ઉત્તમ મનુષ્યના જીવનમાં આવશ્યકજ છે. આગળ ચાલતાં જેમ જેમ નરેન્દ્ર પાશ્ચાત્ય તત્વજ્ઞાનના અભ્યાસમાં ઉંડો ઉતર્તો ગયો તેમ તેમ તેની ધાર્મિક ભાવનાઓ અને કૌમારાવસ્થાની શ્રદ્ધા શિથિલ થવા માંડી. સ્પેન્સરના વિચારોએ પ્રાચીન દંતકથાઓ તરફ તેને શંકાશીલ બનાવ્યો અને જે ભાવનાઓમાં તે ઉછર્યો હતો તે સઘળી ડગમગવા લાગી. તેના મનમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું; તેના મનમાં દુઃખ થવા લાગ્યું. તેનું કુટુંબ જે ધાર્મિક અને સામાજીક નિયમો પાળી રહ્યું હતું તેથી તદ્દન વિરૂદ્ધ હવે તેનું વર્તન થવા લાગ્યું ! ટુંકામાં તે નાસ્તિકજ બની રહ્યો. પરંતુ સદ્ભાગ્યે માતા પિતા તરફના અને પૂર્વજન્મના અનેક શુભ સંસ્કારોએ નરેન્દ્રના હૃદયમાં વાસ કરેલો હતો. સત્ય શોધવાની ઉત્કટ ઇચ્છા અને આર્ય સાધુતાના ગૌરવનું ભાન તેનામાં જન્મસિદ્ધ હતાં. પાશ્ચાત્ય વિદ્યાએ તેની એ વૃત્તિઓને દબાવી અસ્તવ્યસ્ત કરી ખરી, પણ તેનાં ઉંડાં મૂળ તેનાથી ઉખેડી શકાયાં નહિ. એક કમાન જેમ દબાય તેમ તે દબાઇ, પણ જેમ કમાન પાછી વધારે જોર કરીને પોતાની મૂળ સ્થિતિએ આવી જાય છે તેમ તેની ધાર્મિકતા વધારે જોરથી બહાર નીકળી આવી. અનેક પ્રકારની માનસિક ગડમથલ પછી "ઇશ્વર હોયતો તેને અવષ્ય ખોળવો" એવો વિચાર તેના મનમાં દૃઢ થયો. નાસ્તિકપણું એ એક જાતની બુદ્ધિની જડતા, અનિશ્ચિતાતા, માનસિક શક્તિઓનો અપૂર્ણ વિકાસ, પરાજય,

શંકાશીલતા છે એમ છેવટે તેને જણાયું. કૉન્ટના ગ્રંથોમાં તેને કાંઇક અવલંબન મળ્યું. જનસેવા, માયાળુતાના વિચારોને ટેકો મળ્યો અને આ અસર તેના વિચારોમાં જીવનપર્યંત રહી. પાશ્ચાત્ય તત્વજ્ઞાનની અનેક શાખાઓ તે હવે ફરીથી તપાસવા લાગ્યો. હીગલ, શોપન હૉર અને મિલ વાંચવા લાગ્યો. પારમાર્થિક સત્યનું ભાન કરાવે, આત્માને ઓળખાવે, તેને અનુભવાવે, તેજ ખરૂં તત્ત્વજ્ઞાન છે અને આવી શક્તિઓ જેમાં નથી તે તત્ત્વજ્ઞાન નથી એમ તે માનવા લાગ્યો. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેણે એટલો બધો કર્યો કે તેમાંથી ફકરાઓને ફકરાઓ તે મ્હોઢે બોલી જતો!

આ વખતે તે બી. એ. નો અભ્યાસ કરતો હતો. તીવ્ર બુદ્ધિ અને અલૌકિક સ્મરણશક્તિને લીધે તે એક પુસ્તક એકજવાર વાંચતો અને તે તેને યાદ થઇ જતું. આથી કરીને અભ્યાસ સિવાયની બીજી પણ ઘણી બાબતોમાં તે લક્ષ્ય આપી શકતો.

આ વખતે ફરીથી તેણે હર્બર્ટસ્પેનસરના ગ્રંથો વાંચવા માંડયા અને તેના તત્વજ્ઞાનની કેટલીક ખામીઓ તેણે હર્બર્ટસ્પેનસરને લખી મોકલી. હર્બર્ટસ્પેનસરે નરેન્દ્રનાં ખુબ વખાણ કર્યાં અને જવાબ આપ્યો: "બીજી આવૃત્તિમાં હું તે ખામીઓ જરૂર સુધારી લઇશ." નરેન્દ્રને આથી ઘણુંજ ઉત્તેજન મળ્યું. નરેન્દ્રનો સંસ્કારી પ્રોફેસર ડબલ્યુ, ડબલ્યુ, હેસ્ટી કે જે એક મોટા વિદ્વાન હતો તે કહેવા લાગ્યો: "નરેન્દ્રનાથદત્ત એક મહાન બુદ્ધિશાળી પુરૂષ છે. મેં ઘણી મુસાફરી કરી છે, પણ એના જેવો બુદ્ધિશાળી છોકરો મેં જર્મન યુનિવર્સીટિઓમાં પણ કોઇ જોયો નથી. નક્કી, તે જગતમાં પ્રખ્યાત થશે." નરેન્દ્ર પોતે પણ હવે માનવા લાગ્યો કે ઇશ્વરે તેને મહા પુરૂષ થવાનેજ સરજેલો છે.

આ પ્રમાણે રમતમાં એક બાળક જેવો, સંગીતમાં એક પ્રવીણ ગવૈયા જેવો, વિદ્યામાં પંડિત જેવો, જગતને નિહાળવામાં તત્ત્વવેત્તા જેવો, વાદવિવાદમાં એક સિંહ જેવો, એમ જુદી જુદી યોગ્યતાઓનું કેન્દ્રસ્થાન બની કંઈક નવીનજ સ્વરૂપમાં નરેન્દ્ર આસપાસના યુવાન વિદ્યાર્થીઓમાં વિરાજતો હતો. તે કૉલેજમાં સખત અભ્યાસ કરતો અને ક્વચિત્ ક્વચિત્ સંસારની અસારતાના વિચારોએ ચઢી વૈરાગ્યને ધારણ કરતો તથા વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવવાને મથ્યા કરતો. તે બી. એ. માં પાસ થઇ ફર્સ્ટ કલાસમાં આવ્યો. હવે તે એલ. એલ. બી. ને માટે અભ્યાસ કરવા લાગ્યો.

પ્રોફેસર વૃજેન્દ્રનાથ સીલ એમ. એ. કે જે નરેન્દ્રની સાથે કોલેજમાં અભ્યાસ કરતા હતાઃ તે નરેન્દ્ર વિષે લખે છે; “ તે ખરેખરો એક ઇશ્વરી બક્ષિસવાળો યુવાન હતો; તેની રીતભાત સ્વતંત્ર હતી. છતાં સૌની સાથે તે ભળી જતો, હળી જતો. તે એક મધુર ગવૈયો હતો અને સમાજમાં પ્રિય થઇ પડેલો હતો. વિવાદ કરવામાં તે ઘણોજ બુદ્ધિશાળી જણાતો. જગતની મિથ્યા ટાપટીપ અને ડોળની સામે તે સખત ટીકાઓ કરતો અને પ્રાણીમાત્ર તરફ અત્યંત પ્રેમભરી દૃષ્ટિથી જોતો......એક મિત્રે તેને હ્યુમ અને હર્બર્ટસ્પેનસરના ગ્રંથો વાંચવાનું કહ્યું પણ તેથી તેની અશ્રદ્ધાએ ઉલટું નાસ્તિકતાનું રૂપ ધારણ કર્યું......તેણે મને પોતાની સઘળી શંકાઓ દર્શાવી અને પરમતત્વને પહોંચવાની નિરાશા જણાવી......મેં તેને શેલીની કવિતાઓ વાંચી સંભળાવી......જગતમાં એક સર્વસામાન્ય પરમશુદ્ધત્વ વ્યાપી રહેલું છે તે વિષે મેં તેને કહ્યું...પણ તેથી તેના આત્માને શાંતિ વળી નહિ.”

## પ્રકરણ ૧૨ મું—વિપત્તિનું દર્શન અને સત્યની જીજ્ઞાસા.

મહાનભકત કવિ નરસિંહ મહેતો કહે છે કે "સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં." મનુષ્યના શરીરની સાથેજ સુખ અને દુઃખ સરજાયલાં છે, મનુષ્યમાત્રના જીવનમાં દુઃખના દિવસો આવે છે. વળી એક મહાન ગ્રીક તત્વવેતા કહે છે તે પણ બરાબર છે કે "જેણે વિપત્તિનું દર્શન કર્યું નથી તે ભાગ્યહીન છે!" મનુષ્ય જીવનમાં વિપત્તિ આવશ્યક છે, વિપત્તિ વગર ચારિત્ર ઘડાતું નથી. વિપત્તિ વગર મનુષ્યની શકિતઓ પૂર્ણ વિકાસને પામતી નથી. મનુ-ષ્યમાં રહેલી ગુપ્ત શકિતઓને વિપત્તિ બહાર ઘસડી લાવે છે અને મનુષ્ય વિકાસને પામી પોતાના મનુષ્ય સ્વરૂપમાં પૂર્ણપણે પ્રકાશી રહે છે, વિપત્તિ વગર મહત્તા પ્રાપ્ત થતી નથી. જગતનાં મહાન પુરૂષોનાં ચારિત્ર વિપત્તિઓજ ઘડેલાં છે. નિષ્ફળતાં, નિરાશા; નિર્ધનતા અને એવાં એવાં અનેક સંકટોરૂપી ખીણોમાં તેઓ રખડ્યા છે, ભટક્યા છે, અથડાયા છે. ઘણાને આમ ભટકવું પડે છે; પણ સામાન્ય જીવો એવી વિપત્તિઓથી દબાય છે; મહાન પુરૂષો તો ઉલટા તેનાથી ઘડાયછે.

પૃથ્વીપર પૂર્ણ પ્રકાશ આવે છે, અને પાછી રાત્રિ તેને ઘેરી લે છે. આ પ્રમાણે ઉદય અને અસ્ત દરેક વસ્તુને–પ્રાણીને, મનુષ્યને, પ્રજાઓને, મહાપ્રજાઓને, રાજ્યોને, મહારાજ્યોને, પણ લાગુ છે. જેને આદિ છે તેનો અંત છેજ.

નરેન્દ્રના કુટુંબની સમૃદ્ધિનો સૂર્ય અત્યારસુધી પૂર્ણપણે પ્રકાશી રહ્યો હતો, તે હવે એકાએકજ અસ્ત થવાનો સમય આવ્યો. જે કુટુંબ કલકત્તામાં નામાંકિત અને સમૃદ્ધિવાન દત્ત કુટુંબ તરીકે પ્ર-ખ્યાત હતું તે કુટુંબમાં અન્નને અને દાંતને વેર થવાનો પ્રસંગ આવ્યો.

વિશ્વનાથનું મૃત્યુ થયું. વિશ્વનાથનો સ્વભાવ બહુ ઉદાર અને ખર્ચાળુ હતો અને તેમનું મરણ અણધાર્યું થયું તેથી તેમની પાછળ કુટુંબના નિર્વાહ પુરતો પૈસો રહ્યો નહિ. તેમના અચાનક મૃત્યુથી કુટુંબમાં કોઇ કમાનાર રહ્યું નહિ, અને અત્યાર સુધી વૈભવમાં ઉછરેલા કુટુંબને હવે દ્રવ્યની તંગી પડવા લાગી. ઘરમાં સૌ શોકાતુર બની રહ્યું. સૌ નરેન્દ્ર સામું જોવા લાગ્યું, કારણ કે તેજ સૌ છોકરામાં મોટો હતો. નરેન્દ્રે સૌને દિલાસો આપ્યો. કુટુંબના નિર્વાહનો ભાર એકાએક હવે તેને માથે પડ્યો. પણ અત્યારે તેની લાયકાત શી! ક્યાં વિશ્વનાથની કમાણી અને ક્યાં કુટુંબનો ગંજાવર ખર્ચ! નરેન્દ્ર બી. એ. થયો હતો, પણ હજી તે ન્હાનો હતો. કમાઇ કમાઇને તે કેટલું કમાય! અત્યારે તેની લાયકાત કુટુંબને માત્ર એક વખત સાદું ભોજન આપી શકે એટલીજ હતી. તેને બે ભાઇઓ અને બે બ્હેનો હતી, સર્વે ન્હાનાં હતાં. વિશ્વનાથની કમાણીનો પૈસો થોડાક દિવસ તો ચાલ્યો પણ પછી કુટુંબને ઘણીજ હાડમારી વેઠવી પડી. આ વખતે નરેન્દ્ર એલ. એલ. બી. નો અભ્યાસ કરતો હતો. એક વખત જે ઘોડા ગાડીમાં બેથીને કોલેજમાં જતો હતો તે હવે પગે ચાલીને જવા લાગ્યો! એક વખત જે પોતાના પગે કિંમતી જોડા પહેરતો હતો તેને હવે ઉઘાડા પગે જવાનો પ્રસંગ આવ્યો! બારીક અને કિંમતીને બદલે હવે સાદાં અને જાડાં કપડાં તેને શરીરે ધારણ કરવાં પડ્યાં! ઘરનાં માણસોને ખાવામાં તંગી પડશે, એમ ધારી તે ઘણી વખત ભુખ્યોને ભુખ્યોજ કોલેજમાં જતો! ઘણી વખત તેના મિત્રો તેને પોતાને ઘેર બોલાવતા અને તેની આ દશા જાણીને તેને કંઇ કંઈ ખવરાવતા, પણ પોતાના મિત્રોને ઘેર જમતી વખતે તેને પોતાના કુટુંબની હાડમારીનો વિચાર આવ્યા વગર રહેતો નહિ. તેનું હૈયું ભરાઇ આવતું, અને તે કંઇક બ્હાનું કહાડીને જમ્યા વગરજ

ઉઠી જતો. ઘેર જઇને પણ તે પુરૂં પેટ ભરીને ખાતો નહિ; કારણ કે બીજાને માટે પુરતું ખાવાનું રહેશે નહિ એમ તેને લાગતું.

પતિના મૃત્યુથી ભુવનેશ્વરી દેવીએ પણ સાધુ જેવું જીવન ગાળવા માંડયું. વૈરાગ્યવૃત્તિ ધારણ કરી અનેક વ્રત તે કરવા લાગ્યાં. હિંદુ શાસ્ત્રોએ ફરમાવેલું તપોમય જીવન તેમનું થઇ રહ્યું. પ્રભુનું શરણ તેમણે ગ્રહ્યું અને તેમના ધાર્મિક હૃદયે માથે આવી પડેલી મહાન વિપત્તિને અંતરમાં શમાવી. એક મહાન પણ નિર્ધન ભક્તનું ધૈર્ય તેમણે ધર્યું. આ અલૌકિક ધૈર્યનાં ચિન્હ તેમના ભવ્ય કપાળ ઉપર સર્વદા દેખાઇ આવતાં હતાં. આ કષ્ટમય દિવસોમાં જે પવિત્રતા, ધૈર્ય, સહનશીલતા, ઉચ્ચ ચારિત્ર, આત્મબળ, પ્રભુપરાયણતા અને નિડરતા તેમણે દાખવ્યાં હતાં તે અત્યંત સ્તુતિપાત્ર છે.

દુઃખના સમયમાં એક પછી એક અનેક દુઃખો આવીને પડે છે. અધુરામાં પુરૂં જે ઘરમાં નરેન્દ્ર રહેતો હતો તે ઘરની માલીકી વિષે વાંધો ઉઠયો અને તે બાબત કચેરીમાં કેસ ચાલ્યો.

નરેન્દ્રના કોઇ સગાએ તેના ઘરમાં તેનો ભાગ છે, અને તે વળી મોટો અને સારો ભાગ છે એમ કોર્ટમાં દાવો માંડયો. નરેન્દ્ર અને તેની માતાના મનપર આથી સખ્ત આઘાત થયો. પણ છેવટે તેઓ ધૈર્ય ધારણ કરી આ આપત્તિને ટાળવા કટિબદ્ધ થયા.

પ્રખ્યાત બેરીસ્ટર બ્યોમેશચંદ્ર બેનરજી કે જે તેના બાપના મિત્ર હતા તેમણે તેનો દાવો લડવાનું કામ માથે લીધું. દાવો ઘણા દિવસ ચાલ્યો. આ દાવાની દરમીયાન ઘણા બનાવો બન્યા, કે જે નરેન્દ્રનો ટાળી સ્વભાવ અને વર્તન દર્શાવી રહ્યા. સામી બાજુના બેરિસ્ટરે જાહેર કર્યું કે નરેન્દ્ર એક "ચેલો છે." બેરિસ્ટર યુરોપિયન હતો અને તે "ચેલો" એટલે શું તે સમજતો નહોતો. તેના મનમાં ચેલો એટલે ગાંડો માણસ એમ હતું અને આવા ગાંડા માણ-

સના કહ્યા ઉપર ભરોસો રાખવો નહિ એમ તે કોર્ટને અરજ કરવા લાગ્યો. નરેન્દ્ર એકદમ પોતે જાતે આગળ ધસી આવ્યો અને તે બેરીસ્ટરને પુછવા લાગ્યોઃ " સાહેબ, ચેલો એટલે શું તે તમે જાણોછો? અલબત્ત હું ચેલો ( શિષ્ય ) છું!" આમ કહીને શ્રીરામકૃષ્ણનો તે શિષ્ય છે એમ જણાવવા લાગ્યો. બેરીસ્ટર સાહેબને તો તેણે એવા ઉધડા લીધા કે તેના સવાલ જવાબ સાંભળીને અને તે કાયદાનો અભ્યાસી છે એમ જાણીને જડજ સાહેબ એકદમ બોલી ઉઠયાઃ "યુવાન માણસ! તમે એક ઘણા સારા વકીલ થશો." દાવાનો ચુકાદો નરેન્દ્રના લાભમાં થયો. તેણે એકદમ ઘેર જવા માંડયું. પણ સામા પક્ષના પેલા યુરોપીયન બેરીસ્ટરે તેને ઉભો રાખ્યો, તેના હાથ સાથે પોતાનો હાથ મીલાવ્યો, અને બોલ્યાઃ " જડજ સાહેબનું કહેવું બરાબર છે. ખરેખર કાયદો તમારો ધંધો છે. હું તમને મુબારકબાદી આપું છું."

નરેન્દ્ર દોડતો દોડતો ઘેર ગયો; ઘરનું બારણું ઉઘાડયું અને એક કુદકો મારીને ચોકમાંથી પસાર થયો; ઝટ તે દાદરે ચઢયો; વળી બીજો કુદકો મારીને ભુવનેશ્વરીના ઓરડામાં ગયો, ને બોલી ઉઠયો "મા, મા, ઘર બચ્યું છે." ભુવનેશ્વરીના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે નરેન્દ્રને માથે હાથ મુક્યો અને આશિર્વાદ આપ્યો. આમ માતા અને પુત્ર દુઃખથી છુટાં થયાં.

આ પ્રમાણે ઘર તો જતું બચી ગયું. પરંતુ આર્થિક બાબતોમાં તો કેટલાંક વર્ષ સુધી ઘરમાં વિપત્તિ જ રહી. ખોરાક માટે ઘણો સાદો અને હલકો જ ખોરાક તેઓ પામતા અને પહેરવાને માત્ર જાડાં કપડા જ હતાં. જીવનના આ દિવસોમાં સાદું ભોજન પણ એ વખત મેળવવું તેમને કઠણ થઇ પડયું. ઘણી વખત નરેન્દ્ર અડધો ભુખ્યો રહેતો અને ઘરનો નિર્વાહ કરવાને દરેક પ્રયાસ કરતો.

લાગવગની આશાથી તે ફ્રીમેસન થયો, વિદ્યાસાગરની એક

નિશાળમાં તે માસ્તર થયો. આવા આવા અનેક પ્રયાસ તે કરવા લાગ્યો, પણ પ્રભુની ઇચ્છા કંઇક જુદીજ હતી. કુટુંબમાં અન્ન અને દાંતને વેર થઇ રહ્યું હતું. આ દુઃખના દિવસોનું સ્મરણ નરેન્દ્રને તેના જીવન પર્યંત રહ્યું હતું. ધૈર્યશીલ માતાએ અને શુરવીર પુત્રે આ ભયંકર દિવસો કેવી રીતે ગાળ્યા તે કોઇના જાણવામાં આવ્યું નથી; એ હાડમારીનું વર્ણન માતા અને પુત્રના હૃદયમાં જ સદાને માટે ઢંકાઇ રહ્યું છે; કારણ કે ભુવનેશ્વરી દેવી અને નરેન્દ્ર-માતા અને પુત્ર-બંને એ બાબતમાં એવાં તો મગરૂર હતાં કે પોતાના મનની લાગણીઓ કદી પણ કોઇને દર્શાવતાં નહિ.

અન્નની ઓછપને લીધે અને અન્ય નાની ઉંમરનાં સંતાનોને પુરતો ખોરાક મળી રહે તેટલા માટે કેટલીકવાર માતા તબીયત વગેરે કારણો કહીને નરેન્દ્રના આગ્રહ છતાં જમતી નહિ; તો કેટલીક વાર નરેન્દ્ર મિત્રોને ત્યાં જમવાને બહાને માતાના આગ્રહ છતાં જમવાનું માંડી વાળતો! પરમાત્મન! અસામાન્ય મનુષ્યોપર આવી આપત્તિઓ આવવામાં તારી કમા ગમે તેટલી હિતાવહ હશે; પરંતુ અમો સાધારણ માનવો તો આવા પ્રસંગો વાંચીને પણ હૃદયું હાથ રાખી શકતા નથી. આ વિપત્તિઓએ માતા અને પુત્ર વચ્ચેના પ્રેમને બહુજ દૃઢ કર્યો. નરેન્દ્ર સાદા ખોરાકનો મહિમા સમજ્યો અને એક ત્યાગી તરીકેના ભાવી સાદા-સહનશીલ-જીવન માટે અજાણતાં તૈયાર બન્યો. ભુવનેશ્વરી દેવી આ દુઃખકારક અવસ્થા કોઇ આગળ આડકતરી રીતે પણ કહેતાં કે કબુલ કરતાં નહિ અને નરેન્દ્રનું પણ તેવુંજ વર્તણુ જોઇને અત્યંત ગૌરવ માનતાં. નરેન્દ્રને પ્રથમથી જ વિષય વાસનાનો તિરસ્કાર હતો. અગાઉ તેને જુદા જુદા દેવોની મૂર્તિઓ ખરીદવાનો શોખ હતો ત્યારે પણ ખરીદ કર્યા પછી જો તેને એમ માલમ પડે કે અમુક દેવને સ્ત્રી હતી તો તે દેવની મૂર્તિને

તે ડોક મચકોડીને ભાગી નાંખતો અને તેને કુવામાં ફેંકી દેતો! અમુક દેવ પરણેલા હતા એ વિચાર પણ તેને પસંદ પડતો નહોતો. લગ્ન એ તેને મોટા બંધન રૂપ લાગતું.

તેની નાસ્તિક દશામાં પણ જગત માત્ર ખાવા પીવા અને મોજમઝા મારવાને માટે જ છે એમ તે માનતો નહોતો. જગતના વૈભવોમાં માત્ર તેને ડોળ જ માલમ પડતો. ખાવું પીવું અને મોજ મારવી એ કાંઇ ખરૂં જીવન નથી; એમ તે સમજતો. લોકોને તે તેવાજ જીવનમાં ડુબી રહેલા જોઇ દુઃખી થતો. સંન્યાસ ધારણ કરી, જીવનનું ખરૂં સ્વરૂપ સમજી, જગતને તે માર્ગે ચલાવવાની ઇચ્છા નરેન્દ્રની થઇ રહી હતી. તે હમેશ ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો: "હે ઇશ્વર! સામાન્ય મનુષ્યો જગતના પદાર્થો તરફ જે પ્રેમ દર્શાવે છે તેવા જ અત્યંત પ્રેમથી હું તને નિહાળું એમ કર."

હવે તે ઘણુંખરૂં એકાંતવાસ ભોગવવા લાગ્યો. ઉપનિષદ, દર્શન-શાસ્ત્ર વગેરે ગ્રંથોનું એકાંતમાં વાંચન, વિચાર અને મનન કરી જીવનના મહાન પ્રશ્નોનું નિરાકરણ કરવાની મહેનત તેણે કરવા માંડી વિચારો માંને વિચારોમાં શરીરનું ભાન પણ તે ભૂલી જતો. સર્વ સંશયનો નાશ થઇ સત્ય અને નિત્યજ્ઞાન હૃદયમાં પ્રકાશવું જોઇએ; માત્ર શ્રદ્ધા કે બુદ્ધિથીજ નહિ પણ અનુભવથી સત્યનું પ્રત્યક્ષ દર્શન થવું જોઇએ એવો તેને દૃઢ આગ્રહ બંધાયો હતો. વાત પણ ખરીજ છે કે સાક્ષાત્કાર થયા વિના પારમાર્થિક સત્ય પુરેપુરૂં સમજાતું પણ નથી. પાશ્ચાત્ય તત્વજ્ઞાનનું પરિણામ માત્ર બુદ્ધિનોજ વિકાસ છે, ત્યારે આર્ય તત્વજ્ઞાનનું પરિણામ બુદ્ધિનો વિકાસ અને પરમાત્મદર્શન છે. આથી કરીને નરેન્દ્રને હવે તેવું દર્શન પામેલા કોઇ અનુભવી સખા ગુરૂ કે જે તેની અપુર્ણતા દુર કરે, પરમાત્મદર્શન રૂપી અનુભવની તેની જીજ્ઞાસાને પુરી પાડી તેનો ઉદ્ધાર કરે, એવા મદદગારની આવશ્યકતા બહુ જ સ્પષ્ટપણે લાગવા માંડી. તેવા પુરૂષને મેળવવા

માટે હવે તે બહુજ આતુર થઈ રહ્યો.

ઈશ્વરને જેણે જોયો હોય એવા સમર્થ ગુરૂને શોધવાનો તેણે ઠરાવ કર્યો. હવે સ્થળે સ્થળે તે આથડવા લાગ્યો.

બ્રહ્મોસમાજનો તે સભાસદ થયો. આ વખતે બંગાળામાં મહાશય દેવેન્દ્રનાથ ઠાકુર (કવિવર રવિંદ્રનાથ ઠાકુરના પિતા) એક મોટા ધાર્મિક પુરૂષ ગણાતા હતા. બ્રહ્મસમાજવાળાઓ તેમને મહર્ષિ કહેતા. તેઓ એક ધનાઢ્ય પુરૂષ હતા, પણ પાછળથી લક્ષ્મીમાં સુખ અને શાશ્વતપણું નહિં જોવાથી અત્યંત ધર્મિષ્ઠ બની વાસ્તવ સત્ય અને શાંતિને ખોળી રહ્યા હતા. ગામથી દૂર એકાંત સ્થળમાં રહીને રોજ તેઓ ઈશ્વરનું ધ્યાન ધરતા હતા. કેશવચંદ્રસેન જેવા અસામાન્ય પુરૂષને પણ ધાર્મિક ઉપદેશ કરનાર આ મહર્ષિજ હતા. નરેન્દ્ર તેમની પાસે ગયો. મહર્ષિ ધ્યાનમાં બેઠા હતા. મહર્ષિએ તેને ધ્યાનની ક્રિયા હમેશ કરવાનું કહ્યું. યોગ શિખવવાને મહર્ષિએ પોતાને ઘેર કેટલાક છોકરાઓનો વર્ગ બનાવ્યો હતો તે વર્ગમાં બેશીને સૌ ધ્યાન ધરતા અને પોતાનો અનુભવ એક બીજાને કહેતા. નરેન્દ્ર એ વર્ગમાં બેઠો અને આંખ ઉપરની બે ભ્રમરોની વચ્ચેનો બરાબર મધ્ય પ્રદેશ જે જ્ઞાનચક્ષુનું સ્થાન કહેવાય છે તેમાં પોતાનું ચિત્ત સ્થિર કરવા લાગ્યો. પ્રથમ તેને એક અસ્થિર પ્રકાશ જણાવા લાગ્યો. પછીથી તે પ્રકાશ સ્થિર થઇ રહેલો જણાયો આ સ્થિર પ્રકાશમાંથી અનેક ચળકતા રંગ કિરણરૂપે પથરાતા જણાયા. અને કોઈ નવીન અલૌકિક પ્રદેશમાં તેનું મન ઉડવા માંડ્યું. પરંતુ થોડો વખત એવું રહ્યા પછી પાછી તેની એકાગ્ર વૃત્તિ નષ્ટ થઈ જતી અને મન ઐહિક પદાર્થો તરફ ખેંચાઇ જતું. મહર્ષિ નરેન્દ્રને ઉત્તેજન આપવા લાગ્યા અને તેની શક્તિનાં વખાણ કરવા લાગ્યા. પણ "જો ઈશ્વર હોય તો મારે તેને અવશ્ય જોવોજ જોઇએ" આ વિચાર રાત દિવસ નરેન્દ્રના મનમાં ઘોળાયા કરતો હતો.

એક દિવસ તે ઉતાવળો ઉતાવળો મહર્ષિને ઘેર ગયો. ઘરનું બારણું ઉઘાડ્યું. મહર્ષિ એ સમયે પોતાના અભ્યાસમાં હતા. નરેન્દ્રના જવાથી ધ્યાનમાં વિક્ષેપ પડ્યો. એકદમ નરેન્દ્રે સવાલ પુછ્યોઃ "મહર્ષિ, તમે ઇશ્વરને જોયો છે?" નરેન્દ્રનું મુખારવિંદ ગંભીર દેખાયું; તેના હોઠ જુદા પડી રહ્યા અને તેની બંને આંખો અંગારાની માફક ચળકવા લાગી. મહર્ષિ એકદમ ચમક્યા. તેમના મનમાં અનેક વિચાર થવા લાગ્યા. એકવાર, બીજીવાર, ત્રીજીવાર જવાબ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો, પણ અપાયો નહિ. આખરે તે બોલ્યાઃ "છોકરા, તારી આંખો યોગી જેવી છે!"

નરેન્દ્ર પાછો ગયો; તેની ખાત્રી થઇ કે મહર્ષિએ પણ ઇશ્વરને જોયો નથી. ત્યારે હવે ઇશ્વરને ક્યાં ખોળવો? તેની ખાત્રી થઇ કે જગતનું સઘળુ તત્વજ્ઞાન તે માત્ર અવર્ણનીય ઇશ્વરને વર્ણવવાના અપૂર્ણ પ્રયાસજ છે! અને તેથી સઘળાં પુસ્તકો હવે તેણે ફેંકી દીધાં. પુસ્તકોનાંનું સત્વ તેણે ચૂસાય તેટલું ચૂસી લીધેલું હોવાથી હવે તેને તે કુસકા જેવાં લાગતાં હતાં. નરેન્દ્ર હવે બ્રહ્મોસમાજના સ્થાપક કેશવચંદ્રસેનના સમાગમમાં આવ્યો. રામકૃષ્ણાદિની લીલાઓ તેઓ ભજવતા. નરેન્દ્ર પણ તે કાર્યમાં ભાગ લેવા લાગ્યો. તેનો કંઠ મધુર હતો તેથી બ્રહ્મોસમાજની પ્રાર્થનાઓ ગાવામાં તેને અગ્રસ્થાન મળ્યું. આ સમાગમથી તેની માનસિક અને નૈતિક શક્તિઓ વધારે ખીલતી ચાલી અને તેનામાં તર્કશક્તિનો વધારો થયો. મહાભારતના સમયનું આર્યાવર્ત બ્રહ્મસમાજીઓનું આદર્શ હતું તેથી તેમના સમાગમથી હિંદનું પ્રાચીન ગૌરવ, શુરાતન, પવિત્રતા, પવિત્ર અને સુશિક્ષિત આર્ય લલનાઓ, રૂષિઓ જેવા સ્વતંત્ર અને શુદ્ધ અંતઃકરણવાળા આર્ય પુરૂષો આ સર્વ તેની માનસિક સૃષ્ટિમાં ખડાં થવા લાગ્યાં. પોતાના ઘરમાં અને મિત્રોમાં પણ તે આવીજ વાતો કરવા લાગ્યો. મહાભારતના સમયનું આર્યાવર્ત તેની દૃષ્ટિમાં રમી રહ્યું.

છેવટે બ્રહ્મોસમાજના વિચારોથી પણ નરેન્દ્રને સંતોષ વળ્યો નહિ. માત્ર પ્રાર્થનાઓ બોલીનેજ તેના મનનું સમાધાન થયું નહિં. ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન કરવાની તેને તીવ્ર ઈચ્છા હતી. તે દરેક બ્રહ્મ સમાજીને પુછવા લાગ્યોઃ "તમે ઈશ્વરને જોયો છે?" પણ સઘળાએ નાજ કહી. આથી તેને લાગ્યું કે "જેને તેમણે કદિપણ જોયો નથી તેને તેઓ કેવી રીતે ભજતા હશે?" હવે તેનું મન વધારે ભમવા માંડયું. જગતમાં ધાર્મિક ગણાતા અનેક પુરૂષોને ઘેર તે આથડવા લાગ્યો. અનેક ઘેર તે ફર્યો, ઘણા જણની પાસે ગયો, પણ દંભ સિવાય તેને કંઇ પણ માલમ પડયું નહિ. પદાર્થ વિદ્યાથી ઉદ્દભવેલી અશ્રદ્ધા અને ધર્મને નામે થતા પ્રપંચો જ્યાં ને ત્યાં તેની નજરે પડયા. પણ તેની સત્ય શોધવાની જીજ્ઞાસા હજી પણ મંદ થઈ નહિં. તે દરેક જણને પુછવા લાગ્યો. સાધુ સંતોના વેશમાં ફરતા અને મોટા ભક્ત કે ઉપદેશક કહેવાતા પુરૂષોમાં પણ જ્યારે તેને પ્રપંચ માલમ પડયો ત્યારે તે ઘણોજ નાઉમેદ થયો. નિર્લોભતા-પ્રમાણીકપણું તે પ્રથમ માગતો હતો. હિંદુ, ક્રિશ્ચીયન, મુસલમાન, એમ દરેક ધર્મના ઉપદેશકોનો બોધ સાંભળવાને તે જતો અને તેમને પુછતોઃ "તમે જે વસ્તુનો બોધ કરો છો તે વસ્તુ ખરી છે એમ શા ઉપરથી કહો છો? તમે તેનો સાક્ષાત્કાર કર્યો છે?" દરેક જણ પાસેથી તેને એજ જવાબ મળ્યો કે "ના; પુસ્તકોમાં એવું લખેલું છે. શાસ્ત્રો એમ કહે છે." તેના અંતઃકરણે તે માન્યું નહિં અને સત્ય શોધવાને કલકત્તાની આસપાસનાં અનેક સ્થળોમાં પણ તે ફરવા લાગ્યો. કોઈ ઈશ્વરનો સાક્ષાત્કાર પામેલા ગુરૂની શોધમાં તે ફરતો હતો. આખરે તે જે માગતો હતો તે તેને મળ્યું. યોગ્ય સદ્દગુરૂ તેને કેવી રીતે મળી આવ્યા અને તેના જીવન પર્યંત તેના આદર્શરૂપ બની રહ્યા; આ વિષય હવેનાં પ્રકરણોમાં આવશે.

## પ્રકરણ ૧૩ મું-દેશની ધાર્મિક પરિસ્થિતિ.

આર્યભૂમિના ઇતિહાસના જે અભ્યાસી છે તેઓને માલુમ છે કે જ્યારે જ્યારે ધર્મનો નાશ થવાનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે હિંદમાં કોઈ સમર્થ ધાર્મિક પુરૂષ ઉદ્ભવે છે અને આર્ય પ્રજાના ધાર્મિક ખજાનાનું રક્ષણ કરી, પ્રાચીન કાલથી સ્થાપિત થયેલું તેનું ધાર્મિક જીવન વેદવિહિત માર્ગે વહેવરાવવાને મહાન પ્રયાસ કરે છે.

હિંદમાં પ્રથમ ધર્મની એટલે ધર્મનિષ્ઠ અને દુનિયાની લોભ લાલચોથી મુક્ત તથા પક્ષરહિત અને ઉત્તમ આચાર વિચારવાળા ભૂદેવોનીજ સત્તા સર્વોપરી હોઇને અન્ય સર્વ કોઈ તેમનીજ ધર્માજ્ઞાને અનુસરતા હતા. પરંતુ આગળ જતાં તેમના વંશજો તેમના જેવી યોગ્યતા જાળવી ન રાખતાં, સર્વોપરિપણાને પોતાના વંશપરાના હક્ક તરીકે દર્શાવીને પોતાની સત્તાનો દુરૂપયોગ કરવા લાગવાથી પછી શ્રેષ્ઠ જ્ઞાન ચારિત્રવાળા ક્ષત્રીય રાજાઓનો યુગ પ્રવર્ત્યો. આગળ જતાં ક્ષત્રીઓના વંશજો પણ સ્વચ્છંદી થવા માંડતાં પરશુરામે તેમને સજા કરીને અંકુશમાં આણ્યા અને મહારાજા દશરથ, જનક તથા પ્રાતઃસ્મરણીય ભગવાન શ્રી રામચંદ્રજીએ ક્ષાત્રબળ, પ્રજાહિતાર્થે, રાજ્યવહીવટ અને જીવનમુક્તપણે રાજ્યધૂરા વહન કરવાના અદ્ભૂત આદર્શરૂપ બની વશિષ્ટ અને વિશ્વામિત્ર જેવા મહર્ષિઓના શિક્ષણ અને અંકુશનો મહિમા સ્થાપિત કર્યો. વળી પાછા કાળે કરીને બ્રાહ્મણોએ ઉતરતા ચાલી ક્ષત્રી રાજાઓની હાએ હા કરવા માંડી અને ક્ષત્રીરાજાઓ નિરંકુશપણે અધર્માચરણ કરવા માંડયા. આ પ્રસંગે ભગવાન પૂર્ણ-પુરૂષોત્તમ શ્રીકૃષ્ણે અવતાર ધારણ કરી દુષ્ટ રાજાઓનો નાશ કરી-કરાવીને આર્યપ્રજા પાછી ઉન્નતઅવસ્થામાં સ્થપાય તેમ કર્યું. અનેક સૈકાં પર્યંત એવી સુસ્થિતિ ચાલ્યા પછી ધીમે ધીમે પાછા બ્રાહ્મણો

અને ક્ષત્રીઓ લથડતા ચાલીને માત્ર બાહ્ય ક્રિયાઓમાં અને યજ્ઞ યાગાદિમાંજ સર્વ ધાર્મિકતા રહેલી સમજી–સમજાવીને વામમાર્ગ તરફ વળી ગયા, ત્યારે ભગવાન બુધ્ધે અવતાર લઈ અજ્ઞાન અને દુરાચાર સામે પોકાર ઉઠાવ્યો અને માત્ર ઉચ્ચવર્ણ માટેજ નહિ પણ સર્વને માટે મોક્ષના દ્વાર ખુલ્લાં છે એમ દર્શાવી આપ્યું. યજ્ઞમાં પશુવધ કરવા સામે તેણે જે પોકાર કર્યો તેની અસર અદ્યાપિ પર્યંત હિંદુ ધર્મમાં જણાઈ આવે છે. અનેક સૈકાઓ સુધી બુધ્ધદેવની સંસ્કૃતિ પ્રવર્ત્યા પછી બુધ્ધ ભિક્ષુઓ પણ કથળ્યા. એમ થતાં હિંદુ ધર્મમાં ઘણો અગત્યનો અને કાયમનો સુધારો કરનાર, અદ્વૈતવાદને ફેલાવનાર, મહા બુધ્ધિશાળી ભગવાન શંકરાચાર્ય ઉત્પન્ન થયા. લગભગ છઠ્ઠા સૈકામાં બુધ્ધધર્મમાં સડો વધી જતાં તેઓ પ્રગટ થયા. હિંદુધર્મ અને હિંદુ જીવન ઉપર તેમણે જે છાપ પાડી છે તે ઘણીજ ઊંડી અને તેની અસર કાયમની છે. તેમણે પોતાના ટુંકા જીવનમાં પણ હિંદુધર્મમાં પેસી ગએલા વહેમ અને દંભની સામે સખત લડત ચલાવીને વિકૃત બુધ્ધોના તંત્રમંત્રોમાં ફસાયલી આર્યપ્રજાના માનસિક વાતાવરણ અને આચરણમાં મોટો ફેરફાર કરી નાખ્યો. યજ્ઞ ક્રિયાઓ સુધારી, વર્ણ-વ્યવસ્થાને સારા પાયા ઉપર આણી, આર્યદર્શનશાસ્ત્રોનું તેમણે અતિ સૂક્ષ્મબુધ્ધિ પૂર્વક પૃથક્કરણ કર્યું, અને પ્રજાને ધર્મનો ખરો બોધ આપવાને સંન્યાસીઓના મઠો સ્થાપ્યા. એ પછી અનેક સૈકાઓ બાદ આ અદ્વૈતવાદનાં મુખ્ય પગથીઆં રૂપ જે સદાચાર અને પ્રભુ ભક્તિ તે ઘટતાં ચાલી અનધિકારે અદ્વૈતવાદ દુરાચારના અને આચાર ભ્રષ્ટતાના ઓઠા રૂપે વપરાવા લાગ્યો, ત્યારે અગીઆરમા સૈકામાં ભગવાન રામાનુજ વિશિષ્ટાદ્વૈતવાદ દ્વારા કર્મ, ભક્તિ અને પવિત્ર આચાર ફેલાવવાને પ્રગટયા. આ વખતે મુસલમાન સત્તાએ હિંદમાં પ્રવેશ કર્યો હતો. એ પછી લગભગ સોળમા સૈકામાં જ્યારે

બાબર પાણીપતની લડાઈ જીતીને દીલ્હીમાં પોતાનું રાજ્ય સ્થાપી રહ્યો હતો ત્યારે પંજાબમાં ગુરૂ નાનક અને બંગાળામાં શ્રી ચૈતન્યદેવ પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા હતા. મુસલમાનોના વખતમાં હિંદમાં અનેક ફેરફારો થયા. હિંદુઓના જીવનમાં, રીતરિવાજોમાં, સાહિત્યમાં, મુસલમાન જીવનની ઊંડી છાપ પડી. મુસલમાનોએ ધર્મમાં હાથ ઘાલવા માંડયો અને આર્યપ્રજાનો પવિત્ર ખજાનો નષ્ટ થવાનો સમય આવ્યો. મુસલમાનોની રાજ્યનીતિને તાબે થવું, અને પરાપૂર્વથી ચાલી આવતી ધાર્મિક વૃત્તિઓનું પાલન કરવું, આ મહા કઠિન કાર્ય આર્યપ્રજાએ ઘણાં વરસો સુધી ધીરજ અને ખંતથી ઉઠાવ્યું. ધર્મ રક્ષકોને અનેક મુશીબતો વેઠવી પડી, પ્રજાના અનેક સવાલોના ફડચા લાવવા પડયા, અને ધર્મના રક્ષણને માટે તેમણે એવી રીતે કામ લીધું કે ઝનુનીમાં ઝનુની મુસલમાનોનાં હૃદય તેમની શાંતિ અને ધૈર્ય આગળ નરમ બનીને પોતાની મેળેજ શાંત થઈ ગયાં. પાછળથી આથી પણ બારીક સમય હિંદની તવારિખમાં આવી પડયો. પાણીપતની બીજી લડાઈ પછી મુસલમાની રાજ્ય નષ્ટ થવા માંડયું, અને દેશમાં બ્રીટીશ સત્તા જામવા માંડી.

દેશમાં હવે પાશ્ચાત્ય કેળવણીની શરૂઆત થઈ. પણ આ કેળવણીની સાથે હિંદુઓની ધર્મ પ્રત્યેની લાગણી ફીકી થવા માંડી અને તેમનાં અંતઃકરણમાં નાસ્તિકતા તથા અશ્રધ્ધાએ વાસ કરવા માંડયો. પાશ્ચાત્ય કેળવણીનું એક ભયંકર પરિણામ એ આવ્યું કે હિંદુઓ પોતાના ધર્મથી વિમુખ થઇ ગયા. પ્રાચીન દંતકથાઓ, વેદ અને શાસ્ત્રોની તે અવગણના કરવા લાગ્યા. પોતે હિંદુ છે એમ કહેતાં શરમાવા લાગ્યા અને હિંદુ શબ્દ તરફ તિરસ્કારથી જોવા લાગ્યા. પાશ્ચાત્ય પ્રજાના ઠાઠ અને બાહ્ય ભપકાથી તેઓ અંજાયા અને પોતાની ન્યાત, જાત તથા કુળના બંધનો તોડવા લાગ્યા. પાશ્ચાત્ય

પ્રજાના બાહ્ય જીવનનું તેઓ અનેક પ્રકારે અનુકરણ કરવા લાગ્યા. હિંદુ જીવન, હિંદુ ધર્મ નષ્ટ થવાનો પ્રસંગ આવ્યો. પાશ્ચાત્ય રિત-રિવાજો પ્રજામાં ઘુસવા લાગ્યા, અને આ સ્થિતિ જો વધારે વખત પહોંચી હોત તો પૃથ્વી ઉપરથી હિંદુ એવું નામ પણ ભુસાઇ જવાનો પ્રસંગ આવ્યો હોત.

એક બાજુએ પ્રજા જીવનમાં આવો ફેરફાર થઇ રહ્યો હતો અને બીજી બાજુએ અંગ્રેજી ભણેલા પુષ્કળ ધર્માચાર્યો, સાધુ સંન્યાસીઓ અને પંડિતો તથા બ્રાહ્મણો વગેરે ઉચ્ચવર્ગો પણ શિથીલ તેમજ કનકકામિનીના પ્રેમી બનતા ચાલ્યા હતા. પ્રજા પણ તેમના તરફ હવે માનની દ્રષ્ટિથી જોતી નહિ. પ્રજા અને તેના ધર્મરક્ષકો ઉભયની આવી સ્થિતિ થઈ રહી હતી. એટલું સારૂં હતું કે ભારતવાસીઓ ઉપર સેંકડો વર્ષસુધી પરધર્મીઓએ રાજ કર્યું; પરદેશી આચાર વિચારના પ્રહારો તેમના ઉપર પરાણે થયા; પણ હિંદુ ધર્મમાં એવું તો કંઇક આશ્ચર્ય જેવું તત્વ રહેલું છે કે હિંદુ પ્રજાના હૃદયમાંથી તેની ભાવનાઓ કેમે કરી નિર્મૂળ થઇ શકી નહિ. પાશ્ચાત્ય સુધારાના વાવાઝોડા વચ્ચે પણ, પેશાવરથી તે કન્યાકુમારી સુધી અને કલકત્તાથી તે કરાંચી સુધી આખા આર્યાવર્તમાં હજી સુધી રામાયણ, મહાભારત, ગીતા, વેદ, ઉપનિષદ્ વગેરે આર્યશાસ્ત્રોના સાચા અભ્યાસીઓ અહીં તહીં નજરે પડે છે. હિંદુ ધર્મનો એવો મહાન પ્રભાવ છે.

## પ્રકરણ ૧૪ મું-શ્રીરામકૃષ્ણપરમહંસ.

આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબના બંગાળામાં થઇ રહેલા ધાર્મિક ખળભળાટ અને ફેરફારોની વચમાં એક સાદો અને નમ્ર સંન્યાસી, એકાંતમાં બેસીને જે કોઇ તેની પાસે આવે તેને હિંદુ ધર્મનાં ગુહ્ય તત્ત્વોનો બોધ કરતો હતો. તેનું જીવન જેટલું સાદુ અને નિર્દોષ હતું તેટલાજ તેના વિચારો ઉચ્ચ અને ઊંડા હતા. હિંદુ ધર્મનો પ્રકાશ શાંત હોય છે, પણ તે સ્થિર અને નિત્ય હોય છે. તેને બાહ્ય ભપકાની જરૂર નથી. તેનાં સત્યોની શક્તિ એવી તો અગાધ છે કે તે રાત્રીના ઝાકળની માફક શાંત રીતે પ્રસરે છે છતાં અલૌકિક પરિણામ નિપજાવે છે. તેની સત્તા એવી તો અદ્ભુત છે કે તેના પ્રકાશકો કોઈ અજાણ્યા ખુણા ખોચરામાં જન્મ પામે છે છતાં તેના શાંત જ્વલંત અને નિત્ય પ્રકાશને અનેક દેશોમાં ફેલાવી શકે છે. આ પ્રકાશ કાંઇ ઘાસના ભડકા જેવો ક્ષણિક નથી હોતો, પણ સૂર્યના તેજ જેવો નિત્ય અને બળવાન હોય છે, છતાં પણ તે સૂર્ય જેવો ઉગ્ર નહિ હોતાં ચંદ્રની પ્રભા જેવો શીતળ અને સુખદાયી હોય છે.

હુગલી પરગણામાં આવેલા કમરપુકર નામના ન્હાના ગામડામાં આ પુરૂષનો જન્મ થયો હતો. તેનાં માબાપ ઇશ્વરનાં પરમભક્ત હતાં. કલકત્તાથી ચારેક માઇલને છેટે દક્ષિણેશ્વર નામનું સ્થાન છે. નદીના કિનારા ઉપર તે આવેલું છે. તેમાં રાણી રાસમણીએ બંધાવેલું કાળીમાતાનું ભવ્ય અને સુંદર મંદિર છે. તે મંદિરની આસપાસ એક મોટો બાગ આવેલો છે, જે કાળીવાટિકાને નામે ઓળખાય છે. આ બાગની વચમાં આવેલું આ દેવાલય હિંદની પ્રાચીનકળાનું ભાન કરાવે છે. અંદર જવાના દરવાજામાં પેસતાં બંને બાજુએ બંધાવેલાં શિવાલયો નજરે પડે છે. આ બાગમાં એ સમયે

સેંકડો સાધુ સંતો આવી રહેતા અને ભજન તથા ભોજન કરતા. છેક પાસેજ રાણી રાસમણીનો બંગલો છે. મંદિરની આસપાસ વૃક્ષોની ઘટાઓ આવી રહેલી છે. આ ઘટાઓમાં ઘણા સાધુઓએ યોગ સાધેલો હોવાની દંતકથાઓ પ્રચલિત છે. દક્ષિણેશ્વર, કાળીમાતાનું ભવ્ય મંદિર, કાળીવાટિકા અને તેની આસપાસ આવેલી વૃક્ષોની ઘટાઓ, ધાર્મિકતા, સાધુતા અને પવિત્રતાના વાતાવરણથી ભરપુર થઇ રહેલાં છે. શ્રીરામકૃષ્ણના નામ સાથે જોડાઇને આ સર્વ સ્થળો હાલમાં વધારે પ્રખ્યાત થઇ રહ્યાં છે.

દક્ષિણેશ્વરના બાગમાં પંચવટી નામની એક વૃક્ષોની ઘટા છે. તેની છાયા નીચે બેસીને શ્રીરામકૃષ્ણ યોગ સાધતા. પાસે એક બીલીનું ઝાડ છે. મહાદેવને જેનાં પત્ર અત્યંત પ્રિય છે એવા આ ઝાડની નીચે તેના મૂળ આગળ યોગ સાધવાનું એક બીજું સ્થાન તે સંન્યાસીએ નક્કી કર્યું હતું. સર્વ ઇંદ્રિયોનું દમન કરીને તે આ સ્થળમાં બેઠેલા હતા. ખરેખરા મુમુક્ષુની માફક તેમનું અંતઃકરણ સત્યની શોધને માટે અહર્નિશ મથતું હતું અને સંસારની સર્વ વાસનાનો તેમણે ત્યાગ કર્યો હતો. આત્મજ્યોતિમાં તે લીન થઇ રહ્યા હતા અને આત્મામાં આત્માથીજ સંતુષ્ટ હતા. આત્મદર્શનથી ઉદ્ભવેલી ભવ્યતા તેના મુખ ઉપર તરવર્યા કરતી હતી, આત્માના તેજથી તેમનું શરીર છવાઇ રહેતું હતું. આત્માનોજ અભ્યાસ અને આત્માનુંજ ધ્યાન કરીને પોતાના આત્માને અંતરાત્મામાં સમાવી દઇને થોડા સમયમાં અહંબ્રહ્માસ્મિ એ પદને તેઓ પહોંચી ગયા હતા. સર્વ દેવતાઓ જુદા જુદા મનુષ્યોએ પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે માની લીધેલાં એકજ પરબ્રહ્મનાં સ્વરૂપ અને શક્તિઓ હોઇને મનુષ્યોને ધાર્મિક બનાવવામાં તે સાધનરૂપ થાય છે અને મનુષ્ય જેવા સ્વરૂપમાં ભગવાનને ભજે છે તેવાજ સ્વરૂપમાં ઇશ્વર તેની આગળ પ્રત્યક્ષ થાય

છે, એવો તેમનો અનુભવ અને ઉપદેશ હતો.

શ્રીરામકૃષ્ણ આધેડ ઉમ્મરના અને મધ્યમ કદના હતા. તેમનો ચહેરો સહજ શ્યામવર્ણનો હતો. તે બહુ જાડા નહોતા તેમ પાતળા પણ નહોતા. તેમનો દેખાવ બહુ આકર્ષક નહોતો. તેમની કેડે એક સાદુ ધોતીયું જેમ તેમ વીંટેલું રહેતું. તેમની આંખો ઘણી મોટી હતી અને તેમની દૃષ્ટિમાં સંસાર તરફ બેદરકારી દેખાતી હતી. તેઓ એક ગામડીયા જેવા ભાસતા હતા. તેમનો પોશાક કોળી જેવો લાગતો હતો. બાળક જેવા તે સરળ અને સાદા હતા. પણ તેમના તરફ દૃષ્ટિ કરનાર ફરીથી એકવાર તેમને જરા નિહાળીને જોતો કે તરતજ તેમના ચારિત્રના પ્રભાવ અને મોહિનીથી તે અંજાઇ જતો અને તેને એમ ભાન થતું કે તે કોઇ દેવના સાંનિધ્યમાં આવીને ઉભો છે. ત્રીજીવાર દૃષ્ટિ કરતાં તો પોતાના વિચારો આ સાધુના મુખારવિંદ ઉપર જાણે કોતરાઇ રહ્યા હોય તેમ તે જોતો. શ્રીરામકૃષ્ણ સામાના મનના વિચારોને તરતજ જાણી જતા અને તેથી કોઇ પણ મનુષ્ય એક ક્ષણવાર પણ પોતાના વિચારો તેમનાથી અળગા છુપાવી શકતો નહિ. એ દરકારીથી જોતાં જોતાં પ્રેક્ષકના મનની વાત તે બીજાને કહી દેતા. પવિત્રતાની તો તેઓ મૂર્તિજ હતા. જે બે મુખ્ય વસ્તુઓ, કાંચન અને કામિનિ કે જે મનુષ્યને પોતાનું સ્વરૂપ ઓળખવામાં પ્રત્યવાય રૂપ થઇ રહે છે તેનો શ્રીરામકૃષ્ણે પુરેપૂરો ત્યાગ કર્યો હતો અને યોગની સાધનાવડે તુર્યાવસ્થામાં સ્થિત થઇ નિઃસીમ આનંદના અધિકારી બની રહ્યા હતા. લોકો તેમને શ્રીપરમહંસ દેવ કહેતા હતા.

પરમહંસ એક ખરેખરા મહાત્મા હતા. જો કે પોતે એક અક્ષર પણ લખી કે વાંચી જાણતા નહોતા તોપણ શ્રદ્ધા ભક્તિ અને વૈરાગ્ય અભ્યાસવડે ગુહ્યમાં ગુહ્ય પારમાર્થિક સત્યોને સમજી તેમાં ઉંડા ઉતરી શક્યા હતા. તેમનું સાદું જીવન, નિર્દોષ ચારિત્ર્ય, પરમાત્મનિષ્ઠાથી

અને પૂર્ણ બ્રહ્મચર્યવૃત્તથી આકર્ષાઇને ઘણા વિદ્વાન મનુષ્યો તેમની પાસે આવતા અને તેમને દેવ સમાન પુજતા.

આ અલૌકિક સાધુમાં વધારે આશ્ચર્યજનક એ હતું કે પરા, અપરા ભક્તિ અને આત્મદર્શન વિષે બોલતાં, અત્યંત ભાવથી તે આવેશમાં આવી જતા અને વારંવાર તેમનો આત્મા પરમાત્મામાં તદાકાર થઇ જઇને આસપાસનું ભાન ભુલી જતા. ધર્મનાં કેટલાંક ગુહ્ય અને અગમ્ય તત્ત્વો તેઓ ઉચ્ચારતા તેથી પંડિતો પણ વિસ્મય પામતા. આવા પવિત્ર મહાત્માના દર્શન માત્રથી પણ અનેકોના હૃદયમાં પવિત્રતાનો વાસ થતો, મનની મલિનતાનો નાશ થતો, અને નાસ્તિકો આસ્તિક બની જતા. મદ્યપાન અને વ્યભિચારમાં ગરક થઇ ગયેલા ઘણા નાસ્તિક પુરૂષો, તેમનો સાચો ભાવ, ભક્તિ અને અસાધારણ જીવન જોઇને સદ્ગુણી બની ગયા છે. પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરવા સામે તેનું જીવન સખત પોકાર કરી રહ્યું હતું. માત્ર બોધથીજ નહિ પણ પોતાના ઉત્તમ ચારિત્ર અને અનુભવથી તે ધર્મનાં સત્યો સૌના મનમાં ઠસાવી રહ્યું હતું. હિંદુ ધર્મમાં પેશી ગયેલા કેટલાક ખરાબ લોકાચાર, વ્હેમ અને દંભ સામે તે ખરૂં સત્ય સમજાવી રહ્યું હતું. પરમહંસ જુના વિચારના બ્રાહ્મણકુલમાં જન્મ્યા હતા અને જુના વિચારમાંજ ઉછર્યા હતા, છતાં આધુનિક સમયને અનુસરીને પોતાના જીવન અને વિચારોમાં ઘટતો ફેરફાર તેમણે કર્યો હતો. પ્રથમ તે કલકત્તામાં આવેલાં કાળીમાતાના ઉપાસક હતા, પણ પછી ઇશ્વર પ્રત્યે તેમને એટલો બધો પ્રેમ વધ્યો હતો કે દરેક પુરૂષ, સ્ત્રી, પ્રાણી, પદાર્થમાં તે ઇશ્વરનુંજ સ્વરૂપ જોતા. તેમનું ચિત્ત ઘણે ભાગે સમાધિસ્થ રહેતું. તેમની આગળ ઇશ્વરનું નામ દેતાં તેમની આંખોમાંથી પ્રેમનાં આંસુ નીકળતાં અને જગતનું ભાન ઘણું ખરૂં ભુલી જતા. તેઓ નરમાંથી નારાયણ બની રહ્યા હતા, સર્વોત્તમ ધાર્મિક

સત્યનો તેમને અનુભવ થએલો હતો. જ્ઞાન મેળવી તે પ્રમાણે ચારિત્ર ઘડવું અને જગતનું કલ્યાણ કરતે કરતે મોક્ષ પ્રાપ્ત કરવો એ એમના બોધનો મુખ્ય સાર હતો. ખરૂં સાધુપણું પરદુ:ખભંજન થવામાંજ છે એમ શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન કહી રહ્યું હતું.

જંગલમાં જેમ એક સુંદર અને સુવાસિત ફુલ એકલું ઉગે, એકલું ખીલે, અને એકલુંજ કરમાઇ જાય, તેમ આ સાધુ દક્ષિણેશ્વરમાં કાલી માતાના મંદિરમાં કોઇની પણ દૃષ્ટિએ પડયા વગર ઘણાં વરસ સુધી અંધારામાંજ રહ્યા હતા. આખરે બ્રહ્મોસમાજના નેતા કેશવચંદ્રસેનની નજરે તે પડયા અને તેમણે તેમને પ્રસિદ્ધિમાં આણી મુકયા.

આવા પવિત્ર મહાત્માઓ પરમકૃપાળુ પરમાત્માની દયાના નમુનાઓ છે અને તેઓ જગતરૂપી તોફાની મહાસાગરના અંધારા તળીઆમાં ડૂબી જતા મનુષ્યોને આશારૂપી કિરણવાળા પ્રકાશની ગરજ સારે છે. પાશ્ચાત્ય સુધારાનો પવન લેશ માત્ર પણ શ્રીરામકૃષ્ણમાં નહોતો, તેમને પુસ્તકો અથવા તો વર્તમાન પત્રોની બીલકુલ જરૂર નહોતી, તે કદિ પણ ભાષણ આપતા નહિ.

જગતમાં સંસ્કૃત, અંગ્રેજી, વિવિધ ભાષાઓ તેમજ અનેકવિધ લૌકિક વિદ્યા, કળાકૌશલ્ય, સત્તા તેમજ પદવીઓ મેળવીને, લૌકિક ઉન્નતિ અને કીર્તિ ઇચ્છુકો ભલે પોતાને કૃત્યકૃત્ય માને; પરંતુ શાશ્વત અને અશાશ્વત વસ્તુ સ્થિતિઓને સમજી શકનાર તો જગતના કરોડો મનુષ્યોને ખેંચી જઇ રહેલા તે પ્રવાહને વશ ન વર્તતાં સાચી અને શાશ્વત ઉન્નતિનાજ ઉત્કટ જીજ્ઞાસુ અને પરમ પુરૂષાર્થી બનીને એક પણ અક્ષર લખતાં કે વાંચતાં શીખ્યા સિવાય પણ કેવી રીતે સત્સમાગમથી કર્તવ્યને અને પ્રાપ્તવ્યને સમજી લઇ તેની પાછળ જે સાધ્ય મેળવી શકે છે અને જગતને માટે કેટલા બધા ઉપકારક બની રહે

છે તેનું એક જ્વલંત દ્રષ્ટાંત પરમહંસ દેવના જીવને વર્તમાન યુગને પુરૂં પાડયું છે.

પરમહંસજી આવા સાચા વિદ્વાન હતા. અખૂટ અમાપ આત્મ-ધનથી સાચા ધનિક તેઓ બનેલા હોઇ તેના તેઓ અતિ ઉદાર દાતા પણ હતા. એ ધન યાને ઉદાત્ત જ્ઞાન ચારિત્ર્યની ભિક્ષાર્થે મોટા મોટા યુનિવર્સિટીના પદવીધરો, ધર્મોપદેશકો, પંડિતો અને વિદ્યાકળાના ઉપાસકો તેમની પાસે આવીને પગે પડતા અને પોતપોતાની પાત્રતા પ્રમાણે જેનાથી જેટલું પણ લઇ શકાય તેટલું લઈ જતા.

પવિત્ર પુરૂષોમાં અગ્રગણ્ય ગણાતા જગપ્રસિદ્ધ અને સમર્થ પંડિત કેશવચંદ્રસેન એક શિષ્યની માફક આ અભણ પરમહંસના પગની પાસે બેસતા અને તેના મુખમાંથી જે કાંઇ નીકળતું તે માન અને શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતા. તેમનાથી બીજા નંબરના બ્રહ્મસમાજના આગેવાન અને કેશવબાબુના જેવાજ વિદ્વાન તથા પ્રસિદ્ધ પ્રતાપ-ચંદ્રસેન મજુમદાર પરમહંસ વિષે અભિપ્રાય આપતાં લખે છે કે,

જ્યાં જ્યાં તે અદ્‌ભુત માણસ ( રામકૃષ્ણ ) જાય છે ત્યાં ત્યાં તે એક અલૌકિક વાતાવરણ ઉત્પન્ન કરે છે. એ વાતાવરણનો ચિતાર મારા મનમાં સર્વદા ખડોને ખડોજ રહે છે, તે મારાથી કદી ભુલાતો નથી. જ્યારે જ્યારે તે મને મળે છે ત્યારે ત્યારે મારા મનમાં એક અવર્ણનિય ભાવ ઉત્પન્ન કરે છે, અને તે ભાવ મારા મનમાંથી ખસતો નથી. મારા અને એના વચ્ચે કશી સમાનતા નથી. કેમ કે હું એક કેળવાયલો, સુધરેલો અને આધુનિક વિચારનો માણસ છું; અને પરમહંસ એક નગ્ન અભણ, વૃદ્ધ, રોગીષ્ટ, કેળવણી વગરના, મૂર્તિપુજક હિંદુ ભક્ત છે. છતાં મને તેમનો બોધ સાંભળવાની મોહિનિ શા માટે લાગી છે? હું કે જે મેક્ષમુલર, હેનરી, ફોસેટ અને ડીઝ-રાયલી જેવા સમર્થ ઇંગ્રેજ વિદ્વાનોનો અભ્યાસી છું, પાદરીઓનો

પરમ મિત્ર છું અને ક્રાઇસ્ટનો ખરેખરો અનુયાયિ છું; તે આ પરમહંસની પાસે કલાકના કલાકો સુધી બેશી રહેવાને શા માટે ઇચ્છા કરૂં છું ? અને હું એકલોજ તેમ કરૂં છું એમ પણ નથી. મારા જેવા ઘણાય માણસો તેમ કરે છે! હિંદુધર્મની મહત્તા અને મિષ્ટતાનો તે એક જીવતો જાગતો નમુનો છે! તેણે ઇંદ્રિયોનું દમન કરી તેને વશ કરી મુકી છે. પોતાના પોશાકની પણ તેને દરકાર નથી. વખાણને ચહાતો નથી. અમૂર્ત, અનંત, અખંડ, સચ્ચિદાનંદ, પરમાત્માનો તે અનન્ય અને સાચો ભક્ત છે. ઘણાએ તેની જોડે વાતચિત કરી છે, ઘણાએ તેની બારીક તપાસ કરી છે. લોકોનાં ટોળાં ને ટોળાં તેને જોવા ને જાય છે; આપણા કેટલાક કેળવાયલા મુર્ખાઓને તેનામાં કંઇ પણ સારૂં દેખાતું નથી, કેટલાક ધિક્કારવા લાયક પાદરીઓ તેને ઢોંગી કહે છે, આ બધાનું જે કહેવું છે તેની તુલના મેં મારા મન સાથે કરી છે, અને હું જે નીચે લખું છું તે બહુજ વિચારપૂર્વક લખું છું."

"આ હિંદુ મહાત્માની ઉમ્મર ચાળીસ વર્ષની છે, તે જાતે બ્રાહ્મણ છે. તેના શરીરનો બાંધો મજબુત છે; પણ જે સખત તપાચરણ કરીને તેણે તેનું ચારિત્ર ઘડયુ છે તે તપાચરણથી તેનાં ગાત્ર શિથિલ થયેલાં લાગે છે. આ શિથિલતામાં પણ તેના મુખ ઉપર જે ભવ્યતા, બાળક જેવી મૃદુતા, દીનતા, અવર્ણનિય મિષ્ઠતા અને હાસ્ય જણાઇ આવે છે તે બીજા કોઇના મુખ ઉપર જોવામાં આવતાં નથી. સામાન્ય રીતે હિંદુ ગુરૂઓ પોતાના બ્રહ્મચારને માટે ખાસ કાળજી રાખે છે, તેઓ ભગવાં કપડાં પહેરે છે, અમુક ખોરાક ખાય છે, અને મોટા ભક્ત કે બ્રહ્મજ્ઞાની હોવાનો દાવો કરે છે તથા ગુરૂપદ ધારણ કરે છે! શ્રીરામકૃષ્ણ આવો કશો પણ દાવો કરતા નથી. તેમનો પોશાક અને ખોરાક બીજાના જેવોજ છે, બલ્કે

તે પોશાક અને ખોરાક માટે ઘણાજ બેદરકાર રહે છે. ગુરૂપદને ધિક્કારે છે, લોકો તેમને જે માન આપે છે તેના તરફ તે નાખુશી બતાવે છે. બ્રહ્મજ્ઞાનનો કે સિદ્ધિનો તે ડોળ કરતા નથી. સંસારમાં મચી રહેલા, કામી અને લોભી માણસોથી તે દૂર રહે છે. તેની પાસે કંઇપણ અસાધારણ લાગતું નથી. તેની ધાર્મિકતાજ તેને માટે ભલામણ પત્ર છે."

"તેનો ધર્મ કયો છે? શુદ્ધ સનાતન હિંદુ ધર્મ તેનો ધર્મ છે. શ્રીરામકૃષ્ણ કોઇપણ અમુક દેવનેજ ભજી રહ્યા હોય તેમ નથી. તે શૈવ નથી, તે શાક્ત નથી, તે વૈષ્ણવ નથી, તે વેદાન્તી નથી. છતાં તે ઉપર કહેલા બધા ધર્મોને માને છે. તે શિવને ભજે છે, તે કાળીને ભજે છે, તે રામને ભજે છે, તે કૃષ્ણને ભજે છે, અને વેદાન્તનો પણ બોધ ચુસ્તપણે કરે છે. દરેક ધર્મની ક્રિયાઓ, તત્ત્વો તેને ગ્રાહ્ય છે. તેને મન દરેક આવશ્યક છે. તે મૂર્તિ પુજક છે, છતાં અખંડ સચ્ચિદાનંદનું ધ્યાન ધરી રહ્યો છે. બીજા સાધુઓની માફક તેનો ધર્મ માત્ર જુના વિચારમાં જ, વાદવિવાદમાં, અથવા તો ચંદન અને પુષ્પ વડે બાહ્ય પુજા કરવામાં જ સમાયલો નથી, ધ્યાનની ઉચ્ચ સ્થિતિ એ એનો ધર્મ છે. પારમાર્થિક સત્યનુ દર્શન એની પુજા છે. અલૌકિક શ્રદ્ધા અને ભાવના પ્રકાશથી તેનું આખું અંતઃકરણ રાત અને દિવસ ઝળહળી રહ્યું છે. તેની વાતચિત આ પ્રકાશનો ઝરોજ છે, અને તે કલાકના કલાક સુધી વહ્યાજ કરે છે. તેના સાંભળનારાઓ થાકી જાય છે, પણ તે જો કે શરીરે અશક્ત છે તો પણ કદિ થાકતો નથી. દિવસે વારંવાર તે સમાધિમાં આવી જાય છે; પોતાના અધ્યાત્મિક અનુભવો કહેતે કહેતે તે સમાધિસ્થ બની રહે છે. સઘળા હિંદુ દેવોને માટે તેને સરખોજ ભાવ કેવી રીતે રહેતો હશે? આ સર્વસમાનતાનું કારણ શું હશે? તેને મન સઘળા દેવો

પરબ્રહ્મની જુદી જુદી શક્તિઓ છે, અને આ દરેક શક્તિ તે તે રૂપ ધારણ કરીને આત્મા અને પરમાત્માનો સંબંધ દર્શાવી રહી છે."

"મહાદેવનો દાખલો લ્યો. શ્રી રામકૃષ્ણ મહાદેવને ધ્યાન અને યોગનો અવતાર માને છે. સાંસારિક ચિંતાઓથી રહિત, સમાધિમાં મસ્ત થયેલા અને પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરતા તે તેમને જણાય છે. દુઃખ, ભુખ, શ્રમ, એકાંતવાસને મહાદેવ ગણતા નથી. ઇશ્વરના ધ્યાનમાં તે મગ્ન છે. અલૌકિક આનંદ તે ભોગવે છે. તે શાન્ત, દાન્ત અને સમાહિત ચિત્તવાળા છે. હિમાલય જેવા તે અચળ છે. ધ્યાનસ્થ પુરૂષોના તે આદર્શ છે. સાંસારિક પ્રપંચ અને દુઃખરૂપી કાર્યો તેમના શરીરે વીંટળાઇ રહ્યા છે પણ તેમને ઇજા કરી શકતા નથી. દરેક જાતનાં ભયભિત રૂપો ધારણ કરી મૃત્યુ તેમની આસ-પાસ ફરે છે પણ તે બ્હીતા નથી. આખા વિશ્વનું દુઃખ તે પોતે હરી લે છે અને બીજાઓને અમરત્વ આપવાને પોતે ઝેરનું પાન કરે છે. બીજાઓને માટે મહાદેવ સઘળા દ્રવ્ય અને વૈભવનો ત્યાગ કરે છે. માત્ર પોતાની પત્નીને સાથે લઇ જાય છે, અને ભસ્મ તથા વ્યાઘ્ર-ચર્મ પોતાને શરીરે અલંકાર તરિકે ધારણ કરે છે. મહાદેવ યોગી-ઓના દેવ છે. આ ભલો માણસ શ્રીરામકૃષ્ણ મહાદેવના ગુણનું આવું વર્ણન કરતે કરતે તેમાં એટલો તો લીન થઇ જાય છે કે તે સમાધિમાં આવી જાય છે અને ઘણા લાંબા વખત સુધી પોતાનું ભાન પણ ભુલી જાય છે. "

"શ્રીરામકૃષ્ણ, કૃષ્ણ ભગવાનને પ્રેમનો અવતાર ગણે છે. તે કહે છે કે શ્રીકૃષ્ણનું મુખ જુઓ! તે પુરૂષના મુખને મળતું આવે છે કે સ્ત્રીના મુખને? કામનો અંશ પણ તેના ઉપર દેખાય છે? તેના ઉપર પુરૂષની ઉગ્રતા દેખાય છે? કૃષ્ણનું મુખ સ્ત્રીના જેવું કોમળ છે; તે મુખ ઉપર કુમાર અવસ્થાની કોમળતા અને કન્યાનું સૌંદર્ય

એકઠાં મળી રહ્યાં છે ! પોતાના અગાધ પ્રેમને લીધે તેણે ઘણાં સ્ત્રી પુરૂષોનાં મન હરી લીધાં છે અને તેમને ભક્તિને માર્ગે દોર્યા છે. પવિત્ર માનુષી સંબંધમાં પણ ઇશ્વરી પ્રેમનો વાસ હોઇ શકે એમ સાબિત કરી બતાવવાને શ્રીકૃષ્ણનો અવતાર હતો. તેણે એક પ્રેમાળ બાળકની માફક વૃદ્ધ મા બાપનાં લાડ સંપાદન કર્યા છે. એક હેતાળ મિત્રની માફક પોતાના ગોઠીયા અને અન્ય જનોનો અચળ પ્રેમ મેળવ્યો છે, એક પ્રખ્યાત અને પુજ્ય ગુરૂ તરિકે પોતાના મિષ્ટ અને મૃદુ બોધથી અનેક સ્ત્રીઓને અગાધ પવિત્રતામાં વાસ કરાવ્યો છે; અને તેમ છતાં પણ શ્રીકૃષ્ણનું સુંદર અને માર્મિક ચારિત્ર હજી પણ અનિર્વણનિયજ છે ! આ મહાન શ્રીકૃષ્ણે ભારતવર્ષમાં ભક્તિમાર્ગ પ્રવર્તાવ્યો છે. પછી કેવી રીતે ભરવાડનો કે ભરવાડણનો પોશાક તે પોતે પહેરતા અને ગોપીઓની માફક કૃષ્ણનો પ્રેમ મેળવવાનો પ્રયાસ કરતા તે શ્રીરામકૃષ્ણ કહેતા. આ અમાનુષી પ્રેમની વાત કરતે કરતે તેમનાં સઘળાં ગાત્રો અને મુખ શાંત અને સ્તબ્ધ થઇ જતાં, તેમની આંખો મીંચાઇ જતી અને તેમાંથી પ્રેમના અશ્રુની ધારા વહી રહેતી. તે પોતાનું ભાન ભુલી જતા. આવી સમાધિમાં પોતાનાં આત્મામાં તે શું જોતા હશે અને તેમને શું લાગતું હશે તે કોણ કહી શકે? ઇશ્વર તરફ અગાધ પ્રેમને લીધે ઉત્પન્ન થયેલી આ સમાધિ શું હશે તે કોણ કહી શકે? પણ એટલું તો નક્કી છે કે સમાધિમાં તે કંઇક જુવે છે, સાંભળે છે અને અનુભવે છે. જો તેમ ન હોય તો સમાધિમાં તે શા માટે અશ્રુપાત કરે, પ્રાર્થના કરે, ભજનો બોલે, બોધ વચનો ઉચ્ચારે ? તેમની આ સ્થિતિ અને સમાધીમાં બોલાયલા વચનો કઠણમાં કઠણ હૃદયને પીંગળાવી નાંખે છે અને તેની પાસે અશ્રુપાત કરાવે છે."

"પછી તે મહાકાળી વિષે વાત કરતા, તેને તે પોતાની માતા

કહીને સંબોધતા. તે કહેતા કે મહાકાળી ઇશ્વરની શકિત છે, આ શકિત સ્ત્રીઓના ચારિત્રમાં જણાઇ આવે છે. પુરૂષની સાથે રહેલી તે પ્રકૃતિ છે. જુલમી મનુષ્યો ઉપર તે જુલમ ગુજારે છે. જગતની તે માતા છે. તેના મહાન શકિત બતાવે છે કે તે તેને શરણે જનારનું રક્ષણ કરે છે. દેવીની પૂજા કરવી એ સ્ત્રી માત્રમાં રહેલી શકિતની પુજા છે; આથી કરીને શ્રી રામકૃષ્ણે સ્ત્રી માત્ર સાથેનો સંબંધ તજ્યો છે. તે પરણેલા છે પણ કદિ તેમણે સંસારમાં પ્રવેશ કર્યો નથી. સ્ત્રી જાતિ અજેય છે. જે તેના તરફ પુત્ર તરિકે જુએ છે તે તેને જીતે છે, અને ભાર્યા તરીકે તેના તરફ જોનારને ઇશ્વરથી વિમુખ કરે છે. મોટા મોટા સંતો પણ એવા મોહમાં ફસાઇને પતિત થયા છે. કામ ઉપર જય મેળવવો એ શ્રી રામકૃષ્ણનું જીવન સુત્ર છે. ઘણાં વરસ સુધી તેમણે સ્ત્રીના મોહમાંથી છુટવાનો પ્રયાસ કર્યો છે. આ મોહમાંથી છુટવાને તેમણે ગંગાના કિનારા ઉપર જઇ હૃદયને ચીરી નાંખે એવા પોકારો અને પ્રાર્થનાઓ કરી છે. તેમને રોતા સાંભળીને હજારો મનુષ્યો એકઠાં થયાં છે અને તેમનું રૂદન જોઇને તેઓએ આંખમાંથી આંસુ પાડયાં છે અને તેમને આશિર્વાદ આપ્યા છે."

"આ પ્રમાણે કામ ઉપર તેમણે જય મેળવ્યો છે. જે મહાકાળીને તે ભજતા હતા તેણે તેમને દરેક સ્ત્રીને કાળીનો અવતાર માનતા કર્યા છે, અને તેથી કરી તે હવે દરેક સ્ત્રીને પોતાની માતા તરિકે ગણે છે. સ્ત્રીઓ આગળ તે પોતાનું માથું નમાવે છે અને ન્હાની કન્યાઓને પણ તે નમસ્કાર કરે છે. જેમ એક પુત્ર પોતાની માની પુજા કરે તેમ તે બધી સ્ત્રીઓની પુજા કરે છે. સ્ત્રીઓ સાથેનો તેમનો સંબંધ અને સ્ત્રીઓ વિષેના તેમના વિચાર, ઘણાજ પવિત્ર અને પ્રશંસનીય છે. હિંદુઓ સ્ત્રીઓને માન આપે છે એ વાતને તે સિદ્ધ કરે છે અને હિંદુ પ્રજામાં આ ગુણ મૂળથી, પૂર્વકાળથી

ચાલતો આવે છે એમ તે બતાવી આપે છે, યુરોપિયનોનું ધારવું ખોટું છે એમ તે સાબિત કરે છે. "

" પરમહંસ કહે છે કે મારા પિતા શ્રી રામના ભકત હતા. હું પણ શ્રી રામનો ભકત થયો છું. જ્યારે હું મારા બાપની ભકિત વિષે વિચાર કરૂં છું ત્યારે જે પુષ્પોથી તે પુજા કરતા હતા તે પુષ્પો મારા હૃદયમાં ખીલી ઉઠે છે અને મારા અંતઃકરણને સુવાસથી ભરી દે છે. પુત્ર તરિકે શ્રી રામ સાચા અને આજ્ઞાંકિત હતા; પતિ તરિકે તે પ્રેમાળ અને નિષ્ઠાવાળા હતા; રાજા તરિકે તે ન્યાયી અને પ્રજાના પાલક હતા; મિત્ર તરિકે તે સાચા અને માયાળુ હતા, આવા શ્રી· રામ તરફ રામકૃષ્ણ સેવકના ભકિતભાવથી જોતા. શ્રી રામની સેવા કરવાનો માત્ર અવકાશ મળે તો સર્વસ્વ મળ્યું, શ્રી રામની સેવા કરવામાં આ શરીરનો પણ નાશ થાય તો તે પણ મોટા આનંદની વાત છે, એમ શ્રી રામકૃષ્ણ માનતા. શ્રી રામનો દાસ હનુમાન તેમને વિશ્વાસુ સેવકનો નમુનો છે. અમાનુષી પ્રેમવડે કરીને હનુમાને ભય અને મૃત્યુને નહિ ગણતાં શ્રી રામની સેવા કરી છે. હનુમાને કંઇ પણ બદલાની આશા રાખી નથી. આથી કરીને શ્રીરામકૃષ્ણે દ્રવ્યને પાપરૂપ ગણ્યું છે અને તેને તજ્યું છે. દ્રવ્ય જોઇનેજ તે ભયથી આકુળ વ્યાકુળ બને છે. કાંચન અને કામિનિનો ત્યાગ તેના અનુપમ ચારિત્રનું મૂળ છે. એક હાથમાં તે સોનાનો કકડો લેતા અને બીજા હાથમાં માટીનું ઢેફું લેતા, બંને તરફ તે જોતા, માટીને સોનું કહેતા અને સોનાને માટી કહેતા અને આખરે બંનેનો તફાવત તેમના મનમાંથી નીકળી ગયો. કોઇની સેવા કરવી તે બદલાની આશા રાખ્યા વગર કરવી એવો એમનો સિદ્ધાંત છે. ખરા સંતોએ પ્રેમાળ હૃદયથી ફળની આશા રાખ્યા વગર સેવા કરવી જોઇએ. શ્રીરામકૃષ્ણ આ સંબંધમાં અનેક ભજનો ગાતા અને આ સંબંધમાં આપણે કેટલા

બેદરકાર છીએ તે જણાઇ આવતું.”

“પરમહંસ કંઈ લખતા નથી, વાદવિવાદ કરતા નથી, બોધ આપવાનો પ્રયાસ કરતા નથી, પણ તે વારંવાર પોતાના અનુભવો કહ્યા કરે છે. પુરાણોમાં કહેલી કથાઓ ઉપર પણ તે તાત્વિક પ્રકાશ નાંખે છે, અને સૌને અજાયબી ઉત્પન્ન કરે છે. પોતે અભણ અને બહુજ સાદા છે, પણ પોતાની બુદ્ધિ અને જ્ઞાનથી સૌને ચકિત કરી નાંખે છે. પુરાણમાં કહેલા અવતારો વિષે બોલતાં તે કહે છે કે તે બધા અખંડ સચ્ચિદાનંદ પરમાત્માની શક્તિઓ અને લીલા છે.”

“હિંદુ ધર્મને માટેજ નહિ પણ બીજા ધર્મો તરફ પણ તે માન દર્શાવે છે. મુસલમાનોના અલ્લાનાં દર્શન કરવાને તેમણે મુસલમાની ધર્મની અનેક ક્રિયાઓ કરી છે, કુરાનના ફકરાઓ મોઢે બોલ્યા છે અને અલ્લાનો અનુભવ મેળવ્યો છે. ક્રાઇસ્ટને માટે પણ તેમને અગાધ માન છે. ક્રિશ્ચિયન દેવાલયમાં તે એક બે વખત ગયા છે અને ક્રાઇસ્ટનું નામ લેતાં તે પોતાનું મસ્તક નમાવે છે.”

“તેમના મુખમાંથી જે જે બોધ વચનો નીકળે છે તે સઘળાં જો એકઠાં કરવામાં આવે તો જ્ઞાનનો એક મોટો ભંડાર બની રહે. મનુષ્ય, પ્રાણી અને પદાર્થ વિષેનાં તેમનાં અવલોકનોનો સંગ્રહ કરવામાં આવે તો જગતને એમજ માલમ થાય કે પૂર્વ કાળ પાછો આવ્યો છે. ભવિષ્ય ભાખનારાઓ અને વગર જાણ્યે અગાધ સત્યો દર્શાવનારા આ કળીયુગમાં પણ તેમનાં બોધ વચનો ઇંગ્રેજી ભાષામાં ઉતારવાં અશક્ય છે.”

“આ ભલો અને પવિત્ર મહાત્મા રામકૃષ્ણ હિંદુ ધર્મની શિષ્ટતા અને ઉંડાં તત્ત્વોની સાબિતિ છે. તેણે સંપૂર્ણ રીતે ઈંદ્રિયનિગ્રહ કર્યો છે, તે પોતાના આત્મા રૂપ બની રહ્યો છે. ધર્મનાં સત્યો, આનંદ અને પવિત્રતાએ તેમનામાં વાસ કરેલો છે. તે સિદ્ધ

પુરૂષ છે અને જગતના મિથ્યાપણાનો તે સાક્ષી છે. તેની સમીપના દરેક હિંદુના હૃદયમાં લાગણી ઉત્પન્ન કરે છે. ઇશ્વર સિવાય તેને બીજો કંઇ વિચાર નથી, બીજો કંઇ ઉદ્યોગ નથી, બીજું કંઇ સગું નથી અને બાજો કોઇ મિત્ર નથી. તેને મન ઇશ્વર જોઇએ તે કરતાં પણ વધારે છે. તેની અકલુષિત પવિત્રતા, તેનું જ્ઞાન, શાંતિ, સાર્વજનિક સ્નેહ અને ઇશ્વર તરફ અગાધ પ્રેમ, એજ તેને મન સર્વ છે. એ સિવાય તે બીજું કંઇ ઇચ્છતો નથી. અમારૂં ધાર્મિક આદર્શ જુદુ છે, પણ જ્યાં સુધી ઇશ્વર તેને જીવતો રાખશે ત્યાં સુધી તેનાં પવિત્ર ચરણ કમળ આગળ અમે બેસીશું અને તેની પાસેથી પવિત્રતા, અધ્યાત્મિકતા અને ઇશ્વર તરફ અગાધ પ્રેમ વિષે અનેક બોધ ગ્રહણ કરીશું."

બ્રહ્મોસમાજના નેતા કેશવચંદ્રસેન ઉપર શ્રીરામકૃષ્ણ પરમહંસની અસર કેટલી થઇ હતી તે નીચેના ફકરા ઉપરથી જણાશે. બાબુગિરિચંદ્ર સેન એ વિષે લખે છે કે—

"શ્રીરામકૃષ્ણ પરમહંસના જીવન ઉપરથીજ બ્રહ્મોસમાજમાં ઇશ્વરને શક્તિ રૂપે ભજવાનો સિદ્ધાંત પ્રચલિત થયો. અમારા આચાર્ય કેશવચંદ્ર સેને ઇશ્વરને શક્તિ તરિકે પુજવાનો, તેને "મા" કહીને સંબોધવાનો અને એક બાળકની માફક તેની પાસે અરજ કરવાનો સિદ્ધાંત પરમહંસ પાસેથી ગ્રહણ કર્યો હતો. બ્રહ્મસમાજનો ધર્મ પ્રથમ માત્ર જ્ઞાનના વાદવિનોદમાંજ હતો; પરમહંસના સહવાસથી બ્રહ્મોસમાજના ધર્મમાં મિષ્ટતા આવી છે."

બાબુચિરંજીવ શર્મા લખે છે કે:—

"પરમહંસ અને કેશવચંદ્રસેને પોતાના વિચારો આપણા કર્યા તેથી બ્રહ્મોસમાજમાં ભક્તિ વધી છે. પરમહંસના સાદા બાળક જેવા સ્વભાવે કરીને કેશવચંદ્રસેનના યોગાભ્યાસ, ત્યાગ, પવિત્રતા, ભક્તિ

અને ધર્મ ઉપર ભારે અસર થઇ છે. બ્રહ્મોસમાજમાં જે ભક્તિભાવ જોવામાં આવે છે તે પરમહંસને લીધેજ છે. કેશવચંદ્રસેનમાં પાછલા દિવસોમાં જે સરલ ભક્તિભાવ જણાઇ આવતો તે આ મહાત્મા રામકૃષ્ણને લીધેજ હતો."

કેળવાયલા વર્ગ ઉપર શ્રી રામકૃષ્ણની કેટલી અસર હતી તે ઉપલા ઉતારાઓ ઉપરથી જણાશે.

## પ્રકરણ ૧૪ મું—શ્રીરામકૃષ્ણનો સમાગમ.

"ઇશ્વર તો પુસ્તકોમાં જણાતો નથી" એમ કહેતાં કહેતાં નરેન્દ્રે સઘળાં પુસ્તકો ફેંકી દીધા પછી તે વચારવા લાગ્યો કે તેને ક્યાં ખોળવો ? અરે હા, શ્રીરામકૃષ્ણ પરમહંસ છે, તેમની પાસે જાઉં અને તેમને પણ પુછું કે "તમે ઇશ્વરને જોયો છે ?" પણ તેમના તરફથી પણ બરાબર જવાબ નહિ મળે તો ? તો પણ જવું તો ખરૂંજ. આમ અનેક વિચાર નરેન્દ્ર પોતાના મનમાં કરવા લાગ્યો.

નરેન્દ્રનો એક સગો હતો તે રામકૃષ્ણ પરમહંસનો શિષ્ય હતો, અને તે પોતાનો અવકાશનો સમય પરમહંસની પાસે બેસવામાં ગાળતો હતો. નરેન્દ્ર તેને રામદાદા કહીને બોલાવતો હતો. નરેન્દ્રને સત્ય શોધવાને આમતેમ ભટકતો જોઇને રામદાદાએ એકવાર તેને કહ્યું હતું કે "તું બ્રહ્મોસમાજ અને બીજાં સ્થળોએ શા માટે આથડે છે ? તું દક્ષિણેશ્વર જા." આ ઉપરથીજ શ્રીરામકૃષ્ણ પરમહંસ પાસે જવાનો વિચાર નરેન્દ્રને આવ્યો હતો.

નરેન્દ્ર દક્ષિણેશ્વર ગયો. પરમહંસ એકલા બેઠા હતા. કંઇક ભય અને કંઇક હર્ષથી નરેન્દ્ર તેમની પાસે ગયો. તેણે નમસ્કાર કરી એકદમ પૂછ્યું: "મહારાજ, તમે ઇશ્વરને જોયો છે ?"

શ્રી રામકૃષ્ણે તેના તરફ બહુજ આનંદથી જોયું અને જવાબ આપ્યો.

"હા, મેં ઇશ્વરને જોયો છે. જેવી રીતે હું તને મારી આગળ જોઉં છું, તેમજ હું ઇશ્વરને જોઉં છું. ફેર માત્ર એટલોજ છે કે ઇશ્વરનું અસ્તિત્વ અનંત અને તત્ત્વમય છે. તારી મરજી હશે તો હું તને તેના દર્શન કરાવી શકીશ."

આ શું! આ શું! ઇશ્વરને જોયો હોય એવો માણસ અહીંઆં છે! તેના શબ્દો નરેન્દ્રના હૃદયમાં સચોટ લાગ્યા. તેના અંતઃકરણમાં તે ઉંડા પેશીને અથડાવા લાગ્યા. નરેન્દ્રના અંતરાત્મામાં તે અગાધ અને અવિકારી સત્યની લાલસા જગાવી રહ્યા. નરેન્દ્ર ઘણોજ ખુશી થઇ ગયો. તેનો આનંદ! ઇશ્વરને જેણે જોયો છે એવા મહાત્માના દર્શનથી થતો આનંદ! નરેન્દ્રને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. જાણે કે કોઇ નવીનજ પ્રદેશમાં તે વિચરતો હોય તેમ તેને લાગ્યું. સત્ય રૂપની શોધમાં મહિનાના મહિના વીતી ગયા હતા અને તે નહિ જડવાથી અનેક મહિનાઓ સુધી માનસિક વ્યથાઓ ભોગવવી પડી હતી, તેનો હવે અંત આવ્યો. નરેન્દ્રને પોતાની આધ્યાત્મિક તૃષા મટાડવાનું સ્થાન હવે મળી આવ્યું.

શ્રીરામકૃષ્ણની સાથે નરેન્દ્રનો આ સૌથી પેહેલો મેળાપ જાણે કે કોઇ જાણીતો પુરૂષ ઘણે દિવસે મળતો હોય તેના જેવોજ હતો. નરેન્દ્રને જોઇને શ્રીરામકૃષ્ણ પણ સાનંદાશ્ચર્ય પામ્યા અને નરેન્દ્રને જાણે ઘણા દિવસથી ઓળખતા હોય તેમ શ્રી રામકૃષ્ણ તેની સાથે વાતો કરવા લાગ્યા. નરેન્દ્ર પણ જાણે કે તેમના તરફ આકર્ષાતો હોય તેમ તેને લાગ્યું.

શ્રી રામકૃષ્ણ હર્ષમાં કેમ આવી ગયા તે નરેન્દ્ર સમજી શક્યો નહોતો.

શ્રીરામકૃષ્ણે તેને એક ભજન ગાવાનું કહ્યું અને તે ભજન સાંભળીને શ્રીરામકૃષ્ણ હર્ષનાં આંસુ લાવી બોલી ઉઠયાઃ "ઘણાં વર્ષથી હું તારી રાહ જોયા કરૂં છું આખરે તું આવ્યો છું !" પછી તે સમાધિમાં આવી ગયા અને થોડીવાર પછી પાછા બોલવા લાગ્યા: "હું તારી રાહ જોયા કરૂં છું. તેં 'આવતા' વાર કેમ કરી ? સંસારી માણસો સાથે વાતો કરી કરીને મારૂં ગળું પણ સુકાઇ ગયું !"

શ્રીરામકૃષ્ણ ઘણાજ સરલ ભાવથી અને સાદા શબ્દો બોલતા હતા. નરેન્દ્રનો અંતરાત્મા તે સાંભળીને ક્ષણવાર ઉચ્ચ દશાને પ્રાપ્ત થતો હતો. આ કેમ થતું હશે તે નરેન્દ્ર સમજી શકયો નહિ. પોતાના મનમાં તે વિચારવા લાગ્યો: "શું આવો તે મહાન ઉપદેશક હોઇ શકે ?" જરાક નજીક તે ગયો અને આ સાદા, બાળક જેવા, પણ સમર્થ અને પ્રભાવશીલ સાધુના તેજમાં અંજાયો.

આગળ ઉપર સ્વામી વિવેકાનંદ આ પ્રથમ મુલાકાતનો અનુભવ પોતાના શિષ્યોને આ પ્રમાણે કહેતા હતાઃ—"હું તે વખતે વિચાર કરતો હતો કે રામકૃષ્ણ કેવો ગાંડો માણસ છે ! શું રામદાદાએ મને આ ગાંડા માણસની પાસે મોકલ્યો છે ! મારી બુદ્ધિ કહે છે કે તે ગાંડો છે, પણ મારૂં અંતઃકરણ તો તેના તરફ ખેંચાય છે ! આ ગાંડો માણસ નવાઇ જેવો છે ! તેની આકર્ષણ શક્તિ અલૌકક છે ! તેનો પ્રેમ અમાનુષી છે ! મેં તેને ગાંડો ધાર્યો પણ હું તેનાથી ચકિત થઇ ગયો. આ એક નવાઇ જેવો અનુભવ છે."

કેટલીક વાર બેઠા પછી નરેન્દ્રે ઘેર જવા માંડયું. શ્રીરામકૃષ્ણે તેને ફરીથી આવવાની ભલામણ કરી. નરેન્દ્રે ફરીથી આવવાનું વચન આપ્યું. તે ફરીથી ગયો અને શ્રીરામકૃષ્ણે તેને ભજન ગાવાનું કહ્યું. નરેન્દ્રે ગાવા માંડયું એટલે શ્રીરામકૃષ્ણ બોલી ઉઠયા "જુઓ, વિદ્યાદેવી સરસ્વતિનો પ્રકાશ તેના મુખ ઉપર કેવો ઝળકી રહ્યો છે ?"

વળી શ્રી રામકૃષ્ણે સવાલ પૂછ્યો "ઉંઘતા પહેલાં ચળકતો પ્રકાશ તારી નજરે પડે છે?" નરેન્દ્રે હા કહી અને પોતાનો અગાઉનો અભ્યાસ તથા અનુભવ જણાવ્યો. શ્રી રામકૃષ્ણે કહ્યું "હા, ખરી વાત છે. આ છોકરો ધ્યાન સિધ્ધ છે. જે પણ બાબતમાં તે પોતાનું ચિત્ત પરોવે તેમાં તે તલ્લીન બની જાય છે. તેની ઉંઘ પણ એક જાતનું ઇશ્વરનું ધ્યાનજ છે. નરેન્દ્ર ફરીથી સ્તબ્ધ બની ગયો! તે ઘેર જવાને નીકળ્યો અને વિચાર કરવા લાગ્યો "મહર્ષી દેવેન્દ્રનાથે પણ કહ્યું હતું કે છોકરા તારી આંખો યોગીના જેવી છે. મહર્ષિ દેવેન્દ્રનાથ અને શ્રી રામકૃષ્ણ આ માણસો તે કેવાક હશે! મારા વિષે આ બંનેનું કહેવું ખરૂં હશે?" તેણે ઘેર ગયા પછી રામદાદાને શ્રી રામકૃષ્ણ વિષે પુછ્યું અને તેમણે જવાબ આપ્યો કે શ્રીરામકૃષ્ણ એક અલૌકિક માણસ છે. તે ઘણાજ ધર્મિષ્ટ છે, તેમનામાં સંસારની વાસના એક તલ માત્ર પણ નથી, તે દ્રવ્યને ધિક્કારે છે, દરેક સ્ત્રીને પોતાની માતા ગણે છે, તે ખરેખરા યોગી છે. તેમણે ઇશ્વરનાં દર્શન કર્યાં છે."

જ્યારે નરેન્દ્ર શ્રીરામકૃષ્ણને મળ્યો, ત્યારે શ્રી રામકૃષ્ણ આધ્યાત્મિક જીવનરૂપી કમળનું સંપૂર્ણ ખીલી રહેલું પુષ્પ હોય તેવા બની રહ્યા હતા અને તેમના જીવન કુસુમની સુવાસ લેવાને અનેક માનવ ભ્રમરો તેમના તરફ ખેંચાઇ આવવા લાગ્યા હતા.

શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરમાં દેવીના વિશાળ મંદિરની એક ઓરડીમાં રહેતા, કોઇ કોઇ વાર તેઓ એ ઓરડીના છાપરાપર ચઢીને પોકાર કરતા કે "ઓ મા, ઓ મા, મારો ઉપયોગ લેનારા ક્યાં છે? તેમને મારી પાસે મોકલ." ધીમે ધીમે અનેક મનુષ્યો તેમની પાસે આવી તેમના ઉપદેશામૃતનું પાન કરવા લાગ્યા હતા. હવે આ તેમનો ભાવી પટ્ટ શિષ્ય પણ તેમને આવી મળ્યો! શિષ્યો અને ગુરૂ ઇશ્વર

સંબંધી અનેક વાતો કરતા, ભજનો ગાતા અને અલૌકિક આનંદમાં આવી જતા. ઇશ્વરનું નામ દેતે દેતે ગુરૂ અને શિષ્યો ગાતા અને નાચતા. સઘળું સ્થળ ઇશ્વરના નામથી ગાજી રહેતું. પણ હજી સુધી નરેન્દ્ર એમાં ભાગ લેતો નહિ. આ શું હશે તે એ સમજી શકતો નહિ.

ફરીથી એકવાર નરેન્દ્ર શ્રી રામકૃષ્ણની પાસે ગયો. તેણે એક ભજન ગાયું. શ્રી રામકૃષ્ણ ભાવાવેશમાં આવી ગયા. નરેન્દ્રની સામું તાકીને તે જોવા લાગ્યા, તે એકદમ ઉભા થયા. નરેન્દ્રનો હાથ પકડીને બાગમાં ઘણે દૂર આવેલી એક વૃક્ષોની ઘટામાં તેને લઇ ગયા, અને તેને છાને માને કહેવા લાગ્યા: "તારામાં શિવનો વાસ છે, અને મારામાં શક્તિનો વાસ છે. શિવ અને શક્તિ બને એકજ છે." નરેન્દ્ર હસ્યો. તે કાંઇ પણ બોલ્યો નહિ. શ્રીરામકૃષ્ણનું મગજ ખસી ગયું છે એમ તેને વિચાર આવ્યો. શ્રીરામકૃષ્ણને જણાયું કે નરેન્દ્રની નાસ્તિકતા દૂર કરવાની જરૂર છે. તેઓ બંને પાછા આવ્યા, કેટલોક વખત વાતચિત ચાલી, સમય સાયંકાળનો થયો. સર્વત્ર શાંતિ વ્યાપી રહી. શ્રીરામકૃષ્ણ એકદમ ઉઠયા અને નરેન્દ્ર તરફ ગયા. પોતાનો જમણો હાથ તેની છાતી ઉપર મૂકયો અને બીજો હાથ તેના ખભા ઉપર મુકયો. નરેન્દ્ર હવે સ્થળ, શ્રી રામકૃષ્ણ અને તેમની પાસે બેઠેલા મનુષ્યો, સર્વનું ભાન ભુલવા લાગ્યો. શ્રીરામકૃષ્ણના પવિત્ર સ્પર્શથી આ જગતનું ભાન તે ભુલી ગયો અને કોઇ નવીન દશામાં આવી ગયો! તે એકદમ બોલી ઉઠયો કે અરે! આ શું થાય છે? તમે મને આ શું કરો છો?

આમ કહીને તે એક પ્રકારની સમાધિમાં આવી ગયો. થોડોક સમય તે સ્થિતિ રહ્યા પછી શ્રીરામકૃષ્ણે તેના હૃદયનો સ્પર્શ કર્યો એટલે તે શુદ્ધિમાં આવવા લાગ્યો. શુદ્ધિમાં આવ્યો ત્યારે તેના હૃદયને કાંઇક સામર્થ્ય મળ્યું હોય તેમ તેને લાગ્યું.

ખરી ધાર્મિકતા, પવિત્રતાનો પ્રભાવ કેવો છે ?

આ મેળાપ થયા પછી એક દિવસ નરેન્દ્ર બ્રહ્મોસમાજમાં ગયો હતો. સઘળા ભેગા મળીને પ્રાર્થના ગાતા હતા. પહેલું ભજન પુરૂં થયું કે તરતજ સમાજ મંદિરના પાછલા ભાગમાંથી એક અવાજ સંભળાયો કે, "નરેન્દ્ર, નરેન્દ્ર!" તે વાક્યોનો દેખાવ ભવ્ય હતો, પણ બોલનારનું આખું શરીર ઉઘાડું હતું; માત્ર કેડથી ઝાંગ સુધી એક ધોતીયું જેમ તેમ વીંટેલું હતું. તેના મુખ ઉપર વ્યથાનાં ચિન્હ દેખાતાં હતાં. તેને જોઇને આખી સમાજ સ્તબ્ધ બની ગઇ. આ માણસ કોણુ હશે? નરેન્દ્રે તેનો અવાજ સાંભળ્યો. તેમનો પોશાક જોઇને તે શરમાયો અને આવી મોટી સમાજમાં આવે વેશે આવીને તેનેજ બોલાવતા શ્રીરામકૃષ્ણુને જોઇ ગભરાયો! તેમના તરફ તે ગયો. નરેન્દ્રને જોતાંજ તેમના મુખ ઉપર આનંદ છવાઈ ગયો. નરેન્દ્રને જોતાંજ તે બોલી ઉઠયા: "પછી પાછો કેમ જણાયો નહિ? હું તો તારી વાટજ જોયા કરતો હતો!"

નરેન્દ્ર તેમને બે માસ ઉપર મળ્યો હતો અને ત્યાર પછી શ્રીરામકૃષ્ણુ તેને ફરીથી મળવાને ઘણાજ ઉત્કંઠીત થવાથી તેને ખોળતે ખોળતે સમાજમાં આવી પહોંચ્યા હતા.

એક બાજુએ તેમનું ઉઘાડું શરીર, માત્ર કેડે વીંટેલું ધોતીયું અને સાદી સીધી રીતભાત નરેન્દ્રના મનમાં ખડાં થયાં અને બીજી બાજુએ સુધારાના શિખર ઉપર ચઢેલા સમાજના સભાસદોનો પોશાક, ઠાઠ અને રીતભાત તેના મનમાં આવ્યાં. તે મનમાં બોલી ઉઠયો: "તે સમાજમાં શા માટે આવ્યા! શા માટે તેમણે આ ગરબડ કરી મૂકી! સમાજનું દરેક માણસ તેમને ગાંડા ધારશે!" નરેન્દ્ર હજી પણ પરમાત્માના પરમ ભક્ત શ્રીરામકૃષ્ણુને બરાબર સમજી શક્યો નહોતો. નિયમો અને કૃત્રિમ રીતભાતો ઇશ્વરના ભક્તોની

આડે આવતાં નથી. કૃત્રિમ ભક્તોને માટેજ કૃત્રિમ નિયમો હોય છે; ઈશ્વરના સ્વાભાવિક અને સાચા ભક્તોની ભક્તિ અને પ્રેમ સ્વતંત્ર-પણે ગમે તે સ્થિતિમાં, ગમે તે સ્થળમાં અને ગમે તે વખતે વહેવા માંડે છે. જગતના નિયમો તેને બાધા કરતાં નથી.

એક વખત નરેન્દ્ર કેટલાક છોકરાઓને એકઠા કરીને બેઠો હતો. તેમાંનો એક છોકરો શ્રીરામકૃષ્ણની નિંદા કરી રહ્યો હતો અને પુષ્કળ વાતચિત ચાલી રહી હતી. એટલામાં બહારથી "નરેન્દ્ર, નરેન્દ્ર" એમ બૂમ સંભળાઈ. સઘળા ચમક્યા. તે શ્રીરામકૃષ્ણની બૂમ હતી. નરેન્દ્ર એકદમ નીચે ગયો. શ્રીરામકૃષ્ણ તેને સામા મળ્યા અને આંખોમાં હર્ષનાં આંસુ લાવીને બોલ્યાઃ "હમણાંનો તું કેમ આવ્યો નથી?" શ્રીરામકૃષ્ણ એક બાલક જેવા સાદા હતા. પોતાની સાથે થોડી મીઠાઈ તેમણે આણી હતી તે પોતે પોતાને હાથે નરેન્દ્રને ખવરાવી!

શ્રીરામકૃષ્ણ બોલ્યાઃ "આવ, મને એક ભજન ગાઈ બતાવ!" નરેન્દ્રે તંબુરો હાથમાં લીધો. એક ભજન ગાયું અને શ્રીરામકૃષ્ણ ભાન ભૂલી સમાધિમાં લીન થયા! તેમની મુખમુદ્રા ઉપરથી કોઇ અગાધ આનંદના પ્રદેશમાં તે વિચરતા હોય તેવું નરેન્દ્રના સઘળા મિત્રોને લાગવા માંડ્યું. વળી તેઓ સર્વમાં હર્ષ વ્યાપી રહ્યો. નરેન્દ્ર ઉઠીને શ્રીરામકૃષ્ણને પગે પડ્યો. સમય સાયંકાળનો હતો. પાસેનાં દેવળો અને મકાનોમાંથી ભક્તોનાં ભજનોનો અવાજ આવતો હતો; અને તેમાં દેવળોનો ઘંટનાદ ભળી જઇને સંસ્કારી મનુષ્યોના ધર્મભાવમાં વૃદ્ધિ કરી રહ્યો હતો. આવે સમયેજ નરેન્દ્ર ખુદ પોતા-નાજ ઘરમાં શ્રીરામકૃષ્ણ જેવા પુરૂષને સમાધિમગ્ન થયેલા જોઇ કોઇ અદ્દભુત લાગણી અનુભવતો હતો.

નરેન્દ્ર હવે વારંવાર પરમહંસજી પાસે જવા આવવા લાગ્યો. એક દિવસ તે પંચવટીની ઘટા પાસે ચંદ્રના પ્રકાશથી ઉત્પન્ન થએલી

વૃક્ષોની છાયામાં ઉભો હતો. તેના મુખ ઉપર તીવ્ર વેદના અને શંકાનાં ચિન્હ દેખાતાં હતાં. તેને સત્ય ખોળવાની ઉત્કટ ઇચ્છા હતી. પવિત્ર દેવાલયોના ઘંટનાદથી તેના અંતરાત્મામાં કંઇક ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો. પણ તેનું ચિત્ત શ્રીરામકૃષ્ણને પુરેપુરા સમજવાને મથતું હતું. આ માણસ તે કેવો હશે ! એમ વારંવાર તે પોતાના મનમાં પૂછતો હતો. એટલામાં એક મનુષ્યને તેણે જોયો. દક્ષિણેશ્વરના મંદિર પાસે પવિત્ર ગંગાના કિનારા ઉપર તે મનુષ્ય બેદરકારીથી પગલાં ભરતો ભરતો, આકાશ તરફ જોતો ધીમે ધીમે ચાલતો હતો; અને હાથો વતી તાળી પાડી હરિનું નામ ઉચ્ચારતો હતો. પોતાનું ભાન તે ભૂલી ગયો હોય એમ લાગતું હતું. છતાં તેના મુખ ઉપર આનંદનો ઓઘ છવાઈ રહેલો જણાતો હતો. આ પુરૂષ તે શ્રીરામકૃષ્ણ પરમહંસ હતા. મંદિરમાં આરતી થઇ રહ્યા પછી નામોચ્ચારણનો ધ્વનિ ગાજી રહ્યો હતો.

મંદિરમાં થતા નામોચ્ચારણથી તેમનું હૃદય મસ્ત બની રહ્યું હતું અને એવી દશામાં તે ગંગાના કિનારા ઉપર ફરી રહ્યા હતા. એકદમ તે અટકયા અને મંદિર તરફ વળ્યા. નરેન્દ્રે તેમને જોયા અને તેમની પાછળ ગયો ! બંને મંદિરમાં પેઠા એટલે શ્રીરામકૃષ્ણ મોટા અવાજથી શ્રીમહાકાળીનું નામ લેવા લાગ્યા. નરેન્દ્ર ત્યાંથી પાછો ફર્યો અને પંચવટી આગળ ગયો. પાછો તે શ્રીરામકૃષ્ણના સંબંધમાં અનેક વિચાર કરવા લાગ્યો.

એટલામાં શ્રીરામકૃષ્ણ મંદિરમાંથી પાછા આવ્યા અને ઘર તરફ જવા લાગ્યા. રસ્તામાં પંચવટી આગળ કોઇ બેઠેલું જણાયું. તે નરેન્દ્ર હતો. તે વિચારમાં મગ્ન હતો. શ્રીરામકૃષ્ણ જરા દૂર ઉભા રહ્યા અને જોવા લાગ્યા.

નરેન્દ્ર વિચારમાં ગરક થઇ ગયો હતો અને શ્રીરામકૃષ્ણ

હસતે વદને તેના તરફ જોઈ રહ્યા હતા! નરેન્દ્ર એકદમ વિચાર-માંથી જાગ્યો અને જોયું તો શ્રીરામકૃષ્ણ! એકદમ તે તેમને ચરણે પડયો. શ્રીરામકૃષ્ણે તેને ઉભો કર્યો. બંને એકલા હતા. આસપાસ સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. માત્ર પાસે વહેતી પવિત્ર ગંગાના જળનો ખળખળ થતો અવાજ જરા જરા સંભળાતો હતો. આકાશમાં તારાઓનો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. શ્રીરામકૃષ્ણના મુખ ઉપર હાસ્ય ભર્યું અલૌકિક તેજ છવાઇ રહ્યું હતું. "ચાલ, નરેન્દ્ર," શ્રીરામકૃષ્ણ બોલ્યા અને જે પવિત્ર બિલ્વવૃક્ષ નીચે બેસીને શ્રીરામકૃષ્ણે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી ત્યાં આગળ તેને લઇ ગયા. ત્યાં બને જણ બેઠા અને મૃત્યુ, ભય, માનસિક અશાંતિ, વગેરે અનેક બાબતો ઉપર બંને વચ્ચે છુટથી ચર્ચા ચાલી. આ પ્રમાણે આ મહાન ગુરૂ અને તેનો મહાન શિષ્ય એકાંતમાં મળતા, બેસતા અને જ્ઞાન, ભક્તિ, યોગ વગેરે વિષે અનેક વાતો કરતા.

આ સમયે નરેન્દ્રની ઉમ્મર વીસ વરસની હતી. તે એલ. એલ. બી. નો અભ્યાસ કરતો હતો. તેના પિતા ગુજરી ગયા હતા. કુટુંબને સખ્ત હાડમારી વેઠવી પડતી હતી. આગળ જણાવવામાં આવ્યું છે તેમ નરેન્દ્ર અને તેનું કુટુંબ લગભગ ભૂખમરોજ વેઠતાં હતાં. ક્વચિત્ નરેન્દ્ર જે પણ મળે તે હલકા પગારની નોકરી લેતો અને બને તેટલું કમાઇ લાવતો; પણ આથી કુટુંબનું પુરૂં થઇ રહેતું નહિ. નરેન્દ્રનું મન અનેક ચિંતાઓથી ગ્રસ્ત રહેતું, પણ તેનું સાધુ જીવન તેને આ આપત્તિમાં ધૈર્ય આપતું. વખતો વખત તે શ્રીરામકૃષ્ણ પાસે જતો અને શાંતિ મેળવતો. પણ ભુવનેશ્વરીને ચિંતા થતી કે નરેન્દ્ર વારે ઘડીએ શ્રીરામકૃષ્ણ પાસે જાય છે અને તે કદાચ સાધુ થઈ જશે તો? પરંતુ નરેન્દ્રની રીતભાતથી તેમને નિરાંત વળતી કે નરેન્દ્ર તેમને છોડી જશે નહિ.

ભુવનેશ્વરીએ નરેન્દ્રને પરણાવી દેવાનો વિચાર કર્યો, પણ નરેન્દ્રે સર્વદા બ્રહ્મચારીજ રહેવાનો નિશ્ચય જાહેર કર્યો. નરેન્દ્રના પિતા વિશ્વનાથે પોતાના જીવનકાળમાંજ નરેન્દ્રનો વિવાહ એક પૈસાદારની કન્યા સાથે નક્કી કર્યો હતો, પણ તેનું મૃત્યુ થવાથી તેમાં વિઘ્ન આવ્યું. ફરીથી ભુવનેશ્વરીએ તેને પરણાવવાનો આગ્રહ કર્યો ત્યારે નરેન્દ્ર બોલી ઉઠયો: "તમારે મને ડુબાડી દેવો છે? પરણું એટલે પછી મારી બધી આશાઓનો અંતજ આવે!"

આ પ્રમાણે ખેંચતાણ કરતે કરતે ત્રણ વર્ષ વીતી ગયાં. ધીમે ધીમે હવે કુટુંબના ભરણપોષણનું સાધન કાંઇક ભેગું થતું ચાલ્યું; અને નરેન્દ્ર શ્રીરામકૃષ્ણની પાસે વધારે વધારે જવા લાગ્યો. ધીમે ધીમે કુટુંબ સાથેનો સંબંધ તેણે ઓછો કરવા માંડયો.

પોતે અને પોતાના કુટુંબે વેઠેલી હાડમારીના અનુભવથી તેનું હૃદય દયાર્દ્ર અને સ્વદેશાભિમાની બની રહ્યું હતું. ભૂખમરો શું તે એ જાણતો હતો અને તેથી હિંદનાં અસંખ્ય ગરિબ માણસોનાં દુઃખથી તેનું હૃદય દ્રવી રહ્યું હતું. તેની બે બ્હેનોને પણ આ જગતનો કડવો અનુભવ થયો હતો અને તે અકાળ મૃત્યુને વશ થઇ હતી; તેથી હિંદની સ્ત્રી જાતિની દુર્દશાનું પણ તેને બહુ ઉંડું ભાન થએલું હતું.

નરેન્દ્રે જ્યારે સંન્યાસ ગ્રહણ કર્યો ત્યારે તેના કુટુંબને ભરણપોષણની અડચણ નથી એવી ખાત્રી તેના મનમાં થયેલી હતી.

નરેન્દ્ર પરણ્યો હોત તો સારા કુટુંબની કન્યા તેને મળી હોત અને રૂઢી પ્રમાણે કન્યાદાનમાં પુષ્કળ દ્રવ્ય પણ તેને મળ્યું હોત; કારણ કે મોટાં મોટાં પૈસાદાર કુટુંબો વિશ્વનાથની આબરૂ અને પ્રતિષ્ઠાને લીધે નરેન્દ્રને પોતાના જમાઈ તરિકે પસંદ કરવાને ઘણાંજ આતુર હતાં. પણ ત્યાગની મૂર્તિ-શ્રીરામકૃષ્ણનો ભાવિ શિષ્ય—નરેન્દ્ર જરા પણ ડગ્યો નહિ.

શ્રીરામકૃષ્ણ અને નરેન્દ્રનો મેળાપ એ હિંદના પ્રાચીન અને અર્વાચિન બંને જીવનના મેળાપ રૂપ હતો. આ મેળાપથી એ બંને જીવનપ્રવાહો સાથે સાથે વહેવા લાગ્યા. હિંદના પ્રાચીન ગૌરવ ઉપર અર્વાચિન વિચારોની ઇમારત ઘડાવા લાગી. નરેન્દ્રનું હૃદય સંસ્કારી હતું, પણ આધુનિક વિચારોનું તોફાન તેમાં ચાલી રહ્યું હતું. શ્રીરામકૃષ્ણ પ્રાચીન ગૌરવની સાક્ષાત મૂર્તિ હતા. નરેન્દ્ર બ્રહ્મસમાજ, આર્યસમાજ, સંસાર સુધારા સમાજ અને એવી બીજી અર્વાચિન સંસ્થાઓનું પરિણામ હતો. પ્રાચીન હિંદનું આધ્યાત્મિક જીવન, તેની ભાવનાઓ, તેની સાધુતા અને ધાર્મિક અનુભવોની મૂર્તિ રૂપે શ્રીરામકૃષ્ણ હતા. નરેન્દ્રમાં આ ભાવનાઓ, અનુભવો અપૂર્ણ અવસ્થામાં પડી રહેલાં હતાં. તેમાં સંશયની છાયા હતી. બંનેના મેળાપથી પૂર્વ અને પશ્ચિમના વિચારો ઉપર વિશાળ દૃષ્ટિથી જોવાતું હતું. બંનેમાં રહેલાં શ્રેષ્ઠ તત્વો ગ્રહાતાં હતાં. હિંદની પ્રાચીન ભાવનાઓને સમર્થન મળતું હતું અને હિંદનું ભાવિ જીવન ઘડાતું હતું.

આ નવા ભાવિ જીવનમાં હિંદની પ્રાચીન ભાવનાઓને મધ્ય-હૃદયનું સ્થાન અપાયું છે, પણ તેમાં પાશ્ચાત્ય વિદ્યાનું યોગ્ય સંમિલન કરી, તેના આશયો અને હેતુઓ વિશાળ દૃષ્ટિવાળા કરાઇને પ્રાચીન સાધુતામાં જન સમૂહની સેવાનું મહત્ તત્વ ઉમેરાયું છે. પ્રાચીન ભક્તિમાં જીવતા દેવો—લૂલાં, લંગડાં, પાંગળાં, ગરિબ, રોગી, અજ્ઞાન અને દુઃખી મનુષ્યોની ભક્તિને મોટો હિસ્સો અપાયો છે. આર્ય જીવનના આદર્શ તરિકે હિંદુ જીવન, હિંદુ આચાર અને હિંદુ વિચાર ગ્રહાયા છે. પાશ્ચાત્ય વિચારોને તેમાં યોગ્ય સ્થાન અપાયું છે અને હિંદનું મહદ્ ભાવિ તેમાંજ અંકાયું છે. આ ભાવિ જીવનમાં સર્વ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સદ્વિચાર સ્વીકારાયા છે. કોઇનો પણ બહિ-ષ્કાર થયો નથી. પ્રાચીન સત્યો તરફ શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં આવી છે

અને અર્વાચિન સુવિચારોને પણ તેમાં યોગ્ય માન મળ્યું છે.

જ્યારથી શ્રીરામકૃષ્ણે નરેન્દ્રનું મુખ જોયું હતું ત્યારથી તેમની તેના તરફ બહુજ કૃપા ઉભરાયા કરતી હતી. પવિત્ર આત્માઓને પરસ્પર બાંધનાર બંધનો પણ આશ્ચર્યકારકજ હોય છે. શ્રીરામકૃષ્ણ અને નરેન્દ્ર આ બંને વ્યક્તિઓ વચ્ચેનો પ્રેમ અમાનુષી હતો. આ પ્રેમ એટલો તો અગાધ હતો કે આખરે ગુરૂ અને શિષ્ય બંનેનું બોલવું, વિચારવું, બેસવું, ઉઠવું, અરે, આખું જીવન એકજ થઇ રહ્યું હતું અને તેથી તેમના શિષ્યો બંનેને એકજ વ્યક્તિ—રામકૃષ્ણ વિવેકાનંદ તરીકે સંબોધતા હતા! શ્રીરામકૃષ્ણ નરેન્દ્રથી વધુ દિવસ જુદા રહી શકતા નહતા. જ્યારે નરેન્દ્ર પોતાને ઘેર હોય અને ઘણા દિવસથી આવ્યો ન હોય ત્યારે શ્રીરામકૃષ્ણ એકાંતમાં બેસીને અશ્રુપાત કરતા અને કાળી દેવીને પ્રાર્થના કરતા કે તું નરેન્દ્રને મોકલ!

કોઇવાર નરેન્દ્ર મનમાં ડરતો કે શ્રીરામકૃષ્ણમાં અલૌકિક શક્તિ હોવાથી તેઓ તેના મનને ગમે તે માર્ગે વાળી દેશે; તો ક્વચિત્ તે ધારતો કે શ્રીરામકૃષ્ણ એક અંધશ્રદ્ધાળું ઘરડો માણસ છે! ક્વચિત્ એવા ખરાબ વિચારો માટે પશ્ચાત્તાપ થઇ આવી શ્રીરામકૃષ્ણનો અગાધ પ્રેમ તેના મનને પીગળાવી નાંખતો.

શ્રીરામકૃષ્ણની આંખો તરફ તે તાકીને જોતો અને આશ્ચર્ય પામતો. એક દિવસ એવું બન્યું કે નરેન્દ્ર ઘણા દિવસથી આવ્યો નહોતો; તેથી તેને બોલાવવાને શ્રીરામકૃષ્ણે માણસ ઉપર માણસ મોકલ્યાં. નરેન્દ્ર આવ્યો અને કહેવા લાગ્યો: " તમે વારેઘડીએ મારૂંજ રટણ કેમ કર્યા કરોછો? આથી તો ઉલટા તમેજ મારા જેવા થઇ જશો! ભરત મુનિએ હરણનોજ વિચાર કર્યા કર્યો અને બીજા અવતારમાં તે હરણ થઇનેજ અવતર્યા! "

આ કાયસ્થના છોકરા તરફ તેમનું મન એટલું બધું કેમ આક-

પાંડુ હશે એ વિષે એકવાર તેમણે પોતાના એક શિષ્યને પૂછ્યું. શિષ્યે જવાબ આપ્યો કે " મહારાજ, મહાભારતમાં લખેલું છે કે પરમાત્મ દર્શનને પામેલા મહાત્માને પોતાની ઉત્થાન દશામાં સાત્વિક ગુણવાળા મનુષ્યોની સાથેજ વાતચિત્ કરવાથી વિશ્રાંતિ મળે છે. ખરેખરા ધાર્મિક પુરૂષની સોબતમાંજ તે વધુ આનંદ પામે છે. " શ્રીરામકૃષ્ણ એ સાંભળીને ચૂપ રહ્યા.

શ્રીરામકૃષ્ણને બીજા અનેક શિષ્યો હતા અને તેઓ પણ સઘળા નારાયણનાં શરીર છે એમ તે માનતા; પરંતુ નરેન્દ્રને તે સવ કરતાં તેઓ ચઢતી કોટીનો માનતા. નરેન્દ્રને જોઇનેજ કોઇવાર તો શ્રીરામકૃષ્ણ સમાધિમાં આવી જતા. નરેન્દ્રની યોગ્યતા વિષે વારંવાર તે વખાણ કરતા. એક બાળકની માફક ભોળાભાવે નરેન્દ્રની શક્તિઓને વર્ણવતા અને તેની શકિતનું સ્મરણ કરાવતા. સઘળા શિષ્યો સમક્ષ પોતાની શકિતઓનું વર્ણન થતું જોઇને નરેન્દ્રને જરાક શરમ આવતી, પણ શ્રીરામકૃષ્ણ ખુલ્લા હૃદયથી જે ખરૂં હતું તેજ કહેતા. આથી નરેન્દ્રને પોતાની શક્તિનું ભાન થતું અને તેને ઉત્સાહ અને બળ મળતાં. ગુરૂ તરફથી આ પ્રમાણે અર્પાયલું બળ સ્વામી વિવેકાનંદના આખા જીવનમાં તેમને યાદ આવતું અને જગતનું જે મહાન કાર્ય તેમણે કર્યું છે તે કરવામાં તે પુરેપુરો જુસ્સો અને આત્મવિશ્વાસ તેમનામાં ઉત્પન્ન કરતું.

આ પ્રમાણે નરેન્દ્રનું ચારિત્ર શ્રીરામકૃષ્ણ ઘડતા હતા. નરેન્દ્રનો અધિકાર પણ સૌ શિષ્યોમાં ઉચ્ચ ગણાતો. ગુરૂની સેવા કરવાનું કામ બીજા શિષ્યો કરતા. નરેન્દ્રને શ્રીરામકૃષ્ણ કોઇ પણ જાતની સેવા કરવા દેતા નહોતા; પણ નરેન્દ્ર સેવા કરવાનો આગ્રહ રાખ્યાજ કરતો. આ પ્રમાણે નરેન્દ્રની ઉચ્ચ શકિત, ઉચ્ચ અધિકાર અને અત્યંત પવિત્રતા તેના મગજમાં ઠસાવવાને અને તેના મનને ઉચ્ચ સ્થિતિએ

પહોંચાડવાને શ્રીરામકૃષ્ણ અનેક પ્રયાસ કરી રહ્યા હતા.

આવા પવિત્ર અને સમર્થ મહાત્મા શ્રીરામકૃષ્ણ પરમહંસના ચરણ આગળ બેસીને નરેન્દ્રે વેદાન્તનાં ગુહ્ય તત્વોનો અભ્યાસ કર્યો. હજી પણ શ્રીરામકૃષ્ણના શબ્દોમાં તેને પુરેપુરો વિશ્વાસ ચોંટતો નહિ. તે પ્રશ્નો પૂછતો, વાદવિવાદ કરતો અને શ્રીરામકૃષ્ણ જે બોધ આપતા તે પ્રમાણે તેમનું પોતાનું આચરણ છે કે નહિ તે બારીકીથી તપાસતો. મહિનાના મહિનાઓ સુધી તેણે આ પ્રમાણે કર્યા કર્યું; પણ શ્રીરામકૃષ્ણના અતિ ઉન્નત અને પરોપકારી જીવનનો પ્રભાવ તેના જોવામાં જ્યારેને ત્યારે આવ્યાજ કરતો. એ પ્રભાવની અસર એટલી બધી થઇ કે આખરે તેની સઘળી શંકાઓ એની મેળેજ શાંત થઇ ગઇ અને તેનામાં આધ્યાત્મ ચેતન વ્યાપી રહ્યું. તેના મનમાંથી તાર્કિક દૃષ્ટિ નષ્ટ થઈ અને તેને સ્થાને આધ્યાત્મિક દૃષ્ટિ સ્થપાઇ. તર્ક બળને સ્થાને શ્રદ્ધાનું અગાધ સામર્થ્ય મૂકાયું. આમ નવું આધ્યાત્મિક ચેતન તેનામાં રૂવે રૂવે વ્યાપી રહ્યું. તેના હૃદયની પાંખડીઓ ખીલી ને ખુલી ગઇ.

અવિવાહિત રહીને નરેન્દ્રે પોતાનું સઘળું જીવન વેદાન્તમય બનાવવાનો અને તેને વેદાન્તને માટેજ અર્પણ કરવાનો નિશ્ચય કરીને હવે તે પોતાના ગુરૂની પાસેજ અહર્નિશ રહેવા લાગ્યો. આ મહાન સાધુની પાસેથી એક ક્ષણવાર પણ ખસવું તેને હવે ગમતું નહિ.

"શ્રીરામકૃષ્ણ પણ મારો નરેન્દ્ર પવિત્ર છે; તેનામાં દુનિવાદારીનો અંશ પણ નથી; તેનામાં દૈવી પ્રકાશ પડેલો છે; તે ઋષિ છે!' આવાં આવાં વચનો વડે તેના હૃદયને ઉચ્ચ વાતારણમાં સ્થાપિત કરતા અને તેની વૃત્તિઓને માર્ગ બતાવી તેનું ચારિત્ર ઘડતા હતા. જ્યારે નરેન્દ્ર શ્રીરામકૃષ્ણના ગાઢ સમાગમમાં આવ્યો અને તેમનો શિષ્ય

થઇ રહ્યો ત્યારે પરમહંસ તેના વિષે ભવિષ્ય ભાખવા લાગ્યાઃ "કેશવચંદ્રસેનમાં તો એકજ શકિત છે, પણ નરેન્દ્રમાં અઢાર શકિતઓ છે; ઇશ્વિરી જ્ઞાનનો પૂર્ણ પ્રકાશ તેનામાં પડેલો છે અને દૈવી પ્રેમનો જુસ્સો તેના હૃદયમાં પુરેપુરો ખીલી રહેલો છે. પોતાની બુદ્ધિ અને આધ્યાત્મિક શકિતઓવડે તે જગતને હલાવી મૂકશે."

જ્યારથી શ્રીરામકૃષ્ણને નરેન્દ્ર કંઇક કંઇક સમજવા લાગ્યો ત્યારથી તે બંને વચ્ચેનો પ્રેમ અવર્ણનીય થઇ રહ્યો. એક વખત નરેન્દ્ર ઘણા દિવસથી જણાયો નહોતો. શ્રીરામકૃષ્ણ તેને મળવાને જવા લાગ્યા. રસ્તામાં ગંગાના કિનારા ઉપર નરેન્દ્ર સામો આવતો દેખાયો. શ્રીરામકૃષ્ણ તેની પાસે ગયા અને તેનું મોં પકડીને ૐ નો ઉચ્ચાર કરતા કરતા સમાધિમાં આવી ગયા. વળી જ્યારે ત્રીજી વખત દક્ષિણેશ્વરમાં બંનેનો મેળાપ થયો હતો ત્યારે શ્રીરામકૃષ્ણ સમાધિમાં આવી જઇને બોલવા લાગ્યાઃ "મેં શ્રી કાળી દેવીને કહ્યું કે કામ અને લોભ વગરના કોઇ પવિત્ર ભકતની સાથે વાત કર્યા વગર હું એકલો શી રીતે રહી શકું? તું કાલે રાતે આવ્યો અને મને જગાડીને કહ્યુંઃ હું હવે આવ્યો છું." શ્રીરામકૃષ્ણની સંનિધિમાં નરેન્દ્ર પણ નવીજ અવસ્થા ભોગવતો. ઘણી વખત જ્યારે બધા શિષ્યો ભજન ગાતા અથવા તો શ્રીરામકૃષ્ણ વેદાન્તનો બોધ આપતા ત્યારે નરેન્દ્ર આનંદના આવેશમાં આવી જતો, તેની વૃત્તિઓ ઉછાળા મારી રહેતી, તેના અંતરાત્મામાં નવીન શકિતઓ જાગૃત થતી, તેનું હૃદયકમળ ખીલતું, તેમાં રહેલી સુવાસ આસપાસ પથરાતી, અને મન બુદ્ધિ સહિત તેનું આખું શરીર કોઇ અવનવા આનંદમાં તરબોળ થઇ જતું.

શ્રીરામકૃષ્ણનો ત્યાગ, પવિત્રતા અને આધ્યાત્મિક જીવન અડગ અને વજ્ર જેવાં દૃઢ હતાં. આવું અડગ અને વજ્ર જેવું ચારિત્ર પોતાના શિષ્યોમાં અને ખાસ કરીને નરેન્દ્રમાં લાવવાને તે અનેક

યુક્તિઓ કરી રહ્યા હતા. માત્ર ધર્મનો ઉપદેશ કરીનેજ તે અટકતા નહોતા, પણ તે ઉપદેશ પ્રમાણે તેમનું ચારિત્ર ઘડવાને એક પ્રકારનો આધ્યાત્મિક જુસ્સો અને બળ તેમનામાં ઉત્પન્ન કરતા. શ્રીરામકૃષ્ણનું જીવન, તેમના બોધનો પ્રવાહ, સહજ સહજ નિમિત્તોથી વારંવાર તેમનું સમાધિમાં આવી જવું, આ સઘળું શિષ્યોનાં અંતઃકરણ ઉપર ઉંડી છાપ પાડી રહ્યું હતું. બાર વરસ સુધી તેમણે યોગ સાધ્યો હતો અને તપાચરણ કર્યું હતું.

તેઓ એક હાથમાં સોનાનો કકડો લેતા અને બીજા હાથમાં માટીનું ઢેફું લઇ ગંગાના કિનારે બેસતા અને કહેતાઃ " આ સોનું જગતની વસ્તુઓ પ્રાપ્ત કરાવશે, પણ ઇશ્વરને ઓળખાવવાની તેમાં શક્તિ નથી. ઉલટું તે આડે આવે છે, જે વસ્તુ ઇશ્વર પાસે લઇ જાય નહિ તે ધૂળજ છે " એમ કહીને પેલો સોનાનો કકડો અને માટીનું ઢફું બંનેને તિરસ્કારથી ગંગામાં ફેંકી દેતા. ફરીથી શ્રી કાળી-દેવીના પૂજારી તરીકે રહેવાનું અને મંદિરની મોટી આવક ભોગવ-વાનું તેમને કહેવામાં આવ્યું, પણ તેમણે જવાબ આપ્યોઃ "હું પૈસાને શું કરીશ! શા માટે શ્રી મહાકાળી આવાં માણસોને મારી પાસે લાવે છે?" ઘણી વખત કેટલાક શિષ્યો તેમની પરીક્ષા કરતા. એક વખત એમને એક ઘરમાં લઇ જવામાં આવ્યા. તે મકાનમાં બે ત્રણ નાચનારી વેશ્યાઓ સંતાડી રાખવામાં આવી હતી. શ્રીરામકૃષ્ણને એકલા મૂકીને સૌ શિષ્યો બહાર નીકળી ગયા. પેલી નાચનારીઓ તેમની પાસે આવીને ઉભી રહી. તેમને જોઇને શ્રીરામકૃષ્ણ બોલી ઉઠયાઃ "ઓ મા, ઓ મા, મને અહીંઆં કયાં આણ્યો?" તેમનું શરીર મડદા જેવું થઇ ગયું અને તેમને સમાધિ આવી ગઇ! સર્વત્ર પવિત્રતા વ્યાપી રહી. નાચનારીઓ મનમાં પસ્તાવા લાગી અને શ્રીરામકૃષ્ણને પગે પડી અને સૌને તે કહેવા લાગી. "તમે આ સાધુને અહીંઆં શા માટે આણ્યો છે?

એ તો શુકદેવ છે! એ તો ઇશ્વરનો માણસ છે! અમને તો એ એક બાળક જેવો દેખાય છે." આવી આવી અમાનુષી લીલા નરેન્દ્ર જોતો અને વિસ્મય પામતો! તે એકલોજ શ્રીરામકૃષ્ણનો મહિમા ઉંડાણથી સમજી શકતો. તે એકલોજ તેમના શબ્દો ઉપર ઉંડો વિચાર કરતો. તે એકલોજ વિવિધ પ્રકારની શંકાઓ કરતો. શ્રીરામકૃષ્ણ તેનું એ વિચાર સ્વાતંત્ર્ય અને જાહેર હિંમતનો ગુણ પસંદ કરતા, શિષ્યની શંકાઓ દબાવી દેવી એમ તે ઇચ્છતા નહોતા. "મા, મારા જાત અનુભવમાં પણ શંકા કરે એવો શિષ્ય મને આપજે." એમ માતા પાસે તેમણે યાચના કરી હતી અને તેવોજ શિષ્ય તેમની પાસે આવ્યો હતો, તેથી નરેન્દ્રની શંકાઓથી શ્રીરામકૃષ્ણ ઉલટા ઘણાજ રાજી થતા હતા. બુદ્ધિના વિકાસ કરતાં હૃદયનો વિકાસ અને શુદ્ધ ચારિત્ર તે વધારે પસંદ કરતા. જે અમાનુષી પ્રેમનો પટ તેમણે તેમના શિષ્યોના ચારિત્રમાં બેસાડયો છે અને જે આધ્યાત્મિક જીવનનો પ્રવાહ તેમના જીવનમાં વહેવરાવ્યો છે તેનું માપ કહાડવું મુશ્કેલ છે.

નરેન્દ્ર શ્રીરામકૃષ્ણના જીવનના અનેક બનાવો જોઇને વિસ્મય પામતો અને તેની નજર આગળ ગળાતું અમાનુષી જીવન જોઇને તેનું ચારિત્ર ઘડાતું. શિષ્યોને સુધારવામાં એકલો બોધ શું કરે? ગુરૂનું ચારિત્રજ તેમાં મુખ્ય સાધન છે! ચારિત્રના પ્રભાવ વગરનો બોધ નકામો જાય છે! શ્રીરામકૃષ્ણ વિદ્વત્તા કરતાં ચારિત્રને પ્રાધાન્ય આપતા અને શિષ્યોના મગજમાં ઠસાવતા કે જગતમાં ચારિત્ર એજ ખરી વસ્તુ છે. એ શિવાયનું બીજું ગમે તે અને ગમે તેટલું હોય તોપણ તે બધું નકામું છે.

એક પછી એક એમ અનેક સવાલ નરેન્દ્ર પૂછવા લાગ્યો. તેણે અનેક તર્ક વિતર્ક કર્યા. વિવાદ કરવામાં તે સિંહ જેવી ગર્જના કરવા લાગ્યો. બધા શિષ્યો ચકિત થઈ રહ્યા. શ્રીરામકૃષ્ણની સમક્ષ

સૌની સાથે ધાર્મિક વિષયો ચર્ચવા લાગ્યો અને સર્વને પોતાના જ્ઞાનથી હરાવવા લાગ્યો. પાશ્ચાત્ય તત્વજ્ઞાનમાંથી અને આર્યશાસ્ત્રોમાંથી સૂક્ષ્મ પ્રશ્નો પૂછીને સૌને ગભરાવવા લાગ્યો. તેનું જ્ઞાન જોઈને શ્રીરામકૃષ્ણ વિસ્મય પામતા અને સમાધિમાં આવી જતા. કેવળ પાંડિત્ય ઉપરાંત નરેન્દ્રમાં કાંઇક વિશેષ તેમને ભાસતું. નરેન્દ્ર ખરા અંતઃકરણથી વાદવિવાદ કરતો. તેનામાં સત્યનિષ્ઠા જણાતી. આ સત્યનિષ્ઠા જોઇને શ્રીરામકૃષ્ણ તેના ઉપર અત્યંત રાજી થતા અને કહેતા કે "નરેન્દ્રમાં દૈવી શક્તિ છે." આ દૈવી શક્તિને શ્રીરામકૃષ્ણ જોઇ શક્યા અને તે શક્તિઓનું પરિણામ શું આવશે તે પણ જોઇ શક્યા. એક વખત તે કહેવા લાગ્યાઃ "જુવો, જુવો, નરેન્દ્રની અધ્યાત્મ દૃષ્ટિ કેવી જબરજસ્ત છે? કિનારા વગરના તેજના મહાસાગર જેવી તે અપાર છે!"

જેઓ શ્રીરામકૃષ્ણની પાસે બેસવાને ભાગ્યશાળી થયા હતા તેઓજ માત્ર જાણે છે કે શ્રીરામકૃષ્ણ અને તેમના શિષ્યોનો પરસ્પર સંબંધ કેવો હતો! તે સંબંધ ઘણોજ મધુર, પ્રેમાળ, સ્વાભાવિક અને કોઇ પણ જાતની કૃત્રિમતા રહિત હતો. કેટલાક ગુરૂઓમાં દેખાઇ આવતા ઠાઠ કે મોટાઇ શ્રીરામકૃષ્ણમાં બિલકુલ નહોતાં. કોઇ પણ માણસ તેમની પાસે જઇ શકતું. કોઇ પણ તેમની સાથે વાત કરી શકતું. સર્વને દરેક પ્રકારની છુટ હતી. તેમનો બોધ ગંભીર અને સચોટ હતો. તેમની આસપાસના વાતાવરણમાં સર્વત્ર જાણે કે પ્રભુનો વાસ હોય એમ સઘળાને લાગતું હતું. કવચિત્ દક્ષિણેશ્વરનાં ઝાડોની ઘટામાં ગુરૂ અને શિષ્યો વિહરતા, બેસતા, આરામ લેતા, સૃષ્ટિસૌંદર્ય નિહાળતા અને જ્ઞાન વાર્તા કરતા. વળી થોડોક સમય નિર્દોષ ગમ્મતો અને ઠઠ્ઠામાં પણ ગાળતા. આવી ગમ્મતની અંદર પણ શ્રીરામકૃષ્ણ વખતો વખત ઉત્તમ બોધ આપતા અને સામાન્ય વાતોના આનંદને ફેરવીને જ્ઞાનાનંદમાં લઇ જતા. ગંગા નદીને કિનારે પવિત્ર

જળના ખળખળાટને સાંભળતા ચંદ્રમાના અજવાળામાં કોઇ કોઇ દિવસ સર્વ બેસતા, ભજન ગાતા અને ગુરૂના મુખમાંથી નીકળતા જ્ઞાનામૃતને ગ્રહણ કરતા. શ્રીરામકૃષ્ણની સંનિધિમાં રહેવું એ મહાન ભાગ્યરૂપ હતું. તેમની પાસે બેસનાર જગતના વિચારને વિસારતું અને આત્માના ઉચ્ચ પ્રદેશમાં વિચરતું અને અપૂર્વ આનંદને ભોગવતું. તેમની સંનિધિમાં સર્વ કોઇ સમાહિત ચિત્ત થઈ રહેતું અને એકાગ્રતાને પ્રાપ્ત કરતું. શ્રીરામકૃષ્ણના મુખમાંથી નીકળતા મિષ્ટ શબ્દોથી અને જે ભાવથી તે શબ્દો બોલતા હતા તે ભાવથી. શ્રોતાઓનો અંતરાત્મા ઉછળતો, પ્રફુલ્લ થતો અને ઇશ્વર તરફ વળી રહેતો. તે સ્થળની અપૂર્વ શાંતિ, અલૌકિક દેખાવ, સર્વત્ર પથરાયલી પવિત્રતા, શ્રીરામકૃષ્ણનું નિર્દોષ મુખારવિંદ, તે મુખ ઉપર છવાઇ રહેલી દિવ્ય જ્યોતિ, જ્ઞાનચર્ચાની ગર્જનાઓ, ભજનો, કિર્તનો, સર્વેનો ઉલ્લાસ અને આનંદ, આ સર્વ તેમના સહવાસમાં આવનાર મનુષ્યોના મન ઉપર ઉંડી છાપ પાડયા કરતાં હતાં.

આવા ધર્મ ધુરંધર ગુરૂની સમક્ષ થતા અનેક વાદવિવાદની ગર્જનાઓમાં નરેન્દ્રનો અવાજ સિંહનાદની માફક સંભળાતો. યુવાવસ્થાના સઘળા ઝનુનથી નરેન્દ્ર બોલતો. અત્યાર સુધી મુંઝાઇ રહેલા તેના હૃદયને ખોલવાનો અવકાશ અને છુટ શ્રીરામકૃષ્ણના સહવાસમાં આવવાથી મળ્યાં હતાં. પોતાના વિચાર સંપૂર્ણ રીતે દર્શાવવાની છુટ શ્રીરામકૃષ્ણે તેને આપી હતી. જે જુસ્સાથી નરેન્દ્ર ચર્ચા કરતો તે જુસ્સો જોઇને શ્રીરામકૃષ્ણ અત્યંત ખુશી થતા અને તેમાં નરેન્દ્રનો ભાવ પ્રભાવ જોતા. તે કહેતાઃ “મેં કહ્યું છે માટે તે ખરૂં છે એમ માનતા નહિ; સઘળાનો જાતે અનુભવ કરો.” આ પ્રમાણે શ્રીરામકૃષ્ણ સર્વનાં હૃદયમાં ત્યાગ, સાધુતા અને પવિત્રતાનો વાસ કરાવી રહ્યા હતા.



## પ્રકરણ ૧૫ મું—શ્રીરામકૃષ્ણની શિક્ષણ પદ્ધતિ અને નરેન્દ્રની તૈયારી.

"પરમેશ્વર સાકાર છે કે નિરાકાર" આવો એક વખત ચર્ચાનો વિષય હતો. સમય પ્રાતઃકાળનો હતો. સઘળા શિષ્યો ચર્ચા કરી રહ્યા હતા. સર્વત્ર ધુમસ વ્યાપી રહ્યું હતું. શ્રીરામકૃષ્ણ હમણાંજ ધ્યાનમાંથી ઉઠીને બહાર આવ્યા હતા. તે એકલા હતા. આઘે વૃક્ષોની ઘટામાં શિષ્યોના અવાજ સંભળાતા હતા. તે સર્વમાં નરેન્દ્રનો અવાજ આગળ પડતો હતો. તેણે અનેક તર્ક વિતર્ક કરીને સૌને હરાવ્યા હતા. શ્રીરામકૃષ્ણ તેમની પાસે ગયા. તેમના મુખ ઉપર દિવ્ય કાન્તિ પ્રસરી રહી હતી. વિવાદનો વિષય શો છે તે તેઓ સમજી ગયા હતા. પાશ્ચાત્ય વિજ્ઞાનથી ઉદ્‌ભવેલા નરેન્દ્રના અનેક તર્કોનો ઉત્તર, શાંતપણે સાદા પણ ગંભીર શબ્દોમાં એક ભજન ગાઇને તેમણે આપ્યો. નરેન્દ્રને જવાબ મળ્યો. તેના સર્વ તર્ક તૂટી ગયા અને તે શાંત થયો! શ્રીરામકૃષ્ણ કેટલીકવારે એક શબ્દ કહીને કે અમુક ભાવ પ્રદર્શિત કરીને કે કોઇ ભજન ગાઇને સમજાવવાનું સમજાવતા. કોઇ વખત ફક્ત એકજ શબ્દથી કે એક સાદા વાકયથીજ તે નરેન્દ્રને મ્હાત કરી દેતા. નરેન્દ્રનું મુખ બંધ થઇ જતું અને શું બોલવું તે એને સુઝતું નહિ. તે ચકિત થઇ જતો અને શ્રીરામકૃષ્ણનો બુદ્ધિપ્રભાવ જોઇ રહેતો.

શ્રીરામકૃષ્ણના સઘળા બોધનો સાર એ હતો કે, "સ્વાનુભવ કરો! સ્વાનુભવ થશે એટલે સઘળા વિતર્કો એની મેળેજ નષ્ટ થશે!" શ્રીરામકૃષ્ણ એક મહાન દ્રષ્ટા હતા. પોતે અનુભવેલું હોય તેજ શિષ્યોને તેઓ કહેતા: 'ષડ્ દર્શનમાં, તંત્રોમાં કે વેદમાં પણ પર-

બ્રહ્મનો સાક્ષાત્કાર તમને મળશે નહિ; સ્વાનુભવથીજ તે જણાશે." એવો બોધ તે સર્વને કરતા. એ સ્વાનુભવ એટલે કે નિરાવરણ પરમાત્મ સાક્ષાત્કાર પાંડિત્યમાં નથી, પણ ચારિત્રમાં છે; અને એ ચારિત્ર મોહ, મમતા અને વિષય વાસનાના ત્યાગમાં છે, એમ તે જણાવતા.

ફરીથી વળી એક દિવસ શિષ્યોએ વાદવિવાદ મચાવી મુક્યો હતો. "શું શાસ્ત્રો ખરાં છે ? વેદ ઇશ્વર પ્રેરિત છે કે ? ઇશ્વર શું છે ?" આમ તકરાર ચાલી રહી હતી. શ્રીરામકૃષ્ણ આવે ઉભા ઉભા તે સર્વને જોઇને ખુશી થતા હતા. ધીમે ધીમે તે ગંગાના કિનારા ઉપર જવા લાગ્યા. સર્વ શિષ્યો તેમની પાસે ગયા. શ્રીરામકૃષ્ણ કિનારા ઉપર નજર કરી રહ્યા હતા. સર્વ શિષ્યો વાદવિવાદ કરીને થાક્યા હતા. કિનારા ઉપર કેટલાક કુતરાઓ સામસામા લઢી રહ્યા હતા અને કેટલાક પોતાને મળેલું શાંતપણે ખાતા હતા. શ્રીરામકૃષ્ણે તે તરફ આંગળી કરીને બતાવ્યું, સર્વ શિષ્યો તેમના કહેવાનો ભાવાર્થ સમજી ગયા કે જ્યાં સુધી સત્ય વસ્તુ હાથ લાગી નથી ત્યાં સુધીજ સઘળો વાદવિવાદ રહે છે.

શ્રીરામકૃષ્ણ શિષ્યોને વાદવિવાદ કરવા દેતા. વિવાદથી તેમની શક્તિઓ ખીલતી અને તેમની વૃત્તિઓ સમજાતી. શ્રીરામકૃષ્ણ બોધ આપવા કરતાં વધારે પોતાના ચારિત્રથીજ શિખવતા. શિષ્યોની શંકાઓનું સમાધાન શ્રીરામકૃષ્ણના અલૌકિક વર્તનથી જ થઇ જતું. પોતાની સમક્ષ શ્રીરામકૃષ્ણનું અદ્દભુત ચારિત્ર તેમના શિષ્યો નિહાળતા અને તેથી વેદાન્તના સત્યોની ખાત્રી તેમને આપોઆપજ થતી. શ્રીરામકૃષ્ણની સંનિધિમાં રહેવું એ આત્માની ઉન્નતિની શાળામાં ભણવા બરાબર હતું.

"અંધશ્રદ્ધા નકામી છે" એમ એક દિવસ નરેન્દ્ર વિવાદ કરતો હતો, તે સાંભળીને શ્રીરામકૃષ્ણ પાસે ગયા અને બોલ્યાઃ " નરેન્દ્ર, અંધશ્રદ્ધા

એ શબ્દનો અર્થ તું કેવો કરે છે? શ્રદ્ધા માત્ર અંધજ છે! શું શ્રદ્ધાને આંખ હોય? અંધશ્રદ્ધા એમ શા માટે કહે છે? શ્રદ્ધા અથવા પરોક્ષ જ્ઞાન એમ કહે. એક અંધશ્રદ્ધા અને બીજી આંખવાળી શ્રદ્ધા એમ ભાગ પાડવાથી શો અર્થ છે? સ્વાનુભવથી કિંચિત્ સમય પણ સત્યનું દર્શન થયું નથી ત્યાંસુધી સઘળું તત્વજ્ઞાન અંધશ્રદ્ધાજ છે." જેમ જેમ નરેન્દ્ર વધારે તર્ક કરતો ગયો તેમ તેમ શ્રીરામકૃષ્ણથી તે વધારેને વધારે પકડાતો ગયો. એકવાર જેમને તે અભણ અને ગાંડા ધારતો હતો તેવા શ્રીરામકૃષ્ણથી છેવટે તે હારી ગયો અને પોતાની જીંદગીમાં ફરીથી કદિ "અંધશ્રદ્ધા" એવો શબ્દ વાપર્યો નહિ! તેને ખાત્રી થઇ કે પાંડિત્યમાં ખરી ધાર્મિકતા નથી પણ સ્વાનુભવમાં છે. તેણે જાણ્યું કે હૃદયનો વિકાસ થવો જોઇએ, માણસે ઈશ્વરને જોવો જોઇએ. તેને લાગ્યું કે શ્રીરામકૃષ્ણનો બોધ તેમની ઉંડી આધ્યાત્મિક દૃષ્ટિનુંજ પરિણામ છે અને તેથીજ તે અજેય છે તે આધ્યાત્મિક દૃષ્ટિ તેણે પણ હરકોઈ રીતે મેળવવી જોઇએ.

ઘણી વખત શ્રીરામકૃષ્ણ સમાધિસ્થ દશામાંજ શિષ્યોને નજરે પડતા. કેટલીકવાર સમાધિમાંથી જાગીને શિષ્યોનાં હૃદયને હલાવી મૂકે એવાં અગાધ સત્યો તે કહેતા. શ્રીરામકૃષ્ણના બોધની પાછળ તેમનું પ્રભાવશીલ ચારિત્ર હતું. આ ચારિત્રની છાપ ઘણીજ ઉંડી પડી રહેતી. સર્વ તરફ ભ્રાતૃભાવ રાખવાનો બોધ તે કરતા અને તે ભ્રાતૃભાવ તેમના જીવનમાં ક્ષણે ક્ષણે દેખાતો. વળી તેમનું અહિત કરનાર તરફ પણ તે સર્વદા જાગૃત રહેતા. ગર્વને તેમણે બાળીને ભસ્મ કરી નાંખ્યો હતો. સર્વત્ર બ્રહ્મનેજ તે જોતા. ઈશ્વરને કેમ ભજવો તેના ઉત્તરમાં તે કહેતાઃ "ગમે તે પ્રકારે ભજો! ઇશ્વર એક કીડીના પગનો પણ અવાજ સાંભળે છે." સાદા, ખાત્રીવાળા અને માર્મિક શબ્દોમાં તે જવાબ આપતા. તે બોલતા ત્યારે તેમના ઉંડા અંતરાત્મામાંથી

તે બોલતા હોય એમ સૌને લાગતું. સહૃદયતા એમનું મુખ્ય લક્ષણ હતું.

ઇશ્વર સાકાર છે કે નિરાકાર ? ઉત્તરમાં શ્રીરામકૃષ્ણ કહેતાઃ " તે સાકાર અને નિરાકાર બંને છે! વળી બંનેથી પર પણ છે! તે એક પણ છે અને અનેક પણ છે! ઇશ્વરનું આ અટપટું સ્વરૂપ બુદ્ધિથી સમજાશે નહિ; પણ આત્માના ઉંડા પ્રદેશમાં સ્વાનુભવથી તે જણાશે. " મૂર્તિપૂજા ખરી છે કે નહિ ? શ્રીરામકૃષ્ણ કહેતાઃ " આવા પ્રશ્નોજ મિથ્યા છે. જે કરવાથી ઇશ્વર તરફ મન વળે તે સઘળુંજ સારૂં છે. ખરેખરો ભાવ હોવો એજ આવશ્યક બાબત છે. "

શ્રીરામકૃષ્ણનું જીવન વેદાન્ત ધર્મનું પ્રત્યક્ષ પ્રમાણ હતું. જે આત્માનુભવ હજારો વર્ષોથી હિંદુઓનાં ઉપનિષદોમાં અમૂલ્ય ખજાના તરીકે જળવાઇ રહ્યો છે તે આત્માનુભવનો તે જીવંત આવિર્ભાવ હતો. દરેકે દરેક સિદ્ધાંત એમના જીવનમાં ભજવાતો અને તેનું રહસ્ય પ્રત્યક્ષ થતું. શ્રીરામકૃષ્ણનું જીવન અદ્વૈતવાદના સિદ્ધાંતોનું દર્શન ક્ષણે ક્ષણે કરાવી રહ્યું હતું.

નરેન્દ્રનું હૃદય પવિત્ર, કોમળ, દયાર્દ્ર અને લાગણીવાળું હતું. જે વાત તેની બુદ્ધિ માનતી નહિ તે વાત તેનું હૃદય માની લેતું. આ સહૃદયતાથીજ નરેન્દ્રનો આત્મા પરાણે પરાણે પણ હિંદુ ધર્મ તરફ વળતો હતો. નરેન્દ્ર દેવદેવીઓને માનતો નહોતો, પણ શ્રીરામકૃષ્ણ શ્રીમહાકાળીના સાચા ઉપાસક હતા અને તેમના ઉપરથી બ્રહ્મોસમાજમાં પણ પ્રભુને માતૃભાવે ભજાતો નરેન્દ્ર પ્રત્યક્ષ જોતો, એટલે તેનું હૃદય ખેંચાતું ! તે મુખેથી " કાળી, કાળી " એમ બોલતો. પણ ઘડીમાં તેનું મન ફરી જતું અને તે કહેતો " કાળી શું ? એ વળી કોણ ? બધું ખોટું ! " વળી પાછું શ્રીરામકૃષ્ણનો ભાવ જોઇને તેનું મન વિકળ બની જતું અને તે બોલતો " જય મા કાળી ! જય મા કાળી ! "

નરેન્દ્રના કુટુંબને નાણાંની અડચણ પડે છે એમ જાણી એકવાર શ્રીરામકૃષ્ણે નરેન્દ્રને કહ્યું કે શ્રીમહાકાળીની પ્રાર્થના કર. નરેન્દ્ર મંદિરમાં ગયો, પણ તેણે જ્ઞાન અને ભક્તિ મળવાનીજ પ્રાર્થના કરી, દ્રવ્યને માટે પ્રાર્થના કરી નહિ. શ્રીરામકૃષ્ણે તેને ફરીથી મોકલ્યો, પણ તેનું તેજ! ત્રીજીવાર તેને મોકલવામાં આવ્યો અને તે મુંગે મ્હોડે પાછોજ આવ્યો!

**शिवोहम्, अहं ब्रह्मास्मि** એમ કહેવું એ ઈશ્વરનું અપમાન કરવા બરાબર છે એમ નરેન્દ્ર ધારતો. શ્રીરામકૃષ્ણે તેને અદ્વૈતવાદનાં પુસ્તકો વાંચવાનું કહ્યું. નરેન્દ્રે ના પાડી. શ્રીરામકૃષ્ણે કહ્યું કે તું મને તો વાંચી સંભળાવ! આ પ્રમાણે ઉપનિષદો, અધ્યાત્મરામાયણ, યોગવાશિષ્ટ વંચાયાં! નરેન્દ્રના હૃદયમાં કંઇક પ્રકાશ પડયો. " આ સઘળું બ્રહ્મ છે, જે જણાય છે તે બ્રહ્મ છે, જે જણાતું નથી તે પણ બ્રહ્મ છે; આત્મા બ્રહ્મ છે, દેવો બ્રહ્મ છે; આખું વિશ્વ બ્રહ્મ છે; જે આ પરમ સત્યને અનુભવે છે તે મુક્ત બને છે!" આ બાબતમાં શ્રીરામકૃષ્ણનો જીવતો દાખલો પણ તેની આગળજ હતો. જીવ અને બ્રહ્મની એકતા તેમની સમાધિમાં અંતરના ઉંડાણમાંથી ઉચ્ચારાતાં અનેક સત્યોમાં, સમાધિ સમયે જણાતા અપૂર્વ આનંદમાં તેને નિઃશંકપણે સમજાતી.

તે છતાં હજી પણ નરેન્દ્રનું મન ફરી જતું અને તે અનેક સંશયો ઉઠાવતું. નરેન્દ્ર શ્રીરામકૃષ્ણની સામે થતો. દરેક બાબતમાં વાદવિવાદ કરતો, ઘાંટા પાડતો અને શ્રીરામકૃષ્ણને ગભરાવતો! કેટલીક વખત તો તે જાણી જોઇનેજ શંકાઓ કહાડતો. શ્રીરામકૃષ્ણને અપૂર્વ ધીરજ રાખવી પડતી અને શિષ્યના વાક્ પ્રહાર સહન કરવા પડતા. જે ધીરજથી, અમાનુષી પ્રેમથી, અગાધ બુદ્ધિથી અને ચારિત્રના પ્રભાવથી તેમણે ધીમે ધીમે પોતાના શિષ્યનું મન સ્થિર કર્યું છે તેની વિગતવાર

થા કહેતાં પાનાંને પાનાં ભરાઇ જાય.

શ્રીરામકૃષ્ણમાં અગાધ બુદ્ધિ અને અનુભવબળ છતાં માત્ર એક સાદા ભક્ત જેવાજ તે દેખાતા હતા. તેમનું ભાન નરેન્દ્રને ધીમે ધીમે થતું હતું. હાલના અંગ્રેજી ભણતરમાંથી પેદા થતી અશ્રદ્ધા, સંશયો અને કુતર્કોનો નરેન્દ્ર આબેહુબ નમુનો હતો. ત્યારે બીજી તરફ પ્રાચીન ગૌરવ, આધ્યાત્મજ્ઞાન અને ઋષિઓના બુદ્ધિ પ્રાબલ્યની જીવતી મૂર્તિ શ્રીરામકૃષ્ણ હતા! આધુનિક સમયનો નરેન્દ્ર ડગલે ડગલે શંકા કરતો અને પ્રાચીન સમયના શ્રીરામકૃષ્ણ તેમાં ક્ષણે ક્ષણે અપૂર્વ પ્રકાશ પાડી તેનો માર્ગ મોકળો કરતા. શ્રીરામકૃષ્ણ જેવા સમર્થ ગુરૂ પણ નરેન્દ્રના નાસ્તિક હૃદયને એકાએક આસ્તિક કરી શક્યા નહિ! ક્ષણવાર નરેન્દ્રનું મન પીગળે પણ બીજીજ ક્ષણે તે પાછું ફરી જાય! નાનીમાં નાની અને નજીવી બાબતોમાં પણ તે શંકા કરે! દરેક હિંદુ વિચાર, હિંદુ આચાર ખોટાજ છે એમજ કહેવા લાગે! જેમ વાંદરૂં એક ડાળેથી કૂદે અને બીજે ડાળે જઇને બેસે તેમ નરેન્દ્રનું મન એક વિષયમાં પકડાય તો ઝટ લઇને તે બીજો વિષય ગ્રહણ કરી લે! એક તો મનુષ્યનું મન સ્વાભાવિક રીતેજ ચંચળ અને અસ્થિર હોય છે અને તેમાં વળી અંગ્રેજી વિદ્યાનો પાસ લાગ્યો; એટલે "મર્કટ ને વળી મદીરા પીએ, અખા એથી સોકો બાએ." એક હેવત પ્રમાણે નરેન્દ્રનું મન દરેકે દરેક બાબતમાં અશ્રદ્ધાનોજ પોકાર કરી રહ્યું હતું. તેનું મન ઠેકાણે લાવતાં શ્રીરામકૃષ્ણને અથાગ શ્રમ લેવો પડતો અને અનેક યુક્તિઓ સમજાવવી પડતી હતી. શ્રીરામકૃષ્ણ કહેતા "સત્યને એક બાજુએથી નહિ, પણ બધી બાજુએથી તપાસી જો! **જ્ઞાની અને ભક્ત એકી વખતે થા અને સત્યને જો!"**

નરેન્દ્ર વધારેને વધારે શંકાઓ કરવા લાગ્યો. અનેક ભક્તો ઉપર તે સખત ટીકાઓ ચલાવવા લાગ્યો. આમ ઘણા દિવસ ચાલ્યું.

શ્રીરામકૃષ્ણ શાંતપણે સૌ સહન કરતા. એક દિવસ તો નરેન્દ્ર હદ પાર ટીકાઓ કરવા લાગ્યો અને તે એટલે સુધી કે શ્રીરામકૃષ્ણ જેવા ધીરજવાળા મનુષ્ય પણ તે વધારેવાર સાંભળી શક્યા નહિ. નરેન્દ્રની ટીકાઓ સાંભળીને તેમનું મગજ પાકી ગયું. તે આખરે બોલી ઉઠ્યા "તું અહીંઆંથી જા અને ફરીથી અહીં આવીશ નહિ. શ્રીરામકૃષ્ણ કહેતા કે જેણે કાશી જોયું છે તેને ગમે તેટલું સમજાવો પણ તે કાશી નથી એમ કદિ કહેવાનો નથી. છોકરું જણીને પારણે ઝુલાવી રહેલી સ્ત્રીને કોઇ કહે કે તું પરણીજ નથી અથવા વાંઝણી છે તો તે કેવી રીતે માનશે?

નરેન્દ્ર એકદમ ચાલ્યો ગયો. ચાલ્યો તો ગયો પણ ક્ષણવારમાં તેનો પગ પાછો પડયો. શ્રીરામકૃષ્ણ જેવા અનુભવી અને સાચા અંતઃકરણવાળા મનુષ્યના શબ્દોમાં તેના જેવા બીજા અનુભવીએ શંકા કરવી એ ઉચિત નથી. શ્રીરામકૃષ્ણનો સત્યાગ્રહ સ્વાભાવિક છે, કૃત્રિમ નથી, તેમના બોલ ખરા અંતઃકરણની લાગણીવાળા અને અનુભવથી ભરેલા છે. જેમ તે બોલે છે તેમ તે ચાલે છે અને આ વર્તન નિરંતર જોવામાં આવે છે. આવા મનુષ્યના કથનમાં ઉંડું સત્ય હોવુંજ જોઇએ, એમ વિચારીને નરેન્દ્ર શરમાયો અને પાછો ફર્યો.

આ પ્રમાણે નરેન્દ્ર શંકાઓ કરતો તેથી શ્રીરામકૃષ્ણ ખુશી થતા; કારણ કે તે જાણતા હતા કે હૃદયની સઘળી શંકાઓનું સમાધાન કરીનેજ જો નરેન્દ્ર સત્ય જ્ઞાન મેળવશે તોજ જગતમાં સર્વની શંકાઓને દૂર કરી શકશે અને હિંદુ ધર્મનું રહસ્ય લોકોના મનમાં ઠસાવી શકશે. શ્રીરામકૃષ્ણ વારંવાર કહેતા "જેમ નાણાવટીઓ રૂપીઆને વારંવાર ફેરવી ફેરવીને તપાસી જુએ છે તેમ તું દરેક બાબત તપાસી જોજે, તારી ખાત્રી થયા વગર કશુંજ માનતો નહિ. શ્રીરામકૃષ્ણના જીવનથી ઉત્તમ વેદાંતી નરેન્દ્રના મન ઉપર ઘણીજ અસર થતી. ગીતામાં

વર્ણવેલી જ્ઞાનીની દશા શ્રીરામકૃષ્ણમાં તે પ્રત્યક્ષ જોતો અને તેથી ગીતાનાં સત્યો સાચાં છે, શકય છે, તે માત્ર કલ્પનાનોજ વિષય નથી, એમ તે માનવા લાગ્યો. "મેં ઇશ્વરને જોયો છે" એમ છાતી ઠોકીને કહેનાર, ઘણુંખરૂં સમાધીમાંજ રહેનાર, અનેક કસોટીમાંથી પાર ઉતરનાર, જ્ઞાનીની દશાનો જીવતો દાખલો પ્રત્યક્ષ આપનાર, દંભ વગરનો, સાદો પણ અગાધ બુદ્ધિવાળો પુરૂષ નરેન્દ્રે આ પ્રથમજ જોયો હતો. પોતાના જીવનમાં અદ્વૈતભાવનું પ્રત્યક્ષ દર્શન કરાવનાર મહાત્મા આ તેને પહેલોજ મળ્યો હતો. શ્રીરામકૃષ્ણને સમાધિ આવતી તે એવી તો સ્વાભાવિક લાગતી કે તેમાં કોઇથી શંકા કરી શકાતી નહિ. શ્રીરામકૃષ્ણ ઘડીકમાં સાચા ભાવથી ગોપીઓનો પ્રેમ પ્રત્યક્ષ કરાવે, શ્રીકૃષ્ણની અગાધ લીલા સમજાવે, તેનો આબેહુબ ચિતાર શ્રોતાઓના મનમાં ખડો કરે; તો બીજી ઘડીયે શિવભક્તિનું રહસ્ય સમજાવી શિવના ચારિત્રનો અને સ્વરૂપનો ખ્યાલ ઉત્પન્ન કરે. વળી ઘડીકમાં તેઓ શ્રીમહાકાળીના દૈવી રહસ્યનું ભાન કરાવે. આમ તેઓ સર્વ દેવ દેવીઓનો ભાવ ભજવી તેમનાં અસ્તિત્વ અને સત્યતાની ખાત્રી કરી આપે. બુદ્ધ, મહંમદ અને ક્રાઇસ્ટને પણ તે ભૂલતા નહોતા અને તેમનો પણ ભાવ ભજવી તેમની ભક્તિ અને સિદ્ધિના સાચાપણાનો ખ્યાલ સૌને આપે. આ સઘળું નિહાળી અને શ્રીરામકૃષ્ણનો સાચો ભાવ જોઇ નરેન્દ્રના મન ઉપર ઘણીજ ઉંડી અસર થઇ.

આ પ્રમાણે આ અલૌકિક મહાત્મા કે જે પોતાનું નામ પણ લખી શકતા નહોતા તેમના પ્રભાવ માત્રથીજ કેળવાયલા નાસ્તિક નરેન્દ્રના અંતઃકરણમાં ઘણોજ ફેરફાર થઇ ગયો. તેના તર્કવિતર્કનો નાશ થયો; હૃદય સ્વચ્છ આકાશ જેવું નિર્મળ બની રહ્યું; તેમાં દૈવી પ્રકાશ પડી રહ્યો; તેનું સઘળું વર્તન બદલાયું અને આગળ જે યુવક

શ્રીરામકૃષ્ણના બોધ વિષે, આચાર વિષે, જીવન વિષે અનેક શંકાઓ કરતો હતો તેજ યુવક હવે જાતેજ શ્રીરામકૃષ્ણનો બચાવ કરવા લાગ્યો! હવે તે હિંદુ ધર્મનો પક્ષ ખેંચવા લાગ્યો; પરંતુ હજી પણ તેનામાં કેટલીક ખામી હતી.

નરેન્દ્રના મનમાં હવે ઉત્કટ વૈરાગ્ય વ્યાપી રહ્યો હતો. એક વખત પંચવટીમાં જ્યાં આગળ શ્રીરામકૃષ્ણે યોગ સાધ્યો હતો ત્યાં બેસી યોગ સાધવો એવો વિચાર તેણે શ્રીરામકૃષ્ણને જણાવ્યો. શ્રીરામકૃષ્ણે જાણી જોઇને પૂછ્યું કે "કાયદાનો અભ્યાસ તારે શરૂ રાખવો નથી?" અત્યંત લાગણીથી નરેન્દ્રે જવાબ આપ્યો "મહારાજ મહેરબાની કરીને મને એવી કાંઇ દવા આપો કે કોલેજમાં શીખેલું બધુંજ હું ભૂલી જાઉં!" તે દિવસથી તે શ્રીરામકૃષ્ણનો વ્હાલામાં વ્હાલો શિષ્ય થઇ રહ્યો. એક માતા તેના પુત્ર તરફ જે પ્રેમ દર્શાવે છે તેનાથી પણ અધિક પ્રેમથી શ્રીરામકૃષ્ણ નરેન્દ્રને ચહાતા હતા અને બંનેની વચમાં એવો તો અમાનુષી પ્રેમ ઉત્પન્ન થયો હતો કે એમાંથી એક પણ જરાક વેગળું ખસે તો બંનેને ચેન પડે નહિ.

જે બિલ્વવૃક્ષની આગળ બેસીને શ્રીરામકૃષ્ણે યોગ સાધ્યો હતો તે વૃક્ષની પાસે બેસી નરેન્દ્રે હવે યોગની અનેક ક્રિયાઓ સાધવા માંડી. હવે તેનું ચિત્ત શાંત થવા લાગ્યું. મન ઉપર જય મેળવાયો. આમ ઘણા દિવસ વીતી ગયા. ભાવ સમાધિમાં આવી જતા શ્રીચૈતન્ય જેવા અનેક ભક્તોની માફક ભાવસમાધિ તેને હજી સુધી કેમ પ્રાપ્ત થતી નથી એમ નરેન્દ્ર શ્રીરામકૃષ્ણને એક દિવસ પૂછવા લાગ્યો. શ્રીરામકૃષ્ણે કેટલીક સમજુત આપ્યા પછી તેને ધીરજ રાખવાનું કહ્યું અને સમજાવ્યું કે એવો પણ સમય આવશે કે જે વખતે ભાવ સમાધિ તો શું પણ નરેન્દ્રની આખી વ્યક્તિજ પરમાત્મ સ્વરૂપમાં લીન થઇ જશે!

શ્રીરામકૃષ્ણ પુરેપુરૂં જાણતા હતા કે નરેન્દ્ર પૂર્વનો કોઇ યોગભ્રષ્ટ પુરૂષ છે અને ભવિષ્યમાં તે અસાધારણ જીવનમુક્ત નિવડશે. નરેન્દ્રને જોઇને તેમના હૃદયમાં અનેક લાગણીઓ તરી આવતી અને તે ભાવ સમાધિમાં આવી જતા. કોઇ મનુષ્ય નરેન્દ્રનું ભુંડું બોલે તો શ્રી રામકૃષ્ણ કહેતા કે "નરેન્દ્રને માટે એકદમ કોઇએ અભિપ્રાય બાંધવો નહિ. એને પુરેપુરો હાલ કોઈ ઓળખી શકે તેમ નથી."

હવે નરેન્દ્ર શ્રીરામકૃષ્ણના પવિત્ર સહવાસમાં દિવસના દિવસ ગાળવા લાગ્યો. શ્રીરામકૃષ્ણ તરફ તેનું ચિત્ત સંપૂર્ણ લાગી રહ્યું અને તે શ્રીરામકૃષ્ણનીજ પાસે બેસી રહીને તેમના મુખ સામું જોયા કરતો. કોઇ કોઇવાર સત્સંગ દરમ્યાનજ વિચારમાં તે એટલો તો લીન થઇ જતો કે તેમનો બોધ તે સાંભળતો નહિ. એક વખત આવું જોઇને શ્રીરામકૃષ્ણ કહેવા લાગ્યા: "મારા દીકરા, મારૂં કહેવું બરાબર સાંભળ." નરેન્દ્રે જવાબ આપ્યો: "હું તમને વાતો કરતા સાંભળવાને આવ્યો નથી." શ્રી રામકૃષ્ણ બોલી ઉઠયા "ત્યારે તું શું કરવાને આવ્યો છે?" નરેન્દ્રે ઉત્તર આપ્યો "મારૂં મન તમારા તરફ આકર્ષાય છે, હું તમને અત્યંત ચાહુંછું, તેથી હું તમને જોવાને આવ્યો છું." શ્રી રામકૃષ્ણ તરતજ ભાવસમાધિમાં આવી ગયા અને પછીથી એકદમ ઉઠીને પોતાના શિષ્યને ભેટી પડયા! જાણે કે પ્રેમપાશની છેલ્લી ગાંઠ બંધાવાની બાકી હોય તેમ છેલ્લી ગાંઠ બંધાઇ ગઇ!

નરેન્દ્રના મનમાં ખાત્રી થઇ કે અગાધ પ્રેમનો આ મહાસાગર છે! એમની સમીપતા સર્વ તત્વજ્ઞાન કરતાં પણ વધારે છે. તેઓ પોતેજ આધ્યાત્મિક જ્ઞાનની જીવન્ત મૂર્તિ છે! એવા પ્રતાપી સદ્‌ગુરૂના સમાગમમાં રહીને તેમના આધ્યાત્મિક અનુભવો, ઉપદેશો અને ઓજસનો લાભ લેતા ચાલીને નરેન્દ્ર પોતાનો અભ્યાસ આગળ વધારવા લાગ્યો.

# પ્રકરણ ૧૭ મું-અભ્યાસી જીવન.

અજ્ઞાનનાં બંધનો મનુષ્યને અહંતા મમતામાં બાંધી લે છે. એ બંધનનું નામજ સંસાર છે. એ બંધનમાંથી છૂટવું સહજ નથી. પ્રથમ તો એ બંધન બંધન તરીકે પણ કોઈકનેજ જણાતું હોઇ ઘણા ખરા મનુષ્યો તો ઉલટું એ બંધનોનેજ સર્વ સુખનું સાધન માની રહ્યા છે. શ્રીરામકૃષ્ણનાં નિશ્ચય, સાધના અને આધ્યાત્મિકતા વજ્ર જેવાં દૃઢ હતાં. તેમણે એ બાબતોમાં જે અગાધ સામર્થ્ય દર્શાવ્યું છે તે પણ વજ્ર જેવું દૃઢ છે. ધાર્મિકતાની ફતેહ પરમાત્મ દર્શન-સાક્ષાત્કારમાંજ રહેલી છે. દેહાદિમાં વૃથા અહંતા મમતા રૂપે બંધાયલાં બંધનોની પાર જવામાં અને પૂર્ણ સચ્ચિદાનંદમય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવામાંજ તેની સફળતા અને કૃતકૃત્યતા છે. અનેક તુચ્છ વાસનાઓ, સ્વભાવો અને માન્યતાઓની સામે યુદ્ધ કરવામાંજ મનુષ્ય જીવનનો ખરો પુરૂષાર્થ, મહિમા અને કીર્તિ છે. એ નિરપેક્ષ સ્વાતંત્ર્ય, એ અનુપમ મુક્ત દશા યા મોક્ષ એ સર્વ આ યુદ્ધનાંજ પરિણામ છે. સંસારની સર્વ તુચ્છ વસ્તુસ્થિતિઓથી પર એવું એ પરમપદ પરમાત્મદર્શનમાંજ રહેલું છે. સંસારનાં સુખ અનિત્ય હોવાનું ભાન જ્યારે મનુષ્યને થાય છે ત્યારેજ તે આવું યુદ્ધ પોતાની વાસનાઓ સામે મચાવી મૂકે છે. હજારોમાંથી કોઈકજ આ પ્રમાણેની સમજણ અને સાધના સાધી સાધુ-પવિત્રાત્મા થઇ શકે છે. ઉત્કટ જિજ્ઞાસા, પવિત્ર ચારિત્ર અને બાધક વસ્તુસ્થિતિઓ પ્રત્યે ત્યાગવૃત્તિ, એ એમાં મુખ્ય હથીયારો છે. સંસારના તુચ્છ પદાર્થો, પ્રપંચો અને મોહજાળની સામે થવામાં નરેન્દ્રે એ અમોઘ હથીયારોનો ઉપયોગ પૂર્ણ સામર્થ્યથી અને દૃઢ નિશ્ચયથી કર્યો હતો.

આશા ભરેલા શબ્દોથી શ્રીરામકૃષ્ણ તેના માર્ગમાં જે ઉત્તેજન આપતા હતા તેમજ તેના પ્રત્યે જે અલૌકિક વહાલ દર્શાવતા હતા તેમાંથી નરેન્દ્ર ઘણુંજ બળ પામ્યો અને તેનામાં આત્મશ્રદ્ધા ખીલતી ચાલી. તે નિર્ભયતાના અભેદ્ય ખડક ઉપર ઉભો છે એવી તેને ખાત્રી થવા લાગી, પ્રથમ તર્ક વિતર્ક કરવામાં તેણે જે અગાધ બુદ્ધિ વાપરી હતી તે અગાધ બુદ્ધિનો ઉપયોગ હવે તે પોતાની આધ્યાત્મિકતાનો પાયો મજબુત કરવામાંજ કરવા લાગ્યો. તે હવે વિચારવંત બન્યો અને તોછડાઇને બદલે સહૃદયતાથી બોલવા લાગ્યો. તેનું ચિત્ત શાંત થયું અને ચિત્તની શાંતિને લીધે તે જે જે ભાવનાઓ કરતો તે ઘણીજ દૃઢ અને પ્રબળ બની ધારેલા ફળને ઘસડી લાવવા લાગી. અત્યાર સુધીમાં તે જે જુસ્સો બહાર દર્શાવતો હતો તે સઘળો જુસ્સો હવે અંતર્મુખ થઇને આત્માના પૂર્ણ વિકાશ તરફ વળતો ચાલ્યો. ટુંકામાં કહીએ તો હવે તેનું સઘળું ચારિત્ર્ય આધ્યાત્મિક રીતિએ બંધાતું હતું. તે હવે દૃઢ નિશ્ચયી થયો. ઉચ્ચતમ સિદ્ધાંતો તેના હૃદયમાં ઠસી રહ્યા. ઉંડી લાગણીઓથી તેનું મન ઉભરાઇ રહ્યું. તેનો અંતરાત્મા અનેક ઉર્મિઓથી ઉછળી રહ્યો. ઉચ્ચતમ આધ્યાત્મિક વિચારોએ તેના હૃદયને હલાવી મૂક્યું. વીસ બાવીસ વર્ષનો આ યુવક હવે પુખ્ત વયના મનુષ્યના જેવી જ્ઞાની ભક્તની દશા ભોગવવા લાગ્યો.

શ્રી રામકૃષ્ણ પોતાના સઘળા શિષ્યોને જે શિક્ષણ આપતા તેમાંથી દરેક પોતપોતાની બુદ્ધિ પ્રમાણેજ ગ્રહણ કરી શકતા. નરેન્દ્રનાં અગાધ બુદ્ધિ, વિશાળ હૃદય અને બહુશ્રુત તથા તળસ્પર્શી અંતઃકરણ શ્રી રામકૃષ્ણના બોધને ખૂબ કસોટીપર ચ્હડાવતાં અને તેનો રહસ્યાર્થ સમજતાં. તેનો બળવાન અંતરાત્મા શ્રીરામકૃષ્ણના આધ્યાત્મિક ચેતન જોડે એકતાન થઇ રહ્યો હતો અને તેથી કરીને શ્રીરામકૃષ્ણના ઉપદેશ અને જીવનની પોથીનાં પાનાંને પાનાં તે સરલતાથી

વાંચી શકતો; ત્યારે બીજાઓ તેમાંનાં થોડાં વાક્યો કે પાનાં વાંચવાને પણ કઠિનાઇથીજ શક્તિવાન થતા. નરેન્દ્રના અંતઃકરણમાં ખાતી વખતે, અભ્યાસ કરતી વખતે, શારીરિક ક્રિયા કરતી વખતે અને સ્વપ્નામાં પણ શ્રી રામકૃષ્ણનાજ વિચારો રમી રહેતા.

શ્રીરામકૃષ્ણનું સમસ્ત જીવન અને બોધ આધ્યાત્મિક ચેતન, વેદાન્તનાં અગાધ સત્યો અને ઉપનિષદોના ગુહ્ય સિદ્ધાંતોની સત્યતા અને ઉપયોગિતા દર્શાવનાર અને તેને સાબીત કરનાર એક ભવ્ય નમુનોજ હતું. તેમનું ચારિત્ર્ય હિંદુધર્મના રહસ્યરૂપ હતું. તે જીવન કોઇ અમુક પંથ, ધર્મ કે સમાજના સિદ્ધાંતો દર્શાવી રહ્યું નહોતું; પણ આત્માનાં નિત્ય અને સર્વ સામાન્ય સત્યો કે જે ઉપનિષદોમાં અહીં તહીં સ્થળે સ્થળે નજરે પડે છે અને જે આર્ય પ્રજાનો પરાપૂર્વથી ચાલતો આવતો એક મહાન ખજાનો છે તેમને—મહાન નિત્ય સત્યોને તે દર્શાવી રહ્યું હતું! ઉપર ઉપરથી જોનારને હિંદુધર્મ અમુક ધાર્મિક ક્રિયાઓ અને કથાઓમાંજ સમાઇ રહેલો ભાસે છે, પણ જ્યારે અદ્વૈતવાદના ભવ્ય સિદ્ધાંતોદ્વારા હિંદુધર્મનાં તત્વોનો બારીક અભ્યાસ કરવામાં આવે છે ત્યારે સમજાય છે કે હિંદુધર્મની ઇમારત અદ્વૈતવાદ જેવા એક અજેય અને અનુપમ વાદના મજબુત પાયા ઉપર રચાયલી છે. તેની ધાર્મિક ક્રિયાઓ અને પૌરાણિક કથાઓ જુદા જુદા અધિકારવાળાં મનુષ્યોને ધીમે ધીમે પરમ સત્યના દ્વાર તરફ લઇ જવાના ભિન્ન ભિન્ન માર્ગો છે. આ ક્રિયાઓ અને કથાઓની પાછળ તેમના રહસ્યરૂપે આધ્યાત્મિક સત્યો રહેલાં છે. પુરાણોમાં કહેલો ઇશ્વર સચ્ચિદાનંદરૂપ પરમાત્માનું સગુણ સ્વરૂપ છે અને તેમાં જણાવેલી ધાર્મિક ક્રિયાઓ પરબ્રહ્મ તરફ ચિત્તને એકાગ્ર કરાવનારાં સાધનો છે. આવા એકમાં અનેકરૂપે ભાસતા હિંદુધર્મની જાણે કે હાલતી ચાલતી જીવંત મૂર્તિ હોય તેવું શ્રી રામકૃષ્ણનું જીવન હતું.

નરેન્દ્ર જ્યારે બ્રહ્મોસમાજનો સભાસદ થયો ત્યારે હિંદુધર્મ તરફ તેને અશ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. એ વખતે નરેન્દ્રે હિંદુધર્મનો બરાબર અભ્યાસ કર્યો નહોતો. જે મહાન તાત્ત્વિક સત્યો ઉપર હિંદુધર્મની ઇમારત ચણાયલી છે તે સત્યો તેણે એ સમયે બરાબર સાંભળ્યાં પણ નહોતાં. તે વખતે તેની ઉમર નાની હતી અને અસંખ્ય વર્ષથી ચાલતો આવતો ઘણો જુનો, અનેક કાળના અનુભવોથી ભરેલો અને અનેક મહાસમર્થ અને બુદ્ધિશાળી ઋષિમુનિઓની અગાધ બુદ્ધિથી રચાયલો, ઘડાયલો, વિકાસને પામેલો જે સનાતન હિંદુધર્મ તે તેની સંકુચિત દૃષ્ટિ અને બીન અનુભવી ટુંકી બુદ્ધિમાં શી રીતે આવી શકે ?

એ સમયે પાશ્ચાત્ય વિદ્યા અને બ્રહ્મોસમાજના સિદ્ધાંતો તેને ઠીક લાગ્યાં તેનું એ પણ કારણ કે તેની અંગ્રેજી વિદ્યાથી કેળવાયલી બુદ્ધિને તે અનુકુળ થતાં. બ્રહ્મોસમાજ ઇશ્વરને માનતી તેથી નરેન્દ્ર પણ ઇશ્વરને માનતો; પણ અદ્વૈતવાદમાં દર્શાવેલા સર્વ વ્યાપી બ્રહ્મનું અસ્તિત્વ તેની કુણ્ઠિત બુદ્ધિથી સમજાઇ શકાતું નહોતું. શ્રીરામકૃષ્ણ પરમહંસની પાસે આવવા માંડયા પછીજ હિંદુધર્મનું ખરૂં સ્વરૂપ તેની નજરે પડવા માંડ્યું. આ સ્વરૂપ બાલ્યાવસ્થામાં પોતાના કુટુંબની ધાર્મિક ક્રિયાઓમાં તે નિહાળતો ખરો, પણ તે વખતે તે જે કાંઇ જોતો તે સઘળું એક બાળક તરીકેજ જોતો અને એક બાળકના સાદા ભોળા ભાવથીજ તે સઘળું ગ્રહણ કરતો. તેનામાં હજી સમજ શક્તિ આવી નહોતી અને જેમ જેમ શક્તિ આવતી ગઇ તેમ તેમ તેનામાં સંશયો પ્રવેશ કરતા ગયા. શ્રીરામકૃષ્ણની સંનિધિમાં તેની આધ્યાત્મિક બુદ્ધિ પરિપકવતાએ પહોંચી અને જે ધાર્મિક સત્યો તેણે બાલ્યાવસ્થામાં માત્ર સાદા ભોળા ભાવથી અને અંધશ્રદ્ધાથી કુટુંબની ધાર્મિક રહેણી કરણીને અનુસરીનેજ ગ્રહ્યાં હતાં તેનાં તેજ સત્યો પરિપકવ બુદ્ધિ અને ઉંડી સમજથી તે હવે ગ્રહણ કરવા લાગ્યો. બાલ્યાવસ્થામાં

ગ્રહેલાં સત્યો ઉપર યુવાવસ્થામાં સંશય રૂપી છારી વળી રહી હતી તે શ્રીરામકૃષ્ણની પવિત્ર સંનિધિમાં નાશ પામી અને તેનાં તેજ સત્યો બુદ્ધિ અને તર્કની કસોટિએ ચ્હડી વધારેને વધારે દિવ્ય ભાસવા લાગ્યાં. હવે વખતો વખત પોતાનું અંતઃકરણ અનેક પવિત્ર લાગણીઓથી ઉભરાઇ જતું નરેન્દ્રને ભાસતું અને સમાધિની દશામાં જાણે કે ઘસડાઇ જતું હોય તેમ તેને લાગતું. જ્યારે નરેન્દ્રનો આત્મા આમ ખીલી ઉઠતો ત્યારે તે ભક્તિરસથી પૂર્ણ એવાં ભજનો ઉપરા ઉપરી ગાવામાં ગરક થઇ જતો. તે ગાયાજ કરતો અને તેના આત્માની ઉન્નત દશાનું ભાન સ્વાભાવિક રીતે સર્વને થઇ રહેતું. તે ગાયાજ કરતો અને તેનો સમસ્ત પવિત્ર આત્મા ભજનની ધૂનમાં પરોવાઇ રહેતો. તેનો સાદ શ્રોતાઓનાં હૃદયને ઉછાળી મૂકતો. આસપાસ સર્વત્ર આધ્યાત્મિક પવિત્રતાની પ્રભા પથરાઇ રહેતી અને શ્રીરામકૃષ્ણ સમાધિમાં આવી જતા !

વખતો વખત તેને લાગતું કે દક્ષિણેશ્વર આધ્યાત્મિકતાનું સ્થળ છે. આ સ્થળમાં ઉદ્ભવતી પવિત્ર લાગણીઓ અને શ્રીરામકૃષ્ણના સહવાસથી ઉત્પન્ન થતી આધ્યાત્મિક ચેતનાની ઉન્નત ઉર્મિઓથી હિંદુધર્મની સત્યતા અને શ્રીરામકૃષ્ણની મહત્તાને સ્વીકાર્યા વિના તેને છુટકોજ ન હતો.

આ પ્રમાણે અંગ્રેજી કોલેજનો અશ્રદ્ધાવાન વિદ્યાર્થી નરેન્દ્ર હવે શ્રદ્ધાવાન બની રહ્યો. પાશ્ચાત્ય વિદ્યાનો વિલાસી હવે વેદાંતના સત્યોમાંજ આનંદ માનવા લાગ્યો. હિંદુ જીવનને વખોડનાર અને પાશ્ચાત્ય પ્રજાઓના રીતારવાજનો બચાવ કરનાર નરેન્દ્ર હવે ખરેખરો હિંદુ બની રહ્યો. સઘળી પ્રજાઓનું અસ્તિત્વ, સંરક્ષણ, તેમનું દીર્ઘાયુ પણ આ મહાન આર્યધર્મવડેજ રહેશે; ઉપનિષદોનાં મહાન સત્યોવડેજ અખિલ વિશ્વમાં શાંતિ, પ્રેમ અને દયાભાવ પ્રસ-

રશે, તે સત્યોના અધ્યયનથીજ સઘળી પ્રજાઓ એક બીજાની સાથે હસ્તમેળાપ કરશે, ટુંકામાં વેદાન્ત ધર્મજ સમસ્ત જગતનું આદર્શ થવાને યોગ્ય છે, એમ નરેન્દ્રનું દઢપણે માનવું થયું અને હિંદુધર્મ અને ભારતવર્ષ વિષે અત્યંત પ્રેમની લાગણીઓથી તેનું હૃદય ઉછાળા મારી રહ્યું.

જ્યારે પહેલીજવાર શ્રીરામકૃષ્ણે નરેન્દ્રને "अहं ब्रह्मास्मि" નો અર્થ સમજાવવા માંડયો ત્યારે નરેન્દ્ર બોલી ઉઠયો હતો કે "હું પ્રભુ છું, શિવ છું," એમ કહેવું એ ઈશ્વરનું અપમાન કરવા બરાબર છે! શ્રીરામકૃષ્ણે જ્યારે તેને કહ્યું કે આપણો આત્મા અને પરમાત્મા એકજ છે, ત્યારે નરેન્દ્ર કેવળ સ્તબ્ધજ બની ગયો હતો અને તે કહેવા લાગ્યો હતો કે "એમ હોયજ નહિ! એ ખોટું છે!"

પરતુ આ વિષયમાં શ્રીરામકૃષ્ણનું જીવંત દષ્ટાંત નરેન્દ્ર માટે અતિશય ઉપકારક થઇ પડયું હતું. આત્મા અને પરમાત્માની એકતા વિષે વાત કરતાં શ્રીરામકૃષ્ણ કોઇ કોઇવાર નિર્વિકલ્પ સમાધિમાં આવી જઇ આ પરમ સત્યની સત્યતાનો અનુભવ પોતાનાજ દાખલાથી પ્રત્યક્ષ કરાવતા. સવિકલ્પ—ભાવસમાધિમાં આવતા એ વેળાએ તેઓ બ્રહ્માનંદ—આત્માનંદમાં ડૂબતા અને નિર્વિકલ્પ દશામાં આવતાં તો શરીરનું સઘળું ભાન ભૂલી જઇને માત્ર સત્—ચિત્—આનંદની મૂર્તિરૂપેજ તે સર્વને ભાસતા.

શ્રીરામકૃષ્ણે નરેન્દ્રને બ્રહ્મનું ખરૂં સ્વરૂપ સમજાવનાર શાસ્ત્રોનું અધ્યયન કરવાનું કહ્યું હતું ત્યારે નરેન્દ્રે તે વાંચવાની ના પાડી હતી. પરંતુ પરમકૃપાળુ અને ધીરજવાન શ્રીરામકૃષ્ણે તેને ધીમે રહીને કહ્યું કે "તું મને તો વાંચી સંભળાવીશને? ભલે, તું તેમાં ધ્યાન આપતો નહિ!" ત્યારેજ નરેન્દ્રે તેમ કરવાની હા પાડી હતી. ઘણી વખત આવી યુક્તિઓ શ્રીરામકૃષ્ણે રચી હતી અને ઘણી વખત નરેન્દ્રે આમ પોતાની

મરજી વિરૂદ્ધ શાસ્ત્રો વાંચી સંભળાવ્યાં હતાં. આમ વાંચતે વાંચતે તેનો ઉચ્ચ અધિકારયુક્ત પવિત્ર આત્મા, બ્રહ્મનાં વર્ણનો, બ્રહ્મના વિચારો અને બ્રહ્મવિષેની ઉક્તિઓમાં ગરક થઇ જતો. તે વર્ણનો તેના આત્મામાં ઉંડાં પેશી જતાં અને તેનો આત્મા બ્રહ્મના વિચારોથી ઉછળી રહેતો. આમ શ્રીરામકૃષ્ણની યુક્તિથી અનાયાસે નરેન્દ્રના મનમાં વેદાન્તના સિદ્ધાંતો ઉતર્યા હતા અને આત્મસાક્ષાત્કારની લગની લાગી હતી.

"આ સઘળું બ્રહ્મ છે. જે દૃશ્ય છે અને જે અદૃશ્ય છે; જે જ્ઞાત છે અને જે અજ્ઞાત છે; સ્વર્ગ, મૃત્યુલોક; વેદ અને જે વેદ નથી તે પણ; જે આદિ છે અને જે આદિ નથી તે પણ; એ સઘળુંજ બ્રહ્મ છે. અખિલ વિશ્વ બ્રહ્મ છે. સત્ય બ્રહ્મ છે અને સઘળું બ્રહ્મ છે. બ્રહ્મ શિવાય બીજાું કંઇ છેજ નહિ. આત્મા પણ બ્રહ્મ છે અને પરમાત્મા પણ બ્રહ્મ છે. દેવતાઓ પણ બ્રહ્મ છે. જે આ અનુભવે છે તેજ પરમ વસ્તુને પામે છે; તેજ ઇંદ્રિયો અને બુદ્ધિની મોહજાળમાંથી ખરેખરો છૂટે છે. જેવી રીતે સર્પ પોતાની જુની કાંચળી ઉતારી નાંખે છે તેવી રીતે તે સર્વ બંધનોને કહાડી નાંખે છે, અને પોતે દિવ્ય-બ્રહ્મ-બની રહે છે" ઉપનિષદો આમ કથે છે. જેમ જેમ નરેન્દ્ર આવા ઉચ્ચ વિચારો વાંચતો ગયો તેમ તેમ તેનો સંસ્કારી આત્મા આ જગતના તુચ્છ પદાર્થો અને વાસનાઓથી ઉંચે ને ઉંચે ઉડતો ગયો. શ્રીરામકૃષ્ણ તો એવા પ્રસંગો વંચાતાં ભાન ભૂલી જતા અને સત્-ચિત્-આનંદ સ્વરૂપ તે બની રહેતા. ઉપનિષદો જે મહાન સત્યોને કથી રહ્યાં છે તે સત્યો આ પરમાવસ્થાનીજ ઉક્તિઓ અને ઉર્મિઓ છે. તેનાં તેજ સત્યો શ્રીરામકૃષ્ણ તેવી ઉર્મિઓમાં વારંવાર આવી જઇને ઉચ્ચારતા અને નરેન્દ્ર તેનું શ્રવણ કરતો, મનન કરતો અને નિદિધ્યાસન કરતો. આમ ઉપનિષદોનું અધ્યયન અને બ્રહ્મનિષ્ઠ

શ્રીરામકૃષ્ણના આચરણની એકતા સધાતી અને તે એકતાના સાક્ષાત દર્શનથી ચકિત થતો થતો નરેન્દ્ર સર્વ શાસ્ત્રોનું, સર્વ ઉપનિષદોનું, સર્વ વેદાન્તનું રહસ્ય ગ્રહણ કરતો. આધ્યાત્મિક વાતાવરણની પવિત્રતા આવી રીતે તેનામાં આવી રહી. હવે તે સંસારની તુચ્છ વાસનાઓથી સદાને માટે મુકત થઇને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, અવિનાશી આત્માનુંજ રટણ–ધ્યાન કરવા લાગ્યો! **शिवोहम् शिवोहम्। ब्रह्मसत्यम्, जगन्मिथ्या। अयं आत्मा ब्रह्म।** તેના મનમાં—હૃદયમાં—આત્મામાં જાગૃતમાં, સ્વપ્નમાં, નિદ્રામાં સર્વત્ર એજ નાદ ચાલી રહ્યો.

પરણવાનો તિરસ્કાર તો તેને નાનપણથીજ હતો તે હવે પૂરેપૂરો દ્દઢ થઇ તેને લાગ્યું કે તેનો જન્મ સંન્યાસી થવાને માટેજ છે અને તેનું ધારવું અનેક જન્માક્ષર જોનારા જોશીઓના તેમજ હસ્તરેખાદિ બાહ્ય ચિન્હો જોઇ ભવિષ્ય ભાખનારા ભવિષ્યવેત્તાઓના કથનને મળતુંજ હતું.

## પ્રકરણ ૧૮ મું—નરેન્દ્રની યોગ્યતા.

આગલાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે શ્રીરામકૃષ્ણ જેવા મહાત્માનાં પવિત્ર ચરણ સેવીને નરેન્દ્રે વેદાન્તનો અભ્યાસ કર્યો હતો તથા તેનાં તત્ત્વો ગ્રહણ કર્યાં હતાં. સૌ વાદમાં અદ્વૈતવાદ હવે નરેન્દ્રને ઘણોજ પ્રિય થઇ પડયો હતો. તે વાદની પ્રૌઢતા, તેમાંથી મળતું મનોબળ, તેના અભ્યાસથી ઉત્પન્ન થતી અભયતા, **शोकं तरति आत्मवित्, मोहं तरति आत्मवित्। नायं आत्मा बलहीनेन लभ्यो। अभयं वैजनक प्राप्तोसि॥** વગેરે ઉપનિષદ વાક્યો નરેન્દ્રના હૃદયમાં ઉંડાં ઉતરી જઇને તેને સંપૂર્ણ અદ્વૈતવાદી બનાવી દીધો.

અદ્વૈતવાદનાં સત્યો અજેય છે; અદ્વૈતવાદ સર્વ તત્ત્વજ્ઞાનનો શિરોમણી છે અને તેના વગર મુક્તિ નથી; એમ તે નિઃશંકપણે માનવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે "મારી શ્રદ્ધા એવીજ હોય કે જગત બ્રહ્મ રૂપ છે તેમાં બ્રહ્મરૂપે સઘળું હુંજ કરી રહ્યો છું અને મારા નસીબનો કર્તા હુંજ છું" તો પછી સઘળું સારૂંજ છે. સંસારના દુઃખમાંથી નીકળવાનો એકજ માર્ગ છે, તેનું આશ્વાસન એકજ છે, કે જગત અને બ્રહ્મનું અદ્વૈત સાધવું; અથવા આ સઘળું પરબ્રહ્મજ છે, જગત છેજ નહિ, એમ દૃઢ માનવું અને આત્મા પરમાત્માનું એકત્વ અનુભવવું. શ્રીરામકૃષ્ણ આનંદથી આ વાત સાંભળી રહ્યા.

આ પ્રમાણે શ્રીરામકૃષ્ણની અગાધ પવિત્રતા અને બોધની અસર નરેન્દ્રના તનમાં અને મનમાં રૂવે રૂવે વ્યાપી રહી. શ્રીરામકૃષ્ણરૂપી અદ્વૈતવાદની સાક્ષાત્ મૂર્તિ નિહાળવાથી અને તેનાં અગાધ સત્યોનું ચિંતન કર્યા કરવાથી નરેન્દ્રના ચ્હેરા ઉપર પણ ઉચ્ચ ભાવોને દર્શાવનારાં ચિન્હ દેખાવા લાગ્યાં. "શ્રીરામકૃષ્ણનો શિષ્ય છું" એ વિચારથી તે હવે ગર્વ ધરવા લાગ્યો. હવે તેનો બાહ્ય દેખાવ પ્રભાવશીલ જણાવા લાગ્યો. રસ્તામાં ચાલતો હોય તે વખતે ઘણા માણસો તેની શાંત પ્રભાથી અંજાવા લાગ્યા. તેના મુખ ઉપર અદ્ભુત તેજ છવાઇ રહ્યું. તેનું વિશાળ લલાટ તેની બુદ્ધિનો પ્રભાવ દર્શાવી રહ્યું. તેનું બહોળું વક્ષઃસ્થળ તેની હિંમત, ધીરજ અને નિડરતા પ્રગટ કરી રહ્યું.

નરેન્દ્રે વિપત્તિના દિવસો જોયા હતા અને આ વિપત્તિ દર્શનને લીધે તેનામાં જનદયાની લાગણી દૃઢ થઇ રહી હતી, અદ્વૈતવાદના બોધથી આ લાગણી એટલી તો વધી ગઇ હતી કે તેના પરિણામ રૂપે આ બહોળા વક્ષઃસ્થળની અંદર અમાનુષી પ્રેમ, અગાધ ભ્રાતૃભાવ અને સમસ્ત જગતનું કલ્યાણ કરવાની વૃત્તિ ઉછળી રહ્યાં હતાં. તેની આંખો કમળના પુષ્પ જેવી લંબગોળ અને દીર્ઘ હતી અને

તેની અંદર એક પ્રકારનું અદ્ભુત શાંત તેજ ઝળકી રહ્યું હતું. તેનાં વિશાળ નેત્રો, તેની દીર્ઘદષ્ટિ અને સૂક્ષ્મ બુદ્ધિ દર્શાવતાં હતાં. એક પ્રકારની કોમળતા તેમાં જણાતી. કવચિત્ તે નેત્રો એકી નજરે જોઇ રહેતાં. કવચિત્ તે વધારે પ્રકાશિત બની જતાં અને દૃષ્ટાની ચંચળ બુદ્ધિ અવલોકન શક્તિ અને તીવ્ર લાગણીઓનું ભાન કરાવતાં.

નરેન્દ્રના સમાગમમાં આવનાર મનુષ્ય પ્રથમ તેનાં અલૌકિક નેત્રોથી અંજાતો અને જાણે કે નરેન્દ્ર તેના અંતરાત્મામાં ઉંડો પેશી તેના મનના વિચાર જાણી જતો હોય તેમ સામા માણસને ભાસ થઇ જતો! તેનાં નેત્રોથી તેના આખા મુખની કાન્તિ દીપી ઉઠતી. હમેશાં તે ખરા અંતઃકરણથી બોલતો અને બોલતો ત્યારે આસપાસનું ભાન ભુલી જઇને કથનના વિષયમાંજ ગરક થઇ જતો. જંગલમાં વસનાર સિંહ જેમ અત્યંત સ્વતંત્રતા ભોગવે છે, અને છુટથી અહીં તહીં ફરે છે, તેમ નરેન્દ્ર અત્યંત માનસિક સ્વતંત્રતા ભોગવતો અને તેના બાહ્ય દેખાવમાં સિંહના જેવું સુંદર, ભવ્ય અને સ્વતંત્ર ચલન દેખાઈ આવતું. કોઇપણ પ્રકારની નિર્બળતા, નિષ્ફળતા, નિરાશા કે અસ્થિરતાને તે હસી કહાડતો અને તેમને સ્થાને નૈતિક ધૈર્ય, ઉત્સાહ, આશા અને સ્થિરતા તે દર્શાવતો. તેના માનસિક બળને લીધે તેનામાં એક પ્રકારનું અદ્ભુત શારીરિક બળ આવ્યું હતું અને તેથી કરીને તેનો બાંધો મજબુત અને ભવ્ય દેખાતો હતો. તે ચાલતો ત્યારે છાતી બહાર નીકળી આવતી અને ટટ્ટાર, સિધ્ધો તથા જુસ્સાદાર જણાતો. આ પ્રમાણે નરેન્દ્રનું મુખ, તેનું લલાટ, નેત્રો, આખું શરીર, તેના અગાધ ચારિત્રનું પ્રતિબિંબ બની રહ્યાં હતાં.

સામાન્ય મનુષ્યોની દૃષ્ટિએ નરેન્દ્ર એક બળવાન, જુસ્સાદાર અને સંસાર તરફ બેદરકાર જેવો દેખાતો હતો; પણ જરાક બારિકીથી તપાસનાર મનુષ્યને સમજાતું હતું કે તે ઘણીજ લાગણીવાળો

અને મહાન વિચારક હતો, તે પોતાના વિચારોમાં એટલો તો મશગુલ થઈ જતો કે બીજાઓને મન તે બેદરકાર જ ભાસતો! તેના મનમાં મચી રહેલો મહાન વૈરાગ્યભાવ જગતના તુચ્છ પદાર્થો તરફ નિસ્પૃહતા ઉપજાવી તે પદાર્થોના મોહમાં ફસી રહેલા માનવ સમાજ પ્રત્યે તેના મનમાં દયાભાવ ઉત્પન્ન કરતો અને સમસ્ત જગતનું કલ્યાણ સાધવાના વિચારોમાં તેને ગરક કરી નાંખતો. એ ભાવ તેને એવો તો ગરક કરી નાખતો કે જેના આડે સંસારનું ને તેના શરીરનું પણ ભાન તે ભૂલી જતો. કોઇપણ વસ્તુનો કે વ્યક્તિનો, ચારિત્રનો કે બનાવનો પુરેપુરો ઉંડો અભ્યાસ કરવો એ નરેન્દ્રનો સ્વભાવ હતો. ક્ષણે ક્ષણે તેના મુખ ઉપર જુદી જુદી લાગણીઓનો આવિર્ભાવ જણાઇ આવતો. પણ જેમ સમુદ્રની સપાટી ઉપર અનેક તોફાનો ચાલી રહે છે, અનેક મોજાઓ આવે છે અને જાય છે, તેમ તેના મનમાં અનેક લાગણીઓ ખડી થતી, અનેક ઉથલપાથલો થઇ રહેતી, જગતના સુખ દુઃખના વિચારો આવતા અને જતા, તેના ઉપર અનેક આફતો પણ પડતી, પણ તેનો અંતર આત્મા જરાયે ડગતો નહીં, તે તેની તેજ સ્થિતિમાં શાંતિ ભોગવતો અને તે પોતાના અડગ નિશ્ચયથી જરાક પણ ચલિત થતો નહીં. તેનામાં એક અલૌકિક વાત તો એ હતી કે એક ક્ષણે તે એક મહાન વિચારકની માફક જગતના મહાન પ્રશ્નો ઉપર વિચાર કરતો અને વાદ કરતો તે જણાતો, અને બીજીજ ક્ષણે એક ન્હાના બાળક જેવો નિરભિમાની, સાદો, સરળ, પ્રેમાળ, સૌ જોડે હળતો, મળતો, ભળતો અને ગમતી જણાતો. તેનામાં મોટી વયે પણ આ ગુણ કાયમનો કાયમજ રહ્યો હતો. તેના શિષ્યો અને ગુરૂભાઇઓ આ મહાન ઉપદેશકમાં એક બાળક જેવો સરળ, આનંદી અને ગમતી સ્વભાવજ ઘણે ભાગે જોતા અને આશ્ચર્ય પામતા. ઘણીક વખત તેઓ તેને એક બાળક જેવોજ

ગણતા. આમ એક તરફ એક મહાન વિચારકનાં અગાધ બુદ્ધિ સામર્થ્ય અને દીર્ઘ દૃષ્ટિ દર્શાવી, એક મહાન પુરૂષના ઉચ્ચપદે જઇને તે વિરાજતો અને બીજીજ ક્ષણે તે પદેથી નીચે ઉતરી એક પ્રેમાળ બાળકની મિષ્ટતા, નિરભિમાનીતા, પ્રેમ અને ભાવથી જગતના સામાન્યમાં સામાન્ય મનુષ્યને પણ ભેટતો-ઉચ્ચ વિચાર અને સાદુ જીવન -મહાપુરૂષની ઉચ્ચ ભાવનાઓ અને બાળકની નિરાભિમાનીતાનો સુયોગ પોતાના જીવનથી જગતને તે દર્શાવી આપતો. એક ખીલેલા કમળની સુવાસ જેમ આસપાસ પ્રસરી રહે તેમ નરેન્દ્રના વિકસિત આત્મા-ચારિત્ર-ની સુવાસ આસપાસ પ્રસરી રહી અને તેના મિત્રો તેની ધાર્મિકતાથી ધાર્મિક બનવા લાગ્યા. તેનું ચારિત્ર અને વક્તૃત્વ સર્વને મ્હાત કરવા લાગ્યાં. જનરલ એસેમ્બ્લીઝ ઇન્સ્ટીટ્યુશન નામની સંસ્થામાં એક સમાજ હતી તેનો નરેન્દ્ર સભાસદ હતો. તે સમાજમાં નરેન્દ્ર તત્ત્વજ્ઞાન ઉપર અનેક ચર્ચાઓ કરતો અને તેની અસર તેના મિત્રો ઉપરાંત તે સંસ્થાના પ્રીન્સીપાલ ઉપર એટલી બધી થઇ રહી કે તે પ્રીન્સીપાલ કહેવા લાગ્યા "નરેન્દ્ર તત્ત્વજ્ઞાનનો મોટો અભ્યાસી છે. જર્મન અને ઇંગ્લીશ યુનિવર્સિટિઓમાં પણ એના જેવો બુદ્ધિશાળી વિદ્યાર્થી એકે નથી."

જગતના નેતા થવાને જેઓ સરજાયા છે તેઓને તેમની ભાવી મહત્તાનું ભાન સહજ હોય છે. પોતાની વિદ્યાર્થી દશામાં પણ નરેન્દ્ર પોતે ભવિષ્યમાં એક મહાપુરૂષ થશે એમ ધારતો. તેના મિત્રોને તે કહેતો કે "બહુમાં બહુતો તમે વકીલ, દાક્તર કે જડજ થશો! જુઓ! મારે માટે હું મારા ભાવી જીવનની રૂપરેખા આંકું છું." આમ કહી ઘણાજ જુસ્સાથી તે પોતાના ભાવી જીવનની ધારણાઓ દર્શાવતો.

જો નરેન્દ્ર સંન્યાસી થયો નહોત તો તે એક મહાન રાજદ્વારી પુરૂષ, વકીલ, સંસારસુધારક કે વક્તા તરિકે બહાર પડયો હોત અને

ઘણી સમૃદ્ધિ અને સતા ભોગવવાને શક્તિમાન થયો હોત. પણ તેનાં જન્મસિદ્ધ સાધુતા અને વૈરાગ્ય આ સર્વને તુચ્છ ગણાવતાં, અને તેને પોતે ધનીક થવા કરતાં ધનવાન લોકોને નિર્ધન અને દુઃખી મનુષ્યો તરફ દયા, ભાવ અને લાગણી દર્શાવવાનો બોધ કરવાનું, દ્રવ્ય પ્રાપ્ત કરવા કરતાં ગરિબોને દ્રવ્યનાં સાધનો કરી આપવાનું, જગતના સ્વાર્થી ધનવાન બનવા કરતાં પરમાર્થિક સાધક સાધુ થવાનું, સર્વને ત્યાગ, આત્મભોગ અને પવિત્રતાનો ઉત્તમ બોધ અને દાખલો આપવાનું, રે, સમસ્ત જગતનું ઐહિક અને પારમાર્થિક હિત સાધવાનું અને અખિલ વિશ્વનું કલ્યાણ કરવાનું મહાન કાર્ય માથે લેવાનું શિખવી રહ્યો હતો.

વિપત્તિનો અનુભવ થવાથી નરેન્દ્રનું અંતઃકરણ દયાર્દ્ર બની દુઃખી તરફ અત્યંત લાગણીથી જોતું હતું. શ્રીરામકૃષ્ણની આધ્યાત્મિકતાએ તેનામાં નિરભિમાનીતા, સરળતા અને સત્યનો વાસ કરાવ્યો હતો.

શ્રીરામકૃષ્ણ નરેન્દ્ર વિષે કહેતા કે નિરાકાર પરબ્રહ્મજ હવે નરેન્દ્રનું આદર્શ છે. તે એક વીર પુરૂષ છે. ઘણાએ ભકતો આવે છે પણ એના જેવો એકે નથી. કેટલીક વખત હું સર્વની તુલના કરૂં છું. મને માલમ પડે છે કે જ્યારે એક ભક્ત દસ પાંખડીવાળા કમળ જેવો છે અને બીજો ભક્ત સો પાંખડીવાળા કમળ જેવો હશે, ત્યારે નરેન્દ્ર તો હજાર પાંખડીવાળા કમળ જેવો છે." વળી કોઇ અન્ય સમયે તે કહેતા "નરેન્દ્ર સપ્તર્ષિમાંનો એક છે. નરેન્દ્ર નર નારાયણમાંનો નર છે. નરેન્દ્ર કોઇપણ પદાર્થને વશ નથી. વિષય તરફ તેને આસક્તિ નથી. તે નિઃસંગ છે. તે ખરો નર છે. જ્યારે શ્રોતાંજનોમાં નરેન્દ્ર હોય છે ત્યારે મારૂં મન ઘણુંજ ઉત્સાહી બને છે. નરેન્દ્ર એક ઉચ્ચ અધિકારવાળો યુવાન છે, તે ઘણા વિષયોમાં નિષ્ણાત છે. સંગીતમાં અને વાદ્યકળામાં અને જ્ઞાનની અનેક શાખાઓમાં

નરેન્દ્ર પ્રવીણ છે. તે મિતાહારી છે અને સત્ય વકતા છે. તે જાણે છે કે એકલો પરમાત્માજ સત્ય છે અને જગતના પદાર્થો મિથ્યા છે, માટે તેના ઉપર આસક્તિ રાખવી નહીં. નરેન્દ્રમાં ઘણા સદગુણો છે."

ટુંકમાં કહેતાં ગુરૂ અને શિષ્ય એક ઢાલની જાણે કે બે જુદી દેખાતી બાજુઓ હોય તેમ બની રહ્યા હતા. શ્રીરામકૃષ્ણનાં તપ, યોગ, આચરણ, સાધના, આચાર અને વિચાર નરેન્દ્રમાં ઉતર્યા હતા. એટલો ફેર અવશ્ય હતો કે જૂના સમયના શ્રીરામકૃષ્ણ પોતાના વિચાર જૂની પ્રણાલિકા પ્રમાણે દર્શાવતા અને આધુનિક સમયનો નરેન્દ્ર—વિવેકાનંદ—તેના તેજ વિચારો—સત્યો—નવા વિચારના મનુષ્યોને અનુકૂળ થવાને નવા વિચારના સ્વરૂપમાં પ્રગટ કરતો. જનસમૂહના કલ્યાણમાં આડે આવનાર કાચ્ચન અને કામિની ઉપર જય મેળવી શ્રીરામકૃષ્ણે દક્ષિણેશ્વરમાં આત્માનું રાજ્ય સ્થાપ્યું હતું અને આ રાજ્ય નરેન્દ્રને સઘળી પૃથ્વી ઉપર ફેલાવવાનું હતું. આધ્યાત્મિક જ્ઞાનના મહાસાગરમાં શ્રીરામકૃષ્ણે ઉંડી ડુબકી મારી હતી અને તેમાંથી તેમણે જે ખજાનો બહાર કહાડયો હતો તે ખજાનો સમસ્ત જગતને નરેન્દ્રે બતાવવાનો હતો. શ્રીરામકૃષ્ણ સ્વાનુભવની મૂર્તિ હતા, નરેન્દ્રે તે અનુભવના વકતા બનવાનું હતું. આથી કરીને નરેન્દ્રના—વિવેકાનંદના ચારિત્રને સમજવાનું શ્રેષ્ઠ સાધન શ્રીરામકૃષ્ણના ચારિત્રનું યથાર્થ જ્ઞાનજ છે.

શ્રીરામકૃષ્ણની પવિત્ર સંનિધિમાં એક ક્ષણવાર પણ બેસવાનું ધન્ય ભાગ્ય! અહો! નરેન્દ્ર જેવા થવાનું—તેના જેવી ઉચ્ચ ભાવનાઓ હૃદયમાં ધરવાનું મહદ્ ભાગ્ય! પવિત્ર ગંગા નદીને કિનારે આવેલા દક્ષિણેશ્વરના એકાન્તવાસમાં સર્વત્ર શાંતિ, ધાર્મિકતા, પવિત્રતા પ્રસરી રહ્યાં હતાં. અહીઆં સંસારની તુચ્છવાસનાઓને દૂર કરી આત્માનીજ કથા ચાલી રહી હતી. લોક કથા, સમાજ કથા, રાજ્ય કથા કે ભોજન કથાનું નામ પણ અહીઆં લેવાતું નહી!

આત્માનુંજ વર્ણન અહીંઆં અપાતું હતું ! આત્માનીજ વાણી અહીંઆં બોલાતી, આત્માનુંજ શ્રવણ અહીંઆં આત્મવડે કરાતું, આત્માજ આત્મા સાથે વિહાર કરતો, આત્માનાજ પ્રદેશમાં ઉડાતું, આત્માનાજ શબ્દો બોલાતા અને આત્માનોજ ઘોષ સર્વે વાતાવરણમાં વ્યાપી રહ્યો હતો ! ઉપનિષદ્ કહે છે **आत्मानं विज्ञानी हि अन्यां वाचं विमुञ्चथा ।** અહીંઆં બેસનારનો આત્મા ઉન્નત થતો અને તે મનુષ્ય આત્માના પ્રદેશમાં ઉડી રહેતો.

આવા પવિત્ર વાતાવરણની પવિત્ર લહરીઓથી અનેક પાપીઓ પલટાયા છે. અનેક વિપથગામીઓએ પોતાના જીવનના માર્ગો બદલ્યા છે. અનેક દુષ્ટોએ પોતાની દુષ્ટતા તજી છે અને સાધુ માર્ગે પ્રવર્ત્યાં છે. શ્રીરામકૃષ્ણ પાપીઓ તરફ પણ અત્યંત ભાવથી જોતા. પાપીઓ પણ તેમની પાસે આવતા. શ્રીરામકૃષ્ણ એમ માનતા કે પાપીઓની પાપબુદ્ધિ પણ ફેરવી શકાય અને તેને અમુક માર્ગે વાળીને ઉપયોગી બનાવી શકાય. દરેક મનુષ્યમાં–દુષ્ટ મનુષ્યમાં પણ સાધુતાનાં બીજ રહેલાં છે. આવા સર્વ સામાન્ય પ્રેમથી નરેન્દ્ર ચકિત થતો. ઘણા પ્રકારના મનુષ્યો શ્રીરામકૃષ્ણ પાસે આવતા અને કોઇને કોઇ રીતે તેમના રંગથી રંગાઇને જતા. આથી નરેન્દ્ર ઘણોજ અચંબો પામતો !

ધર્મની આવશ્યકતા, તેનો વિજય, માનવ જીવનની સાર્થકતા, વગેરે વિષયોનાં ઉંડાં રહસ્ય સાદામાં સાદી વાણીથી સમજાવાતાં હતાં. શિષ્યોનાં હૃદયને ઉચ્ચ શિક્ષણ મળતું ચાલી તે વિકાસને પામતાં હતાં. હિંદના અનેક ૠષિઓ, મુનિઓ, મહાત્માઓ, સાધુઓ, સંતો અને ભકતોની જીવન પોથીઓનાં પાનાં એક પછી એક ઉકેલાતાં હતાં. કવચિત શ્રીરામચંદ્રનો મહિમા વર્ણવાતો હતો. એક પત્ની, એક વચન, એક બાણનું માહાત્મ્ય શ્રોતાઓનાં મગજમાં ઉતા-

રાતું હતું. શ્રી રામચંદ્રનું સત્યશીલ જીવન, અત્યંત ધાર્મિકતા, પિતૃવત્સલતા, શ્રીરામ–આજ્ઞાધારક પુત્ર, ભલો, પ્રેમી અને વિશ્વાસ પાત્ર પતિ–ન્યાયી, દયાળુ અને પ્રજાપાળક રાજા–જેની નોકરી, ચાકરી, સેવા કરવાનું પણ મહદ્ ભાગ્ય ગણાતું હતું, રે, જેને માટે જીવનો પણ ભોગ આપવો એ મોક્ષ પ્રાપ્તિજ મનાતી હતી- તેવા શ્રીરામ–પ્રાતઃકાળનું નામ–જેના પવિત્ર નામ સ્મરણથીજ આ લોક અને પર લોકનું હિત સધાય–તેવા શ્રીરામચંદ્રનું ચરિત્ર અનેક ભાવથી ચિતરાતું હતું અને તેના શ્રવણમાં શિષ્યોનું ચારિત્ર ઘડાતું હતું. જનકની પુત્રી શ્રી જાનકી–ભગવતી શ્રી જગદંબા-જેણે અનેક કષ્ટો વેઠી પતિ સાથેજ વનવાસમાં રહેવાનું વધારે પસંદ કર્યું–તે સીતા–સતી, પતિવ્રતા જેના શિયળ વ્રતની જ્યોતિની જવાળા એટલી તો પ્રચંડ ફેલાઇ રહી હતી કે તે એકલી–અનાથ–અબળા છતાં પણ તેના નિવાસ સ્થાન અશોકવાટિકામાં દુષ્ટ રાવણ પોતાનો પગ મુકતાં બળ્યો બળ્યો થઇ રહેતો હતો! સ્વામી વિવેકાનંદ જાતેજ કહેતા કે જગતના પ્રાચીન અર્વાચીન ઇતિહાસનાં પાનાં ઉથલાવો પણ બીજી સીતા તમને મળશેજ નહી. સીતા તો સમગ્ર સંસારમાં એકજ થઇ છે!

છેવટે ભજન કીર્તન થતું અને શ્રીરામકૃષ્ણ તેમાં મુખ્ય ભાગ લેતા લેતા ભાવ સમાધિમાં આવી જતા.

આમ મહાસતી સાધ્વી સીતાના જીવનની ઉંડી છાપ શિષ્યોના હૃદય પટ ઉપર કોતરાતી હતી. કવચિત શ્રીકૃષ્ણનું અલૌકિક જીવન, ભક્ત વત્સલતા, સખાભાવ, સંસારી છતાં પરમ વૈરાગ્ય, યોગ, પરાક્રમ, ગીતામાં વર્ણવેલો અનુપમ બોધની ઉંડી અસર સર્વના હૃદયપર કરાતી હતી. કવચિત શંકરાચાર્યની મહાબુદ્ધિમત્તા, શ્રી ચૈતન્યનો ભક્તિભાવ, કબીરનું વિશાળ હૃદય અને ગુરૂ નાનકનું જ્ઞાનબળ–આમ એક પછી એકનો ચિતાર શ્રોતાઓના મગજમાં ખડો કરા-

વાતો અને સર્વનાં હૃદય આશ્ચર્ય અને ઉત્સાહથી ઉછળી રહેતાં! મહાભારત અને રામાયણના નરવીરો–યુધિષ્ઠિર, અર્જુન, ભીષ્મ, રાવણ, હનુમાન, વગેરેનાં પરાક્રમોનાં શ્રવણથી સર્વનાં હૃદય ચકિત થતાં! સઘળા શિષ્યો શ્રીરામકૃષ્ણને વીંટળાઇને બેસતા અને વાર્તાલાપ કરતા! સમસ્ત આર્ય જીવન–ધાર્મિક, સામાજીક, ઐતિહાસિક–અહીઆં ચિતરાતું, ભજવાતું અને તેના ભાવ પૂર્ણ સંસ્કારો શિષ્યોનાં હૃદય ઉપર ચીતરાઈ રહેતા. શ્રીરામકૃષ્ણ ક્વચિત ક્વચિત અપૂર્વ સ્વાનુભવનું કથન કરતા અને શ્રોતાઓ બ્રહ્માનંદના રસમાં ઝબકોળાઇ તરબોળાઇ રહેતા! છેવટે મુસલમાન ફકીરો, જિસસ ક્રાઇસ્ટના અનુયાયીઓ અને ગુરૂ નાનકના ચેલાઓ પણ શ્રીરામકૃષ્ણની પાસે આવતા. બંગાળાનો પ્રસિદ્ધ નાટકકાર ગિરીશબાબુ કે જેણે પોતાનું જીવન જેમ ફાવે તેમ સંસારની મોજમઝા ભોગવવામાંજ ગાળ્યું હતું તે એક દિવસ શ્રીરામકૃષ્ણની પાસે આવ્યો. શ્રીરામકૃષ્ણ મહાકાળીના મંદિરમાં હતા અને શ્રીકાળીની સ્તુતિ કરી રહ્યા હતા. તેમનો સાચો ભાવ જોઇને ગિરીશબાબુ બોલી ઉઠ્યો "આ માણસ ગમે તો એક પક્કો ઠગ હોય કે સાધુ હોય!" ગિરીશબાબુએ શ્રી રામકૃષ્ણને સાધુ તરીકે કેવી રીતે ઓળખ્યા અને તે તેમનો શિષ્ય કેવી રીતે બની રહ્યો એ કથા ઘણી લાંબી છે. એક દિવસ ગિરીશબાબુ અત્યંત ભાવ ભક્તિથી શ્રીરામકૃષ્ણને પુછવા લાગ્યો કે "મારે તરવાનો કંઇ ઉપાય છે?" શ્રીરામકૃષ્ણે કહ્યું "તમે ભગવાનનું યા મારૂં નામ દરરોજ સાચા ભાવથી ત્રણ વખત લેજો." એટલું પણ નહી બની શકે એમ જ્યારે ગિરીશે જણાવ્યું ત્યારે શ્રીરામકૃષ્ણે તેને બે વાર નામ લેવાનું કહ્યું. તેની પણ ના પાડી ત્યારે એકવાર લેવાનું કહ્યું અને તેની પણ ના પાડી ત્યારે શ્રીરામકૃષ્ણે કહ્યું કે તું જે જે કરે તે સઘળું પ્રભુનેજ સમર્પિ દે. આમ ગિરીશબાબુ કે જે એક-

વાર પણ શ્રીરામકૃષ્ણનું નામ લેવાની ના પાડતો હતો તે દિવસમાં ક્ષણવાર પણ તે નામના રટણ વગર રહેતો નહી અને આખરે "શ્રીરામકૃષ્ણ" એમ મુખે બોલતો બોલતો મૃત્યુને વશ થયો હતો. શ્રીરામકૃષ્ણનો આવો અલૌકિક પ્રભાવ હતો. બંગાળાના પ્રસિદ્ધ પુરૂષો, વૈદ્યો, દાકતરો, વકીલો, ગ્રંથકારો, લેખકો, પ્રોફેસરો, ધર્મગુરૂઓ, સર્વ શ્રીરામકૃષ્ણની પાસે આવતા અને તેમને નમતા. સર્વ તેમની પરિક્ષા કરતા. તેમની સમાધિ જોતા! અને તેમનો સાચો ભાવ જોઇને આધ્યાત્મિકતા વિષે ઉંચો અભિપ્રાય બાંધતા.

આ સઘળું જોઇને નરેન્દ્ર ચકિત થતો. શ્રીરામકૃષ્ણ વિષે તેનો પૂજ્યભાવ વધતો. તેમને તે કોઇ અલૌકિક પુરૂષ ધારતો. આવા મહાન પુરૂષના વ્હાલા શિષ્ય થવાના મહદ્ ભાગ્યને તે હવે સમજવા લાગ્યો. તે નમ્રતાથી બોલવા લાગ્યો "મારા ગુરૂ આગળ હું તે કોણ માત્ર?" આ નમ્રતા નરેન્દ્રમાં સર્વદા રહેલી જણાતી અને મોટી વયે પણ જ્યારે તેને યશ મળતો ત્યારે તે યશ પોતે પોતાને માથે લેતો નહી; પણ પોતાના ગુરૂનું નામ આગળ કરી તેનેજ તે અર્પણ કરી દેતો.

સંસારમાં ધનાઢ્ય લેખાતા અને મોટી પદવીએ ચઢેલા પુરૂષોથી શ્રીરામકૃષ્ણ જરાક પણ અંજાતા નહી કે તેમના તેજમાં તણાતા નહી. એક ધનાઢ્ય પુરૂષને તે કહેતા "કીડાઓથી ખવાઇ ગયેલા, જુના પુરાણા સંસારમાં લુબ્ધ થયેલા ગૃહસ્થ તમે છો!" બીજા એક પ્રજાના નેતા થઇને ફરનાર પુરૂષને તેમણે કહ્યું કે "લોકો તમને મોટા ગણે છે, પણ હું તમને મોટા ગણતો નથી. તમે હલકા મનના માણસ છો." આમ શ્રીરામકૃષ્ણની પાસે સંસારના ધનવાનો, સત્તાધીશો અને સ્વાનુભવ વગરના મોટા પંડિતોની મોટાઇ નભતી નહિ.

સ્વામી વિવેકાનંદનું જીવન ચરિત્ર જો આપણે બારિકીથી

તપાસીએ તો આપણને માલમ પડશે કે શ્રીરામકૃષ્ણના સઘળા ગુણોની તે હાલતી ચાલતી મૂર્તિજ બની રહ્યા હતા. ન્હાનો નરેન્દ્ર મોટી વયે અન્ય સ્વરૂપમાં દેખાતો શ્રીરામકૃષ્ણજ હતો. આમ ગુરૂ અને શિષ્યનો અભેદ સધાયો હતો. શ્રીરામકૃષ્ણની સંનિધિમાં મનુષ્ય સ્વભાવના અનેક રંગોનું અવલોકન કરવાનો નરેન્દ્રને પ્રસંગ મળ્યો હતો અને મનુષ્ય સ્વભાવનું આ બારિક નિરીક્ષણ તેને આગળ ઉપર ઘણુંજ કામ લાગ્યું હતું.

શ્રીરામકૃષ્ણે એક વખત આપેલો બોધ અને પોતે આપેલો જવાબ નરેન્દ્ર વારંવાર યાદ કરી તેમના હૃદયની વિશાળતા તે મનમાં ધારણ કરતો. શ્રીરામકૃષ્ણે એક વાર કહ્યું હતું કે "ધાર્મિક મનુષ્યોની વિરૂદ્ધ સંસારી મનુષ્યો અનેક રીતે બોલે છે, પણ ધાર્મિક મનુષ્યોએ રસ્તામાં ચાલતા હાથીની માફક વર્તવું જોઇએ. હાથી પાછળ કુતરાં ઘણાંએ ભસે છે, પણ હાથી તેની દરકાર ન કરતાં પોતાને રસ્તે ચાલ્યોજ જાય છે." લોકો તારૂં ભુંડું બોલે તો તું શું કરે?" નરેન્દ્રે સરલ ભાવે જવાબ આપ્યો "હું તેમને ભસતા કુતરાઓ ધારૂં." શ્રીરામકૃષ્ણ પુષ્કળ હસ્યા અને બોલ્યા "ના, ના, તારે એટલો બધો નીચો અભિપ્રાય બાંધવાનો નથી; તારે તેમની દરકાર કરવી નહી પણ દરેક મનુષ્યમાં નારાયણનું સ્વરૂપ જોવું. પરમાત્મા દરેક વસ્તુમાં વસે છે અને તેમાં રહી અનેક રીતે ક્રીડા કરે છે. એક સાધુ—નારાયણ હોય અને બીજો ખલ—નારાયણ હોય!"

સ્વામી વિવેકાનંદ તરીકે નરેન્દ્રે આ વિશાળ બોધને બરાબર અમલમાં મુક્યો હતો. કારણકે જ્યારે બીજા પંથના અનુયાયીઓ અને ક્રિશ્ચિયન પાદરીઓ તેમની અદેખાઇથી અત્યંત નિંદા કરતા હતા અને તેમની વિરૂદ્ધ અનેક પગલાં ભરતા હતા ત્યારે પણ શ્રીરામકૃષ્ણ પરમહંસનો સાચો શિષ્ય નરેન્દ્ર—વિવેકાનંદ તે સઘળું શાંત

પણે સહન કરી રહેતો અને તેમના પ્રયાસોને માત્ર હસીજ કહાડતો. તે સર્વ નારાયણનાં જુદાં જુદાં સ્વરૂપ છે એમ તે મનમાં લાવતો અને ઉલટો તેમને આશિર્વાદ દેતો. આમ શ્રીરામકૃષ્ણના બોધને તે અનુસરતો અને પોતાના વિશાળ હૃદયથી વેદાન્ત ધર્મની મહતા, સત્યતા અને વ્યવહારીકતા સૌના મનમાં ખડી કરતો.

એક વખતે શ્રીરામકૃષ્ણ સાથે નરેન્દ્ર જુદા જુદા ધર્મો વિષે વાદવિવાદ કરતો હતો. કેટલાક પંથોની ખામીઓ બતાવીને તે તિરસ્કાર કરવા લાગ્યો. શ્રી રામકૃષ્ણ તેના તરફ પ્રેમથી જોવા લાગ્યા અને બોલ્યા "મારા દિકરા, દરેક ઘરને પછવાડે પણ એક બારણું હોય છે. જો કોઇની મરજી હોય તો તે પાછલે બારણેથી પણ ઘરની અંદર કેમ ન પેસે! પણ હું તારી પેઠે સ્વીકારૂંછું કે આગલે બારણેથી પેસવું એ શ્રેષ્ઠ છે," આ પ્રમાણે બોધ કરવાની યુક્તિથી નરેન્દ્ર આશ્ચર્ય પામ્યો. અમુક ધર્મ સારો અને અમુક ખોટોજ એવા સાંકડા વિચાર તેના મનમાંથી ખસવા લાગ્યા. ક્રિશ્ચિયનો માને છે કે દરેક મનુષ્ય પાપી છે. શ્રી રામકૃષ્ણ આ સિદ્ધાંતને ઘણોજ વખોડતા અને તે સ્થાને "સર્વ મનુષ્ય પરબ્રહ્મ સ્વરૂપ છે" એવો વેદાન્તનો મહાન સિદ્ધાંત નરેન્દ્રના મનમાં દૃઢપણે ઠસાવતા.

શ્રી રામકૃષ્ણ સર્વ ધર્મ તરફ સમાનદષ્ટિ શિખવતા, પરમાત્મા તરફ ચિત્તને સર્વદા લગાડેલું રાખવું એજ જીવનનું કર્તવ્ય છે એમ તે કહેતા, સંસારના પદાર્થોની વાતથી તે કંટાળો ખાતા. કેટલાક સાંસારિક મનુષ્યો તેમની પાંસે સંસારની વાત કરતા જોઇને તે બોલી ઉઠતા "ઓ, માતા, આવાં મનુષ્યોને તેં મારી પાસે શા માટે આણ્યાં છે ?"

શ્રી રામકૃષ્ણના આધ્યાત્મિક જીવન અને ઉપદેશોથી નરેન્દ્રના જીવનમાં અદ્ભુત ફેરફાર થયા હતા. જ્યાં લીલું ઘાસ ઉગેલું હોય

તેવી જમીન ઉપર શ્રી રામકૃષ્ણ ચાલતા નહોતા. લીલા ઘાસમાં જીવ છે અને તેથા ઘાસને ઇજા થાય અને તેમાં રહેલો જીવ નાશ પામે એમ તે કહેતા. કોઇ અન્ય મનુષ્યને માર મારવામાં આવે તો તે જાણે કે પોતાનાજ શરીરને વાગે છે એમ કરીને એકદમ આંચકો ખાતા, શરીરને સંકોચતા અને અત્યંત દુઃખની લાગણી દર્શાવતા. ગરિબ અને દુઃખી મનુષ્યોને જોઇને તેમનો આત્મા કકળી ઉઠતો અને તેમનું દુઃખ મટાડવાને તે સર્વને વિનતિ કરતા તથા ઘેર ઘેર ફરીને પણ કોઇવાર તેને માટે યાચના કરતા.

સાચી સાધુતા, આત્મભાવ પ્રગટાવવામાં અને દીનદુઃખી-ઓના દુઃખે દુખી થવામાંજ રહેલી છે, એમ શ્રી રામકૃષ્ણનું ચરિત્ર સર્વને કહી રહ્યું હતું. પ્રભુપૂજામાં ઘડી બેઘડી ગાળવી અને પછી બધો વખત જગતના પ્રપંચમાં ડુબી રહેવું કે દુઃખીઓના દુઃખ તરફ ઉદાસીનતા દર્શાવવી એ તો પ્રભુપૂજાની મશ્કરી છે એમ તે કથી રહ્યું હતું. શ્રી રામકૃષ્ણ પોતાના જીવનથી આ બાબતમાં અદ્વૈતવાદી તેમજ પ્રભુ ભકત તરીકે અતિ ઉમદા દૃષ્ટાંત પુરૂં પાડીને દર્શાવતા હતા કે પૃથ્વી, પાષાણ, વૃક્ષ, તૃણ, પ્રાણી, મનુષ્ય, સર્વમાં એકજ જીવ, એકજ જીવન, એકજ આત્મા વ્યાપી રહેલો છે; આ સર્વ પરમાત્માનાં જુદાં જુદાં સ્વરૂપ છે; તેમના સુખે સુખી થાવ. તેમના દુઃખે દુઃખી થાવ. જગત પરમાત્માનું વિરાટ સ્વરૂપ છે જન સેવા વગર પ્રભુ સેવા અધુરીજ છે, તેમજ પ્રભુ ભક્તિના રંગથી રંગાયા વગરની જન સેવા પણ પરમ કલ્યાણની સાધક નથી.

**एकोदेवः सर्वभूतेषु गूढः सर्व साक्षि सर्व भूतोंतरात्मा ।**
**आत्मवत् सर्व भूतेषु यो पश्यति स पश्यति ॥**

આર્ય શાસ્ત્રોના આ અમૂલ્ય સિદ્ધાંતો શ્રી રામકૃષ્ણના જીવનમાં

મૂર્તિમંત થયેલા નરેન્દ્રે નિહાળ્યા, તે જીવનના બોધક બનાવો તેના હૃદયમાં કોતરાઇ રહ્યા, અને શ્રી રામકૃષ્ણની વિશાળ ભાવનાઓએ નરેન્દ્રના હૃદયને એટલું તો વિશાળ બનાવી દીધું કે જ્યારે તે સ્વામિ વિવેકાનંદ તરીકે બહાર પડ્યો ત્યારે તેણે શ્રી રામકૃષ્ણ મિશન એ નામની સંસ્થા સ્થાપી અને તેણે અને તેના શિષ્યોએ ભારતવર્ષનાં અનેક નિર્ધન, દુઃખી, નિરાધાર, વૃદ્ધ, રોગીષ્ટ, ક્ષુધાથી કે પ્લેગથી પિડાતાં કે કોઇ પણ પ્રકારની આધિ, વ્યાધિ કે ઉપાધિમાં કચડાતાં લાખો સ્ત્રી પુરૂષોને અનેક રીતે સહાય પહોંચાડી. પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વગર સ્વામી વિવેકાનંદે પ્લેગના દરદીઓની સારવાર કરી છે અને તેમને આશ્વાસન આપ્યું છે. નિર્ધન અને નિરાધારને માટે અનાથાશ્રમો ખોલ્યાં છે. રોગીઓને માટે દવાખાના ઉઘાડ્યાં છે. તેમણે અનેક પારમાર્થિક કામો કરી જગતને દર્શાવી આપ્યું છે કે શ્રી રામકૃષ્ણની માફક વિવેકાનંદ પણ आत्मवत् सर्व भूतेषु એ મહાન સિદ્ધાંતને પોતાના દરેક કાર્યમાં ક્ષણે ક્ષણે અનુસરે છે.

નરેન્દ્ર હવે શ્રી રામકૃષ્ણના અગાધ પ્રેમનું પાત્ર બની રહ્યો હતો. તે હવે ઉચ્ચ અધિકારી બન્યો હતો. શરીર અને આત્મા જુદાં છે એવું ભાન વારંવાર તેને થતું. તે ધ્યાન ધરતો અને ધ્યાનની અમુક અમુક દશાઓની સાબિતિઓ પણ તેને મળતી. ધ્યાનાવસ્થા તો તેની સ્વાભાવિક પ્રકૃતિજ બની રહી હતી. ચિત્તની એકાગ્રતા સધાઇ હતી આથી કરીને તે કોઇ પણ વિષયમાં ઘણોજ ઉંડો ઉતરી શકતો અને તેની ઉપર નવુંજ અજવાળું પાડતો.

પોતે પ્રાપ્ત કરેલી શક્તિઓ ખરી છે કે ખોટી તે હવે નરેન્દ્ર અજમાવી જોવા લાગ્યો. એક દિવસ તે પોતાના એક ગુરૂભાઇ (અભેદાનંદ) ઉપર પોતાની શક્તિ અજમાવવા લાગ્યો. દિવસ મહાશિવરાત્રીનો હતો. શિવપૂજન ચાલી રહ્યું હતું. ઘણા વખતથી ધ્યાન

ધરીને નરેન્દ્ર બેઠો હતો. ધ્યાનમાંથી ઉઠયા પછી તરતજ તે અભેદાનંદની પાસે જઇને બેઠો. તેને તેણે સ્પર્શ કર્યો. પોતાના સ્પર્શ માત્રથીજ અભેદાનંદને આત્માના આનંદની કાંઇક ઝાંખી ઉત્પન્ન કરાવવી એવો તેનો વિચાર હતો. આ બનાવ વિષે અભેદાનંદ લખે છે "નરેન્દ્રે મને સ્પર્શ કર્યો કે તરતજ મારા આખા શરીરમાં એક પ્રકારની જાદુઇ અસર વ્યાપી રહી. વિજળીનો પ્રવાહ જાણે કે ચાલી રહ્યો હોય તેમ મને લાગ્યું. તરતજ હું ઘણા ઉંડા ધ્યાનને વશ થઇ ગયો અને અવર્ણનીય આનંદની લહેરમાં મારા શરીર કે જીવનું પણ ભાન ભુલી ગયો." આ પ્રમાણે નરેન્દ્ર પોતાની શક્તિઓની ખાત્રી પણ કરી જોતો હતો. હજી તેને ઉંડી નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થતી નહોતી. તે સમાધિ પ્રાપ્ત કરાવવાને તે વારંવાર શ્રી રામકૃષ્ણને વિનતિ કરતો. શ્રી રામકૃષ્ણ વધારે વધારે સ્નેહથી તેને નિહાળતા અને કંઇ બોલતા નહિ. હજી પણ નરેન્દ્રને બીજું શિક્ષણ આપવાનું હતું અને ત્યાર પછી જ તેને સમાધિનો અનુભવ કરાવવાનો હતો.

## પ્રકરણ ૧૯ મું-કાશીપુરમાં ગળાયલા દિવસો.

શ્રીરામકૃષ્ણનું જીવન હવે વધુ સમય ટકે તેમ નથી એમ લાગવાથી દક્ષિણેશ્વરમાંથી તેમને કલકતે લાવવામાં આવ્યા અને કાશીપુરમાં આવેલા એક બગીચામાં રાખવામાં આવ્યા. તેમના શિષ્યો તેમની સેવા કરવા લાગ્યા. તેમની સેવા કરવી એ તેમને મન પ્રભુની પૂજાજ હતી. શ્રીરામકૃષ્ણને ગળા ઉપર એક ગુમડું થયું હતું અને તેમને બોલતાં અડચણ પડતી હતી. તે બોલતા ત્યારે લોહી દડદડ વહેતું. વૈદ્યો બોલવાની ના કહેતા. પણ ધાર્મિક પ્રશ્નો પુછવાને કોઇ પણ આવે તો તેમને નિરાશ નહિ કરવા એવો શ્રી રામકૃષ્ણનો આગ્રહ હતો.

આવી દયાળુતાને લીધે લોહી ઘણુંએ વહી જાય તો પણ તે તત્વજ્ઞાનની શંકાઓનું સમાધાન કર્યા વગર રહેતા નહિ.

દિવસે દિવસે તેમનું શરીર ઘસાવા લાગ્યું. તે હાડપિંજર જેવું થઇ રહ્યું. સર્વે ચિંતા કરવા લાગ્યા. નરેન્દ્ર સર્વ શિષ્યોમાં ન્હાનો હતો અને તે એકાંતમાં અશ્રુપાત કરવા લાગ્યો. નિરાશામાં પણ આશા રાખીને તે તેના ગુરૂ ઝટ લઇને સાજા થઇ જાય એમ ઇશ્વરને પ્રાર્થના કરવા લાગ્યો. શ્રી રામકૃષ્ણની માંદગીમાં તેમના યુવાન શિષ્યો પોતાનો અભ્યાસ છોડી દઇને અહર્નિશ તેમની સેવા કરવા લાગ્યા. તેઓમાંના કેટલાક ગ્રેજ્યુએટ હતા અને આગળ અભ્યાસ કરી રહ્યા હતા અને કેટલાક ઇન્ટર મિજીએટની પરિક્ષા આપવાની તૈયારી કરી રહ્યા હતા. તેઓ સર્વેએ અભ્યાસનો ત્યાગ કર્યો અને શ્રી રામકૃષ્ણની સંનિધિમાં રહી, તેમની સેવા કરી, તેમના બોધાનુસાર જીવન વહેવરાવાનું વધારે પસંદ કર્યું. તેઓનો દૃઢ આગ્રહ જોઇને પરમહંસે તે સર્વેને સંન્યાસની પ્રાથમિક દિક્ષા આપી. પરમહંસે તે સર્વેને ભીક્ષા માગી લાવવાનું કહ્યું. શિવ! શિવ! મુખથી બોલતા તે સર્વેએ ભગવા વસ્ત્ર ધારણ કર્યા અને હાથમાં કમણ્ડલ લઇને ભિક્ષા માગવાને નિકળી પડયા. તેઓ એકંદરે અઢાર જણ હતા. તેઓ સર્વ ઉચ્ચ જ્ઞાતિના અને ધનાઢ્ય માબાપોનાં સંતાનો હતા. આવા યુવાનોનો આવો વૈરાગ્ય જોઇને શ્રી રામકૃષ્ણ ખુશી થયા અને તેમને આશિર્વાદ આપ્યો.

ભગવાન બુદ્ધની માફક સર્વ શિષ્યો ઘેર ઘેર ભિક્ષા માગવા લાગ્યા. સાધુતાનો આ ખરો જુસ્સો હતો. વૈરાગ્યનો તે સાચો નમુનો હતો. ધન, દોલત, સત્તા, કુળ, સર્વસ્વનો તે સાચો ત્યાગ હતો. શ્રી રામકૃષ્ણ એક જ્યોતિ હતા અને તેમના શિષ્યો તે જ્યોતિના કિરણો હતાં. પોતાના વ્હાલા ગુરૂનું દુઃખ પોતાનાથી કેમ મટાડી શકાતું

નથી એ વિચારથી નરેન્દ્ર પોતાનું મગજ પટકી નાંખવા લાગ્યો. તેમનું દુઃખ મટાડનાર કોઈ દેવતા પણ છે કે નહિ એ શોધવાને "શ્રીરામ શ્રીરામ" એમ મુખેથી પોકારતો તે આખા ઘરમાં ફરવા લાગ્યો. દેહનો અંત હવે પાસે આવ્યો છે એમ જાણી શ્રી રામકૃષ્ણે નરેન્દ્રને પાસે બોલાવ્યો અને કહ્યું "આમ કરવાથી શો ફાયદો છે? તારા જેવાજ પોકાર કરીને મેં બાર વરસ ગાળ્યાં હતાં. તે બાર વરસ એક પવનના સપાટાની માફક ચાલ્યાં ગયાં છે. તો પછી તારી એક રાત્રીના પ્રયત્નથી શું થવાનું છે?" આ સાંભળીને એક જણ બોલી ઉઠયો "તમે મોટા યોગી છો. તમે ધારો તો તમારી મેળેજ સાજા થઇ જાવ!" શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો "આ અપવિત્ર દેહ કે જે હાડકાનું એક પાંજરૂં છે તેમાં વધારે વખત જકડાઇ રહેવા તરફ મારા ચિત્તને હું શા માટે લગાડું?"

યુવાન નરેન્દ્રે હવે સંસારનો ખરેખરો ત્યાગ કર્યો હતો. દુનિયાદારીની વાસનાને તેણે દૂર કરી દીધી હતી. ભગવાં વસ્ત્ર તેણે ધારણ કર્યાં હતાં. તેની અમાનુષી શક્તિઓ ઉપરથી તેના ગુરૂએ તેનું નામ વિવેકાનંદ પાડયું.

કાશીપુરનો બાગ હવે એક મંદિર તેમજ એક મોટી પાઠશાળા બની રહ્યો હતો. વાતચિતમાં તત્ત્વજ્ઞાનનાં અણુએ અણુ જુદાં પડતાં ભક્તિ પરાકાષ્ટાએ પહોંચતી. સંગીત અને ભજનમાં કેટલોક સમય ગાળાતો અને નરેન્દ્ર પોતાના ગુરૂને કહેતો "દેવ, મારી બુધ્ધિ અને ચિત્તની સઘળી વક્રતા નાશ પામે એવું ઔષધ મને આપો" શ્રીરામકૃષ્ણ તેને ધ્યાન ધરવાનું કહેતા અને ધ્યાનમાં તે મસ્ત બની જતો. કવચિત્ શ્રીરામકૃષ્ણ તેને ભજન ગાવાનું કહેતા અને તે ભજનની ધુનમાં-પ્રભુની ભક્તિના રસમાં ડુબી રહેતો. નરેન્દ્રે હવે ઘણો વખત ધ્યાનમાંજ ગાળવા માંડયો.

પોતાના મંદવાડમાં પણ શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યને અનેક વાતોનાં રહસ્ય સમજાવતા અને દ્રઢ કરાવતા હતા. હિંદુધર્મનાં અનેક ગૂઢ સત્યો, તેના જુદાં જુદાં સ્વરૂપો, બાહ્ય ક્રિયાઓ અને તેના માર્મિક અર્થોને પોતાના શિષ્યના મગજમાં ઉતારતા હતા. કાશીપુરમાં આ પ્રમાણે દિવસો ગળાતા હતા. એક તરફ શ્રીરામકૃષ્ણની આત્મ-જ્યોતિ વધારે ને વધારે પ્રકાશિત બન્યે જતી અને બીજી તરફ નરેન્દ્રના વૈરાગ્યની ઉર્જ્વળ પ્રભા વધારે ને વધારે ખીલતી હતી.

શ્રીરામકૃષ્ણને અનેક શિષ્યો હતા. તેમાંના કેટલાકે સંન્યાસ દિક્ષા લીધી હતી. બાકીના ગૃહસ્થાશ્રમમાંજ રહ્યા હતા. સર્વે શિષ્યમાં નરેન્દ્ર મુખ્ય હતો. પણ એક રીતે જોતાં તેમના સર્વ શિષ્યમાં પ્રથમપદે વિરાજનારી શિષ્યા, શ્રીરામકૃષ્ણની પરિણત પત્ની—શ્રીમતી શારદાદેવી—હતી. શારદાદેવી બ્રહ્મચારિણી હતી. સર્વે શિષ્યોની માતા હતી. શ્રીરામકૃષ્ણને તે ગુરૂ તરીકે—નહીં કે પતિ તરિકે—માનતી. શ્રીરામકૃષ્ણની તે પત્ની છે એવો ભાવ પોતાના મનમાંથી શારદાદેવીએ કહાડી નાખ્યો હતો. શ્રીરામકૃષ્ણ પણ તેને પોતાની ધર્મની માતા તરિકેજ સમજતા! શારદાદેવી વિષે બોલતાં શ્રીરામકૃષ્ણ અતિ નમ્રભાવથી બોલતાઃ "તે સાક્ષાત્ દેવીનો અવતાર છે. તે મહામાયા—મા છે!" શ્રીરામકૃષ્ણે શારદાદેવીનો પરિત્યાગ કર્યો નથી તેમજ શારદાદેવી શ્રીરામકૃષ્ણને મુકીને કાંઇ આઘાં ખસ્યાં નથી. દક્ષિણેશ્વરમાં તે એક જુદા મકાનમાં બાજી શિષ્યાઓ સાથે રહેતાં. જેમ ભગવાન બુદ્ધ અને તેમની પત્ની—શિષ્યા યશોધરા—પતિ પત્ની ભાવ દૂર કરી, ગુરૂ શિષ્યનો સંબંધ ધરી રહ્યાં હતાં તેમજ ભગવાન શ્રીરામકૃષ્ણ અને શ્રી શારદાદેવી પણ માનુષી સંબંધ દૂર કરી ગુરૂ શિષ્યના પવિત્ર સંબંધથી જોડાઇ રહ્યાં હતાં.

શ્રી શારદાદેવીનો શ્રીરામકૃષ્ણ સાથેનો સંબંધ આવો હતો. આ સંબંધની સત્યતા વિષે એક શિષ્યે એક વખત મનમાં જરા શંકા

આણી. એક વખત મધ્યરાત્રીએ શારદાદેવી શ્રીરામકૃષ્ણની શુશ્રષા કરતાં જણાયાં. શંકાશીલ હૃદયવાળો તે શિષ્ય એ પ્રસંગ જોવા ગયો. પણ શ્રીરામકૃષ્ણ શારદાદેવીને "મા, મા," કહીને વાતચીત કરતા હતા. આ જોઇને શિષ્ય શરમાયો અને કેટલાક દિવસ સુધી તેણે પોતાનું મુખ બતાવ્યું નહીં. શ્રીરામકૃષ્ણે તેને બોલાવ્યો. તેના મનની વાત તે જાણી ગયા હતા તેથી તે બોલ્યાઃ "તેં શંકા ઉત્પન્ન કરી તે ઠીક કર્યું; તું મારી પરિક્ષા કરી જુએ નહીં ત્યાંસુધી શ્રદ્ધા કેવી રીતે રાખી શકે ?"

પોતાના ચારિત્રને માટે નરેન્દ્ર જેટલો ભુવનેશ્વરીનો આભારી હતો તેટલોજ તે શ્રીશારદાદેવીનો પણ આભારી હતો. શ્રીરામકૃષ્ણ પોતાની બ્રહ્મચારિણી પત્નીને હમેશાં જ્ઞાન ભક્તિનો ઉપદેશ આપતા. સર્વ શિષ્યોની તે "મા" થઇ રહ્યાં હતાં. શ્રીરામકૃષ્ણ સર્વને તેમના શિવ સ્વરૂપનું ભાન કરાવતા; શારદાદેવી દરેકમાં દૈવી સ્વભાવ જાગૃત કરતાં. આ પ્રમાણે શારદાદેવીએ ઘણાક યુવાનોને સંન્યાસને માર્ગે દોરી તેમના શિષ્યો બનાવ્યા છે. શ્રીરામકૃષ્ણના કેટલાક શિષ્યોએ તો તેમની આજ્ઞાથી શારદાદેવી પાસેથીજ સંન્યાસ દિક્ષા લીધેલી છે.

એક વખત શ્રીરામકૃષ્ણની ટીકાથી શારદાદેવીને જરાક લાગી આવ્યું અને તે રોતાં રોતાં ચાલ્યાં ગયાં. શ્રીરામકૃષ્ણે તેમને પાછાં લાવવાને એક શિષ્યને તેમની પાછળ મોકલ્યો અને કહ્યું કે જો તે રડશે તો હું ભક્તિ અને ધ્યાન ચુકી જઇશ.

ગુરૂ અને શિષ્યોના પવિત્ર ટોળામાં દેવીની માફક શ્રીશારદાદેવી વિરાજતાં હતાં. તે સર્વની સંભાળ લેતાં અને સર્વની ધાર્મિક ક્રિયાઓમાં મદદ કરતાં. સર્વના દુઃખે તે દુઃખી થતાં અને સર્વના આનંદમાંજ તેમનો આનંદ હતો. સર્વ શિષ્યો તેમનાં બાળક અને શારદાદેવી તેમની માતા હતાં. હિંદમાં ગુરૂપત્ની ગુરૂ તુલ્યજ ગણાય છે. શ્રીરામકૃષ્ણ મિશનના પ્રસિદ્ધ સંન્યાસીઓ શ્રીશારદાદેવીને ગુરૂ તરિકેજ

માનતા અને તેમનો દેહાન્ત સં. ૧૯૭૬ યા ૧૯૭૭ માં થયો ત્યાંસુધી આધ્યાત્મિક વિષયમાં તેમની સલાહ વારંવાર લેતા. તેમની આજ્ઞાનો ભંગ તેઓ કદી પણ કરતા નહિ. સ્વામી વિવેકાનંદ પણ વારંવાર તેમની સલાહ પુછતા અને ઘણાજ ભક્તિભાવથી તેમને ચરણે નમીને દરેક પ્રસંગે તેમનો આશિર્વાદ લેતા.

## પ્રકરણ ૨૦ મું–બુદ્ધગયાની યાત્રા.

જેમ જેમ શ્રી રામકૃષ્ણનો મંદવાડ વધતો ગયો તેમ તેમ સઘળા શિષ્યો વધારે ને વધારે જ્ઞાન, તપ, સાધના, યોગ વગેરેમાં પોતાનાં ચિત્તને પરોવવા લાગ્યા. એક વખત ભગવાન બુદ્ધ વિષે વાર્તા ચાલી રહી. નરેન્દ્ર તેનો ખાસ અભ્યાસી અને વક્તા હતો. તેણે બુદ્ધધર્મનો પાકો અભ્યાસ કર્યો હતો. બુદ્ધધર્મનાં પુસ્તકો, લલિત વિસ્તાર, ત્રિપિટિકા વગેરે તેણે વાંચ્યાં હતાં. બુદ્ધ વિષે ચાલતી અનેક દંતકથાઓનું અધ્યયન તેણે કર્યું હતું. જાણે કે બુદ્ધનો પરમ શિષ્ય હોય તેમ તે બની રહ્યો હતો. નરેન્દ્રમાં ખાસ કરીને એક ગુણ એવો હતો કે કોઇપણ બાબત હાથમાં લીધી કે તેને પુરેપુરી જાણવાને તે પ્રયાસ કરતો અને તેનું ઉંડામાં ઉંડું રહસ્ય તે શોધી કહાડતો અને તે રહસ્યને પોતાના જીવનમાં રગે રગે ઉતારતો. બુદ્ધની બુદ્ધિ, વિચારોની પ્રૌઢતા, સત્ય માટે અડગ નિશ્ચય, ઉત્કટ વૈરાગ્ય, વિશાળ હૃદય, અપૂર્વ દયાભાવ, મધુર ગંભીર અને તેજસ્વી મૂર્તિ, ઉચ્ચ નીતિ, સર્વનું મૂળ શોધવાની શક્તિ–આ સર્વથી નરેન્દ્રના આધ્યાત્મિક જીવન ઉપર ભારે અસર થઇ હતી. થોડો વખત તે અન્ય સઘળું મૂકી દઈ બુદ્ધનાજ ચિંતનમાં અને અભ્યાસમાં રહ્યા કર્યો. બુદ્ધના સમયના અદ્‌ભુત ચિતારો તે મનમાં ખડા કરવા

લાગ્યો. સત્યાન્વેષણ માટે કરેલા રાજ્યત્યાગને સંભારવા લાગ્યો અને ચક્રવર્તી અશોકના સુંદર મઠ અને વિદ્યાપીઠોનો સંપૂર્ણ ખ્યાલ મગજમાં આણવા લાગ્યો.

તે વારંવાર કહેવા લાગ્યો કે બુદ્ધનોજ સંન્યાસ ખરો હતો! અઢળક દ્રવ્ય, રાજદ્વારી દમામ, સત્તા, યુવતી સ્ત્રીનો પ્રેમ–આ સર્વનો ત્યાગ બુદ્ધે કર્યો, માટે એનો સંન્યાસ એજ ખરો સંન્યાસ. માનવ જાતિ પ્રત્યે અનુકમ્પા, સત્યાન્વેષણ માટે અડગ નિશ્ચય, દુઃખ, ભય કે મૃત્યુથી પણ નિડરતા–આ સર્વ વડેજ તે સાધુ બની રહ્યો હતો. રત્નજડિત આરસ પહાણથી બંધાવેલા મહેલમાં વસનારો, રાજ્ય વૈભવને ભોગવનારો, રાજપોષાક ધારણ કરનારો, હસ્તીદંતના પલંગમાં પોઢનારો અને મહાન દ્રવ્યના ભંડારો હાથ ધરનારો રાજાનો કુંવર એક સંન્યાસીની માફક જગતમાં વિચરતો–ભગવાન બુદ્ધ–નરેન્દ્રની કલ્પના સૃષ્ટિમાં પ્રત્યક્ષ દેખાવા લાગ્યો.

વાર્તા આગળ ચાલી. નરેન્દ્રનું હૃદય બુદ્ધના ચરિત્રથી વધારેને વધારે આનંદિત થવા લાગ્યું, વધારેને વધારે ઉછાળા મારી રહ્યું. ભગવાન બુદ્ધનું કઠોર તપાચરણ તેના મસ્તકને ચકડોળે ચઢાવવા લાગ્યું. તે ચકિત થયો. નરેન્દ્ર અને તેના ગુરૂભાઇઓપર ભગવાન બુદ્ધના દ્રઢ નિશ્ચયની બહુજ ઉંડી અસર થઈ.

" આ સ્થાનેજ મારૂં શરીર સુકાઇ જવા દો ! શરીરનાં માંસ અને અસ્થિ જુદાં પડી જવા દો ! પરમ સત્ય–જે મેળવવું ઘણુંજ કઠિન છે તે–મેળવ્યા વગર હું અહીંયાથી ઉઠનાર નથી ! " ભગવાન બુદ્ધના આ શબ્દોના ભણકાર સર્વ શિષ્યોના મનને વારંવાર હલાવી નાખવા લાગ્યા.

સર્વ શિષ્યોના મગજમાં બુદ્ધગયાનું પવિત્ર અને સુંદર સ્થાન તરી આવ્યું. અહીંઆં બેસીને–અસંખ્ય વિચારો અને ઇંદ્રિયોના

તુમુલ યુદ્ધની વચમાં, રાજ્ય વૈભવ, ઠાઠ અને સત્તાની લાલસા તરફ પુનઃ પુનઃ ધસડાઇ જતા ચિત્તના તર્ક વિતર્કની મધ્યમાં, પોતાનો નિશ્ચય ફેરવવાને મથનાર અનેક સંશયોની વિરૂદ્ધમાં–ભગવાન બુદ્ધે મન ઉપર જય મેળવ્યો, સત્યનું સંશોધન કર્યું. અને જુઓ–તે નરવીર–મહાન યોદ્ધો–ઈંદ્રિયજેતા, અખિલ વિશ્વનું કલ્યાણ કરવાને જગતત્રાતા બની બહાર પડયો. બુદ્ધગયાની યાત્રા કરવી, જે પવિત્ર સ્થાને બેસીને બુદ્ધે પરમ સત્યને જોયું ત્યાં બેસવું, આમ વિચાર કરતે કરતે સર્વ શિષ્યો આવેશમાં આવી ગયા અને ॐ **नमो भगवते बुद्धाय** એમ બોલી ઉઠયા ! પોતાના ગુરૂ શ્રી રામકૃષ્ણને ચરણે સર્વ નમવા લાગ્યા. આ વખતે શ્રી રામકૃષ્ણ પણ બુદ્ધના સ્મરણથી બુદ્ધરૂપજ બની બુદ્ધ જેવીજ સમાધિ ધરી રહ્યા હતા !

નરેન્દ્રના આત્માને આટલાથીજ શાંતિ વળી નહિ. તેણે નિશ્ચય કર્યો કે બુદ્ધગયાની યાત્રા કરવીજ. બોધીવૃક્ષનાં દર્શન કરી તેની નીચે તેણે બેસવુંજ ! તેનો સામાન્ય સ્વભાવજ એવો હતો કે જે વાત તેણે એક વખત હાથમાં લીધી તેને તે પાર ઉતારવાનોજ ! તેણે જવાનો નિશ્ચય તો કર્યો, પણ શી રીતે જવાય ? ભગવાન શ્રી રામકૃષ્ણ માંદા હતા અને ગુરૂ ભાઇઓનો નરેન્દ્ર નેતા હતો. તેની સલાહ પ્રમાણેજ બધુંએ થતું હોવાથી બધાને આવી સ્થિતિમાં મુકીને શી રીતે જવાય ? પણ જવું તો ખરૂંજ ! બુદ્ધગયાની યાત્રા કરવી એ તેને મન એક મોટું ધાર્મિક શિક્ષણ હતું.

નરેન્દ્ર કોઇને કહ્યા કહાવ્યા વિનાજ નીકળી પડયો ! કયાં ગયો તે કોઇએ જાણ્યું નહિ. શિષ્યો પૂછપરછ કરવા લાગ્યા; પણ ભગવાન શ્રી રામકૃષ્ણ આ બાબતમાં ચુપજ રહ્યા અને શાંતપણે હસવા લાગ્યા. થોડીવારે બોલ્યાઃ " નરેન્દ્ર ગયો તેમાં શું થઈ ગયું ! જઇને પાછો આવશે. તેને અમુક વસ્તુનો જે સ્વાદ અહીંઆં લાગ્યો છે તે

સ્વાદ તેને બીજે કહીંએ મળશે નહિ.” શ્રી રામકૃષ્ણ મનમાં ખુશી થતા હતા કે નરેન્દ્ર બહારનો અનુભવ મેળવીને તેમને ઓળખવાને વધારે શક્તિમાન થશે.

નરેન્દ્ર સાથે બીજા પણ બે જણ ગયા હતા, આખે રસ્તે બુદ્ધ-ગયાના વિચારજ તેમના મનમાં રમી રહ્યા. રેલ્વે સ્ટેશનથી બુદ્ધગયા આઠ નવ માઇલ દૂર છે, એટલો રસ્તો તેમણે પગે ચાલી નાંખ્યો. રસ્તામાં પવિત્ર ફલ્ગુ નદીમાં સ્નાન કર્યું. રાત્રે તેઓ બુદ્ધગયા પહોંચ્યા. આખી રાત બુદ્ધના વિચારમાંજ તેઓ મશગુલ રહ્યા. સવારમાં બોધીસત્વના મંદિરમાં ગયા. ભગવાન બુદ્ધની મૂર્તિ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને નમ્યા. નિર્વાણનો બોધ કરનાર, પરમશાંતિના અગાધ મહા-સાગર, પરમ દયાળુ ભગવાન બુદ્ધની પ્રાચીન તેજસ્વી મૂર્તિ તેવીને તેવીજ ભવ્ય દશામાં તેઓ દેખવા લાગ્યા. નરેન્દ્ર અને તેના ગુરૂભાઇઓ તે મૂર્તિની આગળ સાષ્ટાંગ પ્રણામ કરી બેઠા, પદ્માસન વાળ્યું અને એકાગ્ર થઈ જઈ એક ચિત્તે ભગવાન બુદ્ધનું ધ્યાન ધરવા લાગ્યા.

બે કલાક સુધી તેઓ ધ્યાનમાં બેસી રહ્યા. પછી તેઓ મઠમાં ગયા. સાયંકાળનો સમય થતાં નરેન્દ્ર બોધીવૃક્ષની નીચે પડેલી શીલા–જેના ઉપર બેશીને ગૌતમબુદ્ધ નિર્વાણને પ્રાપ્ત કરી રહ્યા હતા તેની પાસે ગયો. ત્યાં બેશીને તે ચિત્તની એકાગ્રતા વધારે મેળવી શક્યો અને ધ્યાનની વધારે ઉચ્ચ દશાએ પહોંચ્યો. સમય સંધ્યાકાળનો હતો. સર્વત્ર શાંતિ ફેલાઇ રહી હતી. ગંભીર વિચારોથી નરેન્દ્રનું લાગણીવાળું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાંથી ચોધારાં અશ્રુ વહેવા લાગ્યાં! પોતાની પાસે બેઠેલા ગુરૂભાઇને ગળે હાથ નાંખીને તે ઘણા વ્હાલથી ભેટી પડ્યો. ગુરૂભાઈ ચમક્યો. નરેન્દ્રને તે આમ કરવાનું કારણ પુછવા લાગ્યો. પણ ઉત્તર કોણ આપે? નરેન્દ્ર ફરીથી ધ્યાનમાં ગરક થઇ ગયો. શું ભગવાન બુદ્ધનું ધ્યાન ધરતાં ધરતાં અત્યંત પ્રેમના

આવેશમાં આવી જઇ પાસે બેઠેલા ગુરૂભાઇને બુદ્ધનું અંગ ધારી ભેટી પડયો હશે ?

બુદ્ધગયામાં નરેન્દ્ર ત્રણ દિવસ રહ્યો. બુદ્ધદેવનાં ચરણકમળથી પવિત્ર થયેલાં સર્વ સ્થળ તે જોઇ વળ્યો. તેના ગુરૂભાઇઓ હવે શ્રી રામકૃષ્ણની પાસે જવાને આતુર થઇ રહ્યા. નરેન્દ્ર પણ મનથી શ્રી રામકૃષ્ણને સંભારતો અને અત્યંત ભાવથી નમતો, પણ હજી તેની મરજી વધારે પ્રવાસ કરવાની હતી. તેથી બંને ગુરૂભાઇઓ કલકત્તે પાછા ગયા અને નરેન્દ્રને પાછો બોલાવવા શ્રી રામકૃષ્ણને કહેવા લાગ્યા. શ્રી રામકૃષ્ણ બોલી ઉઠયા " આથી વધારે આગળ તે જશે નહિ. " ભગવાન રામકૃષ્ણના અનુપમ સહવાસથી વધારે વખત વિખુટા રહેવું એ ગાયથી વાછડું અલગ રહી શકે તોજ બની શકે. નરેન્દ્ર કલકત્તે પાછો આવ્યો, શ્રી રામકૃષ્ણના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે જે જે જોયું અને અનુભવ્યું તે સર્વેનું વર્ણન કર્યું. ગુરૂભાઇઓ તેને ભેટી પડયા. સૌ ગાવા લાગ્યા અને પ્રભુનું નામ લેતે લેતે નાચવા લાગ્યા.

## પ્રકરણ ૨૧ મું-નરેન્દ્રને નિર્વિકલ્પ સમાધિ.

નિર્વિકલ્પ સમાધિ ! પરબ્રહ્મમાં અવસ્થિતિ ! આત્માનો વાસ્તવ પ્રદેશ ! બ્રહ્માનંદમાં ગરક બની તેમાંજ લીન થવું-તન્મય બની જવુ ! પ્રાણ, મન, વિદ્યા, અવિદ્યા, દેશ, કાળ અને સર્વ કાર્ય કારણોથી પર-નિસ્ત્રૈગુણ્ય-સત્-ચિત્-આનંદમય થવું ! આત્માવડેજ આત્મામાં મગ્ન થવું ! જ્ઞાનોત્સેકવડે ચિજ્જડ ગ્રંથિને ભેદી નિજસ્વરૂપે થવું ! સર્વ વૃત્તિઓથી અને વસ્તુસ્થિતિઓથી પર એવી જે અનુભવાવસ્થા, કે જેને માટે "અનુભવ" કે "અવસ્થા" કે બીજા ગમે તે શબ્દો પણ અઘટિત હોઇને જેની યથાર્થ વ્યાખ્યા કે સ્વરૂપ કહેવાને વેદદ્રષ્ટાઓ

પણ છેવટે નેતિ નેતિ કહીને વિરમે છે તે અવસ્થા! અનેક ધન્ય-વાદ છે એના સુયોગ્ય સાધક જિજ્ઞાસુને અને અનેક પ્રણામ હો એમાં અનુભવસિદ્ધ નિષ્ઠા પામેલા કૃતકૃત્ય વક્તાને કે જેની વાણી બોધ કરતે કરતે મૂક બની જઈ ચિત્ત અચિત્ત ભાવ–તન્મયતાને પ્રાપ્ત થઇ જાય છે! ધન્ય છે એ અવસ્થાના ઉત્કટ અભિલાષી મહાભાગ નર શિરોમણી નરેન્દ્રને અને વારંવાર નમન હો એના મહા ઉપદેશક ણુ નારાય સ્વરૂપ મહર્ષિ રામકૃષ્ણદેવને!!

આપણા મહર્ષિઓએ શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂના સહવાસની આવશ્યકતા ભાર દઇને દર્શાવી છે તેનું કારણ એજ છે કે તેવા જીવનમુક્ત પુરૂષજ પોતાના ઉન્નત ચારિત્રથી, બ્રહ્મવાર્ત્તાથી અને તે કરતે કરતે આપોઆપ પ્રાપ્ત થઇ જતી સ્વરૂપાવસ્થિતિથી જિજ્ઞાસુની બુદ્ધિને બ્રહ્માભ્યાસ તરફ વાળી શકે છે; અનેક રીતે પ્રોત્સાહન તેમજ બળ આપી શકે છે; અને પરિણામે એ સ્વરૂપાવસ્થિતિને પ્રાપ્ત કરાવી કૃતકૃત્ય બનાવી મૂકે છે. નરેન્દ્રને એવાજ સુયોગ્ય પરમકૃપાળુ ગુરૂદેવ મળી ગયા હતા અને વધારે મહત્ત્વની વાત તો એ હતી કે તેણે છેવટ સુધી તેમની સેવા અને સમાગમ ચાલુ રાખ્યો હતો.

ભગવાન શ્રીકૃષ્ણે જાતેજ અર્જુન જેવા સદાચારી અને બલિષ્ટ પુરૂષને અનેક પ્રકારે તત્ત્વજ્ઞાન સમજાવ્યું હતું અને વિરાટ સ્વરૂપનું દર્શન કરાવીને તે જ્ઞાનમાં તેમજ ઉપદેશક તરીકેની પોતાની યોગ્ય-તામાં તેને શ્રદ્ધા ઉપજાવી હતી; તોપણ તેનું દઢ પરિણામ તો એ સમયનો તેનો વિષાદ દૂર થઇને તેને પોતાના તત્કાલિન ધર્મરૂપ યુદ્ધમાં જોડવા પુરતુંજ હતું. યુદ્ધ ધર્મથી નિવૃત્ત થયા પછીથી તે એ તત્ત્વજ્ઞાનને પાછું તાજું તથા સંસય રહિત કરીને નિદિધ્યાસન-ધ્યાન દ્વારા પરદશાને પ્રાપ્ત થઇને કૃતકૃત્ય બની રહે તેટલા માટે તેમણે વધારામાં તેને ઉપદેશ્યું હતું કે,–

तद् विद्धि प्रणिपातेन परि प्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनः तत्त्वदर्शिनः ॥

અર્થાત જ્ઞાની અને તત્ત્વદર્શિ પુરૂષોને પ્રણામ, પ્રશ્ન અને સેવા કરીને તે તત્ત્વજ્ઞાનને અને તત્ત્વદર્શનને તું સિદ્ધ કરજે.

બાધક વસ્તુસ્થિતિઓ અને કર્મોથી ઉપરામતા રૂપ વૈરાગ્ય અને સાધક વસ્તુસ્થિતિઓ તથા કર્મોના સેવનરૂપ અભ્યાસ આ બન્ને અતિ મહત્વની બાબતોમાં એ પ્રકારના સજ્જન સંગથી જે અસામાન્ય સહાય સહજે મળી આવે છે તે બીજી કોઈપણ રીતે મળવી કઠિન છે.

ઉપર જણાવી તેવી પરાવસ્થાને ક્ષણ માત્ર પણ પ્રાપ્ત થનાર મનુષ્ય જે અડગ નિશ્ચયનો, જીવનમુક્તિનો અને કૃત કૃત્યતાનો ભાગી બની રહે છે; તેનો જિજ્ઞાસુને કાંઇ પણ ખ્યાલ આપવા માટે નીચલા બે શ્લોક ઠીક ઉપયોગી છે.

स्नानं तेन समस्ततीर्थ सलिले सर्वापि दत्तावनि-
र्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ।

અર્થાત જેનું મન બ્રહ્મચિંતન કરતે કરતે ક્ષણ માત્ર પણ તેમાં સ્થિરતાને પામે ( નિર્વિકલ્પ દશાને પ્રાપ્ત થાય ) તેણે સર્વ તીર્થમાં સ્નાન કર્યું; સંપૂર્ણ પૃથ્વિનું દાન કર્યું; હજાર યજ્ઞ કર્યા; સર્વ દેવતાઓનું પૂજન કર્યું; સંસારમાંથી પોતાના પિતૃઓનો ઉદ્ધાર કર્યો; અને ત્રણે લોકમાં પૂજ્ય પણ તેજ પુરૂષ છે.

**कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन।**
**अपार संवित्सुख सागरेऽस्मिंल्लीनं परे ब्रह्मणि यस्य चेतः॥**

અર્થાત્ અપાર જ્ઞાન તથા સુખના સાગર સ્વરૂપ આ પરબ્રહ્મને વિષે જેનું ચિત્ત લીન થયું છે, તે જે કુળમાં અવતર્યો તે કુળ પવિત્ર છે. જે જનનીને પેટે તે જન્મ્યો તે જનની કૃતાર્થ છે. જે ભૂમિપર તે વસે છે તે ભૂમિ પુણ્યવાન છે.

એવા પરમાત્મ સાક્ષાત્કારને પામેલા પુરૂષોજ જગતમાં મહાન ધર્મસ્થાપક, પ્રતિભાશાળી આચાર્ય અથવા અમોઘ ઉપદેશક બની શકે છે. રાજા કે નેતાના પદ ઉપર તેઓ હોય તો તે પદને પણ દીપાવે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ એવી મહદ્ કોટીના પુરૂષ હોવાથીજ તેઓ જગતનું અસામાન્ય કલ્યાણ કરી શકતા હતા અને તેમનો સહવાસ તેમજ સદુપદેશ એટલો બધો અસરકારક નિવડતો હતો. નરેન્દ્ર જેવા પ્રતિભાવાન, સંસ્કૃત અને અંગ્રેજીના સુજ્ઞાતા, પાશ્ચાત્ય શિક્ષણના રંગથી રંગાયેલા, અને નાસ્તિકપણાની હદે પહોંચી ચૂકેલા યુવકને ચૂસ્ત વેદાંતિ, સર્વ ધર્મપ્રેમી, અને કૃત કૃત્ય જીવન્મુક્ત બનાવવાને એવી અસામાન્ય યોગ્યતાને લીધેજ તેઓ સફળ થઇ શક્યા હતા.

શ્રી રામકૃષ્ણની સમાધિ કોઇવાર સવિકલ્પ થતી તો કોઇવાર નિર્વિકલ્પ થતી. કેટલીક વખત તો માત્ર ભાવસમાધિજ તેમને પ્રાપ્ત થતી. કોઇ વખત અમુક લાગણી કે ઉર્મિરૂપેજ તે પ્રગટ થતી તો કવચિત તે માતા કાલી જોડેજ વાર્તાલાપ કરતા જણાતા ! તેમની આ અનેકવિધ સમાધિ જોઇને શિષ્યો ચકિત બની જતા. નરેન્દ્ર પણ આશ્ચર્ય પામતો. તેના મનમાં થતું કે આવી સ્થિતિને પ્રાપ્ત કરવી એજ જીવનનો ખરો હેતુ છે; એજ ખરો પુરૂષાર્થ

અને કર્તવ્યનો અવધિ છે. તેણે નિશ્ચય કર્યો હતો કે આવી સ્થિતિ પ્રાપ્ત કરવીજ જોઇએ. એ પ્રાપ્ત થયા વિનાનું બધુંજ નકામું! શ્રી રામકૃષ્ણની માફક તેણે પણ સમાધિસ્થ થવુંજ જોઇએ ! જે શ્રી રામકૃષ્ણે પ્રાપ્ત કર્યું છે તે સર્વ તેણે પ્રાપ્ત કરવુંજ જોઇએ ! તેણે નિર્વિકલ્પ સમાધિ મેળવવીજ જોઇએ! શ્રી રામકૃષ્ણ પાસેથી હવે નરેન્દ્રને છેલ્લામાં છેલ્લું જે મેળવવાનું હતું તે આ નિર્વિકલ્પ સમાધિજ હતી. જે નિર્વિકલ્પ સમાધિ અનેક તપ અને શ્રમ વેઠીને શ્રી રામકૃષ્ણે પ્રાપ્ત કરી હતી તે જાણે કે કોઇ ખાવા પીવાની વસ્તુ હોય તેમ નરેન્દ્ર માગતો હતો ! જ્યારથી અદ્વૈતવાદમાં તેણે પ્રવેશ કર્યો ત્યારથી તે આ સમાધિની માગણી કરી રહ્યો હતો. બ્રહ્મભાવને પ્રાપ્ત કરાય, આત્મદર્શનવડે ભવાટવીના કારણ રૂપ કારણ શરીર—જીવ ભાવ સદાને માટે નષ્ટ થઇ જાય, સર્વ બંધનોના મૂળ રૂપ જે અનાત્મ પ્રત્યેનો આત્મભાવ તે અહંભાવનો મન વાણીથી અતીત આત્મ પ્રદેશમાં લય થાય—આવી પ્રાર્થના નરેન્દ્ર શ્રી રામકૃષ્ણને કરી રહ્યો હતો.

નરેન્દ્રે અનેક આંતર બાહ્ય વસ્તુસ્થિતિઓનાં દર્શન કર્યાં હતાં. અહંબ્રહ્માસ્મિના નિદિધ્યાસન વડે તેનો આનંદમયકોષ ખીલી ઉઠીને તેને ભાવસમાધિ—સવિકલ્પ સમાધિ અનેકવાર આવી જતી. પણ તે સર્વ નામ રૂપાત્મક માયીક પ્રદેશજ ગણાય. નરેન્દ્ર તે સર્વથી પર એવી નિસ્ત્રૈગુણ્ય—માયાતીત—નિજાત્મ વસ્તુના સાક્ષાત્કારને ઇચ્છી રહ્યો હતો. ચિદ્ શક્તિરૂપી અગાધ મહાસાગરમાં ડુબકી મારી તેનો તળસ્પર્શ કરી આત્માનુભવરૂપી અનુપમ ખજાનો હાથ કરી લેવાનો તેનો નિશ્ચય હતો. ઉપનિષદોનાં રહસ્યનો એ પ્રકારનો સાચો અનુભવ ન કરાય તો સર્વ શ્રમ અને માનવ જન્મ વૃથાજ ગયો, એવી તાલાવેલી તેને લાગી રહી હતી. તેમાં વળી શ્રી રામકૃષ્ણના વધતા

જતા મંદવાડે તેને અધીરો બનાવી મૂક્યો હતો.

શ્રી રામકૃષ્ણ આગળ હવે તો બસ એજ વાતની તે હઠ લઇ બેઠો! સઘળા શિષ્યોને નરેન્દ્રની માગણી ઘણીજ અશક્ય જણાવા લાગી; પણ તેઓ હજી તેના અધિકારને સમજી શક્યા નહોતા. અંતરાત્માના જે ઉચ્ચ પ્રદેશમાં—જે એકાગ્રતામાં અને જે અંતિમ આનંદમય કોષમાં નરેન્દ્રનો અંતરાત્મા ઉડી રહ્યો હતો ત્યાં સુધી તેમના આત્માઓ હજી પહોંચી શક્યા નહોતા.

એક તરફ શ્રી રામકૃષ્ણ વધારેને વધારે અશક્ત થતા જતા હતા અને બીજી તરફ ઉતાવળમાં પડી ગએલો નરેન્દ્ર વધારેને વધારે અભ્યાસ કરતો ચાલી પોતાની આધ્યાત્મિક શક્તિને ખીલવ્યે જતો હતો. જાણે આધ્યાત્મિકતાની એક મહાજ્યોતિ હોય તેવોજ તે દેખાતો હતો. તે એક સિંહની માફક ચાલતો. શ્રી રામકૃષ્ણે તેને અભયદાન આપી મૂક્યું હતું કે "શ્રી જગદંબાની માયા પણ તને નુકશાન કરી શકનાર નથી." તેઓ જે જે સાધન અને અભ્યાસ બતાવતા તે નરેન્દ્ર તન્મયતાથી સાધતો; પરંતુ છેવટના ફળને માટે હવે તે અત્યંત અધીર બની રહ્યો હતો. એક રાત્રે બગીચામાં ધુણી સળગાવીને તે આખી રાત તેની પાસે એજ વાતની ચિંતામાં બેસી રહ્યો. એ પછી એક દિવસ તે અધીર બનીને શ્રી રામકૃષ્ણ પાસે ગયો અને બહુ બહુ વિનવીને કહેવા લાગ્યોઃ "દેવ, મને નિર્વિકલ્પ સમાધિ આપો." શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યોઃ "જ્યારે હું સાજો થઇશ ત્યારે તું માગીશ તે આપીશ" અધીર નરેન્દ્ર ભોળાભાવેજ બોલી ઉઠ્યો "પણ તમે મરી ગયા તો પછી મને શું મળશે!"

શ્રી રામકૃષ્ણ બોલી ઉઠ્યા "ફરી કહે, ફરી કહે, તારે શું જોઇએ છીએ? નરેન્દ્રે જવાબ આપ્યો "મહારાજ, અઠવાડીયામાં શુકદેવજીની માફક પાંચ છ દિવસ સુધી સમાધિસ્થ રહું અને પછી પાછો થોડાક

સમય ઉત્થાનને પામું અને પાછો ફરીથી સમાધિમાં લીન થાઉં એમ કરો. ” શ્રી રામકૃષ્ણ નરેન્દ્રના ઉચ્ચતર અધિકારને અને મહા અલિપ્ત પરોપકારક પ્રારબ્ધને યથાવત સમજી ચૂકેલા હોવાથી જરા આકરા થયા અને બોલ્યાઃ “ ધિક છે, શરમ છે તને ! તું એક મહાપાત્ર ( અધ્યાત્મ શક્તિઓનું ) છે તેને આમ બોલવું શું છાજે છે ? મેં તો ધાર્યું હતું કે તું એક મહા વટવૃક્ષ જેવો હોવાથી સંસારથી કંટાળેલા અસંખ્ય મનુષ્યોને તું આશ્રય આપવા ઇચ્છીશ, પણ તેને બદલે તું તો તારાજ સુખમાં–સમાધિમાં પડી રહેવા માગે છે ! દીકરા ! ભૂલે ચૂકે હવે કોઇવાર આવી ઇચ્છા કરીશ નહિ. પરમાત્મ દર્શન કરીને એકવાર કૃતકૃત્ય અવસ્ય થા, પરંતુ તે પછીને માટે આવા સ્વાર્થી–એક માર્ગી આદર્શથી તું કેવી રીતે સંતુષ્ટ થવાનો છે ! મારો આદર્શ સર્વમયતા–સર્વાત્મભાવ છે. સમાધિમાં પરબ્રહ્મ પરમાત્માને–નિજસ્વરૂપને અનુભવીને હું પણ અનુપમ આનંદ ભોગવું છું; પણ તે દશાપર હવે મને રાગ નથી, તેમ ઉત્થાન દશાપર દ્વેષ નથી. સર્વ દશાઓ અને અદશાઓથી પર એવા નિજાત્મભાવનું સ્મરણ ઉત્થાન દશામાં પણ સમાધિ તુલ્ય થઇ પડતું હોઇને આ અનેક શરીરોરૂપી મારાં પોતાનાંજ જુદાં જુદાં માનવ દેવળોમાં–ભૂત માત્રમાં–પરમાત્માનજ–મને પોતાનેજ વ્યાપી રહેલો સમજું છું–અનુભવું છું. તું પણ તે પ્રમાણેજ કર. પોતાને માટે કૃતકૃત્ય આત્મજ્ઞાની થવા સાથે પોતાનાંજ અન્ય શરીરોરૂપ સર્વ ભૂત માત્રને માટે તારી પ્રકૃતિમાં જે પ્રબળ અને સ્વાભાવિક સહાનુભૂતિ રહેલી છે તેને માર્ગ આપ.”

વાંચનારે આ સ્થળે મનમાં એમ ધારવું નહિ કે વેદ, ઉપનિષદાદિ પવિત્ર ગ્રંથોએ જેનો મહિમા ગાયો છે, જેને તેઓએ અનેક રીતે વર્ણવ્યો છે, જેની પ્રાપ્તિ માટે ઉપનિષદો પોકાર કરી રહેલાં છે, જેની ઉચ્ચ દશા તેઓ અનેક રીતે દર્શાવી રહ્યાં છે, તે મોક્ષની

અથવા તો જીવન્મુક્તની સમાધિમય સર્વોચ્ચ ભૂમિકાની મહત્તા શ્રીરામકૃષ્ણના મનમાં ઓછી હતી. આત્માનુભવની ઉચ્ચ દશા, આત્મમયતા કે સમાધિ દશાને શ્રીરામકૃષ્ણ જરાકે ઓછી ગણતા નહોતા. પણ જ્યારે લાખો મનુષ્યો અજ્ઞાનરૂપી અંધકારમાં ડુબી રહેલાં હોય, જ્યારે જડવાદની સત્તા વધતી ચાલી હોય; આધિ, વ્યાધિ અને ઉપાધિથી અનેક મનુષ્યો પીડિત થઇ રહેલાં હોય; વળી નરેન્દ્રના ગુણ, સ્વભાવ અને પ્રારબ્ધ પણ અમુક પ્રકારનાં જણાઇ ચૂકયાં હોય; ત્યારે પછી તે સમાધિમાં ગરક થઈ એક ખુણામાં બેશી રહેવા ઇચ્છે એ શ્રીરામકૃષ્ણ જેવા સૂક્ષ્મદર્શિ મહાત્માને ગમેજ કેમ? **आत्मवत् सर्वे भूतेषु** એ મહાસિદ્ધાંતને આચરી રહેલા શ્રીરામકૃષ્ણનો આત્મા બીજાના દુ:ખથી અત્યંત દુ:ખી થતો અને પોતાના આત્મસુખને વેગળું કરીને પણ દુ:ખી મનુષ્યને સહાય કરવાને તે તત્પર થતા. પોતાનું આ આચરણ પોતાના શિષ્યમાં લાવવાને અને તેને તેના અધિકાર તથા પ્રારબ્ધને બંધબેસ્તી થાય એવા પ્રકારની જીવન્મુક્ત દશા સમજાવવાનેજ તેમણે નરેન્દ્રને ઉપર પ્રમાણે કહ્યું હતું.

શ્રીરામકૃષ્ણનો ઉપલો ઠપકો સાંભળીને નરેન્દ્ર રોઇ પડયો. તે તેમના કહેવાનો ભાવાર્થ સમજી ગયો. શ્રીરામકૃષ્ણ જાણતા હતા કે નરેન્દ્ર બીજાને માટે અત્યંત લાગણીવાળો અને અસામાન્ય બળવાન હોવાથી તે વિશ્વની મુક્તિ માટે પ્રયાસ કરશે! તેમની એજ ઇચ્છા હતી કે તેણે આત્માનુભવ પ્રાપ્ત કરી તેનો અનુપમ લાભ સર્વ જગતને આપવો, અને આ સંસાર સાગરમાં ડુબકાં ખાઇ રહેલાં પ્રાણીઓમાંથી જેટલાના પણ ઉપકારક થવાય તેટલાના થવું. એક સુંદર ફુવારો જેમ પોતાની જળધારાઓ આસપાસ પ્રસરાવી મુકે છે તેમ નરેન્દ્રે પરમ સત્યનો પ્રવાહ જગતના કલ્યાણને માટે સર્વ દિશાઓમાં વહેવરાવી મુકવો.

શ્રીરામકૃષ્ણ કહેતા કે મહાપુરૂષો બે પ્રકારના હોય છે. પહેલા પ્રકારના મહાપુરૂષો બ્રહ્માનંદમાંજ મગ્ન થઇ તેમાંને તેમાંજ સ્થિત રહે છે. સર્વ જગતનું ભાન તેઓ ભુલીજ જાય છે. છતાં પણ તેમનો સ્વાનુભવ એની મેળેજ જગતમાં ધીમે ધીમે પ્રસરે છે. બીજા પ્રકારના મહાપુરૂષો બ્રહ્મભાવને પામી જગતમાં વિચરે છે, બીજાને પરમ સત્યનો સ્વાદ ચખાડે છે અને આમ જગતની સેવા કરે છે. તેમનો બ્રહ્માનંદ—આત્માનંદ—ભૂતદયામાં બદલાઇ જાય છે. આવા મહાપુરૂષો જગતના ગુરૂઓ બને છે. તેઓ કર્તા છતાં અકર્તાપણાના ભાવને પામી ચૂકેલા હોવાથી કોઇપણ શુભવૃત્તિ તેમના વિદેહ મોક્ષની આડે આવી શકતી નથી.

નરેન્દ્રનું મન પહેલા પ્રકારના મહાપુરૂષ થવાને માટે ઇચ્છા કરતું હતું. પણ શ્રી રામકૃષ્ણ જાણતા હતા કે એના ગુણ કર્મ સ્વભાવ બીજા પ્રકારના મહાપુરૂષ થવાને માટેજ યોગ્ય છે અને તેથીજ તેઓ તેને વટવૃક્ષની માફક થવાનું કહેતા હતા. તે કહેવા લાગ્યાઃ “ સમાધિમાં પાંચ છ દિવસ પડી રહેવા કરતાં અનેકના શ્રેયનું કાર્ય કરવામાંજ તારો અધિકાર છે. ” કોઇ પણ દિવસ કરડી નજર ન કરે એવા શ્રી રામકૃષ્ણે આજે જરાક કરડી નજર કરીને ઉપર પ્રમાણે નરેન્દ્રને ઠપકો આપ્યો.

નરેન્દ્રની બુદ્ધિ સર્વ સંશય વિપર્યયોથી શાંત થઇ અદ્વૈત આત્મનિશ્ચયને તો કયારની પ્રાપ્ત થઇ ચૂકી હતી. એકાગ્રપણે આત્મ ધ્યાન કરીને તે અલૌકિક આનંદ પણ અનુભવતો. પરંતુ સચ્ચિદાનંદ વસ્તુમાં ત્રિપુટીના લયરૂપ જે નિર્વિકલ્પ સમાધિ અલ્પ સમય પણ પ્રાપ્ત થતાં ચિજ્જડ ગ્રંથી ભેદાઇ જઇ અનુભવની દશાએ પહોંચાય છે; અને જન્મ મરણના તથા સર્વ દ્વંદ્વોના બીજ રૂપ કારણ શરીર તે અનુભવરૂપી જ્ઞાનાગ્નિવડે દગ્ધ થઇ અભ્યાસી મનુષ્ય જિજ્ઞાસુ મટીને કૃત કૃત્ય—જીવન્મુક્ત બની રહે છે; તે દશા હજી સુધી તે પ્રાપ્ત કરી શકયો નહતો.

ઉપલા બનાવ પછી શ્રી રામકૃષ્ણદેવની અસામાન્ય કૃપા અને નરેન્દ્રના પરમ પુરૂષાર્થના યોગે એક દિવસ સાયંકાળે નરેન્દ્ર આત્મધ્યાન કરતે કરતે સંપ્રજ્ઞાતમાંથી અસંપ્રજ્ઞાત સમાધિને પ્રાપ્ત થઇ ગયો! અદ્ભુત આનંદને ભોક્તા આનંદ રૂપે જ અવસ્થિત બની કૃત કૃત્ય થયો! જીવ ટળી શિવ બન્યો! શરીર છતાં અશરીરી અને કર્ત્તા છતાં અકર્ત્તા ભાવને પામ્યો! સાક્ષાત સરસ્વતી પણ ગમે તેટલાં વાકયો કે શબ્દોથી જેને વર્ણવી ન શકે તે પરાકાષ્ટાએ–પર-ગતિએ–પહોંચ્યો! પૂર્વજન્મનો યોગ ભ્રષ્ટ યોગી, નૈષ્ટિક બ્રહ્મચારી, બુદ્ધિ અને સૌંદર્યનો સાગર, જન્મથીજ એકાગ્રતા વગેરે શકિતઓ લઇને અવતરેલો, એવો મહાભાગ નરેન્દ્ર એ દશામાં ત્રણેક કલાક રહ્યો.

નરેન્દ્રની ઉપલી દશા તેના એક ગુરૂભાઇના જોવામાં આવતાં તે ગભરાઇ ગયો. શું કરવું તે નહિ સુઝવાથી તેણે સર્વને બુમો પાડી, એકદમ સર્વે દોડી આવ્યા. તેમણે નરેન્દ્રનો શ્વાસ પણ બંધ થયેલો જોયો એટલે નરેન્દ્ર મૃત્યુને વશ થયો છે એમજ ધારી લીધું!

જાણે ઇશ્વરેજ સૌને બોલાવ્યા હોય તેમ સર્વે બોલી ઉઠયા "ચાલો, ગુરૂદેવ પાસે જઇએ!" એક બે જણા રહીને બાકીના ગયા, તે વખતે શ્રીરામકૃષ્ણ અત્યંત શાંતિ ભોગવતા ગંભીર ચહેરે બેઠા હતા. શું બન્યું છે તે સર્વ તે જાણતા હતા. શિષ્યો ગભરાઇને ઉતા-વળા ઉતાવળા બોલવા લાગ્યા; પરંતુ શ્રીરામકૃષ્ણ તો ખડખડ હશીજ પડયા! પછી તેમણે કહ્યું: "એને રહેવા દો! એ સ્થિતિ માટે એણે મને બહુજ પજવ્યો છે!" શ્રીરામકૃષ્ણના બોલવા ઉપર શ્રદ્ધા રાખી, એ જે કરશે તે સારૂંજ કરશે એમ ધારી સર્વ શિષ્યો નરેન્દ્રની પાસે ગયા.

રાત્રે નવ વાગતા સુધી નરેન્દ્ર તેની તેજ સ્થિતિમાં રહ્યો. પછી એનો પ્રાણ ધીમે ધીમે ચાલુ થઇ જરા જરા ભાન આવવા માંડ્યું.

શિષ્યોએ તેને નામ દઇને બોલાવવા માંડયો ત્યારે જાણે કે બહુ દૂરથી અવાજ આવતો હોય તેમ નરેન્દ્રને ભાસવા લાગ્યું અને ધીમે ધીમે તે શુદ્ધિમાં આવ્યો.

આ વખતની તેની દશા અલૌકિક હતી. તેનું હૃદય એવું તો આનંદમગ્ન હતું કે તે બોલી શકયો નહિ. ભઠ્ઠીમાંથી તુરતના કહાડી લીધેલા લાલચોળ લોહની પેઠે તે દિવ્ય આત્મ પ્રકાશથી ભરપુર હતું. એક પ્રકારનો અલૌકિક મનોભાવ તેના ચ્હેરાપર વ્યાપી રહ્યો હતો. તે એકદમ ઉઠી શ્રીરામકૃષ્ણ પાસે જવા લાગ્યો. તે તેમની ઓરડીમાં પેઠો. શ્રીરામકૃષ્ણ પોતાના આ મસ્ત શિષ્યની આંખો તરફ તાકીને જોઇ રહ્યા અને બોલ્યા "હવે માતાજીએ તને સઘળું બતાવ્યું છે."

સર્વેએ એ રાત્રિ ભજન કીર્ત્તનમાંજ ગાળી. સર્વત્ર પવિત્રતા, આનંદ અને આધ્યાત્મિક અનુભવના ભણકારા વ્યાપી રહ્યા. નરેન્દ્ર પોતાનો અનુભવ સર્વને કહેવા લાગ્યો. પછી શ્રીરામકૃષ્ણે નરેન્દ્રને ઉપદેશ કર્યો કે તેણે પોતાના દેહ તરફ બે પરવા ન બનતાં તેની યોગ્ય સંભાળ લેવી અને ખોરાક તથા સાથીઓની પસંદગી કરવામાં ઘણોજ વિવેક વાપરવો.

## પ્રકરણ ૨૨ મું—પરમહંસદેવનું દેહાવસાન.

શ્રીરામકૃષ્ણનો સત્સંગ તેમજ સેવા કરવામાં નરેન્દ્ર સર્વથી વધારે ભાગ લેતો. હવે શ્રીરામકૃષ્ણનું શરીર થોડા દિવસને માટેજ હતું. સર્વ શિષ્યો અતિશય ભાવપૂર્વક તેમની સેવા કરતા હતા.

હવે એવા દિવસો આવ્યા કે શ્રીરામકૃષ્ણ વાતચિત કરતા પણ અટકી ગયા!

અવાચક થતાં પહેલાં શ્રીરામકૃષ્ણે સઘળા શિષ્યોને પોતાની પાસે એકઠા કર્યા, અને નરેન્દ્રને પોતાની પાસે બેસાડીને કહ્યું: "આ સઘળાં બાળકોને હું તને સોંપું છું. તું આ સર્વમાં વધારે બુદ્ધિશાળી અને ડાહ્યો છે. તેમને પ્રીતિથી યોગ્ય માર્ગે દોરજે અને ખૂબ લોક સેવા કરજે."

શ્રીરામકૃષ્ણ દરેક સાંજે નરેન્દ્રને પોતાની ઓરડીમાં બોલાવતા અને અનેક સાધનાઓ સંબંધી બોધ આપતા. આ વખતે બીજા કોઇ પણ શિષ્યને અંદર જવાનો અધિકાર નહોતો; કારણકે નરેન્દ્ર શ્રીરામકૃષ્ણનો વ્હાલો અને સર્વમાં ઉચ્ચ અધિકારવાળો શિષ્ય હતો. બીજાઓને તે એટલુંજ કહેતા કે નરેન્દ્ર તમને સઘળું શિખવશે.

શ્રીરામકૃષ્ણની મહાસમાધિનો દિવસ હવે છેક નજીક આવી પહોંચ્યો. તેમનું જીર્ણ શરીર જોઇને નરેન્દ્ર ઘણોજ શોકાતુર બની ગયો. શ્રીરામકૃષ્ણનો ભાવી વિયોગ તેને ઘણોજ સાલવા લાગ્યો. તેને શોકાતુર થયેલો જોઇને શ્રીરામકૃષ્ણે પોતાની પાસે બોલાવ્યો. ઓરડીનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં અને નરેન્દ્રને ધ્યાન ધરવાનું ફરમાવવામાં આવ્યું. ગુરૂ શિષ્ય બંને એકલાજ હતા. નરેન્દ્રને સમાધિ પ્રાપ્ત થઇ! તેને જ્યારે દેહનું ભાન આવ્યું ત્યારે શ્રીરામકૃષ્ણ બોલી ઉઠયા: "મારા નરેન્દ્ર, આ જગતમાં તારે હવે કાંઇ પણ કર્ત્તવ્ય પ્રાપ્તવ્ય રહ્યું નથી; તારો સ્વભાવ અને પ્રારબ્ધ લોક સેવામાંજ છે. માટે પ્રકૃતિને તેના માર્ગે નિર્ભય બની વહેવા દેજે. પણ હજી કેટલોક સમય તારા અભ્યાસને અને પ્રકૃતિને પરિપક્વ થવા દેજે. તારા તન મનમાં જે ઉચ્ચતમ શક્તિઓનો સંચય છે તેનાવડે સમય આવતાં આ જગતમાં મોટાં કાર્યો તું કરીશ અને તે પછી પ્રારબ્ધ પૂર્ણ થતાં તું તારા સ્વરૂપમાં ભળી જઇશ." નરેન્દ્ર રોઇ પડયો. એક બાળકની માફક તે રોયો. છેવટે મન મજબૂત કરીને ગુરૂ દેવની

આજ્ઞા પોતાને શિરોવંધ છે એમ દર્શાવવાને તેમની ચરણરજ લઇ તેણે પોતાને માથે ચડાવી.

સમય રાત્રિનો હતો. શ્રીરામકૃષ્ણનું શરીર અંત સમયની વ્યથા ભોગવી રહ્યું હતું. શિષ્યો આસપાસ વીંટળાઇ વળ્યા હતા. મધ્ય-રાત્રિએ સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી.

તે સમયે શ્રીરામકૃષ્ણ મુખથી ૐ ૐ બોલતા મહાસમાધિને પ્રાપ્ત કરી રહ્યા. આ જોઇને નરેન્દ્ર ગાંડા જેવો બની ગયો ! ગુરૂનો દેહ છુટી ગયો! તેમના મુખ તરફ નરેન્દ્ર જોઇ શકયો નહીં. જોતે જોતે તે પુષ્કળ રોવા લાગ્યો. જે પ્રેમભર્યાં ચક્ષુઓ તેના તરફ વારંવાર જોઈ રહેતાં તે હવે સદાને માટે મીંચાઇ ગયાં! જે મુખમાંથી વારંવાર આશિર્વાદનો ઝરો ઝરતો તે હવે સદાને માટે બંધ થઇ ગયું! નરેન્દ્રને આ બનાવ ઘણોજ અસહ્ય લાગ્યો. હવે તે એકલો પડયો. તેના મનમાં હજારો વિચારો તરી આવવા લાગ્યા. અરે, શ્રીરામકૃષ્ણને વધારે ચ્હાયા હોત અને તેમને વહેલા ઓળખ્યા હોત તો કેવું સારૂં થાત! નરેન્દ્ર આમ અનેક રીતે મનમાં પસ્તાવા લાગ્યો. શ્રીરામકૃષ્ણના શબને સ્મશાન ભૂમિમાં લઇ જવામાં આવ્યું અને અગ્નિ સંસ્કાર કરી સર્વ શિષ્યો તેની આસપાસ પ્રાર્થના કરતાં દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. નરેન્દ્ર સૌની વચમાં ઉભો હતો. તે શાંત થઇ ગયો હતો. ત્યાં હજારો મનુષ્ય એકઠાં થયાં હતાં અને સૌ "જય શ્રીરામકૃષ્ણ, જય શ્રીરામકૃષ્ણ" નો પોકાર કરી રહ્યા હતા. આ વખતે ઇશ્વરની અગાધ લીલાનો વિચાર કરતો, શ્રીરામકૃષ્ણના અદ્ભુત જીવનના વિચાર કરતો, કંઇક શોકમાં ડુબતો, નરેન્દ્ર આ જયઘોષ સાથે તદાકાર બની શ્રીરામકૃષ્ણના આત્મા સાથે પોતાના આત્માને ઉંચે ઉરાડી રહ્યો હતો.

## પ્રકરણ ૨૩ મું—ભાવીજીવનનો ઉષઃકાલ અને મઠમાં જ્ઞાનાનંદ.

શ્રીરામકૃષ્ણની મહાસમાધિ પછી થોડાક દિવસ સઘળા શિષ્યો કાશીપુરમાં રહ્યા અને પછીથી તેમણે સ્થાપિત કરેલા રામકૃષ્ણ મઠ નામના સ્થાનમાં તેઓ આવી રહ્યા. હવે સઘળા શિષ્યોએ ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. સઘળા સાથે રહેતા હતા. નરેન્દ્ર સર્વનો નેતા હતો. શ્રીરામકૃષ્ણની વિભૂતિને મઠમાં બંધાવેલા એક મંદિરમાં રાખવામાં આવી. એક સ્થાનમાં શ્રીરામકૃષ્ણની છબી પધરાવવામાં આવી અને ધુપ, પુષ્પ વગેરેથી તેની પુજા કરવામાં આવતી. સઘળા શિષ્યો સંન્યાસીનું સખ્ત જીવન ગાળવા લાગ્યા અને વિપત્તિની સામે થવા લાગ્યા. અહીં ભુખ, તરસ કે ઉંઘની દરકાર કોઇ કરતું નહીં અને રાતદિવસ દરેક જણ પ્રાર્થના, ભજન કે સાધનમાંજ નિમગ્ન રહેતું.

થોડાંક વર્ષ પછી રામકૃષ્ણ મઠનું નાનું સ્થળ બેલુરમઠ નામના પ્રસિદ્ધ સ્થળમાં બદલાઇ ગયું. બીજા શિષ્યો મઠાધિશો, ઉપદેશકો, અને સ્વયંસેવકો થઇ રહ્યા અને પોતાનું જીવન, પ્રાર્થના, સાધના અને જનસેવામાં ગાળવા લાગ્યા. શ્રીરામકૃષ્ણની પ્રેરણાથી તેઓ એટલા બધા પ્રેરિત થઇ રહ્યા હતા કે તેમની મહાસમાધિ પછી માત્ર બાર વરસમાંજ તેમનું નામ અને સંદેશો આખા હિંદમાં, રે, લગભગ સમસ્ત જગતમાં પ્રસરી રહ્યાં.

હવે નરેન્દ્ર કાશીપુરનો બાગ અને દક્ષિણેશ્વરના મંદિરની બહાર નીકળતો જણાય છે. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં છે. હાથમાં તેણે દંડ ગ્રહ્યો છે. એક પ્રવાસી સાધુ તરીકે તે અહીં તહીં પર્યટણ કરી રહ્યો છે. યુવાન હવે પુખ્ત ઉમરનો મનુષ્ય બન્યો છે.

શિષ્ય નરેન્દ્ર તે હવે ઉપદેશક સ્વામી વિવેકાનંદ થયો છે. શ્રીરામકૃષ્ણ પાસે બેશીને શિખનાર શિષ્ય અસંખ્ય મનુષ્યોનો ગુરૂ બન્યો છે. આધ્યાત્મિક શક્તિઓને માટે યાચના કરનારો હવે શક્તિઓની જીવંત મૂર્તિ બની રહે છે! શ્રીરામકૃષ્ણનાં સઘળાં લક્ષણો નરેન્દ્ર–વિવેકાનંદમાં પ્રકટી રહે છે! જાણે શ્રીરામકૃષ્ણનુંજ વ્યક્તિત્વ એક નવીન અને બળવાન શરીરમાં પ્રગટ થઇ રહે છે!

એક સામાન્ય મનુષ્ય જેવો–ખુણામાં પડી રહેલો નરેન્દ્ર હિંદુસ્તાનના અનેક રાજકુંવરોનો ગુરૂ બને છે; પૌર્વાત્ય અને પાશ્ચાત્ય અનેક શિષ્યોથી તે પુજાતો નજરે પડે છે!

હિંદુસ્તાનમાં સર્વત્ર પર્યટણ કરતો તે હવે દેખાય છે. યુરોપ, અમેરિકાદિ દેશોમાં વિચરતો તે જણાય છે. હિંદુસ્તાનનાં ગહન અરણ્યો અને ગુફાઓમાં, ગરીબોનાં ઝુંપડાં અને રાજાઓના મહેલોમાં, તેમજ યતિઓના આશ્રમોમાં અને અસ્પર્સ્યની સંનિધિમાં વસતો તે માલમ પડે છે. હિંદની ગંદી અંધારી ગલીઓમાં અને ધુળવાળા રસ્તાઓ ઉપર ચાલતો તે દૃષ્ટિએ આવે છે, તેમજ યુરોપ અને અમેરિકાના સુંદર, સ્વચ્છ અને ભવ્ય મહોલ્લાઓ અને મકાનોમાં પુજાતો તે નજરે આવે છે! વખતે તે અસંખ્ય સાધુઓના નિવાસરૂપ હૃષીકેશમાં વાસ કરતો અને વખતે તે હિમાલયની ઉચ્ચ અને ઠંડી ટેકરીઓ ઉપર મુસાફરી કરતો દૃષ્ટિગોચર થાય છે!

અત્યાર સુધી જગત શ્રીરામકૃષ્ણની આધ્યાત્મિકતા અને ઉચ્ચ શક્તિઓ વિષે સાંભળી રહ્યું હતું; પણ હવે ગુરૂને સ્થાને તેમનો પટ્ટ શિષ્ય વિરાજે છે અને જગત સ્વામી વિવેકાનંદની બુદ્ધિ, અનુભવ, અને અધ્યાત્મિક શક્તિઓ જોઇને વધારે ચકિત થાય છે! પ્રાચીન સમયના જ્ઞાની ભક્ત શ્રીરામકૃષ્ણની ભક્તિ, સાધુતા, મૃદુતા અને અત્યંત નમ્રતાને સ્થાને હવે અર્વાચીન સમયના વિવેકાનંદનો ભક્તિ-

મય જુસ્સો, જ્ઞાનબળ, લોક કલ્યાણ માટે અથાગ શ્રમ અને યોગયુક્ત હૃદયની નિડરતા તથા સામર્થ્ય નજરે પડે છે. વિવેકાનંદના જીવનમાં જ્ઞાન અને નિષ્કામ કર્મનો સુયોગ સધાય છે. આધ્યાત્મિકતાના પાયા ઉપર બંધાતી અને વિકાસને પામતી મનુષ્યની ઇચ્છાશક્તિનું મહાકાર્ય તેમાં દૃષ્ટિગોચર થાય છે. અનેક સંકટો સામે આધ્યાત્મિક બળને ધરતું અને તેમના ઉપર વિજય મેળવતું ભવ્ય ચારિત્ર્ય તેમાં નજરે આવે છે. માનવ જીવનના પ્રપંચોથી પર થઇ રહેલું, વેદાન્તનાં અગાધ સત્યોમાં રમમાણ થતું પણ જગતનાં કાર્યો કરવામાં અત્યંત શક્તિ અને ઝનુન દાખવતું છતાં પરમ શાંતિને ભોગવતું તે જીવન દસ્યમાન થાય છે. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય આદર્શો ઉપર તે હિંદનું ભાવી રચે છે. કેટલીકવાર તે એક બાળકની માફક હસતું–રમત ગમતમાં ભાગ લેતું પણ નજરે આવે છે. ક્ષણે ક્ષણે પરમ વૈરાગ્ય તેમાં દસ્યમાન થાય છે.

પોતાના હૃદયમાં તો નરેન્દ્ર એક નાના બાળક જેવોજ હતો. ક્વચિત્ તે રમુજ કરતો જણાતો, પણ સર્વદા આધ્યાત્મિકતાના ઉંચા શિખર ઉપર તે વિરાજતો અને એક મહાન સાધુ તથા ઉપદેશકના ગુણ તથા શક્તિઓથી સર્વને વિસ્મય પમાડતો.

વિવેકાનંદનું જીવન અનેક બાબતોથી ભરપુર હતું. અનેક તત્ત્વોનું તે કેન્દ્રસ્થાન બની રહ્યું હતું. સ્વદેશભક્ત, ઉપદેશક, જડવાદનો વિધ્વંસક, ઉંડો વિચારક, હિંદના ગહન પ્રશ્નોનું નિરાકરણ કરનાર મહાપુરૂષ, ભક્ત, જ્ઞાની, યોગી, લેખક, કવિ, વક્તા, કુસ્તીબાજ વગેરેનાં લક્ષણો અને ઉચ્ચ શક્તિઓને એકજ શરીરમાં લાવી મુકીએ તોજ બની રહે–એક વિવેકાનંદ!

જગત એમ ધારે છે કે શરીરના વિનાશ સાથે મહાપુરૂષોના જીવનનો પણ અંત આવી જાય છે; પણ તેમ નથી. તેમનું મૃત્યુ પણ

અનેક મનુષ્યોનાં આદર્શ જીવનનું પ્રેરક બને છે. ગુરૂની મહા સમાધિ પછી નરેન્દ્ર અને તેના ગુરૂ ભાઇઓ રાત અને દિવસ તપ, સાધના, ધ્યાન અને ભજનમાં ગાળતા હતા. વારેઘડીએ ભગવાન શ્રીરામકૃષ્ણ અને તેમના ઉપદેશો વિષેજ વાતો કરવામાં આવતી. નરેન્દ્ર સર્વને તેમના અદ્દ્ભુત જીવનના પ્રસંગો કહી સંભળાવતો. સઘળું સ્થાન આધ્યાત્મિક બળ અને જ્ઞાનાનંદથી ગાજી રહેલું હતું. શ્રીરામકૃષ્ણ હજી પણ સર્વની વચમાં બેઠેલાજ છે એમ ધારી સર્વ કોઇ વર્તી રહ્યું હતું.

કેટલાક દિવસ આમ વહી ગયા. હવે સઘળા શિષ્યો વિચાર કરવા લાગ્યા કે તેમણે શું કરવું? પોતાનું ગુજરાન તેઓએ શી રીતે ચલાવવું? કેટલાક ગૃહસ્થો શ્રીરામકૃષ્ણને મદદ કરતા હતા તે તેમની મહાસમાધિ પછી તેમ કરતા બંધ પડયા. કેટલાક ગૃહસ્થાશ્રમી શિષ્યો કહેવા લાગ્યા કે આ છોકરાઓ હજી નાના છે અને તેમણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો! કેટલાક બી. એ. નો અભ્યાસ કરતે કરતે શ્રીરામકૃષ્ણ પાસે આવેલા હતા તેમનાં માબાપ હવે કહેવા લાગ્યાં કે તેમણે તેમનો અભ્યાસ પુરો કરીને ડીગ્રી મેળવવી!

સઘળા શિષ્યો કહેવા લાગ્યાઃ " પરમ વૈરાગ્ય અને આધ્યાત્મિક અનુભવોનું આવું જીવંત દૃષ્ટાંત અમારી નજર આગળ જોયા પછી સંસારમાં પ્રવેશ કરવાનું મન પણ અમને કેવી રીતે થાય? શું ગુરૂદેવ એવો બોધ કરતા નહોતા કે કામિની અને કાંચનનો ત્યાગજ કરવો? સાધુઓએ આવતી કાલનો વિચાર ન કરવો એમ શું આપણને તેમણે શિખવ્યું નથી? ઉદરનિર્વાહને માટે આપણે કાળજી શા માટે જોઇએ? સંયમી બની આપણે આપણી માધુકરી—ભિક્ષા ઘેર ઘેર માગીશું. ખરેખર, આપણા ગુરૂદેવજ આપણી સંભાળ લેશે. "

કેટલાક શિષ્યો હવે યાત્રાએ નીકળી પડયા અને કેટલાક માબાપના ઘણા આગ્રહને લીધે ઘેર જઇ બી. એ. નો અભ્યાસ પુરો કરવા

લાગ્યા. નરેન્દ્રે પણ થોડોક સમય પોતાને ઘેર રહીને કુટુંબની કંઇક વ્યવસ્થા કરવાની અધુરી હતી તે પુરી કરી. પછી તે મઠમાં આવ્યો અને પેલા બી. એ. ના અભ્યાસીઓને ઘેર જઇને તેમને સમજાવવા લાગ્યો. પૂર્ણ આધ્યાત્મિક જુસ્સાથી તે તેમની પાસે જતો, તેમની સાથે વાદવિવાદ કરતો, એક સિંહની માફક અનેક વાર ગર્જના પણ કરતો અને એવી ભાષા તથા જુસ્સાથી તે વૈરાગ્યની મહત્તા સાબીત કરતો કે તેને શ્રવણ કરનારાઓ મ્હાતજ થઇ જતા. તે કહેતોઃ "આ બંધનમાંથી મુક્ત થાવ. બીજાને ગમે તે પસંદ હોય પણ તમારે આમ તમારૂં જીવતર નકામું કરી નાંખવાનું નથી. તમને આપણા ગુરૂદેવ યાદ આવતા નથી? આધ્યાત્મિક અનુભવ આગળ સઘળું ઐહિકજ્ઞાન અજ્ઞાન જેવુંજ છે. વૈરાગ્યને ઇચ્છવો અને વળી જગતના પદાર્થોને ચ્હાવા એ બંને એકી વખતે બનવું અશક્ય છે. પરિક્ષાનો વિચાર છોડી દો, ડીગ્રીને વહેતી મૂકો! અરે, તમે જે ઐહિકજ્ઞાન મેળવ્યું છે તે સઘળાને પણ વિસારી દેશો ત્યારેજ આધ્યાત્મિક જીવનના તમે ભોક્તા થશો."

આ સાંભળીને એક પછી એક એમ દરેકે પોતાનાં પુસ્તકો ફેંકી દીધાં અને ડીગ્રીનો લોભ છોડી દઇ સઘળા મઠમાં આવીને રહ્યા.

શ્રીરામકૃષ્ણના ગૃહસ્થાશ્રમી શિષ્યો અને સંન્યાસી શિષ્યો વચ્ચે હવે એ પ્રશ્ન ઉભો થયો કે શ્રીરામકૃષ્ણની વિભૂતિ કોણે રાખવી? નરેન્દ્ર વચમાં પડયો અને સંન્યાસી શિષ્યોને સમજાવવા લાગ્યોઃ "ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરો. આપણા ગુરૂએ બોધ આપ્યો છે કે મનુષ્યે ખરા મનુષ્યત્વને પ્રાપ્ત કરવું. તેમને વિભૂતિ લેવા દો! આપણે સંન્યાસ ગ્રહીને, ગુરૂનાં વચન પાળીને, તેમના તરફની આપણી ભક્તિની સાબીતિ આપીએ નહીં તો આપણે તેમની વિભૂતિની પૂજા ગમે તેટલી કરીએ તોપણ શું થયું? શ્રીરામકૃષ્ણના શિષ્યો તેમની વિભૂતિ માટે

લડ્યા એમ કહેવાવું ન જોઇએ. જો આપણે આપણાં આદર્શને ખરે-ખરી રીતે વળગી રહીએ અને આપણા ગુરૂના બોધના જીવંત દાખલાઓ બની રહીએ તો આખું જગત આપણે ચરણે નમે.”

નરેન્દ્રનો આ ઠરાવ સઘળા સંન્યાસીઓએ બહાલ રાખ્યો. આથી કરીને એક સંન્યાસી શ્રીરામકૃષ્ણની વિભૂતિને પોતાને મસ્તકે લઇને એક ગૃહસ્થાશ્રમીની વાડીમાં મુકી આવ્યો. તેના ઉપર એક મંદિર બાંધવામાં આવ્યું. તે સ્થાન યોગોદ્યાનને નામે ઓળખાય છે અને ત્યાં પ્રતિવર્ષ મહોત્સવ થાય છે.

વિભૂતિનો કેટલોક ભાગ સંન્યાસીઓએ પોતાની પાસે રાખ્યો હતો. તેને મઠના એક શ્રેષ્ઠ ભાગમાં પધરાવવામાં આવ્યો અને સઘળા સાધુઓ તેની પૂજા ધૂપ, દીપ, નૈવેદ્ય વડે કરવા લાગ્યા. શ્રીરામકૃષ્ણ જે પથારીમાં સુતા હતા, જે કપડાં પહેરતા હતા તથા જે સામાન વાપરતા હતા તે સઘળું કાશીપુરથી મઠમાં લાવવામાં આવ્યું અને તેને એક અમુલ્ય ખજાના તરીકે જાળવી રાખવામાં આવ્યું.

આ મઠમાં શ્રીરામકૃષ્ણના બાળકો—આ સાધુઓ—હવે કેવું જીવન ગાળી રહ્યા હતા! ખરેખર તે દિવસો અત્યંત હાડમારીનાજ હતા. પણ તે હાડમારીમાંજ તેમનું ચારિત્ર્ય ઘડાતું હતું અને તેઓ વધારે ને વધારે બળવાન થતા જતા હતા. મઠનું મકાન ઘણુંજ જુનું હતું. નીચલા ભાગમાંની જગ્યા વપરાયા વગરની પડી રહેલી હતી અને તેમાં સર્પાદિનો ભય હતો. આસપાસની દિવાલોમાંની એક “આજ પડું, કાલ પડું” એવી થઇ રહી હતી. અનાયાસે જે આવી મળતું તેજ તેઓ ઉપયોગમાં લેતા અને કોઇની પાસે યાચના કરતા નહીં. આથી કરીને વારંવાર ભૂખ્યા રહેવાનો પ્રસંગ પણ આવતો. મઠનું કામ-પાણી ભરવું, ઝાડુ વાળવું, રસોઇ કરવી, વાસણ માંજવાં વગેરે-તેઓ હાથોહાથજ કરતા ને તે ઘણા ઉલ્લાસથી કરતા. તેઓ આધ્યા-

ત્મિક વિચારમાંજ કાળ નિર્ગમન કરતા. તેઓ માત્ર કૌપીન અને એકાદ ભગવું વસ્ત્ર શરીરે ધારણ કરતા. જમીન ઉપર સાદડી પાથરીને તેઓ સુતા. કેટલાક દેવો, દેવીઓ અને સાધુઓની છબીઓ, રૂદ્રાક્ષની માળાઓ અને એક તંબુરો, એટલીજ વસ્તુઓ ત્યાં ભીંતે ખીંટીઓ ઉપર લટકતી જણાતી હતી. ખુણામાં એક ખાટલા ઉપરે આસરે સોએક પુસ્તકો—સંસ્કૃત, બંગાળી, ઇંગ્રેજી—પડેલાં દેખાતાં હતાં. સંસારની લાલસા વગરના, સાદા અને બાળક જેવા સરળ સ્વભાવના આ સાધુઓ આધ્યાત્મિક અભ્યાસ અને સ્વાતંત્ર્યથી પ્રાપ્ત થતા પૂર્ણ આનંદને ભોગવી રહ્યા હતા. નરેન્દ્ર સર્વનો રક્ષક હતો. શ્રીરામકૃષ્ણ એક વૃક્ષ જેવા હતા, નરેન્દ્ર તે વૃક્ષનું થડ હતો અને તેના ગુરૂ ભાઇઓ તેની શાખાઓ રૂપે બની રહ્યા હતા. આ મહાન વૃક્ષનાં ડાળપાન સર્વત્ર પ્રસરી રહેવાનાં હતાં.

પ્રભુનાં બાળકોની સંભાળ પ્રભુ લે છેજ. જેમણે પોતાનું જીવન પ્રભુને અર્પણ કરેલું છે તેમની કાળજી શ્રીહરિ રાખેજ છે.

શ્રીરામકૃષ્ણનો એક ભક્ત સુરેન્દ્રનાથ મિત્ર—સુરેશ બાબુ-કરીને હતો. તેનું લક્ષ મઠના સંન્યાસીઓની તંગી તરફ ખેંચાયું. તેણે ગોપાળ નામના એક માણસને નોકર તરીકે રાખી લઇને કહ્યું કે તારે આ મઠમાં રહેવું અને આ સાધુઓને જ્યારે જ્યારે જે જે વસ્તુની જરૂર પડે ત્યારે મને આવીને કહી જવું. ગોપાળ હવે મઠમાંજ રહેવા લાગ્યો અને જ્યારે સાધુઓને ખાવા પીવાની તંગી હોય ત્યારે સુરેશ બાબુને ખબર કરતો; એટલે એકદમ સુરેશ બાબુ તે વસ્તુઓને માટે પૈસા આપી કહેતો કે જે જોઇએ તે લઇ જા, અને તેમને કહીશ નહી કે તે મેં મોકલ્યું છે! પૂછે તો પણ એટલુંજ કહેજે કે મને કોઇએ આપ્યું છે અને તમને પહોંચાડવાનો ઘણો આગ્રહ કર્યો છે. આ પ્રમાણે વગર યાચનાએ જે કંઇ આવતું ત્યારે સાધુઓ તેનો

સ્વીકાર કરતા અને ઇશ્વરનો ઉપકાર માની તેનો ઉપયોગ કરતા.

આ યુવાન સાધુઓનાં માબાપ પણ મઠમાં આવતાં અને હજી પણ તેમને ગૃહસ્થાશ્રમી થવાને સમજાવતાં. તેઓ રોતાં, વખતે ધમકાવતાં અને કાલાવાલા પણ કરતાં. પણ સઘળું ફોગટ જતું. સર્વસ્વનો ત્યાગ આ સાધુઓએ કર્યો હતો; ઇશ્વરના રટણ શિવાય તેમની પાસે હવે બીજી કંઇ પણ વાત નહોતી. આખરે તે માબાપો નરેન્દ્રનો વાંક કહાડી તેને ધમકાવવા લાગ્યાં અને બોલ્યાં: "આ સર્વ તોફાનનું કારણ આ નરેન્દ્રજ છે! આ છોકરાઓ ઘેર આવ્યા હતા અને પોતાનો અભ્યાસ કરતા હતા તેમાંથી નરેન્દ્રેજ આવીને તેમના વિચાર બદલી નાંખ્યા!" આ સાંભળીને નરેન્દ્ર અને તેના ગુરૂભાઇઓ ખડખડ હસતા અને સાધુ જીવનની સહનશીલતા દર્શાવી આપતા. ક્વચિત્ તેઓ સંવાદ કરતા, ક્વચિત્ વાદ્ય સાથે ભજન ગાતા, અને સંસારના વિચારોને તેના આનંદમાં ડુબાડી દેતા. ભજનમાં નરેન્દ્રનો સ્વર સૌને અત્યંત મધુર લાગતો. શ્રીરામકૃષ્ણ કહેતા કે "મોરલીના મધુર સ્વરથી આકર્ષાઇને જેમ નાગ પોતાની ફેણ માંડે છે, તેમજ નરેન્દ્ર જ્યારે ગાય છે ત્યારે સાક્ષાત્ નારાયણ–અંતર્યામી–પણ સ્તબ્ધ બની રહે છે!" ભજન કીર્તનમાંથી કામિની અને કાંચન વિષે વાદવિવાદ કરવા ઉપર સૌ આવી જતા અને તેઓનાં અંતઃકરણમાં આધ્યાત્મિકતાનો દિવ્ય પ્રકાશ ઝળહળી રહેતો. તેઓ સાંસારિક જીવનને તુચ્છ ગણતા, વૈરાગ્યને શ્રેષ્ઠ માનતા અને ઉચ્ચ સ્વરથી ઉચ્ચારતા કે **"तमसोर्मा ज्योतिर्गमय."**

કેટલોક સમય તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં પણ ગળાતો. કેન્ટ મિલ, હેગલ, સ્પેન્સર અને જડવાદીઓના સિદ્ધાંતો પણ ખૂબ ચર્ચાઇ અસાર ઠરતા. હમેશાં નરેન્દ્ર તેના ગુરૂભાઇઓથી વિરૂધ્ધ પક્ષજ લેતો, તેમના ઉપર વિજય મેળવતો અને પોતાના કથનમાં રહેલા હેત્વાભાસને

પાછળથી ઉઘાડા કરીને સમજાવતો. આખરે સર્વ વિરોધી સિદ્ધાંતોની યોગ્ય એકવાક્યતા કરે એવું એકાદ ગીતાનું કે ઉપનિષદનું કે શ્રીરામકૃષ્ણનું વચન તે બોલતો અને વાતનો છેડો આવતો. પછી સર્વે ગુરૂગીતા, મોહમુદ્દગર કે શ્રીકૃષ્ણ લીલામાંથી કંઇક કંઇક ગાતા અને તન્મય બની રહેતા. રામકૃષ્ણમઠમાં આવી લીલા થઇ રહી હતી. તે આનંદમય દિવસો આ પ્રમાણે ગળાતા હતા.

ઘણીક વખત સવારમાં સંકીર્તન શરૂ થતું અને તે સાંજ સુધી ચાલતું. દરેક જણ ખાવા પીવાનું ભુલી જતું. ઇશ્વરનાં દર્શન કરવાની તીવ્રેચ્છા સર્વેના મનમાં વ્યાપી રહી હતી. આ દિવસોનું વર્ણન કરતાં સ્વામી વિવેકાનંદ કહેતા કે " અમે આવતી કાલનો કદી વિચાર કર્યો નથી. એવા પણ દિવસો અમે ગાળ્યા છે કે જ્યારે અમારી પાસે કંઇપણ ખાવાનું હતું નહીં. (બંગાળામાં રાંધેલું અન્ન ભિક્ષામાં નહિ આપતા હોવાથી ) કોઇવાર ચોખા ભિક્ષામાં મળ્યા હોય તો મીઠું હોય નહીં; તો કદી ભાત અને મીઠુ જ ખાવાનું હોય ! ગમે તેમ થાય તેની અમને દરકાર પણ હતી નહીં. ધ્યાનાદિ સાધનો સાધવામાંજ અમારૂં ચિત્ત લાગી રહ્યું હતું. અમે ગાળેલા તે દિવસો; અરે, અમારૂં અન્ન વસ્ત્રનું કષ્ટ જોઇને રાક્ષસો પણ ત્રાસી જાય ! "

વિવેકાનંદનો એક શિષ્ય સદાનંદ તે દિવસો વિષે લખે છે કે " તે દિવસોમાં વિવેકાનંદ લગભગ ચોવીસે કલાક કામ કરતા. સવારમાં વહેલા અંધારૂં હોય તે વખતે તે ઉઠતા અને સર્વેને બુમ પાડીને કહેતા કે " જાગો, ઉઠો, જેને દિવ્યામૃતનું પાન કરવું હોય તે આ અમૃત ચોઘડીએ ઉઠો. " મધ્યરાત્રિ અથવા તેથી પણ મોડી રાત્રિ સુધી તે અને બીજા સાધુઓ મઠના છાપરા ઉપર બેશી ભજન ગાયા કરતા અને તેમાં તેમનો મધુર સ્વર સૌથી આગળ પડતો સંભ-

ળાયાજ કરતો."

સદાનંદ આગળ જતાં કહે છે કે "તે દિવસો લગભગ તપમાંજ ગળાતા હતા. એક મિનિટનો પણ આરામ કોઇ લેતું નહી. બહારથી પણ માણસો આવતા અને જતા. પંડિતો વાદવિવાદ કરતા. વિવેકાનંદ ક્ષણવાર પણ નવરા પડી શકતા નહી. વિવેકાનંદ આધ્યાત્મિક દૃષ્ટિ અને વિશાળ બુદ્ધિથી વાત કરતા. ઘણા દિવસ સુધી તેઓ ગુરૂભાઇઓ અને બીજા મઠમાં આવનારાઓ આગળ સામાજીક વિષયો ઉપર વ્યાખ્યાન આપતા અને સઘળા સાધુઓને હિંદુ સમાજ અને તેની પ્રાચીન સંસ્કૃતિનું ઉંડું જ્ઞાન આપતાં હિંદુસમાજનું બંધારણ તેઓ વિશાળ દૃષ્ટિથી સમજાવતા. આખા વિશ્વનો ઇતિહાસ તેમને કહી સંભળાવતા. પ્રાચીન રોમ કે ફ્રેંચ રેવોલ્યુશનનો તેમને પુરેપુરો ખ્યાલ આપતા. ભારત વર્ષના ઇતિહાસના દરેક પૃષ્ઠ ઉપર તેઓ કંઇક નવુંજ અજવાળું પાડતા. ઘડીકમાં શ્રોતાઓનું લક્ષ્ય આર્યપ્રજાનું ભાવી જીવન ઘડવાનાં સાધનો તરફ દોરાતું અને ઘડીકમાં તેને મહાભારતના યુદ્ધ તરફ વળાતું. ભારતવર્ષના પ્રજાકિય જીવનનું બંધારણ અને મહતા તે સમજાવતા. સ્વામી વિવેકાનંદ જાતે પણ આર્યોની પ્રાચીન સંસ્કૃતિથી એટલા બધા તન્મય થઇ ગયા હતા કે રસ્તામાં કોઇ મુસલમાન પણ મળે તો તેને પણ તે ઘણા માન સાથે નમતા અને એશીયાની સમગ્ર સંસ્કૃતિના એક સંતાન તરીકે તેને તે ગણતા."

ઘણા પંડિતો વાદવિવાદ કરવાને આવતા. વિવેકાનંદ તેમના તર્કોનું સમાધાન આપતા અને કહેતા કે સંસ્કૃત વિદ્યાનું મૂળ પ્રજાના શિક્ષણમાં રહેલું છે. હિંદના અનુપમેય તત્ત્વજ્ઞાનનો આધાર હિંદુ પ્રજાના જીવન ઉપરજ રહેલો છે. પ્રજાની વ્યવહારિક સ્થિતિને લક્ષ્યમાં નહિ લેવાય ત્યાં સુધી બધુંજ તત્ત્વજ્ઞાન નકામું રહેશે.

સઘળા સાધુઓ વિવેકાનંદના વિચારો પુરેપુરા સમજવાનો પ્રયાસ કરતા અને તેમ કરવામાં હિંદુપ્રજાનું ભાવી જીવન ઘડવાના માર્ગોનું સુચન તેમને થઇ જતું. ખ્રીસ્તીધર્મના પાદરીઓ અહીં આવતા અને નરેન્દ્ર તેમના સિદ્ધાંતોને પોતાની અપૂર્વ તર્ક શક્તિવડે તોડી નાંખતો. પછી જ્યારે તેઓ પોતાની ભુલો કબુલ કરતા ત્યારે તે તેમને ખ્રીસ્તી ધર્મનું ખરૂં રહસ્ય સમજાવતો. ઘણા વિષયો અહીંઆં ચર્ચાતા. ધર્મ, ઇશ્વરવાદ, ઇતિહાસ, સમાજ શાસ્ત્ર, સાહિત્ય, કળા, વિજ્ઞાનશાસ્ત્ર, તુલનાત્મક ધર્મ, તત્ત્વજ્ઞાન, જડવાદ વગેરે બાબતો વિષે અનેક ચર્ચાઓ થતી. ઘડીકમાં નરેન્દ્ર " ઇશ્વર નથીજ " એવો પક્ષ લઇને તે પક્ષને સાબીત કરતો અને ઘડીકમાં તે " ઇશ્વર એકલોજ સત્ય છે " એમ પ્રતિપાદન કરતો. આમ દરેક વિષય અનેક બાજુએથી સમજાવાતો. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મિમાંસા, વેદાન્ત, સર્વની એકબીજા સાથે તુલના કરવામાં આવતી અને તેમાંના સજાતીય અને વિજાતીય તત્ત્વો ઠસાવાતાં. વેદાન્ત સાથે બુદ્ધધર્મ સરખાવતો અને હિંદના વિવિધ ધર્મો અને પંથોનો વિચાર ચલાવાતો. વૈષ્ણવ, શૈવ અને દેવીધર્મના સ્વરૂપો સમજાવાતાં અને વૈદિક સમયના દેવતાઓ વિષે પણ જ્ઞાન અપાતું. આખરે નરેન્દ્ર સર્વને જણાવતો કે પાશ્ચાત્ય વિદ્યાથી કેળવાયલા હિંદવાસીઓને શ્રીરામકૃષ્ણનું જીવન અને બોધનો અભ્યાસ કરવાની જરૂરજ પડશે. શ્રીરામકૃષ્ણનું જીવન તેમને જડવાદમાંથી પાછા હિંદુધર્મ તરફ લાવશે અને ઉપનિષદોનાં સત્યો પ્રમાણે તેમનાં જીવનને ઘડવાની જરૂરીયાત સાબીત કરી બતાવશે.

આ પ્રમાણે નરેન્દ્ર અને તેના ગુરૂભાઇઓ પોતાના દિવસો પસાર કરતા હતા અને તેમ કરવામાં તેમનું ભાવી જીવન ઘડાતું હતું. નરેન્દ્ર તેમને હિંદુ ધર્મની મહત્તા સમજાવતો અને તેમને હિંદુધર્મના રક્ષક બનાવતો હતો. તેમની પાસે ઉપનિષદો, યોગવાસિષ્ટ, પુરાણ,

વગેરે વંચાવતો અને ૠષિમુનિઓનાં વચનોનું રહસ્ય તેમના મનમાં ઠસાવતો. બે બાબતો ઉપર તે વધારે ભાર મુકતો–એકતો પરદેશીઓને વેદાન્તનું રહસ્ય સમજાવવું અને વેદાન્ત ધર્મને અખિલ વિશ્વનો ધર્મ બનાવવો, અને બીજું હિંદમાં સર્વને બ્રાહ્મણ ધમ સમજાવવો કે જેથી કરીને સઘળાએ એકજ પ્રજા તરીકે જીવન ગાળી રહે.

આ સાધુઓ સઘળા ધાર્મિક મહોત્સવો ઉજવતા. શિવરાત્રીને દિવસે તેઓ આખો દિવસ અપવાસ કરતા અને આખી રાત ધ્યાન, પુજન, કીર્તનાદિમાં પસાર કરતા. પુજા કરતી વખતે પોતાના શરીર ઉપર પુષ્કળ ભસ્મ તેઓ ચોળતા. ઘડીકમાં "શિવ! શિવ!" બોલતા તેઓ નૃત્ય કરતા અને હાથ વડે તાળી પાડતા. આખી રાત "હર હર મહાદેવ! શિવગુરૂ! શિવગુરૂ!" ના પોકારોથી સઘળું સ્થાન ગજાવી મુકતા.

સ્વામી વિવેકાનંદે આગળ ઉપર જે ભવ્ય જીવન જગતની દૃષ્ટિ આગળ ગાળી બતાવ્યું છે તે જીવનની આ સઘળી તૈયારીઓજ હતી. તેમના ગુરૂભાઈઓ પણ તેમના જેવાજ વિચાર કરતા, તેમનેજ પગલે ચાલતા અને તેમના જેવીજ ભાવનાઓ બાંધતા. અલૌકિક પ્રકારના આધ્યાત્મિક પાશથી તેઓ એક બીજાની સાથે બંધાઇ રહ્યા હતા.

આ સમયે પણ નરેન્દ્ર સૌ સાધુઓને એક ઉચ્ચકોટિનો બુદ્ધિશાળી પુરૂષ હોય તેમજ જણાતો. શ્રીરામકૃષ્ણે તેના વિષે જે ભવિષ્ય ભાખ્યું હતું તે સઘળુ ખરૂં પડતું જાય છે એમ હવે તેમને લાગવા માંડયું. તેમાંનો એક સાધુ લખે છેઃ "શિકાગોની સર્વ ધર્મપરિષદ્‌માં વિવેકાનંદે જીવનમાં પ્રથમજ જે જુસ્સો, વક્તૃત્વ અને ચારિત્રનો પ્રભાવ દર્શાવ્યો હતો, તેજ જુસ્સો તેજ વક્તૃત્વ અને તેજ ચારિત્ર આ સમયે તેમના ગુરૂ ભાઈઓને જગતના કાર્ય માટે કેળવવામાં તે દર્શાવી રહ્યા હતા. શ્રીરામકૃષ્ણે જે કાર્ય કરવાનું તેમને

સોંપેલું હતું તે કાર્યનું ખરૂં રહસ્ય અને ઉંડું જ્ઞાન, પ્રેમયુક્ત ભાષાદ્વારા તેમના હૃદયમાં તે ભરતા હતા. જગતની આગળ તેમણે જે અગાધ સત્યો આગળ જતાં મુક્યાં હતાં તે તેમના ગુરૂભાઇઓને મન નવાં નહોતાં, કારણ કે તે સત્યો આ વખતે બહુ ઉલ્લાસથી તેમને સમજાવાતાં હતાં."

પોતાની બુદ્ધિ અને આત્માના વિકાસને માટે વિવેકાનંદે જે બહોળું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે સઘળાનો ઉપયોગ તેમણે પોતાના ગુરૂભાઇઓને કેળવવામાં કર્યો છે. ખરૂં જોતાં યુનિવર્સીટિનો અભ્યાસ અને ડીગ્રીનો ત્યાગ કરવાથી તે સાધુઓને કંઇજ ગેરફાયદો ન થતાં ઉલટો તેમના નેતાએ તેમને એક વધારે વિશાળ, વધારે ભવ્ય, અને વધારે બુદ્ધિવાળા જીવનમાં પ્રવેશ કરાવ્યો હતો. જે અસંખ્ય વિચારોના પ્રદેશમાં પસાર થઇને વિવેકાનંદે પોતાનો માર્ગ શોધી કહાડયો હતો; જે અનેક વિદ્યાઓમાં પ્રવેશ કરી તેનો સાર તેમણે ગ્રહી લીધો હતો; વિજ્ઞાન, ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં જે અનેક પાશ્ચાત્ય અને પૌર્વાત્ય પુસ્તકોનો તેમણે સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો; તે સઘળું જ્ઞાન તેઓ હવે પોતાના ગુરૂભાઇઓને આપતા હતા. તેમ છતાં તેઓ તેમના શિક્ષક કે ગુરૂ થવાનો દાવો જરા પણ કરતા નહીં. સઘળા સાધુઓ તેમની આસપાસ વીંટળાઇને જમીન ઉપર બેસતા અને વાર્તાચિતમાં સઘળું જ્ઞાન ગ્રહણ કરતા. વિવેકાનંદ કલાકના કલાકો સુધી બોલતા અને વખતે એકનો એક વિષય ઘણા દિવસો સુધી પણ ચાલતો. તે પોતાની મેળે અનેક પ્રશ્નો ઉત્પન્ન કરતા અને તેનું નિરાકરણ આપતા. કોઇ વખત સામાજીક તો કોઇવાર ધાર્મિક વિષય હાથમાં લેવાતો અને વિજ્ઞાન, કળા, ઇતિહાસ, સંન્યાસ વગેરે વિષયો એક પછી એક ચર્ચાતા. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય આદર્શોનું યોગ્ય સંમેલન કરવામાં આવતું. જુના અને નવા વિચારોનો

અપૂર્વ યોગ સધાતો અને આખરે શ્રીશંકરાચાર્ય અને કેન્ટના સિદ્ધાંતોના પ્રતિપાદનમાં વાર્તાલાપનો છેડો આવતો.

સવારમાં કેટલોક વખત ધ્યાનમાં બેઠા પછી વિચારોની આપ લે કરવામાં આવતી. સંવાદ આગળને આગળ ચાલતો અને એક પછી એક સઘળા આકર્ષાઇને આખરે એકાદ ઓરડીમાં એકઠા થતા. જેથી મઠની બાકીની જગ્યા જાણે ખાલીજ પડી રહેલી હોય એવો બીજાને ભાસ થતો. કોઇ કોઇવાર તો સર્વે એકાદ વૃક્ષની છાયા નીચે બેસી ત્યાંજ કલાકના કલાકો ગાળતા. ઘડીએ ઘડીએ "ગુરૂ મહારાજકી જય" ના પોકારો સંભળાતા. કોઇ વખત એકાદ જણુ એક ખુણામાં બેશીને અધ્યયન કરતો જણાતો અને વિવેકાનંદ ફરતા ફરતા તેની પાસે જઇ શું વાંચ્યું છે તે પુછતા, શાસ્ત્રની બારીકીઓ સમજાવતા અને એટલામાં સઘળા સાધુઓ એક પછી એક આવીને ત્યાંજ ટોળે મળી જતા!

એક વખત એક સાધુની માતાએ અંતપુર નામના ગામે સઘળા સાધુઓને બોલાવ્યા. તેઓ ત્યાં ગયા. અહીંઆંની જગ્યા શાંત અને શહેરના ઘોંઘાટથી મુક્ત હતી. અંતપુરનું સાદું જીવન, સ્થળમાં વ્યાપી રહેલી શાંતિ અને સૃષ્ટિ સૌંદર્ય—આ સર્વવડે કરીને તે સ્થાન ધ્યાનને માટે ઘણુંજ યોગ્ય લાગતું હતું. સાધુઓ અનેક બાબતો ઉપર વિચાર કરવા લાગ્યા. આધ્યાત્મિક જીવનનો પ્રકાશ અને બળ તેમના હૃદયમાં એવાં ઉછળી રહ્યાં કે જેથી સઘળા સંપૂર્ણ સંન્યાસ ધારણુ કરવાને ફરી ફરીને નિશ્ચય કરવા લાગ્યા અને જગતના કલ્યાણને માટે પોતાનું જીવન અર્પણુ કરવાનું પણ લેવા લાગ્યા. નરેન્દ્ર પણુ પોતાના ગુરૂનાં વચન સંભારીને નિશ્ચય કરવા લાગ્યો કે "જગતના કલ્યાણને માટે હું મારા જીવનને નિયમિત કરીશ અને સાધુ જીવનનાં બે મુખ્ય અંગો કનક-કામિનીનો ત્યાગ એટલે કે બ્રહ્મચર્ય અને ભિક્ષાવૃત્તિને સંપૂર્ણ રીતે પાળીશ. મારૂં તપ અને અનુ-

ભવ હું જગતને આપીશ." તે મોટેથી બોલી ઉઠયો "ૐ શ્રીરામકૃષ્ણાર્પણમસ્તુઃ"

સમય સાયંકાળનો હતો. અંતપુર શાંત થઇ રહ્યું હતું. આ વખતે સાધુઓએ એક ધુણી સળગાવી અને તેની આસપાસ બેશીને પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યા. મોટાં મોટાં કાષ્ટ સળગાવવામાં આવ્યાં અને અગ્નિની. જવાળાનો પ્રકાશ રાત્રિના અંધકાર સામે ચિત્ર વિચિત્ર આભાસ ઉત્પન્ન કરવા લાગ્યો. કેટલોક વખત સર્વે ધ્યાનગ્રસ્ત રહ્યા પછી નરેન્દ્રે જિસસ ક્રાઇસ્ટની કથા કહેવા માંડી. ક્રાઇસ્ટની બાલ્યાવસ્થા, ઇજીપ્તની મુસાફરી, જ્યુઇશ પંડિતોની સાથે મંદિરમાં બેસવું, વગેરે વગેરે બાબતો એટલા ઉલ્લાસથી કહેવામાં આવી કે સર્વના અંતઃકરણમાં ક્રાઇસ્ટના જીવનનો ચિતાર આબેહુબ ખડો થવા લાગ્યો! સર્વને ક્રાઇસ્ટનાજ વિચારો આવી રહ્યા; ક્રાઇસ્ટનાંજ વચનો સૌના મનમાં તરી રહ્યાં; ક્રાઇસ્ટના સમયનો આનંદ સૌના મનમાં વ્યાપી રહ્યો; અને ક્રાઇસ્ટના ચારિત્રથી સર્વનાં હૃદય ઉછળી રહ્યાં! શ્રીરામકૃષ્ણ અને ક્રાઇસ્ટ વચ્ચે સરખાપણું જણાવા લાગ્યું! મધ્ય રાત્રીનો સમય ક્રાઇસ્ટ અને શ્રીરામકૃષ્ણનાં નામોચ્ચારથી ગાજી રહ્યો! નરેન્દ્ર સર્વને જગતના ઉદ્ધારાર્થે ક્રાઇસ્ટ જેવા થવાનો બોધ કરવા લાગ્યો અને સર્વેએ તે ધુણીની સમક્ષ સર્વદા સંન્યાસી રહેવાનું વ્રત લીધું! અને અહાહા! તરતજ થોડીકવાર પછીથી સર્વને યાદ આવ્યું કે આજનો દિવસ "ક્રીસ્ટમસ ઇવ"નો જ છે!

આજ પ્રમાણે વળી બીજે પ્રસંગે ભગવાન બુદ્ધનું ચરિત્ર ચિતરાતું અને સર્વ સાધુઓ તેના દરેકે દરેક પ્રસંગને પૂર્ણભાવથી હૃદયમાં ઉતારતા. નરેન્દ્રની પ્રેરણાથી મઠમાં સર્વેએ બુદ્ધધર્મનો અભ્યાસ કર્યો, તેઓએ લલિત વિસ્તારના શબ્દે શબ્દનું મનન કર્યું અને તેમનો આત્મા દુરસ્થ પ્રાચીન સમયમાં વિચરી રહ્યો. તેમનો અંતરાત્મા

ભગવાન બુદ્ધની સાથે સ્થળે સ્થળે પ્રવાસ કરી રહ્યો. બુદ્ધગયાથી તે રાજગીરમાં અને ત્યાંથી સારનાથમાં જઇને વસી રહ્યો. જે બોધીવૃક્ષની નીચે બુધ્ધે નિર્વાણ પ્રાપ્ત કર્યું હતું તેની નીચે જઇને તે ઉભો રહ્યો. બુદ્ધના સંન્યાસની ઉત્કટતા અને મહત્તા તેઓ અનુભવવા લાગ્યા. પોતાની માનસિક દૃષ્ટિએ તેઓ બુદ્ધનો દેહત્યાગ જોઇ રહ્યા! બુદ્ધના શિષ્યો સાથે તેઓ વિલાપ કરવા લાગ્યા, અને કુશીનગરના લોકો જોડે બુદ્ધની વિભૂતિ સંગ્રહી રાખવા લાગ્યા. બુદ્ધના ભિક્ષુઓની માફક તેઓ પીતવસ્ત્ર ધારણ કરીને સત્યાન્વેષણ કરતા હોય એમ માનસિક આચરણ કરવા લાગ્યા. નલન્દના વિશ્વવિદ્યાલયના સાધુઓની માફક તેઓ વર્તવા લાગ્યા. સીલોન, ચીન, જાપાન, ઇજીપ્ત અને રોમ સુધી ભિક્ષુઓએ કરેલી મુસાફરી, તેમના ધાર્મિક અને તત્ત્વજ્ઞાન વિષયક સંવાદો, વગેરેનું તેઓ મનન કરવા લાગ્યા અને આસપાસ બુદ્ધમય સૃષ્ટિ રચવા લાગ્યા. આમ નરેન્દ્રે સૌના અંતરાત્માને બુદ્ધચરિત્રથી હલાવી મુકયો!

થોડાક સમય પછી હિંદુદેવોના અવતારોનો તથા હિંદુ ભક્તો અને આચાર્યોની ઐતિહાસિક મહત્તાનો વિષય હાથ ધરવામાં આવ્યો. રામ, કૃષ્ણ, શંકર, રામાનુજ, કબીર, તુલસીદાસ, રામદાસ, ચૈતન્ય, રામપ્રસાદ, ગુરૂનાનક, ગુરૂગોવિંદ, વગેરેનાં ચરિત્રો એક પછી એક કહેવામાં આવ્યાં; અને ભારતવર્ષનો મહિમા વધારવાને તથા સનાતન ધર્મને માટે તેઓએ શું શું કર્યું છે તે સમજાવવામાં આવ્યું. શ્રી શંકરાચાર્યે વેદાન્તનું પ્રતિપાદન કર્યું, શૈવધર્મને ઉત્તેજન આપ્યું, વિષ્ણુ, દેવી, દક્ષિણા મૂર્તિ વગેરે અનેક દેવ દેવીઓની ઉપાસનાનો અનેક સ્તોત્ર દ્વારા બોધ કર્યો, આ સર્વથી નરેન્દ્ર હિંદુધર્મની એકતા અને મહાબુદ્ધિશાળી શંકરાચાર્યનો તેમ કરવામાં સમાઇ રહેલો ગૂઢ હેતુ સર્વના હૃદયમાં ઠસાવવા લાગ્યો. ભારતવર્ષના પ્રાચીન ૠષિઓનું

સાદું જીવન અને ઉચ્ચ વિચાર, સનાતન ધર્મનાં અનેક સ્વરૂપો અને અંગોનું પોષણ કરવાને માટે હતું એમ તે પ્રતિપાદન કરવા લાગ્યો.

ઘણી વખત મઠમાં સાયંકાળના સમયે પરમ શાંતિ પ્રસરી રહેતી. તે શાંતિની વચમાં વિવેકાનંદનો મધુર સ્વર પાસેના બાગમાંથી સંભળાતો. આ વખતે બીજા સાધુઓ મંદિરમાં કે ગંગા કિનારે ધ્યાનગ્રસ્ત થઇ રહેલા દેખાતા અને વિવેકાનંદ સાયંકાળની છાયામાં ભજન ગાતા ગાતા અહીં તહીં વિચરતા. પછીથી એકાદ બિલ્વ-વૃક્ષની વિસ્તૃત શાખાઓ નીચે બેશી ધ્યાનમાં લીન થઇ જતા!

સ્વામી વિવેકાનંદના મનમાં અનેક વૃત્તિઓ ઉછળી આવતી. અનેક વિચારો વિચારાતા અને જે વૃત્તિ પ્રાધાન્ય ભોગવતી હોય તદ્વત તેમનું આચરણ થતું દેખાતું. કોઇવાર તે એક મહાન ભક્ત જેવા દેખાતા તો અન્ય સમયે મહાજ્ઞાની જેવા જણાતા. કોઇવાર તે સર્વને પુછતા કે "અત્યંત નમ્રતા શી રીતે પ્રાપ્ત થાય તે કોઇ બતાવશો આ ઉપાધિનો ઉચ્છેદ શી રીતે થાય?" સઘળાઓ શ્રીરામકૃષ્ણનું વચન સંભારીને જવાબ આપતા કે "મહારાજ, તમારી ઉપાધિ જગતનેજ માટે છે." કોઇવાર તેઓ નમ્રભાવનો ત્યાગ કરીને વેદાન્તનો અદ્વૈતભાવ ધારણ કરી રહેતા તો કોઇવાર વળી કંઇક જુદીજ વૃત્તિને ધારણ કરીને તે કહેતા "અત્યંત કષ્ટ સહન કર્યાં પછીથી હું આ સ્થિતિને પ્રાપ્ત કરી શકયો છું." વળી કોઇવાર અનેક તપાચરણ તેઓ કરતા અને અનેક સાધનાઓ સાધતા! આવી રીતે સ્વામીજી અનેક ભાવ પ્રગટ કરતા અને જુદા જુદા પ્રસંગે જુદા જુદા સ્વરૂપમાં જણાતા. તેમના જીવનનો ઉંડો અભ્યાસ કરનારજ તેમનું વિવિધ પ્રકારનું ગૂઢ જીવન સમજી શકે.

નાગ મહાશય નામના એક પુરૂષ શ્રીરામકૃષ્ણના પરમ ભક્ત હતા. તે વારંવાર મઠમાં આવતા. પ્રથમ તે વૈદ્યનો ધંધો કરતા

હતા, પણ એક દિવસ શ્રીરામકૃષ્ણે તેમને કહ્યું: " જેનું મન સર્વદા રોગની ચિકિત્સા કરવામાં અને દવાની શીશીઓમાંજ લાગી રહે તે કદી ઇશ્વરનાં દર્શન કરી શકે નહીં ! " આથી કરીને નાગમહાશયે દવાની પેટી ગંગા નદીમાં નાંખી દીધી અને આખો દિવસ પ્રભુ ભજનમાંજ ગાળવા લાગ્યા.

ગંગાનદીના કિનારા પાસે એક નાની ઝુંપડીમાં હવે નાગમહાશય રહેતા હતા. શ્રીરામકૃષ્ણની મહાસમાધિ પછી ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની તેમને તીવ્ર ઇચ્છા થઇ હતી. રાત દિવસ તેમણે રૂદનજ કરવા માંડ્યું ! કશુંએ ખાય નહીં કે કશુંએ પીએ નહીં ! કેટલીક વખત તેમનો કોઇ મિત્ર બળાત્કારે ખવરાવતો. શરીર અને તેની જરૂરીયાતોને તો તે જાણે ભુલીજ ગયા હતા. વિવેકાનંદ જાતે એક દિવસ નાગમહાશયને મળવા ગયા. તેમણે સાંભળ્યું હતું કે નાગમહાશયે ચાર પાંચ દિવસથી કંઇજ ખાધું નથી. તેઓ એક ગાંડા મનુષ્ય જેવા દેખાયા. પુષ્કળ તાવ ચઢયો હોય તેમ તે પ્રભુના વિરહથી ધ્રુજતા જણાયા. તેની પાસે આવીને સ્વામીજી બોલ્યા " નાગ મહાશય, અમે તમારા અતિથિ છીએ ! અમે તમારી પાસે ભિક્ષા માગવા આવ્યા છીએ ! " સ્વામીજી એમ ધારતા હતા કે પ્રભુને નૈવેદ્ય ધરાવ્યા પછી અને અતિથિને જમાડયા પછી નાગમહાશય પણ કંઇક પ્રસાદ તરીકે ખાશે. નાગમહાશયે ઉભા થઇને શ્રીરામકૃષ્ણના શિષ્યોનો બહુજ સત્કાર કર્યો. તેઓ એકદમ બજારમાં ગયા, જે જોઇતું હતું તે આણ્યું, અને જાતે રસોઇ બનાવવા લાગ્યા ! સ્વામીજીએ અને બીજા સાધુઓએ ભોજન કર્યું પણ તેઓ નાગમહાશયને ખાવાનું સમજાવી શકયા નહીં. તેઓએ ઘણાએ કાલાવાલા કર્યા, ઘણોએ આગ્રહ કર્યો, પણ નાગમહાશયે જરાયે ખાધું નહીં. અંતે જ્યારે સાધુઓએ ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેમણે ભાતનું વાસણ પોતાના મસ્તક સાથે અફાળ્યું અને બોલ્યા "આ પામર શરીર–

જેણે ઇશ્વરનું દર્શન કર્યું નથી તેને ખાવાનું કેવું ?" આ જોઇ સ્વામીજીની આંખમાં આંસુ આવી ગયાં. પાછળથી ઘણોજ આગ્રહ કરીને કંઇક ખવરાવ્યું.

કેટલીક વખત સ્વામીજી જાતેજ અશ્રુપાત કરતા અને કહેતા કે "અરે, મેં તે શો આધ્યાત્મિક અનુભવ મેળવ્યો છે? એકવાર દશાની ઝાંખી થઇ તે થઈ! ઉલટી તે પછી તો વિયોગની આગ વધારે ભડકી ઉઠી છે. અરે, ક્યાં છે પાછી એ પરમ શાંતિ! મને આટલાથી સંતોષ વળતો નથી! ભક્તો સાથે વાતચિત કરવી પણ મને ગમતી નથી. સચ્ચિદાનંદ-સદાનું પરમસુખ મારે જોઇએ છે! આ નામ-રૂપમાં તે ક્યાં સુધી પડી રહેવું ?" કાશીપુરમાં પ્રાપ્ત થયેલી નિર્વિકલ્પ સમાધિનુંજ આ સ્મરણ હતું. નરેન્દ્ર હવે નામ-રૂપથી કંટાળ્યો હતો. સચ્ચિદાનંદ સ્વરૂપનુંજ તે રટણ કરતો હતો. એક ભક્ત તેને મઠમાં એક દિવસ જોઇને લખે છે: "આજે નરેન્દ્રે નવું ભગવું વસ્ત્ર ધારણ કર્યું છે. કેવો સુંદર તે દેખાય છે! તેનું મુખ બ્રહ્મજ્ઞાનના તેજથી તેજસ્વી બની રહેલું છે, તોપણ તે મુખ ઉપર પ્રભુપ્રેમની કેવી મૃદુતા છવાઇ રહેલી છે! રાત દિવસ પ્રભુનું જ સ્મરણ કરતા આ સાધુઓને ધન્ય છે!"

સાધુતા અને આનંદનું આવું વાતાવરણ મઠમાં પ્રસરી રહ્યું હતું. રામકૃષ્ણમઠનું સઘળું વાતાવરણ આધ્યાત્મિક ચેતનથી ભરપુર થઇ રહ્યું હતું. જાણે કે મઠનાં વૃક્ષો, ઘાસ, પક્ષીઓ, દિવસનો પ્રકાશ અને રાત્રિનો અંધકાર પણ વૈરાગ્ય અને ત્યાગને ધારણ કરી રહેલાં હોય એમ સર્વેને ભાસતું હતું! આ સાધુઓને મન જગત તૃણવત્ હતું. માત્ર પ્રભુનેજ તેઓ ઓળખતા હતા. તેઓએ એક પ્રકારનો જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત કર્યો હતો. ખરેખર, આવા સાધુઓજ ખરેખરા વીર પુરૂષો છે.

આ સાધુઓને મન દિવસ કે રાત્રિ, કલાક કે મિનિટ, કશાની પણ ગણના હતી નહીં, કારણ કે તેઓ સર્વદા સાધનમાં અને આનંદમાંજ રહેતા. જેઓ બહારથી મઠમાં આવતા તે તેમને જોઇને આશ્ચર્ય પામતા અને કહેતા "આ માણસો કોણ છે! તેઓની આંખો કેવી તેજસ્વી છે! તેઓ ગાંડા માણસ જેવા દેખાય છે!" અને ખરેખર તેઓ ગાંડાજ હતા; ઇશ્વરની પાછળ તેઓ ગાંડાજ થઇ રહ્યા હતા! અનેક પ્રકારનો આધ્યાત્મિક અનુભવ તેઓ મેળવતા હતા. કેટલાક કલાકના કલાકો સુધી હાલ્યા ચાલ્યા વગર ધ્યાનસ્થ થઇને રહેતા; કેટલાક ભક્તિમય ભજનો થાકી જવાય ત્યાં સુધી ગાતા; કેટલાક માળા લઇને બેસતા અને આખી રાત જપ કર્યા કરતા; કેટલાક ધુણી સળગાવીને તેની પાસે આસન વાળીને બેસતા અને કલાકો સુધી પરમાત્મ ધ્યાનમાં જોડાઇ રહેતા. શ્રીરામકૃષ્ણની છબી મઠમાં હતી અને તેની સમક્ષ હૃદયસ્પર્શી ભજનો ગવાતાં, મંત્રો ઉચ્ચારાતા, ધુપ, દીપ, નૈવેદ્ય થતાં, અને શંખનાદ પણ કરવામાં આવતો. સાયંકાળે સર્વે સાધુઓ મંત્રોચ્ચાર કરતા અને સર્વની વચમાં નરેન્દ્ર ધ્યાનાવસ્થામાં બેસતો. તે પોતાની આધ્યાત્મિક શક્તિથી સર્વના આત્માને ઉન્નત કરતો બ્રહ્મધ્યાનમાં લીન થઇ રહેતો. અહાહા! આ સાધુઓ-શ્રીરામકૃષ્ણનાં બાળકો–પ્રભુના કેવા પરમ ભકતો હતા! તે સર્વ ભકતોની વચમાં દિવ્યજ્યોતિ સમો નરેન્દ્ર વિરાજતો!

## પ્રકરણ ૨૪ મું-પ્રવાસી સાધુ.

આર્યપ્રજાનું જીવન શેમાં રહેલું છે? તે જીવનમાં કઇ કઇ વૃત્તિઓ પ્રધાનપદ ભોગવી રહેલી છે? તેના હેતુઓ, આદર્શો અને આશયો કયા કયા છે? આર્યપ્રજાનું ખરૂં જીવન ક્યાં જણાઇ આવે છે? તેની ઉન્નતિના

માર્ગો કયા છે? હજારો વર્ષથી તેનું જીવન કઇ દિશામાં વહી રહેલું છે? તેને હવે કઇ દિશામાં વાળવું? આર્ય જીવનમાં પ્રભુનો હેતુ શો રહેલો છે? આર્યપ્રજાને કયા કયા કાર્યને માટે પ્રભુએ નિર્માણ કરેલી છે? આ સઘળું શોધી કહાડવાને સ્વામી વિવેકાનંદે ભારતવર્ષનો ઐતિહાસિક દ્રષ્ટિએ અભ્યાસ કર્યો હતો; એટલુંજ નહિ પણ ગામે ગામ, સ્થળે સ્થળ, ઝુંપડે ઝુંપડે, પર્વતોની ગુફાઓમાં, રાજાઓના મહેલોમાં અને ગરીબોનાં નિવાસ સ્થાનોમાં ફરી ફરીને તેમણે સ્વાનુભવથી નક્કી કર્યું હતું કે આર્ય જીવન શેમાં રહેલું છે. આર્યજીવનનું મૂળ શેમાં છે, અને આર્યજીવનરૂપી પ્રવાહ કયે માર્ગે વહી રહેલો છે? એક ખરા સ્વદેશ ભક્ત અને આદર્શ સુધારક તરીકે તેમણે આ કાર્ય બજાવ્યું છે અને ભારતવર્ષના જીવનની રૂપરેખા આંકીને તેના ભાવી ઉદયને માટે સત્ય માર્ગો સુચવ્યા છે.

તેમના ગુરૂભાઇઓમાં આત્મશ્રદ્ધા વધે, તેઓ એકલા રહેતાં શિખે, એક બીજાની સાથે ભ્રાતૃભાવથી બંધાઇ રહે, સાધુઓનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવે, ભિક્ષાવૃત્તિથી પોતાનું જીવન ચલાવે, જગતમાં વિચરી અનેક પ્રકારના અનુભવો મેળવે, જ્ઞાનમાં વધારો કરે અને જગતની સેવા કરી તેને હરેક રીતે ઉપકારક થઇ રહે; તેમજ પોતે પણ ગુરૂભાઇઓ જોડે ભ્રાતૃભાવથી બંધાયા છતાં સ્વતંત્રપણે બહાર વિચરે; ભારતવર્ષનાં અનેક સ્થળો–ત્યાંના લોકોના આચાર, વિચાર, ધર્મ, કેળવની, સામાજીક સ્થિતિ વગેરે–જુવે; તેનો ઉંડો અભ્યાસ કરી ઐતિહાસિક અને આધ્યાત્મિક દૃષ્ટિથી એક સ્વદેશભક્ત સાધુ તરીકે તેમની ઉન્નતિના માર્ગો યોજે; કોઇ એકાન્ત સ્થળમાં કે કોઇ યાત્રાના સ્થાનમાં, જંગલમાં કે પર્વતના શિખર ઉપર વસી ઉચ્ચ આધ્યાત્મિક દિશામાં મગ્ન રહે; એવા વિચારોથી સ્વામી વિવેકાનંદે હવે મઠને છોડવાનો અને ભારતવર્ષમાં એક પરિવ્રાજક સાધુ તરીકે ફરવાનો નિશ્ચય કર્યો.

આવા પ્રવાસી સાધુ તરીકે તેમણે જે દિવસો ગાળ્યા છે તેમનું વર્ણન રસમય અને બોધપ્રદ છે અને તે સમય આધ્યાત્મિક ભવ્યતાથી ભરપુર છે. ઘણી વખત સ્વામીજી પોતાનું નામ બદલતા અને પોતે ક્યાં જાય છે તે પણ કોઇને જણાવા દેતા નહીં. પોતે ધારેલા કાર્યમાં કોઈ પણ મિત્ર, ગુરૂભાઇ કે શિષ્ય આડે આવે નહીં એમ તેમનો દૃઢ નિશ્ચય હતો. સમસ્ત ભારતવર્ષ અને અખિલ જગતને માટે જે પ્રેમ તેઓ ધરાવી રહ્યા હતા તે પ્રેમમાં—તે પ્રેમથી ઉદ્ભવતા કાર્યમાં અમુક એક, બે, કે પચીસ વ્યક્તિઓનો પ્રેમ અંતરાયરૂપ થઇ ન રહે એવી સાવચેતી તે પહેલેથીજ રાખતા હતા. તે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તેમના શબ્દો, દેખાવ અને જુસ્સાથી મોહિત થઇને તેમના થોડા પણ પરિચયમાં આવનાર દરેક મનુષ્ય બીજાને કહેતો કે "અહીંઆં એક અલૌકિક સાધુ આવ્યા છે! તમારે એમનાં દર્શન કરવાં જોઇએ!"

સ્વામી વિવેકાનંદ આ વખતે તદ્દન એકલાજ વિચરતા અને કોઇ પણ ગામમાં એકાદ દિવસથી વધારે રહેતા નહિ. વધુ ખ્યાતિમાં ન આવવું અને એક સામાન્ય સાધુ તરીકે પસાર થવું એવા હેતુથી તેઓ પોતાની વિદ્યા અને ઇંગ્રેજીનું જ્ઞાન પણ છુપાવતા. કોઇની પાસે કંઈ પણ તેઓ માગતા નહીં અને જે કંઇ આવી મળે તે ખાતા. આ સમય વિષે વાત કરતાં તે કહેતા કે કેટલીકવાર તો તેમને લાંઘા પણ થતાં. કેટલીક વખત તેઓ જંગલમાં વાસ કરતા તો કેટલીક વખત કોઇ જૂની પુરાણી ધર્મશાળામાં ઉતરતા. કેટલીક વખત ખુલ્લા મેદાનમાં તારાઓથી છવાયલા નિર્મળ આકાશ નીચેજ તેઓ એકલા પડી રહેતા. કેટલીક વખત સૂર્યનો સખત તાપ સહન કરી પગે ચાલતા, તો કેટલીક વખત વરસાદની ઝડીઓ વચ્ચેથી પસાર થતા. તેમનું મન આ સર્વ પ્રસંગે આધ્યાત્મિક

વિચારો અને અલૌકિક ભાવનાઓમાં જ રમ્યા કરતું અને ટાઢ કે તડકો કશાની તેઓ પરવા કરતા નહીં. તેઓ "નારાયણ હરિ" કહીને ભિક્ષા માગતા. જે પ્રસંગે જેવો યોગ હોય તે પ્રમાણે તેઓ આગગાડીમાં અથવા પગે ચાલીને જતા.

પ્રવાસી સંન્યાસી તરીકેનો તેમનો બાહ્ય દેખાવ અત્યંત મોહક હતો. રાજપુરૂષની ભવ્યતા તેમાં દેખાતી હતી. તેમનું સઘળું શરીર જાણે કે એક તેજપુંજ સમાન ભાસતું. તેમનાં પ્રકાશિત વિશાળ નેત્રો, ભવ્ય ચારિત્ર્ય અને તેમના મુખારવિંદ ઉપર જણાઇ આવતાં મોટાઇનાં અમુક ચિન્હો વડે કરીને તેમનું ગમન સર્વત્ર આકર્ષક થઇ રહેતું. હાથમાં દણ્ડ, કમણ્ડલુ અને ભગવદ્ગીતા તે ધારણ કરતા. સ્વચ્છ ભગવું વસ્ત્ર પહેરતા અને ઓઢવાને એક કામળી રાખતા. સ્વામી વિવેકાનંદ કહેતા કે એ સમય તેમને મન ઘણોજ આનંદમય લાગતો હતો. "ગિરિ ગુફાઓમાં, સ્મશાન ભૂમિમાં, ગંગા કિનારે કે અન્ય પવિત્ર સરિતાને કાંઠે વસતા, મિત્રરહિત, દ્રવ્યરહિત, એકલા, ઘેરેઘેર ભિક્ષા માગતા કે અયાચક વૃત્તિ ધારણ કરતા, તપના તાપથી શરીરયષ્ટિને બાળી નાંખતા" સ્વામીજી તે સમયમાં અત્યંત ઉજ્જવલ જીવન ગાળી રહ્યા હતા.

**वेदान्तवाक्येषु सदा रमन्तः भिक्षान्नमात्रेण च तुष्टिमन्तः**
**अशोकमन्तः करणे चरन्तः कौपीनवन्तः खलु भाग्यवन्तः**

ભગવાન શંકરે ઉપલા શ્લોકમાં કહ્યા જેવું અતિ ભાગ્યવંત–એવું વિરક્ત જીવન તેઓ ગાળી રહ્યા હતા.

કાશી–બનારસ ! ઘણા પ્રાચીન સમયથી મનાતું પવિત્ર ધામ! હિંદુ ધર્મનું કેન્દ્રસ્થાન ! પ્રાચીન વિદ્યાનો ભંડાર ! હજારો સાધુ–સંન્યાસીઓનું નિવાસસ્થાન! સેંકડો વાનપ્રસ્થીઓનું વિશ્રામસ્થાન ! ઉમાનાથ–

મહાદેવનું પવિત્ર ધામ! વિવેકાનંદે આ પવિત્ર સ્થળમાં જવાનો વિચાર કર્યો. આધ્યાત્મિકતા અને વિદ્યાવડે કરીને પ્રાપ્ત કરેલી તેની ઉજ્જ્વલ કીર્તિ! ગંગા નદીનું ખળખળાટ કરતું વહેતું પવિત્ર જળ! અનેક ભક્તો, સાધુઓ, દેવાલયો અને સર્વત્ર વ્યાપી રહેલું પવિત્ર વાતાવરણ! ભગવાન બુદ્ધ અને શ્રી શંકરાચાર્ય જેવાઓનું ઉપદેશસ્થાન! આવા આવા અનેક વિચારોથી ખેંચાઇ સ્વામીજી બનારસ ગયા. કાશીના સ્ટેશને પહોંચવા પહેલાં ગંગા નદીના પૂલ ઉપરથી જ્યારે તેમણે કિનારા ઉપર બંધાવેલા અનેક સુંદર ઘાટ, ભવ્ય મહેલો અને સુંદર દેવાલયો જોયાં ત્યારે અતિશય સાનંદાશ્ચર્યપૂર્વક આવી જઇ બનારસ તરફનો પૂજ્યભાવ તેમના હૃદયમાં આવેશથી ઉછળી રહ્યો. પાણીની સપાટીથી ઉંચે દેખાતાં અનેક દેવાલયોના ખંડેરો તેમની નજરે પડી પ્રાચીન ભવ્યતાનું ભાન તાજું કરાવવા લાગ્યાં. સ્વામીજી શહેરમાં ગયા, અનેક દેવાલયોમાં દર્શન કર્યાં અને પવિત્ર ગંગામાં સ્નાન કર્યું. ઘાટ ઉપર બેશીને ધ્યાન અને ભક્તિમાં કેટલોક સમય ગાળ્યો અને પછી સાધુઓ જોડે વાર્તાલાપ કરવા લાગ્યા. સનાતન ધર્મનો મહિમા હિંદુધર્મના આ મોટા મથકમાં, વિદ્યા અને ભક્તિના આ સ્થળમાં મૂર્તિમંત થઈ રહેલો તેમને ભાસ્યો. હિંદુસ્તાનનો સુધારો તેમણે કંઇક નવીન પ્રકાશવડે જોયો અને અનુભવ્યું કે આર્યજીવનમાં હજી આત્મા—પરમાત્મા—ના અસ્તિત્વ અને સત્યતાનું પુરેપુરૂં ભાન આ મહાન સ્થળમાં જળવાઇ રહેલું છે. આર્યોની આ મહત્તા અને કીર્તિ આ આત્મદર્શન અને ઉન્નત ચારિત્રમાંજ રહેલી છે. સાધુઓનું ગમનાગમન, ભક્તિનો અપ્રતિહત પ્રવાહ, આધ્યાત્મિકતાનું ભાન, દૈવી દર્શન અને આશિર્વાદ પૂર્ણ વાતાવરણ, આર્યહૃદયનો ઉલ્લાસ આ સર્વ તેમની આગળ અકથિત શબ્દોમાં ભારતવર્ષની કીર્તિ વર્ણવવા લાગ્યાં.

કાશીથી કેટલાક માઇલને અંતરે આવેલા સારનાથ નામના

સ્થળમાં તે એક દિવસ ગયા. તે સ્થળમાં ભગવાન બુદ્ધે પરમસત્યનો સર્વને બોધ કર્યો હતો. અહીંઆં ઘણો વખત સ્વામીજી ઉભા રહ્યા અને ખંડેર થઇ રહેલા તે સ્થળ ઉપર પુષ્કળ વિચાર કરવા લાગ્યા. હજારો વર્ષો ઉપર ભગવાન બુદ્ધના ચરણકમળવડે કરીને પવિત્ર થઇ રહેલી આ જગ્યાને જોઇને તેમનું હૃદય આનંદ અને માનની લાગણીથી ઉભરાઇ રહ્યું. ભગવાન બુદ્ધને તેમણે નમન કર્યું.

કાશીમાં સ્વામીજીને પોતાના દાદા—સંન્યાસી દુર્ગાચરણ સાંભરી આવ્યા. પોતાની દાદી અને તેમના પુત્ર—વિશ્વનાથ—સ્વામીજીના પિતા—અહીંઆં ગંગા નદીમાં લગભગ ડુબી ગયાનો પ્રસંગ તેમને યાદ આવ્યો. વિશ્વનાથ અને વિરેશ્વર મહાદેવનાં દેવાલયોમાં તે હવે દર્શનાર્થે ગયા. અહીંઆં પોતાના જન્મ વિષે ભુવનેશ્વરી માતાએ જે પુજા કરાવેલી તે વાત મગજમાં તાજી થઇ અને એક પ્રકારનો પૂજ્ય ભાવ તેમના મનમાં ઉભરાઇ આવ્યો. હવે તે પોતાનો સમય ભક્તિ અને ધ્યાનમાં તેમજ અસામાન્ય વ્યક્તિઓની શોધ અને સત્સંગ ગાળવા લાગ્યા. માધુકરી લાવીને પેટ ભરવા લાગ્યા. સાયંકાળના સમયમાં કોઇ ઘાટ ઉપર કે સ્મશાનભૂમિમાં બેશીને તેઓ ધ્યાન ધરતા અથવા ભક્તિરસથી ભરેલાં ભજનો ગાતા. રાત્રે ગંગા કિનારેથી પાછા ફરીને વિશ્વનાથના દેવાલયમાં તે જતા અને ત્યાં થતી ભવ્ય પૂજા અને આરતીથી આનંદમગ્ન બની રહેતા.

કાશીમાં અનેક પંડિતો અને સંન્યાસીઓનો તેમને સમાગમ થયો. પ્રસિદ્ધ તૈલંગસ્વામી અને ભાસ્કરાનંદજીનાં દર્શન તેમણે અતિ નમ્ર ભાવે કરી તેમની ચરણરજ માથે ચડાવી હતી. આ બંને અસામાન્ય સંન્યાસીઓ તેમના જ્ઞાનથી અને વક્તૃત્વશક્તિથી બહુજ ખુશી થયા હતા.

એક ખરેખરા સંન્યાસી તરીકે વિવેકાનંદ આ દિવસો ગાળતા હતા. ઘણા અનુભવો તેમને પ્રાપ્ત થતા હતા. સાધુનું સ્વાતંત્ર્ય તે

પુરેપુરૂં ભોગવતા હતા. તે જે જે જોતા કે શ્રવણ કરતા તેનો બારીકીથી વિચાર કરતા અને નવી નવી વસ્તુઓનું અવલોકન કરતા. બનારસ જોવા પછી અને ત્યાંના જીવનનું રહસ્ય જાણ્યા પછી તેઓ અયોધ્યા ગયા.

અયોધ્યામાં રામાયણના અનેક પ્રસંગો તેમને યાદ આવ્યા. પોતાની બાલ્યાવસ્થામાં સ્વામીજી શ્રીરામ અને સીતાની મૂર્તિઓને ઘણુંજ ચ્હાતા અને રામાયણની કથાના જ પ્રસંગોને ગવાતા જે બહુ આનંદથી સાંભળતા તેજ પ્રસંગોની ભૂમિ ઉપર આવતાં તે પ્રસંગો તેમના મનમાં ખડા થવા લાગ્યા. તેમણે મનમાં વિચાર કર્યો "આવાં પવિત્ર અને ઐતિહાસિક ગૌરવવાળા સ્થળોમાં વિચરવાને ગમે તેવી અગવડ પણ કોણ નહીં વેઠે !"

ત્યાંથી તેઓ મુગલ બાદશાહોનો મહિમા અને સંસ્મરણોથી ભરપુર એવા આગ્રા શેહેરમાં આવી પહોંચ્યા. તાજમહાલની અલૌકિક શોભાએ તેમના મન ઉપર ભારે અસર કરી મુકી. મકાનની શ્રેષ્ઠ સંપૂર્ણતા જોઇને સ્વામીજીનું આધ્યાત્મિક હૃદય આનંદથી ઉભરાઇ ગયું. ભારતવર્ષ તરફ જે અગાધ પ્રેમ તે ધરાવી રહ્યા હતા તે પ્રેમથી તેમણે તાજમહાલને—ભારતવર્ષની એક અલૌકિક વસ્તુને—ખુણે ખુણેથી નિહાળી જોઇ.

વારંવાર તે તાજમહાલ જોવાને જતા. ચંદ્રના અજવાળામાં અને પ્રાતઃકાળમાં પણ અનેકવાર તેને જોવાને તે જતા, અને તે સમયે તાજમહાલ જે અપૂર્વ શોભા દર્શાવતો તે જોઇને હિંદના કારીગરોની કળા વિષે સાનંદ ગૌરવ લેતા. શિલ્પકળાની આ અદ્ભુત કારીગરીને જોઇને મોગલ બાદશાહો અને તેમની કચેરીઓનું તેમને સ્મરણ થઇ આવી સઘળો ઇતિહાસ તેમના મગજમાં તરી આવ્યો. આગ્રેથી જતે જતે પણ તેમણે તાજમહાલ તરફ નજર કરી અને દૂરથી

ચળકતું, સફેદ આરસપહાણુમાં કોતરાઇ રહેલું, જાણે કે તે એક સ્વપ્ન હોય તેમ તેમને ભાસ્યું !

શ્રીકૃષ્ણ ! યશોદાનો પુત્ર ! ભારતેન્દુ ! ભારતનો જાયો ! ભારતવર્ષનો આત્મા ! યોગેશ્વર ! જિતેન્દ્રિય ! જિતાત્મા ! કરોડો ભક્તાત્માઓનું વિશ્રામસ્થાન ! અનેકનો પ્રેરક ! ઉદ્ધારક ! એક અલૌકિક સંન્યાસી ! અલૌકિક ગૃહસ્થાશ્રમી ! સદાએ સાદો, સદાએ પવિત્ર, જેનું જીવન ગીતામાં આપેલા ઉપદેશનુંજ પ્રતિબિંબ હતું; જેની આજ્ઞાથી અનેક રાજાઓએ પોતાનાં રાજ્યોનો ત્યાગ કર્યો હતો; જેણે પોતે કદી પણ રાજ્યની ઇચ્છા કરી નથી; એવા શ્રીકૃષ્ણ ! આર્યપ્રજાના હૃદયમાં ઉંડા વસી રહેલા શ્રીકૃષ્ણ ! આ કૃષ્ણની બાલ્યાવસ્થાના વિહારસ્થાન, લીલાસ્થાન, વૃંદાવનમાં આગરેથી પગે ચાલતા કેટલાક દિવસે સ્વામીજી જઇ પહોંચ્યા.

એક ગોવાળ તરીકે જંગલોમાં શ્રીકૃષ્ણે ગાળેલું જીવન, કંસવધ, સમરાંગણમાં તેમણે અર્જુનને આપેલો બોધ—આ સર્વ ઉપર તે હવે વિચાર કરવા લાગ્યા. પછીથી યાત્રાળુઓની ભેગા ભળી જઇને તેમણે પરિક્રમા કરી અને જુદાં જુદાં દેવાલયોમાં સ્થાપેલી શ્રીકૃષ્ણની પ્રતિમાઓનાં ઘણાજ ભાવથી દર્શન કર્યાં. શ્રીકૃષ્ણના ચિંતવનથી તેમનો આત્મા ઉચ્ચાવસ્થા ભોગવી રહ્યો. વૃંદાવનના શ્રીકૃષ્ણ માટે શ્રીરામકૃષ્ણદેવ પણ ઘણોજ પ્રેમ ધરાવતા હતા તે યાદ આવ્યું.

હવે સ્વામીજીએ વૃંદાવનથી બદ્રીનારાયણ જવાનો વિચાર કર્યો. પણ પ્રભુએ કંઇક જુદુંજ ધાર્યું હતું. એક ઉત્તમ ભક્ત આવા મહાત્માઓની શોધમાં રહેતો હતો અને પ્રભુનો હવે સંકેત હતો કે સ્વામીજીએ તેના ગામ તરફ જવું ! હિંદુસ્તાનમાં એવી માન્યતા ચાલી રહેલી છે કે જો કોઇ મનુષ્ય ગુરૂની શોધમાં હોય તો તે તેને આવી મળે છેજ. આથી કરીને હવે સ્વામીજી હાથરસના સ્ટેશનના

એક ખુણામાં ગુપચુપ બેશી રહેલા નજરે પડે છે.

સરતચંદ્ર ગુપ્ત નામનો અહીંઆંનો સ્ટેશન માસ્તર પ્રભુનો ભક્ત હતો. મહાત્માઓની સેવા તે કરતો. કોઇ સારા મહાત્મા મળે તો તેને ગુરૂ તરીકે સ્થાપવાનો તેનો વિચાર હતો. પોતાના કામને અંગે સરતચંદ્ર સ્ટેશનના કંપાઉન્ડમાં આમ તેમ ફરતા હતા એટલામાં તેમણે ખુણામાં આસનવાળીને બેઠેલા સ્વામીજીને જોયા. સરતચંદ્રે તેમની પાસે જઇ નમસ્કાર કર્યા અને સ્વામીજીને પોતાના મકાનમાં આવવાનું કહ્યું. અહીંઆં તે એક બે દિવસ રહ્યા. સરતચંદ્ર અનેક સવાલ પુછતો અને પોતાના મનનું સમાધાન કરી લેતો. એક વખત તે સ્વામીજી પાસે આવ્યો અને તેમને જરાક ઉદાસ ચહેરે બેઠેલા જોયા. સરતચંદ્રે એ વિષે પૂછતાં સ્વામીજીએ જવાબ આપ્યો "મારે ઘણું કામ કરવાનું છે, અને તે કરવાની શક્તિ મારામાં નથી. મારા ગુરૂની આજ્ઞા છે કે મારે કાર્ય કરવું. તે કાર્ય કંઇ નાનુંસુનું નથી, તેમાં આપણા ભારતવર્ષનો પુનરોદ્ધાર આવી રહે છે. આપણા દેશમાંથી અધ્યાત્મિકતા ઘટી જઇને નષ્ટ થવા બેઠી છે. દેશ તેથીજ ગરીબાઇમાં આવી રહેલો છે. હિંદુસ્તાને તે આધ્યાત્મિકતા પ્રાપ્ત કરીને અખિલ વિશ્વને આપવી જોઇએ." આમ કહેતે કહેતે સ્વામીજીના મુખ ઉપર અલૌકિક પ્રકાશ અને સૌંદર્ય વ્યાપી રહ્યું અને તેમની આંખો તેજથી ચળકવા લાગી. સરતચંદ્ર ચકિત થઇને સાંભળી રહ્યો અને બોલ્યો "આ રહ્યો હું, સ્વામીજી! તમારે જે કંઇ કરવાનું હોય તે મને કહો." સ્વામીજીએ જવાબ આપ્યો "હાથમાં ભિક્ષાની ઝોળી ધારણ કરીને આ કામ કરવાને તમે તૈયાર છો? તમે ઘેરઘેર ભિક્ષા માગવા જઇ શકશો? તમે ત્યાગીનું જીવન ગાળી શકશો?" સરતચંદ્રે બહાદુરીથી જવાબ આપ્યો 'હાજી."

થોડા વખતના સમાગમથી પણ સરતચંદ્રનું હૃદય સ્વામીજી પ્રત્

પૂર્ણ ભાવથી ભરપુર થઇ રહ્યું હતું. પોતાની ઉચ્ચ ભાવનાઓની જાણે કે સ્વામીજી જીવંત મૂર્તિ હોય એમ તેને ભાસ્યું હતું. સ્વામીજી હવે જવાની તૈયારી કરી રહ્યા હતા તેથી સરતચંદ્ર બોલી ઉઠ્યોઃ "સ્વામીજી મને તમારો શિષ્ય બનાવો. તમે જ્યાં જશો ત્યાં હું આવીશ." સ્વામીજી બોલ્યાઃ "તમે મને ખરેખરી રીતે અનુસરશો?" સરતચંદ્રે હા કહી. પછી સ્વામીજી બોલ્યાઃ "ત્યારે લ્યો આ મારૂં કમણ્ડલું અને સ્ટેશનના પોર્ટરોને ઘેર જઇને ભિક્ષા માગી લાવો!" સરતચંદ્ર તરતજ ગયો અને થોડી ભિક્ષા માગી લાવ્યો. સ્વામીજીએ તેને આશિર્વાદ આપ્યો.

પછી પોતાનાં માબાપની પરવાનગી લઇને સરતચંદ્ર સ્વામીજીની સાથે જવા તૈયાર થયો. સ્વામીજીએ તેને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યો. આગળ ઉપર તે સ્વામી સદાનંદ તરીકે ઓળખાવા લાગ્યો. ગુરૂ અને શિષ્ય બંને હવે હૃષીકેશ તરફ ગયા. ત્યાં જઇને અનેક સાધુઓ ભેગા તે રહેવા લાગ્યા. અહીંઆંનું સઘળું વાતાવરણ તેમને સાધુમયજ લાગ્યું. તેમણે ઘણા દિવસો આ સ્થળે અભ્યાસમાં ગાળ્યા. હવે હિમાલયનાં ઉંચાં શિખરો ઉપર ચ્હડવાનો તેમણે વિચાર કર્યો. હૃષીકેશમાં પવિત્ર જાન્હવીનું જળ નાચતું, કુદતું, ખળખળાટ કરતું વહી જતું હતું; તેનાથી થતો અવાજ તેમના કાનને અત્યંત પ્રિય લાગતો હતો. સ્વામીજીને મન તે "હર, હર, ૐ ૐ" એમ બોલતો અને સાધુ જીવનનું સ્વાતંત્ર્ય દાખવતો હોય તેવો લાગતો હતો. આસપાસ નાના નાના પહાડો આવી રહેલા હતા અને તે સવાર તથા સાંજના સમયે શાંત અને કિંચિત પ્રકાશવાળા સમયે રંગબેરંગી ચિત્રો ધારણ કરી રહેલા જણાતા હતા. આથી કરીને હાલ તો આ સ્થળમાંજ રહેવું એવો નિશ્ચય સ્વામીજી કરી રહ્યા હતા. પણ એટલામાં સદાનંદ પુષ્કળ માંદા પડયા અને તેથી સ્વામીજીને પાછા વળવું પડ્યું.

સ્વામીજી પોતાના શિષ્ય પ્રત્યે કેવું વર્તન રાખતા તે વિષે સદાનંદ લખે છે: "હું માંદો હતો અને બેભાન થઇ જતો હતો. સ્વામીજીએ મને મૃત્યુથી બચાવ્યો. એક ઘોડાવાળાની માફક તે મારો ઘોડો દોરતા; રસ્તામાં પૂર્ણ જોસવાળી, કાદવમાં લપસી જવાય એવી અનેક નદીઓમાંથી મને પાર ઉતારતા. જ્યારે હું ઘણોજ માંદો પડયો ત્યારે તેમણે મારો સઘળો સામાન, રે, જોડા પણ પોતે ઉંચકી લીધા હતા!"

મઠમાં સઘળા ગુરૂભાઇઓ વિવેકાનંદને પાછા આવેલા જોઇને ઘણાજ ખુશી થયા. પૂજા અને ભજનમાં તે હવે ભાગ લેવા લાગ્યા. પોતે કરેલા પ્રવાસનો અનુભવ સર્વને કહીને સર્વની દૃષ્ટિ વિશાળ બનાવવા લાગ્યા. ભારતવર્ષના આધ્યાત્મિક પુનરોદ્ધારના વિચારો હવે ખૂબ જોસથી તેમના મનમાં ઉભરાવા લાગ્યા. બનારસ, અયોધ્યા, વૃંદાવન, આગ્રા વગેરે સ્થળમાં સ્વામીજીને જે અનુભવ પ્રાપ્ત થયો હતો તે ઉપરથી તે હવે કહેવા લાગ્યા કે હિંદુસ્તાનનો સુધારો આધ્યાત્મિક, ઉત્પાદક શક્તિવાળો અને ઉંચા પ્રકારનો છે. "સઘળું એશીઆ એકજ છે" આ કહેવત ભારતવર્ષમાં ખરી પડે છે. યાત્રાનાં સ્થાનોમાં, આધ્યાત્મિક આદર્શોમાં અને સંસ્કૃત વિદ્યાના ઉંડા અધ્યયનમાં આખું ભારતવર્ષ એકજ દેખાય છે. સમાજના બંધારણનાં તત્વો સર્વત્ર એકજ દેખાય છે. કાશ્મીર અને નેપાલથી કેપ કોમોરીન સુધી અને આસામથી મુંબઇ સુધી સરખીજ પૂજા થાય છે. અમરનાથના શિવ, નેપાલના પશુપતિનાથ, તારકેશ્વરના મહાદેવ, કાશીના વિશ્વનાથ અને છેક દક્ષિણમાંના રામેશ્વરના શિવ સઘળા એકજ છે.

રામકૃષ્ણમઠ હવે એક ધાર્મિક વિશ્વવિદ્યાલય જેવો બની રહ્યો હતો. તત્વજ્ઞાનની જુદી જુદી શાખાઓ, સમાજ શાસ્ત્ર, ઇતિહાસ વગેરે બાબતો સંન્યાસીઓ તેમજ બાજા શ્રોતાઓને અહીં આધ્યાત્મિક દૃષ્ટિથી સમજાવવામાં આવતી. સઘળા સાધુઓ સનાતન ધર્મની

ઉજ્જવલ કીર્તિથી પ્રેરાઇ રહ્યા! પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓની તુલના કરી સ્વામીજીએ સૌના મનમાં ઠસાવ્યું કે પાશ્ચાત્ય સુધારે અનિષ્ટ પરિણામ યુક્ત જડવાદથીજ જડિત છે ત્યારે હિંદનું જીવન તો ધર્મજ છે. **ધર્મથીજ તેનો ઉદય અને જય છે.** ધર્મનાં લક્ષણ દયા, ક્ષમા, તપ, સત્ય, બ્રહ્મચર્ય વગેરે શિવાય કઇ પ્રજાએ પોતાનો ઉદય કર્યો છે! સઘળા સાધુઓ હિંદ વિષેના અનેક પ્રશ્નોને મનમાં વિચાર કરવા લાગ્યા. પોતાની માતૃભૂમિનો પુનરોદ્ધાર થાય એવી ઇચ્છા ધરતા પ્રભુને પામી રહ્યા.



## પ્રકરણ ૨૫ મું-પાવરી બાબા.

ગાઝીપુરમાં પાવરી બાબા કેવું અદ્દભુત જીવન ગાળી રહ્યા હતા! એક વખત આખા હિંદમાં મહાપુરૂષોની શોધ કરતાં કેશવચંદ્રસેને આ યોગી વિષે સાંભળ્યું અને તેમનાં દર્શન કરવાને માટે તે ગયા હતા. દક્ષિણેશ્વરના બાગમાં વિવેકાનંદે તેમની હકીકત જાણી અને કાશીપુરથી તેમનાં દર્શનાર્થે ગયા ત્યારે પાવરી બાબાના જીવનથી તેમના મન ઉપર ભારે અસર થઇ રહી હતી.

આ પાવરી બાબા એક બ્રાહ્મણના પુત્ર હતા. નાનપણમાં તેમને ન્યાય અને વ્યાકરણ શિખવવામાં આવ્યાં હતાં. રામાનુજ સંપ્રદાયનાં પુસ્તકોનો તેમણે અભ્યાસ કર્યો અને પોતાના પાલકના મૃત્યુ પછી તે સત્યની શોધમાં સ્થળે સ્થળે વિચરવા લાગ્યા. ગિરનાર પર્વત ઉપર તે યોગ શિખ્યા. પછીથી તે બનારસ ગયા અને ત્યાં એક સંન્યાસી પાસે અદ્વૈત-વેદાન્તનો અભ્યાસ કરવા લાગ્યા.

કેટલાંક વર્ષ સુધી સંપૂર્ણ ત્યાગીનું જીવન ગાળ્યા પછી આખરે તે ગાઝીપુરમાં આવીને રહ્યા હતા. અહીંઆં નદીને કિનારે

તેમણે પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો. આખો દિવસ તેઓ ધ્યાનમાં રહેતા અને રાત્રે શરીરની ક્રિયાઓ કરવા માટે બહાર નિકળતા. માત્ર લીંબડાનાં થોડાં પાંદડાંનોજ તે દરરોજ આહાર કરતા. કોઇ પણ કામ કરવું તે પ્રભુને માટેજ કરવું એવો તેમનો સિદ્ધાંત હતો. લોકો તેમને પવન—અહારી અગર પાવરી બાબા કહેતા. દિવસના દિવસો અને મહિનાના મહિના સુધી તે પોતાના આશ્રમની ગુફામાં ધ્યાનસ્થ થઇ રહેતા અને લોકો તેમના વિષે કંઈ પણ જાણતા નહીં. આખરે એકાદ દિવસ તે બહાર આવેલા દેખાતા અને તે દિવસે લોકો મોટો ઉત્સવ કરતા.

પાવરી બાબા સર્વત્ર પ્રભુનેજ જોતા! એમના વિષે એવું કહેવાય છે કે એક દિવસ તેમના આશ્રમમાં રાતે ચોર પેઠો હતો. કેટલાંક વાસણ લઇને તે ન્હાસી જવાની તૈયારીમાં હતો એટલામાં પાવરી બાબા જાગી ઉઠયા અને પેલો ચોર વાસણ પડતાં મૂકીને ન્હાસવા લાગ્યો. પેલાં વાસણ લઇને પાવરી બાબા દોડતા દોડતા તેની પાછળ ગયા. તેને પકડી પાડી પગે પડી કહેવા લાગ્યા "મને માફ કરજો! હું તમને કામમાં આડે આવ્યો! આ વાસણ તમે લ્યો. તે તમારાજ છે! મારા કરતાં તમારે તેની વધારે જરૂર છે." આમ કહેતે કહેતે તેમની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. વળી એક વખત તેમને એક કાળો નાગ કરડયો; પણ પાવરી બાબા તો તેવાજ હસતા મુખથી કહેવા લાગ્યાઃ "આ તો પ્રભુએ પોતાનો દૂત મોકલ્યો છે!" કોઈ પણ જાતના શારીરિક દુઃખને તે પ્રભુના આશિર્વાદ રૂપજ ગણતા. તે એક મોટા જ્ઞાની તેમજ પ્રભુના પરમ ભક્ત હતા.

પાવરી બાબાની આસપાસ પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું. પોતાના ઉપર આ સંત પુરૂષનો ભારે ઉપકાર થયેલો છે એમ

સ્વામી વિવેકાનંદ માનતા, તેમને ગુરૂ તરીકે ગણતા, અત્યંત ચ્હાતા અને તેમની સેવા કરતા. આ યોગી વિષે વિવેકાનંદ કહેતા "તેમનો અવાજ અત્યંત મિષ્ટ હતો. લગભગ દસ વરસ સુધી તેમણે જગતમાં કોઇને મુખ બતાવ્યું નહોતું. થોડા બટાટા અને થોડું માખણ તેમની મઢીના બારણાં આગળ મૂકવામાં આવતું અને જ્યારે તે ગુફામાં રહેતા ત્યારે તો તેટલું પણ તેમને જોઇતું નહોતું. ગમે તેવું નજીવું કામ હોય પણ તે કરવાને બેઠા તો પછી તેમાં તે પુરેપુરા ગરક થઇ જતા. રઘુનાથજીની પૂજા કરવામાં જેટલી કાળજી તે રાખતા અને ધ્યાન દેતા તેટલીજ કાળજી અને ધ્યાનથી તે એક લોટાને પણ માંજતા ! કોઇ પણ કાર્યમાં ફતેહ મેળવવાનું રહસ્ય તે આ પ્રમાણે દર્શાવતાઃ "કાર્ય કરવાનાં સાધનો અને તેના ફળનું તાદાત્મ્ય સાધો. તે બંને એકજ છે એમ ગણો." આ સિદ્ધાંતના તે પોતે જીવંત દૃષ્ટાંત રૂપ હતા. તેમનામાં અલૌકિક નમ્રતાએ વાસ કરેલો હતો. હરેક પ્રસંગે તેઓ શાસ્ત્રનું એકાદ સુંદર વચન કહેતા અને પોતાની નમ્રતા અને નિરાભિમાનતા દર્શાવતા.

આવા મહાન સાધુનાં ફરીથી દર્શન કરવાનું મન વિવેકાનંદને થાય તેમાં શી નવાઇ! સ્વામીજી ગાઝીપુર ગયા અને રાય ગગનચંદ્રને ઘેર મુકામ કર્યો. અહીંઆં અનેક મનુષ્યો તેમને મળવાને આવ્યા અને અનેક વિષયો ચર્ચાયા. સામાજીક સુધારણા વિષે બોલતાં સ્વામીજી કહેવા લાગ્યાઃ "તિરસ્કારથી કે સખત ટીકાઓથી સંસાર સુધારાનું કાર્ય ચલાવવું ન જોઇએ. અત્યંત પ્રેમ અને અત્યંત ધીરજથી અને શિક્ષણના પ્રચારથી તે આગળ વધારવું જોઇએ. શિક્ષણના પ્રચાર વડે કરીને સ્વાભાવિક રીતે અંતઃકરણમાંથીજ સુધારો થતો આવશે. આર્યોનું શિક્ષણ આર્યોના આચાર વિચારને અનુકુળજ હોવું જોઇએ. તે શિક્ષણ હિંદુ ધર્મનાં આદર્શોનું

યોગ્ય રીતે ગૌરવ દર્શાવનારૂં, તેમનો વિકાસ કરનારૂં અને તેમની પુરેપુરી સમજ આપનારૂં હોવું જોઇએ. હિંદુ ધર્મ એક જાતનો ભ્રમ નથી; તમે તેમાં ઉંડી ડૂબકી મારો અને તેની મહત્તા તમને સમજાશે. પરદેશીઓના ખોટા ભપકાથી, શિક્ષણથી કે રિવાજોથી હારવાઇ જશો નહિ: આપણી માતૃભૂમિનો પુરેપુરો અભ્યાસ કરો. આપણી હિંદુ જાતિ શેને માટે નિર્માણ થયેલી છે તે શોધી કહાડો. આપણને જાદુ કરવામાં આવ્યું હોય તેમ આપણે એમજ ધારીએ છીએ કે હિંદુસ્તાને પોતાના જીવનનું આદર્શ ખોટુંજ માની લીધું છે! આથી વધારે શોકકારક સ્થિતિ કઇ કહેવાય? આપણે આપણી સંસ્કૃતિના આદર્શો જોઇ શકતા નથી એજ આપણી ખરી અને હૃદયભેદક ગરિમાઇ છે. જ્યારે આપણને આપણા ખરા આદર્શોનું પુરેપુરૂં ભાન થશે ત્યારે આપણા સઘળા પ્રશ્નોનું નિરાકરણ એની મેળેજ થઇ રહેશે."

શ્રોતાજનોની આગળ સ્વામીજીએ આ પ્રમાણે કહ્યા પછી તેઓ પાવરી બાબા પાસે જવાને નીકળ્યા. ત્યાં વેદાન્ત અને ભક્તિ ઉપર તે વાતચિત કરવા લાગ્યા. વેદાન્તની વાત કરતે કરતે સ્વામીજી અને પાવરી બાબા સૂક્ષ્મ વિચારમાં એટલા તો ઉંડા ઉતરી ગયા કે તેમની આસપાસના મનુષ્યો તો તેમની વાત સમજીજ શક્યા નહી. તત્ત્વજ્ઞાનની જુદી જુદી શાખાઓનો આંતર સંબંધ, યોગમાર્ગ, આત્મવિકાસથી બ્રહ્મની પ્રાપ્તિ, આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવાનાં અને તેને વ્યવહારિક જીવનમાં અનુકુળ કરવાનાં સાધનો, વગેરે વિષયો ઉપર તેમની વાતો ચાલી. વારંવાર તેમની પાસે જવાથી અને તેમને મુખે વેદાન્તનાં ગુહ્ય તત્વોનું સૂક્ષ્મ વિવેચન શ્રવણ કરવાથી સ્વામીજીનું મન પાવરી બાબા તરફ વધારેને વધારે આકર્ષાયું. તે તેમને અત્યંત ચ્હાવા લાગ્યા. પરસ્પર વિરોધિ ભાસતાં વેદાન્ત

વાક્યોની એકવાક્યતા સાધનાર અનેક વચનો તેમના મુખમાંથી ફુલની માફક ઝરવા લાગ્યાં. શબ્દે શબ્દની સ્વામીજી તુલના કરવા લાગ્યા. જ્ઞાનનો અસ્ખલિત પ્રવાહ વહીજ રહ્યો. પાવરી બાબાનાં વચનો પરમાત્મ દર્શનનું ઉંડું રહસ્ય અને સ્વાનુભવ દર્શાવી રહ્યાં હતાં. તેમની પાસેથી સ્વામીજી આધ્યાત્મિક સત્યોનું ઉંડું રહસ્ય સમજ્યા. સ્વામીજીએ તેમને પૂછ્યું: "જ્ઞાનનો ઉપદેશ કરવાને તમે બહાર કેમ આવતા નથી?" બાબાજી બોલ્યા "તમે એમ ધારો છો કે મનુષ્ય મનુષ્યને શરીરથીજ મદદ કરી શકે છે? શરીરની મદદ વગર પણ એક મન અનેક મનુષ્યોનાં મનને ગમે તેટલે છેટેથી સહાય આપી શકે છે." આ ઉત્તરથી સ્વામીજી વધારે માનની લાગણીથી પાવરી બાબા તરફ જોવા લાગ્યા. પાવરી બાબાની પવિત્ર સંનિધિમાં સ્વામીજીએ પરમ સુખ અને શાંતિ અનુભવ્યાં.

આ વખતે કેટલાંક કારણોને લીધે સ્વામીજીને કલકત્તે પાછા જવું પડ્યું. પાવરી બાબાનાજ વિચારો તેમના મગજમાં રમી રહ્યા હતા. મઠમાં તે સર્વને પાવરી બાબાનો સિદ્ધાંત "કાર્યનાં સાધનો અને ફલનું તાદાત્મ્ય સાધો" એ સમજાવવા લાગ્યા. શ્રીરામકૃષ્ણની અનુપમ મહત્તા સૌના મનમાં ઠસાવવા લાગ્યા. તેમના દરેક વચન ઉપર પુસ્તકનાં પુસ્તક લખી શકાય એમ તે કહેવા લાગ્યા. એક ગૃહસ્થાશ્રમી ત્યાં હાજર હતો અને તે શંકા કરવા લાગ્યો કે "તેમ શી રીતે બની શકે?" સ્વામીજીએ કહ્યું: "હા! ગમે તે બોધવચન લ્યો અને હું તમને બતાવીશ કે તેમ શી રીતે બની શકે! ગૃહસ્થાશ્રમીએ એક બોધવચન કહેવા માંડ્યું: "એક સાધુએ પોતાના શિષ્યને ઉપદેશ કર્યો હતો કે આ જગતમાં જે જે દેખાય છે તે સઘળું ઇશ્વરજ છે. શિષ્યે આ વાતનો શબ્દાર્થ ગ્રહણ કર્યો; પણ તેનું રહસ્ય તે સમજ્યો નહોતો. એક વખત રસ્તામાં થઇને તે જતો હતો ત્યારે સામો એક

હાથી આવ્યો. શિષ્ય ત્યાંથી ખસ્યો નહિ. તેણે માન્યું કે તે પોતે ઇશ્વર છે અને હાથી પણ ઇશ્વરજ છે ! મહાવતે બૂમ પાડવા છતાં પણ તે દૂર ખસ્યો નહિ અને તેથી હાથીએ તેને ઇજા કરી. શિષ્ય પોતાના ગુરૂની પાસે આવ્યો અને તેમનું વચન જુઠું છે એમ કહેવા લાગ્યો. ગુરૂ બોલ્યાઃ "તું ઇશ્વર છે અને હાથી પણ ઇશ્વર છે, તો જ્યારે મહાવત રૂપી ઇશ્વરે તને આઘા ખશી જવાનું કહ્યું ત્યારે તેનું કહેવું તેં શા માટે માન્યું નહિ!" પુરેપુરા ત્રણ દિવસ સુધી સ્વામીજીએ આ બોધ વચન ઉપર ટીકા કરી અને સર્વને સાબીત કરી આપ્યું કે પૂર્વ અને પશ્ચિમમાં ઘણાએ પંડિતો, તત્ત્વજ્ઞાનીઓ અને ઇશ્વરવાદીઓ દ્વૈતમાર્ગ અને અદ્વૈતવાદ ઉપર જુદા જુદા મત ધરાવી રહેલા છે. પણ તે સઘળા જુદા જુદા મતોનું સમાધાન શ્રીરામકૃષ્ણના ફક્ત આ એકજ બોધ વચનથી થઇ જાય છે.

વળી થોડાક વખત પછી પાછા સ્વામીજી ગાઝીપુર જઇ આવ્યા. ત્યાં પાવરી બાબાનો પુષ્કળ સમાગમ તેમણે કર્યો હતો. આ વખતે ગાઝીપુરમાં કેટલાક યુરોપિયન અમલદારો એમની મુલાકાતે આવ્યા. રોસ નામનો એક અમલદાર હિંદુઓના ઉત્સવો વિષે તેમને પુછવા લાગ્યો. ખાસ કરીને હોળી અને રામલીલા વિષે તેને વધારે માહિતી જોઇતી હતી. સ્વામીજીએ પ્રકૃતિપૂજા, વીરપૂજા અને ધાર્મિક વિકાસનો પરસ્પર સંબંધ દર્શાવ્યો. હિંદુઓના દરેકે દરેક સામાજીક રિવાજની પાછળ આધ્યાત્મિક સત્યો રહેલાં છે એમ તેમણે પ્રતિપાદન કર્યું અને તે એવા જુસ્સાથી, તર્કથી, યુક્તિથી અને ઐતિહાસિક પ્રમાણોથી સમજાવ્યું કે રોસના મનમાં સનાતન ધર્મની મહત્તા ઠસી રહી અને તેને લાગ્યું કે, હિંદુધર્મ એક વિશાળ અને દીર્ઘદૃષ્ટિથી બંધાયલું આધ્યાત્મિક આદર્શ છે. રોસે ડીસ્ટ્રીકટ જડજ પેનીંગ્ટન સાથે સ્વામીજીનું ઓળખાણ કરાવ્યું. તેમણે તેમને હિંદુ ધર્મ, યોગ,

વગેરે ઉપર અનેક સવાલો પૂછ્યા. સ્વામીજીએ યોગના સિદ્ધાંતોની સત્યતા વિજ્ઞાનશાસ્ત્રનાં તત્ત્વોથી સાબીત કરી અને યોગીઓની સિદ્ધિઓ આધુનિક માનસશાસ્ત્રને અનુકુળ છે એમ પ્રતિપાદન કર્યું. કર્નલ રીવેટ કર્નાક નામનો યુરોપીયન અમલદાર તેમને વેદાન્ત વિષે અનેક પ્રશ્નો પુછવા લાગ્યો. કર્નાકને શંકા હતી કે વેદાન્તનાં સત્યો વ્યવહારિક જીવનમાં પાળી શકાય નહી! ઘણીજ વિશાળ બુદ્ધિથી સ્વામીજીએ કર્નાકના મનનું સમાધાન કર્યું. સ્વામીજીએ દર્શાવ્યું કે મનુષ્ય પ્રયત્ન કરે છે, અનેકવાર ખત્તા ખાય છે, દુઃખ ભોગવે છે, છતાં પણ ઉચ્ચ આદર્શને ધારણ કરી રહે છે. આમ ઉચ્ચ આદર્શ અને વ્યવહારમાં પડતાં અનેક સંકટોની વચમાં તેનું જીવન અથડાય છે અને આખરે આમ પ્રયાસ કરતે કરતે આખું જીવન આદર્શમય આધ્યાત્મિકજ બની રહે છે. તેનો અંતરાત્મા કથી રહે છે "આ સઘળું પ્રભુમયજ છે, આ સઘળું દૈવી છે, ઉચ્ચ અને નીચ સર્વ અનંત પ્રભુનાંજ જુદાં જુદાં સ્વરૂપ છે, સમજદાર અને મૂર્ખ સર્વનું અંતિમ લક્ષ્ય સમજ્યે કે વગર સમજ્યે પ્રભુનીજ પ્રાપ્તિ છે. સુખ, દુઃખ, શુભાશુભ, વગેરે સર્વ તેનાંજ પ્રેરક છે." જ્યારે જીવનનો આવો ઉંચો ખ્યાલ આવે છે ત્યારેજ અનંતત્વનું ભાન થઇને અનંતત્વ અને નિત્યત્વ શિવાય બીજું કાંઇજ જણાતું નથી. દેશ, કાલ અને વસ્તુના ભેદો માત્ર કહેવામાંજ રહે છે. જ્યારે જીવાત્મા યોગ્ય આધ્યાત્મિક વિકાસને પામે છે ત્યારેજ તેને આ દિક્કાલાદિથી અબાધિત પરમતત્ત્વ–સત્યનું દર્શન થાય છે.

વક્તા–વિવેકાનંદ આ વાત કહેતાં અત્યંત ઉલ્લાસમાં આવી ગયા. તેમના મુખ ઉપર અત્યંત તેજ છવાઇ રહ્યું. તેમની સાધુતા, વૈરાગ્ય, જ્ઞાન, શક્તિ અને ચારિત્ર્ય પોતાનો પ્રભાવ દર્શાવી રહ્યાં. અદ્વૈતવાદની જાણે કે સાક્ષાત્ મૂર્તિ હોય તેમ તે કર્નાક સાહેબને

અને સર્વને દેખાવા લાગ્યા.

હિંદુઓનું જીવન અને આ પરમ આદર્શ વચ્ચે શો સંબંધ રહેલો છે તે હવે સ્વામીજી દર્શાવવા લાગ્યા. હિંદુઓ જે રીતે ખાય છે, વસ્ત્ર ધારણ કરે છે, લગ્ન કરે છે, પોતાનાં છોકરાંને ઉછેરે છે અને પ્રેતને જે દૃષ્ટિથી જુએ છે, તે સર્વ, તેમનામાંથી દેહાત્મ ભાવ દૂર કરી આત્મભાવ ઠસાવવાનાં અનેક સાધનો રૂપે જ છે. હિંદુઓના દેવતાઓ પરમતત્ત્વનાં જુદાં જુદાં મૂર્તિમંત લક્ષણો છે. જ્યાં સુધી મનુષ્ય અમુક બંધનોમાં બંધાઇ રહે છે અને પરમતત્ત્વને ઓળખતો નથી ત્યાં સુધીજ આ દેવતાઓનું પૂજન કરે છે. સર્વ ધર્મ પરમતત્ત્વને પહોંચવાના જુદા જુદા માર્ગરૂપજ છે. આધ્યાત્મિક દર્શન અને માનસિક વિકાસની અવસ્થાઓ અસંખ્ય છે. લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા, કાળી, શિવ, ઉમા, રાધા, કૃષ્ણ, સીતા, રામ, હિંદુઓની સઘળી દંતકથાઓ, રિવાજો અને સમાજનું બંધારણ—આ સર્વ પરમતત્ત્વની પ્રાપ્તિનાંજ અનેક સાધનો છે.

આ સાંભળીને ક્નાક સાહેબ જાણે તેમના બાઇબલનાંજ વચનો ઉચ્ચારાતાં હોય; જાણે કોઇ નવીનજ પ્રકાશ હૃદયમાં આવી પડતો હોય અને અંધકારને નષ્ટ કરતો હોય; જાણે કે આધ્યાત્મિક બુદ્ધિની ઉચ્ચાવસ્થામાંથી પરમ દૈવત્વને પ્રગટ કરાતું હોય તેમ અનુભવવા લાગ્યા. સર્વે શ્રોતાજનો ધારવા લાગ્યા કે, "આ એક ખરેખરો સ્વદેશ ભક્ત સાધુ છે!"

# પ્રકરણ ૨૬ મું—હિમાલયમાં પર્યટણ.

કલકત્તામાં આવેલા રામકૃષ્ણમઠમાં વિવેકાનંદના ગુરૂભાઇઓ રહેતા હતા. સ્વામીજી તે સર્વના નેતા હતા. તે ગુરૂભાઇઓ હજી બીન અનુભવી અને બાળક જેવા સાદા—ભોળાજ હતા. આથી કરીને વિવેકાનંદને તેમની કાળજી રાખવી પડતી હતી. જ્યાં જ્યાં તે જતા હતા ત્યાં ત્યાં તેમના ગુરૂભાઇઓના વિચાર તેમને આવતા અને કેટલીક વખત કોઇની માંદગીને લીધે તેમને કલકત્તે પાછા જવું પડતું હતું. તેમના ગુરૂભાઇઓમાંના કેટલાએક વિવેકાનંદની માફક પર્યટણ કરવાને નીકળી પડયા હતા અને તેઓ કદી આફતમાં આવી પડયા હોય તો તેમને મદદ કરવાને માટે વિવેકાનંદને એક ગામથી બીજે ગામ જવું પડતું હતું. આથી કરીને આપણે જોઇ શકીશું કે વિવેકાનંદને ત્રણ કામ સાથે સાથે કરવાનાં હતાં. પોતાના ગુરૂભાઇઓની સંભાળ લેવી, તેમને યોગ્ય શિક્ષણ આપવું અને તેમનો પરસ્પરનો તેમજ પોતાની સાથેનો ભ્રાતૃભાવ ટકાવી રાખી તેમનું એક મંડળ બનાવવું; સાધુ તરીકે પોતાના જીવનને વધારે ઉન્નત અને પરમાત્મ પરાયણ કરતા ચાલવું; અને ભારતવર્ષમાં સર્વત્ર પર્યટણ કરી જનસમૂહનું જીવન જોઇ તેના ઉપર વિચાર કરી ભારતવર્ષના કલ્યાણના માર્ગો યોજવા. આ ત્રણ બાબતો ધ્યાનમાં રાખીને જ્યારે આપણે તેમના જીવનને તપાસીશું ત્યારેજ આપણને સમજાશે કે સ્વામી વિવેકાનંદનો જીવન પ્રવાહ કઇ દિશામાં વહી રહ્યો હતો.

ગાઝીપુર, બનારસ, વૃંદાવન, આગ્રા વગેરે સ્થળોમાં પ્રવાસ કરતે કરતે સ્વામીજીનું મન અનેક પ્રકારનું અવલોકન કરી રહ્યું હતું. ભારતવર્ષમાં ધર્મ અને સમાજ વચ્ચે શો સંબંધ રહેલો છે તેની શોધ કરતાં તેમને માલમ પડ્યું હતું કે હિંદમાં ધર્મ અને સમાજ

એક બીજાની સાથે ઓતપ્રોત થઈ રહેલાં છે. હિંદમાં ધર્મ અને સમાજનો હૃદય સાથે સાથેજ છે. તેમણે અનુભવ્યું હતું કે જ્યારે જ્યારે આર્યાવર્ત ઐતિહાસિક દૃષ્ટિએ મહત્તા ભોગવતું હતું ત્યારે ત્યાં ધાર્મિક જાગૃતિ પ્રથમ થયેલી જોવામાં આવતી હતી. તેમણે પોતાના મનમાં એવો દૃઢ સિદ્ધાંત બાંધ્યો હતો અને પોતાના ગુરૂભાઈઓને પણ શિખવતા હતા કે, "ધર્મજ આર્યશિક્ષણનો પાયો છે." ધર્મવડેજ હિંદ મહત્તા પ્રાપ્ત કરી શકશે અને હિંદનાં સઘળા સામાજીક પ્રશ્નોનો વિચાર ધાર્મિક દૃષ્ટિએજ થવો જોઈએ. હિંદના ધર્મથીજ આકર્ષાઈને સ્વામીજી દેશભક્ત બન્યા હતા અને તેમની સ્વદેશભક્તિને લીધે હિંદુ ધર્મ પ્રત્યે તેમનો ભાવ વધી રહ્યો હતો. ભારતવર્ષના લોકો વિષે અસંખ્ય વિચારો તેમના મનમાં આવતા અને હૃદયને હલાવી મુકતા. સ્વદેશભક્તિ પણ સનાતન ધર્મનું એક અંગ છે એમ તેમને ભાસતું. આથી કરીને ભારતવર્ષના મહા પ્રશ્નોનું પણ નિરાકરણ કરવું એવા વિચાર સ્વામીજીના મનમાં પ્રેરાઈ રહ્યા હતા. દક્ષિણેશ્વરનો યુવાન નરેન્દ્ર વેદ અને ઉપનિષદોનાં સત્યોને આર્યપ્રજાના જીવનમાં રગે રગે કેવી રીતે ઉતારવાં, તે સત્યો પ્રમાણે આર્યજીવનને કેવી રીતે ઘડવું અને તેને આધુનિક સમયને અનુકુળ કેવી રીતે કરવું, વગેરે બાબતો સિદ્ધ કરવાનાં સાધનોને મનમાં યોજી રહ્યો હતો. પણ તેનીજ સાથે મનની સઘળી શક્તિઓનો નિગ્રહ કરી પુનઃ પુનઃ આત્મસાક્ષાત્કાર કરવો–એ વિચાર પણ વારંવાર તેના મનમાં આગ્રાજ કરતો અને બીજા સઘળા વિચારોને તે દબાવી નાખતો. આથી હવે વિવેકાનંદે મનમાં વિચાર કર્યો કે "આ વખતે મારા પ્રવાસમાં ધ્યાન ધરવાને માટે એક ગુફા હું ખોળી કહાડીશ અને મારા સ્પર્શ માત્રથી હું બીજા મનુષ્યના મનને ફેરવી શકું એવી શક્તિ હું જ્યાં સુધી પ્રાપ્ત નહીં કરૂં ત્યાં સુધી હું

મઠમાં પાછો આવીશ નહિ. ”

આમ વિચાર કરીને સ્વામી વિવેકાનંદ હિમાલયમાં જવા નીકળ્યા. જતા પહેલા શારદાદેવી–ગુરૂપત્નીનો આશિર્વાદ તેમણે લીધો.

ફરીથી પ્રવાસે નીકળવાથી વિવેકાનંદ હવે મનમાં ખુશી થવા લાગ્યા. હિમાલયમાં ઘણા વખત સુધી અભ્યાસ કરવાથી તેમના મનમાં પરમશાંતિનો વાસ થશે એમ તે ધારવા લાગ્યા. આગગાડીમાં બેસીને તે ગયા નહિ. ગંગા નદીને કિનારે કિનારે પગે ચાલીને જવું કે જેથી કરીને આખી મુસાફરી સાધના અને તપરૂપ થઇ રહે એવો તેમનો નિશ્ચય હતો. સ્વામી અખંડાનંદ–એક ગુરૂભાઇ–તેમની સાથે ગયા. રસ્તામાં ભાગલપુર નામના સ્થળમાં તેઓએ પ્રથમ મુકામ કર્યો. તેઓએ જેવાં તેવાં કપડાં પહેર્યાં હતાં અને પહેરવશ જોતાં સામાન્ય સાધુ જેવા તે દેખાતા હતા. પણ તેમનું ચલન વલન રાજકુમારોને છાજે તેવું હતું. જ્યારે તેઓ ભિક્ષા માગવાને કોઇને ઘેર જતા ત્યારે સાધુના વેશમાં રાજા આવ્યા હોય તેવો દેખાવ સર્વને લાગતો હતો. ભાગલપુરમાં આવીને નદીને કિનારે તે બેઠા હતા.

તેઓ અંત થાકી થયેલા દેખાતા હતા, છતાં તેમનાં મુખ ઉપર વૈરાગ્યની શાંત પ્રભા છવાઇ રહેલી હતી. તેમના દેખાવથી આકર્ષાઇને ઘણા લોકો તેમની પાસે આવવા લાગ્યા.

ભાગલપુરમાં મન્મથનાથ બાબુ નામનો એક નામાંકિત પુરૂષ સ્વામીજીનો ખરેખરો શિષ્ય થઇ રહ્યો. આ મન્મથનાથ પ્રથમ બ્રહ્મ-સમાજનો અનુયાયી હતો, પણ વિવેકાનંદના ઉપદેશથી તે સનાતન હિંદુ ધર્મને બરાબર સમજ્યો અને હિંદુધર્મનો ચુસ્ત હિમાયતી બની રહ્યો. સ્વામીજી વિષે તે લખે છે: “ સને ૧૮૯૦ ના ઓગસ્ટ માસની એક સવારે સ્વામી વિવેકાનંદ અને સ્વામી અખંડાનંદ એકાએક

મારે ઘેર આવી રહ્યા. તેમને સામાન્ય સાધુઓ ધારીને મેં કંઇ પણ માન આપ્યું નહિ. બપોરે ભોજન લીધા પછી અમે બધા બેઠા હતા. તેમને અજ્ઞાની વૈરાગીઓ ધારીને મેં તેમના જોડે કંઇ પણ વાતચીત કરી નહિ અને બુદ્ધધર્મના સિદ્ધાંતોનું એક અંગ્રેજી ભાષાંતર વાંચતો હું બેસી રહ્યો. થોડા વખત પછી વિવેકાનંદે મને પૂછ્યું; " તમે કયું પુસ્તક વાંચો છો ? " જવાબમાં મેં તે પુસ્તકનું નામ કહી બતાવ્યું અને તેમને પૂછ્યું "તમે અંગ્રેજી ભણ્યા છો?" તેમણે જવાબ આપ્યોઃ 'હા, થોડુંજ." પછી બુદ્ધધર્મ વિષે મેં વાતચિત કરવા માંડી અને તરતજ મને માલુમ પડયું કે મારા કરતાં તે હજાર દરજ્જે વધારે ભણેલા છે! સ્વામીજી અનેક અંગ્રેજી ગ્રંથકારોનાં વચનો મોઢે ને મોઢેજ બોલવા લાગ્યા. હું તેમની વિદ્વતાથી ચકિત થઇ ગયો અને ઘણું ધ્યાન દઇને તેમના શબ્દો સાંભળવા લાગ્યો. તેમના જ્ઞાનની કસોટી કહાડવાને મેં પૂછ્યું: "હિંદુ સંન્યાસીઓ જોડે રહીને બુદ્ધે જે સાધનાઓ સાધી હતી તે શું નકામી ગઇ હતી ? " સ્વામીજીએ જવાબ આપ્યોઃ " ના, તેમની એક પણ સાધના નકામી ગઇ નહોતી. બુદ્ધ થતા પહેલાં શાક્યસિંહે હિંદુ સંન્યાસીઓ જોડે રહીને જે સાધનાઓ સાધી હતી તેમના વડેજ તે મહાશક્તિઓ પ્રાપ્ત કરી રહ્યા હતા અને એ શક્તિઓવડે તે પોતાના સિદ્ધાંતોને બરાબર પ્રતિપાદન કરી રહ્યા હતા!" આ જવાબ મને ઘણોજ ડહાપણ ભરેલો લાગ્યો."

" એક દિવસ સ્વામીજીએ મને પૂછ્યું: " તમે કંઇ સાધના કરો છો ? " અને અમે યોગ ઉપર વાત કરવા લાગ્યા. આ ઉપરથી મને લાગ્યું કે સ્વામીજી કંઇ સાધારણ વ્યક્તિ નથી, કારણ કે તેમણે યોગ વિષે જે જે કહ્યું તે સઘળું સ્વામી દયાનંદ સરસ્વતીએ કહ્યા પ્રમાણેજ હતું. વળી તેમણે એ બાબતમાં બીજી અનેક નવી વાતો

કહી, જે મેં કદીએ સાંભળી નહોતી. પછીથી તેમના ઉપનિષદોના જ્ઞાનની કસોટી કહાડવાને હું કેટલાંક ઉપનિષદો લઇ આવ્યો અને ઘણીજ સૂક્ષ્મ બાબતો વિષે તેમને પૂછવા લાગ્યો. તેમના ઉંડા અર્થભર્યા જવાબોથી મેં ધાર્યું કે શાસ્ત્રોનું જ્ઞાન પણ તે પુરેપુરૂં ધરાવે છે. જે રીતે તે ઉપનિષદનાં વચનોનો ઉચ્ચાર કરતા હતા તે રીત મને ઘણીજ મોહક લાગતી હતી. આ પ્રમાણે તેમનું અંગ્રેજી, સંસ્કૃત અને યોગ વિષયક જ્ઞાન જોઇને મને તેમના ઉપર અત્યંત ભાવ ઉત્પન્ન થયો."

"એક વખત મેં તેમને ધીમે ધીમે એક ગાયન ગાતા સાંભળ્યા. તેથી મેં પૂછ્યું "તમે ગાઇ શકો છો?" તે બોલ્યા "થોડુંજ." અમારા આગ્રહથી જ્યારે તેમણે ગાયું ત્યારે મને માલમ પડયું કે વિદ્યામાં જેવા તે નિષ્ણાત છે તેવાજ તે સંગીતકળામાં પણ છે. પછી બીજે દિવસે તેમની રજા લઇને મેં ભાગલપુરના ઘણા ઉસ્તાદ ગવૈયાઓને એકઠા કર્યા: સ્વામીજીએ સાયંકાળથી ગાયન શરૂ કર્યું અને તે રાતના બે ત્રણ વાગતા સુધી ચાલ્યું. તેમના ગાયનથી શ્રોતાઓ એટલા મોહિત થઇ ગયા કે સર્વે પોતાનું જમવાનું પણ ભૂલી ગયા. કોઇ પણ મનુષ્ય પોતાને સ્થાનેથી ખસ્યો નહિ કે ઘેર જવાનો વિચાર પણ કર્યો નહિ! સ્વામીજીની સાથે વાદ્ય વગાડનારના હાથ થાકી ગયા અને તેણે વગાડવાનું છોડી દીધું; પણ સ્વામીજી જરાએ થાકયા નહિ! આખરે જ્યારે તેમણે જાણ્યું કે શ્રોતાઓમાંથી કોઇ પણ જવાની ઇચ્છા કરતું નથી ત્યારે સ્વામીજી પોતાની મેળેજ ગાતા બંધ થયા. સઘળાએ ભોજન વગરજ રાત ગાળી. આવી અમાનુષી શક્તિ મેં કોઇનામાં જોઇ નથી અને કદી જોવામાં આવશે એમ હું માનતો નથી."

"બીજે દિવસે મેં સ્વામીજીને મારી ગાડીમાં બેસાડીને સઘળા

ધનાઢ્ય મનુષ્યોને ઘેર લઇ જવાનો વિચાર કર્યો. સ્વામીજીએ ચોખ્ખી ના પાડી! તે બોલ્યા "ધનાઢ્ય પુરૂષોની મુલાકાત ચાહીને લેવા જવું એ સંન્યાસીનો ધર્મ નથી." તેમના ઉત્કટ વૈરાગ્યથી મારા મન ઉપર ભારે અસર થઇ રહી. તેમની સંનિધિમાં રહીને હું ઘણી વાતો શિખ્યો છું અને તે વાતો મારા આધ્યાત્મિક આદર્શો રૂપે બની રહેલી છે."

સ્વામીજી ફરીથી બનારસમાં! અહાહા! તે પવિત્ર નગરી સ્વામીજીને કેટલી બધી પ્રિય લાગતી હતી! ત્યાંના વાતાવરણમાં આર્યોનું ગૌરવ, તેમની શક્તિઓ અને તેમની વિદ્યાનું સ્વામીજીને ભાન થઇ રહેતું હતું. બનારસને જોઇને તેમનો આત્મા સંપુર્ણ રીતે વિકાસી રહેતો અને તેમાં રહેલી અનેક શક્તિઓ તેમને પ્રત્યક્ષ થતી. એક ખરેખરા સનાતન ધર્મી હિંદુનું આધ્યાત્મિક બળ તે ધારણ કરી રહેતા અને તે બળનો આવિર્ભાવ તેમનાં વચનોમાં પ્રત્યક્ષ જણાઇ આવતો. આવાજ બળથી પ્રેરાઇને પ્રેમદાસ મિત્રને તે જતે જતે કહેવા લાગ્યાઃ "હવે હું કાશી છોડીને જાઉં છું! પણ જ્યારે હું પાછો આવીશ ત્યારે જાણે કે હિંદુસમાજ ઉપર એક ગોળો છૂટીને આવતો હોય તે પ્રમાણે આવીશ."

કાશીથી તે નૈનીતાલ ગયા અને ત્યાંથી પગે ચાલતા ચાલતા બદ્રીકાશ્રમ જવાને નીકળ્યા. પર્વતની તળેટીમાં થઇને તે જતા હતા. રસ્તામાં એક મોટું વડનું ઝાડ આવ્યું. પાસે એક ઝરો વહી રહ્યો હતો. તેને જોઇને સ્વામીજી બોલી ઉઠ્યાઃ "આ જગ્યા ધ્યાન ધરવાને માટે કેવી સુંદર છે!" આમ કહીને ત્યાં તે બેઠા. અને એકદમજ સમાધિ પ્રાપ્ત કરી રહ્યા. તેમનું શરીર એક પાષાણની મૂર્તિ જેવું સ્થિર દેખાવા લાગ્યું. અખંડાનંદ આશ્ચર્યથી જોઇ રહ્યા. થોડા વખત પછી તે જાગ્યા. આ વખતે સ્વામી-

જીનું વદનકમળ અલૌકિક આનંદ અને આધ્યાત્મિક અનુભવથી પ્રકાશિત બની રહ્યું હતું.

અલમોરાની લગભગ તેઓ આવી પહોંચ્યા. અહીંઆં ગામની બહાર એક ગુફામાં તે કેટલાક દિવસ રહ્યા અને સઘળો વખત અભ્યાસમાં ગાળ્યો. અહીંઆંથી તે ગઢવાલ તરફ ગયા અને ત્યાંથી કર્ણપ્રયાગ, રૂદ્ર પ્રયાગ વગેરે સ્થળોમાં થઇને શ્રીનગર પહોંચ્યા. અહીંઆં અલકનંદા નદીને તીરે એક ઝુંપડીમાં તે રહ્યા અને સઘળો સમય ઉપનિષદો વાચવામાં ગાળ્યો. અહીંઆંથી તે તિહરી ગયા. રસ્તામાં ઘણી વખત તેમને ભુખ્યા પેટે પણ મુસાફરી કરવી પડતી. અહીંઆંથી તેઓ દેહરાડુન તરફ જવાને નીકળ્યા. રસ્તામાં એક જગ્યાએ હિમાલયની એક ટેકરીના શિખર ઉપર ઉભા રહીને ચારે તરફ નજર નાંખીને તે જોવા લાગ્યા. હિંદુસ્તાનનું દરેક સ્થળ, દરેક ખુણો અને દરેક છેડો જાણે કે તેમની દૃષ્ટિએ પડતો હોય તેમ તેમને લાગ્યું. માતૃભૂમિ વિષેના અનેક પ્રશ્નો વિષે વિચાર કરતા તે ત્યાં ઉભા રહ્યા અને ભારતવર્ષનું ગૌરવ જોઇ રહ્યા. અનેક વિચારો તેમના મનમાં આવી રહ્યા. તેમની દૃષ્ટિએ ભારતવર્ષના અનેક સંતો, સાધુઓ અને તેમના આત્માનુભવો આવી રહ્યા. આસપાસનું સૃષ્ટિસૌંદર્ય શાંતિ અને શોભા પ્રસારી રહ્યું હતું અને તેને નિહાળીને સ્વામીજીનો આત્મા અનેક રીતે વિકાસ પામતો હતો.

આગળ ચાલતે ચાલતે સ્વામી તુરીયાનંદ—એક ગુરૂભાઇ—નો ભેટો થયો. સ્વામીજીના ગુરૂભાઇઓ પણ હવે એક પછી એક પ્રવાસે નીકળી રહ્યા હતા અને વખતે તેઓ કોઇ કોઇ સ્થળમાં ભેગા થઇ જતા હતા. તુરીયાનંદને જોઇને સ્વામીજીને ઘણો હર્ષ થયો. પછીથી બધાએ દેહરાડુન ગયા. અહીંઆં અખંડાનંદ માંદા પડ્યા અને સ્વામીજીને તેમની સારવાર કરવામાં ઘણું કષ્ટ સહન કરવું

પડયું. આખરે તેમને અલ્હાબાદમાં એક મિત્રને ઘેર મોકલી દીધા અને સ્વામીજી હૃષીકેશ ગયા.

ફરીથી એકવાર હૃષીકેશમાં! આ સ્થળ હિંદુધર્મની પવિત્ર દંતકથાઓથી ભરપુર છે. એમ કહેવાય છે કે વ્યાસજીએ અહીંઆં આશ્રમ બાંધ્યો હતો અને તેમાં રહીને તેમણે ચારે વેદના ભાગોને એકઠા કરીને બરાબર ગોઠવ્યા હતા. હૃષીકેશ એક સુંદર અને એકાંત સ્થળ છે. હિમાલયની તળેટીમાં, પવિત્ર ગંગા નદીને કિનારે તે આવેલું છે. જુદા જુદા પંથના હજારો સાધુ સંન્યાસીઓ શિયાળામાં અહીં એકઠા થાય છે, અને તેમણે પોતાના હાથવડે બાંધેલાં ઝુપડાં અહીં–તહીં નજરે પડે છે. હૃષીકેશ એક ખીણમાં આવેલું છે અને તેની આસપાસ નાના ડુંગરો આવી રહેલા છે. પવિત્ર ગંગા લગભગ તેની ત્રણ બાજુએ ફરી વળેલી છે, અને તેના પવિત્ર પારદર્શક ઠંડા પાણીનો ઝીણો અવાજ જાણે કે ભકતોના કાનમાં " હર, હર " એવા શબ્દો ઉચ્ચારતો હોય એમ ભાસે છે! અનેક પક્ષીઓ સાધુઓનાં ઝુંપડાં આગળ આવે છે અને તેમના હાથમાંથી રોટલીના કકડા ખાય છે. માછલીઓ પાણીની બહાર આવીને હાથમાંથી અન્ન ઝુંટાવી જાય છે. સઘળું સ્થળ સાધુઓથી ભરેલું જણાય છે.

હૃષીકેશમાં સ્વામીજી અને તેમના ગુરૂભાઇઓ એક ઝુંપડી બાંધીને રહ્યા. ભિક્ષા માગી લાવીને તેઓ આહાર કરતા. એકવાર સ્વામીજીને સખત મંદવાડ થઇ આવ્યો હતો અને તેને પરિણામે એક ઉંડો અનુભવ તેમને થયો હતો. આ અનુભવ આલ્મોરાની ગુફામાં થએલા અનુભવને મળતોજ હતો. તે ગુફાના અનુભવ વિષે સ્વામીજી કહેતા " તે સમયે મારા કર્તવ્યનું જે ભાન મને થયું તેવું ભાન મારા જીવનમાં મને કદીએ થયું નથી. મારા એકાન્તવાસમાંથી જાણે કે તે મને ઘસડીને પરાણે પરાણે બહાર લઇ જતું હોય અને નીચેના પ્રદેશમાં

ધકેલતું હોય તેવું મને લાગ્યું હતું."

હષીકેશથી સ્વામીજી હરદ્વાર ગયા અને ત્યાંથી મીરત ગયા. મીરતમાં એમને એમના ઘણા ગુરૂભાઇઓ આવી મળ્યા અને તેમનો મુકામ કલકત્તાના મઠ જેવો બની રહ્યો. સ્વામીજી સર્વને વિષ્ણુપુરાણ, કુમારસંભવ વગેરે સંસ્કૃત પુસ્તકો વાંચી સંભળાવતા હતા. પણ આ પ્રમાણે સમય ગાળવામાં સ્વામીજીને સંતોષ થતો નહોતો. હષીકેશ અને હરદ્વારમાં રહીને પોતાનું જીવન એકાંત તથા તપાચરણ અને અભ્યાસમાં ગાળી રહેલા અનેક સાધુઓના સ્વાતંત્ર્યનો વિચાર તેમને વારંવાર થઇ આવતો. હિમાલયમાં અન્ય યોગ્ય સ્થાન તે ખોળી રહ્યા હતા. એકાંતવાસ, તપાચરણ, યોગ, સાધના—આને માટે તે સર્વદા ઝંખના કરી રહ્યા હતા. જગતમાં તેમણે અનેક કાર્યો કર્યાં છે, પણ ક્ષણે ક્ષણે તેમને કાર્ય છોડીને એકાંતવાસમાં આત્મમગ્નતા પ્રાપ્ત કરવાનું મન થઇ આવતું. વારંવાર તે પવિત્ર ગંગાને કિનારે જઇને બેસવાની ઇચ્છા કરતા. સાધુતા અને વૈરાગ્ય તેમના જીવનમાં ઓતપ્રોત થઇ રહેલાં હતાં. તે જે કાર્ય કરતા તે નિષ્કામપણે કરતા અને ત્યાગની શ્રેષ્ઠતા તેમની રગેરગમાં ઘર કરી રહી હતી. કઇ વખતે તે કોઇપણ કાર્યનો ત્યાગ કરશે અને ગંગાને કિનારે જઇને બેસશે તે કોઇથી કહી શકાતું નહીં. સ્વામીજીનું જીવન સમજવાને એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે તેમણે અનેક પ્રવૃત્તિમય જીવન ગાળ્યું હતું તોપણ સર્વદા તેમનું ચિત્ત પ્રભુ તરફજ લાગેલું રહેતું અને તે ક્ષણે ક્ષણે એકાંતવાસ તથા નિવૃત્તિમય જીવનની ઇચ્છા કરતા. એવા જીવનની સર્વોપરિતા અને મહત્તા તે સ્વીકારતા અને તેવીજ ભાવનાઓમાં રમમાણ રહેતા. સ્વામીજી કહેતા "હષીકેશમાં મેં ઘણા મહાપુરૂષો જોયા છે. એક સાધુ ગાંડા જેવો દેખાતો હતો. તે નગ્ન શરીરે ફરતો હતો. કેટલાક

છોકરાઓ તેની પાછળ પડીને તેને પથ્થર મારતા હતા. તે સાધુની ગરદન અને મુખ ઉપરથી લોહી વહ્યા કરતું હતું. છતાં પણ તે સાધુ હસ્યાજ કરતો હતો. હું તેની પાસે ગયો અને તેના ઘા ધોઇ નાખી રૂના પુંમડાથી ચોવી નાંખ્યું. હું ચોવતો હતો ત્યારે તે સાધુ ખડખડ હસતો હતો અને પથરા ફેંકનાર છોકરાઓની જોડે તેણે ઘણીજ ગમ્મત કરી એમ તે કહેતો હતો! ઘણા સાધુઓ અહિં એકાન્તવાસમાંજ રહે છે. લોકોની વસ્તી તેમને માટે વિઘ્નરૂપ થઇ પડે છે તેથી એક સાધુએ તો પોતાની ગુફાને મોઢે હાડકાં લટકાવ્યાં હતાં!" આવું એકાન્ત જીવન સ્વામીજી પોતે વખાણતા અને ચ્હાતા હતા. તેમના ગુરૂભાઇઓ તેમની સાથે આવે તે પણ તેમને ઉપાધિ લાગતી હતી. જ્યારે અખંડાનંદે સાથે આવવાને માટે ઇચ્છા દર્શાવી ત્યારે સ્વામીજી બોલ્યા "ગુરૂભાઇઓની માયા પણ માયાજ છે! આથી મનુષ્ય પોતાની ધારણાઓ પાર પાડવામાં અને સુખસ્વાતંત્ર્યમાં પાછો પડી જાય છે." એક દિવસ સવારે સ્વામીજી પોતાના ગુરૂભાઇઓને કહ્યા વિનાજ એકલા દીલ્હી જવાને નીકળી પડયા. ઉત્કટ વૈરાગ્ય અને અજ્ઞાનરૂપી અંધકારમાંથી જગતને મુક્ત કરવાની પ્રબળ ઇચ્છા—આ બે બાબતોની વચ્ચે તેમનું મન હવે અથડાઇ રહ્યું હતું.

---

## પ્રકરણ ૨૭ મું.—દીલ્હી અને અલવર.

દીલ્હી! અનેક હીંદુ અને મુસલમાન રાજાઓની રાજધાની! હિંદુસ્તાનનું મધ્ય સ્થળ! અનેક ઐતિહાસિક બનાવોનું સ્થાન! બાદશાહી ઠાઠ અને ભપકાનું સ્મરણ કરાવનારી નગરી! બાદશાહોની કબરો, સુંદર મહેલો, જુનાં પ્રાચીન ભવ્ય ખંડેરો—આ સર્વથી દીલ્હી હિંદુસ્તાનનું રોમ શહેર હોય તેવું ભાસે છે. નગરીના એક ભાગમાં

કીલ્લો આવી રહેલો છે અને તેમાં બાદશાહોના ભવ્ય મહેલો છે. થોડેક દૂર જુમ્મા મસીદ આવેલી છે.

સ્વામીજી દીલ્લીમાં દરેક ઠેકાણે ગયા અને સઘળું જોયું. બાદશાહોની કબરો જોતાં તેમને મહારાજ્યોની અને માનુષી કીર્તિની અનિત્યતાનું સ્મરણ તાજું થયું. અહીંઆં પણ તેમના ગુરૂભાઇઓ તેમને ખોળતા ખોળતા આવી પહોંચ્યા ! ફરીથી પણ સ્વામીજીએ તેમનો ત્યાગ કર્યો અને દીલ્લી છોડીને એકલાજ ચાલતા થયા ! મનમાં તે બોલ્યા " મારા માર્ગમાં બાધક થનાર સઘળાં વિઘ્નોને મારે દૂર કરવાં જોઇએ. "

સ્વામીજી સાધુજીવન અને એકાંતવાસની સર્વોપરિતાને માનતા, પણ જનસેવા–ભૂતદયા–વિનાના જીવનને પણ શુષ્કજ ગણતા. ભારતવર્ષની ગરીબાઇ અને અજ્ઞાન જોઇને તેમનું હૃદય દ્રવી રહ્યું હતું. આથી કરીને ભારતવર્ષમાં સ્થળે સ્થળે રખડી, જનસમૂહની સ્થિતિનો અભ્યાસ કરી, માતૃભૂમિના પુનરોદ્ધારની યોજના ઘડવી અને તેના સાધનો શોધી કહાડવાં–આ મહા તપને હવે સ્વામીજી તપી રહ્યા હતા. આ તપ તપવામાં સ્વામીજીએ અનેક કષ્ટો વેઠયાં છે.

કેલિફોર્નિઆમાં ભાષણ આપતાં આ સમયની હકીકત વિષે નીચે પ્રમાણે તે બોલ્યા હતાઃ " ઘણી વખત હું મોતના પંઝામાં સપડાયો છું. દિવસના દિવસો સુધી મને ખોરાક મળતો નહીં અને મારાથી આગળ ચલાતું નહીં. હું એકાદ વૃક્ષની છાયામાં બેસતો અને જીવનનો અંત આવતો હોય એમ મને લાગતું. મારાથી બોલાતું પણ નહોતું. આખરે મને આત્મવિચાર આવતો કે " મારે જન્મ કે મૃત્યુ નથી; હું કદી જન્મ્યો નથી, કદી મર્યો નથી; મારે ક્ષુધા કે તૃષા નથી; હું આત્મા છું ! આત્મા છું ! સઘળી પ્રકૃતિ મળીને પણ મને હણી શકે નહીં. શરીર કાંઇ હું નથી કે તે હોય કે નાશ પામે તેને

માટે હર્ષ–શોક કરૂં !" આવા આવા આત્મવિચાર આવતાં નવીન બળ પામીને હું ઉભો થતો. અને જુઓ, આજે હું જીવતો છું! **જ્યારે જ્યારે આફત આવે ત્યારે ત્યારે તમારા સ્વરૂપનું ભાન કરો અને આફત ચાલી જશે.** કારણકે આખરે તે પણ એક સ્વપ્નજ છે. આફતો મોટી પર્વત જેવડી હોય અને સઘળી વસ્તુઓ નિસ્તેજ અને ભયંકર લાગે, તોપણ તેઓ માયાજ છે. તેનાથી **ડરશો નહીં અને તેનો નાશ થશે! તેની સામા થાવ અને તે જશે! તેના ઉપર પગ મુકો અને તેનો અંત આવશે!"**

જેમ જેમ વધારે પર્યટણ કર્યું અને જેમ જેમ ભારતવર્ષનો વધારે ઉંડો અભ્યાસ કરતા ગયા તેમ તેમ દેશની જરૂરીઆતોનો ખરેખરો ખ્યાલ તેમને આવતો ગયો અને ભારતવર્ષનું ગૌરવ શેમાં રહેલું છે, તે પણ રૂડે પ્રકારે તેમણે જોયું. સાથે સાથે પ્રજામાં કયા કયા દોષો રહેલા છે તે પણ તેમણે તપાસ્યું. પ્રજાની એક મોટી ભુલ અથવા ખામી–વ્યક્તિત્વનો નાશ–તેમને જણાઇ. આ વ્યક્તિત્વને પાછું લાવવાને પ્રાચીન રૂષિ મુનીઓનુંજ શિક્ષણ આવશ્યક છે એમ તેમની ખાત્રી થઇ. તે કહેતા "ધર્મ વડે કરીને ભારતવર્ષની આ સ્થિતિ આવી છે એમ નથી, પણ ધર્મનું બરાબર પાલન નહીં કરવાથીજ આ દુર્દશા પ્રાપ્ત થયેલી છે."

પુનામાં જ્યારે તેમણે પેશવાનાં મકાનોનાં ખંડેરો જોયાં અને તેમના નાશનું કારણ ખોળી કહાડયું ત્યારે પણ તેમને એમજ લાગ્યું હતું.

દીલ્લીથી રજપુતાનાની ઐતિહાસિક ભૂમિમાં! સુંદર અલવારમાં! રજપુતાનાનાનું નામ કેટલા વીરપુરૂષો અને તેમનાં પરાક્રમોનું સ્મરણ કરાવે છે! આ નામનો ઉચ્ચાર કરતાં હિંદુ હૃદય કેવું ઉછળી રહે છે!

વિજયવંત અકબરની સામે થનાર અનેક રજપુત રાજાઓ–

સિંહ જેવા વીર પુરૂષોના વંશજો—અહીં રહ્યા હતા. જાણે કે દરેક સ્ત્રી રાણી હોય તેમ ભવ્ય પરાક્રમવાળી અનેક સ્ત્રીઓ અહીંઆં વસતી હતી. રજપુતાનાના નગરોમાં અલવર એક મોતી જેવું સુંદર શોભે છે. આસપાસ પહાડો આવી રહેલા છે. રાજાના મહેલો આરસપહાણથી બાંધેલા નજરે પડે છે. ભૂમિ સુંદર અને રસાળ છે.

સવારમાં સ્વામીજી અલવરના સ્ટેશન ઉપર ઉતરી સડકને રસ્તે ગામ તરફ ગયા. બંને બાજુઓએ બગીચા અને ખેતરો આવી રહેલાં હતાં. સુંદર મહેલોની એક હાર આગળ થઇને તે દવાખાના પાસે આવી પહોંચ્યા. ત્યાંનો દાક્તર બંગાળી હતો અને તેની સાથે જ્યારે સ્વામીજીએ બંગાળી ભાષામાં વાત કરી ત્યારે તે ઘણોજ ખુશી થયો. સાધુઓને ઉતારવાના મુકામમાં તેણે સ્વામીજીને ઉતાર્યા અને તેમની જરૂરીયાતો પુરી પાડવા લાગ્યો. દિવસે દિવસે ચારે બાજુએ સ્વામીજીની કીર્તિ પ્રસરવા લાગી. હિંદુઓ અને મુસલમાનો પણ તેમની મુલાકાતે આવવા લાગ્યા. લોકોનો એટલો બધો જમાવ થવા લાગ્યો કે બહાર ઓટલા ઉપર પણ ઘણાને બેસવું પડતું. વેદ, ઉપનિષદ્, કુરાન, બાઇબલ અને પુરાણોમાંથી અનેક ફકરાઓ સ્વામીજી બોલતા. વખતે ઉરદુ ગાયનો, હિંદી ભજનો અને બંગાળી કીર્તનો તે ગાતા. કોઇ વખતે બુદ્ધ, શંકર, રામાનુજ, નાનક, ચૈતન્ય, તુળસીદાસ, મહમદ વગેરે મહાત્માઓનાં જીવન ચરિત્રમાંથી રસપ્રદ અને બોધક વાર્તાઓ તે કહેતા. આખરે તેમને એક સારા મુકામમાં ઉતારવામાં આવ્યા. અહીંઆં અનેક મનુષ્યો તેમની પાસે આવતા અને તેમને પ્રશ્નો પુછતા. ઇશ્વર પૂજાની વાત નીકળતી. સ્વામીજી તેનું રહસ્ય સમજાવતા. બોલતે બોલતે પ્રેમથી તેમનો કંઠ ગદ ગદ થઇ જતો અને તેમની આંખોમાં અશ્રુ આવી જતાં! કોઇ વખત કૃષ્ણલીલાનો પ્રસંગ નીકળતો. કૃષ્ણલીલાનાં અનેક ભજનો સ્વામીજી ગાતા અને તેમની

આંખોમાંથી આંસુની ધારા ચાલી રહેતી ! શ્રોતાઓનાં હૃદય પણ રડીજ રહેતાં ! સ્વામીજી પાસે આવનાર મનુષ્યોમાં એક મોલવી સાહેબ પણ હતા. સ્વામીજી કુરાન ઉપર કંઇક નવીન અજવાળું પાડતા અને તેનું ઉંડું જ્ઞાન દર્શાવતા તેથી કરીને મોલવી સાહેબ તેમને અત્યંત ચહાતા. આ હિંદુ સાધુને પોતાને ઘેર બોલાવીને ભિક્ષા કરાવવી એવો વિચાર મોલવી સાહેબનો થયો.! આ વખતે એક પંડિતને ઘેર સ્વામીજી રહેતા હતા. મોલવી સાહેબ પંડિતજીને કહેવા લાગ્યા "આવતી કાલે સ્વામીજીને મારે ઘેર ભિક્ષા લેવા આવવા દો ! હું મારા ઘરમાંથી મારો સઘળો સામાન બહાર કહાડી નાંખીશ અને સઘળું મકાન બ્રાહ્મણો પાસે ધોવરાવી નાંખીશ ! બ્રાહ્મણો પોતે અનાજ લાવશે અને પોતાનાં વાસણોમાં રાંધશે, અને સ્વામીજીને ભિક્ષા કરાવશે. હું એક બાજુએ ઉભો રહી સ્વામીજીને મારે ઘેર ભિક્ષા લેતા જોઇને ઘણોજ રાજી થઇશ અને મારી જાતને ભાગ્યશાળી માનીશ !" પંડિતજીએ હા કહી. મોલવી સાહેબે સ્વામીજીને ભિક્ષા કરાવી અને પોતાની જાતને કૃતાર્થ માની. બીજા પણ ઘણા શ્રદ્ધાળુ મુસલમાનોએ સ્વામીજીને પોતાને ઘેર બોલાવ્યા અને તેજ પ્રમાણે ભીક્ષા કરાવી.

અલવરના દિવાન મેજર રામચંદ્રજીને કાને વાત આવી કે ગામમાં એક મહાત્મા આવ્યા છે. તેમણે સ્વામીજીને પોતાને બંગલે તેડાવ્યા. જ્યારે તેમને સ્વામીજીનો બરાબર પરિચય થયો ત્યારે તેને વિચાર આવ્યો કે મહારાજા મંગલસિંહજી ઇંગ્રેજી આચાર–વિચારના થઇ ગયેલા છે, આ સ્વામીજી તેમને જલદીથી ઠેકાણે લાવશે ! આથી કરીને તેમણે મહારાજાને લખી મોકલ્યું કે ઇંગ્રેજીનું ઉંડું જ્ઞાન ધરાવનાર એક સાધુ અહીં આવેલા છે. બીજે દિવસે મહારાજા આવ્યા અને સ્વામીજી જોડે વાત કરવા લાગ્યા.

હિંદુસ્તાનના સંન્યાસીઓને–ખરા સાધુઓને–મહાપુરૂષોને પ્રાચીન ઋષિઓની માફક અધિકારીઓનો કે રાજાઓનો ડર હોતો નથી! જેવી રીતે અન્ય પશુઓ આગળ સિંહ નિર્ભયતાથી ઉભો રહે છે તેવીજ રીતે સાચા સાધુઓ નિડર બની રાજા મહારાજાઓ આગળ વર્તે છે.

મહારાજા સ્વામીજીને પૂછવા લાગ્યા "સ્વામીજી મહારાજ! મેં સાંભળ્યું છે કે તમે ઘણા વિદ્વાન છો અને ભારે પગાર મેળવી શકો તેમ છો, છતાં તમે શા માટે ભિખ માગતા ફરો છો?" નિડરતા, નિસ્પૃહતા અને સત્ય પરાયણતા સ્વામીજીનાં ખાસ લક્ષણો હતાં. પૂર્વ અને પશ્ચિમમાં ઘણે સ્થળે તે ગયા છે અને મોટા મોટા અમીર ઉમરાવો તથા રાજા મહારાજાઓને મળવાનો પ્રસંગ તેમને આવેલો છે. પણ સ્વામીજી જાણે કોઈ ગુરૂ પોતાના શિષ્યને મળતા હોય તેમજ તે સર્વને મળ્યા છે. તો હવે અલવરના મહારાજાને તેમના પ્રશ્નનો કેવો જવાબ તેમણે આપ્યો હશે!

જાણે કે એક તોપનો ગોળો છુટીને આવતો હોય તેમ સ્વામીજીનો જવાબ આવ્યો! તે બોલ્યા "મહારાજ! તમે તમારો બધો સમય યુરોપિયનોની સોબતમાં શા માટે ગાળી નાંખો છો? તમારી રાજા તરીકેની ફરજો ચુકીને તમે શિકારે શા માટે જાઓ છો?" આ સાંભળીને સઘળા અધિકારીઓ સ્તબ્ધ બની ગયા. તેઓ જરા ડરીને મનમાં કહેવા લાગ્યા "આ સાધુ કેવો હિંમતવાન છે! પણ એને પસ્તાવું પડશે." રાજા શાંતપણે સાંભળી રહ્યા અને બોલ્યા "કોણ જાણે શામાટે, પણ મને તે પસંદ પડે છે!" સ્વામીજીએ જવાબ આપ્યો "ત્યારે હું પણ તેવીજ રીતે એક ફકીરની માફક રખડું છું."

મહારાજાએ બીજો પ્રશ્ન પૂછ્યો "સ્વામીજી, મને મૂર્તિપૂજા ઉપર જરાપણ શ્રદ્ધા નથી. મારૂં શું થશે?" આમ બોલતે બોલતે રાજા હસવા લાગ્યા! સ્વામીજી એકદમ બોલી ઉઠયા "શું તમે

મારી મશ્કરી કરો છો ?" રાજાએ જવાબ આપ્યો "નહીં, સ્વામીજી જરાયે નહીં. ખરેખર, બીજા લોકોની માફક લાકડાની, માટીની, પથ્થરની કે ધાતુની મૂર્તિને પૂજવાનું મને જરાયે મન થતું નથી. શું આવતા જન્મમાં મારી માઠી વલે થશે ?" એક ભીંત ઉપર મહારાજાની છબી ટાંગેલી દેખાતી હતી. એકદમ સ્વામીજીએ તે મંગાવી અને તેને હાથમાં લઇને દિવાનને પુછવા લાગ્યા "આ છબી કોની છે?" દિવાને જવાબ આપ્યો "તે અમારા મહારાજ સાહેબની છે!" સ્વામીજીએ દિવાનને તેના ઉપર થુંકવાનું કહ્યું! આ સાંભળીને સઘળા અધિકારીઓ તો ડરીજ ગયા! સ્વામીજી બોલ્યા "એના ઉપર થુંકો! તમારામાંથી કોઇ એના ઉપર થુકશે? એ એક કાગળનો કકડો છે; એના ઉપર થુંકવામાં તમને શી હરકત છે ?" દિવાન સાહેબ ચકિત થઇ ગયા અને સઘળા શ્રોતાઓ ભય અને આશ્ચર્યથી રાજા અને સ્વામીજી તરફ જોઇ રહ્યા! પણ સ્વામીજી ફરી ફરીને કહેવા લાગ્યા "એના ઉપર થુંકો! એના ઉપર થુંકો!" દિવાન સાહેબ ગભરાયા અને બોલી ઉઠયા "આ શું કહો છો સ્વામીજી! આ અમારા મહારાજ સાહેબની છબી છે; તેના ઉપર હું શી રીતે થુંકી શકું ?" સ્વામીજી બોલ્યા "પણ તમારા મહારાજા એમાં કંઇ બેઠેલા નથી! એ તો એક કાગળનો કકડો છે! તમારા મહારાજાનાં હાડકાં, માંસ કે લોહી તેમાં નથી! મહારાજાની માફક તે બોલતી નથી કે ચાલતી નથી! છતાં પણ તેના ઉપર થુંકવાની તમે ના પાડો છો! તેનું કારણ એજ કે તેમાં તમે મહારાજાની છાયા જુવો છો. તેના ઉપર થુંકવાથી તમે તમારા મહારાજા સાહેબનું અપમાન કરશો એમ તમને લાગે છે." મહારાજા તરફ વળીને સ્વામીજી કહેવા લાગ્યા "મહારાજ સાહેબ, એક રીતે તમે પોતે આ છબી નથી, તોપણ બીજી રીતે તમે પોતેજ તે છો! આથી કરીનેજ

આ તમારા અધિકારીઓ તેના ઉપર થુંકતાં આચકો ખાય છે. આ છબી માત્ર તમારી છાયા રૂપજ છે, તોપણ તેને જોવાથી તેમને તમારૂં સ્મરણ થાય છે અને તેના તરફ નજર કરતાં તમેજ તે છો એમ તેમને જણાય છે. આથી કરીને જેવી રીતે તેઓ તમને માન આપે તેવીજ રીતે તેઓ તમારી છબીને પણ માન આપે છે. પ્રભુની પ્રતિમાને પૂજનાર ભક્તોની બાબતમાં પણ તેમજ છે. પ્રતિમા તેમને તેમના ઇષ્ટદેવનું સ્મરણ કરાવે છે, અથવા પ્રભુના ગુણોનું ભાન કરાવે છે. પ્રતિમાથી તેમના વિચારો એકાગ્રતાને પામે છે અને દૈવી ગુણો તેમનામાં ઉતરે છે. તે પથ્થરને લોકો પથ્થર તરીકેજ પૂજતા નથી. મેં ઘણાં સ્થાનોમાં પર્યટણ કરેલું છે; પણ કોઇ સ્થળે કોઇ પણ હિંદુને "ઓ પથ્થર, હું તારી પૂજા કરૂં છું! મારા તરફ દયાલુ થા!" એવું કહીને પૂજા કરતો જોયો નથી, મહારાજા! સર્વ પ્રભુનેજ પૂજે છે." હવે મહારાજા મંગલસિંગજી હાથ જોડીને કહેવા લાગ્યા "બાપજી, તમારા કહ્યા પ્રમાણે પથ્થરની પૂજા કરતો તો મેં પણ એકે મનુષ્ય જોયો નથી. અત્યાર સુધી મૂર્તિપૂજાનું રહસ્ય હું જાણતો નહોતો. તમેજ મારી આંખો ઉઘાડી છે."

સ્વામીજી એ પછી રજા લઇને સભામાંથી ચાલ્યા ગયા. મંગલસિંગજી વિચાર કરતા બેસીજ રહ્યા અને બોલ્યા "દિવાનજી, આવા મહાત્માને મેં કદી જોયા નથી. તે અહીં થોડો વખત વધુ રહે તેમ કરજો."

ઘણી અરજ કર્યા પછી સ્વામીજીએ થોડાક વખત રહેવાની હા પાડી; પણ એમણે એક શરત કરી કે સઘળા લોકો, ગરીબ અને તવંગર, સર્વને સરખીજ રીતે તેમની પાસે આવવા દેવા.

ઘણા માણસો તેમની પાસે આવવા લાગ્યા. યુવાન અને વૃદ્ધ તેમનો લાભ લેવા લાગ્યા. એક વૃદ્ધ મનુષ્ય દરરોજ તેમની પાસે આવતો અને પ્રભુકૃપા શી રીતે થાય તે પુછતો. સ્વામીજીએ તેને કેટલીક

ધાર્મિક ક્રિયાઓ કરવાનું બતાવ્યું. પણ તે ક્રિયાઓ એ કરે નહીં અને પ્રભુકૃપા કેમ થાય તેજ પુછ્યા કરે! સ્વામીજી તેનાથી કંટાળ્યા અને એક દિવસ તેને આવતો જોઇ મૌન ધારણ કરી રહ્યા. તે વૃદ્ધે ઘણાએ પ્રશ્ન પુછ્યા, પણ સ્વામીજીએ એકનો પણ ઉત્તર આપ્યો નહીં. અંતે તે કંટાળ્યો અને ચાલતો થયો. તેના ગયા પછી સ્વામીજી ખડખડ હશી પડયા. બીજાઓ પણ હસવા લાગ્યા. એક યુવાન તેમને પુછવા લાગ્યો "મહારાજ, તે વૃદ્ધ માણસ તરફ તમે એટલા નિર્દય કેમ થયા?" સ્વામીજી સઘળા યુવાનો તરફ જોઇને બોલ્યા "તમો યુવાનોને માટે હું મારા પ્રાણનો પણ ત્યાગ કરવાને માટે તૈયાર છું; કેમકે હું જે કહીશ તે પ્રમાણે કરવાને તમે તૈયાર છો અને તમારામાં શક્તિ પણ છે; પરંતુ આ ડોસાએ પોતાની લગભગ આખી જીંદગી મોજશોખમાં ગાળી અને જ્યારે હવે તે વ્યવહારિક કે ધાર્મિક, કોઇ પણ કાર્ય કરવાને માટે અશક્ત છે ત્યારે પ્રભુકૃપાને ઇચ્છે છે! પ્રભુકૃપા કંઇ વિના પ્રયાસે થાય છે? સત્યને શોધવાને માટે અને પાલન કરવા માટે પુરૂષાર્થ કરવું જોઇએ. પુરૂષાર્થ રહિત મનુષ્ય ઉપર ઇશ્વરકૃપા શી રીતે થાય?"

સ્વામીજીના બોધથી ઘણા યુવાનો સંસ્કૃતનો અભ્યાસ કરવા લાગ્યા. સ્વામીજી જાતે પણ તેમને કેટલીક વખત શિખવતા. શિખવતે શિખવતે તેમને તે બોધ આપતા કે "સંસ્કૃતનો અભ્યાસ કરો અને સાથે સાથે પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રનો પણ અભ્યાસ કરો. દરેક બાબતમાં વ્યવસ્થિતપણું શિખો. અભ્યાસ કરો અને કાર્ય કરો કે જેથી કરીને તમે આપણી માતૃભૂમિના ઇતિહાસને વ્યવસ્થિતપણે ગોઠવી શકો. આપણી ભૂમિનો ઇતિહાસ ઇંગ્રેજ લોકોએ લખ્યો છે પણ તે આપણાં હૃદયને દુર્બલ બનાવે છે, કારણકે તેમાં ઘણુંખરૂં આપણી પડતીનોજ ચિતાર આવે છે. આપણી રીતભાત, રિવાજો, ધર્મ કે

તત્વજ્ઞાનને સમજી શકે નહીં એવા ઇંગ્રેજો ભારતવર્ષનો ખરો ઇતિહાસ શી રીતે લખી શકે? આપણા ઇતિહાસ વિષે આપણે શોધખોળ કેવી રીતે કરવી તે આપણને યુરોપિયનોએ શિખવ્યું છે. હવે આ બાબતમાં આપણે સ્વતંત્રપણે કામ કરવાનું છે. વેદ, પુરાણ અને પ્રાચીન હિંદનાં ઐતિહાસિક વર્ણનોનો અભ્યાસ કરો અને તે ઉપરથી ભારત વર્ષનો ખરો, સહાનુભૂતિદર્શક અને હૃદયભેદક ઇતિહાસ લખો. શિવાજીના જીવનનો અભ્યાસ કરો અને તમને સમજાશે કે તે યુરોપિયનો લખે છે તેમ એક લુંટારો નહોતો, પણ એક પ્રજાનું બંધારણ બાંધનારો મહા પુરૂષ હતો. યુરોપિયન કૃત ઇતિહાસોથી આપણે દોરવાઇ જવું ન જોઇએ. જેને તે સમજી શકતા નથી એવા આપણા પ્રાચીન શિક્ષણને માટે તેમને શું માન હોય? વૈદિક કાળથી તે બુદ્ધ પછીનાં ૭ હજારવર્ષો સુધીનો એકત્ર ઇતિહાસ આપણી પાસે નથી. અલબત, હવે આ બાબતમાં નવીનજ પ્રયાસ શરૂ થવા માંડયો છે; પણ હિંદુઓએ જ પોતાનો ઇતિહાસ લખવો જોઇએ. આજ ખરૂં પ્રજાકીય શિક્ષણ છે અને તેની સાથેજ પ્રજાત્વનું ખરૂં ભાન આવી રહેશે."

આ પ્રમાણે યુવાનોને શિખવતા, બોધ આપતા અને તેમનું ચારિત્ર્ય ઘડતા સ્વામીજી કેટલાક દિવસ અહીં રહ્યા. અહિં ઘણા પુરૂષો તેમના શિષ્ય થયા હતા. નાના મોટા સૌ એમને ચ્હાતા અને દિવસનો થોડોક સમય પણ તેમની પાસે ગાળતા.

સ્વામીજી અલવર છોડીને ગયા ત્યારે અનેક માણસો પગે ચાલતા ચાલતા પચાસ સાઠ માઇલ સુધી તેમને વળાવવાને માટે ગયા હતા.

અલવરથી સ્વામીજી પગ રસ્તે ખેત્રી ગયા. સાઠ માઇલ સુધી તેમના શિષ્યો તેમની સાથે સાથે આવ્યા. રસ્તામાં મુકામ દેવસ્થાન વાળાં સ્થળોમાંજ થતો.

એક સ્થળે નીલકંઠ મહાદેવનું સ્થાન હતું. ત્યાં જતાં રસ્તામાં સ્વામીજીએ પોતાની સાથેના શિષ્યોને અનેક બોધક રસપ્રદ વાર્તાઓ કહી સંભળાવી. દેવાલય આવ્યું એટલે મહાદેવની પ્રતિમા આગળ બેશાને સ્વામીજીએ નીલકંઠ નામ શી રીતે પડયું તે વિષેની પ્રાચીન કથા તેમને કહેવા માંડી. દેવોએ સમુદ્રનું મંથન કર્યું અને તેમાંથી વિષ નીકળ્યું ત્યારે તેનું પાન મહાદેવજી કરી ગયા અને તેમનો કંઠ કાળો થઇ રહ્યો. આથી તે નીલકંઠ કહેવાયા.

સમુદ્ર મંથનમાંથી નીકળતાં સુખદાયક રત્નોની તેમને પરવા નહોતી અને તેથા ઘણે દૂર કૈલાસમાંજ તે બેશી રહ્યા હતા; પણ જ્યારે દેવતાઓએ વિષથી ડરીને તેમની મદદ માગી ત્યારે તે એક-દમ આવ્યા અને વિષનું પાન કરી ગયા! જગતના સુખને માટે પોતાનો જીવ તેમણે જોખમમાં નાંખ્યો. કેવો સ્વાર્થત્યાગ !

સઘળા દેવ માયાને વશ થયા, તેનાં મીઠાં ફળ ચાખવાને સૌ આવ્યા; પણ તેનું અનિષ્ટ ફળ ભોગવવું સૌને અઘરૂં થઇ પડયું ! માયાતીત—સાધુ—મહાદેવ મૃત્યુથી નહીં ડરતાં સૌની વારે ધાયા અને તેમને બચાવ્યા. કેવી સુંદર કથા!

સ્વામીજીએ પોતાના શિષ્યોને અહીંથી પાછા વિદાય કર્યા અને પોતે એકલા આગળ ચાલતા થયા. અહીંથી તે જયપુર ગયા અને રાજાના પરોણા તરીકે થોડોક સમય રહ્યા. જયપુરમાં એક પંડિત પાસે પાણિનિ કૃત અષ્ટાધ્યાયી પુરી કર્યા પછી તે આબુ ગયા. ત્યાં જૈનોએ બંધાવેલાં સુંદર દેવાલયો તેમણે જોયાં અને ભારતવર્ષની કારિગીરી ઉપર વિચાર કરવા લાગ્યા. એક વખત આબુ ઉપર એક સ્થળમાં સ્વામીજી એકલી કૌપીન ધારણ કરીને એક ખુંણે પડયા પડયા આરામ લેતા હતા. ખેત્રીના મહારાજાના ખાનગી કારભારી મુનશી જગમોહનલાલ ત્યાં આગળ થઇને નીકળ્યા તેમણે તેમને

જોયા. એટલામાં સ્વામીજી જાગી ઉઠયા. પાશ્ચાત્ય વિદ્યાથી અલંકૃત થયેલા જગમોહનલાલના મનથી સઘળા સાધુઓ પેટભરાજ લાગતા હતા. સ્વામીજી જોડે વાત કરતાં તેમનો ગર્વ ઉતરી ગયો અને ત્યાગ ધર્મની મહત્તા તેમને સમજાઇ. સ્વામીજીના બોધની એમના ઉપર એટલી બધી અસર થઇ કે એમણે એમના રાજાને વાત કરી અને રાજાજી બોલ્યા "હું જાતે જઇને તેમને મળીશ" મહારાજાનો આ ઇરાદો સાંભળીને સ્વામીજી જાતેજ તેમને ઉતારે ગયા.

ખેત્રીના મહારાજાએ સ્વામીજીનો ઘણોજ આદર સત્કાર કર્યો. કેટલાક દિવસ સુધી રાજાએ સ્વામીજીનો સમાગમ કર્યો. અંતે તેઓ બહુ આગ્રહ કરીને સ્વામીજીને ખેત્રી તેડી ગયા અને તેમના સત્સમાગમનો પુષ્કળ લાભ લેવા લાગ્યા. સ્વામીજીએ અહિં એક પંડિત પાસે પતંજલીકૃત મહાભાષ્ય શિખવા માંડયું. થોડાજ વખતમાં તે ગ્રંથ પુરો થઇ જઇ શિષ્ય પાછો ગુરૂ થઇ રહ્યો! એક વખત મહારાજાએ સ્વામીજીને એક પુસ્તક વાંચતા જોયા. તેઓ એટલી ઝડપથી વાંચતા કે જાણે પાના ઉથલાવ્યા કરતા હતા. કોઇ કોઇ જગાએ તે ઉંડા મનનમાં પણ પડી જતા. આ જોઇ મહારાજા બોલી ઉઠયા "સ્વામીજી, આટલું જલદી તમે શી રીતે વાંચી શકો છો?" સ્વામીજીએ જવાબ આપ્યો "બાળક પ્રથમ એકએક અક્ષર વાંચે છે પછીથી તેની દ્રષ્ટિ એકેક શબ્દનું ગ્રહણ કરે છે, અને મોટું થતાં તે વાક્યોનું ગ્રહણ કરે છે. આમ ધીમે ધીમે જેમ સમજશક્તિ વધતી જાય છે તેમ તેમ તેની દ્રષ્ટિ મોટા મોટા ફકરાઓને પણ જલદીથી ગ્રહી લે છે. આ સઘળાનો આધાર અભ્યાસ, અસ્ખલિત બ્રહ્મચર્ય અને મનની ગ્રહણ શક્તિ ઉપર રહેલો છે. ગમે તે પ્રયાસ કરે અને તેનો તેજ અનુભવ સૌને થશે."

મહારાજા અનેક વિષયોપર પ્રશ્ન પૂછતા. જીવન શું છે? કેળ-વણી શું છે? કાયદો શું છે? ઉત્તર આપતે આપતે સ્વામીજી સાંખ્યશાસ્ત્ર અને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રની એકવાક્યતા દર્શાવવા લાગ્યા અને રાજ્યમાં વિજ્ઞાનશાસ્ત્રની કેળવણી આપવાનું રાજાને સુચવવા લાગ્યા. રાજાનો સ્વામીજી પ્રત્યેનો ભાવ અપૂર્વ હતો. રાજાજી તેમની સેવા કરતા અને તે એટલે સુધી કે સ્વામીજીના પગ પોતે જાતે દાબતા! સ્વામીજી ના કહેતા પણ રાજાજી બોલતા "હું તમારો શિષ્ય છું. તમે મારો હક્ક ગુમાવો નહીં." ભારતવર્ષના કલ્યાણની અનેક યોજનાઓમાં સ્વામીજીને મદદ કરવાને આ મહારાજા સર્વદા તૈયારજ રહેતા. સ્વામીજી પણ તેમનો સાચો ભાવ જોઇને તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખતા અને વખતો વખત પત્રો તેમના અને જનસમાજના હિતનો બોધ આપ્યા કરતા.

એક વખત ગ્રીષ્મ રૂતુમાં મહારાજા અજીતસિંહજી બહાદુર કેટલાક મિત્રો સાથે પોતાના એક મહેલમાં બેઠા હતા. એ વખતે મહારાજાએ સ્વામીજીને બોલાવવાને પોતાના ખાનગી કારભારીને મોકલ્યા. સ્વામીજી આવ્યા અને મહારાજા જોડે વાત કરવા લાગ્યા. એટલામાં મહારાજાએ એક કન્યાને ગાવાનો હુકમ કર્યો. તેણે ગાવા માંડ્યું એટલે સ્વામીજીએ ઉઠીને ચાલવા માંડ્યું. મહારાજાએ ઘણોજ આગ્રહ કર્યો અને કહ્યું "સ્વામીજી, એનું ગાયન હૃદયમાં ઘણા ઉચ્ચ ભાવોને જગાડે તેવું છે." સ્વામીજીએ એકાદ ગાયન સાંભળીને જવાનો વિચાર કર્યો અને પાછા ત્યાં બેઠા. આસપાસ પવનની લહેરો આવી રહી હતી. સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. વાદ્યના સુર સાથે તે કન્યાનો સુર ભળી જતો હતો અને તેનું ગાયન ઘણુંજ મધુર બની રહ્યું હતું.

ગાયનને જે સમજે તેનાજ હૃદયમાં તેમાંના અનેક ભાવ ઉત્પન્ન

થઇ શકે છે. સ્વામીજી જેવા સંગીતવેત્તા, ગાયનના ઉસ્તાદ, સંગીતના પરિક્ષક અને જ્ઞાનીપુરૂષના મનમાં ઉત્તમ કોટીના ગાયનથી આધ્યાત્મિક ભાવો ઉછળી રહે એમાં નવાઇ નથી.

આજકાલ સંગીતમાં શૃંગાર રસનેજ પ્રધાનપદ આપવામાં આવે છે, ગાનાર અને સાંભળનાર શૃંગારનેજ ચ્હાય છે, તેમજ સંગીત વિદ્યાના નિયમોનું પણ બરાબર પાલન થતું નથી. નહિ તો સંગીત એ પાંચમો વેદ છે અને મનને એકાગ્ર કરી ઇશ્વરમાં લગાડવાનું અતિ ઉપયોગી સાધન છે.

સંગીતની આ મહત્તા આજકાલ ભૂલી જવાઇ છે તેથીજ એ ધંધો અધમ ગણાય છે. મહારાજા અજીતસિંહજીના દરબારમાં તેમ નહોતું. પ્રભુના પરમભક્ત સુરદાસકૃત ભજન તે કન્યા ગાઇ રહી હતી. પ્રભુની સર્વ વ્યાપકતા અને અનેકવિધ મહત્તાનુંજ તે પ્રતિપાદન કરી રહ્યું હતું. ભજનના સુંદર શબ્દોમાં એક ભક્તની આત્મસાક્ષાત્કારને માટે તાલાવેલી જણાઇ આવતી હતી. કન્યા ઘણા ઉલ્લાસથી અને ભક્તિભાવથી તે ગાઇ રહી હતી.

સ્વામીજી સાંભળતે સાંભળતે સ્થિર થઇ ગયા. તેમના મુખ ઉપર અત્યંત તેજ છવાઇ રહ્યું. એક સમાધિનિષ્ટ જેવા તે જણાવા લાગ્યા. બ્રહ્મભાવ તેમના હૃદયમાં ઉછળી રહ્યો. તેઓ ભાવસમાધિમાં સ્થિર થઇ ગયા. કન્યાએ એવા ભાવ અને ઉંડી લાગણીથી ગાયું હતું કે તેના શબ્દોએ સ્વામીજીના હૃદયમાં અદ્દભુત આધ્યાત્મિક ભાવ જગાડયો હતો. ગાયન પુરૂં થયા પછી સ્વામીજીએ "ધન્ય માતા" કહીને ધન્યવાદ આપ્યો.



## પ્રકરણ ૨૮ મું—ગુજરાત-કાઠીયાવાડ અને મુંબઈ ઇલાકામાં.

સંન્યાસીએ ઘણો વખત એકજ સ્થળમાં રહેવું ન જોઇએ, એવો વિચાર કરીને સ્વામીજી હવે અજમેર ગયા અને ત્યાં થોડો વખત રહીને અમદાવાદમાં આવ્યા. ગુજરાતના બાદશાહોએ બંધાવેલાં ઐતિહાસિક સ્થળો તેમણે અહીંઆં જોયાં. થોડોક વખત અહીં રહ્યા પછી સ્વામીજી વઢવાણ થઇને લીંબડી ગયા. કોઇનું ઓળખાણ મળે નહિ અને સ્વામીજી ક્યાં ઉતરવું તેના વિચારમાં પડી ગયા. સાધુઓને ઉતરવાનું એક સ્થળ તેમને બતાવવામાં આવ્યું. સ્વામીજી ત્યાં ગયા અને થોડોક વખત રહ્યા. તેમને માલમ પડી આવ્યું કે તે સ્થળમાં સ્ત્રીઓ અને પુરૂષો સાથે રહે છે અને તેઓ ધર્મને નામે અનાચાર કરે છે! દુનિયાદારીના અનુભવ વગરના સ્વામીજી ગભરાયા અને હવે ક્યાં જવું તેનો વિચાર કરવા લાગ્યા. તે સ્થળનાં માણસોએ ચારે બાજુનાં બારણાં બંધ કરી સ્વામીજીને અંદર પુરી રાખ્યા. તેમને જણાવવામાં આવ્યું કે તેમણે તેમના બ્રહ્મચર્યનો ભંગ કરવોજ પડશે. તેઓએ કહ્યું "તમે સાધુ છો! તમારૂં શરીર સુંદર છે! ઘણાં વર્ષ સુધી તમે બ્રહ્મચર્યનું પાલન કરેલું છે તો એવા મહાત્માની સર્વ પ્રકારની સેવાનો લાભ અમને મળવોજ જોઇએ. અમારે એક સાધના સાધવાની છે!" સ્વામીજી બહુજ મુસ્કેલીમાં આવી પડયા અને હવે અહીંઆંથી કેવી રીતે છૂટવું તેનો વિચાર કરવા લાગ્યા.

એક નાનો છોકરો સ્વામીજીની પાસે આવતો હતો. તેને સ્વામીજીએ પોતાની હકીકત કહી. તે છોકરાએ પોતાનાથી બનતું કરવાનું કહ્યું. સ્વામીજીએ એક ઠીંકરાના કડકા ઉપર પોતાની હકીકત કોયલા વડે ટુંકમાં લખી કહાડી અને તે બોલ્યાઃ "તારા ધોતીયામાં સંતાડીને

આ લઇ જા અને લીંબડીના રાજા સાહેબને જલદીથી આપ અને મારી સઘળી હકીકત તેમને કહે." છોકરાએ રાજા સાહેબ પાસે જઇને સઘળી હકીકત જાહેર કરી. રાજા સાહેબે માણસો મોકલીને સ્વામીજીને છોડાવ્યા અને તે સ્થળ ઉપર જાપતો રાખ્યો.

હવેથી સ્વામીજી મહારાજ સાહેબના અતિથિ થઇને રહ્યા. અહીંઆં ઘણા પંડિતો સાથે સંસ્કૃતમાં તેમણે શાસ્ત્ર ચર્ચા કરી. ગોવર્ધન મઠના શ્રીમદ્ શંકરાચાર્ય આ વખતે ત્યાં હાજર હતા; તે સ્વામીજીના જ્ઞાનથી બહુજ પ્રસન્ન થયા અને જુના વિચારના પંડિતો સાથે વાદવિવાદ કરવામાં સ્વામીજીએ જે સહિષ્ણુતા દર્શાવી હતી તેનાં ભારે વખાણ કરવા લાગ્યા.

લીંબડીથી તે જૂનાગઢ ગયા. જૂનાગઢની મુલાકાત વિષે લખતાં રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા લખે છે કે, "સ્વામીજીનું સાદું જીવન, અદાંભિકપણું, વિવિધ કળા અને વિજ્ઞાનનું તેમનું ઉંડું જ્ઞાન, તેમના વિચારોની વિશાળતા, ધર્મનિષ્ઠા, હૃદયભેદક વક્તૃત્વશક્તિ, આકર્ષક શક્તિઓ અને અસાધારણ વ્યક્તિત્વ-આ સર્વથી અમારાં મન ઉપર ભારે અસર થઇ. આ સદ્દગુણોની સાથે વળી સંગીતમાં તે ઉસ્તાદ હતા અને પાકશાસ્ત્રમાં પણ પ્રવીણ હતા. અમને તેમના તરફ પૂજ્યભાવ હતો."

જૂનાગઢમાં વાતચિત કરતાં સ્વામીજીએ ક્રાઇસ્ટના સાધુ જીવનથી પાશ્ચાત્ય પ્રજાઓના આચાર, વિચાર, રહેણી કરણી, સાહિત્ય, સામાજીક રિવાજો અને કાયદાઓ ઉપર કેવી ભારે અસર થઇ રહી હતી તે સર્વને સમજાવ્યું. યૂરોપમાં મધ્યકાળની જાહોજલાલી, રાફેલનાં ચિત્રો, સેંટ ફ્રાન્સસીસની ભક્તિ, ગોથીક દેવાલયોની સ્થાપના, ક્રુઝેડ્ઝ અને ઘણાં રાજકીય બંધારણોનું અસ્તિત્વ, એ સર્વ ક્રાઇસ્ટ જેવા સંન્યાસીના બોધનાંજ પરિણામ હતાં એમ તેમણે જણાવ્યું.

તેમણે દિલગીરી દર્શાવી કે ઘણા ખરા પાદરીઓ હજી કાઇસ્ટનું જીવન બરાબર સમજતા નથી અને તેના બોધ પ્રમાણે પોતાનું જીવન ગાળતા નથી. કાઇસ્ટે કોઇ પણ ધર્મને વખોડયો નથી કે કોઇ પણ પ્રજાનો તિરસ્કાર કર્યો નથી. છતાં અફસોસ, તેના અનુયાયીઓ આજે કેવું જીવન ગાળી રહેલા છે! પછી તેમણે હિંદુધર્મની પાશ્ચાત્ય ધર્મવિચાર ઉપર કેવી અસર થઇ રહી હતી અને મધ્ય તથા પશ્ચિમ એશીઆમાં વિચારોની કેવી આપ લે થઇ રહી હતી તે જણાવ્યું. ઐતિહાસિક દૃષ્ટિએ હિંદુધર્મનું મહત્વ કેટલું બધું છે, પ્રાચીન હિંદના શિક્ષણની મહત્તા કેટલી છે અને જગતમાં ધાર્મિક વિચારોને ફેલાવવામાં હિંદુઓનો આધ્યાત્મિક અનુભવ હવે કેવો ઉપયોગી થઇ પડશે, તે તેમણે ઘણીજ વિશાળ દૃષ્ટિથી સમજાવ્યું. સનાતન ધર્મની ખુબીઓ જણાવી; સર્વ સામાન્ય સિદ્ધાંતોની કસોટિએ તેમને ચ્હડાવીને પ્રાચીન ઋષિઓની દીર્ઘ દૃષ્ટિનું ભાન કરાવ્યું અને આખરે શ્રીરામકૃષ્ણ પરમહંસની જીવનકથા કહી સંભળાવી.

હિંદની ભવ્ય પ્રાચીન ઇમારતો અને ખંડેરો જોઇને સ્વામીજી ઘણાજ ખુશી થતા. જૂનાગઢમાં તે જોવાની તેમને સારી તક મળી. ગિરનાર પર્વત ઉપર હિંદુઓ, જૈનો અને બૌદ્ધોનાં અનેક દેવાલયો આવેલાં છે. સ્વામીજી ગિરનાર ઉપર ચ્હડયા અને ઘણા ભાવથી તે પ્રાચીન સ્થળો જોવા લાગ્યા. ઉંચામાં ઉંચા એક શિખર ઉપર જઇને તે બેઠા અને ત્યાંથી સમસ્ત ભારતવર્ષ ઉપર તે પોતાની દૃષ્ટિ નાંખવા લાગ્યા. આખું ભારતવર્ષ એક તીર્થસ્થાન જેવું તેમને જણાવ્યું. નાની નાની દેહેરીઓ અને મંદિરોવાળું જાણે કે તે એક ભવ્ય દેવાલય હોય એમ તેમને ભાસ્યું. મહાભારતના સમયની કીર્તિ તે નિહાળવા લાગ્યા. ત્યાંથી ઉતરીને એક ગુફામાં જઇને તે બેઠા અને કેટલાક દિવસ સુધી ત્યાં એકાંતમાં રહ્યા.

ઉપર ઉપરથી જોનારને એમજ લાગશે કે સ્વામી વિવેકાનંદ હિંદના રાજા મહારાજાઓના મહેલોમાંજ પોતાનો સમય ગાળી રહ્યા હતા અને સામાન્ય જનસમૂહ સાથે તે ભળતા નહોતા! પણ જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે રાજાઓ જોડે રહેવામાં પણ તેમનો અતિ ઉપકારક હેતુ રહેલો હતો. રાજાઓ ઉપર તેમની પ્રજાઓના કલ્યાણનો અને ઉદયનો આધાર રહેલો છે. તેઓ પોતાનાં રાજ્યોમાં સુધારો, કેળવણીનો વધારો અને લોકોપયોગી સંસ્થાઓની સ્થાપના કરી શકે તેમ છે. સ્વામીજીનું ચિત્ત સર્વદા સામાન્ય જનસમૂહ તરફજ હતું. તેમનું કલ્યાણ સાધવાનેજ તે પ્રવાસે નીકળ્યા હતા અને તેને માટેજ તે રાજા મહારાજાઓ સાથે વસતા હતા. રાજાઓ ધાર્મિક બને, સ્વધર્મને સમજે, લોકકલ્યાણને માટેજ રાજ્ય કરે અને રાજ્યનો પૈસો મોજશોખ, પરદેશગમન કે શિકારાદિ ગમતોમાં ખર્ચી ન નાંખે એવો ઉપદેશ તેમને કરવાનેજ સ્વામીજી તેમની સાથે ભળતા હતા. સ્વામીજી સમજતા હતા કે "જેમના હાથમાં પુષ્કળ દ્રવ્ય છે અને જેમના હાથમાં લાખો મનુષ્યોનું ભવિષ્ય રહેલું છે, તેવામાંના એકને પણ જો હું મારા વિચાર સમજાવી શકું તો લાખો મનુષ્યોનું કલ્યાણ થાય." મહેલમાં તે રહેતા, પણ હમેશાં રાજાઓ જોડે એવી શરત કરતા કે સઘળા લોકોને તેમની પાસે આવવા દેવા. પોતે જાતે પણ ઘણી વખત ગરીબોને ઘેર પગે ચાલતા જતા અને તેમના ભાવથી વધારે ખુશી થતા.

જૂનાગઢથી તે ભુજ ગયા અને ત્યાંના દિવાનને ઘેર મુકામ કર્યો. દિવાન સાથે તેમણે ઉદ્યોગ, ખેતીવાડી અને અર્થશાસ્ત્રના અનેક પ્રશ્નો ઉપર ચર્ચા કરી. જનસમૂહમાં કેળવણી ફેલાવવાનો આગ્રહ કર્યો. જે જે સ્થળે સ્વામીજી જતા તે તે સ્થળની આર્થિક સ્થિતિનો તે અભ્યાસ કરતા. ખેડુતવર્ગની હાલત અને જમીનની પેદાશ વિષે તે ઉંડો વિચાર કરતા. કારીગર અને મજુરવર્ગની સ્થિતિમાં સુધારો થાય

એવું સાધન વિચારવાને તેમનું હૃદય અનેક પ્રયાસો કરી રહ્યું હતું. પ્રાચીન શાસ્ત્રકારોએ દર્શાવેલા માર્ગે દરેક હિંદુ રાજા પોતાનું રાજ્ય ચલાવે એમ તેમની પ્રબળ ઇચ્છા હતી. અધિકારીઓને તેમની જવાબદારીનું તે પુરેપુરૂં ભાન કરાવતા અને પ્રજાના દ્રવ્યના પાલક અને તેના કલ્યાણના સાધક તેઓ છે એમ તેમના મનમાં ઠસાવતા. જે જે રાજ્યમાં તે ગયા છે તે તે રાજ્યના દિવાનને સ્વામીજીએ પ્રજાની ઉત્પાદક શક્તિ વધારવાની જરૂરીયાત સમજાવી છે, આર્યોની રાજ્યપદ્ધતિ બતાવી છે અને જનસમૂહની સ્થિતિ સુધારવાની આવશ્યકતા દર્શાવી છે.

ભુજથી તે પ્રભાસપાટણ ગયા અને ત્યાંથી પોરબંદર ગયા. અહીંઆં તે રાજાના અતિથિ તરીકે રહ્યા. તેમના એક ગુરૂભાઇ સ્વામી ત્રિગુણાતીત તેમને ખોળતા ખોળતા અહીં આવી પહોંચ્યા. પણ સ્વામીજીએ તેમને ઠપકો આપ્યો અને તેમની પાસે ફરીથી નહિ આવવાનું કહ્યું. સ્વામીજી સદા એકાન્તવાસ અને ગુરૂભાઇઓથી દૂર રહેવાનું વધારે પસંદ કરતા હતા.

પોરબંદરના દરબારમાં શંકર પાંડુરંગ નામનો એક પંડિત હતો. વેદોનું ભાષાંતર કરવાનું કાર્ય તે કરતો હતો. તેણે સ્વામીજીને તે કાર્યમાં મદદ કરવાની અરજ કરી. સ્વામીજીએ હા પાડી અને બંને જણ ઘણા ઉલ્લાસથી ભાષાંતર કરવા લાગ્યા. અહીંઆં સ્વામીજીએ પતંજલિના મહાભાષ્યનું અધ્યયન પુરૂં કર્યું. તે પછી પંડિતની સલાહથી તેમણે ફ્રેંચ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. સ્વામીજીમાં અસાધારણ બુદ્ધિ અને ઉંડા જ્ઞાનનો પરિચય થવાથી પંડિત શંકર પાંડુરંગ તેમને એક દિવસ કહેવા લાગ્યા: "સ્વામીજી, મને લાગે છે કે તમે આ દેશમાં કંઈ વધારે કરી શકશો નહિ. થોડાકજ તમારા કાર્યની કદર કરી શકશે. તમે પાશ્ચાત્ય દેશોમાં જાઓ, ત્યાં લોકો તમારૂં કહેવું સમજી

શકશે અને તમારા કાર્યની કદર કરશે. પશ્ચિમમાં સનાતન ધર્મના સિદ્ધાંતોનો ઉપદેશ કરીને તમે પાશ્ચાત્ય વિદ્યા ઉપર એક પ્રકારનું નવુંજ અજવાળું પાડી શકશો." સ્વામીજી સાંભળી રહ્યા. તેમને લાગ્યું કે આ પંડિત ખરુંજ કહે છે. બીજા પંડિતો પણ તેમને કહેવા લાગ્યાઃ "ખરેખર, સ્વામીજી તમે પશ્ચિમમાં જાઓ અને ત્યાં તમારા વિચારોથી જય મેળવીને પાછા આવો, અને પછી જુઓ કે તમારા દેશબંધુઓ તમારા વિચારોને કેવા અનુસરે છે!"

જુના વિચારના પુરૂષોના કુવામાંના દેડકા જેવા સંકુચિત વિચાર અને સુધારકોનું પરદેશીઓનું અંધ અનુકરણ, એ બંને ભૂલો સ્વામીજીની નજરે આવી રહી હતી. જેઓ ભારતવર્ષની પ્રજાના નેતાઓ થઇને ફરે છે તેમનું જ્ઞાન અસંસ્કારી છે, અને ચારિત્રમંદ છે. એમ તેમને લાગતું હતું. સર્વત્ર ઈર્ષ્યા, દુશ્મનાવટ અને કુસંપ તે જોતા હતા; પણ આ ઉપરની સપાટીની નીચે હૃદય તો આર્ય પ્રજાનુંજ રહેલું છે, એમ તેમનું માનવું હતું. તે અફસોસ દર્શાવતા કે જનસમૂહનું આવું ઉમદા હૃદય અત્યંત જુના વિચારના માણસોના વ્હેમ અને નવીન વિચારના માણસોના અંધ અનુકરણથી વધારે અધમ દશાને પ્રાપ્ત થતું જાય છે. પાશ્ચાત્યોની વિદ્યા અને તેમના ક્ષણિક વૈભવના ખોટા ચળકાટથી હિંદમાં હજારો મનુષ્યો અંજાઇ રહેલાં છે. તેઓ આર્ય પ્રજાનો ઘણા વર્ષનો અનુભવ ધૂળધાણી કરવા બેઠેલા છે.

પોરબંદરથી સ્વામીજી દ્વારકાં ગયા. અહીંઆ તેમનું સ્વદેશભક્ત અંતઃકરણ શ્રીકૃષ્ણ અને યાદવોના વિચારથી અત્યંત આનંદ ભોગવવા લાગ્યું; પણ બીજીજ ક્ષણે આસપાસનાં ખંડેરો જોઇને મહાભારતના સમયની કીર્તિનો નાશ થયેલો જોઇ તે અત્યંત ખેદ ધરવા લાગ્યું. સ્વામીજી સમુદ્રને કિનારે ગયા, ત્યાં બેઠા અને અનેક વિચાર કરવા લાગ્યા. ક્વચિત્ તેમના મુખ ઉપર આશાની વિસ્તીર્ણ પ્રભા આવી

રહેતી તો ક્વચિત્ તે શોકની છાયાથી છવાઇ રહેતું. શારદા મઠમાં તે ગયા અને વિદ્યાપીઠ તરીકેની તેની જુની પુરાણી કીર્તિને સંભારી આંખમાં આંસુ લાવવા લાગ્યા. આખરે આશાપૂર્ણ હૃદયથી તે હિંદનું યશસ્વી ભાવિ જોવા લાગ્યા.

દ્વારકાંથી માંડવી અને માંડવીથી પાલીતાણા. એક સ્થળથી બીજે સ્થળે ફરતે ફરતે સ્વામીજીએ અનેક સ્થળોની મુલાકાત લીધી. પાલીતાણામાં સ્વામીજી એક સંગીતવેત્તા તરીકે પ્રખ્યાત થઇ રહ્યા હતા. પછીથી તે વડોદરા ગયા અને ત્યાં દિવાન બહાદુર મણીભાઇ જશભાઇના અતિથિ તરીકે રહ્યા હતા. વડોદરેથી તે ખંડવા ગયા અને બાબુ હરિદાસને ઘેર રહ્યા. બાબુ હરિદાસ તેમના વિષે લખે છે કે "તેમની વાતચિતમાં અમને જરા પણ ડોળ લાગતો નહોતો. તેમના ઉમદા વિચારો અને ઉચ્ચ ભાવો સ્વાભાવિક રીતેજ સાદી અને સરળ પણ પોતે પસંદ કરેલી ભાષામાં બહાર વહી રહ્યા હતા. તેમનામાં એક પ્રકારનું અદ્‌ભુત ગાંભીર્ય દેખાઇ આવતું હતું." અહીંઆંના સીવીલ જડ્જે સ્વામીજીના માનમાં એક ખાણું આપ્યું અને તે સમયે સ્વામીજીએ સર્વને ઉપનિષદોમાંથી કેટલાક ફકરાઓ સમજાવ્યા. ખંડવાથી મુંબઇ જતી વખતે બાબુ હરિદાસ તેમને કહેવા લાગ્યા: "સ્વામીજી ! તમારૂં ભવિષ્ય ઘણું મોટું છે." સ્વામીજીએ જવાબ આપ્યો: "હું જાતે તે વિષે કાંઇ જાણતો નથી; પણ મારા ગુરૂજી મારે માટે અનેક ભવિષ્યો ભાખતા હતા." હરિદાસને આશિર્વાદ આપીને સ્વામીજી મુંબઇ જવાને ઉપડી ગયા.

પોતાના દેશના વિચારો અને લાગણીઓથી સ્વામીજીનું હૃદય દ્રવી રહ્યું હતું ! મનમાં અનેક યુક્તિઓ, યોજનાઓ અને આશાઓ આવ્યા કરતી હતી. ઘડીકમાં તે હિંદનું યશસ્વી ભાવી નિહાળે અને ઘડીકમાં તે નિરાશાથી ખેદયુક્ત બની રહે. જાણે કે સમસ્ત ભારત-

વર્ષનું જીવન તેમના વ્યક્તિત્વદ્વારા અનેક સ્વરૂપોમાં પ્રગટ થવાનો પ્રયાસ કરી રહ્યું હોય તેમ સ્વામીજીનું અંતઃકરણ અનેક ભાવોને ધારણ કરવા લાગ્યું. તેમના હૃદયમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું.

આવી માનસિક અવસ્થાને ભોગવતા તે મુંબઇ આવી પહોંચ્યા. અહીંઆં ઘણા પંડિતો અને ગૃહસ્થોની તેમને મુલાકાત થઇ. સર્વને તે સનાતન ધર્મનો પુનરોદ્ધાર કરવાની સલાહ આપવા લાગ્યા. કેટલાકને તો જોઇનેજ તેમને નિરાશા ઉત્પન્ન થઇ. તે કહેવા લાગ્યા "તેમને શું જ્ઞાન છે? તેમના મગજમાં કચરો ભરેલો છે." વ્યવસ્થિત વિચાર અને નૈસર્ગિક શક્તિનો અભાવ તે સર્વત્ર જોવા લાગ્યા. તેમનું મન હિંદ વિષેના અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવાને પ્રયાસ કરી રહ્યું હતું. તેમને લાગ્યું કે હિંદુસ્તાનને પોતાની શક્તિનું અને સ્વરૂપનું ભાન થવું જોઇએ અને આર્યોના જુદા જુદા અનુભવો અને કાર્યોનો ઇતિહાસ તેણે બરાબર શિખવો જોઇએ. જે શિક્ષિત પુરૂષો ભારતવર્ષની અધોગતિ અને દુઃખ તરફ બેદરકારી દર્શાવી રહેલા હતા તેમને સ્વામીજી અત્યંત ઠપકો આપવા લાગ્યા. તેમાંના ઘણાને તે કહેવા લાગ્યાઃ "હિંદુ વિચારો રૂપી પાયા વગરનું તમારૂં જ્ઞાન શા કામનું છે?"

મુંબઇમાં સ્વામીજી રામદાસ છબીલદાસ બેરીસ્ટરને ઘેર રહ્યા. અહીંઆં વેદનો અભ્યાસ તેમણે આગળ વધાર્યો. પછી તે પુના ગયા અને લોકમાન્ય બાલ ગંગાધર તિલકને ઘેર રહી તેમની સાથે ઘણા વિષયો ઉપર વિચાર કર્યો. પછી તે બેલગામ ગયા અને ત્યાં બાબુ હરિપદ મિત્ર–ફોરેસ્ટ ઓફિસરને ઘેર કેટલાક દિવસ રહ્યા. તેમની મુલાકાત વિષે બાબુ હરિપદ લખે છે કે, "સને ૧૮૯૨ ના ઓકટોબર માસની અઢારમી તારિખ અને મંગળવારનો દિવસ હતો. એક મજબુત બાંધાનો સંન્યાસી સાયંકાળના સમયે મારી પાસે આવ્યો. તેનો ચહેરો હસમુખો હતો. એક વકીલે–મારા મિત્રે તેને વિદ્વાન બંગાળી સંન્યાસી તરીકે ઓળ-

આવ્યો. મેં તેના તરફ જોયું તો એક શાંત ભવ્ય મૂર્તિ મને તે લાગી. તેની આંખો વિજળીની માફક ચમકી રહી હતી. ભગવું વસ્ત્ર તેણે ધારણ કર્યું હતું અને માથે ભગવો ફેંટો બાંધેલો હતો. એને જોઇને એમ લાગતું હતું કે તે કોઇ મહાપુરૂષ હશે. મારૂં હૃદય એકદમ તેના તરફ ખેંચાયું. આ વખતે પાશ્ચાત્ય શિક્ષણને લીધે હું દરેક સાધુને ઢોંગી ધારતો હતો અને ઇશ્વર કે ધર્મને બીલકુલ માનતો નહોતો. આથી મેં ધાર્યું કે તે કંઇ માગવાને આવેલા હશે. મેં તેમની સાથે વાત કરી અને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મને લાગ્યું કે મારા કરતાં તે હજાર દરજ્જે ચઢીયાતા છે. તેમને કશુંએ જોઇતું નથી. મેં તેમને મારી સાથે રહેવાનું કહ્યું, પણ તેમણે ના પાડી. ઘણું કહ્યા પછી બીજે દિવસે સવારે માત્ર જમવા આવવાની હા પાડી."

બીજે દિવસે હરિપદ બાબુ સ્વામીજીની રાહ જોતા બેસી રહ્યા, પણ તે આવ્યા નહિ. પછી તે જાતે પેલા વકીલને ઘેર ગયા અને ત્યાં એક મોટી સભા ભરાયલી જોઇને આશ્ચર્ય પામ્યા. નમસ્કાર કરીને તે ત્યાં બેઠા અને અંગ્રેજી, હિંદી, બંગાળી તથા સંસ્કૃતમાં ઝટ ઝટ જવાબ આપતા સ્વામીજીને જોઇને ચકિત થઇ ગયા. એક મનુષ્ય તેમની પાસે આવ્યો અને હકસલીના ગ્રંથો ઉંડા જ્ઞાનથી ભરપુર છે એમ ધારી તે ગ્રંથોમાંથી અનેક આધારો બતાવી પોતાના સિદ્ધાંતોનું સમર્થન કરવા લાગ્યો. સ્વામીજીએ પણ હકસલીના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો અને તેથી તે તેના તર્કોને ઝટ ઝટ તોડવા લાગ્યા. બાબુ હરિપદ તો આશ્ચર્યચકિત બની ગયા અને સ્વામીજીનો શબ્દે શબ્દ ધ્યાન દઇને સાંભળી રહ્યા.

સર્વેના ગયા પછી સ્વામીજીએ હરિપદ બાબુને કહ્યું: "મારાથી આવી શકાયું નહીં તેને માટે માફ કરજો. આટલા બધાની લાગણી દુખાવ્યા વગર હું કેવી રીતે આવી શકું ?" પછીથી તે વકીલને કહીને

તે સ્વામીજીને પોતાને ઘેર તેડી ગયા અને ત્યાં થોડા દિવસ રાખ્યા. અનેકવાર ધાર્મિક વિષયો ઉપર વાત ચાલતી. અનેક વખત તેમણે પોતાના ઉંડા જ્ઞાનનો લાભ હરિપદ બાબુને આપ્યો. બાબુને હવે લાગ્યું કે સ્વામીજી ધાર્મિક વિષયોમાંજ પ્રવીણ છે, એટલુંજ નહિ પણ વ્યવહારિક જ્ઞાનમાં પણ તે આગળ પડતા છે. એક વખત "પીકવીક પેપર્સ" માંથી ફકરાના ફકરા સ્વામીજી મ્હોંડે બોલવા લાગ્યા. આ જોઇને બાબુજી ચકિત થઇ ગયા. આવા સાધુને પણ આવાં વ્યવહારિક જ્ઞાનનાં પુસ્તકો મ્હોંડેને મ્હોંડે છે એમ જાણી તે આશ્ચર્યથી પૂછવા લાગ્યાઃ "તમે તે કેટલી વખત વાંચેલી છે?" સ્વામીજી બોલી ઉઠયાઃ "ફક્ત બેજ વખત!" બાબુજી બોલ્યા "બે વખત વાંચ્યાથી તે શી રીતે આટલું બધું મ્હોંડે થઇ જાય?" સ્વામીજીએ જવાબ આપ્યોઃ "**કર્મેંદ્રિયોને વશ રાખવાથી મનની શક્તિ વધે છે.** કર્મેંદ્રિયો દ્વારા વહી જતી શક્તિઓને રોકીને તથા એકત્ર કરીને તેમને માનસિક અને આધ્યાત્મિક શક્તિઓમાં ફેરવી નાંખવી જોઇએ. તેને નિરંકુશ મોજશોખમાં વાપરી નાખવાથી માણસ નિર્બળ, દુઃખી અને યાદશક્તિ વિનાનો બની રહે છે."

એક વખત સ્વામીજી લાઇબ્રેરીમાંથી આણેલી એક ચોપડીને વાંચી રહ્યા હતા. વચમાં વચમાં તેઓ હસતા પણ દેખાતા હતા. હરિપદ બાબુ આથી તેમની પાસે ગયા. પંદર મિનિટ સુધી ત્યાં તે ઉભા રહ્યા. એ પછીથી તેમણે સ્વામીજીને બોલાવ્યા ત્યારેજ તે બોલ્યા હતા. આ જોઇને બાબુજી પૂછવા લાગ્યાઃ "હું અહીંઆં પંદર મિનિટથી ઉભો છું અને તમે મને જોયો પણ નહિ." સ્વામીજી બોલ્યા "આ સર્વ મનની એકાગ્રતાને લીધેજ છે. જે પણ કાર્ય કરવું તે સારી રીતેજ કરવું જોઇએ અને સારૂં કરવા માટે મનને તેમાં પુરેપુરૂંજ પરોવી દેવું જોઇએ."

બાબુ હરિપદ આગળ લખે છે કે "સ્વામીજી વાતચિતમાં વારંવાર ગમતી અને આનંદી જણાતા. એક ક્ષણે તે તત્ત્વજ્ઞાનના કૂટ પ્રશ્નોનો ગંભીર ભાવે જવાબ આપતા અને બીજી ક્ષણે હસતા અને આનંદ કરતા! અનેક માણસો તેમની પાસે સત્સંગને માટે આવતા અને દરેક સાંજે એક મોટી સભાજ મારે ઘેર ભરાઇ રહેતી. મારા ચોકમાં આવેલા એક સુખડના ઝાડ તળે બેસીને તેમણે મને જે બોધ આપ્યો છે તે હું કદી ભૂલી જનાર નથી."

આધુનિક સમયમાં શરીરને જરાક કંઇક થયું કે તરતજ માણસો ઔષધોનો ઉપયોગ કરે છે. વિદ્યાર્થીઓ, વકીલો, જડજો કે ધંધાદારીઓ, જરાક શરીરને બેચેની લાગી કે દવાનો ડોઝ લેવા તૈયાર થઇ જાય છે! આથી પૈસા બગાડવા ઉપરાંત શરીરને પણ નુકશાન જ પહોંચે છે. જુલ્લાબ લેનારને તુરતમાં તો શરીર હલકું લાગે છે; પણ એથી કરીને આંતરડાંની શક્તિ કમી થઇ થોડા દિવસમાં વધારે બંધકોષ થએલો જણાય છે અને જુલાબનો વધુ મોટો ડોઝ લેવાની જરૂર પડે છે. બીજી બાબતોમાં પણ જરા જરામાં દવા લીધા કરવાથી શરીરને છેવટે નુકશાનજ પહોંચે છે. બાબુ હરિપદને પણ આ પ્રમાણે વારંવાર દવાઓ લેવાની ટેવ હતી. સ્વામીજીએ તેમને તે ટેવ છોડી દેવાનો બોધ આપ્યો. તેમણે કહ્યું કે શરીરના ઘણા રોગો મનની નબળાઇને લીધે અને અયોગ્ય આહારવિહારને લીધેજ ઉત્પન્ન થાય છે; માટે એ સ્થિતિનેજ મૂળમાંથી બદલી નાંખવી જોઇએ. સ્વામીજી વળી કહેવા લાગ્યાઃ "**હમેશાં રોગનોજ વિચાર ન કર્યા કરો અને સદાએ હસમુખો ચ્હેરો રાખો. સદાચારથી વર્તો અને ઉચ્ચભાવનાઓ રાખો. નિર્દોષ આનંદ કરો, પણ તમારા શરીરને નુકશાન કરે એવા વિષયસુખમાં કદીએ ગરક થઇ જશો નહિ. એટલે પછીથી સઘળું સારૂંજ થશે.**" આ સાંભળ્યા પછી

બાબુ હરિપદે ઔષધ ખાયા કરવાની ટેવ છોડી દીધી હતી.

હરિપદ બાબુને પોતાના ઉપરી અધિકારીઓ જોડે કોઇ કોઇ વખત બનતું નહીં અને તેથી કરીને તે મનમાં ખિન્ન રહેતા. સ્વામીજીએ તેમને સલાહ આપી કે "જો નોકરી અયોગ્ય હોય ને છોડી દેવી હોય તો તેમ કરવાની તમને છુટ છે. પરંતુ ઉપરીઓના દોષો શા માટે મનમાં લાવ્યા કરવા! નોકરીમાં દુઃખ પડતું હોય તો તમે તમારી ફરજો બને તેટલી સારી રીતે બજાવ્યા જાઓ. એટલે બીજાઓ ઉપર અસર થાય તેમ હશે તો એથી કરીનેજ સારી અસર થઇ શકશે. તમે ભલા થાવ એટલે આખી દુનિયા ભલી થશે. બીજાના દોષો જોવાની ખરાબ ટેવ છોડી દો અને પછી જુઓ કે તમારા શત્રુઓ પણ તમારા તરફ કેવા સ્નેહથી વર્તે છે! **આપણા પ્રત્યેની સામાની વર્તણુંક આપણી જ માનસિક સ્થિતિનું પ્રતિબિંબ છે.**"

હરિપદ બાબુએ આગળ એક વખત ભગવદ્‌ગીતાનો અભ્યાસ કરવા માંડયો હતો, પણ તેમાં તેમને કંઇ રસ અને ઉપયોગીતા નહિ લાગવાથી તે અભ્યાસ તેમણે છોડી દીધો હતો. સ્વામીજીની પાસે તે અભ્યાસ પાછો ચાલુ કરતાં તેમને જણાયું તે વિષે તેઓ કહે છે કે "તે વખતેજ મને માલમ પડયું કે ગીતાજી એક અદ્‌ભુત પુસ્તક છે. વ્યવહારિક જીવનમાં ગીતાજીના રહસ્યનો કેવી રીતે ઉપયોગ થાય તે હવે હું બરાબર સમજ્યો. સ્વામીજીના બોધથી એકલી ગીતાનેજ હું ચ્હાવા લાગ્યો, એટલુંજ નહિ પણ ઉપનિષદ વગેરે આર્ય ગ્રંથોની અને ટોમસ કાર્લાઇલ અને જુલ્સવર્નના ગ્રંથોની પણ કીંમત હું સમજવા લાગ્યો."

"માગનાર પ્રભુને નામે માગે છે અને આપનાર પ્રભુને નામે આપે છે! દરેક ગરિબ–માગનારમાં પ્રભુનેજ જુઓ, અને એનો

ઉપકાર માનો કે એ તમને દયા દર્શાવવાની અને તમારા આત્માનો વિકાસ કરવાની તક આપે છે."

આ પ્રમાણે અનેક વિષયો ઉપર વાત ચાલતી. ધર્મ વિષે વાત કરતાં કરતાં સ્વામીજી અનેકવાર કહેતા કે, "મારા મિત્રો, વાદ-વિવાદનો પાર કદી આવવાનો નથી. રસ્તે ચાલવા માંડી અનુભવ મેળવવાથીજ ધાર્મિક સત્યો ખરા રૂપમાં સમજાય છે."

ધાર્મિક વિષયો સમજાવતાં સ્વામીજી પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્ર-માંથી અનેક પુરાવા આપતા અને તેમનું પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર, ખગોળવિદ્યા, ભુસ્તરવિદ્યા વગેરેનું જ્ઞાન જોઇને શ્રોતાઓ ચકિત થઇ જતા. ધાર્મિક વિષયો ઉપરથી તે સામાજીક વિષયો ઉપર આવતા અને ગદ્દગદ્દ કંઠે ગ્રામ્યજનોની સ્થિતિ દર્શાવતા. તે કહેતા કે હિંદના ગ્રામ્યજનોને સ્વચ્છતા કે તંદુરસ્તીના નિયમોની ખબર નથી. તેઓ એકજ તળાવનું પાણી ન્હાવા ધોવામાં અને પીવામાં વાપરે છે. અને પોતાનો અવકાશનો સમય ગપ્પાં મારવામાં અને પત્તાં રમવા-માંજ ગાળે છે.

બાબુજીનો બહુજ ભાવ અને આગ્રહ છતાં સ્વામીજીએ બેલ-ગામથી આગળ જવાનો વિચાર કર્યો. જતી વખતે હરિપદ બાબુ સ્વામીજીને દંડવત્ પ્રણામ કરીને બોલ્યાઃ "ખરેખરા ભક્તિભાવથી હું કદીએ કોઇને નમ્યો નથી." આજે આપને નમવાથી હું મારી જાતને વધારે ભાગ્યશાળી સમજું છું."

## પ્રકરણ ૨૯ મું—કન્યાકુમારીમાં.

બેલગામથી સ્વામીજી બેંગલોર આવ્યા. અહીંઆં થોડાક દિવસ અપ્રસિદ્ધપણેજ રહ્યા. પણ ધીમે ધીમે તેમના ચારિત્ર્યનો પ્રભાવ લોકોના મન ઉપર પડવા લાગ્યો અને આખરે માઇસોરના દિવાન સર. કે. શેષાદ્રિ આયર સાથે તેમને ઓળખાણ થયું. દિવાનના અતિથિ તરીકે હવે સ્વામીજી રહેવા લાગ્યા. હિંદુધર્મના અને અન્ય ધર્મના અનેક મનુષ્યો હવે તેમની પાસે આવવા લાગ્યા. માઇસોર રાજ્યના સલાહકાર અબ્દુલ રહેમાન સાહેબ તેમની પાસે કુરાનમાંથી કેટલીક શંકાઓ પૂછવાને આવ્યા. એક હિંદુ સંન્યાસીનો કુરાનનો ઉંડો અભ્યાસ જોઇને તે ઘણુંજ આશ્ચર્ય પામ્યા. સર શેષાદ્રિ આયર તેમના વિષે કહેવા લાગ્યાઃ "એમના જેવું જ્ઞાન મેં કોઇનામાં પણ જોયું નથી. તે ખરેખર આશ્ચર્ય ઉપજાવે એવુંજ છે. આટલી નાની વયમાં વેદ વેદાન્તના જ્ઞાન સાથે બીજું પણ આટલું બધું જ્ઞાન એમણે શી રીતે પ્રાપ્ત કર્યું હશે? મારા મકાનમાં જાણે કોઇ દેવતાએ આવીને વાસ કર્યો હોય એવુંજ મને તો તે આવ્યા ત્યારથી લાગ્યા કરે છે!" દિવાન સાહેબે માઇસોરના મહારાજા શ્રી ચામરાજેન્દ્ર જોડે સ્વામીજીની મુલાકાત કરાવી. સ્વામીજીની વિશાળ બુદ્ધિ, ચારિત્ર્યનો પ્રભાવ, ઉંડું જ્ઞાન અને શાસ્ત્રમાં સંપૂર્ણ પ્રવેશ–આ સર્વથી મહારાજા સાહેબ અંજાઇ ગયા. સ્વામીજીને રાજમહેલમાંજ હવે રાખવામાં આવ્યા અને મહારાજા ચામરાજેન્દ્ર અનેક પ્રકારે તેમના સત્સંગનો તથા સેવાનો લાભ લેવા લાગ્યા.

એક દિવસ મહારાજા પોતાના અધિકારીઓની સમક્ષ સ્વામીજીને પૂછવા લાગ્યાઃ "સ્વામીજી, મારા અધિકારીઓ વિષે તમે શું ધારો છો?" સ્વામીજીએ હસતે હસતે જવાબ આપ્યો. "મહારાજા,

અધિકારીઓ તો સર્વત્ર અધિકારીઓ જેવાજ હોય છે!" અધિ-કારીઓને આથી જરા ખોટું તો લાગ્યું, પણ તેઓ જાણતા હતા કે સંન્યાસીઓ જેવું જુએ છે તેવુંજ કહી દે છે. સ્વામીજીને આવા સ્પષ્ટવક્તા જોઇને એક દિવસ મહારાજા તેમને કહેવા લાગ્યા કે "સ્વામીજી, તમે જો આવા સ્પષ્ટવક્તા થશો તો કોઇ દિવસ તમારી જીંદગી જોખમમાં આવી પડશે." સ્વામીજી જરા ગુસ્સો કરીને બોલ્યાઃ "પણ તેથી શું મારે અસત્ય ભાખવું! શું મારે ખુશામત કરવી? મનમાં એક વાત ને મ્હોંડે બીજી વાત—એ પોલીટીકલપણું રાજપ્રકરણી માણસોનેજ મુબારક! પહેરવાનાં કપડાં લેવા બદલ ખુદ પોતાના શરીરને કે ઘરને વેચવા જેવું એ છે. પણ બિચારા મોહવશ પ્રાણીઓ તે વાત ન સમજતા હોવાથી ક્ષુદ્ર તાત્કાલિક લાભને ખાતર પોતાને હાથેજ પોતાને ઠગે છે. અમારૂં સંન્યાસીઓનું તો સરલતા—સત્યવક્તા-પણું એ સર્વથી મુખ્ય કર્તવ્ય છે."

માઇસોર દરબારમાં એક ઓષ્ટ્રીયન ગવૈયો હતો. તેની જોડે સ્વામીજીએ યુરોપિયનોના સંગીત વિદ્યા વિષે ખુબ ચર્ચા કરી. પૂર્વ અને પશ્ચિમની સંગીતવિદ્યાઓનું આટલું ઉંડું જ્ઞાન સ્વામીજી ધરાવે છે એમ જાણીને સર્વે આશ્ચર્ય પામ્યા. એક વિદ્યુત્શાસ્ત્રી રાજમહેલમાં વિજળીના દિવા ગોઠવતા હતા. તેની સાથેની તેમની વાતો ઉપરથી તે વિષયમાં પણ સ્વામીજીનું જ્ઞાન તે વિદ્યુત્શાસ્ત્રી કરતાં વધારે સર્વને જણાયું.

એક દિવસ દરબારમાં મોટી સભા ભરવામાં આવી. ઘણા પંડિતો એકઠા થયા. વિષય વેદાન્તનો હતો. દિવાન સાહેબ પ્રમુખ-પદે બિરાજ્યા હતા. પંડિતોનો વિચાર એક બીજાની સાથે નહિ મળવાથી છેવટે સ્વામીજીએ સર્વના મનનું સમાધાન થાય તેવી રીતે વેદાન્તના સિદ્ધાંતોનું સર્વ સ્પર્શીત્વ,—સર્વગ્રાહ્યત્વ અને વ્યવહારિકતા પ્રતિપાદન કરી. તેના સિદ્ધાંતોને માત્ર પ્રાચીન ટીકાઓથીજ સમજાવવાને

બદલે તેમણે તેના ઉપર નવો પ્રકાશ પાડીને નવી યુક્તિથી તે સમજાવ્યા. સઘળા પંડિતો એકે અવાજે તેમનાં વખાણ કરવા લાગ્યા.

સ્વામીજી તરફ પોતાનો પૂજ્યભાવ વધી જવાથી એક દિવસ દિવાન સાહેબે તેમને કંઇ ભેટનો સ્વીકાર કરવાની અરજ કરી. પોતાના ખાનગી કારભારીને તેમણે હુકમ કર્યો કે સ્વામીજીને બજારમાં ફેરવો અને એમને જે જોઇએ તે અપાવો. એક હજાર રૂપિઆ સુધીનો માલ અપાવવાની આજ્ઞા કરવામાં આવી. સ્વામીજી તે ખાનગી કારભારી જોડે બજારમાં ગયા અને બધી દુકાનોએ ફરીને દિવાનની ઇચ્છાને માન આપવા સારૂ તેમણે એક સીગારેટ ખરીદી અને તે પીતા પીતા દિવાન સાહેબ પાસે આવ્યા! તેમને જોઇને દિવાન સાહેબ ખડખડ હસી પડયા. ખરા સંન્યાસીઓ કેવા હોય છે એ જોઇને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

એક દિવસે મહારાજા સાહેબે સ્વામીજીને કહ્યું: "સ્વામીજી, મારે તમારી કંઇ સેવા કરવી છે તે શી રીતે કરૂં?" સીધો જવાબ નહિ આપતાં સ્વામીજી પોતે માથે ઉપાડી લીધેલા કાર્યનું વર્ણન કરવા લાગ્યા. હિંદની આર્થિક સ્થિતિ વિષે તે બોલવા લાગ્યા. તેમણે કહ્યું કે હિંદુસ્તાન પાસે તત્ત્વજ્ઞાન અને ધર્મનો મોટો ભંડાર રહેલો છે અને તેને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. તે પોતાનો ધાર્મિક ખજાનો પાશ્ચાત્ય પ્રજાઓને આપે અને પાશ્ચાત્ય પ્રજાઓ આપણને ખેતીવાડી, ઉદ્યોગો અને બીજી કળાઓનું જ્ઞાન સંપાદન કરવાને સાધન પુરાં પાડી આપણી આર્થિક સ્થિતિ સુધારવામાં આપણને મદદ કરે એવું કરવા માટે મને તે મૂલકોની મુસાફરી કરવાની જરૂર જણાય છે. મહારાજા સાહેબે તેજ વખતે તેમની મુસાફરીનું ખર્ચ આપવાનું વચન આપ્યું. "હિંદનો પુનરોદ્ધાર કરનાર અવતારી પુરૂષ" તરીકે સ્વામીજીને તેઓ માનવા

લાગ્યા. હિંદુ પ્રજાનો ખરો જુસ્સો તેમનામાં રહેલો છે એમ તે ગણવા લાગ્યા.

સ્વામીજી તરફ મહારાજા સાહેબનો એટલો બધો પૂજ્યભાવ થઇ રહ્યો કે તેમણે પાદપૂજા માટે સ્વામીજીને અરજ કરી; પરંતુ સ્વામીજીએ તેની ના પાડી. રાજાજીએ કેટલીક ભેટોનો સ્વીકાર કરવાની અરજ કરી, તે પણ તેમણે લીધી નહિ. અંતે મહારાજાનો ઘણોજ આગ્રહ હોવાથી સ્વામીજીએ તેમાંથી એક નાની જેવી ચીજનો સ્વીકાર કર્યો. યાદગીરી માટે સ્વામીજીનાં કેટલાંક સુંદર હૃદયભેદક વાક્યો ફોનોગ્રાફમાં ઉતારી લેવામાં આવ્યાં. તે વાક્યોની પ્લેટ માઇસોર દરબારમાં જાળવી રાખવામાં આવેલી છે. ઘણા દિવસ થવાથી હવે સ્વામીજીએ જવાની રજા લીધી. જતી વખતે મહારાજા તેમને પગે પડયા. દિવાને કેટલીક નોટો તેમના ખીસ્સામાં મૂકી દેવાનો પ્રયાસ કર્યો. સ્વામીજીએ કહ્યું કે "કોચીન સુધીની ટીકીટ મને લઇ આપો, એટલે બસ! મારે રામેશ્વર જવું છે, પણ થોડા દિવસ હું કોચીનમાં ગાળીશ." દિવાન સાહેબે નિરાશ થઇને સેકન્ડ કલાસની ટીકિટ તેમને લઇ આપી.

કોચીનમાં થોડાક દિવસ રહ્યા પછી સ્વામીજી ત્રીવેંદ્રમ ગયા. અહીંઆં તેમને ત્રાવણકોરના મહારાજાના શિક્ષક પ્રોફેસર સુંદરરામ આયર અને સાયન્સના પ્રોફેસર રંગાચારીઅર મળ્યા. તેમની એ મુલાકાત વિષે એસ. કે. નેર લખે છે કે;

"આ બંને સદ્‌ગૃહસ્થો અંગ્રેજી અને સંસ્કૃતના ઉંડા અભ્યાસી હતા અને તેથી કરીને સ્વામીજી જોડે વાત કરતાં તેમને અત્યંત આનંદ અને લાભ મળ્યો. જે કોઇ સ્વામીજીને મળે તે તેમના ભવ્ય ચ્હેરા અને ચારિત્ર્યથી અંજાઇ જતું. એક પછી એક ગમે તેટલા માણસોને તેમના પ્રશ્નોનો જવાબ આપવાની સ્વામીજીનામાં અજબ

શક્તિ હતી. વાત ગમે તો સ્પેન્સર વિષે હોય; ગમે તો કાળીદાસ કે શેકસપીયર વિષે હોય; ડાર્વાનનો પ્રગતિવાદ, યાહુદીઓનો ઇતિહાસ, આર્ય સંસ્કૃતિનો ઉદય, વેદધર્મ, મુસલમાન ધર્મ કે ખ્રિસ્તી ધર્મ, ગમે તે વિષે પ્રશ્ન પૂછ્યો હોય, પણ સ્વામીજીના મુખમાંથી તેનો તરતજ યોગ્ય જવાબ નીકળી આવતો! તેમના ચ્હેરા ઉપર સરલતા, સાદાઇ અને ભવ્યતા સદા તરવર્યા કરતાં. **પવિત્ર અંતઃકરણ, તપસ્વી જીવન, ખુલ્લું હૃદય, ઉદારવૃત્તિ, વિશાળ દૃષ્ટિ અને સર્વને માટે લાગણી**—આ સ્વામીજીનાં ખાસ લક્ષણો એ સમયે પણ તેમનામાં સારી પેઠે જણાઇ આવતાં હતાં."

પ્રોફેસર સુંદરરામનો પુત્ર લખે છે કે, "જાણે એક રાજકુંવર આવતો હોય તેવો દેખાવ તેમનો લાગતો હતો. તેમણે જો સંન્યાસીનો ઝભ્ભો પહેર્યો નહોત તો અમે તેમને એક રાજકુંવરજ ધાર્યા હોત. તેમના વિચારો અદ્દભુત હતા. ભારતવર્ષના ભાવીનો આખો પ્રશ્ન તેઓ પોતાના મનમાં વિચારી રહ્યા હતા અને તેનો ઉકેલ તેમને તેની એકતામાં અને મૂળ શક્તિઓની ખીલવણીમાં જણાઇ રહ્યો હતો. તેઓ એક અલૌકિક પુરૂષ હતા. ત્રીવેંદ્રમમાં સઘળા ધારવા લાગ્યા કે ભારતવર્ષનું કલ્યાણ કરવાનેજ આ મહાપુરૂષનો જન્મ થયેલો છે."

ત્યાંથી સ્વામીજી મદુરા ગયા. ત્યાં રામનાદના રાજા ભાસ્કર સેતુ પતિની તેમણે મુલાકાત લીધી. એ રાજા પણ ભાવીક અને સુશિક્ષિત હતો. સ્વામીજીનું જ્ઞાન અને ત્યાગ જોઇને તે તેમનો શિષ્ય થઇ રહ્યો. સ્વામીજીએ પોતાના કેળવણી સંબંધીના અને ખેડુત વર્ગની સ્થિતિ સુધારવા સંબંધીના અનેક વિચારો તેને કહ્યા. ભારતવર્ષના આધુનિક પ્રશ્નો અને હિંદની ગુપ્તશક્તિઓ વિષે તે ઘણાજ જુસ્સાથી બોલી રહ્યા. રાજાનાં મન ઉપર તેથી ભારે અસર થઇ. તેમણે સ્વામીજીને શિકાગોમાં ભરાનારી સર્વધર્મ પરિષદમાં જવાની અરજ

કરી અને કહ્યું કે પ્રાચીન ઋષિઓના સર્વોપરી સિદ્ધાંતો જગતની દૃષ્ટિ આગળ મૂકવાનો અને તેમ કરીને હિંદના મહત્ કાર્યનો પાયો નાખવાનો તે એક સારો લાગ છે. સ્વામીજીને મદદ આપવાનું પણ તેમણે કહ્યું; પણ સ્વામીજી હજી તે બાબતમાં અનિશ્ચિત હતા. તેમણે તે બાબતનો વિચાર કરીને આગળ ઉપર જવાબ આપવાનું રાજાને કહ્યું અને તે રામેશ્વર જવાને ઉપડી ગયા.

રામેશ્વર દક્ષિણ હિંદુસ્તાનનું કાશીક્ષેત્ર છે. રામેશ્વરનું દેવાલય ઘણુંજ ભવ્ય અને સુંદર છે. એક સો ફુટ ઉંચા દરવાજામાં થઇને તે દેવાલયમાં જવાય છે. તે દેવાલય છસેં ફુટ લાંબું અને લગભગ દોઢસો ફુટ પહોળું છે. તે મોટાં મોટાં ઉઘાડાં છજાંઓ અને અગાશીઓથી અલંકૃત છે. ચાળીસ ફુટ જેટલા લાંબા અને મોટા પત્થરો તેમાં વાપરેલા આપણી નજરે આવે છે.

તીર્થયાત્રાનો પોતાનો નિશ્ચય પુરો થયો છે એવા વિચારથી સ્વામીજી હવે રામેશ્વર મહાદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રહ્યા. અહીંઆંનું પવિત્ર વાતાવરણ જોઇને તેમના મનમાં દક્ષિણેશ્વરના વિચારો તરી આવ્યા અને તેની તેજ પવિત્રતા તે અહીંઆં અનુભવવા લાગ્યા. ભારતવર્ષમાં સર્વત્ર આધ્યાત્મિક આદર્શો એકનાં એકજ છે, સર્વે દેવોની પૂજા એકજ પ્રભુની પૂજા છે, તે વાતને તે હવે પ્રત્યક્ષ કરવા લાગ્યા અને તેમનો અંતરાત્મા પ્રભુ તરફ અત્યંત ભાવથી છલકાઇ રહ્યો. રામેશ્વરના દેવાલયમાં અસંખ્ય યાત્રાળુઓ પૂજા, સ્તુતિ, ભજન, કીર્તન કરી રહ્યા હતા. તેમને જોઇને સ્વામીજી બોલ્યા કે સમસ્ત ભારતવર્ષ અહીંઆંજ છે. શ્રી શંકરાચાર્ય અને બીજા પ્રાચીન ઋષિઓની સૂક્ષ્મ દીર્ઘ દૃષ્ટિનાં અને સૃષ્ટિ સૌંદર્યથી યુક્ત સ્થળોનેજ યાત્રાનાં સ્થળો બનાવીને પ્રકૃતિ અને પ્રભુ બંનેને માટે માનવ હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવાની તેમની અગમ્ય યુક્તિનાં તે ભારે

વખાણ કરી રહ્યા. રામેશ્વરમાં તેમણે હિંદુ જીવનની અગાધતા અને વિશાળતાનું બારીક નિરીક્ષણ કર્યું. તેમણે જોયું કે ભારતવર્ષના સઘળા દેવો હિંદુઓનાં જુદાં જુદાં આદર્શો દર્શાવે છે અને તે આદર્શો એકજ પ્રભુનાં જુદાં જુદાં સ્વરૂપો અને આધ્યાત્મિક સત્યોનાં સ્થૂલ સ્વરૂપો છે. અસંખ્ય યાત્રાળુઓનાં ટોળે ટોળાં જોઇને તેમને વિચાર આવ્યો કે ખરેખર તેઓ એક અગાધ અને નિત્ય જીવનતત્ત્વ તરફ પોતાનાં મનને દોરી રહેલા છે. રામેશ્વરથી સ્વામીજી કન્યાકુમારી ગયા.

કન્યાકુમારીના દેવાલયમાં દેવીની મૂર્તિ આગળ જઇને તેમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. આ વખતે તેમના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થઇ રહ્યા; અનેક લાગણીઓએ તેમના મનમાં વાસ કર્યો. દેવી તરફ ભક્તિભાવથી તેમનું હૃદય દ્રવીભૂત થઇ રહ્યું. તેમની આસપાસ સર્વત્ર અગાધ સમુદ્ર આવી રહેલો હતો અને તેમાં તોફાન મચી રહેલું હતું; પણ સ્વામીજીના અંતઃકરણમાં તેથી પણ વધારે તોફાન ચાલી રહેલું હતું. સ્વામીજી ભારતવર્ષને છેડે આવેલા આ સ્થાનમાં એક શિલા ઉપર બેઠા અને માતૃભૂમિના આધુનિક તથા ભાવી સમયના અનેક પ્રશ્નો ઉપર ઉંડો વિચાર કરી રહ્યા. ત્યાં બેઠે બેઠે તે ભારતવર્ષ ઉપર દૃષ્ટિ નાંખી રહ્યા. ઘડીકમાં તેમના મુખ ઉપર નિરાશાની ગ્લાનિ દેખાઇ આવતી, ઘડીકમાં તેમનું હૃદય ઉંડા વિચારમાં ગ્રસ્ત થઇ ગયેલું જણાતું. સમસ્ત ભારતવર્ષ તેમના વિચારનો વિષય હતો. એક મોટા સુધારક અને વ્યવસ્થાપક તરીકે તેઓ તેનો વિચાર કરી રહ્યા હતા. પ્રજાનું બંધારણ બાંધવાને અવતરેલા એક મહાબુદ્ધિશાળી નેતાના વિચારો તેમના મનમાં ચાલી રહ્યા હતા. તે વિચારો વ્યાસ કે મનુના જેવા હતા; શ્રી શંકરાચાર્ય અને બુદ્ધની ભાવનાઓથી તે અલંકૃત હતા; શ્રીકૃષ્ણ અને ચૈતન્યદેવના અમૂલ્ય બોધથી તે ભરેલા હતા. ભારતવર્ષનો

પુનરોદ્ધાર હવે થવોજ જોઇએ અને પ્રાચીન સમયમાં આર્ય શિક્ષણ જે જુસ્સો, ઉત્સાહ અને આશાથી આપવામાં આવતું હતું તેજ જુસ્સાથી અને આશાથી તે પાછું અપાવા માંડવું જોઇએ. આર્યોનું જીવન ધર્મ છે અને તે ધર્મની જાગૃતિમાંજ તેમનું કલ્યાણ છે. આમ સ્વામીજીને વધુને વધુ દૃઢપણે સમજાવા લાગ્યું.

જે આધ્યાત્મિક ચેતન વડે હિંદ પ્રાચીન સમયમાં સર્વે ધર્મોની જનની અને સર્વે પ્રજાઓનું મધ્યસ્થાન બની રહ્યું હતું તે ચેતનનો પુનરોદ્ધાર કરવાથીજ ભારતવર્ષ ભાવી સમયમાં પોતાનું શ્રેય સાધી શકશે એવો તેમનો નિશ્ચય દૃઢ થયો.

હિંદના પ્રવાસમાં સ્વામીજીએ ગરીબો વિષે વિચાર કરતે કરતે અનેક રાત્રિઓ નિદ્રા વગર પસાર કરી હતી. હવે તે વિચારો નિશ્ચયના રૂપમાં બદલાઇ ગયા. ગરિબોને તે નારાયણનાં સ્વરૂપ ગણતા અને તેમને નારાયણ કહીનેજ સંબોધતા. તેમના ઉદ્ધાર માટે પુષ્કળ ધનની પણ જરૂર તેઓ જોતા. પરંતુ હિંદના અજ્ઞાન, અંધશ્રદ્ધાળુ, સ્વાર્થપરાયણ અને પ્રપંચ પાખંડનેજ વશ વર્તવાવાળા ઘણા ખરા ધનવાનો અને વિદ્વાનો વગેરે તેમને અને તેમના વિચારોને એકાએક સમજી માન આપે એમ તેમને પોતાની મુસાફરીના અનુભવો ઉપરથી લાગતું નહોતું.

તેમના વિચાર સ્વમતુલ્ય નહોતા, પણ તે એક પ્રકારની જીવંત શક્તિરૂપે હતા. આખરે તે બોલી ઉઠયા: " હા, મારે હવે શું કરવું તે મેં ખોળી કહાડયું છે. મારે હવે પાશ્ચાત્ય પ્રદેશોમાં જવું જોઇએ અને ત્યાં ભારતવર્ષના અને સમસ્ત જગતના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઇએ. પાશ્ચાત્ય ભૂમિ ધનવાન, સત્તાવાન, કીર્તિવંત અને વ્યવહાર પરાયણ છતાં પણ પોતાના વિચાર સ્વાતંત્ર્યના બળે ઉચ્ચ સત્યોને અને માનવ યોગ્યતાને સમજી સ્વીકારનાર વ્યક્તિઓનો ત્યાં

ટોટો પડશે નહિ. આર્ય ધર્મનું સાચું રહસ્ય, ગૌરવ અને દીર્ઘદૃષ્ટિ જ્યારે પાશ્ચાત્ય ભૂમિ સમજતી થશે ત્યારેજ તેનો દાખલો લઇને ભારતવાસીઓમાં ધાર્મિક જાગૃતિ થશે અને તેઓમાં સ્વમાન આવશે. સરસ્વતી અને લક્ષ્મી દેવીના અનેક આશિર્વાદયુકત પાશ્ચાત્ય ભૂમિમાં જઇને હિંદના ગરિબોની સ્થિતિ સુધારવાના માર્ગો અને સાધનો શોધીશ અને હિંદુ તત્ત્વજ્ઞાનની મહત્તા પાશ્ચાત્ય પ્રજાઓને સમજાવીશ. " આ પ્રમાણે સ્વામીજીએ પશ્ચિમમાં જવાનો નિશ્ચય કર્યો.

આગળ ઉપર એક વખત પોતાના એક પાશ્ચાત્ય શિષ્યની આગળ વાત કરતે કરતે સ્વામીજી બોલ્યા હતા કે, " આખા ભારતવર્ષનું હું નાનું સ્વરૂપ છું. " તેમનું હૃદય જાણનારને એ શબ્દો નવાઇ જેવા લાગશે નહિ.

## પ્રકરણ ૩૦ મું—સાધુજીવનના કેટલાક જાણવા જેવા બનાવો.

હિંદુસ્તાનમાં જ્યારે સ્વામીજી સાધુ તરીકે પર્યટણ કરી રહ્યા હતા ત્યારે તેમના સંબંધમાં અનેક અલૌકિક બનાવો બની રહ્યા હતા. તે બનાવો વિષે સ્વામીજી કોઇને વાત કરતા નહોતા. છતાં પ્રસંગોપાત કેટલીક બીનાઓ તેમના મુખમાંથી નીકળી જતી. પણ ઘણી બીનાઓ તેમના શિષ્યો અને મિત્રોએ કહેલી કે લખી મોકલેલી છે. તે બીનાઓ સ્વામીજીની આંતરવૃત્તિઓ, આધ્યાત્મિક શક્તિ, પ્રભુ ભકિત, વિશાળ હૃદય અને પ્રભુકૃપાના ભવ્ય નમુનારૂપ છે. તેથી કરીને તેમાંની કેટલીકનું વર્ણન અહીંઆં આપવું ઉચિત છે. તે બીનાઓ કયે સમયે બની હતી તે કાળ નક્કી નહિ થવાથી તેમને અહીંઆં એકઠીજ આપવામાં આવેલી છે.

" સ્વામીજી એક વખત રજપુતાનામાં થઇને પસાર થતા હતા. સમય ગ્રીષ્મ ઋતુનો હતો. તાપ સખત હતો. રેતીથી ભરેલાં સ્થાનો કાચની માફક ઝગઝગી રહ્યાં હતાં. પવન સખત વાઇ રહ્યો હતો. આવા સમયે સ્વામીજી એક સ્ટેશન ઉપર ઉતર્યા. ત્યાંથી તેમને બીજી ગાડીમાં બેસવાનું હતું. તેમની પાસે માત્ર એક ઝબ્ભો અને એક ત્રીજા વર્ગની ટિકિટ એટલુંજ હતું. પાસે કમણ્ડલું પણ નહોતું. ઉતારૂઓની ગાડીમાં ભીડ પુષ્કળ છતાં રેલ્વેના માણસો પોતાને પૈસા આપનારા ઉતારૂઓને ગમે તેમ કરીને ગાડીમાં ચડાવી દેતા હતા. સ્વામીજી પાસેથી તેમને કશુંજ મળે તેમ હતું નહિ. તેમને તેઓ ચડવા દેતા નહિ, તેથી સ્વામીજી પોતાની કામળી પાથરીને ઉની રેતી ઉપર બેસી રહ્યા હતા. મુસાફરખાનામાં પણ પગ મૂકવા જેટલી જગા મળે તેમ નહોતી.

એક મારવાડી વાણીઓ સ્વામીજીની બરાબર સામેજ મુસાફરખાનામાં છાંયે બેઠો હતો. સ્વામીજીની જોડેજ તે ગાડીમાંથી ઉતર્યો હતો. ગઇ સાંજથી તેઓ મુસાફરીમાં સાથે હતા અને આ વાણીઓ સ્વામીજીની મશ્કરી કર્યા કરતો હતો. કારણ કે સ્વામીજી અપવાસી હતા. રસ્તામાં તેમને તૃષા લાગી હતી. ત્યારે પણ પાસે પૈસો નહિ હોવાથી પાણીવાળાએ તેમને પાણી પાયું નહોતું. પેલા વાણીઆએ પાણી વેચાતું લીધું અને તે પીતે પીતે બોલ્યોઃ "સાહેબ આ પાણી કેવું ઠંડું છે ! પાસે પૈસા હોત તો તમને પણ મળત કે નહિ ? તો પછી કામ કરીને પૈસા કમાતા કેમ નથી !" તે એમજ ધારતો હતો કે સંન્યાસીઓ ભુખે મરે તેમાં ખોટું શું છે ! જ્યારે તે બંને સ્ટેશને ઉતર્યા ત્યારે તે વાણીઆએ અનેક દૃષ્ટાંતો અને તર્કોથી સ્વામીજીને સાબીત કરી આપવા માંડયું કે કમાવાની શક્તિ હોવા છતાં ત્યાગી થનાર માણસ ભુખે મરે તેમાં

નવાઇ શી છે! સ્વામીજી તડકામાં બેઠા હતા અને તે વાણીઓ છાંયડામાં બેઠો બેઠો અનેક સ્વાદિષ્ટ વસ્તુઓ ખાતો હતો.

એટલામાં એક બીજો માણસ ગામમાંથી ત્યાં આવ્યો. તેના એક હાથમાં એક પોટલી અને લોટો હતો અને બીજા હાથમાં એક સાદડી અને પાણીનો ઘડો હતો. તેણે પોલીસ વાળાને કશુંક કહીને સાદડીને એક સ્વચ્છ અને છાયા વાળી જગ્યામાં પાથરી. તેના ઉપર હાથમાંની સઘળી વસ્તુઓ મૂકી અને દોડતો દોડતો તે સ્વામીજીની પાસે આવી કહેવા લાગ્યો: "પધારો બાબાજી! મેં તમારે માટે ભોજન આણ્યું છે તેનો અંગીકાર કરો." પેલો મારવાડી તો સ્તબ્ધજ બની ગયો. પેલો નવો માણસ ફરીથી કહેવા લાગ્યો: "બાબાજી! એ પ્રસાદ તમારે લેવોજ પડશે!" સ્વામીજી બોલ્યા: "ભાઇ, તમે ભૂલતા હશો. કોઇને બદલે કોઇને ધારતા હશો. હું તમને કદી મળ્યો હોઉં એવું મને યાદ નથી." તેણે જવાબ આપ્યો "હું એક હલવાઇ (કંદોઇ) છું. બપોરે હું જરા સૂતો હતો ત્યારે સ્વપ્નામાં મને એવી પ્રેરણા થઇ આવી કે સ્ટેશન ઉપર કોઇ મહાત્મા પુરૂષ ભુખ્યા છે, તેમને માટે ભોજન, પાણી અને બિછાનું લઇને જા. હું જાગી ઉઠયો, પણ તે માત્ર એક ખાલી સ્વપ્ન હશે એમ ધારીને પાછો સૂઇ ગયો. પણ ફરીથી પાછી એવીને એવીજ પ્રેરણા બહુજ જોરથી મનમાં થઇ આવી અને મારાથી વધારે વાર સૂઇ રહેવાયું નહિ. ઉઠીને મેં જલદીથી પુરી અને શાક બનાવ્યાં અને કેટલીક મીઠાઇ, પાણીનો ઘડો તથા આ સાદડી લઇને હું દોડતો આવ્યો છું. આપ હવે પધારો અને કૃપા કરીને ભોજનનો અંગીકાર કરો. આપને બહુ ભુખ લાગી હશે." ત્યારે સ્વામીજીએ ભોજન કર્યું અને જમતે જમતે પ્રભુની અગાધ કૃપાનો વિચાર કરતાં સ્વામીજી ઘણાજ ઉલ્લાસથી શ્રીમદ્ ભગવદ્ગીતાનો નીચલો શ્લોક મનમાં બોલી રહ્યા.

अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

પેલો મારવાડી વાણીઓ તો આ બનાવ જોઇને ઝંખવાણોજ પડી ગયો. પોતાની વર્તણુંકને માટે તે સ્વામીજી પાસે માફી માગવા લાગ્યો અને સ્વામીજીના પગની રજ લઇને પોતાને શિરે ચઢાવી.

વળી એક બીજીવાર રજપુતાનામાં થઇને સ્વામીજી જતા હતા, તે વખતે પણ એક રમુજી બનાવ બન્યો હતો. તે બનાવ સ્વામીજીની હિંમત અને હસમુખા સ્વભાવનો એક નમુનો છે. તે આગગાડીમાં જતા હતા. તેમના ખાનામાં બે અંગ્રેજો હતા. સ્વાભાવિક રીતેજ તેઓ દેશીઓ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા. સ્વામીજીને તેઓ એક અજ્ઞાની સાધુ ધારીને તેમની મશ્કરી કરવા લાગ્યા. તેઓ અંગ્રેજીમાં વાત કરતા હતા અને સ્વામીજી અંગ્રેજી સમજતા નહિ હોય તેમ ધારીને હસતા હતા. સ્વામીજી ગુપચુપ બેસી રહીને એક સાધુને છાજે તેમ તેમના બોલવાની દરકાર કરતા નહોતા. આગળ જતાં ગાડી એક સ્ટેશન આગળ ઉભી રહી અને ત્યાંના સ્ટેશન માસ્તર પાસે સ્વામીજીએ પીવાનું પાણી માગ્યું. તે માસ્તર તેમનો મિત્ર હતો. અંગ્રેજી ભાષામાં પાણી માગતા જોઇને પેલા અંગ્રેજો મનમાં સમજ્યા કે સ્વામીજીએ અંગ્રેજીના બે ચાર શબ્દો ગોખી રાખ્યા હશે; તેથી પાછા ફરીથી તેઓ તેમની મશ્કરી કરવા લાગ્યા. સ્વામીજી તો જાણે કે કંઇ જાણતાજ ન હોય તેમ ગુપચુપ બેસીજ રહ્યા; પરંતુ અંગ્રેજો હદપાર જવા લાગ્યા ત્યારે સ્વામીજીએ મૌનનો ત્યાગ કર્યો. પેલા અંગ્રેજો હવે મનમાં સમજ્યા કે આ સાધુને તો અંગ્રેજી સારી પેઠે આવડે છે અને આપણે જે જે બોલ્યા હતા તે સઘળું તે સમજ્યા છે; તેથી તેઓ જરાક ગભરાયા અને સ્વામીજી આટલો વખત મૌન કેમ ધારણ કરી રહ્યા હતા તેનું કારણ પૂછવા લાગ્યા. સ્વામીજી

શાંતપણે પણ ઘણુજ જુસ્સા, હિંમત અને ટોળથી અંગ્રેજીમાજ બોલી ઉઠયા: " હું આ પહેલીજવાર મૂર્ખાઓને જોઉં છું એમ નથી ! " આ અંગ્રેજો સ્વામીજી સાથે લડવાને પણ ચૂકત નહિ; પરંતુ સ્વામીજીનો જુસ્સો અને મજબુત શરીર જોઇને તેઓ દબાઇ ગયા અને સ્વામીજીની માફી માંગી.

એક વખત સ્વામીજી આગગાડીમાં મુસાફરી કરતા હતા ત્યારે તેમના ખાનામાં એક થીઓસોફીસ્ટ બેઠેલો હતો. તે તેમને અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. " તમે હિમાલયમાં ગયા છો? તમે અમુક અસલી મહાત્માઓ કે જેઓ આ જગતની ઉપર કાબુ અને દેખરેખ રાખે છે તેમને જોયા છે ? તેઓ અદ્‌ભુત અમાનુષી શક્તિઓ ધરાવે છે ને શરીરમાંથી નિકળી જઇને જગતમાં ગમે ત્યાં વિચરે છે. " સ્વામીજી જરાક ટોળ કરવાને તેની હાએ હા ભણવા લાગ્યા. થીઓ-સોફીસ્ટ આગળ જતાં પૂછવા લાગ્યો. " આ યુગનો અંત ક્યારે આવશે, તે વિષે મહાત્માઓએ કંઇ કહ્યું છે ? " સ્વામીજીએ કહ્યું કે " મહા-ત્માઓની જોડે તેમને બધીએ વાત થયેલી છે. આ યુગનો અંત ક્યારે આવશે અને સત્યુગને સ્થાપવાને મહાત્માઓ શુ શું કરશે તે પણ તેમણે કહેલું છે." થોડીકવાર આ પ્રમાણે ચાલ્યા પછી સ્વામીજીએ પોતાનો ખરો અભિપ્રાય આપવાનું શરૂ કર્યું. તેમનો સ્વભાવ આનંદી હતો અને તેથી ક્ષણવાર માનવજાતિની ભૂલો જાણવામાં તે આનંદ લેતા અને હસતા. પણ પછીથી દયા લાવીને ખરો અભિપ્રાય દર્શાવતા અને સર્વેની ભૂલો સુધારતા. તેઓ બોલ્યા: " તમે વિદ્યા અને જ્ઞાનનો આટલો બધો ગર્વ ધરાવો છો, છતાં આવી જંગલી અને વિચિત્ર વાર્તાઓને અંધશ્રદ્ધાથી એકદમ કેમ માની લ્યો છો ? " પેલો માણુસ ઠપકો સાંભળી રહ્યો.

" તમારે તમારી વિવેક બુદ્ધિનો પણ ઉપયોગ કરવો જોઇએ. ખરી

ધાર્મિકતાને અમાનુષી શક્તિઓ જોડે સંબંધ નથી. તેના આગળ તો એ શક્તિઓ મદારીના ખેલ જેવી તુચ્છ છે. એવી અમાનુષી શક્તિઓને ( સિદ્ધિઓને ) ધારણ કરનારો મનુષ્ય વાસનાઓને આધીન અને અહંકારી ( અનાત્મામાં આત્મબુદ્ધિવાળો ) હોય છે. ખરા ચારિત્ર્યને સંપાદન કરવું એજ સાચી ધાર્મિકતા છે. લૌકિક વસ્તુઓ અને અમાનુષી સિદ્ધિઓની વાસનામાંથી મુક્ત થવામાંજ તે સમાયલી છે. જીવનના મહા પ્રશ્નોની આગળ એ અમાનુષી શક્તિઓ અતિશય અંતરાયકારક અને તુચ્છ છે; તેમને મેળવવાનો પ્રયાસ કરવો એ મિથ્યા શ્રમ અને મોટું અજ્ઞાન છે. સ્વાર્થીપણાની તે નિશાની છે અને આખરે તે માનસિક અને શારીરિક અધમતાનેજ પ્રાપ્ત કરાવે છે. આ અધમ વસ્તુની લાલચેજ આપણી સઘળી પ્રજાને ખરાબ કરી મૂકેલી છે. તમારી આસપાસ જીવનનાં મહાસત્યો પ્રસરી રહેલાં છે. તેમના તરફ લક્ષ કરો. તમારાં ગીતા અને ઉપનિષદ જેવા અપૂર્વ ગ્રંથોનો અભ્યાસ કરો. તમારા મહાન પૂર્વજો—ઋષિમુનીઓ માનવજીવનના જે સર્વોચ્ચ આદર્શ સમજાવી ગયા છે તેને લક્ષમાં ઉતારો. તેને સાધ્ય કરવાના જે સાદા સીધા અને સ્વાભાવિક માર્ગો તેમણે દર્શાવ્યા છે તેનું અવલંબન કરો. ગોરી ચામડી અને અંગ્રેજી ગોટપીટથી મોહાઇ જઇ, જેના તેના પંજામાં ફસાઇ જઇ, અક્કલ ઉપર અંધશ્રદ્ધાના પત્થરોના થર ઉપર થર ન ચડાવ્યા જાઓ. અત્યારે આપણા લોકોની સામાન્ય સ્થિતિ કેવી થઇ પડી છે તે તરફ પણ લક્ષ્ય આપો.”

“અત્યારે તો આપણને બુદ્ધિ, વ્યવહારિકતા, જાહેર હિંમત અને ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરાવે, આપણને મનુષ્ય બનાવે અને આપણને આપણા ઉપર આધાર રાખવાની શક્તિ પ્રાપ્ત કરાવે એવા ધર્મ અને તત્ત્વજ્ઞાનની જરૂર છે. અત્યારે તો **આપણામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરે, સ્વમાનની લાગણી જગાડે અને આપણી આસપાસના**

ગરિબ લોકોને કેળવવાને અને તેમનું દુઃખ ટાળવાને શક્તિમાન કરે એવા ધર્મની આપણને જરૂર છે. અત્યારે જ્યારે તમારી આસપાસ લોકો ભુખમરાથી મરી જાય છે અને અજ્ઞાનમાં સડે છે ત્યારે તમે હિમાલયમાં વસનારા એક મહાત્માને મળીને શું કરશો ? તમારે જો ઇશ્વરનાં દર્શન કરવાં હોય તો મનુષ્યોની સેવા કરો. તમારે જો શક્તિ પ્રાપ્ત કરવી હોય તો તમારા ભાઇઓની સેવા કરો. " પેલો માણસ સ્વામીજીના કહેવાનો ભાવાર્થ સમજી ગયો. તેણે ખાત્રી આપી કે હવેથી તે તેમના બોધનેજ અનુસરશે.

ધર્મને નામે વહેમોમાં અને નવાં નવા ધતિંગોમાં ફસી પડીને આલસ્ય અને પ્રમાદમાં પોતાનો સમય ગાળનારા કે ચમત્કારોની અને સિદ્ધિઓની શોધમાં પોતાનું જીવન વ્યતીત કરનારા અને પુરૂષાર્થહીન થઇ આત્માની ઉચ્ચ શક્તિઓને ગુમાવી બેસનારા પુરૂષોને જોઇને સ્વામીજીને ઘણોજ કંટાળો આવતો.

એક દિવસ સ્વામીજીએ ગિરીશબાબુને નીચેનો બનાવ કહી સંભળાવ્યો હતો.

" મારા પ્રવાસમાં એક વખત હું એક ગામ ( ખેત્રી ) માં હતો. ત્યાં હજારો લોકો મારી પાસે આવતા અને મને પ્રશ્નો પૂછતા. કેટલીક વાર તો મને ખાવા પુરતો પણ વખત મળતો નહિ, તેમ ખાધા પીધાની ખબર પણ કોઇ પૂછતું નહિ. એક રાત્રે જ્યારે બધા માણસો વેરાઇ ગયા ત્યારે એક ગરિબ માણસ મારી પાસે આવ્યો અને બોલ્યો: " સ્વામીજી, તમે ભુખ્યા છો એ જોઇને મને ઘણું દુઃખ થાય છે. તમે બહુ થાકી ગયા હશો અને તમે બહુ ભુખ્યા થઇ ગયા હશો." મેં તેને પૂછ્યું: " તું મને કંઇ ખાવાનું આપી શકીશ ? " તે માણસે જવાબ આપ્યો: " સ્વામીજી, ઘણુંએ મન થાય છે, પણ મારા હાથે બનાવેલી રોટલી હું તમને શી રીતે આપી શકું ? તમે

મને રજા આપો તો હું લોટ વગેરે લાવું અને તમે તમારે હાથે બનાવો ! ” તે વખતે સંન્યાસી તરીકે હું અગ્નિને અડકતો નહોતો અને તેથી મેં તેને કહ્યું “ તમે તમારા હાથની બનાવેલી લાવો. હું તે ખુશીથી ખાઇશ ! ” આ સાંભળીને તે માણસ ડરવા લાગ્યો. તે માણસ ખેત્રીના રાજાની રૈયત હતો. જો રાજા એમ જાણે કે એક મોચીએ પોતાને હાથે બનાવેલી રોટલી એક સંન્યાસીને ખવરાવી તો તેને રાજ્યમાંથી કહાડી મૂકે કે કાંઇ શિક્ષા કરે એમ માણસ મનમાં વિચારવા લાગ્યો. મેં તેને કહ્યું કે તેણે જરાએ બ્હીવું નહિ અને રાજા તને જરાએ શિક્ષા કરશે નહિ. તેને મારા કહેવા ઉપર વિશ્વાસ આવ્યો નહિ. છતાં તેનું અંતઃકરણ ઘણુંજ દયાળુ હતું તેથી તે પોતાને હાથે રોટલી બનાવીને લઇ આવ્યો. મને શંકા છે કે દેવાધિદેવ ઇંદ્રે એક અમૃતનો પ્યાલો લાવીને મારી આગળ મૂકયો હોત તો તે પણ તેનાથી વધારે સ્વાદિષ્ટ મને લાગત નહિ ! પ્રેમ અને આભારથી મારી આંખમાં આંસુ આવી ગયાં. મેં મનમાં વિચાર કર્યો: “ આવાં વિશાળ હૃદયવાળાં હજારો મનુષ્યો ઝુંપડાંઓમાં વસી રહેલાં છે અને આપણે તેમને હલકી જાતના અને અસ્પર્શ્ય ગણીને ધિક્કારીએ છીએ !” પાછળથી જ્યારે રાજાની જોડે મારે બરાબર ઓળખાણ થઇ ત્યારે મેં તેમને આ ઉમદા વાત કહી. રાજાએ તેને પોતાની સમક્ષ બોલાવ્યો. તે માણસ બ્હીતો બ્હીતો ત્યાં આવ્યો અને રાજા સખત શિક્ષા કરશે એમ મનમાં ધારવા લાગ્યો. પણ રાજાએ તેની પ્રશંસા કરી અને તેની અનેક ઇચ્છાઓ પુરી પાડી. ”

અવલોકન શક્તિ અને વિવેક વિચારાદિથી અલંકૃત થયેલા સાધુનું જીવન અમૂલ્ય શિક્ષણની શાળા છે. આવા સાધુઓ દેશના ઇતિહાસ અને ભૂગોળનાં જીવંત સ્વરૂપ હોઇ અજ્ઞાનમાં ઉછરી રહેલા સામાન્ય વર્ગોને તેઓ શિક્ષણ પુરૂં પાડે છે. સ્વામી વિવેકાનંદે

પોતાના પ્રવાસનો પુરેપુરો લાભ લઇને ભારતવાસીઓને ઉત્તમ શિક્ષણના ભોકતા કરેલા છે. સ્વદેશ પ્રત્યે તે પોતાનું કર્તવ્ય બજાવતા, પણ તેમનો અંતરાત્મા સર્વદા સાધુઓના ઉચ્ચ આદર્શ—બ્રહ્મમયતા તરફજ વળેલો રહેતો. વખતો વખત તેઓનું ચિત્ત એકાગ્ર બની જઇ સર્વવ્યાપક પરબ્રહ્મના ધ્યાનમાં તન્મય બની જતું અને જગતનું ભાન તેઓ ભૂલી જતા. જગતના ભાન દરમ્યાન પણ સર્વ વૃત્તિઓના સાક્ષીભાવનું સ્ફૂરણ વખતો વખત થયા કરીને શુદ્ધ સંન્યાસવૃત્તિ તેમના અંતઃકરણમાં તરી આવતી. તે વખતે તેઓ બીજી સર્વ બાબતોને જતી કરીને એકાંતમાં પરબ્રહ્મનું ધ્યાન કરવાનીજ ઇચ્છા કરી રહેતા. દંડ અને કમંડલું લઇને પગે ચાલતાં ચાલતાં તે જ્યારે પ્રવાસ કરતા ત્યારે વિરકિતના મસ્ત ભાવો તેમના હૃદયમાં ઉછળી રહેતા અને તેમનું ચિત્ત ગુરૂ, ઇશ્વર કે આત્માના વિચારમાં જોડાઇ જતું. સ્વામીજીને પ્રભાતના અને સાયંકાળના શાંત સમયમાં ફરવાનું ઘણું ગમતું અને તે સમયે અરણ્યો અને મેદાનોમાં પ્રસરી રહેલી શાંતિ તેમના તત્વચિંતક હૃદયમાં અનેક સત્યોને જાગૃત કરતી. વારંવાર તે કોઇ નદીને કિનારે કે વૃક્ષોની ઘટામાં જઇને બેસતા અને આત્મચિંતન કરતા. પરંતુ સ્વામીજીને હાથે જે મહાન કાર્ય થવાનાં હતાં તેને લીધે તેમના આત્મચિંતનના શાંત સમયમાં પણ જાણે કે તેમની આધ્યાત્મિક શકિતઓ અને તેમનો દયાળુ સ્વભાવ તેમને જનસેવાના પ્રવાહમાં ઘસડતો હોય એવું તેમને લાગતું હતું. તેમને વારંવાર લાગી આવતું કે તેમણે મેળવેલાં આધ્યાત્મિક જ્ઞાન અને અનુભવો માત્ર તેમને પોતાનેજ માટે નથી; પરંતુ તેમણે તેનું બીજાઓને દાન કરવાનું છે. શ્રી રામકૃષ્ણદેવ પણ તેમજ કહેતા હતા.

સ્વામીજીનો નિશ્ચય ધીમે ધીમે દ્રઢ થતો ગયો કે પાશ્ચાત્યોને સનાતન ધર્મનું રહસ્ય સમજાવ્યા વગર તેમના મનની લોકહિતની

ધારણાઓ પાર પડનાર નથી.

આ વખતની તેમની માનસિક સ્થિતિ વિષે તેમનો એક ગુરૂભાઇ લખે છે કે “ નવી નવી માહિતીઓ મેળવવાને તે હંમેશાં પ્રયાસ કરી રહ્યા હતા. અનેક વિચારોને તે એકઠા કરતા, તેમની તુલના કરતા, દરેક જીલ્લાના ધાર્મિક અને સામાજિક સિદ્ધાંતોથી પોતાના મતિષ્કને ભરી દેતા. હિંદુજીવનમાં જણાતી ભિન્નતાઓમાં એકતા ખોળી કહાડવાનો તે પ્રયાસ કરતા. હિંદુ પ્રજાના રીતરિવાજો અને દંતકથાઓમાં દૃશ્યમાન થતા બાહ્ય વિરોધમાં આધ્યાત્મિક એકતાને રહેલી તેઓ જોતા. આલમોરાથી તે કન્યાકુમારી સુધી પ્રવાસ કરતાં તેમને માલમ પડયું હતું કે જો કદી હિંદુસ્તાનનો ઉદ્ધાર થશે તો તે તેની ધાર્મિકતા–આધ્યાત્મિકના ઉદ્ધારદ્વારાજ થશે. ભારતની તે સ્વાભાવિક અને રગે રગે વ્યાપી રહેલી સુષુપ્ત શક્તિને જાગૃત કરો, પ્રજામાં તેના સ્વરૂપનું ભાન ઉત્પન્ન કરો, એટલે તે ભાન અનેક ઉપયોગી પ્રવૃત્તિઓ–ધાર્મિક, સામાજીક, ઔદ્યોગિકરૂપમાં પ્રગટ થઇ પ્રજાને એક કરી મૂકશે. આધ્યાત્મિકતા એટલે નિવૃત્તિમાર્ગ એવો અર્થ સ્વામીજી કરતા નહોતા; પણ શ્રીમદ્ ભગવદ્ગીતામાં વર્ણવેલા નિષ્કામ સ્વધર્માનુષ્ઠાનરૂપી કર્મયોગનેજ તેઓ પ્રાધાન્યપદ આપતા. મનુષ્યે કર્મવીર થવાનું છે એમ તે કહેતા. આધ્યાત્મિકતાનો તે બહોળો અર્થ કરતા. વળી અદ્વૈતવાદ અને ઇસ્લામીઓના સુફીવાદના સિદ્ધાંતો વચ્ચે ઘણીજ સામ્યતા રહેલી છે અને એ સામ્યતા સમજાવવાથી ઇસ્લામીઓ અને હિંદુઓ વચ્ચે ભ્રાતૃભાવની લાગણી વધશે એવો બોધ તે કરતા. આ પ્રમાણે ધર્મના ઉંડા જ્ઞાનના પ્રચારથી બાહ્ય ધાર્મિક ભેદો નષ્ટ થઇને સર્વ માતૃભૂમિના ઉદ્ધારના કાર્યમાં જોડાશે એમ તે દૃઢપણે માનતા.

## પ્રકરણ ૩૧ મું—મદ્રાસ અને હૈદ્રાબાદ.

સને ૧૮૯૨ ની સાલના છેલ્લા દિવસોમાં સ્વામીજી કન્યાકુમારીથી મદ્રાસ જવા નીકળ્યા. એકવાર ફરીથી તે દરીઓ તરીને પેલે પાર ઉતર્યા. પછીથી પગે ચાલીને પોન્ડીચેરી ગયા.

પોન્ડીચેરીમાં સ્વામીજીને મદ્રાસના ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલ ભટ્ટાચાર્ય સાથે મેળાપ થયો. તેમણે સ્વામીજીના આવવાની વાત માઇસોર લખી મોકલી અને ત્યાંથી તેમના મિત્રે મદ્રાસ ખબર મોકલી. આથી કરીને સ્વામીજી જ્યારે મદ્રાસ ગયા ત્યારે આખા નગરમાં વાત ચાલી રહી કે એક અંગ્રેજી ભણેલો પ્રસિદ્ધ સંન્યાસી નગરમાં આવ્યો છે. માણસોનાં ટોળે ટોળાં તેમને મળવાને આવવા લાગ્યાં. કેટલાક ખરેખરા જિજ્ઞાસુઓની એક મંડળી તેમની પાસે આવી અને તેમને પ્રશ્નો પૂછવાની ઇચ્છા બતાવી. તેમની સાથે ધર્મ, માનસશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, સાહિત્ય અને ઇતિહાસ ઉપર અનેક ચર્ચાઓ ચાલી રહી. એક માણસે તેમને પ્રશ્ન કર્યો: “ સ્વામીજી, અદ્વૈતવાદને હિંદુઓ માને છે તો પછી તેઓ મૂર્તિને કેમ પૂજે છે ? ” સ્વામીજીએ જવાબ આપ્યો: “ તેનું કારણ એ છે કે આપણી દષ્ટિ સામે હિમાલય આવી રહેલો છે. ” સ્વામીજીના કહેવાનો ભાવાર્થ એ હતો કે પોતાના અંતરાત્માને હલાવી મૂકે એવી ભવ્ય સૃષ્ટિ સૌંદર્યથી પરિવૃત થયેલો હિંદ તેને નમ્યા વગર કે પૂજ્યા વગર કેમ રહે! ધાર્મિક સત્યો માનવજાતિના વિકાસ સાથે ઉત્કટ સંબંધ ધરાવે છે. સમસ્ત પ્રકૃતિ તરફ મનુષ્ય જે વલણ ધરાવે છે તેની સાથે ધર્મ સંબદ્ધ થઇ રહેલો છે. અખિલ વિશ્વમાં દૃશ્યમાન થતાં સૌંદર્ય, સામ્યતા અને ગૌરવને ઉચ્ચ મનોભાવથી નિહાળવાને મનુષ્ય હૃદય ઇચ્છા કરે છે. વળી પ્રતિમા પૂજા અને ચિત્તની એકાગ્રતા વચ્ચે એક પ્રકારનો ખાસ

સંબંધ પણ રહેલો છે. ધર્મ મનુષ્યની પ્રકૃતિ સાથેજ બંધાઇ રહેલો છે. મનુષ્યે કાંઇ ધર્મને ઉત્પન્ન કર્યો નથી, પણ તેની તેને પ્રેરણા થયેલી છે. તે તેનો કર્તા નથી, પણ દ્રષ્ટા છે. સ્વામીજીએ પોતાના સઘળા વિચારો માનસશાસ્ત્રનાં પ્રમાણોથી સાબીત કર્યા. તેમણે ધર્મની શ્રેષ્ઠતા સમજાવી અને અધ્યાત્મવિદ્યા એક સંપૂર્ણ વિદ્યા છે એમ દર્શાવ્યું.

સ્વામીજીને મળવા આવનાર માણસોમાંના કેટલાક નાસ્તિક હતા; કેટલાકને ધર્મમાં અનેક શંકાઓ હતી. કેટલાક માત્ર તેમને જોવાનેજ આવતા. કેટલાક તેમની પરિક્ષા કરવાને અને તેમના વિચારોને તોડવાનેજ આવતા. સ્વામીજી સાથે ચર્ચા ચાલતાં તે સઘળાઓના મનનું સમાધાન થઇ જતું અને તેઓ આશ્ચર્ય પામતા.

સ્વામીજી કોઇ દિવસ કાળીદાસ, વાલ્મીકી કે ભવભૂતિ વિષે વિવેચન કરતા, તો કોઇ દિવસ બાયરન, શેકસ્પીઅર, હોમર કે વર્જીલ વિષે તેટલાજ ઉંડાણથી સમજાવતા. કોઇવાર તેઓ ટ્રોજનો અને પાંડવોની વાતો કરીને હેલન અને દ્રૌપદીનાં ચારિત્ર્યોનો ભવ્ય ચિતાર આપતા, તો કોઇવાર ગ્રીક પ્રજાનાં કળા અને શિક્ષણમાં રહેલી ગૂઢ વિચારસૃષ્ટિનો તે પુરેપુરો ખ્યાલ આપીને તેને હિંદુ વિચાર અને શિક્ષણના આધ્યાત્મિક લક્ષ્ય સાથે સરખાવતા. હિંદુઓના તત્ત્વજ્ઞાન વિષે વાત ચાલતાં શ્રોતાઓનાં મન તે અપૂર્વ સત્યોના શ્રવણથી કોઇ અલૌકિક સૃષ્ટિમાં વિચરવા લાગી આનંદમાં તરબોળ બની જતાં.

સ્વામીજીનો પ્રૌઢ અને મિષ્ટ અવાજ, તેમનાં ભજનો, તેમનું આત્મબળ, તેમની પ્રબળ બુદ્ધિ, તેમના યુક્તિસર હાજર જવાબો, તેમનો આનંદી સ્વભાવ, તેમનાં દૃષ્ટાંતો અને વાક્ચાતુર્ય—આ સર્વથી શ્રોતાજનોનાં હૃદય તેમના પ્રતિ આકર્ષાઇ રહ્યાં. દિવસે દિવસે શ્રોતાઓની સંખ્યા વધતી ગઇ. રા. ભટ્ટાચાર્યને ઘેર સ્વામીજી ઉતર્યા

હતા. તેમનું ઘર શ્રોતાઓથી ભરપૂર રહેવા લાગ્યું. સ્વામીજીમાં એક પ્રકારની નમ્રતા હતી, પણ તેની સાથે તેમનામાં જાહેર હિંમત અને સ્વશક્તિનું ભાન હતું. શ્રોતાજનોના ઉપર જાણે કે આકાશમાંથી એક વાદળ તૂટી પડતું હોય તેમ તેમના જવાબો તૂટી પડતા અને સર્વેને પોતાના પ્રવાહમાં ઘસડી જતા. સ્વામીજીનામાં કોઇ પણ જાતનો દંભ નહોતો. પ્રાચીન ગુરૂઓની માફક તે કોઇ પણ જાતના પ્રતિબંધ વગર સર્વેને બોધ આપતા. કોઇને તે કટુ વચન કહેતા નહોતા, પણ ટીકા કરવાની આવશ્યકતા હોય તો તે કર્યા વગર પણ રહેતા નહોતા. એક પંડિતે તેમને પ્રશ્ન પૂછ્યોઃ "પ્રાતઃ, મધ્યાન્હ અને સાયંકાળમાં સંધ્યાવંદનાદિ ન કરીએ તો ન ચાલે? અમને વખત મળતો નથી." સ્વામીજી એકદમ ઝનુનમાં આવી ગયા અને જવાબ આપવા લાગ્યાઃ "શું! આપણા પ્રાચીન ઋષિ–મુનિઓ જે અનેક કાર્યો કરી રહ્યા હતા અને બુદ્ધિ અને જ્ઞાનમાં જેમની આગળ તમે માત્ર પતંગીયાં જેવાજ છો, તેમને વખત હતો અને તમારે નથી?" પાશ્ચાત્ય રિવાજોને પસંદ કરનારો એક હિંદુ સુધારક વૈદિક ઋષિઓનું ઘસાતું બોલવા લાગ્યો અને તેમના ઉપદેશોને અર્થ વગરના ગણવા લાગ્યો. સ્વામીજી એકદમ તેના ઉપર પૂર્ણ જુસ્સાથી વાક્પ્રહાર કરી રહ્યા. તે બોલ્યાઃ "અલ્પ જ્ઞાનથી ભાઇ, તમારૂં મગજ ખરાબ થઇ ગયેલું છે. તમે તમારા પૂજ્ય બાપદાદાઓ ઉપર ટીકા કરવાની હિંમત શી રીતે કરી શકો છો? આ પ્રમાણે બોલીને તમે તમારી નસોમાં તમારા બાપદાદાઓનું જે લોહી વહી રહેલું છે તેને વગોવો છો. ઋષિઓની પ્રાચીન વિદ્યાની તમે કદી પરિક્ષા કરી છે? તમે વેદો વાંચ્યા છે? ઋષિમુનિઓએ પોતાની વિદ્યાને સર્વ માટે ખુલ્લી મૂકી છે. તેમના ઉપદેશોની પરિક્ષા કરો અને તે તમને જરાએ અપૂર્ણ જણાશે નહિ. તમારા જેવા કેળવાયલાઓના આવા

દુરાગ્રહ અને એકપક્ષી જ્ઞાનને લીધેજ હિંદુ પ્રજા આજે તિરસ્કારને પાત્ર બની રહી છે.”

સાયંકાળના સમયમાં સ્વામીજી ફરવાને માટે જતા અને સમુદ્ર કિનારે જઇને બેસતા. ત્યાં માછીઓનાં અડધાં ભૂખે મરતાં કંગાલ છોકરાંઓને પોતાની માતાઓ સાથે કેડ સુધી પાણીમાં કામ કરતાં જોઇને એક વખત સ્વામીજીની આંખમાં આંસુ આવી ગયાં અને તે બોલ્યા: “પ્રભુ ! તું આવાં કંગાલ મનુષ્યોને શા માટે ઉત્પન્ન કરે છે ? મારાથી તેમને જોઇ શકાતાં નથી. પ્રભુ ! ક્યાં સુધી ! ક્યાં સુધી !” તેમની સાથેના મનુષ્યોને પણ સ્વામીજીની લાગણી જોઇને અશ્રુ આવી ગયાં. તે મનુષ્યો મદ્રાસના યુવાનો હતા. તેમનાં અંતઃકરણમાં સ્વામીજીએ દૃઢ સ્વદેશભક્તિ અને પ્રભુપ્રેમનો વાસ કરાવ્યો હતો. અહીંઆં અનેક વિષયો ઉપર વાતચિત ચાલતી હતી. સ્વામીજી સર્વેનાં અંતઃકરણમાં ધર્મના પ્રચારની આવશ્યકતા, સામાન્ય અને ગરિબ વર્ગોની કેળવણી, વગેરે વિષયો દૃઢીભૂત કરતા હતા. તે કહેતા કે “યોગની સિદ્ધિઓ કે ચમત્કારોને માટે કદી ઇચ્છા કરતા નહિ. તમારા મોક્ષની પણ પરવા નહિ કરતાં બીજાઓની મુક્તિને માટે પ્રયાસ કરો. ધર્મનો પુનરોદ્ધાર કરો. આર્ય તત્વજ્ઞાનને અખિલ વિશ્વમાં ફેલાવો. એશિઆની વિદ્યાનું હિંદ કેન્દ્રસ્થાન છે અને હિંદુ પ્રજાની પુનઃ વ્યવસ્થા કરવાની અને ધર્મને પુનઃ સ્થાપવાની ફરજ ભારતવર્ષના યુવાનોને માથે રહેલી છે.”

એક વખત સાયંકાળના સમયમાં સ્વામીજીના માનમાં એક મોટી મિજલસ ભરવામાં આવી હતી. મદ્રાસના સઘળા કેળવાયલા પુરૂષો ત્યાં હાજર હતા. ઘણા માણસો સ્વામીજીની અગાધ બુદ્ધિથી અંજાઇ ગયા હતા. કેટલાક વિદ્વાનોની એક મંડળી તે વખતે ત્યાં એકઠી થઇ અને તેણે સ્વામીજીને વાદવિવાદમાં હરાવવાનો નિશ્ચય

કર્યો. સ્વામીજીએ સર્વને જણાવ્યું હતું કે તે અદ્વૈતવાદી છે. પેલી મંડળીએ તેમને સવાલ પૂછયોઃ "તમે કહો છો કે તમારા આત્મા અને પરમાત્મા વચ્ચે ભેદ નથી, તો પછી તમે કંઇ પણ ખરાબ કૃત્ય કરો તેમાંથી તમને અટકાવનાર કોઇ છેજ નહિ." સ્વામીજીએ જવાબ આપ્યોઃ "જો હું પ્રમાણિકપણે એમ માનતો હોઉં કે હું અને સર્વ-વ્યાપી પરમાત્મા એકજ છીએ, તો પછી મારે પાપ કરવાની જરૂરજ રહે નહિ અને તેમ થતાં મને અટકાવનારની પણ જરૂર નજ રહે."

થોડા સમયમાં સ્વામીજીના અગાધ જ્ઞાન વિષેની વાત આખા મદ્રાસમાં પ્રસરી રહી. એક દિવસ મદ્રાસના કેટલાક જુની યુવાનો જેમને ડૉ. ડંકન જેવાઓએ માત્ર મિલ, બેઇન અને હર્બર્ટ સ્પેન્સરનાજ સિદ્ધાંતો ખરા છે એમ સમજાવ્યું હતું, તેમની સાથે ટ્રીપ્લીકેનની સાહિત્ય સભામાં સ્વામીજીએ અનેક વિષયો ઉપર ચર્ચા ચલાવી. તેઓ સઘળા સુધારક પક્ષના હતા. સ્વામીજીને ખબરજ હતી કે તેમનો સુધારો ખોટુંજ કાર્ય કરી રહેલો છે. જુના વિચારવાળાનો તેઓ માત્ર તિરસ્કારજ કર્યા કરે છે. ઘણી વાતો કરીને સ્વામીજીએ આ સઘળા યુવાનોના હૃદયમાં ઠસાવ્યું કે તેમણે સુખેથી પાશ્ચાત્ય આદર્શોનો બારી-કીથી અભ્યાસ કરવો; તેમનું પૃથક્કરણ કરવું; પરંતુ તે પહેલાં તેમણે પોતાના પૂર્વજોના તત્વજ્ઞાન અને આદર્શોનો પણ અભ્યાસ અવશ્ય કરવો જોઇએ. તેમ કર્યા સિવાય માત્ર પાશ્ચાત્ય શિક્ષણથીજ અંજાઇ જઇને તેને અનુસરવા માંડવું જોઇએ નહિ. પ્રાચીન સમયના સિદ્ધાંતો અને સમાજ નિયમોમાં જે કંઇ મહત્ત્વનું લાગે તેને આધુ-નિક સમયમાં પાયા તરીકે ઉપયોગમાં અવશ્ય લેવું જોઇએ. તેમ નહિ કરવામાં આવતાં આપણી પ્રજારૂપી ઇમારતના પાયાઓનો સમૂળો નાશ થઇ જશે. સ્વામીજીએ તેમને સમજાવ્યું કે તે સુધારાના શત્રુ નથી; તેઓ તો ઉલટો સુધારો માગે છે. પણ તેમનો સુધારો એ

આંતર વૃત્તિઓનો સુધારો છે, નહિ કે માત્ર બાહ્ય સુધારો. વળી ખરો સુધારો સર્વ જુની બાબતોને ખરાબ માની તેનો નાશ કરવામાં સમાયલો નથી, પણ જુના ઉપર નવીન ઇમારત ચણવામાંજ રહેલો છે.

મદ્રાસના યુવાનોએ જ્યારે સ્વામીજીમાં તેમનાથી કદી ન મેળવી શકાય એવી વક્તૃત્વશક્તિ, અંગ્રેજીનું ઉંડું જ્ઞાન અને પાશ્ચાત્ય તથા આર્ય તત્ત્વજ્ઞાનનો બારીક અભ્યાસ જોયાં ત્યારે તેઓ સઘળા સ્વામીજીને ચરણે નમી રહ્યા.

એકવાર મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજના સાયન્સના આસિસ્ટંટ પ્રોફેસર શીંગારાવેલુ મુડેલીઅર તેમની પાસે આવ્યા. તેઓ ખ્રિસ્તિ ધર્મના સિદ્ધાંતોનો સ્વીકાર કરતા અને હિંદુ ધર્મ ઉપર ટીકાઓ કરતા. તે વાદવિવાદ કરવાને આવ્યા હતા, પણ એક ક્ષણમાંજ તેમના વિચારોમાં ફેરફાર થઇ ગયો અને સ્વામીજીના ચુસ્ત શિષ્ય બની ગયા. પછીથી તેમણે સ્વામીજીનાં કાર્યોમાં ઘણી મદદ કરી હતી અને સંન્યાસ દિક્ષા લઇ સાધુ જીવન ગાળી રહ્યા હતા; તથા આખરે સંન્યાસી તરીકે તેમનું દેહાવસાન થયું હતું. શ્રીયુત વી૦ સુબ્રહ્મણ્ય આયર કહે છે કે તે એક દિવસ રા. ભટ્ટાચાર્યને ઘેર ગયા હતા. સ્વામીજીની સાથે વાદવિવાદ કરીને તેમને હંફાવવાનો તેમનો વિચાર હતો. તેમના કેટલાક મિત્રો પણ તેમની સાથે આવ્યા હતા. સર્વે તે વખતે ક્રિશ્ચિયન કોલેજમાં ભણતા હતા અને સર્વેનું વલણ ખ્રિસ્તી ધર્મ તરફ વધારે હતું. રા. ભટ્ટાચાર્યના મકાનમાં સ્વામીજી એક સ્થળમાં હુકકો પીતા પીતા વિચારગ્રસ્ત થઇને જાણે કે અડધા જાગતા હોય અને અડધા ઉંઘતા હોય એમ બેઠેલા જણાતા હતા. તેમનામાંનો એક જણુ આગળ આવીને પૂછવા લાગ્યોઃ " મહારાજ, પરમેશ્વર શી વસ્તુ છે ? " પોતાને પૂછાયલો સવાલ પોતે જાણે કે

સાંભળ્યો ન હોય તેમ સ્વામીજી હુકકો ગગડાવ્યાજ કરતા હતા. થોડીવાર પછીથી તેમણે પોતાની આંખો પુરેપુરી ઉઘાડી અને જાણે જવાબ આપતા હોય તેમ સામા પૂછવા લાગ્યા: “ મારા મિત્ર! તમે શક્તિ ( Energy ) કોને કહો છો ?” સવાલ પૂછનાર માણસને શક્તિની વ્યાખ્યા મોંઢે આવડતી હતી, કારણ કે તે વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસી હતો અને તેથી તે એક પોપટની માફક તે વ્યાખ્યા કડ કડ બોલી ગયો. પણ સ્વામીજીએ તેના જવાબને અનેક સવાલો કરીને તોડી નાંખ્યો. બીજાઓએ તે સમજાવવાનો યત્ન કર્યો, તેમને પણ સ્વામીજીએ સહેલાઇથી હંફાવ્યા. આખરે તેઓએ પોતાની વાત પડતી મૂકી. પછીથી સ્વામીજી જરા ટટાર થઇને બોલવા લાગ્યા: “ આ શું! તમારાથી મનુષ્યમાં રહેલા શક્તિ જેવા એક સાદા અને સર્વગમ્ય પદાર્થની પણ વ્યાખ્યા આપી શકાતી નથી ! તમે તે શબ્દને હમેશાં વાપરો છો તોપણ તેની યોગ્ય વ્યાખ્યા તમે આપી શકતા નથી અને મને ઇશ્વરની વ્યાખ્યા આપવાનું કહો છો! ” પછીથી સ્વામી-જીએ ઇશ્વર અને શક્તિ બંનેનો ખ્યાલ એવા તો ઉચ્ચ અને સ્પષ્ટ વિચારોમાં તેમને આપ્યો કે તેઓ સઘળા દંગ થઇ ગયા. તેમના બીજા પણ અનેક પ્રશ્નોના યથાર્થ અને સચોટ ઉત્તર સ્વામીજીએ આપ્યા. પછી સ્વામીજીએ તેમને કહ્યું કે તેમની બુદ્ધિ આડે માર્ગે દોરાઇ ગયેલી છે. પ્રાચીન ઋષિમુનિઓના સિદ્ધાંતોને તોડવામાં તેઓ માત્ર પોતાનું અજ્ઞાન અને મૂર્ખતાજ દર્શાવી રહેલા છે. એ પછી રા. આયરના મિત્રો ત્યાંથી ચાલ્યા ગયા હતા, પણ તે પોતે તો ત્યાંજ બેસી રહ્યા. સ્વામીજીના જ્ઞાનથી ઘણી ઉંડી અસર તેમના મન ઉપર થઇ હતી. પાછલા પહોરે સર્વે બહાર ફરવાને નીકળ્યા અને સમુદ્રને કિનારે જઇને બેઠા. ત્યાં અનેક વિષયો ઉપર વાર્તા ચાલી રહી. સ્વામીજીએ રા. આયરને પૂછયું: “ મારા મિત્ર, તમે કુસ્તી કરી શકો

છો ?" વાત હિંદુ પ્રજાની શારીરિક ક્ષીણતા ઉપર ચાલી રહી હતી. રા. આયરે કહ્યું: "હા." સ્વામીજી બોલી ઉઠયા: "ચાલો આવો, આપણે કુસ્તી કરીએ !" સ્વામીજીનું શારીરિક બળ અને દાવ પેચની આવડ જોઇને રા. આયર ચકિત થઇ ગયા અને સ્વામીજીને "પહે-લવાન સ્વામી" કહીને બોલાવવા લાગ્યા.

શ્રીયુત ભટ્ટાચાર્યને ત્યાં એક રસોઇઓ હતો. તે સ્વામીજીના ઉંડા જ્ઞાનની તો કદર કરી શકતો નહોતો, છતાં પણ તે સ્વામીજીને ઘણુંજ ચહાતો. તેનું કારણ નીચે પ્રમાણે હતું. સ્વામીજીની પાસે ચંદનના લાકડાનો બનાવેલો એક હુક્કો હતો. માઇસોરના રાજાએ ઘણા આગ્રહથી એ સ્વામીજીને ભેટ તરીકે આપ્યો હતો. સ્વામીજી પોતાની પાસે કશુંએ રાખતા નહોતા, પણ માઇસોર નરેશે જ્યારે બહુ કહ્યું ત્યારે તેમની યાદગીરી તરીકે એ હુક્કો સ્વામીજીએ સ્વીકાર્યો હતો અને તેને પીતા તે હમેશાં નજરે પડતા હતા. એક દિવસ રા. ભટ્ટાચાર્યનો રસોઇઓ તે હુક્કા તરફ એકી નજરે જોઇ રહ્યો. હુક્કો સ્વામીજીના હાથમાં હતો. તેમણે તેને એકદમ પૂછ્યું "તારે આ જોઇએ છે ?" પેલા રસોઇઆએ ધાર્યું કે સ્વામીજી મશ્કરી કરે છે. સ્વામીજીએ ફરીથી પૂછ્યું, પણ પેલો માણસ હા કહેતાં ડરતો હોય તેમ લાગવાથી એકદમ સ્વામીજીએ તે હુક્કો તેના હાથમાં પક-ડાવી દીધો. પેલો રસોઇઓ ખુશ થઇ ગયો અને સ્વામીજીનો ઉપકાર માનવા લાગ્યો. પોતાની પાસે જે કંઇ હોય તેની જો કોઇ બીજો માણસ ઇચ્છા કરે તો તરતજ તે તેને આપી દેવાનો સ્વામીજીનો સ્વભાવ હતો. હિંદુસ્તાનમાં તીર્થયાત્રા કરતા ત્યારે પોતાની પાસે એક દંડ રાખતા હતા. અમેરિકા ગયા ત્યારે પણ તે દંડને તેઓ ત્યાં લઇ ગયા હતા. સઘળી યાત્રાઓમાં તે પોતાની સાથે હતો એમ ધારીને તેને તેઓ પવિત્ર ગણતા અને બહુ સંભાળથી જાળવી રાખતા. અમેરિકામાં એક

યુવાનને તે દંડ ઘણોજ ગમી ગયો અને તે પોતાની પાસે હોય તો ઠીક એવી તેની ઇચ્છા થઇ. સ્વામીજી તેની ઇચ્છા સમજી ગયા અને તરતજ તે દંડ તેને આપીને કહેવા લાગ્યાઃ "તમને જે ગમે તે તમારૂંજ છે."

મદ્રાસમાં અસંખ્ય મનુષ્યો સ્વામીજીના અનુયાયીઓ બની રહ્યા. ચારે બાજુએથી લોકો તેમની પાસે આવતા અને શ્રી મન્મથનાથ ભટ્ટાચાર્યનું મકાન યુવાન અને વૃદ્ધ, પંડિતો અને સુશિક્ષિત પુરૂષો, સર્વને માટે યાત્રાનું ધામ બની રહ્યું. જેમ જેમ સ્વામીજીની અગાધ બુદ્ધિ, પવિત્રતા અને તેજસ્વીતા લોકોની નજરે આવતી ગઇ તેમ તેમ તેઓ વધારેને વધારે આવવા લાગ્યા. પોતાના પ્રવાસમાં મળેલો અનુભવ અને માહિતી હિંદુ ધર્મનું રહસ્ય સમજાવવામાં તેમને ઘણાંજ ઉપયોગી થઇ પડયાં. કેળવાયલા પુષ્કળ યુવાનો તેમના ચુસ્ત શિષ્યો બની રહ્યા. અહિંઆંજ તે ઘણું માન પામી રહ્યા. અહીંઆંજ તેમના સઘળા સિદ્ધાંતોનો ખરેખરો સ્વીકાર થયો. પશ્ચિમમાં જવાના તેમના નિશ્ચયને અહીંઆં ટેકો મળ્યો અને તેમના મદ્રાસી શિષ્યોએજ મોટું ફંડ એકઠું કરીને અમેરિકા જવાની તૈયારી તેમને કરી આપી. તેમના કાર્યની શરૂઆત જાહેર રીતે અહીંઆંજ થઇ. જ્યારે સ્વામીજી પાશ્ચાત્ય પ્રદેશોમાં પોતાનું કાર્ય કરી રહ્યા હતા ત્યારે પણ તેમના મદ્રાસી શિષ્યોજ તેમના સિદ્ધાંતોને ભારતવર્ષમા ફેલાવી રહ્યા હતા. તેમના બોધ વડે કરીને આખું મદ્રાસ ગાજી રહ્યું. ત્રણ અઠવાડીયાંમાં તો સ્વામીજીનું નામ સર્વેનાં મુખમાં રમી રહ્યું.

એ સમય વિષે લખતાં શ્રી. કે. વ્યાસ રાવ, બી. એ. લખે છે કે;

"સ્વામીજી કલકત્તા યુનિવર્સીટિના એક ગ્રેજ્યુએટ હતા. તેમનું મસ્તક સાફ મુંડન કરાવેલું હતું. તેમની મુખમુદ્રા મહા તેજસ્વી

હતી. તેમણે સંન્યાસીનાં ભગવાં લુગડાં પહેર્યાં હતાં. અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓમાં તેમનું વકતૃત્વ અસ્ખલિત હતું. તેમની હાજરજવાબી આશ્ચર્યકારક હતી. જાણે કે જગદાત્મા સાથે પોતાનું તાદાત્મ્ય સાધતા હોય તેમ તેઓ ગંભીર ભાવપૂર્વક, ખરા અંતઃકરણથી અને ખુલ્લે અવાજે શ્લોકો અને ગાયનો લલકારતા. ભારતવર્ષનાં અનેક સ્થળોએ પ્રવાસ કરીને તે આવ્યા હતા. તેમનું શરીર મજબુત અને આરોગ્ય હતું. અનુપમ હાસ્યથી તેમનું મુખ ભરપુર હતું. આવા એક અસામાન્ય સંન્યાસીને જોઇને આખું મદ્રાસ ખળભળી રહ્યું હતું. આ વેળાએ મદ્રાસમાં થિઓસોફી, તેના મહાત્માઓ અને તેમના ચમત્કારો વિષે મોટી ગરબડ ચાલી રહી હતી. સ્વામીજીને મહાત્માઓ અને તેમના ચમત્કારોની પાખંડી વાતો તરફ તિરસ્કાર હતો. જ્યારે મદ્રાસના લોકોએ જાણ્યું કે એ નવા આવેલા પદ્વીધર સંન્યાસી થીઓસોફીના મહાત્માઓનું અસ્તિત્વ સ્વીકારતા નથી ત્યારે લોકોનાં ટોળે ટોળાં તેમનાં દર્શન કરવાને જવા લાગ્યાં. સ્વામીજી વખતે મિજબાનીમાં પણ ભાગ લેતા અને વખતે હુક્કો પણ પીતા; છતાં તેમની વૈરાગ્યવૃત્તિ જોઇને અને તેમનું ઉત્કૃષ્ટ સદાચરણ નિહાળીને સર્વેના મનમાં તેમના વિષે વિલક્ષણ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો. સંન્યાસી થઇને સ્વામીજી હુક્કો પીએ છે અને ઉત્તમ પકવાનો પણ ખાય છે, છતાં પણ તે પૂર્ણ વૈરાગ્યશીલ છે, એમ જોઇને સર્વે વિસ્મિત થતા. વૈરાગ્ય વિષે બોલતાં તે એટલા શુદ્ધ અંતઃકરણથી બોલતા કે તેમના શ્રોતાઓ ક્ષણભર વિરક્ત બની રહેતા. વિનોદમાં પણ તે તેટલાજ હુંશિયાર હતા. જ્યારે તે હાસ્યવિનોદ કરવા માંડતા ત્યારે શ્રોતાજનો હસી હસીને થાકી જતા. એક ક્ષણે તેમનો હાસ્યવિનોદ નજરે આવતો અને બીજી ક્ષણે તે ઘણીજ ગંભીરતાથી આત્મા અને પરમાત્મા વિષે ચર્ચા કરી અનુપમ જ્ઞાન

દાખવતા નજરે પડતા. આધ્યાત્મિક વિષયમાં સ્વામીજી જે નિપુણતા ધરાવતા હતા તે ઉપરાંત જે ગુણુ વડે સર્વેનાં મન ઉપર વધારે અસર થઇ હતી. તે સ્વામીજીનું નિઃસીમ સ્વદેશાભિમાન હતું. સ્વામીજીએ યુવાવસ્થામાં ઘરબારનો ત્યાગ કર્યો હતો અને સર્વ સાંસારિક બંધનોથી મુક્ત થયા હતા; પણ પોતાની માતૃભૂમિ પ્રત્યે તેમનો પ્રેમ કાયમજ હતો. તેમને જો કશી વાતથી દુઃખ થતું હોય તો તે ભારતવર્ષની અવનતિને લીધેજ થતું હતું. તે અવનતિના ઉપાયોની કલ્પનાઓ તેમના મનમાં ઉઠતી અને તેમને તેમના શ્રોતાઓ આશ્ચર્યથી સાંભળી રહેતા. હિંદુ તરૂણોની શારીરિક દુર્બળતા જોઇને તેમને અત્યંત ખેદ થતો અને પોતાનાં ભાષણોદ્વારા તેને માટે તે સર્વેની ઝાટકણી કહાડતા. તેમના શબ્દો વિજળીની માફક નીકળતા અને એક શસ્ત્રની માફક શ્રોતાઓ ઉપર પ્રહાર કરતા. તેમના બોધની અસર સર્વેના ઉપર થઇ છે. તેમનો ઉત્સાહ કેટલાકના હૃદયમાં તો પુષ્કળ રેડાયો છે અને થોડાંના હૃદયમાં તેમની દૃઢ શ્રદ્ધાની જ્યોતિ અતિશય ઝળહળી રહી છે."

સઘળાં દર્શનો, આગમો અને યોગની જાણે કે હાલતી ચાલતી મૂર્તિ હોય તેમ સ્વામીજી સર્વને ભાસતા હતા. આર્યતત્વજ્ઞાનથી તેમનું હૃદય ભરેલું હતું, એટલુંજ નહિ પણ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રમાં પણ તે પુરેપુરા નિષ્ણાત હતા. એક પાશ્ચાત્ય વિદ્યામાં પારંગત થયેલો માણસ, જે પાછળથી સ્વામીજીનો શિષ્ય બની રહ્યો હતો તે તેમના વિષે લખે છે કે, " તેમની બુદ્ધિના અહોળા વિસ્તારથી હું તો ચકિતજ થઇ ગયો અને તેમના તરફ આકર્ષાયો. ઋગ્વેદથી તે રઘુવંશ પર્યંત અને વેદાંતનાં ગહન તત્ત્વોથી તે અર્વાચીન કેન્ટ અને હેગલના સિદ્ધાંતો પર્યંત, સઘળું પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય, કળા, સંગીત અને નીતિશાસ્ત્ર, સર્વેનો તેમણે સંપૂર્ણ અભ્યાસ

કરેલો હતો; તેમના માનસિક પ્રદેશમાં તે સઘળું પ્રત્યક્ષ થઇ રહેલું હતું. પ્રાચીન યોગવિદ્યાનાં ગુહ્ય તત્ત્વોને જેટલી સ્પષ્ટતાથી તે સમજાવતા તેટલીજ સ્પષ્ટતાથી તે આધુનિક સમયની પ્રયોગશાળાની બારિકીઓ સામાના મનમાં ઉતારતા. તેમની બુદ્ધિ કોઇ પણ વિષયમાં કુંઠિત થયેલી જણાતી નહોતી. આથી હું ચકિત બની ગયો અને તેમનો દાસ થઇ રહ્યો."

વળી એક બીજો શિષ્ય લખે છે કે, "ઘણી વખત સ્વામીજીને પોતાના ઉચ્ચ વિચારોના વાતાવરણમાંથી નીચે ઉતરવું પડતું હતું અને તેમને પ્રશ્ન કરનારાઓના અધિકાર પ્રમાણે તેમને સમજુત આપવી પડતી હતી. વારંવાર પહેલેથીજ તે કયા કયા પ્રશ્નો પૂછાશે તે સમજી જતા અને તેમના ઉત્તરો વગર પૂછ્યે આપીજ દેતા અને શ્રોતાઓના મનનું સમાધાન થઇ જતું. પ્રશ્નોને તે શી રીતે જાણી શકયા એમ જ્યારે તેમને પૂછવામાં આવતું ત્યારે તે હસતે હસતે જવાબ આપતા કે સંન્યાસીઓ મનુષ્યોના વૈદ્યો છે, અને તેઓ ઔષધિ આપતાં પહેલાં મનુષ્યોના રોગો નજરે જોવાથી પણ પારખી શકે છે."

"ઘણી વખત ઘણા માણસોના વિચારોને તે એકદમ જાણી લેતા અને તેમને સર્વને એકજ વાક્પ્રહારથી ચુપ કરી દેતા. જેમના ઉપર તેમની કૃપા થતી તેમને તે અતિ નમ્ર અને ક્ષમાશીલ દેખાતા, પણ તેમની સંનિધિમાં રહેનાર મનુષ્યને જાણે કે ઝટ સળગી ઉઠે એવા દારૂગોળાની સમીપમાં તે રહેતો હોય એમ સાવચેતીથી રહેવું પડતું, કારણકે જો કદી કોઇના મનમાં કોઇ પણ અપવિત્ર વિચારનો સંચાર થાય તો સ્વામીજી તેને એકદમ જાણી જાય અને તેમના મુખ ઉપર એક પ્રકારનો ભાવ જણાઇ રહે. પછી એક પ્રકારના વિચિત્ર હાસ્યથી સ્વામીજી પોતાનો તે ભાવ વાણીમાં પ્રગટ કરે અને વાતચિતમાં તેમના મુખમાંથી તે સંબંધી કેટલાક શબ્દો નીકળી પડે."

સ્વામીજીએ સર્વેને પોતાનો પશ્ચિમમાં જવાનો વિચાર જણાવ્યો હતો. મદ્રાસમાં તે સર્વેને કહેતા કે "પ્રાચીન ઋષિમુનિઓનો હિંદુ ધર્મ અત્યાર સુધી સ્થાયી થઇ રહેલો છે. તેને ગતિમાન થવાનો વખત હવે આવ્યો છે. હિંદુ ધર્મના પ્રચાર માટે આપણે કમ્મર કસીને સજ્જ થવું જોઇએ. આપણો ધર્મ-કોટ અભેદ્ય છે એમ ખાલી બોલ્યા કરવું અને તેના ઉપર અનેક પ્રહાર થાય તે શું આપણે જોયાજ કરવા? પ્રાચીન સમયમાં આપણા પૂર્વજો માત્ર પોતાનો બચાવજ કરીને બેસી રહેતા નહોતા. ચઢાઇનું ધોરણ હાથ ધરીને તેમણે આપણા વૈભવશાળી ધર્મનો અનેક દેશોમાં પ્રચાર કરેલો છે. પોતાની ન્યાતનુંજ કે પ્રાંતનુંજ માત્ર અભિમાન ધરીને આપણે એક નાના પાંજરામાં ભરાઇ રહીશું કે અન્ય પ્રજાઓની વિચારસૃષ્ટિમાં વિચરીને ભારતવર્ષના કલ્યાણને માટે તેમના ઉપર આપણા ધર્મની ઉંડી છાપ પાડીશું? હિંદનો પુનરોદ્ધાર કરવાને તેની સઘળી શક્તિઓને એકત્ર કરવી જોઇએ. આ સઘળું કરવાને માટેજ મેં સંન્યાસ લીધેલો છે."

સ્વામીજીના વિચારોએ શ્રોતાઓ ઉપર પ્રબળ અસર કરી અને સ્વામીજીને પાશ્ચાત્ય પ્રદેશોની મુસાફરી માટે સઘળાઓએ બહુજ યોગ્ય સમજીને ખર્ચ માટે તેમણે ફંડ ઉઘરાવ્યું, પરંતુ ફંડમાં માત્ર પાચસેં રૂપિયાજ એકઠા થયા.

એ જોઇને સ્વામીજી પોતાના શિષ્યોને કહેવા લાગ્યા કે "ભાઇઓ! માતાજીની ઇચ્છા ઉપરજ મેં સર્વ આધાર રાખેલો છે. જ્યારે તેની મરજી થશે કે મારે પશ્ચિમમાં જવું ત્યારે જરૂરી દ્રવ્ય એની મેળેજ આવી મળશે. માતાજીની સ્પષ્ટ ઇચ્છા જાણ્યા સિવાય પગલું ભરવું નહિ. માટે આ રૂપિઆ ગરિબોને વહેંચી આપો." સ્વામીજીની આજ્ઞા પ્રમાણે શિષ્યોએ તે રકમ ગરીબોને વહેંચી આપી.

એ પછી થોડા સમયમાં હૈદ્રાબાદથી કેટલાક સદ્‌ગૃહસ્થો મદ્રાસમાં આવ્યા અને પોતાના શહેરમાં આવવાને સ્વામીજીને પ્રાર્થના કરવા લાગ્યા. સ્વામીજીની કીર્તિ ચારે પાસ ફેલાઇ રહી હતી; તેથી હૈદ્રાબાદના લોકો પણ તેમનાં દર્શનને માટે આતુર હતા. લોકો, સરદારો, નવાબો વગેરે હજારો માણસો સ્ટેશનપર સ્વામીજીનો સત્કાર કરવા આવ્યા હતા. સ્વામીજીએ લોકોની માગણી ઉપરથી "પશ્ચિમમાં હિંદુ ધર્મનો પ્રચાર કરવાનો મારો હેતુ" એ વિષય ઉપર એક સુંદર ભાષણ અહીં આપ્યું હતું. આ ભાષણની બહુજ ઉંડી અસર શ્રોતાવર્ગ ઉપર થઇ હતી અને ઘણા લોકોએ એ કામમાં સ્વામીજીને મદદ આપવાની તત્પરતા દર્શાવી હતી; પરંતુ સ્વામીજીએ હજી તે મદદ સ્વીકારવાનો સમય આવ્યો નથી એવો ઉત્તર આપ્યો હતો.

એ ત્રણ દિવસ પછી સ્વામીજી હૈદ્રાબાદ છોડી ગયા. બાબુ **કાલીચરણ** લખે છે કે "તેમની પવિત્રતા, સાદાઇ, અસ્ખલિત મનોનિગ્રહ અને અતિ ઉચ્ચ પ્રકારની ધ્યાનાવસ્થા વડે કરીને હૈદ્રાબાદના શહેરીઓનાં મન ઉપર ભારે અસર થઇ રહેલી છે."

હૈદ્રાબાદમાં સ્વામીજીને એક યોગીનો મેળાપ થયો હતો. તે યોગી બ્રાહ્મણ હતો અને પોતાની માનસિક શક્તિઓને કેળવીને તેણે અસામાન્ય શક્તિઓ પ્રાપ્ત કરી હતી. પોતે ધારે તે વખતે પોતાની કામળીમાંથી ફુલ ફળાદિના ઢગલે ઢગલા તે કહાડી શકતો હતો. સ્વામીજી તેની પાસે ગયા ત્યારે તે યોગીને તાવ આવેલો હતો. સ્વામીજીને જોતાંજ આ યોગીને તેમના પર અતિશય પૂજ્યભાવ આવી ગયો. સ્વામીજીને તેણે પોતાની પાસે બેસાડયા અને તેમનો હાથ પોતાને માથે મૂકવાની બહુ આગ્રહથી વિનતી કરી. સ્વામીજીએ તે પ્રમાણે કરતાંજ તે યોગી એકદમ બેઠો થયો અને તેનો તાવ જતો રહેલો જણાયો.

# પ્રકરણ ૩૨ મું-પશ્ચિમના પ્રવાસની તૈયારી અને સમુદ્ર યાન.

## પ્રવાસનો નિશ્ચય.

હૈદ્રાબાદથી સ્વામીજી પાછા મદ્રાસ આવ્યા. પશ્ચિમમાં જવાનો વિચાર હવે તેમના મનમાં વધારે જોરથી ઘોળાવા લાગ્યો. ઘડીકમાં તે આશા પૂર્ણ બની રહેતા અને ઘડીકમાં તેમને નિરાશા ઉત્પન્ન થઇ રહેતી. વારે ઘડીએ તેઓ શ્રીજગદંબાને પ્રાર્થના કરતા કે "તારો હુકમ શો છે?" તેમને યાદ આવ્યું કે શ્રી શારદાદેવી સાક્ષાત્ જગદંબાજ છે, લાવ તેમને લખીને પૂછું! તેઓ કહેશે તેમ હું કરીશ.

શ્રી શારદાદેવી શ્રીરામકૃષ્ણનાં પત્ની હતાં. સ્વામી વિવેકાનંદ તેમને જગદંબા સમાન ગણતા અને શારદાદેવી શ્રીરામકૃષ્ણના શિષ્યોને પોતાના પુત્રોજ ગણતાં. સ્વામીજીએ શ્રી શારદાદેવીને પૂજ્યભાવ, મૃદુતા અને પ્રેમથી ભરેલો પત્ર લખ્યો. તેમાં સ્વામીજીએ પોતાનો પશ્ચિમમાં જવાનો વિચાર દર્શાવીને તે બાબતમાં શારદાદેવીને સલાહ અને આશિર્વાદ તેમણે માગ્યાં હતાં અને તેમણે એ વાત કોઇને જણાવવી નહિ એવી વિનતી પણ કરી હતી. કાગળ લખીને બંધ કર્યા પછી સ્વામીજીએ તેને પોતાને મસ્તકે ઘણા પૂજ્યભાવથી ધર્યો અને પછીથી તેને ટપાલમાં મોકલી આપ્યો.

કાગળ શ્રીશારદાદેવીને મળતાં તેમના હર્ષનો પાર રહ્યો નહિ. ઘણા દિવસથી તેમને તેમના વ્હાલા નરેન્દ્રની ખબર મળી નહોતી. સ્વામીજી તેમના ગુરૂદેવના વ્હાલામાં વ્હાલા શિષ્ય હતા; તેમ શ્રીશારદાદેવીને પણ તે ઘણાજ પ્રિય હતા. શ્રીરામકૃષ્ણની મહાસમાધિ પછી સ્વામીજીમાં જે અસાધારણ પ્રતિભા ખીલી આવી હતી તે ઉપરથી

શ્રીશારદાદેવી એમજ માનતાં હતાં કે નરેન્દ્રના શરીરદ્વારા શ્રીરામકૃષ્ણજ સઘળું કાર્ય કરી રહેલા છે. ઘણીવાર તે નરેન્દ્રને સંભારતાં અને તે કયાં હશે ? તે પગે ચાલીને અહીં તહીં ફરતો હશે, તે થાકી ગયો હશે, હું તેને માટે શું કરૂં ? એવા એવા અનેક વાત્સલ્યપૂર્ણ વિચાર તે અનેકવાર કરતાં. તે સાધુ આત્મા છે, પવિત્ર છે, આધ્યાત્મિકતાનો તેનામાં વાસ છે, તેનું જીવન ધન્ય છે, એમ કહીને તે પોતાનું મન વાળતાં.

સ્વામીજીનો પત્ર વાંચતાં ધર્મસેવા માટેની તેમની તત્પરતા જોઇને શારદાદેવી ઘણાંજ ખુશી થયાં. નરેન્દ્ર આખી પૃથ્વીમાં એકલો ભ્રમે તો પણ તેને હરકત થનાર નથી એમ તેમને લાગ્યું અને પોતાનો આશિર્વાદ પત્રદ્વારા તેમણે લખી મોકલ્યો. પત્રમાં તેમણે પ્રેમ અને સલાહથી ભરેલાં ઘણાં વચનો લખી મોકલ્યાં.

જ્યારે સ્વામીજીને શારદાદેવીનો પત્ર મળ્યો ત્યારે તેને વાંચીને તે નાચ્યા, કુદ્યા અને તેમની આંખોમાં આનંદનાં અશ્રુ આવી ગયાં. તે પોતાની ઓરડીમાં ગયા અને પછીથી સમુદ્રને કિનારે ગયા અને ત્યાં એકાંતમાં છેવટના વિચારો કરી લઇ પશ્ચિમમાં જવાનો નિશ્ચય દૃઢ કર્યો. તે પોતાના મનમાં કહેવા લાગ્યા કે " હા, હવે બધું નક્કી થયું ! શ્રીજગદંબાની એજ ઇચ્છા છે કે મારે પશ્ચિમમાં જવું ! "

મદ્રાસમાં બાબુ મન્મથનાથ ભટ્ટાચાર્યને ઘેર સ્વામીજીનો મુકામ હતો. સમુદ્ર કિનારેથી તે ઘેર પાછા આવ્યા ત્યારે તેમના મુખ ઉપર એક પ્રકારનું તેજ છવાઇ રહેલું હતું. ઘરમાં તેમના ઘણા શિષ્યો એકઠા થયા હતા. સ્વામીજી ઘરમાં પેસતે પેસતે " હવે તો પશ્ચિમનીજ વાત, હવે તો બસ પશ્ચિમનીજ વાત ! હવે હું તૈયાર છું; શ્રી જગદંબાનો એજ હુકમ છે." આ પ્રમાણે બોલવા લાગ્યા. સઘળા શિષ્યો એ સાંભળીને ઉત્સાહમાં આવી ગયા અને ફંડ એકઠું કરવાને નીકળી પડયા.

## પ્રવાસની તૈયારી.

તેમના પ્રયાસથી થોડાજ સમયમાં સારી રકમ એકઠી થઇ ગઇ અને તે સ્વામીજીને ભેટ કરવામાં આવી.

આ પ્રમાણે સ્વામીજી પશ્ચિમમાં જવાની તૈયારી કરી રહ્યા હતા એટલામાં ખેત્રીના મહારાજાના ખાનગી કારભારી જગમોહનલાલ ત્યાં આવી પહોંચ્યા. ખેત્રીના મહારાજાને પુત્ર નહોતો અને સ્વામીજીનાં પગલાં પોતાને ત્યાં થયા પછી અને તેમની કૃપાથી રાજાજીને ઘેર પુત્રનો જન્મ થયો હતો. પુત્ર જન્મની ખુશાલીમાં રાજાજી મોટો ઉત્સવ કરવાની તૈયારી કરી રહ્યા હતા અને સ્વામીજીની કૃપાદૃષ્ટિથીજ પુત્રની પ્રાપ્તિ થયેલી હોવાથી તે ઉત્સવ વખતે સ્વામીજીનાં પવિત્ર પગલાં તેમના મહેલમાં જોઇએજ એવી રાજાજીની ઉત્કટ ઇચ્છા હતી. સ્વામીજી મદ્રાસમાં છે એમ જાણીને તેમણે પોતાના ખાનગી કારભારીને ત્યાં મોકલ્યો હતો. જગમોહનલાલે પોતાનું આવવાનું કારણ જણાવ્યું, પણ સ્વામીજી પશ્ચિમમાં જવાની તૈયારી કરી રહ્યા હતા તેથી તેમણે ખેત્રી જવાની ના પાડી. જગમોહનલાલે ઘણો આગ્રહ કર્યો અને નહિ આવો તો રાજાજી ઘણુજ નિરાશ થઇ જશે એમ જણાવવાથી છેવટે સ્વામીજીને તે વાત કબૂલ કરવી પડી.

સ્વામીજી દરબારમા પહોંચતાં રાજાજીએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને પોતા ઉપર મોટો અનુગ્રહ થએલો જણાવીને ઘણુજ આનંદથી તેમને સિંહાસને બેસાડયા. એ પ્રસંગે ત્યાં પધારેલા અન્ય રાજાઓ, કુંવરો અને શેઠ શાહુકારોએ પણ સ્વામીજીને હર્ષથી પ્રણામ કર્યાં અને ઉત્સવનું કાર્ય ઘણા ઉલ્લાસથી કરવામાં આવ્યું. રાજાજીએ પોતાના બાલકને દરબારમાં મંગાવરાવ્યો અને સ્વામીજીનો તેને મસ્તકે હાથ મુકાવી આશીર્વાદ લીધો.

ખેત્રીથી સ્વામીજી મુંબઇ જવાને ઉપડયા. ત્યાં તેમને કેટલીક

તૈયારી કરવાની હતી. રાજાજી તેમને જયપુર સુધી વળાવવાને ગયા. રાજાજીએ પશ્ચિમના પ્રવાસને માટે જોઇતાં સાધનોમાં ઘણીજ મદદ કરી અને સ્વામીજીને રીઝર્વ્ડ કરેલા ફર્સ્ટ ક્લાસના ખાનામાં બેસાડીને રાજાજી વિદાય થયા.

પશ્ચિમના પ્રવાસની સઘળી તૈયારી કરી આપવા માટે ખેત્રીના રાજાએ પોતાના ખાનગી કારભારી જગમોહનલાલને સ્વામીજીની જોડે મુંબઇ મોકલ્યા હતા. જગમોહને સ્વામીજીને માટે ભાતભાતનાં સુંદર રેશમી અને કસબી કપડાં ખરીદવા માંડયાં. સ્વામીજીએ તેની ના પાડી અને માત્ર એક ભગવો ઝભ્ભોજ બસ થશે એમ કહેવા લાગ્યા. જગમોહને કહ્યું કે તમે રાજાજીના ગુરૂ છો અને એક રાજાના ગુરૂ જેવા પોશાકમાંજ પશ્ચિમમાં હાજર થવાની આપ કૃપા કરો એવી અમારા રાજાની નમ્ર ઇચ્છા છે.

ખેત્રીના મહારાજાએ પોતાના ગુરૂને એક રાજગુરૂને છાજે તેવાં ઉત્તમ વસ્ત્રોથી સજ્જ કરવાને અને બીજી તૈયારી પણ તેવીજ રીતે ઉત્તમ પ્રકારની કરી આપવાને પોતાના કારભારીને આજ્ઞા કરી હતી અને તેને માટે પુરતું દ્રવ્ય પણ આપ્યું હતું. જગમોહને સ્વામીજીને "પેનીન્સ્યુલર" સ્ટીમરમાં ફર્સ્ટ ક્લાસની ટીકીટ લઇ આપી અને દરેક રીતે મુસાફરીની ઉત્તમ સગવડ કરી આપી.

સ્વામીજીના ગુરૂભાઇઓ કલકત્તામાં પોતાનો સમય ધ્યાન ભજનમાં ગાળતા હતા અને વખતે એક બીજાને પુછતા હતા કે "નરેન્દ્ર ક્યાં હશે?" પણ સ્વામીજી ક્યાં છે તેની કોઇને ખબર નહોતી. સ્વામીજીએ કેટલાક સમયસુધી પોતાનું સંન્યાસનું નામ સ્થિર થવા દીધું નહોતું કે જેથી કરીને તેમના ગુરૂભાઇઓ તેમના વિષે કાંઇ પણ જાણે નહિ અને તેમની પાછળ આવે નહિ. કોઇ સ્થળે તે "વિવિદિશાનંદ" અને કોઈ સ્થળે તે "સચ્ચિદાનંદ" ને નામે

ઓળખાતાં હતા. ખેત્રીના મહારાજાની ઇચ્છાથી આખરે તેમણે "વિવેકાનંદ ' નામ નક્કીપણે ધારણ કર્યું હતું અને પછીથી એ નામથીજ તે હમેશાં ઓળખાતા હતા.

સને ૧૮૯૩ ના મે માસની તારીખ ૩૧ મીએ સ્વામીજીની સ્ટીમર મુંબઇથી ઉપડી. અમેરિકાના શિકાગો નગરમાં ભરાનારી સર્વ ધર્મ પરિષદ્દમાં હાજર થઇ પોતાનું કાર્ય બજાવવાને માટે સ્વામીજી કેવા સજ્જ થએલા હતા તે વિષે લખતાં એક લેખક લખે છે કે– "પોતાના હિંદના પ્રવાસમાં સ્વામીજીએ બુદ્ધ અને જૈન ધર્મના રહસ્યનો અને રામાનંદ તથા દયાનંદના સિદ્ધાંતોનો બારીક અભ્યાસ કર્યો હતો. તુલસીદાસ અને નિશ્ચલદાસના તે મોટા અભ્યાસી બની રહ્યા હતા. દક્ષિણ હિંદુસ્તાન અને મહારાષ્ટ્રના સાધુઓ વિષે તેમણે પુષ્કળ જ્ઞાન મેળવ્યું હતું. હિંદના મોટામાં મોટા પરમહંસ પરિવ્રાજકાચાર્યથી તે નાનામાં નાના લાલગુરૂના ભંગી અને મેહેતર શિષ્યોની ભાવનાઓ અને આશયોનું તેમણે બારીક અધ્યયન કર્યું હતું. મુગલાઇ રાજ્ય ભારતવર્ષના પ્રજાકીય જીવનને જરાકે બાધ કરતા નહોતુ એમ તેમની દૃષ્ટિમાં સ્પષ્ટપણે જણાઇ ચુક્યું હતું. વિચારની વિશાળતામાં " અકબર " એક ખરેખરો હિંદુ હતો અને તે અભેદદર્શી હતો. સ્વામીજીને મન " તાજમહેલ " એ આરસપહાણની બનાવેલી શકુંતલા હતી. કબીર, નાનક, મીરાંબાઇ, અને તાનસેન વગેરેનાં ભજનો તેમના મુખમાં રમી રહ્યાં હતાં. પૃથુરાજ, દીલ્હી, ચિતોડ, પ્રતાપસીંહ, શિવ અને ઉમા, રાધા અને કૃષ્ણ, સીતા અને રામ, તેમજ બુદ્ધની અનેક કથાઓ તેમના સ્મૃતિપટ પર તરી રહી હતી. જ્યારે તેમના વિષે સ્વામીજી વાત કરતા ત્યારે દરેક બનાવ અદ્દ્ભુત રીતે શ્રોતાના મનમાં ખડો થઇ રહેતો. તેમનું શરીર, બુદ્ધિ, હૃદય અને અંતઃકરણ, એ સર્વ તેમનાં દેશનાં પ્રતિભાશાલી

કાવ્યરૂપજ બની રહેલાં હતાં. ભારતવર્ષની પ્રાચીન જાહોજલાલી, વર્તમાન દુર્દશા અને તે દુર્દશાને દૂર કરવાની ઉંડી લાગણીઓથી તેમનો અંતરાત્મા છલાછલ ઉભરાઇ રહેલો હતો."

"જે જે કાંઇ ભારતવર્ષના પાયારૂપ હોય, તેના જીવનને અને અંગોને જે કાંઇ પુષ્ટિ આપનારૂં હોય, તે સર્વને સ્વામીજીએ પોતાના મનમાં ધરી રાખ્યું હતું. તેના જીવનપ્રવાહના ગુહ્ય હેતુઓ તે સમજી ગયા હતા. તેમના હૃદયમાં ઝગઝળી રહેલા આધ્યાત્મિક પ્રકાશને લીધે તેમજ ત્યાગવૃત્તિ અને બ્રહ્મચર્યાદિ ચારિત્ર બળને લીધે તેમના અંતઃકરણમાં અખુટ ઉત્સાહ અને અદ્દભુત જુસ્સો તેમજ સૂક્ષ્મથી સૂક્ષ્મ સત્યો જળહળી રહેલાં હતાં; અને બીજા મનુષ્યોને જ્યાં માત્ર ભિન્નતાજ દેખાયા કરતી ત્યાં સ્વામીજીની તળસ્પર્શી દૃષ્ટિને અભેદ દેખાઇ રહેતો. તેમનું મન વસ્તુઓના આંતર સ્વરૂપમાં પ્રવેશ કરતું અને બનાવોને તેમના આબેહુબ સ્વરૂપમાંજ ગ્રહણ કરતું. તેમનું મન ઘણુંજ તત્વસ્પર્શી હતું અને તેમનું જ્ઞાન અનુભવ સિદ્ધ હતું. સર્વ-ધર્મપરિષદ્‌માં સમસ્ત ભારતવર્ષના પ્રતિનિધિ તરીકે જનાર મનુષ્યમાં આથી વધારે લાયકાત શી હોઇ શકે ? વેદ-વેદાન્ત, બુદ્ધધર્મ, જૈનધર્મ, શૈવ કે વૈષ્ણવધર્મ, ક્રિશ્ચિયન કે ઇસ્લામધર્મ, સર્વને સમજાવવાને આથી વધારે તૈયારી શી હોઇ શકે ? શ્રીરામકૃષ્ણ પરમહંસ કે જે સર્વધર્મ પરિષદ્‌રૂપજ હતા તેમના આ પ્રિય શિષ્ય સિવાય આવા કાર્યને માટે યોગ્ય પુરૂષ બીજો કોણ હોઇ શકે ?"

### સમુદ્રયાન.

આગબોટ આગળ ને આગળ વધવા લાગી. સમુદ્રની મુસાફરી સ્વામીજીએ કદી કરી નહોતી. અત્યાર સુધી માત્ર દંડ અને કમણ્ડલુ લઇનેજ તેઓ હિંદમાં વિચર્યા હતા, તેને બદલે હવે તેમને ઘણો સામાન સાથે રાખવો પડ્યો હતો. અને તેને લીધે તેમને ઘણો શ્રમ

વેઠવો પડતો હતો. પણ થોડા વખતમાંજ સ્વામીજી પરિસ્થિતિને અનુકુળ થઇ રહ્યા. તેમના આનંદી સ્વભાવ અને ભવ્ય આકૃતિને લીધે તેઓ આગબોટમાં સર્વને પ્રિય થઇ રહ્યા. સ્ટીમરનો કેપ્ટન પણ તેમની સાથે હળી જઇને અહીં તહીં ફરતો. તેણે સ્વામીજીને આખી સ્ટીમર અને તેનાં યંત્રો બતાવ્યાં.

રસ્તામાં અનેક અવનવા સ્થળો અને બનાવો સ્વામીજીની દૃષ્ટિએ પડતાં હતાં. ઉચ્ચ ભાવનાઓથી ભરેલું તેમનું હૃદય અને સૂક્ષ્મ કલ્પનાશકિત સંપન્ન બુદ્ધિ, સમુદ્રમાં ઉછળતાં પાણીનાં મોજામાં, પવનની લ્હેરોમાં અને આકાશમાં અનેક પ્રકારનું સૌંદર્ય જોવા લાગ્યાં અને પરમાત્માના અગાધ મહિમામાં ડૂબવા લાગ્યાં. કોલંબો, સીંગાપોર, હોંગકોંગ વગેરે જે જે સ્થળોએ સ્ટીમર ઉભી રહી, તે તે શહેરોના લોકોની પ્રવૃત્તિઓ અને રીતરિવાજો જાણવાનો જેટલો પણ સમય તેમને મળ્યો તેનો બન્યો તેટલો ઉપયોગ તેમણે કરી લીધો. યોકોહામાથી લખેલા એક પત્રમાં તેમણે **ચીના** લોકોના પ્રવૃત્તિમય જીવનનું સુંદર વર્ણન આપી આગળ ચાલતાં તેમાં દર્શાવ્યું હતું કે, **ચીનાઓ** જેવા વેપારી અને મહેનતુ માણસો જગતમાં બીજે ભાગ્યેજ જડી આવશે. માત્ર તેમની નિર્ધનતાજ તેમને પાછા પાડી રહેલી છે. જાપાનના નાગાસાકી બંદર આગળ સ્ટીમર ઉભી રહી અને સ્વામીજી ઓસાકા, કીયોટો અને ટોકીયો વગેરે સ્થળો જોવાને નીકળી પડયા. તેમનું વર્ણન લખી મોકલતાં સ્વામીજીએ લખ્યું હતું કે, "આધુનિક સમયની જરૂરીઆતોનું ભાન જાપાની લોકોમાં પુરેપુરૂં આવી રહેલું છે. તેઓએ પોતાનું સૈન્ય અનુપમ બનાવી મૂકયું છે. તેઓ નૌકાસૈન્યને વધારતા જાય છે. ત્યાંનાં દીવાસળીનાં કારખાનાં ઘણાં જોવા જેવાં છે. પોતાને જોઇતી સર્વ વસ્તુઓ પોતાના દેશમાંજ બનાવવાનો હેતુ ધારણ કરીને તેઓ પ્રબળ

પુરૂષાર્થ કર્યા જાય છે. ચીનમાં અને જાપાનમાં લોકોની ધાર્મિક પ્રવૃત્તિઓ અને દેવાલયો સ્વામીજી ખાસ કરીને જોતા હતા. તેમનો અભ્યાસ કરતાં તેમને સમજાતું હતું કે ચીનમાં બંગાળી ધર્મોપદેશકો ગયા હતા અને પોતાના બોધ વડે તેમણે ચીનના સુધારા ઉપર ભારે અસર કરી હતી. જાપાનમાં અનેક દેવાલયોમાં સંસ્કૃત મંત્રો દિવાલો ઉપર કોતરેલા તેમની નજરે આવ્યા હતા અને સંસ્કૃતનું જ્ઞાન ધરાવનારા કેટલાક ધર્મગુરૂઓ પણ તેમને મળ્યા હતા. જાપાનમાં સ્વામીજી સર્વત્ર જોતા હતા અને ખુશી થતા હતા કે " જાપાની લોકો હિંદુસ્તાનને હજી પણ એક ઉચ્ચ અને શુભ વિચારોથી ભરેલી ભૂમિ તરીકે ગણે છે. " ત્યાંના લોકોની પ્રવૃત્તિ, ઉદ્યોગ અને જીવન જોઇને સ્વામીજીએ હિંદવાસીઓને જાપાનનો દાખલો લેવાનું લખી મોકલ્યું હતું. તેમના શબ્દો નીચે પ્રમાણે હતાઃ—" એક ટુંકા પત્રમાં જાપાની લોકો વિષે હું સઘળું લખી શકું તેમ નથી. મારે લખવાનું માત્ર એટલુંજ છે કે આપણા કેટલાક યુવાનોએ પ્રતિવર્ષ ચીન અને જાપાનમાં જવું જોઇએ. ખાસ કરીને જાપાનમાં તેમણે જવું જોઇએ, કારણ કે જાપાની લોકો ભારતવર્ષને હજી પણ ઉચ્ચ અને શુભ વિચારોનું સ્થાન ગણે છે. પરંતુ **ભારતવાસીઓ! તમે કેવા બની ગયા છો? વ્યર્થ વાતો કરનારા મુર્ખાઓ! તમે અહીંઆં આવો, આ લોકોને જુવો અને શરમાઇને તમારૂં મોં સંતાડો! આવો, ખરા મનુષ્યો બનો. આવો, તમારાં સાંકડાં દરોમાંથી બહાર આવો અને જગત તરફ દૃષ્ટિ કરો. હિંદુસ્તાનને એક હજાર યુવાન મનુષ્યોના આત્મભોગની જરૂર છે. અને આ આત્મભોગ મનુષ્યોનો અને નહિ કે જંગલીઓનો!** "

## પ્રકરણ ૩૩ મું-અમેરિકામાં પડેલી મુશ્કેલીઓ.

યોકોહામાથી સ્વામીજી નીકળ્યા અને વાનકુવર જઇ પહોંચ્યા. જુની દુનિયામાંથી તે હવે નવી દુનિયામાં આવી પહોંચ્યા. વાનકુવરમાં ઉતર્યા પછી આગગાડીમાં તે શિકાગો ગયા. સમુદ્રની મુસાફરી દરમીયાન તેમને ઘણી ટાઢ વેઠવી પડી હતી, કેમકે તેમની પાસે પુરતાં ગરમ કપડાં હતાં નહિ. શીકાગોમાં અનેક મુશ્કેલીઓ તેમના માર્ગમાં આડે આવવા લાગી. તેમને પરદેશી ધારીને મજુરો, વીશીવાળાઓ વગેરે બમણા ત્રમણા પૈસા તેમની પાસેથી લેવા લાગ્યા. પરદેશી ભૂમિમાં તે એકલાજ હતા. તેમનું ચિત્ત અત્યારસુધી મુખ્ય ભાગે ઇશ્વર તરફજ રહ્યા કર્યું હતું. હવે તેઓ અમેરિકાના એક વધારેમાં વધારે પ્રવૃત્તિ અને ઘોંઘાટવાળા શહેરમાં આવી પડયા હતા. અત્યારસુધી મુખ્ય કરીને તેઓ વિચારસૃષ્ટિમાંજ વિચરી રહ્યા હતા અને જગતના પ્રપંચોનો અનુભવ તેમને વિશેષ હતો નહિ. શિકાગોમાં એક વીશીમાં તેમણે મુકામ કર્યો. સર્વધર્મપરિષદ્ ક્યારે ભરાવાની છે તેનો તપાસ કરવાને તે હમેશાં જવા લાગ્યા. અમેરિકામાં આવતાં પહેલાં તેમણે જે કાર્યો કરવાનો વિચાર કર્યો હતો તે પાર પડવો મુશ્કેલ જણાવા લાગ્યો. અહીંઆ તેમને અનેક મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કરવાનો હતો. અનેકવાર સ્વામીજી નિરાશ થઈ ગયા અને અનેકવાર તેમણે પાછા જવાનો વિચાર કર્યો. તેમને ખબર મળી કે સર્વધર્મપરિષદ હજી બેએક મહિના સુધી ભરાવાની નથી. આટલા લાંબા વખત સુધી શિકાગોનું ખર્ચ ઉપાડવાનું તેમની પાસે સાધન નહોતું. વળી રસ્તામાં જતાં છોકરાઓ તેમના વિચિત્ર પોશાકને લીધે તેમની પાછળ પડતા. સખત ઠાઢમાં તેમને પોતાના દિવસો કહાડવા પડતા. સ્વામીજી આ સઘળું ધીરજથી સહન કરવા લાગ્યા.

શિકાગોનું ખર્ચ ભારે પડવાથી સ્વામીજીએ બોસ્ટનમાં જઇને રહેવાનો વિચાર કર્યો. બોસ્ટનમાં પણ બેએક મહિના સુધી રહેવાય તેટલું દ્રવ્ય તેમની પાસે નહોતું. છતાં પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને તે બોસ્ટન જવાને નીકળ્યા. પોતાની જાતની સર્વ ચિંતા ત્યજી દઇને શ્રદ્ધાપૂર્વક સર્વભાવે પ્રભુપરાયણ મનુષ્યોનું યોગ–ક્ષેમ પરમાત્મા કેવી રીતે કરે છે તેનો અનુભવ સ્વામીજીને અહીંઆં પણ થયો. સ્વામીજી આગગાડીના જે ખાનામાં બેશીને જતા હતા તેજ ખાનામાં એક વૃદ્ધ સ્ત્રી બેઠેલી હતી. તે પણ બોસ્ટન જતી હતી. સ્વામીજી ઘડીમાં બહારનો દેખાવ નિહાળતાતો ઘડીમાં ઇશ્વરના મહિમામાં ડુબતા એક બાજુ પર મૌનભાવે બેઠેલા હતા. તે સ્ત્રી તેમની શાંત વૃત્તિ તથા તેજસ્વી મુખમુદ્રા તરફ જોઇ રહી હતી અને તેમને શાંત અને નચિંત ભાવે બેઠેલા જોઇને આશ્ચર્ય પામતી હતી. “ તે કોણ હશે ! ” તે સ્ત્રીને જાણવાની ઇચ્છા થઇ. “ અહો ! તે એક હિંદવાસી છે ! ” એમ તેના જાણવામાં આવ્યું અને સ્વામીજી થોડાક દિવસ પોતાને ઘેર આવીને રહે તો ઠીક એમ તેણે મનમાં વિચાર્યું. આખરે તે સ્વામીજીની પાસે ગઇ અને તેમની જોડે વાત કરવા લાગી. સ્વામીજી એક સાધુ છે અને વેદાન્તનો બોધ કરવાને તે અમેરિકા આવેલા છે એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. તે કહેવા લાગીઃ “ સ્વામી, તમને હું મારે ઘેર આવીને રહેવાનું આમંત્રણ આપું છું. તે આપને અનુકુળ થઇ પડશે ” સ્વામીજી આશ્ચર્ય પામ્યા કે આ શું ? પોતાને જે મુશ્કેલીઓ નડતી હતી તે યાદ કરીને સ્વામીજી પોતાના મનમાં ધારવા લાગ્યા કે ખરેખર ! પ્રભુએજ તેમને મદદ કરવાને આ બાઇને મોકલી છે. બાઇના નિમંત્રણની તરતજ તેમણે હા પાડી અને તેની સાથે તેને ઘેર જઇ સુખેથી ત્યાં રહેવા લાગ્યા.

દિવસે દિવસે સર્વધર્મપરિષદનો સમય નજીક આવતો ચાલ્યો.

પણ સ્વામીજીને કોણ ત્યાં પેસવા દે! તેમને કોઇ સાથે ઓળખાણ નહોતું. આખી દુનિયાના ધર્મોપદેશકોને ત્યાં બોલાવવામાં આવ્યા હતા અને તેઓ દરેક અનેક પ્રમાણપત્રો લઇને ત્યાં આવ્યા હતા. સ્વામીજી પાસે એક પણ પ્રમાણપત્ર ( સર્ટીફીકેટ ) નહોતું. દેશ દેશમાંથી ધર્મના પ્રતિનિધિઓ આમંત્રણ સ્વીકારીને આવ્યા હતા અને તેમને માટે સઘળી સવડ ત્યાં કરવામાં આવી હતી. સ્વામીજીને આમંત્રણ પણ નહોતું અને પાસે પ્રમાણપત્ર પણ નહિ, એટલે એમનો ભાવ ત્યાં કોણ પુછે? સર્વધર્મપરિષદ્‌માં શી રીતે જવું એ સવાલ ભારે થઇ પડયો. જ્યાં મોટા મોટા સુપ્રસિદ્ધ ધર્મોપદેશકો, ખ્રિસ્તી ધર્માધ્યક્ષો અને પ્રોફેસરો એકઠા થવાના હતા, ત્યાં સ્વામીજી જેવા એક અપ્રસિદ્ધ મનુષ્યને પેસવાની રજા કયાંથી મળે? પણ પ્રભુનું કાર્ય કરવાને અંત:કરણપૂર્વક તૈયાર થઇ રહેલા મનુષ્યને પ્રભુ અલૌકિક રીતેજ મદદ કરે છે. સ્વામીજીની બાબતમાં તેમજ થયું. બોસ્ટનમાં અનેક મનુષ્યો તેમને મળવાને આવતા હતા. એક દિવસ સ્વામીજીની ખ્યાતિ સાંભળીને હાર્વર્ડ વિશ્વવિદ્યાલયના પ્રોફેસર જે. એચ. રાઇટ તેમને મળવાને આવ્યા. સર્વધર્મપરિષદ્‌માં જવાની આશા સ્વામીજીએ હવે લગભગ છોડીજ દીધી હતી. પ્રોફેસર રાઇટ સ્વામીજીની શક્તિ જોઇને ચકિત થઇ ગયા અને કહેવા લાગ્યા કે તેમણે સર્વધર્મપરિષદ્‌માં હિંદુ ધર્મના પ્રતિનિધિ તરીકે હાજર થવું જોઇએ. સ્વામીજીએ પોતાની મુશ્કેલીઓ જણાવી અને કહ્યું કે તેમની પાસે એક પણ પ્રમાણ પત્ર નથી. પ્રોફેસર રાઇટ તુરતજ બોલી ઉઠયાઃ “સ્વામી, તમારી પાસે પ્રમાણપત્ર ( સર્ટીફીકેટ ) માગવું એ સૂર્યને પ્રકાશવાનો હક્ક છે કે નહિ એવું પુછવા બરાબર છે!” પછી પ્રોફેસરે ખાત્રી આપી કે સર્વધર્મપરિષદ્‌માં હિંદુ ધર્મના પ્રતિનિધિ તરીકે ઉભા રહેવાની સઘળી ગોઠવણ તે સ્વામીજીને કરી આપશે. પ્રોફેસરને પરિષદ્‌ના

કાર્યવાહકો સાથે ઓળખાણ હતું, તેથી તેમણે એકદમ પ્રતિનિધિઓને ચુંટનાર મંડળીના અધ્યક્ષને લખી મોકલ્યું કે "અહીંઆં એક માણસ છે; તે સઘળા વિદ્વાન પ્રોફેસરોનું જ્ઞાન એકઠું કરીએ તેના કરતાં પણ અધિક જ્ઞાન ધરાવે છે." પછીથી તેમણે સ્વામીજીને શિકાગો જવાનું ભાડું પણ આપ્યું અને પૂર્વના પ્રતિનિધિઓની ગોઠવણ કરનાર મંડળી ઉપર કેટલાક ભલામણ પત્રો પણ આપ્યા.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો. એ વખતે સ્વામીજી શિકાગોના સ્ટેશન ઉપર ઉતર્યા. ત્યાંથી પરિષદ્‌ની ઓફીસમાં તેમને જવાનું હતું અને તેના અધ્યક્ષ ડૉ. બેરોઝને મળવાનું હતું. પણ મોટા શહેરમાં ક્યાં જવું તે એમને જડે નહિ, આમતેમ તપાસ કરતે કરતે રાત પડવા આવી. ભાગ જોગે પ્રોફેસરે આપેલું શિરનામું પણ ખોવાઇ ગયું હતું! સ્વામીજી બહુ આથડયા, પણ કંઇ પત્તો ખાધો નહિ. આખરે થાકીને સ્ટેશનના કંપાઉન્ડમાં એક ભાગલી પેટીના ખોખામાં આખી રાત સુઇ રહ્યા. સવારે ઉઠીને તેઓએ પાછી તપાસ કરવા માંડી. પણ ક્યાં જવું તે સુઝે નહિ. આખરે થાક લાગવાથી તેઓ એક રસ્તા ઉપર એક ભવ્ય મહેલની સામી બાજુએ બેશી ગયા! આખી રાતના તે ભુખ્યા હતા અને તેમનો આધાર માત્ર પ્રભુ ઉપરજ હતો. બેઠા પછી થોડીજ વારમાં એકદમ પેલા મેહેલના બારણામાંથી એક સભ્ય સ્ત્રી બહાર નીકળી અને સ્વામીજી તરફ તેની નજર પડતાંજ તે તેમની પાસે જઇને કહેવા લાગી કે "તમે સર્વધર્મપરિષદ્‌માં એક પ્રતિનિધિ તરીકે આવેલા છો?" સ્વામીજીએ પોતાની મુસ્કેલીઓ કહી બતાવી. એકદમ તે તેમને પોતાના ઘરમાં લઇ ગઇ અને તેમને માટે નાસ્તા પાણીનો બંદોબસ્ત કર્યો. સ્વામીજી નાસ્તો લઇ રહ્યા પછી તે સ્ત્રી જાતેજ તેમને પરિષદ્‌ની ઓફીસમાં લઇ ગઇ અને દરેક બાબતમાં તેણે ઉપ-

યોગી સલાહ આપી. તેનું નામ મીસીસ જ્યોર્જ ડબલ્યુ. હેલ હતું. તેના પતિ અને છોકરાં જોડે પણ સ્વામીજીને અત્યંત ગાઢ સંબંધ બંધાયો હતો.

સ્વામીજીમાં હવે નવોજ ઉત્સાહ આવી રહ્યો. મીસીસ હેલની જોડે તે પરિષદ્‌ના કાર્યવાહકોને મળ્યા અને તેમને એક પ્રતિનિધિ તરીકે સ્વીકારવામાં આવ્યા, પૂર્વના બીજા પ્રતિનિધિઓ સાથે તેમને પણ દરેક પ્રકારની સગવડ પૂર્વક રાખવામાં આવ્યા. સ્વામીજી હવે સ્વસ્થ થયા અને ઘણો ખરો સમય આત્મધ્યાનમાં ગાળવા લાગ્યા.



## પ્રકરણ ૩૪ મું-સર્વધર્મપરિષદ્.

સને ૧૮૯૩ ના સપ્ટેમ્બર માસમાં શિકાગોમાં સર્વધર્મપરિષદ્ ભરવામાં આવી હતી. જગતના ઇતિહાસમાં એ પરિષદ્ એક અગત્યના બનાવરૂપ હતી. જગતમાં ચાલતા સર્વ મુખ્ય ધર્મોના વિચારો, શિક્ષણ અને આદર્શોનું તેમાં દિગ્દર્શન કરાવવામાં આવ્યું હતું. તેણે માનવ-જાતિના ધાર્મિક વિચારોને મજબુત પાયા ઉપર મુકયા છે. પાશ્ચાત્ય પ્રદેશોમાં તેણે નવીન ભાવનાઓ જાગૃત કરેલી છે. તેણે પૂર્વ અને પશ્ચિમનો મુકાબલો કરેલો છે. એ પરિષદ્‌ના વૈજ્ઞાનિક ભાગના પ્રમુખ ઓનરેબલ મેરવીન-મેરી સ્નેલ લખે છે કે,

"એ પરિષદ્‌થી જગતને મોટામાં મોટો ફાયદો તો એ થયો છે કે તેણે ખ્રિસ્તીઓને અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટસના લોકોને શિખવ્યું છે કે જગતમાં ખ્રિસ્તીધર્મ કરતાં વધારે માનનીય, વધારે ઉંડા તત્ત્વજ્ઞાનવાળા, વધારે આધ્યાત્મિકતાવાળા, વધારે સ્વતંત્ર વિચાર-

યુક્ત, હૃદયની વિશાળતા અને પ્રમાણિકતાનો વધારે ઉંડો બોધ કરનારા અને નૈતિક તત્ત્વમાં તેનાથી જરાક પણ ઉતરે નહિ તેવા અન્ય ધર્મો જગતમાં અસ્તિત્વ ધરાવે છે. એ પરિષદ્‌માં ખ્રિસ્તીધર્મ શિવાયના બીજા આઠ ધર્મોને પ્રતિપાદન કરવામાં આવ્યા હતા. તે નીચે પ્રમાણે હતાઃ—હિંદુધર્મ, જૈનધર્મ, બુદ્ધધર્મ, યાહુદીધર્મ, ચીનાઇ ધર્મ, શીંટોધર્મ, ઇસ્લામધર્મ અને જરથોસ્તી ધર્મ "

જરથોસ્તી ધર્મને પ્રતિપાદન કરવા માટે મુંબાઇના કેટલાક પારસીઓએ નિબંધો લખી મોકલ્યા હતા. શીંટોધર્મ, ચીનાઇધર્મ અને ઇસ્લામધર્મને માટે એકેક પ્રતિનિધિ હાજર થયો હતો. યાહુદીધર્મના ઘણા પ્રતિનિધિઓ ત્યાં આવ્યા હતા. પણ તેમનાથી કાંઇ ભારે અસર થઇ નહોતી. મી. વીરચંદ રાઘવજી ગાંધી જૈનધર્મના પ્રતિનિધિ તરીકે ત્યાં આવ્યા હતા અને તેમનાં ભાષણોથી શ્રોતાઓનાં મન ઉપર સારી અસર થઇ હતી. જાપાન અને સીલોનમાંથી ઘણા બુદ્ધધર્માનુયાયીઓ આવ્યા હતા અને તેમનાથી પણ ઘણા માણસો આકર્ષાયા હતા. હિંદુધર્મની કેટલીક શાખાઓના પ્રતિનિધિઓ આવ્યા હતા. શ્રી. મણિલાલ નભુભાઇએ કેટલાક નિબંધો લખી મોકલ્યા હતા તે વંચાયા હતા અને તેના ઉપર વિવેચન કરવામાં આવ્યું હતું. બ્રહ્મોસમાજ તરફથી પી. સી. મજમુંદાર અને એન. બી. નગરકર આવ્યા હતા. ખ્રિસ્તી ધર્મના અનેક ધર્માધ્યક્ષો, મોટા પાદરીઓ, ધર્મશાસ્ત્રીઓ અને તત્ત્વજ્ઞાનીઓ હાજર થયા હતા. લગભગ એક હજાર કરતાં પણ વધારે નિબંધો ત્યાં વંચાયા હશે. આટલા વર્ણનથી વાંચકના મનમાં એ ધર્મપરિષદ્‌ના મહત્વનો ખ્યાલ આવી તેની ઉપયોગિતા સમજાશે. આવી ભવ્ય પરિષદ્‌માં સ્વામી વિવેકાનંદ હાજર થવાના હતા અને "શુદ્ધ સનાતન હિંદુ ધર્મ" ઉપર પોતાનું વ્યાખ્યાન આપવાના હતા. પ્રતિનિધિઓના ક્રમમાં તેમનો નંબર ૩૧મો હતો.

જે દિવસે પરિષદની શરૂઆત થઇ તે દિવસનું વર્ણન આપતાં સ્વામીજી લખે છે કે, "પરિષદ્‌ને ખુલ્લી મુકવાના દિવસે સવારમાં અમે બધા એક મકાનમાં ભેગા થયા હતા. જગતની સઘળી પ્રજાઓના પ્રતિનિધિઓ ત્યાં આવેલા હતા. પછી એક સરઘસના આકારમાં અમને બધાને પરિષદ્‌ના મકાનમાં લઇ જવામાં આવ્યા અને ત્યાં ઉચ્ચપીઠિકા (પ્લેટફોર્મ) ઉપર બેસાડવામાં આવ્યા. એક મોટો ભવ્ય હોલ અને તેની ઉપર આસપાસ આવેલી મોટી ગેલેરી અને તેમાં અમેરિકાનાં સુશિક્ષિત છ સાત હજાર માણસો બેઠેલાં છે અને તેની ઉચ્ચ પીઠિકા ઉપર આખી દુનિયાના વિદ્વાન મનુષ્યો આવીને બેઠેલા છે; એવી મનમાં કલ્પના કરો. અને હું કે જેણે કોઈ દિવસ પણ આવા અસામાન્ય જનસમૂહ આગળ વ્યાખ્યાન આપ્યું નથી, તેણે તે ભવ્ય સભા આગળ જાહેર વ્યાખ્યાન આપવાનું છે! ઘણા દબદબા સાથે સંગીત, અને ભાષણોવડે પરિષદની શરૂઆત થઇ. પછીથી પ્રતિનિધિઓનું એક પછી એક ઓળખાણ કરાવવામાં આવ્યું. તેઓ એક પછી એક આગળ ગયા અને બોલ્યા. મારૂં હૃદય આ વખતે ધબકી રહ્યું અને મારી જીભ તદ્દન સુકાઇ ગયા જેવી થઇ રહી. હું ઘણોજ ગભરાઇ ગયો અને સવારે તો કંઇ પણ બોલી શક્યો નહિ. મજમુદારે સુંદર વ્યાખ્યાન આપ્યું અને ચક્રવર્તીએ તેથી પણ વધારે સુંદર આપ્યું. તેમની પ્રશંસા થઈ. તેઓ ઘણી તૈયારી કરીને આવ્યા હતા. મારી પાસે કાંઇ પણ તૈયારી નહોતી. હું દેવી સરસ્વતીને પ્રણામ કરીને આગળ ગયો અને ડૉ. બેરોઝે મારૂં ઓળખાણ કરાવ્યું. મેં એક ટુકું વ્યાખ્યાન આપ્યું. જ્યારે તે પુરૂં થયું ત્યારે તદ્દન થાકી ગયા જેવો થઇને હું બેશી ગયો."

સઘળા પ્રતિનિધિઓ પોતપોતાના પંથોની શ્રેષ્ઠતા મમત્વપૂર્વક સાબીત કરવાને આવ્યા હતા, અને સ્વામીજી હિંદના પ્રાચીન ઋષિઓ

નાં સર્વસામાન્ય ધાર્મિક તત્વોને નિષ્પક્ષપાતથી સમજાવવાને આવ્યા હતા. સઘળાઓ પોતપોતાના જ્ઞાનબળ ઉપરજ આધાર રાખતા હતા. ત્યારે સ્વામીજી પોતાને પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતો અને પ્રભુનાં અગાધ સત્યોને દર્શાવનારૂં એક સાધન માત્રજ ગણતા હતા .વ્યાખ્યાનની શરૂઆતમાં સર્વેએ એકદમજ આરંભ કર્યો હતો, પણ પ્રભુના સાચા ભકત સ્વામીજીએ એક બાળકની માફક અત્યંત નમ્રતાથી પ્રભુની પ્રાર્થના કરી હતી કે,

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥**

આ રીતે નિરભિમાનપણાથી અને શુદ્ધ સાચા ભકિતભાવથી, ઇશ્વર ઉપરજ આધાર રાખીને તેમણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું.

પ્રાચીન ઋષિઓના સિધ્ધાંતોની સત્યતામાં તેમને અનહદ વિશ્વાસ હતો. પોતે માથે લીધેલા કાર્યની ઉપયોગિતા તે દઢપણે માનતા હતા. તેમણે એક ટુંકું જ વ્યાખ્યાન આપ્યું હતું. બીજે દિવસે અમેરિકાનાં સઘળાં વર્તમાનપત્રોએ એકે અવાજે જાહેર કર્યું કે **સ્વામી વિવેકાનંદનું વ્યાખ્યાન સર્વથી શ્રેષ્ઠ છે.** સ્વામીજીની કીર્તિ આખા અમેરિકામાં પ્રસરી રહી. પરિષદ્‌માં કોઇ પણ ધારતું નહોતું કે એમના જેવો એક અત્યંત સાદો અને શરમાળ મનુષ્ય આખી પરિષદ્‌નો એક પ્રકાશિત તારો બની રહેશે. પણ સ્વામીજીની આકૃતિ ભવ્ય હતી, હિંદી પોષાકમાંજ તેઓ હાજર થયા હતા, તેમનો અવાજ સંગીત જેવો મધુર હતો, તેમની વકતૃત્વશકિત સ્વાભાવિક, મોહક અને અગાધ હતી, વિષયને પ્રતિપાદન કરવાની તેઓ અલૌકિક કુશળતા ધરાવતા હતા. અને ભારતવર્ષના ધર્મો તથા તત્ત્વજ્ઞાન, જેના ઉપર તેમનું વ્યાખ્યાન થયું હતું, તેમાં તેમણે ઉંડો પ્રવેશ કરેલો હતો.

તે પરિષદ્‌માં મોટા મોટા પગારવાળા, મોટા મોટા અધિકાર-વાળા, અનેક મનુષ્યો ઉપર સત્તા ધરાવનારા અને પોતાના વિષયનું અદ્દભુત જ્ઞાન ધરાવનારા અનેક ધર્મોપદેશકો આવેલા હતા. વળી શ્રોતાઓમાં અમેરિકાના વિદ્વાનો, સુશિક્ષિત અને બુદ્ધિશાળી પુરૂષો તથા સ્ત્રીઓ હતાં. આવા અસામાન્ય શ્રોતાઓની સમક્ષ ભાષણ આપવું એ કંઇ જેવું તેવું કાર્ય નહોતું. અત્યંત આત્મશ્રદ્ધા અને હિંમતની તેમાં જરૂર હતી. ત્યાં આવેલા ખ્રિસ્તી દેવાલયોના મોટા મોટા ધર્માધ્યક્ષો અને પાદરીઓની આકૃતિઓ અતિશય ભવ્ય દેખાતી હતી. તેમની મુખમુદ્રાઓ ઉપર અધિકાર અને માન મરતબાનું તેજ છવાઇ રહેલું હતું. તેમની સાથે સરખાવતાં સ્વામીજી તદન સાદા અને કંઇ પણ હિસાબ વગરના જણાતા હતા. પોતાનું વ્યાખ્યાન આપવાને તેમને પ્રમુખ તરફથી કેટલીકવાર કહેવામાં આવ્યું હતું પણ તેમણે "હમણાં નહિ" એવો જવાબ આપ્યા કર્યો હતો. સ્વામીજી તેમનું ભાષણ આપશે કે નહિ એવી પણ શંકા પ્રમુખને થઇ હતી. આખરે પ્રમુખનો આગ્રહ થવાથી સ્વામીજીએ પોતાનું ભાષણ છેક ત્રીજા પહોરે આપ્યું હતું.

ભાષણ કરવાને ઉભા થતી વખતે સ્વામીજીના મુખ ઉપર એક પ્રકારની જ્યોતિ છવાઇ રહી. તેમણે એક દ્રષ્ટિપાતથી સમસ્ત સભાને નિહાળી લીધી. શ્રોતાઓ આતુર બની રહ્યા. સર્વત્ર શાંતિ વ્યાપી રહી. પછી સ્વામીજીમાં રહેલો નર જાગૃત થયો. બ્રહ્મવર્ચનો પ્રકાશ તેમના હૃદયમાં છવાઇ રહ્યો, સ્વાનુભવની જ્યોતિ તેમના અંતરાત્મમાં ઝગઝી રહી, પરમાત્માની સ્તુતિ કરીને તેમણે પોતાનું ભાષણ કર્યું. શ્રોતાઓને તેમણે "અમેરિકાની મારી ભગિનીઓ અને ભ્રાતાઓ" કહીને સંબોધ્યા. તેમની અગાઉના કોઇપણ વક્તાએ આ પ્રમાણે સંબોધન કર્યું નહોતું. સઘળા શ્રોતાઓ તે સાંભળીને હર્ષમાં આવી ગયા. આખી સભામાં આનં-

દની લાગણી પ્રસરી રહી. હજારો મનુષ્યો ઉભા થઇને તાળીઓ પાડવા લાગ્યા અને ખુશાલીના પોકારો કરવા લાગ્યા. આખી સભા ગાંડા જેવી બની રહી દરેક જણ તાળીયો પાડયાજ કરે. સ્વામીજીને આગળ બોલવાનો અવકાશ મળે નહિ! તે જરાક ગભરાયા. બે મિનિટ સુધી તેમને કોઇએ બોલવા દીધા નહીં, એટલો બધો હર્ષ સભામાં વ્યાપી રહ્યો હતો. અમેરિકનો આશ્ચર્ય પામ્યા કે તેમને "ભાઇઓ અને બહેનો" કહીને સંબોધનાર આ કોણ હશે! તેઓને શી ખબર કે ભારતવર્ષમાંથી આવેલા આ હિંદુ સાધુને મન સઘળું જગત કુટુંબ રૂપજ છે! સ્વામીજીને મન જગતનાં સઘળાં સ્ત્રી પુરૂષો "ભાઇઓ અને બહેનો" જ હતાં. વેદાન્ત ધર્મ તો એથી પણ આગળ વધીને તેમને સર્વને પોતાનુંજ સ્વરૂપ, પોતાનોજ આત્મા ગણી રહ્યો હતો.

જ્યારે સર્વત્ર શાંતિ પ્રસરી રહી ત્યારે સ્વામીજીએ પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવ્યું. જગતના અને હિંદના સાધુ સંતો તરફથી તેમણે અમેરિકન પ્રજાનો આભાર માન્યા પછી તેઓએ પોતાના મુખ્ય વિષય "હિંદુધર્મ" નો ઉપોદ્‌ઘાત શરૂ કર્યો. હિંદુ ધર્મને તેમણે સર્વ ધર્મોની જનની તરીકે દર્શાવ્યો. અખિલ વિશ્વને સહિષ્ણુતા અને સર્વગ્રાહિતાનો બોધ આપનાર હિંદુધર્મજ છે એમ તેમણે પ્રતિપાદન કર્યું; અને તેના ભાવનાં અનેક અવતરણો હિંદુ શાસ્ત્રોમાંથી તેમણે પોતાની સુલલિત વાણીથી કહી સંભળાવ્યાં.

સ્વામીજીનું વ્યાખ્યાન ટુંકુંજ હતું; પણ તેમના વિચારોની ભવ્યતા, વિશાળતા, સર્વસ્પર્શીપણું અને જે ઉંડી લાગણીઓથી તે વિચારો દર્શાવાઇ રહ્યા હતા, તે સર્વવડે કરીને આખી સભા, રે, આખી અમેરિકન પ્રજાનાં મન ઉપર ભારે અસર થઇ રહી. તેમની પહેલાંનો કોઇ પણ વક્તા આવા સર્વસ્પર્શી વિચારો દર્શાવી શક્યો નહોતો. સ્વામીજીના આવા વિચારોથી સર્વધર્મપરિષદના

વિશાળ હેતુઓને અજાણ્યે અનુમોદન મળી રહ્યું હતું. જ્યારે બીજાઓ માત્ર પોતપોતાના પંથોનીજ વાત કરી રહ્યા હતા ત્યારે સ્વામીજી " સર્વ ધર્મો સત્યરૂપ એકજ વૃક્ષનાં જુદાં જુદાં ડાળપાંખડાં છે, સર્વે મોક્ષરૂપી ફળ આપનારા છે. " એમ કહી રહ્યા હતા.

ભાષણ પુરૂં થયા પછી સર્વે શ્રોતાઓ જાણે કે કોઇ અલૌકિક પ્રકાશમય સૃષ્ટિમાં વિચરતા હોય તેમ અતિશય આનંદાવેશમાં આવી જઇ સ્વામીજી તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા અને પુષ્કળ તાળીઓના અવાજ કરવા લાગ્યા.

એ પછી થોડા દિવસ રહીને સ્વામીજીએ તેજ પરિષદ્‌માં " હિંદુ ધર્મ " વિષે નિબંધ વાંચ્યો. તેમાં હિંદુઓનું તત્ત્વજ્ઞાન, માનસશાસ્ત્ર અને બીજા અનેક વિશાળ વિચારોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. શ્રુતિ એટલે શું, વેદો નિત્ય સત્યોજ છે, પુનર્જન્મ એટલે શું, કર્મનો ભવ્ય સિદ્ધાંત, રૂષિઓ કોણ હતા, આત્માનું અનાદિત્વ, જગતનું અનાદિત્વ, આત્માની સ્વાભાવિક શુદ્ધતા, નિત્યતા અને મુક્તતા, ટુંકમાં વેદાન્તનાં સર્વ મુખ્ય સત્યોને સ્વામીજીએ ઘણીજ સરળ ભાષામાં અને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રનાં પ્રમાણોના સાથે સમજાવીને વેદાન્તની વિશાળતા અને સર્વગ્રાહિતા સિદ્ધ કરી બતાવી. મોક્ષના વિષયમાં તેમણે કહ્યું કે, " જ્યારે વિશ્વના જીવન સાથે—સર્વાત્મા સાથે હું એક થઇ રહું ત્યારેજ જન્મ મરણની આવૃત્તિઓ થતી બંધ પડે; જ્યારે હું સુખરૂપજ—સુખ પોતેજ બની રહું ત્યારેજ સઘળાં દુઃખોનો સદાને માટે નાશ થઇ શકે; અને જ્યારે હું જ્ઞાનરૂપજ—જ્ઞાન પોતેજ બની રહું ત્યારે સઘળી ભુલો સદાને માટે થતી અટકે. અને આ પ્રમાણેજ થવું જોઇએ એમ વિજ્ઞાનશાસ્ત્ર પણ કહી રહ્યું છે. વિજ્ઞાનશાસ્ત્રે સાબીત કરી બતાવ્યું છે કે માનવ દેહ અને તેમાં બંધાયલો દેહાત્મભાવ અસત્ય છે, મિથ્યા છે. જડતાના અગાધ

મહાસાગરમાં માનવ શરીર સતત વિકાર અને ક્લેશને પામી રહેલું છે; અને તેમાંથી સદાને માટે છુટીને સચ્ચિદાનંદમય બની રહેવાને માટે મનુષ્યે સર્વવ્યાપી અભિન્ન આત્મા સાથે અભેદ સાધવો એજ એક ઉપાય છે."

જાણે કે પ્રાચીન સમયનો કોઇ વૈદિક ઋષિ વ્યાખ્યાન આપતો હોય તેમ સ્વામીજી ઉપનિષદોના સિદ્ધાંતોને અનુસરીને સર્વેને "અક્ષય્ય સુખના વારસો" એમ કહીને સંબોધવા લાગ્યા. મનુષ્ય મૂળ સ્વભાવથીજ પાપી છે એમ ખ્રિસ્તી પાદરીઓ શિખવી રહ્યા હતા; પણ સ્વામીજીએ હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન સમજાવી સાબીત કરી આપ્યું કે "મનુષ્યો મૂળ સ્વભાવથીજ પાપી નથી, પણ તેઓ ઇશ્વરનાં બાળકો છે અને તેથી તેઓ અક્ષય્ય સુખના ભાગી છે. તેઓ મૂળ સ્વભાવથી પવિત્ર છે અને પૂર્ણ છે. તમે સર્વ મનુષ્યો પૃથ્વી ઉપરના દેવતાઓ છો તમને પાપીઓ કેમ કહેવાય? મનુષ્યને પાપી કહેવો એજ મોટું પાપ છે. મનુષ્ય-સ્વભાવ ઉપર એ મોટું અને જૂઠું કલંક છે. માટે આવો, ઓ સિંહો! તમે ઘેટાં છો એવી ભાવના તમારા મનમાંથી કહાડી નાંખો. તમે અમૃત આત્માઓ છો, મુક્ત છો, નિત્ય છો, પ્રભુના આશીર્વાદયુક્ત છો. તમે જડ નથી, તમે શરીર નથી; જડ તો તમારૂં હથીયાર છે-દાસ છે. તમે જડના હથીયાર નથી. દાસ નથી... વેદાન્ત આપણને શિખવે છે કે આ વિશ્વમાં માત્ર અત્રટય નિયમો કે માત્ર કાર્યકારણભાવજ પ્રવર્તી રહેલો હોય એમ નથી, પણ તે ઉપરાંત સઘળા નિયમોને માથે એક નિયંતા પરમાત્મા પણ રહેલો છે. તેના હુકમથીજ આ પવન વાઇ રહેલો છે, તેના હુકમથીજ અગ્નિ સળગે છે, તેના હુકમથીજ મેઘ વૃષ્ટિ કરે છે અને તેના હુકમથીજ પૃથ્વી ઉપર મૃત્યુ વિચરે છે. અને તેનું સ્વરૂપ કેવું છે? તે સર્વવ્યાપક છે; તે નિરંજન નિરાકાર છે; તે સર્વશક્તિમાન અને અત્યંત દયાળુ છે, તે સચ્ચિ-

દાનંદ છે; તેજ તમારો અને પ્રત્યેકનો આત્મા છે; તેના વડેજ સર્વ છે; તેજ સર્વ છે. તે પરમાત્માને-તમારા પોતાના આત્માને-તમારા પોતાના ખરા સ્વરૂપને ઓળખવાથીજ તમે મૃત્યુથી તથા દુઃખથી બચશો અને અમૃતત્વને તેમજ સર્વોચ્ચ આનંદરૂપતાને પ્રાપ્ત કરી શકશો."

પછીથી સ્વામીજીએ મૂર્તિપૂજાનું સ્વરૂપ સમજાવ્યું. તેમણે જણાવ્યું કે સર્વધર્મો-સર્વ ક્રિયાઓમાં એકજ સત્ય વ્યાપી રહેલું છે. હિંદુઓ સર્વગ્રાહી દૃષ્ટિથીજ સર્વધર્મો તરફ જુએ છે. આખરે સ્વામીજીએ સર્વસામાન્ય ધર્મ, જેમાં કોઇ પંથ કે માર્ગ નથી, પણ જે એક જંગલી મનુષ્યથી તે ઘણા કેળવાયલા મનુષ્ય સુધીનાં સર્વ મનુષ્યોની ભાવનાઓને અનુકૂળ થઇ રહે અને મનુષ્યોને એક બીજાને સહાયભૂત થવાને પ્રેરણા કરી રહે, તેની કલ્પના કહી બતાવી. છેવટ નીચેના શબ્દો બોલીને તેમણે પોતાનો નિબંધ પુરો કર્યો:—

"જગતને આવો ધર્મ આપો અને સઘળી પ્રજાઓ તમને અનુસરશે. અશોકની સભા વિશાળ હતી પણ તે માત્ર બુદ્ધ ધર્મનીજ સભા હતી. અકબરે સ્થાપેલી મંડળી જો કે એકથી વધારે ધર્મને પ્રતિપાદન કરતી હતી તોપણ તે એક ખાનગી સભા જેવીજ હતી. સઘળા ધર્મો પરમેશ્વરની પ્રાપ્તિ કરાવે છે એવું સમગ્ર જગતને જણાવવાના સ્થળ તરીકેનું માન ઇશ્વરે અમેરિકાને માટેજ રાખ્યું હતું."

"હિંદુઓનો જે બ્રહ્મ કહેવાય છે, પારસીઓનો જે અહુરમઝદ કહેવાય છે, બુદ્ધોનો જે બુદ્ધ કહેવાય છે, યાહુદીઓનો જે જિહોવા કહેવાય છે, ખ્રિસ્તીઓ જેને સ્વર્ગમાં રહેલો પિતા ગણે છે, તેઓ તમારા ઉમદા વિચારને અમલમાં મૂકવાને તમને સામર્થ્ય આપો. તારો પ્રથમ પૂર્વમાં ઉગ્યો હતો, ધીમે ધીમે તે પશ્ચિમ તરફ ગયો હતો! તેનો પ્રકાશ કવચિત્ ઝાંખો અને કવચિત્ વધારે

તેજોમય થયો હતો; આખરે તેણે આખા વિશ્વની મુસાફરી કરી હતી. હવે પાછો ફરીથી તે તારો પૂર્વના ક્ષિતિજ ઉપર ઉદયમાન થવા લાગ્યો છે! તેનો પ્રકાશ હવે પ્રથમ કરતાં હજારો ગણો વધારે વધવા લાગ્યો છે."

"ધન્ય છે કોલમ્બીઆ! ધન્ય છે સ્વાતંત્ર્યની માતૃભૂમિ! જેણે કદી પોતાના પાડોશીના લોહીનું એક પણ ટીપું પાડયું નથી, પોતાના પાડોશીને લુંટીને જલદીથી ધનવાન થવાય છે એવું જે કદીએ સમજ્યું નથી, તેવા કોલમ્બીઆ! શાંતિ અને સુલેહની પતાકા હાથમાં લઇને તારેજ જગતના સુધારાના અગ્રેસર થવું એમ પ્રભુએ નિર્માણ કરેલું છે."

સ્વામીજીના ભાષણથી પાશ્ચાત્ય પ્રજાઓનાં હૃદયોમાં નવોજ પ્રકાશ પડી રહ્યો. તેમના વિચારોની વિશાળતા અને સર્વગ્રાહિતાને લીધે ખ્રિસ્તીઓના ધર્માંધપણાને ઘણોજ સખત ફટકો વાગ્યો. વાડા કરીને બેઠેલા પાદરીઓ અને અન્યધર્મીઓ ઉપર તેથી જબરો પ્રહાર થઇ રહ્યો. સ્વામીજીની "સર્વસંગ્રાહ્ય ધર્મની કલ્પના"થી સંકુચિત વિચારના પંથોને ઘણો મોટો ઘા લાગી રહ્યો. સ્વામીજી સર્વને અનુભવ-સિદ્ધ વાત કહેતા હતા. તેમના બોધથી હવે સર્વે સમજ્યા કે **"સત્ય સર્વત્ર એકજ છે, અને ખરો ધાર્મિક અનુભવ સર્વ સ્થળે સરખોજ હોય છે."**

માત્ર થોડા હજાર વર્ષોથીજ આ જગત ઉત્પન્ન થયેલું છે એમ પાશ્ચાત્યો માનતા હતા, તેમને સ્વામીજીએ પોતાના વિચારોથી સિદ્ધ કરી બતાવ્યું કે જગત અને ઇશ્વર બંને અનાદિ છે. પુનર્જન્મની સાબીતિ આપતાં સ્વામીજીએ દૃઢ નિશ્ચય અને સ્વાનુભવથી સર્વને જણાવ્યું કે પોતાના ગત જીવનના બનાવો જાણવાને હિંદના પ્રાચીન ૠષિઓએ યોગમાર્ગ સર્વને માટે ખુલ્લો મુકેલો છે. જાતે અનુભવ

કરી જોવો એના કરતાં બીજો વધારે પ્રબળ પુરાવો એકે નથી. ખ્રિસ્તીઓની "અનંત નારકીય દુઃખ" અને "અનંત સ્વર્ગીય સુખ"ની માન્યતાને સ્વામીજીએ તોડી નાંખી અને કહ્યું કે **અંતવાળી વસ્તુ અનંત સુખને પ્રાપ્ત કરાવી શકેજ નહિં.** આવી રીતે સ્વામીજીએ પોતાના બોધથી અમેરિકામાં એક નવોજ ધર્મ પ્રવર્તાવી મુક્યો હતો. તેમના બોધથી ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો ઉપર નવુંજ અજવાળું પડી રહ્યું હતું. **આજે લંડનમાં સેંટ પોલના દેવળમાં અને અમેરિકાનાં મુખ્ય દેવળોમાં "પુનર્જન્મ" અને "મનુષ્ય દેવ છે" એ વિષયો ઉપર જે નવીન બોધ આપવામાં આવે છે તેને માટે સઘળા પાદરીઓ સ્વામીજીનાજ આભારી છે.** પરિષદ્‌માં ખ્રિસ્તી ધર્માધ્યક્ષો, પંડિતો અને સુપ્રસિદ્ધ ધર્મોપદેશકો હતા, પણ સઘળા સ્વામીજીના વિશાળ વિચારોથી ચકિત થઇ ગયા હતા. સ્વામીજીનું વકતૃત્વ, તેમના મુખ ઉપર છવાઇ રહેલો સૌંદર્યનો, બુદ્ધિનો અને બ્રહ્મનિષ્ટતાનો પ્રકાશ, ઇંગ્રેજી ભાષા ઉપરનો અસામાન્ય કાબુ, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં તેમણે મેળવેલી પ્રવીણતા, તેમની સાદાઇ, ત્યાગ અને બ્રહ્મચર્ય વૃત્તિ, આ સર્વ બાબતો શ્રોતાઓનાં હૃદય ઉપર ભારે અસર ઉપજાવી રહી. પરિષદમાં એકઠા થયેલા સર્વે ભાગ્યેજ જાણતા હતા કે ભારતનો એક શરમાળ અને નવયુવક સંન્યાસી શ્રોતાજનોનાં હૃદયને અન્ય સર્વ કરતાં વધારે આકર્ષી લેશે! તેમને આ વાતની પણ ભાગ્યેજ ખબર હતી કે પાશ્ચાત્ય તત્વવેત્તાઓ અને ધાર્મિક સુધારકોનાં આદર્શોથી પણ ચ્હડી જાય એવા ભવ્ય વિચારોથી ભારતીય વેદાન્ત ભરેલું છે!

સ્વામીજીએ જે દિવસે પોતાનું પ્રસિદ્ધ ભાષણ આપ્યું તેજ દિવસથી ઘણા મનુષ્યો તેમની પાછળ પાછળ ફરવા લાગ્યા. પરિષદના મકાનમાં પેસતાં અને તેમાંથી બહાર જતાં હજારો સ્ત્રીઓ તેમની

સાથે વાત કરવાને આગળ આવવા લાગી. પરિષદની પીઠિકા (પ્લેટ-ફોર્મ) ઉપર સ્વામીજી જો ઉઠીને કોઇ કારણસર એક બાજુએથી બીજી બાજુએ જાય તોપણ શ્રોતાઓ તેમને હર્ષના પોકારો અને તાળીઓના અવાજોથી વધાવી લે! પરિષદ્‌ના વિજ્ઞાનશાસ્ત્રીય વિભાગના પ્રમુખ લખે છે કે,–"વિવેકાનંદે પરિષદ્‌માં ભાષણ આપવા ઉપરાંત તેના વિજ્ઞાનશાસ્ત્રીય વિભાગમાં પણ ભાષણ આપ્યું હતું. ત્યાં હું પ્રમુખ હતો. દરેક વખતે શ્રોતાઓ તેમને ઘણાજ માન અને ખુશાલીથી વધાવી લેતા હતા. તે જ્યાં જાય ત્યાં લોકો તેમની આસપાસ ટોળે વળી જતા અને તેમના મુખમાંથી નીકળતા દરેક શબ્દને આતુરતાથી શ્રવણ કરતા. ઘણી વખત તેમને ખ્રિસ્તી દેવાલયોમાં બોધ આપવાને બોલાવવામાં આવ્યા હતા અને ત્યાં શ્રોતાઓ તેમની ઘણીજ પ્રસંસા કરતા હતા. ઘણા ધર્મચુસ્ત ખ્રિસ્તીઓ પણ તેમને માટે કહેતા હતા કે ખરેખર મનુષ્યોમાં તે એક દેવસમાન (શ્રેષ્ઠ પુરૂષ) છે! સ્વામીજીને અમેરિકા મોકલવા માટે અમેરિકનો હિંદુસ્તાનનો ઉપકાર માને છે, અને એમના જેવા બીજા વધારે મોકલવાની વિનતિ કરે છે."

સર્વધર્મપરિષદ્‌માં સ્વામીજીએ જે વ્યાખ્યાન આપ્યું તેમાં સમાયલા વિચારો જેમ અતિશય ભવ્ય હતા તેમ તે આકાશ જેવા વિશાળ અને સર્વસ્પર્શી હતા. જગતના સર્વે ધર્મોનો જાણે કે સાર ખેંચી કહાડ્યો હોય તેમ તેમની "સર્વ સંગ્રાહ્યધર્મની કલ્પના" સર્વ-ગામી હતી.

અમેરિકાનાં થોડાંક વર્તમાનપત્રોના તેમના વિષેના અભિપ્રાયો નીચે ટાંકીશું.

"સર્વધર્મપરિષદ્‌માં સ્વામી વિવેકાનંદ સૌથી શ્રેષ્ઠ વ્યક્તિ છે, અને તેમનું ભાષણ સાંભળ્યા પછી અમને લાગે છે કે હિંદુઓ

જેવી વિદ્વાન પ્રજાને બોધ આપવાને અમે પાદરીઓ મોકલીએ છીએ એ કેવું મુર્ખાઇ ભરેલું કાર્ય કરીએ છીએ!"—**ધી ન્યુયૉર્ક હેરલ્ડ.**

"બધા વક્તાઓમાં આ માણસેજ સર્વધર્મપરિષદ્‌માં ભારે હર્ષઘોષ જગાવી મુકયો હતો, અને વારંવાર તેમને પાછા બોલાવવામાં આવ્યા હતા."—**ધી ઇન્ટીરીઅર શિકાગો.**

"પોતાનો ભવ્ય દેખાવ અને વિચારોની પ્રૌઢતાને લીધે પરિષદ્‌માં તે ઘણાજ પ્રિય થઇ રહેલા છે. પ્લેટફોર્મ ઉપર તે માત્ર એક બાજુએથી બીજી બાજુએ જાય છે તો પણ શ્રોતાઓ તેમના માનમાં તાળીઓના અવાજ કરી મૂકે છે અને સ્વામી એક બાળક જેવા સાદા સ્વભાવથી, જરાક પણ મગરૂરી ધર્યા વગર, તે હજારો મનુષ્યોના માનનો સ્વીકાર કરે છે."—**ધી બોસ્ટન ઇવનીંગ ટ્રાન્સ્ક્રીપ્ટ.**

"જો કે પરિષદ્‌માં બીજા ઘણા સારા વક્તાઓ હતા, પણ **પરિષદનો ખરેખરો ઉદ્દેશ તો તે હિંદુ સાધુએજ બરાબર પાર પાડયો છે.** હું તેમના ભાષણની પુરેપુરી નકલ આપું છું, પણ શ્રોતાઓનાં મન ઉપર તેની શી અસર થઇ હતી તેનું તો માત્ર સૂચનજ કરૂં છું, કારણકે તે **ઇશ્વરી બક્ષિસવાળા એક મહાન વક્તા** છે. પીળાં અને ભગવાં વસ્ત્રો તેમણે ધારણ કર્યાં હતાં. જે ગંભીરતાથી, એક કાવ્ય જેવી વાણીમાં તે બોલી રહ્યા હતા, તે સર્વ કાંઇ ઓછાં આકર્ષક નહોતાં. તેમની વિદ્વતા, વક્તૃત્વશક્તિ અને મોહક વ્યક્તિત્વથી, હિંદુઓના પ્રાચીન સુધારાનો અમને કંઇક નવોજ ખ્યાલ આવ્યો છે. તેમનો સુંદર અને બુદ્ધિદર્શક ચહેરો અને સંગીતમય અવાજથી ઘણા મનુષ્યોને તે પ્રિય થઇ પડેલા છે. તેમણે કલબોમાં અને દેવાલયોમાં ભાષણો આપ્યાં છે અને તેમના ધર્મથી અમે વાકેફ થઇ રહેલા છીએ. કોઇ પણ જાતની પ્રથમ નોંધ

કર્યા વગર તે ભાષણ આપે છે, અને વિષયની પેટા બાબતો તેમજ અંતિમ સાર તેઓ ઘણીજ ભવ્ય કળાથી રજુ કરે છે. તે એવી તો અંતરની લાગણીથી બોલે છે કે તેમના શબ્દો સૌનાં અંતઃકરણમાં સોંસરા પેશી જાય છે અને બોલતાં બોલતાં તેમની વાણી આબેહુબ ઈશ્વર પ્રેરિતજ બની રહે છે.”—ધી ન્યુયૉર્ક ક્રીટીક.

“હૉલ ઓફ કોલમ્બસમાં અમેરિકાનાં અને આખા જગતનાં શ્રેષ્ઠ બુદ્ધિવાળાં અને ધાર્મિક ચાર હજાર મનુષ્યો, સ્વામી વિવેકાનંદને માત્ર પંદર મિનિટ પણ સાંભળવાને બીજા વક્તાઓ પોતાનાં ભાષણો આપી રહે ત્યાં સુધી હસતેમુખે રાહ જોતાં બેશી રહેતાં! સૌથી શ્રેષ્ઠ વક્તાને સૌથી છેલ્લો ઉભો કરવો (કે જેથી શ્રોતાજનો વેરાઇ ન જાય) એ જુના પુરાણા નિયમને પરિષદ્‌ના પ્રમુખ સારી પેઠે જાણતા હતા.”—બોસ્ટન ટ્રાન્સ્ક્રીપ્ટ.

આ પ્રમાણે સ્વામી વિવેકાનંદે પોતાના ભાષણથી ભારતવર્ષની મોટી સેવા બજાવી છે. તેમણે હિંદુધર્મને અખિલ વિશ્વના ધર્મ તરીકે રજુ કરેલો છે. પાશ્ચાત્ય પ્રજાઓનાં મનમાં તેમણે ઠસાવ્યું છે કે હિંદુધર્મના સિદ્ધાંતો સર્વસામાન્ય અને ભવ્ય છે. તેમણે હિંદુધર્મને એક ઐતિહાસિક સ્વરૂપમાં આણીને મુકયો છે. હિંદુધર્મમાં અનેક ભિન્ન ભિન્ન પંથો છે અને તેથી તેમાં વિરોધાભાસ લાગે છે, એવી માન્યતાને દૂર કરીને સર્વ પંથો એકજ અદ્વૈતવાદનાં જુદાં જુદાં સ્વરૂપો છે એમ તેમણે સર્વને સમજાવ્યું છે. હિંદુધર્મ એ કાંઇ અમુક મનુષ્યોનોજ ધર્મ છે એમ નથી, પણ તે પ્રત્યેક જીવાત્માનો એક કુદરતી વિશાળ અને સર્વ શ્રેષ્ઠ આદર્શ છે, એવું તેમણે સિદ્ધ કરી બતાવ્યું છે. સ્વામીજી કહેતા હતા કે વેદ એટલે અમુક પુસ્તકો એમ સમજવાનું નથી. અતિશય મહાન એવા જુદા જુદા આર્ય પુરૂષોએ જુદે જુદે સમયે શોધી કહાડેલા

તે અધ્યાત્મિક નિયમો છે.

પરિષદ્‌નું કામ લગભગ સત્તર દિવસ સુધી ચાલ્યું હતું અને તેમાં આશરે એક હજાર નિબંધ વંચાયા હતા. સ્વામીજી તેમાં હમેશાં ભાષણ આપતા અને શ્રોતાઓ વેરાઈ ન જાય તેટલા માટે તેમનું ભાષણ દરરોજ છેલ્લુંજ રાખવામાં આવતું હતું. આથી કરીને સર્વે શ્રોતા લોકો પરિષદ્‌માં સવારના દસથી તે રાતના દસ વાગતા સુધી બેસતા હતા. ઘણા નિબંધો તેમને નિરસ લાગતા હતા તો પણ છેવટે સ્વામી વિવેકાનંદનું મધુર ભાષણ સાંભળવાને તેઓ બેશીજ રહેતા.

સ્વામીજી પ્રત્યે અમેરિકન પ્રજા કેવો પૂજ્યભાવ ધરાવતી હતી તે વિષે જણાવતાં મહાબોધી સોસાઈટીના જનરલ સેક્રેટરી ધર્મપાલ લખે છે:—" શિકાગોના મહેલ્લાઓમાં સ્વામીજીની છબીઓ જ્યાં ત્યાં ટાંગેલી માલમ પડતી હતી અને તેમની નીચે " સાધુ વિવેકાનંદ " એવા શબ્દો લખેલા દેખાતા હતા. રસ્તે જનારા હજારો ગરીબ અને ધનવાન મનુષ્યો તે છબીઓ તરફ જોઈને પૂજ્યભાવથી નમન કરતા હતા." આ કંઇ સાધારણ માન ન હતું. સઘળા હિંદુઓએ, જો તે ખરેખરા હિંદુ હોય તો તેમને માટે અભિમાન ધરવું જોઈએ. તેઓએ વળી આ વાતથી પણ હર્ષ ધરવો જોઇએ કે તેમના પ્રાચીન રૂષિઓનું તત્ત્વજ્ઞાન ગૃહણ કરવાને અમેરિકન પ્રજા તૈયાર છે. **હિંદુઓએ હવે બીજી પ્રજાઓના માત્ર એક હથીઆર તરીકેજ પોતાનું જીવન ગાળવાનું નથી, પણ તેમણે પોતાના અનુપમ તત્વજ્ઞાનને ચારિત્રમાં ઉતારીને અને તે જ્ઞાન–ચારિત્રનો અખિલ વિશ્વને બોધ આપીને સમસ્ત માનવ જાતિના ગુરૂ થવાનું છે.**

સ્વામીજીની પવિત્રતા, વૈરાગ્ય અને જ્ઞાનથી આકર્ષાઈને ઘણા

અમેરિકનો પોતાને ઘેર તેમને બોલાવવા લાગ્યા. શિકાગોના કેટલાક ધનાઢ્ય પુરૂષોએ પોતાના ભવ્ય મહેલો તેમને માટે ખુલ્લા મુક્યા. એક માનવંતા અતિથિ તરીકે નિમંત્રવાને શ્રીમંતો એક બીજાની સ્પર્ધા કરવા લાગ્યા. શિકાગોની સમાજોએ તેમના માનમાં અનેક સભાઓ ભરી.

જે દિવસે સ્વામીજીએ પોતાનું જગપ્રસિદ્ધ ભાષણ આપ્યું, તેજ દિવસે એક ધનવાન અને પ્રખ્યાત મનુષ્ય જેનો મહેલ શિકાગોની ઉચ્ચ કોટીની વસ્તીમાં આવેલો હતો તેણે સ્વામીજીને પોતાને ત્યાં તેડી જઇને એક રાજાના જેટલું માન આપ્યું. તે ધનવાને પોતે જાતેજ સ્વામીજીની સઘળી સરભરા કરી અને એક શિષ્યની માફક તેમના તરફ પુજ્યભાવ દાખવ્યો. સારા કીંમતી સામાનથી સજ્જ કરેલો એક હૉલ તેમને સ્વાધીન કરવામાં આવ્યો અને અનેક પ્રકારની સગવડો તેમને કરી આપવામાં આવી. પણ પોતાની પ્રશંસાથી કે માનથી સ્વામીજી ફુલાઇ જાય તેવા નહોતા. વર્તમાનપત્રોમાં જ્યારે પોતાની અતિશય પ્રશંસા તેઓ વાંચતા, ત્યારે પ્રભુ પોતાના કાર્યમાં તેમનો નિમિત્ત તરીકે જે ઉપયોગ લે છે તેના વિચારથી આભારનો જે ઉભરો તેમના હૃદયમાં ચ્હડતો તેથી તેમની આંખો અશ્રુથી ભરાઇ આવતી. મોટા મોટા શ્રીમાનોની સેવા અને સત્કારથી કેટલીકવાર તેઓને એમ વિચાર આવતો કે રખેને, આવી તેવી બાબતોમાંજ રોકાઇ પડાઇને તેમના પરિવ્રાજક તરીકેના સ્વતંત્રજીવનનો અને પોતાના દીન–પરતંત્ર દેશ પ્રત્યેના સેવાભાવનો અંત આવી જાય !

તે ધનવાન મનુષ્યના ભવ્ય હૉલમાં પહેલેજ દિવસે રાતે સુતે સુતે અમેરિકાની વિપુલ લક્ષ્મી અને ભારતવર્ષની પુષ્કળ નિર્ધનતાના વિચારો તેમના મનમાં ખડા થવા લાગ્યા. ભારતવર્ષના દુઃખે દુઃખી થનાર મહાન સ્વદેશભક્ત–સ્વામીજીને સવા મણ રૂની

તળાઇમાં પણ આખી રાત હિંદની દુર્દશાનોજ ખ્યાલ આવ્યા કર્યો! સુંવાળી રેશમ જેવી પથારી તેમને કાંટાની પથારી જેવી લાગવા માંડી અને સઘળો તકીઓ આંસુથી પલળી રહ્યો! સ્વામીજી ઉઠયા અને બારીમાંથી દૂર–હિંદભૂમિ તરફ–જોવા લાગ્યા. પણ પાછા દુઃખની લાગણીથી દબાઇ જઇને પથારીમાં પડયા. પથારીમાં આમ તેમ તરફડીયાં મારતા તેઓ બોલ્યા કે "ઓ જગદંબા, જ્યારે આખી ભરતભૂમિ અત્યંત અજ્ઞાન અને દુઃખમાં ડુબી રહેલી છે ત્યારે આ નામ અને કીર્તિને મારે શું કરવાં છે! દુર્દશામાં ડુબકાં ખાઇ રહેલા ભારતનો ઉદય કોણ કરશે? તેમનાં ક્ષુધાતુર મુખોને રોટલી અને મેલ ચ્હડી ગયેલાં હૃદયોને પવિત્રતા કોણ આપશે? માતાજી! હું તેમને કેવી રીતે મદદ કરી શકું તે બતાવો."

આ પ્રમાણે સ્વામીજીએ આખી રાત દુઃખ અને દિલગીરીમાં કહાડી. હિંદના ગરિબ, દુઃખી અને તિરસ્કાયલા વર્ગોને માટે સ્વામીજીના મનમાં ઘણીજ ઉંડી લાગણી થતી અને તે લાગણીજ આગળ ઉપર હિંદના ગરિબોને માટે તેમની પાસે અનેક કાર્યો કરાવી રહી હતી. પ્રાચીન રૂષિમુનિઓનાં સિદ્ધાંતોને અનુસરનાર ખરેખરો ધર્માત્મા સર્વત્ર કેવી રીતે પૂજાય છે અને અત્યંત સુખ, નામ તથા કીર્તિ મળવા છતાં તેનાથી નિર્લેપ રહીને એક ખરેખરો સ્વદેશભક્ત પોતાનું કર્તવ્ય કેવી રીતે બજાવે છે તેનો ખ્યાલ સ્વામીજીએ પોતાની જાતના દાખલાથી ભારતવાસીઓને આપ્યો છે.

---

## પ્રકરણ ૩૫ મું–અમેરિકામાં ઉપદેશક તરીકે.

પરિષદ્દનું કાર્ય પુરૂં થયા પછી સ્વામીજીએ અમેરિકામાં હિંદુ ધર્મના ઉપદેશક તરીકે કાર્ય કરવા માંડયું. પુષ્કળ વિચાર અને કામમાં

તે આખો દિવસ ગુંથાયલા જણાતા. ધર્મોપદેશની સાથે સ્વામીજી અમેરિકન પ્રજાનું જીવન, વિચાર, રીતભાત સર્વેનું બારીક અવલોકન કરતા અને તેમાંનું કંઇ પણ ભારતવર્ષના મહાપ્રશ્નોનું નિરાકરણ કરવામાં કામ લાગે એવું છે કે નહિ તે જોતા. ભારતવર્ષના કલ્યાણનો વિચાર તેમના મગજમાંથી ક્ષણવાર પણ ખસતો નહોતો.

હવે યુનાઇટેડ સ્ટેટસનાં મુખ્ય મુખ્ય શહેરોમાં ભાષણ આપવાને સ્વામીજીને આમંત્રણો આવવા લાગ્યાં. ભાષણો કરાવનારી એક મંડળીએ તેમને પોતાના કાર્ય માટે રાખ્યા અને તેમણે ઘણાં સ્થળોમાં ભાષણો આપ્યાં. પણ કોઇના નોકર થઇને કામ કરવું એ સ્વામીજીને જરાકે ફાવતું નહિ. વળી ખરેખરા જિજ્ઞાસુ હોય તેમનેજ ધર્મના સિદ્ધાંતોનો બોધ કરવો એવો તેમનો વિચાર હતો. તેથી કરીને તે મંડળી સાથેનો પોતાનો સંબંધ સ્વામીજીએ તોડી નાંખ્યો. હવે તે એક સ્થળેથી બીજે સ્થળે સ્વતંત્રપણે બોધ કરતા વિચરવા લાગ્યા અને બોધના બદલામાં કંઇ પણ લેવાનો ઇનકાર કરવા લાગ્યા. કોઇના આગ્રહથી જો કાંઇ તેઓ લેતા તો તે ભારતવર્ષની કોઇ પણ સંસ્થાના નિભાવને માટેજ લેતા અને તે હિંદુસ્થાનમાં મોકલી દેતા. આ પ્રમાણે સ્વામીજીએ ભારતવર્ષની અનેક સંસ્થાઓને આશ્રય આપ્યો છે.

અમેરિકામાં ભાષણો આપતાં સ્વામીજી અમેરિકનોને આ વાત પણ સમજાવવા ચૂકતા નહિ કે ખ્રિસ્તી ધર્મથી તેઓ કેટલા વિમુખ થઇ ગયા છે? તેમનો સુધારો કેવો સ્વાર્થ અને અધમતાના પાયા ઉપર રચાયલો છે અને તેમની નીતિ રીતિમાં કેવી ખામીઓ છે? ધર્મચુસ્ત પાદરીઓ પણ તેમને પોતાનાં દેવાલયોમાં આવીને બોધ આપવાની વિનતિ કરતા. જિસસ ક્રાઇસ્ટના જીવન તથા સિદ્ધાંતો ઉપર સ્વામીજી કંઇક નવુંજ અજવાળું પાડતા. પાદરીઓ જાતેજ ક્રાઇસ્ટના સિદ્ધાંતોને પુરા સમજતા નહોતા અને સ્વામીજી તે તેમને

વેદાન્તના સિદ્ધાંતો દ્વારા સમજાવતા. જે સાંભળીને પાદરીઓ ચકીત થઇ જતા અને સ્વામીજીનું કથન અત્યંત માનથી વધાવી લેતા. પરદેશી ભૂમિમાં, પરદેશીઓ આગળ, એકલા છતાં પણ સ્વામીજી કેવી હિંમત અને નિડરતાથી જે સત્ય હોય તેજ કહેતા તે નીચેના તેમના શબ્દોથી સમજાશે. ડેટ્રોઇટમાં એક ભાષણમાં સ્વામીજીએ બેધડક કહ્યું હતું કે,

"એક બાબત વિષે હું તમને કહેવા માગું છું. હું કોઇ જાતની સખત ટીકા કરવા ઇચ્છતો નથી. તમે મનુષ્યોને પાદરીઓ બનાવવાને માટે ભણાવો છો, કેળવો છો, કપડાં પહેરાવો છો, પૈસા આપો છો. અને આ બધું શેને માટે?—મારા દેશમાં આવવાને, મારા પૂર્વજોને ગાળો અને શ્રાપ દેવાને, મારા ધર્મને અને મારા બધાને વખોડવાને! તેઓ મારા દેશમાં આવીને એકાદ દેવાલય આગળ ઉભા રહી કહે છે કે, "ઓ મૂર્તિપૂજકો, તમે અમારા પંથમાં આવો; નહિ તો નરકમાં જશો!" પણ અમે હિંદુઓ નમ્ર છીએ. અમે એ સાંભળીને હસીએ છીએ અને "મૂર્ખાઓ ગમે તેમ બોલે" એમ કહી ચાલતા થઇએ છીએ. અમે લોકો એવી સહનશીલતા દર્શાવીએ છીએ અને તમારા ઉપર જો જરાક પણ ટીકા કરવામાં આવે તો તમે છછણી ઉઠો છો! પણ તમારે એટલું તો ખાસ યાદ રાખવું જોઇએ કે આખું હિંદુસ્તાન ઉભું થાય અને આખા હિંદી મહાસાગરનો કચરો પાશ્ચાત્ય દેશો તરફ નાંખે તો પણ તમારા પાદરીઓનાં અપકૃત્યોના એક લક્ષાંસ ભાગ જેટલું પણ તે નહિ થાય!"

"અમારા ધર્મમાં કોઇને લાવવાને અમે તલવાર તો નથીજ ચલાવી, પરંતુ કોઇ ઉપદેશકને પણ તે કામ કરવા માટે અમે બીજા લોકોમાં મોકલ્યો છે?"

"બીજાઓને તમારા ધર્મમાં લાવવાને તમે અનેક પ્રયાસ કરો

છો, પણ તમારા ધર્મમાં રાજી ખુશીથી અને ધર્મ બુદ્ધિથી કેટલા આવ્યા ? તમને જરા કડવું લાગશે, પણ મારે કહેવું જોઇએ કે સઘળી ખ્રિસ્તી નીતિ, સઘળો કેથોલિક ધર્મ બુદ્ધધર્મમાંથી નીકળી આવેલો છે! અને આ કેવી રીતે થયું હતું? લોહીનું એક પણ ટીપું પાડયા વગર! તમે ગમે એટલી મગરૂરી ધરાવો પણ તમારો ખ્રિસ્તી ધર્મ તલવાર વગર ક્યાં ફતેહ પામ્યો છે? આખા જગતમાં એવું એક પણ સ્થળ બતાવો. તમારા ખ્રિસ્તી ધર્મના ઇતિહાસમાં એકજ એવું સ્થળ બતાવો! મારે બેની જરૂર નથી. તમારા બાપદાદાઓ કેવી રીતે ખ્રિસ્તી થયા હતા? ખ્રિસ્તી થાવ કે મરો, એ શિવાય તેમને રસ્તો નહોતો. આરબો પણ એક વખત એમજ કહેતા હતા કે "જગતમાં અમે એકલાજ છીએ, કારણ કે બીજાઓને અમે મારી શકીએ છીએ!" રોમનો પણ તેમજ કહેતા હતા, પણ તે આરબો કે રોમનો હવે ક્યાં છે? શાંતિપ્રવર્તકોનેજ ધન્ય છે. તેઓજ ખરાં પ્રભુનાં બાળકો છે અને તેમનાંજ કામો જગતમાં અમ્મર બને છે."

"જોર જુલમ અને દુરાગ્રહથી થએલી બાબતો છેવટે ગબડીજ પડે છે, કેમકે તેઓ રેતીના પાયા ઉપર રચાયલી હોય છે. જે બાબતનો પાયો સ્વાર્થવૃત્તિ ઉપર રચાયલો છે, દ્વેષ જેનો જમણો હાથ છે, અને વિષયવાસના જેનું અંતિમ લક્ષ્ય છે, તે સઘળું વહેલું મોડું નાશ પામવાનુંજ. માટે તમે પણ જો જીવતા રહેવા ઇચ્છતા હો અને સાચી ઉન્નતિને સમજતા તથા ઇચ્છતા હો તો પાછા ક્રાઇસ્ટ તરફજ વળો. તમે ખરા ખ્રિસ્તીઓ છોજ ક્યાં? તમારો ધર્મ તો માત્ર મોજશોખમાંજ છે! એક પ્રજા તરીકે જો તમે જીવતા રહેવા ઇચ્છતા હો તો આ રીતિને બદલો. તમારા દેશમાં સર્વત્ર દંભજ જોવામાં આવે છે. પરંતુ કદિ પણ તમે પ્રભુ અને દ્રવ્ય, બન્નેને સાથે સાથે ભજી શકો નહિ. ક્રાઇસ્ટ

વગરના મોટા મોટા મહેલોમાં રહેવા કરતાં તો, ઓ ખ્રીસ્તિઓ! ક્રાઇસ્ટની સાથે ચીંથરેહાલ થઇને રહેવું એજ વધારે સારૂં છે. ”

સર્વ ધર્મ પરિષદ્માં પણ સ્વામીજીએ એવીજ નિડરતા દાખવી હતી. પરિષદ્નાં હજારો સુશિક્ષિત સ્ત્રી પુરૂષો આગળ હિંદુધર્મનો બચાવ કરતાં સ્વામીજી પોતાના ભાષણની વચમાં એકદમ અટકી ગયા હતા અને ભારે કટાક્ષથી સર્વને પુછી રહ્યા હતાઃ–“ હિંદુઓનાં પવિત્ર પુસ્તકો જેમણે વાંચ્યાં હોય તે પોતાની આંગળી ઉંચી કરો ! ” જુવાબમાં ત્રણ ચાર જણાએજ આંગળી ઉંચી કરી હતી. સભામાં જુદા જુદા દેશોના સઘળા શાસ્ત્રો એકઠા થયેલા હતા. આખી સભા ઉપર દૃષ્ટિ ફેરવીને સ્વામીજી છાતી કહાડીને શ્રોતાજનોને ઠપકો મળે એવા શબ્દોમાં કહેવા લાગ્યા “અને તો પણ તમે અમારા ઉપર ટીકાઓ કરવાની હિંમત કરો છો ! ”

આ પ્રમાણે સ્વામીજીએ હિંદુધર્મ અને ભારતવર્ષ વિષેના અનેક ખોટા ખ્યાલોને અનેક પાશ્ચાત્યોનાં હૃદયોમાંથી ભુંસી નાખીને તેમને ભારતવર્ષની પ્રાચીન કીર્તિ અને પ્રાચીન શિક્ષણની મહત્તાનું પુરેપુરૂં ભાન કરાવ્યું છે. ભારતવર્ષ તરફ માનની લાગણીથી જોતા તેમને કર્યા છે. હિંદ એક જંગલી દેશ છે, તેનો ધર્મ પણ જંગલી છે, અને તેના રીતરિવાજો પણ જંગલી છે; એવા એવા અનેક ખોટા વિચારો અમેરિકન પ્રજાના હૃદયમાં વશી રહ્યા હતા; તે સર્વને તેમણે ઉખેડી નાખીને તેમના પર હિંદુઓના ખરા ધર્મની મહત્તા ઠસાવી છે.

અમેરિકામાં ડેસ મોઇન્સમાં સ્વામીજીએ ત્રણ ભાષણ આપ્યાં હતાં. એ સમયે ઘણા લોકોએ સ્વામીજી સાથે ધાર્મિક અને આધ્યાત્મિક વિષયોની ચર્ચા ચલાવી હતી. એ વિષે લખતાં ત્યાંનું એક પત્ર

"ઇઓવા સ્ટેટ રજીસ્ટર" લખે છે કે—"પણ જે માણસ સ્વામીજીની સાથે તેમના પોતાનાજ વિષયમાં (હિંદુ ધર્મમાં) વાદવિવાદ કરે તેના તો બારજ વાગી જાય! અને ઘણા માણસો તે પ્રમાણેજ કરતા હતા. સ્વામીજીના ઉત્તરો વિજળીના ચમકારાની માફક તેમના મુખમાંથી નીકળતા હતા અને હિંમત ધરીને પ્રશ્ન પુછવા આવનાર મનુષ્યને તે હિંદુ સાધુની બુદ્ધિ રૂપી તીક્ષ્ણ અને તેજસ્વી બરછીના પ્રહારો સહન કરવા પડતા હતા. તે સાધુના વિચારો એવા તો સૂક્ષ્મ અને ઉજ્વલ હતા, તે એવા તો સુવ્યવસ્થિત અને સુસંસ્કૃત હતા કે કેટલીક વખત તો તેમના શ્રોતાઓ તેમનાથી અંજાઇ જતા! પણ તેમનો અભ્યાસ કરવો એ ઘણુંજ રસપ્રદ કાર્ય હતું અને ખરા ખ્રિસ્તીઓના મનમાં સ્વામીજી અને તેમના કાર્ય માટે અત્યંત માન ઉત્પન્ન થતું." સ્વામીજી બને ત્યાં સુધી એક પણ અપ્રિય શબ્દ બોલતા નહિ, તેમનો સ્વભાવજ અત્યંત માયાળુ અને નમ્ર હતો; પણ જ્યાં સખત ટીકાની જરૂરજ તેઓ ધારે ત્યાં તો તે કરવાની તેમનામાં અપુર્વ હિંમત હતી.

શિકાગોથી સ્વામીજી બોસ્ટન ગયા. ત્યાંના તેમના કાર્ય અને પરિચયને પરિણામે "બોસ્ટન ઇવનીંગ ટ્રાન્સક્રીપ્ટ" તેમના વિષે લખે છે કેઃ—"વિવેકાનંદ એક ખરેખરા મહાપુરૂષ છે. તે સાદા, ઉદાર, પ્રમાણિક અને આપણા વિદ્વાનો કરતાં વધારે વિદ્વાન છે. આપણા વિદ્વાનોને તો તેમની સાથે સરખાવી શકાય તેમજ નથી." બોસ્ટનથી સ્વામીજી ડેટ્રોઇટમાં ગયા. અહિંના રહેવાસીઓ ઉપર પણ સ્વામીજીના ઉપદેશોની ઘણીજ ઉંડી છાપ પડી રહી. સ્વામીજીએ સર્વને સમજાવ્યું કે ભારતવર્ષ આધ્યાત્મિક દેશ છે. જો કે તે અત્યારે પરતંત્રતા ભોગવે છે, પરંતુ તેને પણ તે પોતાના આધ્યાત્મિક સમજણને લીધેજ સહન કરી રહેલો છે. પોતાનો કર્મનો ભોગ

પુરો થતાં એ દેશ એવો તો જાગી ઉઠીને પોતાના આધ્યાત્મિક બળનો મહિમા દર્શાવી આપશે કે જે જોઇને જગત ચકિત થશે. હિંદુઓ એમ માનનારા છે કે સ્વાર્થનો ત્યાગ કરવો એજ સારૂં છે, અને તેને પોષવો એ નઠારૂં છે. હિંદુઓ કહે છે કે પોતાને માટેજ ઘર બંધાવવું એ ખોટું છે અને તેટલા માટે તે પ્રભુની પૂજા માટે અને અતિથિઓના આતિથ્યને માટેજ ઘર બંધાવે છે. પોતાને માટેજ રસોઇ કરવી એ પાપરૂપ માનીને હિંદુઓ અતિથિઓ અને ગરિબોને માટે ઘરમાં રાંધે છે."

પ્રવાસ દરમ્યાન સ્વામીજીએ કેટલેક સ્થળે સુશિક્ષિત અમેરિકનોને પુછ્યું હતું કે: "સુધારો એટલે શું ?" કેટલીક વખત એનો એવો જવાબ દેવામાં આવ્યો હતો કે "અમે જે સ્થિતિમાં છીએ એજ સુધારો!" પણ સ્વામીજી હમેશાં તેમનાથી જુદોજ મત ધરાવતા હતા. તે કહેતા કે: "કોઇ એક પ્રજા સમુદ્રના મોજાંને વશ કરે, કુદરતનાં તત્ત્વોને તાબે કરી દે અને મનુષ્યના આયુષ્યને હજાર વર્ષ જેટલું લંબાવી શકે, તોપણ તે ખરા સુધારાનાં ફળ ચાખવાને શક્તિમાન થાય નહિ." સ્વામીજીના મત પ્રમાણે **ખરો સુધરેલો મનુષ્ય તેજ છે કે જેણે પોતાની જાતને-પોતાનું મન અને ઇંદ્રિયોને જીતી છે.** સ્વામીજીએ સાબીત કરી બતાવ્યું કે હિંદમાં હજી પણ એવા સુધરેલા અનેક મનુષ્યો જોવામાં આવે છે. અને તેનું કારણ એજ છે કે હિંદમાં આર્થિક સુધારાની મહત્તા આધ્યાત્મિક સુધારા કરતાં ઓછી ગણવામાં આવે છે. તેથીજ કરીને હિંદુઓમાં બીજી પ્રજાઓ કરતાં જગતનાં દુઃખો વેઠવાની સહન શક્તિ તેમજ આધ્યાત્મિક જ્ઞાન અને સામર્થ્ય વધુ પ્રમાણમાં રહેલાં છે. તેમની આધ્યાત્મિકતાના ભાનને લીધેજ હિંદુઓ ઉપર હજારો વર્ષો થયાં તો પણ ગ્રીક, પરશીઅન, મુસલમાન કે ખ્રિસ્તી,

કોઈ પણ લોકોના બાહ્ય વિચારો અસર ઉપજાવી શક્યા નથી. ઇજી-પ્ત અને બેબિલનનાં જુનાં રાજ્યો નાશ પામ્યાં અને ગ્રીસ તથા રોમની ખુબીઓ હવે માત્ર કવિની કવિતામાં અને કારીગરની કળામાંજ અસ્તિત્વ ધરાવે છે; જ્યારે હિંદમાં છ હજાર વર્ષ પુર્વે જે જીવન પ્રચલિત હતું તેનું તેજ જીવન અત્યારે પણ અનેક ઠેકાણે જોવામાં આવે છે. સ્વામીજીએ એક ભાષણમાં કહ્યું હતું કે, "બીજી બધી વસ્તુઓ કરતાં દ્રવ્યને તમે (અમેરિકનો) વધારે ગણો છો, પરંતુ તમારા લોકોએ હજી ઘણું શિખવાનું છે. ભૌતિક લોલુપ-તાનાં પરિણામો અનુભવીને જ્યારે તમારી પ્રજા અમારી પ્રજા જેવી જુની થશે ત્યારેજ તેનામાં વધારે ડહાપણ આવશે." એક જણે પુનર્જન્મ વિષે પ્રશ્ન કર્યો. તેના જવાબમાં સ્વામીજી બોલ્યા કે "વિ-જ્ઞાનશાસ્ત્રીઓ માને છે કે જગતની શક્તિ સર્વદા તેટલી ને તેટલીજ રહે છે, અને તેમાં કાંઇ ઓછુંવત્તું થતું નથી. એ ધોરણ ઉપરજ પુનર્જન્મની કલ્પના રચાયલી છે. આ કલ્પના પ્રથમ અમારા દેશના એક તત્વવેત્તાએ શોધી કહાડેલી છે. હિંદુઓ સૃષ્ટિવાદમાં માનતા નથી. સૃષ્ટિ એટલે શુન્યમાંથી યાને કાંઇ પણ ન હોય તેમાંથી કંઇ પણ રચવું યા ઉત્પન્ન કરવું તે. પરંતુ એમ થવું તદ્દન અશક્ય છે, માટે જેમ કાળ અનાદિ છે તેમ સૃષ્ટિ પણ અનાદિજ છે. સઘળાં સુખ અને દુઃખો આપણે કરેલાં કૃત્યોનો માત્ર પ્રત્યાઘાતજ છે. પાશ્ચાત્યોએ હિંદ પાસેથી "સહિષ્ણુતા" ખાસ કરીને શીખવાની છે. તેમણે શીખવાનું છે કે સઘળા ધર્મો ખરા છે; કારણ કે તેમનાં સત્યો એકજ છે.

એક સ્ત્રીએ સ્વામીજીને સવાલ પુછ્યો કે "હિંદુસ્તાનની સ્ત્રીઓ વધારે સુશિક્ષિત કેમ નથી?" સ્વામીજીએ ઉત્તર આપ્યો કે "જં-ગલી લોકોએ હિંદ ઉપર વારંવાર હુમલા કરેલા છે તેથી કંઇક તેઓ

પછાત છે અને કંઇક હિંદના લોકોનો પણ વાંક છે." છતાં સ્વામીજીએ અમેરિકાની સુધરેલી ગણાતી સ્ત્રીઓ ઉપર પણ સખત ટીકા કરી. અમેરિકાની સ્ત્રીઓ નવલકથાઓ ઘણી વાંચે છે અને બૉલમાં જવાનું વધારે પસંદ કરે છે. સ્વામીજી બોલ્યા કે "તમે તમારા સુધારાને માટે ઘણાં મગરૂર છો, પણ આવા સુધરેલા દેશમાં આશા રાખીએ તેટલી આધ્યાત્મિકતા અહીંઆં કયાં છે? અહીંઆં અને સ્વર્ગમાં એ શબ્દો માત્ર બાળ જીવોનેજ માટે છે. ખરી વાત તો એ છે કે સઘળું અહીંઆંજ છે. અહીંઆં છતે શરીરેજ પ્રભુમાં વાસ કરવો અને પ્રભુમય જીવન ગાળવું અને સઘળી સ્વાર્થવૃત્તિઓ તથા વ્હેમોનો નાશ કરવો જોઇએ. આ કંઇ કલ્પનાજ નથી; પણ આવા મનુષ્યો ભારતવર્ષમાં અનેક વસે છે. અમેરિકામાં એવા મનુષ્યો ક્યાં છે? વળી તમારા ધર્મોપદેશકો કલ્પનામય જીવનની વિરૂદ્ધ બોધ આપે છે; પરંતુ તમારા દેશમાં કલ્પનામય જીવન ગાળનારાઓ વધારે હોત તો અહીંઆંના લોકો વધારે સુખી થાત. હિંદુસ્તાનનું કલ્પનામય જીવન અને ઓગણુસમી સદીમાં તમે જેના વિષે મગરૂરી ધરાવી રહ્યા છો તે બંને વચ્ચે ઘણોજ તફાવત છે. અખિલ વિશ્વમાં એકલો પ્રભુજ વ્યાપી રહેલો છે; જ્યારે તમે તો પોતામાં ને સર્વત્ર પાપજ ભરેલું હોવાનું શીખ્યા છો! ચાલો, આપણે એક બીજાને સહાય કરીએ; એક બીજા તરફ પ્રેમથી વર્તીએ."

બ્રુકલીન એથીકલ સોસાયટીમાં સ્વામીજીએ વૈદિક રૂષિઓના સિદ્ધાંતો કહી સંભળાવી શ્રોતાઓનાં મન આકર્ષી લીધાં હતાં. સર્વે શ્રોતાઓનાં મનમાં ખાત્રી થઇ કે ઘણા પ્રોફેસરોના એકત્ર જ્ઞાન કરતાં પણ એમનું જ્ઞાન અધિક હોવાનું જે તેમણે સાંભળ્યું હતું તે બરાબર છે, અને તેમણે પોતાના ધર્મના સંરક્ષણને માટેજ સંસારસુખનો ત્યાગ કરેલો છે.

શ્રોતાઓ તેમને ગાંડા ઘેલા સવાલો પણ પુછતા. પાદરીઓએ અમેરિકનોના મનમાં હિંદ વિષે જે અનેક ખોટા ખ્યાલ ઉત્પન્ન કર્યા હતા તેને લગતા સવાલોનો ઉત્તર સ્વામીજી કોઇ વાર મશ્કરી રૂપે આપતા તો કોઇ વાર સખત ટીકાઓના પ્રહાર પણ કરવા ચુકતા નહિ. એકવાર એક જણે પુછ્યું કે "હિંદુ માતાઓ પોતાનાં છોકરાંને નદીમાં ફેંકી દે છે અને મગરને ખાવા આપે છે. એ વાત ખરી છે?" (કેમકે ખ્રિસ્તી પાદરીઓ આવી આવી વાતો અમેરિકનોને શિખવી રહ્યા હતા.) સ્વામીજીએ મશ્કરીમાંજ તેનો જવાબ આપ્યો કે: "હા, બ્હેન! તેઓએ મને પણ નદીમાં ફેંકી દીધો હતો, પણ હું તો તરીને બહાર નીકળી આવ્યો!" પછી પાશ્ચાત્ય સુધારા વિષે બોલતાં સ્વામીજીએ કહ્યું: "હું સ્પષ્ટ વકતા છું; પણ મારો ઇરાદો શુદ્ધ છે. મારે તમને સત્યજ કહેવાનું કે હું અહીંઆં તમારી ખુશામત કરવા આવ્યો નથી. જો મારે તેમ કરવું હોત તો મેં ન્યુયૉર્કમાં એક મ્હોટું દેવળ ખોલ્યું હોત. તમે મારાં બાળક છો. તમને તમારી ભુલો, તમારી ખોડો અને તમારી બડાશોનું ભાન કરાવીને મારે તમને ઇશ્વર તરફ લઇ જવાના છે; અને તેથી કરીને તમે મને ખ્રિસ્તી ધર્મ વિષે કે તમારા સુધારાના આદર્શો વિષે અથવા પાશ્ચાત્યોની નીતિ, રીતિ, જીવન અને ચારિત્ર્ય વિષે હમેશાં સારૂંજ બોલતો જોશો નહિ." એક વખત ડેટ્રોઇટમાં સ્વામીજીએ જરા સખત થઇને પુછ્યું હતું કે, "તમારો ખ્રિસ્તી ધર્મ ક્યાં છે? આ તમારા સ્વાર્થી જીવનકલહમાં જિસસ ક્રાઇસ્ટને માટે સ્થાનજ ક્યાં છે? તમે તો હમેશાં બીજાઓનો નાશજ કરી રહેલા છો! ખરેખર, જો ક્રાઇસ્ટ આજે અહીંઆં આવે તો એનું મસ્તક મુકવાને માટે એક પવિત્ર પથરો પણ એને જડે નહિ!" એક સંભાવિત પાદરી સ્વામીજીના જિસસ પ્રત્યેના પ્રેમ અને જ્ઞાન જોઇને આશ્ચર્યથી પુછવા લાગ્યો: "તમે જિસસ ક્રાઇસ્ટના આદ-

ઇને આવી ઉત્તમ રીતે શાથી સમજો છો ? ” સ્વામીજીએ જવાબ આપ્યો “ કેમકે જિસસ ક્રાઇસ્ટ પૂર્વનો રહેવાસી હતો અને અમે પૂર્વના રહેવાસીઓજ તેને યથાર્થ રીતે સમજી શકીએ. ”

સ્વામીજી આમ નિડરપણે ખરેખરૂં કહી દેતા. એથી કરીને કેટલાક સારા પાદરીઓ તો તેમનો બોધ ગ્રહણ કરતા અને સ્વામીજીનો બચાવ પણ કરતા; પણ કેટલાક ધર્માંધ પાદરીઓ અને ખ્રિસ્તીઓને તેથી બહુજ ખોટું લાગતું અને તેઓ સ્વામીજીને ઉતારી પાડવાના અનેક પ્રયાસો કરતા. વળી સ્વામીજીનો બોધ પાદરીઓના પેટની આડે પણ આવતો હતો અને લોકોમાં તેમનું માન ઓછું કરતો હતો. એથી કરીને તેમને વધારે લાગે અને તેઓ તેઓ તેમની સામે થાય એમાં નવાઇ જેવું પણ નહોતું.

આમ હોવાથી પાદરીઓ હવે તેમને ખરાબ કરવાના અનેક વિચારો કરવા લાગ્યા. તેઓ જેમ કહે તેમજ સ્વામીજીએ ખ્રિસ્તી ધર્મનો બોધ કરવો, એમ તેઓ તેમને કહેવા લાગ્યા. સ્વામીજી તેમનાથી ડરે તેવા નહોતા; તે તો જે સત્ય હોય તેજ કહેતા ચાલ્યા. પાદરીઓ સ્વામીજી વિષે અનેક ખોટી વાતો અને અફવાઓ ઉરાડવા લાગ્યા; પણ આપણા બહાદુર સંન્યાસી તો પોતાનું કાર્ય કર્યાજ ગયા. પરિણામ એ આવ્યું કે પાદરીઓની ખોટી અફવાઓથી સ્વામીજીનું નામ અમેરિકામાં ઉલટું વધારે ને વધારે પ્રસરી રહ્યું.

બીજી કોઇ પણ યોજનામાં પાદરીઓ ફાવ્યા નહિ ત્યારે તેમણે યુવાન સ્ત્રીઓને મોકલીને સ્વામીજીને લલચાવવાનો ઘાટ કર્યો. કેટલીક સ્ત્રીઓને તેમની પાસે મોકલવામાં આવી. પણ તે સ્ત્રીઓને શું માલુમ પડ્યું ? સ્વામીજી એક નાના બાળક જેવા સાદા અને પવિત્ર તેમને જણાયા. સ્ત્રીઓએ પાદરીઓની સઘળી યોજના તેમની આગળ કબુલ કરી દીધી. તેઓ આશ્ચર્ય પામવા લાગી કે આવા મનોનિગ્રહ-

વાણ્ડા બીજો કોઇ પુરૂષ તેમણે તેમની જીંદગીમાં કદી જોયો નથી. સ્વામીજીની ભવ્ય અને મનોહર આકૃતિથી મોહ પામીને કેટલીક સ્ત્રીઓ તેમની સાથે લગ્ન કરવાની પણ માગણી કરવા લાગી. એક ઉમરાવજાદી તેમની પાસે આવી અને કહેવા લાગી કે "હું મારી જાતને અને મારા સઘળા દ્રવ્યને તમારાં ચરણોમાં અર્પણ કરૂં છું."

પરંતુ પરમપૂજ્ય રામકૃષ્ણનો શિષ્ય એ લાલચથી પણ ડગ્યો નહિ. તેમનો વૈરાગ્ય દૃઢ હતો. કાંચન અને કામિનિમાં નહિ ફસાવાનું શ્રીરામકૃષ્ણે તેમને પ્રથમજ શિખવ્યું હતું. અમેરિકાના કરોડાધિપતિઓની તો શું પણ સ્વર્ગના ઇંદ્રાદિ દેવતાઓની લક્ષ્મી પણ બ્રહ્માનંદની એક પળ કરતાં પણ તુચ્છ છે; એમ શ્રીરામકૃષ્ણ પરમહંસે પોતાના બોધ અને ચારિત્ર્યના પ્રભાવથી પોતાના આ વ્હાલા શિષ્યની રગે રગમાં ઠસાવ્યું હતું. સ્વામીજી જેવા બુદ્ધિશાળી પુરૂષે ધાર્યું હોત તો પુષ્કળ દ્રવ્ય અને સ્ત્રી પુત્રાદિ પ્રાપ્ત કર્યાં હોત; પરંતુ તેની તુચ્છતા સમજીનેજ તેમણે સંન્યાસ લીધો હતો. શ્રીરામકૃષ્ણ જેવા મહાન ગુરૂનો આવો મહાન શિષ્ય એવાં બલ બલાને પણ ભ્રષ્ટ કરે એવાં પ્રલોભનોને પણ ન ગાંઠે એમાં નવાઇ નથી.

શ્રીરામકૃષ્ણ જેવા પવિત્ર મહાત્માના આ વ્હાલા શિષ્ય પ્રત્યે તે ઉમરાવજાદીએ લગ્નની માગણી કરતાં સ્વામીજી બોલ્યા કે "બાઇ સાહેબ, હું એક સંન્યાસી છું. લગ્ન મારે શા કામનું છે ? મારે મન સઘળી સ્ત્રીઓ મારી માતાજ છે."

કેટલાક સાચા અંતઃકરણવાળા પાદરીઓ સ્વામીજીના મિત્રો બની રહી સ્વામીજી ઉપર થતી ટીકાઓનો જવાબ આપતા. છતાં સ્વામીજી પોતે તો કોઇને ઉત્તર આપતા નહિ. તે કહેતા કે "મારે સામો જવાબ શા માટે દેવો જોઇએ ? સાધુને એવી રીતે પોતાનો બચાવ કરવાની જરૂર નથી. સત્ય પોતેજ પોતાનો માર્ગ કરી લેવાને

શક્તિમાન છે." જ્યારે તેમના ઉપર સખત ટીકાઓ થતી ત્યારે તે માત્ર પ્રભુનેજ યાદ કરતા. તેઓ શાંત અને વિચારવંત દેખાતા; મુખથી "શિવ, શિવ," કહેતા; મનુષ્યો પોતાના સ્વાર્થમાં કેટલા બધા અંધ બની રહેલા છે તે જોઇને તેમની પ્રત્યે દયા ધરતા. કોઇ વખતે તે એમ પણ કહેતા કે "ટીકા કરનારના શબ્દો પણ પ્રભુનાજ શબ્દો છે." તેમના મિત્રો ટીકાઓ સાંભળીને ગુસ્સે થાય તો તેમને તે કહેતા કે "નિંદક અને નિંદ્ય, પ્રશંસક અને પ્રશસ્ત બંને એકજ છે ( એકજ પ્રભુનાં રૂપ છે ), એમ આપણે જાણીએ તો પછી ગુસ્સે થવાનું કારણ શું ? શ્રીરામકૃષ્ણ પોતાની જાતને થયેલો તિરસ્કાર કદી ગણતા નહિ. સારૂં અને ખોટું સર્વ માતાજી-માંથીજ નીકળે છે."

પહેલાં જે અમેરિકનો વેદાન્તને કે બહારના કોઇ પણ ધર્મને માત્ર વ્હેમની જાળજ ગણતા હતા અને ખ્રિસ્તી પાદરીઓએ હિંદુ-સ્તાન અને તેના ધર્મ વિષે અનેક ખોટી વાતો જેમના મનમાં ઠસાવી દીધી હતી તેઓ હવે ભારતવર્ષના આ પવિત્ર સાધુનાં ભાષણોથી ખરી હકીકત જાણીને હિંદ તેમજ વેદાન્ત તરફ પૂજ્ય-ભાવથી જોઇ રહ્યા હતા. અત્યારે પણ ઘણા યુરોપિઅનો અને અમે-રિકનો વેદાન્ત ધર્મના અનુયાયીઓ બની રહેલા છે, અને હિંદુ ધર્મ પાશ્ચાત્યોના હૃદયમાં જગતમાંના એક મહાન ધર્મ તરીકેનું માન મેળવી રહ્યો છે. આવા શુભ પરિવર્તનને માટેનું સઘળું માન આપણા ધર્મધુરંધર વીર વિવેકાનંદનેજ ઘટે છે.

વળી અમેરિકનોએ સ્વામીજીની યોગ્ય કદર કરી અને સ્વામીજી પ્રત્યે તેઓ અત્યંત સન્માન અને આતિથ્યની લાગણીથી વર્ત્યા તેને માટે તેઓ પણ પ્રશંસાને પાત્ર છે. અમેરિકનોનું વર્તન આપણને બોધ આપે છે કે આપણે આપણા ધાર્મિક વીરપુરૂષો તરફ કેવી રીતે

વર્તવું. તેઓ આપણને શિખવે છે કે આપણે હિંદીઓ આપણા દેશના મહા પુરૂષોની કદર કરવામાં એટલા બધા પછાત છીએ કે પ્રથમ પરદેશમાં આપણા કોઇ તેવા પુરૂષની કદર થાય છે ત્યારેજ આપણે તેની કદર કરી શકીએ છીએ. જ્યારે તેઓ ઓક્સફર્ડ, લંડન કે ન્યુયોર્કમાં જઇને ફતેહ મેળવી આવે છે ત્યારેજ તેમની કદર કરવાને આપણે ઉભા થઇએ છીએ? આ આપણી કેવી મોટી ખામી છે!

સ્વામીજીને અમેરિકામાં ભોગવવી પડેલી અનેક અગવડો અને વિપત્તિઓ તેમજ તેમના કાર્યને તોડી પાડવાને જે મહત્ પ્રયાસો પાદ્રીઓએ કર્યા હતા, તે તરફ જોતાં સમજાશે કે સ્વામીજીની ફતેહ કોઇ અનુકુળ સ્થિતિને લીધે કે આકસ્મિક નહોતી; પણ તેમની અસાધારણ શક્તિનુંજ પરિણામ હતું. જો સ્વામીજીએ પોતાની અસાધારણ શક્તિ, અથાગ મહેનત અને એક ખરા સંન્યાસીને છાજે એવા દૃઢ આગ્રહથી હિંદુ ધર્મના તાત્વિક સિદ્ધાંતોને જડવાદને સ્થાને સ્થાપિત કરવાનો પ્રયાસ કર્યો નહોત તો સર્વધર્મપરિષદ્‌નું પરિણામ શુન્યમાંજ આવી રહ્યું હોત.

તેમનાં ભાષણોમાં કેટલાક માણસો માત્ર ગમ્મતની ખાતરજ આવતા તો કેટલાક તેમને પોતાનું હથીઆર બનાવવાના ઇરાદાથી આવતા. કેટલાક તેમને પોતાનો પંથ સ્વીકારવાને લલચાવવાના ઇરાદાથી આવીને પોતાથી બને તેટલી દલીલો અને લાલચો તેમના આગળ રજુ કરતા. વળી કોઇ કોઇ તો અનેક પ્રકારની ધમકીઓ પણ આપતા! પરંતુ અંતે તેઓ સર્વને નિરાશાજ મળતી.

સ્વામીજી કોઇથી દબાય કે કશાથી લલચાઇ જાય તેવા નહોતા. દરેકને તે એકજ ઉત્તર આપતાઃ—" **હું હમેશાં સત્યને માટેજ છું, સત્ય કદી પણ અસત્યને તાબે થશે નહિ. આખું જગત મારી સામે થાય તો પણ આખરે સત્યનોજ જય થવાનો!** "

અમેરિકામાં નાસ્તિકો, જડવાદીઓ, સંશયાત્માઓ, તર્કવાદીઓ અને ધર્મનિંદકો ઘણા વસતા હતા અને તેઓ સર્વ સ્વામીજીના સિદ્ધાંતોની વિરૂદ્ધ થઇ રહ્યા હતા. પ્રથમ તો તેઓ એમજ ધારતા હતા કે એ હિંદુ સાધુને તેઓ વાદ વિવાદમાં હરાવી શકશે; અને પાશ્ચાત્ય વિજ્ઞાન, પાશ્ચાત્ય સુધારો તથા પાશ્ચાત્ય તત્વજ્ઞાન આગળ હિંદુ ધર્મના સિદ્ધાંતો એક ક્ષણવાર પણ ટકવાના નથી. આમ સમજીને તેઓએ સ્વામીજીને ન્યુયોર્કમાં એક ભાષણ આપવાનું આમંત્રણ આપ્યું. સ્વામીજીએ તેમનું આમંત્રણ સ્વીકાર્યું અને પોતે એકલાજ ત્યાં ગયા. ભાષણ થયું; અનેક સવાલ જવાબ થયા; પાશ્ચાત્ય ન્યાય અને તર્કોએ પોતાના બને તેટલા ધમપછાડા માર્યા; પરંતુ છેવટે સર્વને ચૂપજ થવું પડ્યું! સ્વામીજીએ પોતાના અગાધ જ્ઞાન અને સ્મરણશક્તિના પ્રતાપે સર્વને બતાવી આપ્યું કે અદ્વૈતવાદના સિદ્ધાંતો આગળ તેમનું જ્ઞાન અને સાયન્સ કેટલું બધું અપૂર્ણ છે આની સાથે સર્વ કોઇ આ વાત જોઇને પણ દંગજ બની ગયા કે સ્વામીજી પોર્વાત્ય દર્શનશાસ્ત્રોનું જેટલું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે, તેટલુંજ તેઓ પાશ્ચાત્ય જડવાદનું અને વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોનું જ્ઞાન પણ પુરેપુરૂં ધરાવે છે; એટલુંજ નહિ પણ એ વિષયોમાં તો પાશ્ચાત્યો કરતાં પણ વધારે સંપૂર્ણ માહિતી અને બાહોશી તેઓ ધરાવે છે!"

સ્વામીજીએ અમેરિકનોને દર્શાવી આપ્યું કે તેમના બહુમાન્ય પાશ્ચાત્ય સુધારાનો મહિમા સ્વબંધુઓનો નાશ કરવામાંજ સમાઇ રહેલો છે; તેમનું વિજ્ઞાનશાસ્ત્ર જીવનના સૂક્ષ્મ અને અગત્યના પ્રશ્નોનો જવાબ આપી શકતું નથી; તેમના વિજ્ઞાનશાસ્ત્રના નિયમો પણ મનુષ્યના અંતઃકરણની બહાર અસ્તિત્વ ધરાવી શકતા નથી; જેને વિજ્ઞાનશાસ્ત્રીઓ જડ કહે છે તેનો પુરેપુરો ખ્યાલ તેના આધ્યાત્મિક મૂળને શોધ્યા વગર આવનાર નથી; અને તેમનો જડવાદ પણ આખરે આધ્યાત્મિક તત્વમાંજ જઇને

આશ્રય લે છે. પોતાના અજેય તર્ક વડે સ્વામીજીએ સિદ્ધ કરી બતાવ્યું કે તેમનું તે જ્ઞાન સત્યજ્ઞાનની આગળજ નહિ, પરંતુ ખુદ તેના પોતાના સ્થાપિત કરેલા નિયમોથી પણ અસત્યજ નિવડશે. શુદ્ધ તર્કને હદ હોય છે જ અને તે દર્શાવે છે કે તેનાથી પર એવું કોઇ તત્વ અવશ્ય રહેલું છે. પોતાના અગાધ વેદાન્તના જ્ઞાનવડે કરીને સ્વામીજીએ સર્વ જડવાદીઓને સમજાવ્યું કે આ જડ જગતથી પર, આ પ્રાકૃતિક શક્તિઓ, ઇંદ્રિયો અને જીવભાવથી પણ પર આત્મા રહેલો છે. "સૂર્ય, ચંદ્ર, અગ્નિ, તારા કે વિજળી, કોઇ પણ તેને પ્રકાશ કરી શકતું નથી. આત્માના પ્રકાશ વડેજ તે સર્વે પ્રકાશને આપી રહેલાં છે."

આ પ્રમાણે જડવાદ અને વિજ્ઞાનશાસ્ત્રમાં પણ સ્વામીજી પોતાના કરતાં અધિક જ્ઞાન ધરાવી રહેલા છે એ જોઇને સઘળા જડવાદીઓ અને નાસ્તિકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

સ્વામીજીના ઉપલા ભાષણની અસર એટલી બધી થઇ રહી કે બીજે જ દિવસે ઘણા બુદ્ધિશાળી જડવાદીઓ સ્વામીજીની પાસે આવીને નમ્યા અને તેમની પાસે બેશીને ધર્મ તથા ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવવા લાગ્યા. તે દિવસથી ઘણા સત્યશોધક અને જિજ્ઞાસુ મનુષ્યો સ્વામીજીના અનુયાયીઓ બનીને તેમની આસપાસ બેસવા લાગ્યા. હવે સ્વામીજીએ લોકોના આગ્રહથી ન્યુયોર્કમાં પોતાના સિદ્ધાંતો વિસ્તારથી કહી સંભળાવવાનું શરૂ કર્યું. સાર્વજનિક સ્થાનોમાં જુદા જુદા વિષયો ઉપર તેમનાં ભાષણો થવા લાગ્યાં. વેદાન્ત અને યોગનું જ્ઞાન નિયમિતવર્ગોદ્વારા ઘણા વિદ્યાર્થીઓને આપવાનું તેમણે શરૂ કર્યું. આમ કરતે કરતે ધીમે ધીમે "વેદાન્ત સમાજ" નો પાયો નખાયો. એ "વેદાન્ત સમાજ" ન્યુયોર્કમાં આજે પણ ઘણીજ આબાદીથી પોતાનું કાર્ય કરી રહેલી નજરે

પડે છે. એ "વેદાન્ત સમાજ" માં સ્વામીજીએ આપેલાં ભાષણો તે સમાજે પુસ્તકોના રૂપમાં પ્રસિદ્ધ કરેલાં છે. "રાજયોગ," "કર્મયોગ," "ભક્તિયોગ" અને "મારા ગુરૂ" એ સ્વામીજીનાં એ સમાજે પ્રકટ કરેલાં મુખ્ય પુસ્તકો છે. જેવી રીતે ખ્રિસ્તીઓ બાઇબલને પુષ્કળ માન આપે છે તેવીજ રીતે ઘણા અમેરિકનો આજે "રાજયોગ" ને ઘણાજ ભાવથી પુજે છે. ઘણા સંશયવાદીઓ અને જડવાદીઓને માટે તે હવે શ્રુતિ રૂપ થઇ રહેલું છે. અસંખ્ય મનુષ્યોનાં જીવનને એણે શુભ માર્ગે વાળ્યાં છે. એ પુસ્તકની દરેકે દરેક લીટી વાંચકના આત્માને સ્પર્શ કરે છે અને તેમાં નવીન સામર્થ્ય ઉપજાવે છે. જાણે કે કોઇ મહાન યોગીના પવિત્ર આત્મામાંથી પ્રબળ શક્તિ પ્રેરક ઉદ્દગારો બહાર નીકળી રહ્યા હોય તેમ તેનું દરેકે દરેક વાક્ય વાંચકના અંતઃકરણમાં સચોટ લાગે છે. રાજયોગનું ભાષાંતર ઘણી ભાષાઓમાં થએલું છે; તે ઘણા દેશોમાં પ્રસિધ્ધ કરવામાં આવેલું છે; અને યુરોપ, અમેરિકા તથા એશીઆનાં અસંખ્ય સુશિક્ષિત સ્ત્રી પુરૂષો તેને પ્રેમથી વાંચે છે.*

આ પ્રમાણે ન્યુયોર્કમાં ભાષણો કરવાથી સ્વામીજીને અત્યંત માન મળ્યું. ન્યુયોર્કની કેટલીક સમાજોમાં તો તેમનું નામ અત્યંત મોહક થઇ રહ્યું અને પુષ્કળ વિદ્વાનો અને ધનવાનો તેમનાથી આકર્ષાઇ રહ્યા. પણ સ્વામીજીને મહેનત પણ બહુ સખ્ત કરવી પડતી હતી. દિવસમાં તે બે વાર ભાષણો આપતા, લાંબો પત્રવ્યવહાર કરતા, અનેકોને ખાનગી મુલાકાત આપતા, કેટલાકને ઘરમાં બેઠે બેઠે બોધ આપતા અને પોતાના અનુયાયીઓના શિક્ષણને માટે અનેક લેખો તેઓ લખતા. આ બધું કાર્ય કરવામા સવારથી તે મોડી રાત સુધીનો તેમનો સઘળો વખત ચાલ્યો જતો. આવી સખત મહેનતને લીધે

*આ સંસ્થા તરફથી પણ હવે જેમ બને તેમ જલદીથી "રાજયોગ"નું ભાષાંતર પ્રસિદ્ધ થનાર છે.

બીજો કોઇ હોત તો તેનું ગમે તેવું સુદૃઢ શરીર પણ બે ચાર દિવસમાં તુટી ગયું હોત; પરંતુ બ્રહ્મચર્ય, નિષ્કામતા અને બ્રહ્મસાક્ષાત્કાર જન્ય કૃતકૃત્યતા તથા કર્તા છતાં અકર્તાપણાના (ગુણૈઃ ગુણાનુવર્તંતે ઇત્યાદિ) અલૌકિક ભાવો, એ સર્વ આવા કાર્ય કર્તાઓમાં જે રસ અને બળ પુરે છે, તે વાત તેવાઓજ જાણે છે.

કેટલાએ ધનવાનો, ગરીબો અને વ્યાંપારીઓ વગેરે રાત દિવસ પ્રવૃત્તિમાંજ જીવન ગાળે છે; પરંતુ તેમની પ્રવૃત્તિ માત્ર દ્રવ્યનો સંગ્રહ વધારવા માટે તેમજ સ્વાર્થી વાસનાઓને સંતોષવાને માટેજ હોય છે. સ્વામીજીની નિઃસ્વાર્થ પ્રવૃતિએ એવા સર્વ લોકોને સમજાવ્યું છે કે ગમે તેટલી પ્રવૃત્તિ કર્યા કરો, પણ તેમાં તમે **જ્યાં સુધી નિષ્કામતા કે નિઃસ્વાર્થતાને જરાક પણ સ્થાન નહિ આપો ત્યાં સુધી તમારી સઘળી પ્રવૃત્તિઓ અધોગતિનેજ પ્રાપ્ત કરાવનારી છે.**

ખરો કર્મયોગી કેવો હોય, વેદાન્તના સિધ્ધાંત પ્રમાણે નિષ્કામ કર્મ કયું કહેવાય, વિષયવાસનાઓથી પર થઇ રહેલું ઉચ્ચ જીવન કેવા પ્રકારનું હોય, માનવજાતિને માટે નિઃસ્વાર્થપણે કામ કરનારના અંતઃકરણમાં કેવા નિરતિશય અને અપૂર્વ આનંદનો વાસ થઇ રહેલો હોય છે અને કર્મયોગના જ્ઞાન તથા અભ્યાસ વડે કરીને અસાધ્ય કાર્યો પણ કેવાં સાધ્ય થઇ શકે છે, એ સર્વે સ્વામીજીએ પોતાની જાતના દાખલાથી દર્શાવી આપ્યું છે.

કેટલીક વખત સ્વામીજી બ્રહ્મજ્ઞાની જેવા દેખાતા તો કેટલીક વખત તે પ્રભુના એક ભક્ત જેવા નમ્ર અને ભાવયુક્ત જણાતા. ન્યુયોર્કનાં કેટલાંક સ્ત્રીપુરૂષો તેમના ઉમદા વેદાન્ત બોધથી એટલાં બધાં આકર્ષાઇ ગયાં અને તેમના પવિત્ર અને સુખી જીવનથી તેમનાં મન ઉપર એટલી બધી અસર થઇ રહી કે તેઓ સ્વામીજી આગળ પવિ-

વ્રતા અને બ્રહ્મચર્યનું વ્રત લઇ તેમનાં શિષ્ય બની રહ્યાં. સ્વામીજી પાસેથી દિક્ષા લઇને તેઓએ હિંદુ નામો ધારણ કર્યાં. તેઓમાં મુખ્ય અભયાનંદ, કૃપાનંદ અને યોગાનંદ હતા. સંન્યાસી થયા પહેલાં કૃપાનંદ ન્યુયોર્કમાં એક પ્રસિધ્ધ વર્તમાનપત્રના લેખક હતા. સ્વામી અભયાનંદ એક ફ્રેંચ સ્રી હતી. ન્યુયોર્કની સમાજોમાં જડવાદ અને સમાજશાસ્ત્રના. હિમાયતી તરીકે તે બહુજ પ્રખ્યાત હતી. સ્વામી યોગાનંદ તે ન્યુયોર્કના પ્રસિધ્ધ ડોકટર સ્ટ્રીટ હતા. આ સંન્યાસી શિષ્યો શિવાય બીજાં પણ અનેક મનુષ્યો બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરી રહ્યાં હતાં અને સંન્યાસ દિક્ષા લેવાની આકાંક્ષા ધરાવતાં હતાં. અનેક પ્રસિધ્ધ ગૃહસ્થો પણ સ્વામીજીના શિષ્યો બની રહ્યા હતા. મીસીસ ઓલ બુલ નામની એક પ્રખ્યાત અને ધનાઢય સ્રી સ્વામીજીની ચુસ્ત શિષ્ય બની રહી હતી. સ્વામીજીના અસંખ્ય વિદ્યાર્થીઓમાં પ્રોફેસર વાઇમેન, ડોકટર એલન ડે, વગેરે પણ હતા. ઘણા પાદરીઓ તેમનાં ભાષણો સાંભળવાને દરરોજ આવતા હતા. ન્યુયોર્કમાં આવેલી **ડીકસન સમાજ**માં ભાષણ આપવાને સ્વામીજીને વારંવાર બોલાવવામાં આવ્યા હતા. ડોકટર રાઇટ નામના પ્રસિધ્ધ પ્રોફેસર તે કાર્ય માટે તેમની ભલામણ કરી રહ્યા હતા. જે ભૂમિમાં સર્વે મનુષ્યો ઐહિક સુખ અને જગતની મિથ્યા વાસનાઓનેજ વળગી રહેલા હતા અને જ્યાં વૈરાગ્યના નામથી પણ સૌ આઘા રહેતા હતા, તે ભૂમિના મનુષ્યો આ પ્રમાણે સંન્યાસ ગ્રહણ કરે અને વેદાન્તમય જીવન ગાળી રહે, એ બીના સ્વામીજીની અગાધ શકિત અને તેમનાં ભાષણોની અદ્‌ભુત અસરની પુરેપુરી સાબીતિ આપે છે. સ્વામીજીની આવી ફતેહથી કયા હિંદવાસીનું હૃદય ઉછળશે નહિ?

વળી સ્વામીજીના પ્રયાસથી માત્ર આટલુંજ પરિણામ આવ્યું એમ નહોતું. અનેક વ્હેમો અને ખોટા ખ્યાલોને દૂર કરી સાચા

સત્યની શોધમાં વિચરવાની પ્રબળ ઇચ્છા સ્વામીજીએ અમેરિકનોનાં હૃદયમાં પ્રગટાવી મુકી છે. આજે અમેરિકનો વેદાન્તનાં પુસ્તકોની માગણી કરી રહેલા છે; વાતચીતમાં પણ તેઓ ઘણા સંસ્કૃત શબ્દો વાપરવા લાગ્યા છે; શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજ વગેરેનાં નામ હક્સલી, સ્પેન્સર વગેરેનાં નામો સાથે અમેરિકામાં સાંભળવામાં આવે છે; અને મેક્સમુલર, કોલબ્રુક, ડ્યુસન જેવા વેદાંતીઓનાં પુસ્તકો અમેરિકનો પ્રેમથી વાંચવા લાગ્યા છે. આ સઘળું સ્વામીજીએ ઉપજાવેલી અસરનુંજ પરિણામ છે. ન્યુયોર્કમાં સારા બર્નાર્ડ નામની પ્રખ્યાત નાટકકાર સ્વામીજીને મળવાને આવી અને હિંદુ તત્ત્વજ્ઞાનને માટે પોતાનો અત્યંત ભાવ દર્શાવી તેમાં રસ લેતી થઇ. વીજળી સંબંધી અનેક શોધો કરનાર વિજ્ઞાનશાસ્ત્રી નીકોલા ટેસલા, સ્વામીજીનું સાંખ્ય તત્ત્વજ્ઞાન ઉપરનું ભાષણ સાંભળીને અત્યંત વખાણ કરવા લાગ્યા. તેમણે કબુલ કર્યું કે હિંદુઓનુંજ જગતની ઉત્પત્તિ અને રચના સંબંધીનું જ્ઞાન સૌથી શ્રેષ્ઠ છે. વળી તેમણે જણાવ્યું કે કલ્પ, પ્રાણ, આકાશ વગેરેનો પુરેપુરો અને ખરો ખ્યાલ સાંખ્યશાસ્ત્રજ આપી શકે તેમ છે. જગતની રચના સંબંધીના પ્રશ્નોનું નિરાકરણ કરવાને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રે હિંદુઓના સાંખ્યશાસ્ત્રનોજ આશ્રય લેવો જોઇએ. એમ નીકોલા ટેસલા સર્વેને કહેતા હતા.

ન્યુયોર્કથી સ્વામીજી થાઉઝન્ડ આઇલેન્ડ પાર્ક નામના સ્થળે ગયા. એ સ્થળ એક ટેકરી ઉપર એકાંતમાં આવેલું હતું. અમેરિકન વિદ્યાર્થીઓ અને શિષ્યોમાંના બારેક જણ સ્વામીજીની સાથે હતા. સ્વામીજીનાં ભાષણો સાંભળવાં એ તો એક મહદ્ભાગ્ય હતુંજ, પણ તેમના સમાગમમાં આખો વખત આવવું અને તેમના જીવનના ભાગી થવું એ તો બહુજ શ્રેયસ્કર હતું. તે સ્થળમાં સ્વામીજી સાત અઠવાડીયાં રહ્યા હતા. એ દરમીઆન તે પોતાના શિષ્યોને દરરોજ બોધ આપતા

હતા. ઉપરાંત તેમને સ્વામીજીના અદ્દભુત જીવનના ભાગી થવાનો પણ અમુલ્ય લાભ મળ્યો હતો. સ્વામીજીનું જીવન સંપૂર્ણ સુંદર અને સંતુષ્ટ હતું. તે ઘણુંજ ભવ્ય લાગતું, પણ તેની સાથે તેમાં અત્યંત સાદાઇ પણ નજરે આવતી હતી. તેમનું મન સદાએ ઉચ્ચ ભાવો અને વિચારોથી ભરપુર દેખાતું હતું. ૐ, શિવ, રામકૃષ્ણ, જગદંબા તેમજ બીજા પણ ઉચ્ચભાવ પ્રદર્શક ઉદગારો સ્વામીજી મુખમાંથી વારંવાર બહાર કહાડતા અને તે ઉદગારોથી શિષ્યોને કંઇક અલૌકિકજ ભાન થતું. કોઇ વખત તે ક્રાઇસ્ટની વાતો કરતા, તો કોઇ વખત શ્રીશંકરાચાર્યનું અદ્દભુત તત્વજ્ઞાન સમજાવતા અને કોઇ વખત શ્રીકૃષ્ણને એક અદ્દભુત યોગી તરીકે પ્રતિપાદન કરતા. આખો દિવસ તેમનું મન કોઇને કોઇ સત્યમાં રમમાણ રહેતું. વખતો વખત તે જ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચી જતું અને તેમાંથી કોઇ નવુંજ સત્ય નવીન પ્રકાશ રૂપે બહાર નીકળી આવતું.

સ્વામીજી નિયમિત રીતે કોઇને બોધ આપતા નહોતા. તેમ થવું અશક્ય હતું. ઇશ્વર પ્રેરિત મનુષ્યો જગતને અનેક સત્યોનો બોધ આપે છે, પણ તેમનો બોધ નિયમિત હોતો નથી. જેમ જેમ પ્રેરણા થતી જાય છે, અને જેમ જેમ અંતરાત્માના ઉંડા પ્રદેશમાં ઉતરાતું જાય છે તેમ તેમ અનેક સત્યો સ્ફુરતાં ચાલે છે અને કહેવાતાં ચાલે છે. પ્રાચીન રૂષિઓએ તે પ્રમાણેજ સત્યોનું શોધન અનેક યત્નોદ્વારા કરેલું છે. ઇશ્વર પ્રેરણા ઉપર તે નિયમિતપણાનો આનવનો કાયદો કેમ લાગુ પડે! સ્વામીજી પણ તેને માટે કહેતા હતા કે પાશ્ચાત્યોમાં બહુ નિયમિતપણું હોવાને લીધેજ ત્યાં ખરા ધાર્મિક પુરૂષો પાકતા નથી." એથી કરીને તેમના શિષ્યો તેમની આસપાસ વીંટળાયલાજ રહેતા અને સ્વામીજીના મુખમાંથી જે ઉદગારો નીકળે તે ઝટ ટપકાવી લેતા. મીસ વોલ્ડો નામની એક શિષ્યાએ તેમના

સઘળા ઉદ્દગારો ટાંકી લઇ તેમને "ઇન્સ્પાયર્ડ ટોક્સ" (ઇશ્વર પ્રેરિત વાતો ) એ નામના પુસ્તક રૂપે પ્રગટ કરેલા છે. એ પુસ્તક વાંચવાથી માલમ પડે છે કે સ્વામીજી એ સ્થળમાં કેવી અદ્દભુત પરાવસ્થા ભોગવી રહ્યા હતા અને ઇશ્વર પ્રેરિત મનુષ્ય તરીકે તે કેવા અલૌકિક ઉદ્દગારો કહાડી રહ્યા હતા. એ ઉદ્દગારો સ્વામીજીનાં આંતર જીવનનો આપણને ખ્યાલ આપે છે અને ધાર્મિક ભાવનાઓ ઉપર નવોજ પ્રકાશ પાડે છે.

સ્વામીજી તેમના શિષ્યોના ગુરૂ હતા, એટલુંજ નહિ પણ તેમના પાલક અને રક્ષક પણ હતા. શિષ્યો ઘરનું બીજું કામ કરતા અને સ્વામીજી સર્વેને રસોઇ કરીને જમાડતા! કેવો તેમનો શિષ્યો પ્રત્યે ભાવ! હિંદુ ભોજનની જુદી જુદી વાનીઓ કરીને તે પોતાના શિષ્યોને ચખાડતા; કેમકે રસોઇ કરવામાં પણ સ્વામીજી ઘણા કુશળ હતા. રસોઇ કરતે કરતે તે રસોડામાંથી બહાર આવતા અને અનેક સત્યોને ઉચ્ચારતા! આમ રસોઈનું કામ કરતે કરતે તેમનું ચિત્ત તત્વજ્ઞાનના અનેક વિષયોમાં લાગી રહેતું અને પ્રસંગે પ્રસંગે તેમાંથી અલૌકિક વિચારો બહાર નીકળી આવતા. થાઉઝન્ડ આઇલેન્ડ પાર્કમાં સ્વામીજીનું જીવન નિહાળવાને અને તેના ભાગી થવાને જેઓ ભાગ્યશાળી થએલા છે તેઓજ માત્ર તેમના જીવનની અદ્દભુતતા સમજી શકે તેમ છે. મીસ વોલ્ડો લખે છે કે "અહાહા! કેવું ઉચ્ચ અને પવિત્ર જીવન!"

જીવનના સાદામાં સાદા પ્રસંગોમાં પણ સ્વામીજીને આધ્યાત્મિક સત્યોનો ભાસ થતો. તે એકાન્ત વાસમાં હોય કે મોટા શહેરના પુષ્કળ ઘોંઘાટમાં ફરતા હોય, પણ તેમનું ચિત્ત સદાએ તેમના ગુરૂની માફક એકાગ્ર જેવું રહ્યા કરતું અને કોઇ કોઇ વખત તો પોતાની આસપાસ શું થાય છે તેનું પણ તેમને ભાન રહેતું નહિ. આમ

વારંવાર બનતું. એ દશાનું વર્ણન કરતાં સીસ્ટર નિવેદિતા–મિસ મારગરેટ નોબલ–લખે છે કે; "સ્વામીજી એક ખુણે બેસીને ધ્યાન કરતા કદી જણાતા નહોતા, પણ તેમનું ચિત્ત વખતો વખત એવી તો એકાગ્રતા પ્રાપ્ત કરી રહેતું કે બીજાને તેઓ સમાધિમગ્નજ લાગે." એક હિંદવાસી તેમના વિષે લખે છે કે "સ્વામીજી જ્યારે ધ્યાનમગ્ન બને છે ત્યારે માત્ર બે મિનિટમાંજ તે પોતાની આસપાસનું ભાન ભૂલી જાય છે, અને તેમને આખે શરીરે મચ્છરો વળગી રહ્યાં હોય તેની પણ તેમને ખબર પડતી નથી. અમેરિકાના રસ્તાઓમાં ગાડીઓ, ટ્રામો, મનુષ્યો અને બીજી વસ્તુની મોટી ધામધુમ મચી રહી હોય એવે વખતે સ્વામીજીને ટ્રામમાં બેસવાનો પ્રસંગ આવતો ત્યારે પણ તેઓ ધ્યાનગ્રસ્ત થઇ જતા અને ઉતરવાનું સ્થળ પસાર થઇ જવા છતાં પણ ટ્રામમાંજ બેસી રહેલા ઘણીવાર નજરે આવતા ! કેટલીકવાર તો ટ્રામનો નોકર તેમની પાસે ભાડું લેવા આવતો ત્યારેજ તેમને ભાન આવતું. આવા પ્રસંગોથી સ્વામીજી ઘણું શરમાતા અને ફરીથી એવું નહિ થવા દેવા સાવચેત રહેવાનું ધારતા." થાઉઝન્ડ આઇલેન્ડપાર્કમાં પણ તેમની સ્થિતિ તેવીજ હતી. વખતો વખતની એવી ધ્યાનાવસ્થાને અંતે તેમના જે અનેક ઉદ્દગારો બહાર આવેલા છે તે અસંખ્ય વિદ્વાનો અને જિજ્ઞાસુઓને મન અત્યારે મહાન સત્યો થઇ પડયાં છે.

થાઉઝન્ડ આઇલેન્ડપાર્કમાં થોડાક દિવસ રહ્યા પછી સ્વામીજી પાછા ન્યુયોર્કમાં આવ્યા. અહીંઆં તે શિષ્યોને વેદાન્તનો અભ્યાસ કરાવવા લાગ્યા. વેદાન્તના શિક્ષણને માટે તે વર્ગો ચલાવવા લાગ્યા. તે વર્ગોમાં સર્વેને આવવાની છુટ હતી. તે વર્ગો વિષે લખતાં એક શિષ્ય લખે છે કે "**બ્રુકલીનમાં** ત્યાંના જે મનુષ્યો સ્વામીજીનું ભાષણ સાંભળવાને આવ્યા હતા તેમાંના કેટલાક ન્યુયોર્કમાં આવીને રહ્યા

અને સ્વામીજીને ઉતારે જઇ તેમના ઉપદેશનો લાભ રોજ લેવા લાગ્યા. સ્વામીજીનો ઉતારો એક નાની ઓરડીમાં હતો, ત્યાં તે વર્ગો ભરાતા. પરંતુ વર્ગોમાં મનુષ્યોની સંખ્યા ઝટ વધવા લાગી. આખી ઓરડી ખીચોખીચ ભરાઈ જવા લાગી. સ્વામીજી જમીન ઉપર બેસતા અને શ્રોતાજનોમાંના ઘણા પણ તેમજ કરતા. શ્રોતાઓની ભીડને લીધે સુવાનો ખાટલો, ખુણામાં આવેલો પાણીનો નળ, વગેરે સ્થળે પણ લોકો બેસવા લાગ્યા. બારણું ઉઘાડું રાખવામાં આવતું અને ઓરડીમાં આવવાના દાદર ઉપર પણ લોકો બેસતા. અહાહા! તે વર્ગો! તે કેટલા બધા રસપૂર્ણ હતા! તે વર્ગોમાં આવવાને જે ભાગ્યશાળી થયું હશે તે તેને કદીએ ભૂલશે નહિ. સ્વામીજી ઘણાજ ભવ્ય દેખાતા હતા, પણ તેમની ભવ્યતામાં અત્યંત સાદાઇ નજરે આવતી હતી. તે ઘણા ગંભીર દેખાતા અને અંતઃકરણપૂર્વક જ બોલતા. તેમની વકતૃત્વશક્તિ અલૌકિક હતી અને ખીચોખીચ ભરાઇને બેઠેલા વિદ્યાર્થીઓ પોતાને પડતી અડચણો ભૂલી જઇને સ્વામીજીના મુખમાંથી નીકળતા શબ્દે શબ્દને ધ્યાન દઈને સાંભળતા."

"આવી સાદી રીતે સ્વામી વિવેકાનંદે વેદાન્ત શિખવવાની પ્રથમ ન્યુયોર્કમાં શરૂઆત કરી હતી. સ્વામીજી પોતાના શ્રમને માટે બદલામાં કંઇ પણ લેતા નહોતા. તેમની ઓરડીનું ભાડું ઉઘરાણું કરીને આપવામાં આવતું હતું. જ્યારે ઉઘરાણું બરાબર થતું નહોતું ત્યારે સ્વામીજી હિંદની સામાજિક સ્થિતિ ઉપર જાહેર વ્યાખ્યાનો આપી તેમાંથી મળેલા દ્રવ્યનો ઉપયોગ પોતાના વર્ગોના નિભાવને માટે કરતા. હિંદુ ધર્મોપદેશકોની ફરજ છે કે તેમણે પોતાના વર્ગો અને વિદ્યાર્થીઓનો નિભાવ કરવો અને કોઇ વિદ્યાર્થીને જરૂર હોય તો તેને માટે ઉપદેશકે ખુશીથી ગમે તે જાતનો ભોગ આપવો, એમ સ્વામીજી કહેતા હતા."

"વર્ગો ફેબ્રુઆરીમાં શરૂ થયા અને જુન સુધી તે ચાલ્યા હતા. પણ તે દરમ્યાનમાં વિદ્યાર્થીઓની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી કે નીચેનો એક મોટો હોલ અને તેની બહારની જગ્યા પણ ભાડે લેવી પડી હતી. દરરોજ સવારે અને ઘણુંખરૂં સાંજે વર્ગો ભરવામાં આવતા. કોઇ વખત રવિવારે પણ ભાષણો આપવામાં આવતાં. કેટલાકનું માત્ર ભાષણ સાંભળીને સમાધાન થતું નહોતું, તેમને માટે શંકા સમાધાનનો સમય પણ રાખવામાં આવ્યો હતો."

હિંદના પ્રાચીન ઋષિઓની માફક સ્વામીજી ધનવાન અને સત્તાવાન અમેરિકનોને વેદાન્તનો બોધ કરી રહ્યા હતા. એ દેખાવ જોઇને કયા હિંદુનું હૃદય ઉછળે નહિ ? અમેરિકનો પાસે પુષ્કળ દ્રવ્ય હતું અને તે આપવાને તેઓ તૈયાર પણ હતા, છતાં સ્વામીજી બોધને માટે એક પાઇ પણ લેતા ન હોતા. **ધર્મનો ઉપદેશ કંઇ પણ લીધા વગરજ કરવો જોઇએ; ધર્મ કાંઇ વેચવાની વસ્તુ નથી;** એમ સ્વામીજી કહેતા. કેટલાક વર્તમાનપત્રોના ખબરપત્રીઓ અને માસિકોના અધિપતીઓ હિંદ વિષેની માહિતી મેળવવાને તેમની પાસે આવતા અને સ્વામીજીની પોતાની ખાસ ટેવો કયી કયી છે, તેમનો ધર્મ શો છે, પાશ્ચાત્ય સુધારા વિષે તેમનો શો અભિપ્રાય છે, ભવિષ્યમાં તે કેવું કાર્ય કરવા ધારે છે, તેમનો આહાર વિહાર કેવા પ્રકારનો છે, પૂર્વાશ્રમમાં તે કોણ હતા, શું કરતા હતા, હિંદુઓની રીતભાત કેવી હોય છે, હિંદની રાજદ્વારી સ્થિતિ કેવી છે, વગેરે અનેક પ્રશ્નો પૂછતા હતા. વળી દૂરનાં ગામોમાંથી સ્વામીજીને આમંત્રણો આવતાં અને ત્યાં ભાષણો આપવાને તે પગે ચાલીનેજ જતા.

કોઇ કોઇ વખત એક અઠવાડીઆમાં તેમને બાર કે ચૌદ ભાષણો આપવાં પડતાં. શારીરિક અને માનસિક શ્રમ પણ ઘણોજ વેઠવો

પડતો. આખું અમેરિકા તેમની પાછળ ગાંડુ ઘેલું થઇ રહ્યું હતું. કેટલાક સ્વામીજીને પોતાને ઘેર બોલાવતા તો કેટલાક જાહેર વ્યાખ્યાનો આપવાની અરજ કરતા. અમેરિકામાં સર્વત્ર જડવાદ વ્યાપી રહેલો હતો અને તેથી ઘણા મનુષ્યોના આત્માને સંતોષ થતો નહોતો. હજારો સમાજો અને સંસ્થાઓ ત્યાં ઉભી થએલી હતી, પણ તે સર્વ ઐહિક વિષયો સંબંધીજ બોધ કરતી. અમેરિકન પ્રજા વિષયભોગથી તૃપ્ત થઇ રહેલી હતી, જડવાદના સિદ્ધાંતોથી તે કંટાળી રહી હતી. તે પોતાના હૃદયને અને પોતાના આત્માને સ્પર્શ કરી શકે એવા કોઈ મહા સત્યને મેળવવાને ચ્હાતી હતી. જડવાદથી અસંતુષ્ટ બની રહેલા અસંખ્ય મનુષ્યોના હૃદયમાં સ્વામીજીનો બોધ સાંભળીને બાહ્ય પદાર્થોમાં સંતોષ અને ધર્મ જિજ્ઞાસાનો વાસ થવા લાગ્યો. યોગ્ય અધિકારીઓ એથી પણ આગળ વધીને અભ્યાસમાં તેમજ આત્માના પ્રદેશમાં વિચરવા લાગ્યા. અમેરિકનોને મન તે કેવો અપૂર્વ અનુભવ હતો! કોઇ અતિશય ભુખ્યાને જેમ ખાવાનું મળે, કોઇ મરવા પડેલા તરસ્યાને જેમ પાણી મળે તેમ સ્વામીજીના બોધથી તેમનો આત્મા ઠરતો હતો.

સ્વામીજીનો બોધ અપૂર્વ હતો. તેમનાં વચનો અમેરિકનોને નવાઇ જેવાંજ લાગતાં. આ સમયે સ્વામીજીના સંબંધમાં ન્યુયોર્ક ફ્રેનોલોજીકલ જર્નલ (મસ્તિષ્કવિદ્યા સંબંધી માસિક પત્ર) શું કથી રહ્યું હતું તે જાણવું ઘણું રસ ભરેલું છે. તે માસિકના અધિપતિએ લખ્યું હતું કે; "સ્વામી વિવેકાનંદ હિંદુ જાતિનો એક સુંદર નમુનો છે. તે ઉંચાઇમાં પાંચ ફુટ અને સાડા આઠ ઇંચ છે. તેમનું વજન એકસોને સીત્તેર રતલથી વધુ છે. તેમના મસ્તકનો પરીઘ પોણી બાવીસ ઇંચ છે. તેનો વ્યાસ ચૌદ ઇંચ છે. આથી કરીને તે શરીર તથા મગજની બાબતમાં જેવા જોઇએ તેવાજ છે. પોતાની માનસિક શક્તિઓને

અનુકુળ થાય એવા સ્થળમાં તે પોતાનો માર્ગ કરી લે છે. તેમની મિત્રતાથી તે તેમના કાર્યમાં મદદ અને ઉત્તેજન આપ્યાનો બદલો વાળે છે. એમના સંસ્કારો એવા છે કે લગ્ન સંબંધી વિચાર તેમાં આવી શકતોજ નથી. તે ખરેખરૂંજ કહે છે કે કોઇ પણ સ્ત્રી સાથે પ્રેમમાં પડવાનો વિચારજ તેમના મનમાં કદીએ આવ્યો નથી. તે વિગ્રહની વિરૂદ્ધ છે અને સંપૂર્ણ નમ્રતાનો બોધ કરે છે. આથી કરીને તેમનું મસ્તક કર્ણ પ્રદેશમાં સંકુચિત હોવું જોઇએ અને તે તેમજ છે. દ્રવ્ય અને તેની માલકી વિષેના પ્રશ્નોનો તે અનાદર કરે છે અને કહે છે કે તેમની પાસે કોઇ પણ પ્રકારની મિલકત નથી અને તે ઉપાધિ તેમને ગમતી પણ નથી. તેમનો આ વિચાર અમેરિકનોના મનને ઘણોજ વિચિત્ર લાગે છે, છતાં પણ આપણે કબૂલ કરવુંજ જોઇએ કે **સ્વામીજીના મુખ ઉપર જે સંતોષ અને શાંતિનાં ચિન્હો દેખાઇ આવે છે તે અમેરિકાના કરોડાધિપતિઓ "રસેલ સેજ" અને "હેટી ગ્રીન" નાં મુખ ઉપર પણ જણાઇ આવતાં નથી.** તેમનામાં સ્થિરતા અને સહૃદયતા પૂર્ણ વિકાસને પામી રહેલાં છે. પરોપકારવૃત્તિ તેમના જીવનમાં સ્પષ્ટ જણાય છે. તેમનાં લમણાં પહોળાં છે અને તે તેમનું સંગીતનું જ્ઞાન પ્રગટ કરે છે. તેમનાં ભવ્ય અને વિશાળ નેત્રો તેમની અદ્ભુત સ્મરણશક્તિને અને તેમનાં ભાષણોમાં તેમણે દર્શાવેલી અલૌકિક વકતૃત્વ શક્તિને સિદ્ધ કરે છે. ટુંકામાં કહીએ તો દયા, અનુકમ્પા, તત્વજ્ઞાનમાં ઉંડો પ્રવેશ અને ઉચ્ચ શિક્ષણ કાર્યમાં જય મેળવવાની ઇચ્છા, એ તેમનાં ખાસ લક્ષણો છે. તે કલકત્તા યુનિવર્સીટિના એક ગ્રેજ્યુએટ છે, છતાં જાણે કે લંડનના રહેવાસી હોય તેમ સારી પેઠે શુદ્ધ અંગ્રેજી બોલે છે. સર્વધર્મપરિષદમાં તેમણે સર્વ મનુષ્યો તરફ આત્મભાવથી જોવાનું શિખવ્યું હતું. માત્ર એટલોજ બોધ કર-

વાનું તે જારી રાખશે તોપણ તેમનું કાર્ય અમેરિકામાં અતિશય ઉપકારક અને સંમાનનીય થયા વગર રહેશે નહિ."

અમેરિકામાં સ્વામીજી રહ્યા તે દરમ્યાનમાં સ્વાભાવિકપણેજ જાણે કેટલીક યોગિક શક્તિઓ તે પ્રાપ્ત કરી રહ્યા હોય એમ તેમને જણાતું હતું. પણ તે વિષે તે કોઇને વાત કરતા નહોતા. તેમ તેઓ આવી શક્તિઓને કોઇ પણ પ્રકારની મહત્તા આપતા નહોતા અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ આગળ તેને તુચ્છજ ગણતા હતા. અભ્યાસી માટે તો તેઓ એવી શક્તિઓને અંતરાયરૂપ અને તેવી શક્તિઓ મેળવવાની ઇચ્છાને ઇશ્વર પ્રાપ્તિની વિરોધીજ કહેતા.

સ્વામીજી હવે ખાનગી અને જાહેરમાં બોધ આપવા ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓને ધ્યાન અને બીજી યોગની ક્રિયાઓ પણ શિખવવા લાગ્યા. ધ્યાનાવસ્થા તેમને સ્વાભાવિક હોવાથી પોતાના વિદ્યાર્થીઓને ધ્યાન ધારણાદિ શિખવતાં પણ સ્વામીજી ધ્યાનસ્થ બની જતા અને એવે વખતે તેમના વિદ્યાર્થીઓ તેમને તેવીજ સ્થિતિમાં મૂકીને ચાલ્યા જતા. કોઇ કોઇવાર ધીમેથી તે સંસ્કૃત શ્લોકો અને વેદો કે ઉપનિષદોનાં વાક્યોને ઉચ્ચારતા. આધ્યાત્મિક સત્યો અને આનંદનું જે વાતાવરણ દક્ષિણેશ્વરમાં શ્રીરામકૃષ્ણની આસપાસ ફેલાઇ રહ્યું હતું તેવુંજ આધ્યાત્મિક વાતાવરણ અમેરિકાના દૂર પ્રદેશમાં સ્વામી વિવેકાનંદની આસપાસ પ્રસરી રહ્યું હતું. તેમની પાસે જે અમેરિકનો આવતા તે અત્યંત શાંતિ, શક્તિ, આનંદ અને વિકાસને અનુભવતા. તે વખતે એક પ્રસિદ્ધ લેખકે સ્વામીજીના ચારિત્ર્યનું વર્ણન નીચે પ્રમાણે કર્યું હતું:—

"જે મનુષ્યો સ્વામી વિવેકાનંદને મળેલા છે અને જેમણે તેમનાં ભાષણો સાંભળેલાં છે તેઓ સ્વામીજીની મોહક વ્યક્તિ, સુંદર અને બુદ્ધિવંત ચહેરો, દિવ્ય તેજથી ભરેલું અને એક બાળકની માફક નિર્દોષ હાસ્ય કરતું તેમનું મુખારવિંદ, સંગીત જેવો મધુર અવાજ,

અસાધારણ વક્તૃત્વશક્તિ, અદ્દભુત વાક્ચાતુર્ય અને બીજા જે જે ગુણો વડે શ્રોતાજનો તેમને ઇશ્વર પ્રેરિત વક્તા કહે છે–તે સર્વ કદીએ વિસરશે નહી."

સ્વામીજીની અપૂર્વ ફતેહની ખબર આખા હિંદુસ્તાનમાં પહોંચી વળી. હિંદનાં વર્તમાનપત્રો અને માસિકોમાં સ્વામીજીના પ્રસિદ્ધ ભાષણની નોંધ લેવાઇ અને તે વિષે અગ્રલેખો પણ લખવામાં આવ્યા. મદ્રાસથી આલમોરા અને કલકત્તાથી મુંબઇ સુધીના સઘળા હિંદુઓ તે પ્રસિદ્ધ ભાષણને વાંચીને તેનું મનન કરવા લાગ્યા. તેને વાંચતાં તેમનાં હૃદયોમાં અત્યંત હર્ષની લાગણી ઉત્પન્ન થઇ અને પોતાના હિંદુ ધર્મને માટે ગૌરવ લઈ તે ધર્મના ઉપદેશક તરીકે અપૂર્વ ફતેહ મેળવી રહેલા વીરપુરૂષ–વિવેકાનંદ તરફ અત્યંત પૂજ્યભાવ દર્શાવવા લાગ્યા.

આ વખતે સ્વામી વિવેકાનંદનું નામ અખિલ ભારતવર્ષમાં ઘેરે ઘેર પ્રિય થઇ રહ્યું હતું. તેમણે પોતાના દેશની અને ધર્મની જે મહાન સેવા બજાવી હતી, તેમજ અમેરિકામાં હિંદુ વિચારોને અને સ્વામીજીને ભારે આવકાર મળ્યો હતો તે સાંભળીને સઘળા હિંદુઓ હર્ષઘેલા થઇ રહ્યા હતા. જે ભૂમિ મગરૂરીમાં ગરક હોઇ હિંદને એક પરતંત્ર દેશ તરીકે ગણતી હતી અને હિંદવાસીઓને વહેમી અને જંગલી ધારતી હતી; તે ભૂમિ ( અમેરિકા ) ભારતવર્ષની મહત્તા સ્વીકારે, એ બનાવ હિંદુસ્તાનની તવારીખમાં પહેલ વહેલોજ હતો.

સ્વામીજીનું પવિત્ર નામ હિંદના દરેક પ્રાંતમાં સંભળાઇ રહ્યું હતું. એમાં પણ સ્વાભાવિક રીતે મદ્રાસ અને બંગાળા ઇલાકામાં લોકો સ્વામીજી તરફ વધારે પ્રેમ અને માન દર્શાવી રહ્યા હતા. ત્યાં સ્થળે સ્થળે સભાઓ ભરાતી હતી અને સ્વામીજીના ગુણ ગવાઇ રહ્યા હતા. છેક દક્ષિણમાં આવેલા રામનદથી તે ઉત્તરમાં રજપુતાના

સુધી દરેક નગરમાં તેમના કાર્યનાં વખાણ થતાં હતાં. હિંદનાં પુષ્કળ સ્થળોમાંથી સ્વામીજીને માનપત્ર મોકલવામાં આવ્યાં હતાં. રામનદન રાજાએ ખુશાલીનો તાર મોકલ્યો હતો. ખેત્રીના રાજા અજીતસિંહ બહાદુરે એક ખાસ દરબાર ભરી તેમાં ઠરાવ કરીને સ્વામીજી પર શાબાશી આપનારો પત્ર મોકલ્યો હતો. મદ્રાસ અને કલકત્તામાં પણ હિંદુઓએ મોટી મોટી સભાઓ ભરી સ્વામીજીને માનપત્રો મોકલ્યાં હતાં. કલકત્તામાં રાજા પ્યારીમોહન મુકરજી સી. એસ. આઇ., ઓનરેબલ જસ્ટીસ ગુરૂદાસ બેનરજી, ઇંડિઅન મિરર પત્રના અધિપતિ નરેન્દ્રનાથ સેન, ઇંડિઅન નેશન પત્રના અધિપતિ એન. એન. ઘોષ, બંગાળી પત્રના અધિપતિ અને સુપ્રસિદ્ધ વક્તા સુરેન્દ્રનાથ બેનરજી વગેરે અનેક સંભાવિત ગૃહસ્થો, રાજાઓ અને જમીનદારો સભામાં એકઠા મળ્યા હતા અને પોતાના હિંદુ ધર્મનું રક્ષણ કરનાર અને ભારતવર્ષની મહત્તા વધારનાર મહાપુરૂષ વિવેકાનંદના ગુણાનુવાદ ગાઇ રહ્યા હતા. કલકત્તા સ્વામીજીની જન્મભૂમિ હતું તેથી ત્યાં લોકોના હર્ષનો પાર રહ્યો નહતો. આ પ્રમાણે પોતાને અસંખ્ય માનપત્રો મળેલાં જોઇને સ્વામીજી જરા પણ ફુલાઇ ન જતાં એ સઘળું માન હિંદુ ધર્મને—પ્રાચીન ઋષિઓનેજ મળેલું માનતા. પોતાના કાર્યમાં એ માનથી સમસ્ત ભારતવર્ષે સંમતિ આપેલી તે ગણતા. આ ઉપરથી જુના પુરાણા આર્યાવર્તના હૃદયમાં પ્રાચીન પ્રજાકીય આદર્શ હજી પણ જાગૃત છે, અને ભારતવર્ષના પ્રજાજીવનનો પાયો હજી પણ મજબુત છે, એમ તેમની ખાત્રી થઇ. ભારતવર્ષ વિષે મોટી આશા તેમના મનમાં બંધાઇ અને પોતાની દ્રષ્ટિ સમીપ તેની ઉન્નતિનાં અનેક ભાવિ ચિત્રો તેઓ જોવા લાગ્યા. તેમને નિઃશંકપણે ભાસ આવવા લાગ્યા કે "ભારતવર્ષ એકવાર ફરીથી જાગૃત થયલો છે; તેને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું છે; તેનો પુનરોદ્ધાર

થએલો છે અને તે પ્રાચીન સમય કરતાં પણ વધારે કીર્તિ મેળવશે.”

આધુનિક સમયમાં હિંદમાં કલકત્તા વિદ્યા અને બુદ્ધિનું શ્રેષ્ટ સ્થળ બની રહેલું છે. આથી કરીને સ્વામી વિવેકાનંદને માન આપવાને કલકત્તાના ટાઉન હોલમાં જે સભા ભરવામાં આવી હતી તે આખા હિંદમાં સૌથી વધારે વિશાળ અને ભવ્ય હતી. ઘણા જુના વિચારના પંડિતો, બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓએ પણ તેમાં ભાગ લીધો હતો. હિંદુ ધર્મને અમેરિકામાં અપૂર્વ માન મળેલું જોઇને સૌ હિંદુઓનાં હૃદય આનંદથી ઉભરાઈ રહ્યાં હતાં. કલકત્તાના ટાઉન હોલમાં ભરાયલી ગંજાવર સભાનું પ્રમુખસ્થાન રાજા પ્યારીમોહન મુકરજીને આપવામાં આવ્યું હતું. પ્રમુખસ્થાનનો સ્વીકાર કરતા તે નીચેના શબ્દો બોલ્યા હતા;–

“આજે આપણે બધા જે સન્માન દર્શાવવાને અહીંઆં એકઠા મળ્યા છીએ તે માન આપણે કોને આપી રહ્યા છીએ? કોઈ એક રાજ્યની સેવા બજાવનાર અથવા બીજી કોઇ રીતે જય પ્રાપ્ત કરનારા મનુષ્યને નહિ, પણ એક સાદા સંન્યાસીનેજ આપણે આ ગંજાવર સભામાં માન આપવાને એકઠા થયા છીએ. તે સંન્યાસીની ઉમ્મર માત્ર ત્રીસજ વર્ષની છે. તેણે આપણા ધર્મના સિદ્ધાંતો અમેરિકન પ્રજાને અસાધારણ શક્તિ, યુક્તિ અને ચાતુર્યથી સમજાવ્યા છે અને હજારો અમેરિકનોની વાહ વાહ મેળવી છે. ( ખુશાલીની તાળીઓ ), હિંદુ ધર્મના સિદ્ધાંતો સમજાવીને ભાઇ વિવેકાનંદે, જગતના એક અતિ અગત્યના અને સુધરેલા ભાગની આંખો ઉઘાડી છે. વળી તેની ખાત્રી કરી આપી છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનની બાબતમાં પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્ર કે સાહિત્યમાંથી ઉચ્ચત્તમ વિચાર અને સિધ્ધાંત મળી આવશે નહિ, પણ તે આપણાં હિંદુ શાસ્ત્રોમાંથીજ મળી આવશે, ( ખુશાલીની તાળીઓ ) આપણી માતૃભૂમિને

યશ અને અગત્ય અપાવનાર આ મહાપુરૂષ–વિવેકાનંદને માન આપવાને આવી ગંજાવર સભા મળેલી જોઇને હું ઘણોજ ખુશી થાઉં છું. ”

સભાનું કામ શરૂ થયા પછી ઇંડિઅન મિરર પત્રના અધિપતિ બાબુ નરેન્દ્રનાથ સેને કરેલા ભાષણમાંથી થોડીક લીટીઓ અત્રે આપવામાં આવે છે. તે આ પ્રમાણે છેઃ

“આ નગરમાં આવી જાતની સભા આ પ્રથમ મળેલી છે, કારણ કે આપણે ઘણે ભાગે કોઈ રાજદ્વારી પુરૂષનેજ માન આપવાને એકઠા મળીએ છીએ, પણ આજે આપણે એક હિંદુ સાધુને માન આપવાને એકઠા થયા છીએ. તે સાધુ સમુદ્ર ઓળંગીને દૂરના પ્રદેશમાં ગએલા છે અને ત્યાં તેણે પોતાની વિદ્યાના પ્રભાવથી અને વકતૃત્વશક્તિથી હિંદુધર્મનો અદ્દભુત બચાવ કરેલો છે અને તેનું ગૌરવ વધારેલું છે. વળી વધારે આશ્ચર્યની વાત તો એજ છે કે તે સાધુની ઉમ્મર ભાગ્યેજ ત્રીસ વર્ષની હશે! આટલી નાની ઉમ્મરે અમેરિકન પ્રજા જેવી ઘણી આગળ પડતી પ્રજાને જે પુરૂષ એક વિજળીની માફક આંજી ચકિત કરી નાંખે, તે પુરૂષ ખરેખર ઘણોજ અદ્દભુત હોવો જોઇએ અને તેનું ચારિત્ર્ય ઘણુંજ ભવ્ય હોવું જોઇએ!...એમની ફતેહથી આપણુ હિંદુઓને પ્રજા તરીકે એક નવોજ જુસ્સો પ્રાપ્ત થયો છે. હિંદુ તવારીખનાં અંધકારયુક્ત પાનાં ઉપર તેમણે પ્રકાશનું એક ઘણુંજ તેજસ્વી કિરણ નાંખ્યું છે. સ્વામી વિવેકાનંદ જેવા મનુષ્યો હમેશાં પાકતા નથી. આપણી માતૃભૂમિના ઇતિહાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવવાને તે ઉત્પન્ન થએલા છે. તેમની શક્તિ અસાધારણ છે. તેમની વિશાળ અને તેજસ્વી આંખોમાંથી ચારિત્રના પ્રભાવનાં કિરણો સર્વત્ર પ્રસરી રહેલાં છે અને તે પોતાના પરિચયમાં આવનારા સર્વમાં નવીન પ્રકાશ

અને નવીન ચેતનની સ્ફુરણા કરે છે.”

બીજા અનેક સંભવિત ગૃહસ્થો, જેવા કે સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ એન. એન. ઘોષ વગેરેએ પણ પ્રસંગને અનુસરીને પોતાના વિચારો દર્શાવ્યા હતા અને સ્વામી વિવેકાનંદને માનપત્ર મોકલવામાં સંપૂર્ણ સંમતિ આપી હતી. આ સઘળા વકતાઓનાં ભાષણો અહીંઆં આપવાં અશક્ય છે. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે સ્વામીજીની ફત્તેહથી કલકત્તાના હિંદુઓનાં હૃદય ઉછળી રહ્યાં હતાં અને ટાઉન હોલમાં મળેલી સભામાં અપૂર્વ આનંદ અને ઉલ્લાસ સર્વની નજરે જોવામાં આવતો હતો. મદ્રાસ અને બેંગલોરમાં પણ તેવીજ સભાઓ થઇ હતી અને હિંદુસ્તાનના એક ખુણાથી બીજા ખુણા સુધી વિવેકાનંદનું નામ ગાજી રહ્યું હતું. મદ્રાસમાં રાજા સર રામસ્વામી મુડેલીયર અને દિવાન બહાદુર સુબ્રહ્મણ્ય આયર સી. આ. ઈ. જેવા સુપ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સભામાં ભાગ લીધો હતો. કુંભાકોનમ અને એવાં બીજાં નગરોમાં પણ સભાઓ ભરવામાં આવી હતી અને સ્વામીજીને માનપત્રો મોકલવામાં આવ્યાં હતાં. ખેત્રીના રાજાએ પણ માનપત્ર મોકલ્યું હતું. તે નૃપવર રાજા અજીતસીંહ બહાદુર જેની નસમાં ખરૂં ક્ષત્રિય લોહી વહી રહ્યું હતું, તેમણે હિંદુ ધર્મનો પ્રચાર કરાવવામાં કોઇ પણ જાતની પાછી પાની કરી નથી. સ્વામીજીને તે સદાએ સહાય કર્યાજ કરતા હતા. વળી હિંદના એક સાચા ક્ષત્રિય પુત્ર, પ્રાચીન ઋષિઓના પૂજક, યશસ્વી ક્ષત્રિયોના લાયક વંશજ રામનદના રાજા પવિત્ર ભાસ્કર સેતુપતિ પણ સ્વામીજીના શિષ્ય બની રહી તેમને સહાય કરી રહ્યા હતા.

સ્વામીજીએ અમેરિકામાં સ્ત્રી વર્ગ આગળ પણ અનેક ભાષણો આપ્યાં હતાં. એમાંનું એક ભાષણ “ હિંદમાં માતૃત્વ ” થી અમેરિકન સ્ત્રીઓનાં મન ઉપર એટલી તો પ્રૌઢ અસર થઇ હતી કે તેમણે એક

પત્ર સ્વામીજીની માતુશ્રી ઉપર મોકલ્યો હતો અને તેની સાથે મેરીના ખોળામાં બેઠેલા જિસસ ક્રાઇસ્ટનું એક ચિત્ર પણ મોકલ્યું હતું. પત્ર નીચે પ્રમાણે હતો.

" સ્વામી વિવેકાનંદનાં માતુશ્રી "

"વ્હાલાં બાઇસાહેબ, આ નાતાલના દિવસોમાં અહીંઆં અમે મેરીના પુત્ર જિસસ ક્રાઇસ્ટની પવિત્ર યાદગીરી ઉજવી રહેલાં છીએ. તે સમયે અમને એક વાત યાદ આવે છે કે તમારો યશસ્વી પુત્ર અમારી વચમાં જે મહદ્ કાર્ય કરી રહેલો છે તેને માટે અમે તમને ધન્યવાદ આપીએ છીએ. તેમણે અમારી આગળ એક ભાષણ આપ્યું હતું અને અમને હિંદુ માતાઓના આદર્શો સમજાવ્યા હતા. ઘણીજ ઉદારતાપૂર્વક તેઓ અહીંઆં પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની સેવા કરી રહેલા છે અને તેને માટે તે તમનેજ કારણભૂત ગણે છે. જેણે તેમનો બોધ સાંભળેલો છે તે તેમની માતા પ્રત્યે પૂજ્યભાવ દર્શાવવામાં પોતાની જાતને ધન્ય અને આશિર્વાદયુક્ત થયેલી ગણે છે. તમારા યશસ્વી પુત્રની મારફત તમે જે કાર્ય કરી રહેલાં છો, તેને માટે અમારી અંતઃકરણપૂર્વક તમને મુબારકબાદી છે. સમસ્ત જગત્ પાછું ભ્રાતૃભાવ અને એકતા તરફ વળવા લાગ્યું છે, એ વાતની આ મુબારકબાદી એક નજીવી નિશાની છે "

અમેરિકામાં વેદાન્તનો બોધ કરતે કરતે પણ સ્વામીજી ભારતવર્ષને ભૂલી ગયા નહોતા. ભારતવર્ષની દીનદુઃખી અવસ્થા તેમના મનમાં એક શુળની માફક સાલ્યા કરતી હતી.

હિંદુસ્તાનમાંના પોતાના અનેક શિષ્યોને પણ સ્વામીજી વિસરી ગયા નહોતા. તેમને તે વારંવાર પત્રો લખી અનેક પ્રકારનો બોધ, ઉત્સાહ, દિલાસો વગેરે આપતા અને તેમને આગળ વધવાને ઉશ્કે-

રતા. પાશ્ચાત્ય જીવનની અભિલાષાઓ, અમેરિકાનો અથાગ ઉદ્યોગ અને પ્રવૃત્તિ, વ્યવસ્થિતપણે કાર્ય કરવાની શક્તિ, એકત્ર થઇને વેપાર કરવાની યુક્તિ વગેરેથી તેમને વાકેફ કરતા અને હિંદમાં વ્યવસ્થિત-પણું, એકત્ર વિચાર, સંયુક્ત ઉદ્યોગ અને પ્રભુ ઉપર વિશ્વાસ હોવાની તેમજ સ્ત્રી કેળવણીની અત્યંત આવશ્યકતા જણાવતા. તેઓ લખતા કે; " તમે તમારી સ્ત્રીઓની સ્થિતિ સુધારી શકશો ? તે સુધારશો ત્યારેજ જગતમાં તમારૂં કલ્યાણ થશે, નહિ તો તમે જેવા પછાત છો તેવાને તેવાજ રહેશો. " સ્વામીજી હમેશાં આ બાબતને વધારે લક્ષ્યમાં રાખવાનું કહેતા કે " ધાર્મિકતામાં અમેરિકનો આપણા કરતાં ઘણાજ ઉતરતા છે, પણ તેમની વ્યવહારિકતા આપણા કરતાં ઘણીજ ચ્હડીઆતી છે. આપણે તેમને આપણા ધર્મનો બોધ આપવાનો છે અને તેમની વ્યવહારિકતામાં જે શ્રેષ્ટ હોય તે આપણે ગ્રહણ કરવાનું છે. "

પૂર્વ અને પશ્ચિમમાં સભ્યતાના નિયમો જુદા હોવાથી સ્વામીજી તે નિયમોને જાણવા તેમજ અનુસરવાને બનતી કાળજી રાખતા; પરંતુ અમેરિકામાં ઘણાં સ્ત્રી પુરૂષો સ્વામીજીના સ્વભાવ અને ચારિત્ર્યને ઓળખી ગયાં હતાં અને વારંવાર તેઓ ધ્યાનગ્રસ્ત બની રહે છે એમ તે જાણતાં હતાં, તેથી સમાજનો કોઇ પણ નિયમ તેમને માટે બાધકર્તા ગણાતો નહિ. સ્વામીજીને અમેરિકાની સુશિક્ષિત સમાજોમાં પણ એક સાધુને છાજે તેવું સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવામાં આવતું હતું.

આ વખતે અમેરિકામાં વિવેકાનંદને હારવર્ડ યુનિવર્સીટિ તરફથી આમંત્રણ આવ્યું હતું. ત્યાં સ્વામીજીએ વેદાન્ત ઉપર ભાષણ આપ્યું. એ ભાષણમાં તેમણે હિંદુ તત્ત્વજ્ઞાનનો સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો, કેટલે દરજ્જે વેદોને પ્રમાણભુત ગણવામાં આવે છે તે

સમજાવ્યું, અને વેદાન્તની ત્રણ શાખાઓ—અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત તથા દ્વૈતની પરસ્પર તુલના કરી બતાવી. તેમણે સમજાવ્યું કે દ્વૈતવાદીઓ જીવથી ભિન્ન રહેલા ઇશ્વરને માને છે; વિશિષ્ટાદ્વૈતવાદીઓ ઇશ્વર અને પ્રકૃતિને ભિન્ન ગણે છે, પણ પ્રકૃતિ ઇશ્વરનું શરીરજ છે એમ ગણે છે; અને અદ્વૈતવાદીઓ ઇશ્વરને જગતના ઉપાદાન અને નિમિત્ત કારણ તરીકે ઓળખે છે. અદ્વૈતવાદ પ્રમાણે ઇશ્વર અને જગત ભિન્ન નથી. ઇશ્વર જાતેજ જગત રૂપે ભાસે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તે ઇશ્વરજ છે અને પ્રતીત થતું જગત્ વાસ્તવમાં અસ્તિત્વ ધરાવતું નથી; ભેદ માત્ર નામ અને રૂપમાં રહેલો છે. અખિલ વિશ્વમાં એકજ આત્મા વ્યાપી રહેલો છે; કારણ કે આત્મા પારમાર્થિક વસ્તુ છે. જે પરમાર્થિક હોય તેજ અનંત હોય અને જગતમાં બે અનંત વસ્તુઓ સાથે સાથે હોઇ શકે નહિ. વેદાન્તની ત્રણે શાખાઓના પરસ્પર સંબંધ અને ભેદ સારી રીતે દર્શાવ્યા પછી તેમની મહત્તા અને સત્યતા સ્વામીજીએં ન્યાય અને યુક્તિથી સાબીત કરી બતાવી. આ ભાષણની અસર એટલી બધી થઇ રહી કે હારવર્ડ યુનિવર્સીટિના સઘળા પ્રોફેસરોએ એકઠા મળીને વિવેકાનંદને પૌર્વાત્ય તત્વજ્ઞાનના પ્રોફેસર થવાની અરજ કરી. પણ પોતે સંન્યાસી હોવાથી સ્વામીજીએ ના પાડી. તેમણે કહ્યું કે **સંન્યાસી પોતાના જ્ઞાનને દ્રવ્ય કે કીર્તિને માટે વેચતો નથી.** હારવર્ડ યુનિવર્સીટિના રેવરંડ સી. સી. એવેરેટ ડી. ડી. એલ. એલ. ડી. એ તે ભાષણ ઉપર મોટી પ્રસ્તાવના લખી તેની છેવટમાં જણાવ્યું છે કેઃ—

આ લઘુ પુસ્તક મેં જોયું છે. તેમના કાર્ય તરફ તેમના સ્વદેશી ભાઇઓએ સંતોષ બતાવ્યો છે. પશ્ચિમમાં હિંદુ વિચારનો પ્રચાર તેમણે કરેલો છે તેને માટે તેમણે અનુમોદન આપેલું છે. હિંદવાસીઓએ દર્શાવેલો સંતોષ યથાર્થ છે. તેઓમાંના કેટલાક ધારે છે તેમ અમે

અમારો ધર્મ છોડીને હિંદુ ધર્મને માનવા લાગ્યા છીએ એમ નથી, પણ એટલું તો નક્કી છે કે વિવેકાનંદ અને તેમના કાર્ય તરફ અમને ઘણી પ્રીતિ ઉત્પન્ન થઇ રહેલી છે.

"હિંદુ વિચાર કરતાં વધારે આકર્ષક જ્ઞાનની કોઇપણ શાખા ભાગ્યેજ હશે. વેદાન્ત જેવા ઘણા લોકોને અસંભવિત લાગતા જ્ઞાનને એક ઘણી વિશાળ બુધ્ધિવાળા મનુષ્યને અત્યંત શ્રધ્ધાથી અને પોતાના જીવંત દૃષ્ટાંતથી પ્રતિપાદન કરતા જોઇને ઘણી ખુશી ઉપજે છે. વળી ખાત્રી થાય છે કે વેદાન્તવાદને માત્ર એક કલ્પના તરીકેજ અવલોકવાનો નથી. હેગલ કહે છે કે સ્પાઇનોઝાના સિધ્ધાંતો સઘળા તત્વજ્ઞાનનું આદિ છે, પણ આપણે હવે ઘણો ભાર દઇને કહી શકીશું કે વેદાન્તવાદજ સર્વ જ્ઞાનનું મૂળ છે.

આપણે પાશ્ચાત્યો ઐહિક વસ્તુઓને ભજનારા છીએ; પણ એક પારમાર્થિક વસ્તુમાં સઘળી ઐહિક વસ્તુઓ રહેલી છે, અને **તે પરમાર્થિક વસ્તુનું ભાન જ્યાં સુધી આપણને થાય નહિ ત્યાંસુધી અને ઐહિક વસ્તુઓનું યથાર્થ જ્ઞાન આપણે પ્રાપ્ત કરી શકીએ નહિ.** एकमेवाद्वितियम्–એ મહાસત્યને આપણે પૂર્વ પાસેથી શિખવાનું છે. અને વિવેકાનંદે બહુજ અસરકારક રીતે તે સત્ય આપણને શિખવેલું છે; તેને માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે."

## પ્રકરણ ૩૬ મું–ઇંગ્લાંડની મુલાકાત.

સ્વામીજી લંડનમાં આવ્યા તેની અગાઉથીજ તેમની કીર્તિ ત્યાં પહોંચી ગઇ હતી. લંડન આવ્યા પછી પ્રથમ તો ખાનગી રીતે તેઓ પોતાના વિચાર દર્શાવવા લાગ્યા. તેમને માલમ પડ્યું કે અમે-

રિકનો જેવા ઝટ લઇને સમજે તેવા અંગ્રેજો નથી. પણ સ્વામીજીએ ધીરજ અને ખંતથી પોતાનો રસ્તો કરવા માંડયો. ઇંગ્રેજો જોડે તે ભળવા લાગ્યા અને તેમના પ્રજાકીય જીવનની કુંચી શેમાં રહેલી છે તે શોધવા લાગ્યા. તેમને માલમ પડયું કે અંગ્રેજો સૌ ધારે છે તેટલા ખરાબ નથી. ઇંગ્લંડના પોતાના અનુભવને સ્વામીજીએ એક ભાષણમાં નીચે પ્રમાણે કહી બતાવ્યો હતો:—

અમેરિકાના કાર્ય કરતાં મારા ઇંગ્લંડના કાર્યથી મને વધારે સંતોષ થયો છે. અંગ્રેજો બહાદુર, હિંમતવાન અને સ્થિર મનના છે. અન્ય પ્રજાઓ કરતાં તેમની બુદ્ધિ જરાક જાડી હશે પણ તેમના મગજમાં એક વાર તમે એક વિચાર કરીને તેને મજબુત રીતે ઠસાવો અને પછી જુઓ તો સદાએ તે ત્યાંનો ત્યાંજ રહેશે અને તે કદીએ બહાર નિકળી જશે નહિ. અંગ્રેજોની વ્યવહાર કુશળતા અને ઉદ્યોગી જીવન વડે કરીને તે વિચાર વૃદ્ધિને પામશે, ફાલશે અને ફળશે. બીજી કોઇ પ્રજામાં એવું જોવામાં આવશે નહિ. એવી અત્યંત વ્યવહાર-કુશળતા, પ્રજાજીવનનું એવું સત્ત્વ તમે બીજે કોઇપણ સ્થળે જોશો નહિ. અંગ્રેજોના જીવનમાં કલ્પના ઘણીજ થોડી જોવામાં આવે છે અને ઉદ્યોગ ઘણો જોવામાં આવે છે. તેમના હૃદયને તો સમજીજ કોણ શકે કે તેમાં લાગણી કેટલી અને કલ્પના કેટલી રહેલી છે! તેઓ બળવાન અને વ્યવહાર કુશળ પ્રજા છે, પોતાની લાગણીઓને ગુપ્ત રાખી તેને બહાર દેખાવા દેવી નહિ એમ તેમનું શિક્ષણ તેમને શિખવી રહેલું છે. બાળપણથીજ તેમને એ વાત શિખવવામાં આવે છે. તમે કોઇપણ અંગ્રેજને પોતાની લાગણીઓ પ્રદર્શિત કરતો જોશો નહિ, એટલુંજ નહિ પણ કોઇ અંગ્રેજ સ્ત્રીને પણ તેમ કરતી જોશો નહિ. મેં ઇંગ્રેજ સ્ત્રીઓને કામ કરવા જતાં જોએલી છે, કોઇ બહા-દુરમા બહાદુર બંગાળી પણ ન કરી શકે તેવાં કામો તેમણે કરેલાં છે,

આટલી બધી વીરતા તેમનામાં હોવા છતાં પણ અંગ્રેજોના હૃદયમાં જે ઉંડી લાગણીઓએ વાસ કરેલો હોય તેનો સ્પર્શ કેવી રીતે કરવો એ તમારે જાણવું જોઇએ. તમે જો ઇંગ્લાંડમાં હો અને તમારે કોઇ અંગ્રેજ જોડે જો સંબંધ હોય તો તેની સાથે ભળી જાવ, તેનું હૃદય ખુલ્લું કરો, અને સદાને માટે તે તમારો મિત્ર, રે, તમારો નોકર બની રહેશે!"

લંડનમાં શરૂઆતમાં સ્વામીજીને કેટલીક મુસ્કેલીઓ નડી, પણ તેમની હિંમત, મોહક ચારિત્ર્ય, અકલુષિત પવિત્રતા અને જીવનના મહાન પ્રશ્નોનું નિરાકરણ કરવાની અસાધારણ શક્તિને લીધે તે સર્વત્ર પ્રિય થઇ રહ્યા.

લંડનમાં ગયા પછી ઘણા મિત્રો અને સ્નેહીઓ તેમની પાસે આવવા લાગ્યા. મી. સ્ટર્ડી અને મિસ હેનરીએટા મુલર તેમાં મુખ્ય હતાં. તેમના મિત્રોને ત્યાં સ્વામીજી રહેતા હતા. ત્યાં તે ખાનગી રીતે વેદાન્તનો બોધ કરવા લાગ્યા. તેમનું નામ સર્વત્ર પ્રસરવા લાગ્યું, ઘણા સદ્‌ગૃહસ્થો તેમની મુલાકાતે આવવા લાગ્યા, ઘણા લોકો તેમને પોતાને ઘેર બોલાવવા લાગ્યા અને ત્રણ અઠવાડીયામાં તો સ્વામીજીને ઘણું કામ કરવાનું આવી પડયું. વેદાન્તની સર્વ સંગ્રાહ્યતા અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના ચાર માર્ગો વિષે તેમણે બોધ આપવા માંડયો. કેટલાંક માસિકોના અધિપતિઓ તેમની મુલાકાતે આવવા લાગ્યા.

સ્વામીજી ખાનગી રીતે પોતાનું કામ કરી રહ્યા હતા, છતાં અનેક માસિકો તેમના કાર્યની નોંધ લેતાં હતાં તેથી કરીને તેમને હવે જાહેરમાં આવીને પોતાનું કાર્ય કરવાની ફરજ પડી. લંડનમાં સઘળા લોકો તેમને "હિંદુ યોગી" કહેતા હતા. એ હિંદુ યોગીને મળવાને હવે હજારો મનુષ્યો આવવા લાગ્યાં. મી. સ્ટર્ડી બધાનું ઓળખાણુ કરાવતા હતા. મી. સ્ટર્ડી હિંદુ તત્ત્વજ્ઞાનમાં ઘણો રસ લેતા હતા. તે હિંદમાં આવીને એક સાધુ તરીકે હિમાલયના પ્રદેશમાં

રહેલા હતા, તેથી કરીને વેદાન્તનો પ્રચાર કરવા સ્વામીજીને ઘણી સહાય કરી રહ્યા હતા. તે સુશિક્ષિત અને ધનવાન હતા. સમાજમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. એમના નામથી પણ ઘણા લોકો સ્વામીજીની પાસે શિખવાને આવવા લાગ્યા. સ્વામીજી હવે વર્ગો ભરવા લાગ્યા હતા, તેમના વર્ગમાં લેડી આઇસાબેલ માર્ગેસન જેવી સુપ્રસિદ્ધ સ્ત્રીઓ અને ઉમરાવો પણ આવતા હતા. સ્વામીજી જરાક પણ આરામ લીધા વગર જે આવે તેને વેદાન્તના સિદ્ધાંતો શિખવતા હતા.

લંડનની સઘળી પ્રજા સ્વામીજીનાં ભાષણોનો લાભ લે એમ ધારીને તેમના મિત્રોએ જાહેર ભાષણોની ગોઠવણ કરવા માંડી. પીકેડીલી નામનો સભ્ય ગૃહસ્થોથી વસેલો લંડનનો એક ભાગ છે. ત્યાં પ્રિન્સેસ હોલ નામનો એક ભવ્ય હોલ છે. તેમાં સ્વામીજીનું પહેલું વ્યાખ્યાન થયું. ભાષણનો વિષય "આત્મજ્ઞાન" હતો. સ્વામીજી ભાષણ આપવાને ઉભા થયા તે વખતે આખો હોલ મનુષ્યોથી ભરાઇ ગયેલો તેમની નજરે પડયો. જુદા જુદા દરજ્જાવાળા અને ધંધાવાળા મનુષ્યો તેમાં બેઠેલા હતા. ઇંગ્લાંડના કેટલાક શ્રેષ્ઠ વિચારકો પણ આવેલા હતા. ભાષણમાં સ્વામીજીએ સંપૂર્ણ ફતેહ મેળવી. બીજે દિવસે સઘળાં વર્તમાનપત્રો તેમને ધન્યવાદ આપવા લાગ્યાં. ધી સ્ટેન્ડર્ડ પત્રે તેમના વિષે લખ્યું કે;

"રાજા રામમોહનરાય ઇંગ્લાંડમાં આવી ગયા પછી કેશવચંદ્ર સેન શિવાય, બીજો કોઇપણ વિવેકાનંદ જેવા રસીક વ્યક્તિત્વવાળો હિંદુ પ્રીન્સેસ હોલમાં ભાષણ આપવાને આવ્યો નથી......સ્વામીજીએ બુદ્ધ અને ક્રિસસનાં કેટલાંક બોધવચનો ઉચ્ચારીને, અંગ્રેજોનાં કારખાનાં, યંત્રો અને બીજી શોધખોળોથી માનવજીવન ઉપર કેવી અસર થઇ રહેલી છે તે વિષે ભારે ટીકા કરી હતી. ભાષણ તદ્દન મોઢેથીજ આપવામાં આવ્યું હતું. તેમનો અવાજ મધુર હતો અને કોઇ પણ

જાતનો સંકોચ પામ્યા વગર તે સ્વતંત્રપણે પોતાનું ભાષણ કરી રહ્યા હતા.

ધી લંડન ડેલી ક્રોનીકલે લખ્યું કેઃ—" હિંદુ સાધુ વિવેકાનંદ જેનું મુખ બુદ્ધને ઘણુંજ મળતું આવે છે તે આપણી વ્યાપાર-વૃદ્ધિ, વિઘાતક લડાઇઓ અને ધાર્મિક અસહિષ્ણુતાને ધિક્કારી કહાડે છે અને જણાવે છે કે અનેકના ભોગવડે પ્રાપ્ત કરેલો આપણો સુધારો હિંદુઓને જોઇતો નથી."

વેસ્ટમિનસ્ટર ગેઝેટનો ખબરપત્રી સ્વામીજીની પાસે આવ્યો અને તેણે તેમની મુલાકાત લીધી. તે ગેઝેટમાં તેના અધિપતિએ " લંડનમાં એક હિંદુ યોગી " એવા મથાળાથી એક લેખ આપ્યો હતો. તેમાં લખ્યું હતું કે,

" સ્વામી વિવેકાનંદ એક અતિ આકર્ષક વ્યક્તિ છે. તેમનો ચ્હેરો શાંત છે, અને તેના ઉપર માયાળુતા જણાઇ આવે છે. તેમનું મુખારવિંદ એક બાળકની માફક ઝળકી રહે છે. તેના ઉપર ઘણી સાદાઇ, પ્રમાણિકતા અને સરળતા નજરે આવે છે."

વેસ્ટમીનસ્ટર ગેઝેટના ખબરપત્રીએ સ્વામીજીની જોડે ઘણા લાંબા વખત સુધી વાદવિવાદ કર્યો હતો. તે ખબરપત્રીએ સ્વામીજીના સઘળા વિચારો ગેઝેટમાં પ્રદર્શિત કર્યા અને અમેરિકામાં તેમણે મેળવેલી ફતેહનાં ભારે વખાણ કર્યાં. સ્વામીજી વિષે લખતાં તેણે અંતમાં લખ્યું હતું કે, "શ્રેષ્ઠ નૈસર્ગિક શક્તિવાળા તે મહા પુરૂષની પછી મેં રજા લીધી. તેમના જેવો પુરૂષ મેં ભાગ્યેજ જોયો હશે. તેમની મુલાકાતથી હું મારી જાતને ધન્ય ગણું છું." ઉપરના લખાણથી એક સાધુ અને ઉપદેશક તરીકે વિવેકાનંદનું નામ આખા લંડનમાં પ્રસરી રહ્યું, અને હજારો મનુષ્યો તેમને જોવાને અને બોધ ગ્રહણ કરવાને તેમની પાસે આવવા લાગ્યાં.

સ્વામીજીના ચારિત્ર્યની અંગ્રેજ લોકો આટલી બધી પ્રશંસા કરે,

અને તેમના વિચારો સમજવાને આટલો બધો ઉત્સાહ દર્શાવે એ કંઇ જેવી તેવી વાત નહોતી. લંડનમાં આવ્યાને તેમને ભાગ્યેજ એક મહિનો થયો હશે, પણ એટલામાં તો જે સ્ત્રી પુરૂષો તેમના સમાગમમાં આવ્યાં તેમનાં મન ઉપર ભારે અસર થઇ રહી. તે સ્ત્રી પુરૂષોમાં મિસ મારગરેટ નોબલ પણ હતાં. જેમણે આગળ ઉપર "સીસ્ટર નિવેદિતા" નામ ધારણ કર્યું હતું. સ્વામીજીના વિશાળ અને નવીન ધાર્મિક વિચારો; તત્વજ્ઞાનમાં તેમનો ઉંડો, તાજો, બુદ્ધિવંત પ્રવેશ; સુંદરમાં સુંદર અને બળપોષક સિદ્ધાંતો, અને જગતની તુચ્છ વાસનાઓનો ત્યાગ, એ સર્વથી મિસ મારગરેટ નોબલનું હૃદય સ્વામીજી તરફ અત્યંત આકર્ષાયું. તે એક શાળાનાં પ્રીન્સીપાલ હતાં અને કેળવણીના કાર્યમાં ઘણો રસ લેતાં હતાં. કેળવણી વધારવાને સ્થાપેલી સીસેમ કલબનાં તે સભાસદ હતાં. બુદ્ધિવંત અને પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોના બહોળા સમાગમમાં તે રહેતાં હતાં. વિવેકાનંદના સમાગમમાં આવ્યા પછી તેમના શબ્દે શબ્દ ઉપર તે વિચાર કરવા લાગ્યાં. પ્રથમ તો તેમના વિચારો તેમને અગ્રાહ્ય લાગ્યા; પરંતુ તેમના અનેક તર્કોને સ્વામીજી તેમના ભાવીના શુભ ચિન્હ તરીકે ગણવા લાગ્યા. સ્વામીજી પોતાના મનમાં સમજી ગયા કે એકવાર તેમના મનની સઘળી શંકાઓનું સમાધાન થઇ જશે એટલે મિસ મારગરેટ નોબલ વેદાન્ત વિચારનાં એક ચુસ્ત હિમાયતી બની રહેશે. સ્વામીજી સાથે વાદવિવાદમાં ઘણા મહિના વહી ગયા. વેદાન્તના અનેક વિચારો અને સિદ્ધાંતો સ્વામીજી તેમને સમજાવતા ગયા. બાઇ બુદ્ધિશાળી હતાં. ધાર્મિક વિષયને તેમણે ખેડેલો હતો. માનસશાસ્ત્રનો અભ્યાસ પણ તેમણે સારો કરેલો હતો. આથી કરીને એમજ બન્યું કે સ્વામીજી ઈંગ્લાંડ છોડી ગયા તે પહેલાં મિસ નોબલ તેમનાં શિષ્યા બની રહ્યાં અને તેમને "ગુરૂ" કહીને બોલાવવા લાગ્યાં. સ્વામીજી તરફ તેમનો પૂજ્યભાવ એટલો બધો વધી ગયો કે

આખરે તે પોતાના દેશનો ત્યાગ કરીને હિંદુસ્તાનમાં આવ્યાં, અને વેદાન્તના સિદ્ધાંતોને કૃતિમાં મૂકવા લાગ્યાં. સ્વામીજીના જીવન અને બોધને અનુસરીને તેઓ પણ ભારતવર્ષમાં અનેક પ્રકારે સમાજની સેવા કરી રહ્યાં. કેળવણી તેમનો વિષય હતો. કલકત્તાની પડદાનશીન સ્ત્રીઓને કેળવવાને તેમણે અનેક પ્રયાસો કરેલા છે અને એક શાળા સ્થાપીને સ્ત્રી કેળવણી વધારવાને તેમણે ઉત્તમ પગલું ભરેલું છે. તે શાળા અત્યારે આબાદીમાં આવેલી છે. પોતાના ગુરૂને પગલે ચાલીને ભારતવર્ષના અનેક પ્રશ્નોનું નિરાકરણ તેમણે કરેલું છે. હિંદમાં તે શ્રેષ્ટ લેખક તરીકે પ્રસિદ્ધ થયાં હતાં અને પોતાના વિચારોની પ્રસાદી અનેક લેખો અને પુસ્તકો દ્વારા ભારતવાસીઓને તેમણે આપેલી છે. પોતાની કાયા ભારતવર્ષનેજ તેમણે અર્પણ કરી દીધી હતી. તેમના ગુરૂની માફક તેમનું બોલવું, ચાલવું, હરવું, ફરવું, લખવું, વિચારવું—એ સર્વ હિંદનેજ માટે થતું હતું. હિંદુ ધર્મ પ્રત્યેનો તેમનો સદ્ભાવ, હિંદુ સમાજ પ્રત્યેની તેમની લાગણી, પ્રાચીન ઋષિઓ પ્રત્યેનું તેમનું માન અપૂર્વ હતું. હિંદુત્વ એટલે સઘળી શક્તિ, સદ્ગુણ, ઉચ્ચ વિચાર અને પારમાર્થિક જીવનનો સમુદાય, એમજ તે માનતાં હતાં. ખરેખરાં ચુસ્ત હિંદુ તરીકેજ તે પોતાનું આચરણ કરી રહ્યાં હતાં. "હિંદુ" શબ્દની તેમના મનપર જાદુ જેવી અસર થઇ રહેતી. તે કપાળે કોઇવારે ચાંલ્લો કરતાં અને ઘણું ખરૂં ભસ્મ ધારણ કરતાં. ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરતાં. સંન્યાસીની જેવોજ તેમનો પોશાક હતો. પ્લેગમાં અને દુષ્કાળમાં તે અનેક ગરિબોને સહાય કરતાં. તેમનું સાદું અને સેવામય જીવન અમારા અનેક સ્વાર્થી અને વાંદરીયા નકલ કરી જેંટલમેન બની જનારા બાબુઓને લજ્જા પમાડે એવું હતું. હિંદુપણા પ્રત્યે તેમનો પક્ષપાત આધુનિક હિંદુઓને શરમાવે તેવો અને હિંદુધર્મ પ્રત્યેની તેમના આસ્થા આધુનિક હિંદુઓની અનાસ્થાને

શરમાવે તેવી શ્રેષ્ઠ હતી. તેમનું સમસ્ત જીવન વેદાન્તની મહત્તાનો અને સ્વામીજીની પ્રબળ અસરનો પુરાવો આપી રહ્યું હતું. મિસ નોબલને વિવેકાનંદ સાથે પ્રથમ મુલાકાત થઇ તેનું વર્ણન આપતાં તે લખે છે કેઃ—

"નવેમ્બર માસના એક રવિવારે ત્રીજા પહોરે અમારૂં મળવું થયું હતું. અર્ધ વર્તુળ બેઠેલા શ્રોતાઓની સામે સ્વામીજી બેઠા હતા. તેમની પાછળ ગરમી માટે દેવતાની સગડી હતી. એક પછી એક પ્રશ્નનો ઉત્તર તે આપી રહ્યા હતા. પોતાના જવાબનું સમર્થન કરવાને તે વારંવાર શ્લોકો બોલતા. સંધ્યાકાળનો સમય વીતીને અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો હતો. જાણે કે હિંદુસ્તાનની કોઇ વાડીમાં સંધ્યા સમયે બેઠા હોય અથવા કોઇ ગામના કુવા પાસે કે ભાગોળે એક વૃક્ષ નીચે એક હિંદુ સાધુ બેઠા હોય અને તેની આસપાસ શ્રોતૃવર્ગ વીંટાઇ વળ્યો હોય એવું તેમને તે સમયે ભાસ્યું હશે. ઇંગ્લાંડમાં આવી સાદી રીતે બેઠેલા સ્વામીજીને મેં ફરીથી કદી જોયા નથી. તે વારંવાર ભાષણો આપતા, તેમજ મોટો શ્રોતૃવર્ગ સભ્યતાથી તેમને સવાલો પૂછતો તેના ઉત્તર આપતા. આ પહેલી મુલાકાત વખતે અમે પંદર કે સોળ જણુ હતાં. અમે એક બીજાની સાથે ગાઢ મિત્રાચારી બાંધી રહેલાં હતાં. અમારી વચમાં સ્વામીજી બેઠા હતા. તેમણે ભગવો ઝભ્ભો પહેર્યો હતો અને કમ્મરે પટો બાંધ્યો હતો અને જાણે કે પૂર્વના ઘણા દૂર પ્રદેશમાંથી અમારે માટે કંઇ ખબર લાવ્યા હોય તેવા તે દેખાતા હતા. વારંવાર તેમના મુખમાંથી "શિવ! શિવ!" એ શબ્દો નીકળ્યા કરતા હતા. તેમના ચ્હેરા ઉપર નમ્રતા અને ભવ્યતા દેખાઇ આવતાં હતાં. ધ્યાનાવસ્થાને ભોગવેલા મનુષ્યોના મુખ ઉપરજ એવી નમ્રતા અને ભવ્યતા ઘણુંખરૂં જોવામાં આવે છે. ચિત્રકાર રફેલે જિસસ ક્રાઇસ્ટનો ચહેરો એવી રીતેજ ચીતરેલો છે."

" તે સમીસાંજના વખતને આજે દસ વર્ષ થઇ ગયેલાં છે, તે વખતે થએલી વાતચીતના ભાગ્યાતૂટ્યા શબ્દોજ મને અત્યારે યાદ આવે છે, પણ સ્વામીજી જે શ્લોકો બોલ્યા હતા તેમને તો હું કદીએ વિસરનાર નથી. તે પૂર્વના સ્વર પ્રમાણે પણ ઘણી અદ્ભુત રીતે બોલ્યા હતા. તે સાંભળીને એકદમ મને અમારાં દેવસ્થાનોનું ગ્રેગોરીઅન સંગીત યાદ આવ્યું હતું. "

લંડનના કેટલાક ઉમરાવોના મહેલોમાં પણ ભાષણો આપવાનો કે ખાનગી રીતે વાતચીત કરવાનો પ્રસંગ સ્વામીજીને આવ્યો હતો. કેટલીક કલબોમાંથી પણ તેમને આમંત્રણ આવતાં હતાં. સર્વત્ર સ્વામીજી વેદાન્તના વિશાળ વિચારોનેજ પ્રતિપાદન કરતા હતા. બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિનાં સાધનો તે દર્શાવતા. યોગ, કર્મ, પુનર્જન્મ વગેરે વિષયો ઉપર બોલતા અને આત્માની એકતાનું ભાન તે સર્વને કરાવતા હતા. અમેરિકાની માફક ઇંગ્લાંડમાં પણ લોકો તેમને અનેક વિચિત્ર સવાલો પૂછતા અને સ્વામીજી બહુજ ખુશમિજાજથી તેનો ઉત્તર આપતા. પાશ્ચાત્યોની ધાર્મિકતા તરફ તે અવિશ્વાસ દર્શાવતા. ત્યાં ધર્મનો આધાર પણ દ્રવ્ય ઉપર રહેલો છે એમ જણાવતા અને હિંદુઓના ધાર્મિક વિચારોમાં રહેલાં સ્વાતંત્ર્ય અને નિસ્પૃહાની તે ભારે પ્રશંસા કરતા. વૈરાગ્યને તે ઘણું મહત્વ આપતા અને કહેતા કે **સ્વાર્થત્યાગ વગર વિશુદ્ધ નીતિ પળાઇ શકેજ નહિ.**

હિંદના પ્રાચીન શિક્ષણમાં ચારિત્ર્યને સૌથી શ્રેષ્ઠ સ્થાન આપવામાં આવેલું છે. બોધ કરનાર ગુરૂ પોતાના બુદ્ધિબળવડે શિષ્યોની બુદ્ધિ ખીલવે છે, પરંતુ શિષ્યના ચારિત્રનું બંધારણ તો તે પોતાના ચારિત્રથીજ બાંધે છે. જેમાં ગુરૂના ચારિત્રની છાપ પડતી ન હોય તે બોધ હિંદમાં નકામો ગણાય છે. ચારિત્ર વગરનો ગુરૂ ગુરૂ તરીકે લેખાતો નથી. બોધ કે વિદ્યા કરતાં ચારિત્રને હિંદમાં વધારે

માન આપવામાં આવે છે. ચારિત્રના પ્રભાવથી ગુરૂ શિષ્યના મન ઉપર ઘણી અસર ઉપજાવી શકે છે. પાશ્ચાત્ય પ્રદેશોમાં વેદાન્તનો બોધ કરતાં સ્વામીજી પણ પોતાના ચારિત્રનેજ મોખરે રાખતા અને તેમના બોધ કરતાં તેમના ચારિત્રથીજ પાશ્ચાત્યો વધારે આશ્ચર્ય પામતા. તેમનાં નેત્રોમાં ઉંડા જ્ઞાનનો પ્રકાશ પ્રકાશી રહેતો. એકાદ ભવ્ય વિચાર તે દર્શાવતા અથવા કોઇ કાર્ય વિષે તે ટીકા કરતા તે સમયે તેમના મુખ ઉપર-રે, આખા શરીર ઉપર ઉચ્ચ વિચારોની સત્તા વ્યાપી રહેલી દૃશ્યમાન થતી. આત્મા અને પરમાત્માની વાતો સાંભળવા સમયે શ્રોતૃવર્ગ કોઇ જુદાજ પ્રદેશમાં વિચરી રહેલો પોતાને અનુભવતો અને વક્તા તથા શ્રોતૃવર્ગ પોતાના દેહનું ભાન પણ ભૂલી જતો.

એક વખત સ્વામીજી લંડનની ઘણીખરી સભ્ય અને સુશિક્ષિત સ્ત્રીઓ આગળ પ્રેમમાં કેટલો બધો સ્વાર્થત્યાગ સમાઇ રહેલો છે અને પ્રેમમય જીવનથી આત્માની શક્તિઓ કેટલી બધી ખીલી રહે છે તે વિષે વિવેચન કરી રહ્યા હતા. પોતાના સિદ્ધાંતો સમજાવતાં સ્વામીજી બોલ્યા કે "ધારો કે આ મહોલ્લામાં એકાએક એક વાઘ આવી પહોંચે તો તમે કેટલાં બધાં ભયભીત થઇ જાવ અને તમારી જીંદગીને માટે નાસી જવાને તમે કેવાં આતુર બની રહો ?" પણ અહીંઆં ભાષણની મધ્યમાં સ્વામીજી એકદમ અટકી ગયા, તેમનો અવાજ બદલાઇ ગયો તેમના મુખ ઉપર આધ્યાત્મિક પ્રકાશ, બળ અને નિર્ભયતાના ચિન્હ વ્યાપી રહ્યાં અને તે બોલ્યા, "પણ ધારો કે વાઘના રસ્તામાંજ તમારૂં છોકરૂં આવી ગએલું છે, તો તે વખતે તમે ક્યાં જશો ? વાઘના મુખ તરફજ-તમારામાંનું કોઇ પણ એવે વખતે તેમ કર્યા વગર રહેશે નહિ." આવાં અસરકારક વચનોથી સઘળો શ્રોતૃવર્ગ ચકિત થઇ ગયો. શ્રોતૃવર્ગની આધ્યાત્મિક વૃત્તિઓ જાગૃત થઇ રહી.

આત્મિક શક્તિઓનું તેમને ભાન થવા લાગ્યું. કેટલે દરજ્જે આધ્યાત્મિક સ્વભાવને જાગૃત કરી શકાય તેનો ખ્યાલ તેમને આવવા લાગ્યો. વિચાર અને ચારિત્રનો તેમનો પ્રૌઢ પ્રભાવ, દષ્ટાંતનું સચોટપણું, વિચારોની સરળતા અને દીર્ઘદૃષ્ટિ એને લીધે તેમનાં કથનો જનસમૂહના મનમાં અત્યંત ઠસી જતાં. સભ્યમાં સભ્ય મનુષ્યો તેમના ચુસ્ત શિષ્યો બની જતા અને તેમને "ગુરૂ" તરીકે માનતા.

મદ્રાસના એક શિષ્યને પોતાના ઈંગ્લાંડના અનુભવ વિષે સ્વામીજીએ લખ્યું હતું કે, "ખરેખર, ઈંગ્લાંડમાં મારૂં કાર્ય ઘણુંજ સારૂં થઇ રહેલું છે. લોકોનાં ટોળે ટોળાં મારી પાસે આવે છે અને ખુરસીઓ વગેરેની સગવડને અભાવે જમીન ઉપર પલાંઠી વાળીને બેસે છે અને સ્ત્રીઓ પણ તેમજ કરે છે. બીજા અઠવાડીયામાં મારે નિકળવાનું હોવાથી તેઓ ઘણા દિલગીર છે. કેટલાક એમ ધારે છે કે જો હું જલદીથી જઇશ તો મારૂં કાર્ય બગડશે, પણ હું તેમ ધારતો નથી. હું માણસો કે વસ્તુઓ ઉપર આધાર રાખતો નથી. હું માત્ર પ્રભુ ઉપરજ આધાર રાખું છું. તેજ કાર્ય કરે છે અને હું તો નિમિત્ત માત્રજ છું. ઘણા સખત કામથી હવે હું થાકી ગયો છું. પુષ્કળ આરામ લેવાને હું હિંદુસ્તાનમાં આવવા ઇચ્છું છું."

એક દૈનિકપત્રનો ખબરપત્રી સ્વામીજીનો બોધ સાંભળવાને તેમના વર્ગોમાં જતો હતો. તે વર્ગોનું વર્ણન આપતાં તેણે લખ્યું છે કે,

"વર્ગમાં ખુરશીઓની અછતને લીધે લંડનની કેટલીક સભ્ય સ્ત્રીઓ પણ જમીન ઉપર પલાંઠી વાળીને બેસતી અને હિંદુ ચેલાઓ જેમ અત્યંત ભકિતભાવથી ગુરૂનો બોધ સાંભળે તેમ સ્વામીજીનો બોધ સાંભળતી. આવો સુંદર દેખાવ ભાગ્યેજ જોવામાં આવ્યો હશે. સ્વામીજી અંગ્રેજોના હૃદયમાં ભારતવર્ષ પ્રત્યે પ્રેમ અને એવી સહાનુભુતિ ઉત્પન્ન કરી રહેલા છે કે જે ભારતવર્ષના હિતમાં ઘણાંજ

સહાયભૂત થઇ રહેશે.”

ઇંગ્લાંડમાં સ્વામીજી આ પ્રમાણે પોતાનું કાર્ય કરી રહ્યા હતા અને હિંદુસ્થાન તરફ જવાના વિચાર કરી રહ્યા હતા; પરંતુ એટલામાં અમેરિકાથી અનેક કાગળો તેમના ઉપર આવવા લાગ્યા. અમેરિકામાં વેદાન્તના જિજ્ઞાસુઓની સંખ્યા વધતી જતી હતી અને તેથી કરીને તેમના મિત્રો અને સ્નેહીઓ તેમને ત્યાં પાછા બોલાવી રહ્યા હતા. એક તરફ અમેરિકન મિત્રો અમેરિકામાં આવવાની અરજ કરી રહ્યા હતા અને બીજી તરફ અંગ્રેજ મિત્રો લંડનમાં હમેશને માટે રહેવાની સ્વામીજીને પ્રાર્થના કરી રહ્યા હતા. ઇંગ્લાંડમાં વેદાન્તના સિદ્ધાંતોનાં બીજ રોપાઇ ચુકયાં હતાં. તેમને હવે તેમની મેળેજ ઉગી નીકળવાને થોડોક અવકાશ આપવો એવો વિચાર સ્વામીજીનો થયો; ફરીથી પાછા આવવાનું સ્વામીજીએ સર્વેને વચન આપ્યું અને તે પાછા અમેરિકા જવાને નીકળ્યા.

વિવેકાનંદની ઇંગ્લાંડની મુલાકાતે સાબીત કરી આપ્યું છે કે ઘણા વિચારવંત અને સુશિક્ષિત અંગ્રેજો વેદાન્તનો બોધ ગ્રહણ કરવાને તત્પર છે; અને જડવાદથી તેમજ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોથી તેમની આંતરિક ઉચ્ચ વૃત્તિઓને સંતોષ મળતો નથી. સ્વામીજીના વર્ગોમાં જુદા જુદા દરજાના જે પુષ્કળ અંગ્રેજો આવતા તેમાંના ઘણાના મનમાં નિશ્ચય થઇ જતો કે તેમનું જીવન સત્ય માર્ગે વહી રહેલું નથી. સત્ય જીવન તો આત્માના વિકાશમાં અને આત્મા પરમાત્માની એકતા સાધવામાંજ રહેલું હોઇને તે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ કરવાને તેમણે ભારતવર્ષ તરફજ જોવાનું છે.

# પ્રકરણ ૩૭ મું—અમેરિકામાં પુનરાગમન.

સ્વામીજી ઈંગ્લાંડમાં હતા ત્યારે અમેરિકામાં તેમના શિષ્યો સારી રીતે વેદાન્તના પ્રચારનું કાર્ય કરી રહ્યા હતા. સ્વામીજીના મુખ્ય અમેરિકન શિષ્યોમાં સ્વામી કૃપાનંદ, સ્વામી અભયાનંદ અને મીસ વોલ્ડો હતા. ન્યુયોર્કમાં તેઓ નિયમિત રીતે અઠવાડીક સભાઓ ભરતા અને તેમાં વેદાન્તનો બોધ આપતા હતા. વળી અન્ય નગરોમાં પણ તેનો પ્રચાર કરવાનું તેઓ ચૂકયા નહોતા. સર્વત્ર તેમનો બોધ વધાવી લેવામાં આવતો હતો. લોકો તેમનું કહેવું ઘણી ખુશીથી સાંભળતા હતા. ઘણી જગ્યાએ તેમણે નવી વેદાન્ત સભાઓ પણ સ્થાપી હતી. બફેલો અને ડેટ્રોઇટમાં ઘણા જિજ્ઞાસુઓ તેમના કાર્યમાં મદદ કરી રહ્યા હતા અને ત્યાં પણ વેદાન્ત સભાઓ સ્થાપવામાં આવી હતી.

ત્રણ મહીના સુધી ઈંગ્લાંડમાં રહ્યા પછી સ્વામીજી ન્યુયોર્કમાં પાછા આવ્યા. આ વખતે તેમની તબીયત ઘણી સારી હતી. તેમણે હવે પોતાનું મુખ્ય મથક ન્યુયોર્કમાં કર્યું. ત્યાં તે સ્વામી કૃપાનંદ જોડે રહેવા લાગ્યા. દોઢસો માણસ બેસી શકે એવી બે મોટી ભાડાની ઓરડીઓમાં "કર્મયોગ" ઉપર તેમણે ભાષણો આપવાં શરૂ કર્યાં. બીજા પણ અનેક વિષયો ઉપર તે બોધ આપતા અને એમ એક અઠવાડીઆમાં સત્તર ભાષણો આપતા. તેમનાં ભાષણો લખી લેવાને માટે તેમના શિષ્યોએ એક પગારદાર માણસને રોકયો હતો. તે ટુંકી ભાષામાં તેમનાં સઘળાં ભાષણો ઉતારી લઇને પછી પુરેપુરાં તૈયાર કરી રાખતો હતો. તેનું નામ જે. જે. ગુડવીન હતું. પાછળથી ગુડવીન સ્વામીજીનો ચુસ્ત શિષ્ય બની રહ્યો હતો. સ્વામી વિવેકાનંદને ગુડવીને જે દિવસે જોયા તે દિવસથીજ તે તેમના તરફ આકર્ષાઇ ચૂકયો હતો. તે સંસારી મનુષ્ય હતો અને તેણે

અનેક પ્રકારના અનુભવો મેળવ્યા હતા, છતાં સ્વામીજીના સમાગમમાં આવ્યો ત્યારથીજ તેણે સંસાર વ્યવહારને ગૌણ સ્થાન આપતા ચાલી પરમાર્થ સાધનને મુખ્ય સ્થાન આપવા માંડ્યું હતું. આગળ જતાં સ્વામીજીની જાતની કાળજી પણ તેજ લેવા લાગ્યો. રાતદિવસ તે કામ કરતો અને સ્વામીજીનાં સઘળાં ભાષણો ઉતારીને વર્તમાનપત્રો ઉપર મોકલી દેતો. જ્યાં જ્યાં સ્વામીજી જતા ત્યાં ત્યાં તે જતો. સ્વામીજી તેને "મારો વિશ્વાસુ ગુડવીન" કહેતા. સ્વામીજીની જોડે તે ઇંગ્લાંડ પણ ગયો હતો અને ત્યાંથી તેમની સાથેજ તે હિંદુસ્તાનમાં આવ્યો હતો. હિંદુસ્તાનમાં પોતાના ગુરૂનું કાર્ય કરતાં કરતાંજ તેનો દેહ છૂટી ગયો હતો. તેના મૃત્યુ પછી સ્વામીજી કહેતા કે "મારો જમણો હાથ ગયો." એક પાશ્ચાત્ય શિષ્ય સ્વામીજીને કેટલો બધો ઉપયોગી થઇ રહ્યો હતો તેનો ખ્યાલ તેમના ઉપરના શબ્દોથી સહજ આવી શકશે. અત્યારે સ્વામીજીનાં જે જે ભાષણો અંગ્રેજીમાં આપણા વાંચવામાં આવે છે તે સર્વને માટે આપણે ગુડવીનનાજ આભારી છીએ. તેના વિષયમાં સ્વામીજીએ એકવાર નીચે પ્રમાણે લખ્યું હતું.

"તેના ઉપકારનો બદલો હું કદીએ વાળી શકું તેમ નથી. જે મનુષ્યોને મારા વિચારોથી કંઇ પણ લાભ થયેલો છે તે સર્વેએ જાણવું જોઇએ કે તેમનો શબ્દે શબ્દ મી. ગુડવીનના અથાગ શ્રમ અને નિઃસ્વાર્થ કાર્યથીજ પ્રસિદ્ધિમાં આવેલો છે. તેના મૃત્યુથી મેં એક સાચો મિત્ર અને અસ્ખલિત ભક્તિભાવવાળો શિષ્ય ગુમાવ્યો છે. થાક શી વસ્તુ છે તેનો જેને ખ્યાલ પણ નહિ એવો એક મદદગાર કાર્યકર્તા અને અન્ય મનુષ્યોને માટેજ જીવનાર એક વિરલ પુરૂષ જગતમાંથી ચાલ્યો ગયો છે."

ન્યુયોર્કમાં પીપલ્સ ચર્ચમાં અને બ્રુકલીનની મેટાફીઝીકલ સોસાયટીમાં મોટી જનસંખ્યા આગળ તેમનાં ભાષણો ચાલુ રહેલાં ઉપ-

રાંત ખાનગી વર્ગોમાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા હવે વધવા લાગી. તેમની ઓરડીઓમાં સઘળા શ્રોતાઓનો સમાવેશ થઇ નહિ શકવાથી પંદરસેં માણસો સમાય એવો એક મોટો હૉલ ભાડે રાખવામાં આવ્યો અને ત્યાં તે વર્ગો ભરાવા લાગ્યા. "ભક્તિયોગ," "મારા ગુરૂ-શ્રી રામકૃષ્ણ પરમહંસ," "દૃષ્ટ અને અદૃષ્ટ-પુરૂષ" વગેરે તેમના ભાષણોના મુખ્ય વિષયો હતા. ફેબ્રુઆરી માસમાં તેમને હાર્ટફર્ડ મેટાફીઝીકલ સોસાયટી આગળ ભાષણ આપવાને આમંત્રણ આવ્યું. ત્યાં સ્વામીજીએ "આત્મા અને ઇશ્વર" ઉપર આપેલા સુંદર વ્યાખ્યાન વિષે હાર્ટફર્ડ ડેલી ટાઇમ્સે નીચે પ્રમાણે લખ્યું હતું.

"સ્વામી વિવેકાનંદના વિચારો જિસસ ક્રાઇસ્ટને મળતા છે ખરા; પણ આપણા ખ્રિસ્તીઓના વિચારોને તે મળતા નથી. તેમના હૃદયની વિશાળતામાં સઘળા ધર્મો અને સઘળી પ્રજાઓનો સમાવેશ થઇ જાય છે. ગઇ રાત્રે ઘણીજ સાદાઇથી તેમણે વાત કરી હતી. તેમની સાદાઇ અત્યંત મોહક છે. તેમણે લાંબો ભગવો ઝભ્ભો પહેર્યો હતો અને માથે પીળો ફેંટો બાંધ્યો હતો. તેમનું મુખ એશીઆના લોકો જેવું સુંદર છે. પોતાના દેખાવથી તે પ્રત્યેકની આંખને બહુજ આકર્ષક લાગતા હતા અને પોતાના સુંદર આધ્યાત્મિક વિચારોના કથનથી તે પ્રત્યેક કર્ણને પ્રિય થઇ રહ્યા હતા. તે ઘણું સારૂં અંગ્રેજી બોલે છે અને શબ્દો ઉપર એવી રીતે ભાર દઇને બોલે છે કે તેથી તેમનો વાર્તાલાપ અત્યંત સુંદર લાગે છે."

અમેરિકામાં સ્વામીજીનું નામ સર્વને મોહ ઉપજાવે તેવું થઇ રહ્યું હતું. ન્યુયોર્કની કેટલીક સમાજો તો તેમની પાછળ ગાંડી ઘેલીજ બની રહી હતી. તેમનો શ્રોતૃવર્ગ ધનવાન અને સુશિક્ષિત મનુષ્યોનો બનેલો હતો. ધી ન્યુયોર્ક હેરલ્ડ પત્રનો ખબરપત્રી લખે છે કે;- 'સ્વામીજીના વર્ગોની મેં મુલાકાત લીધી ત્યારે ત્યાં ઘણા બુદ્ધિશાળી

અને શ્રીમાન મનુષ્યો મારી નજરે પડ્યા હતા. તેઓ સરસ પોશાકમાં સજ્જ થયેલા હતા. તેમાં ઘણા દાક્તરો, વકીલો, વેપારીઓ અને સભ્ય સ્ત્રીઓનો પણ સમાવેશ હતો."

સ્વામીજીના કાર્યની ફતેહનું વર્ણન આપતાં હેલન હન્ટીંગટન લખે છે કે;–

"પ્રભુએ હિંદુસ્તાનમાંથી એક બ્રહ્મનિષ્ઠ ગુરૂને અમારા તરફ મોકલેલો છે. તેમનું ઉચ્ચ તત્ત્વજ્ઞાન ધીમે ધીમે અમારા દેશમાં પ્રસરે છે અને અમારા નૈતિક વાતાવરણમાં મોટો ફેરફાર કરતું ચાલે છે. તે અસાધારણ શક્તિ ધરાવે છે. તે અત્યંત પવિત્ર છે. ઉચ્ચ આધ્યાત્મિક જીવનનો તે ખરેખરો પુરાવો આપી રહેલા છે. સર્વસંગ્રાહ્યધર્મ, અસ્ખલિત સખાવત, સ્વાર્થત્યાગ અને શુદ્ધમાં શુદ્ધ વિચારોનું તે જીવંત દૃષ્ટાંત છે. સ્વામી વિવેકાનંદ કોઇ અમુક પંથ કે સિદ્ધાંતના હિમાયતી નથી. તેમનો ધર્મ નિષ્કલંક છે. તે અમને ઉચ્ચ સ્થિતિએ લઇ જાય છે, તે અમને પવિત્ર બનાવે છે અને તે અમને સર્વ રીતે અનુકુળ છે. તેમનો સર્વોપયોગી નિષ્કલંક ધર્મ પ્રભુ અને મનુષ્ય પ્રત્યે પ્રેમ અને અત્યંત પવિત્રતા ઉપર રચાયલો છે."

"સ્વામી વિવેકાનંદને તેમના અનુયાયીઓ શિવાય પણ બીજા પુષ્કળ મિત્રો છે. સઘળા માનવ વર્ગો સાથે તે એક સરખી રીતે મિત્રાચારી અને ભ્રાતૃભાવની લાગણી ધરાવે છે. તેમના વર્ગો અને ભાષણોમાં અમેરિકાના ઘણા બુદ્ધિમાન મનુષ્યો અને મોટા વિચારકો જાય છે. તેમના બોધની અસરથી અમેરિકનોના હૃદયમાં આધ્યાત્મિક વૃત્તિ જાગૃત થએલી છે અને તેનો પ્રબળ પ્રવાહ ઘણો ઉંડો વહી રહેલો છે. પોતાની પ્રશંસાથી તે કદી ફુલાયા નથી અને નિંદાથી ગુસ્સે થયા નથી. દ્રવ્ય કે સત્તાના પ્રભાવથી તે કદી અંજાયા નથી. તે એવા મનુષ્ય છે કે શહેનશાહો પણ તેમને ખુશીથી માન આપે."

સ્વામીજીના બોધથી ત્રણ સુશિક્ષિત મનુષ્યોએ સંન્યાસ ગ્રહણ કર્યાની વાત આગળ જણાવાઇ ચૂકી છે, તે ઉપરાંત બીજા પણ પુષ્કળ મનુષ્યો હવે તેમના શિષ્યો બની રહ્યા અને સ્વામીજીએ તેમને બ્રહ્મચર્ય દિક્ષા આપી. અમેરિકા જેવા જડવાદથી ભરેલા દેશમાં મનુષ્યો આ પ્રમાણે ખરા સત્યનો અનુભવ કરવાને વૈરાગ્ય માટે મુખ્ય સાધન તરીકે ગણે, એ બનાવ દર્શાવે છે કે સ્વામીજીના ચારિત્ર અને સદ્‌બોધની અસર ત્યાં કેટલી અસામાન્ય થઇ રહી હતી. સઘળાં વર્તમાનપત્રો હવે એકે અવાજે કહેવા લાગ્યાં કે "એ બનાવ સુચવે છે કે સ્વામીજીના બોધની અસર સદાએ કાયમજ રહેશે." અમેરિકામાં સ્વામીજીને ભારે માન મળતું જોઇને કંઇક શંકાથી અને કંઇક ટોળથી સ્વામી કૃપાનંદે હિંદુસ્તાનના બ્રહ્મવાદિન માસિકમાં એકવાર લખી મોકલ્યું હતું કે,

"સ્વામીજી ભારતવર્ષના પુત્ર છે એમ હિંદવાસીઓ જલદીથી સાબીત કરે તો ઠીક! અમેરિકનો યુનાઇટેડ સ્ટેટસના જ્ઞાનચક્ર (એનસાઇક્લોપીડીઆ) ને માટે સ્વામીજીનું જીવનચરિત્ર લખવાના છે, અને આ પ્રમાણે તેઓ સ્વામીજીને એક અમેરિકન બનાવવા માગે છે. વખત એવો પણ આવે તો નવાઇ નથી કે હોમરની જન્મભુમિ હોવાનું માન મેળવવાને માટે જેમ સાત શહેરો વચ્ચે વાંધો ઉઠી રહ્યો હતો તેમ વિવેકાનંદને પોતાના પુત્ર ગણવાને માટે સાત સાત મુલકો વચ્ચે કલહ ઉભો થઇ રહે. અને હિંદને આવા એક ઘણા યશસ્વી પુત્રને જન્મ આપ્યાનું માન ખોવું પડે!"

સમય જતો ગયો તેમ અમેરિકાના ઘણા તત્ત્વજ્ઞાનીઓ, કવિઓ, લેખકો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ સ્વામીજીની પાસે આવવા લાગ્યા અને તેમનો બોધ ગ્રહણ કરવા લાગ્યા. એમાં એક મીસીસ ઇલા વીલર વિલ્કોક્સ પણ હતી. એ બાઇ અમેરિકામાં એક શ્રેષ્ઠ કવિ અને

લેખક તરીકે પ્રખ્યાત હતી. સ્વામીજીના સમાગમમાં આવ્યા પછી તે હિંદુધર્મની એક ચુસ્ત અનુયાયી બની રહી હતી. સ્વામીજી અને હિંદુધર્મ વિષે તે લખે છે કે;–

"બાર વર્ષ ઉપર એક વખત સાંજે મેં સાંભળ્યું કે સ્વામી વિવેકાનંદ નામના હિંદુ સાધુ ન્યુયોર્કમાં અમુક જગ્યાએ ભાષણ આપવાના છે. હું અને મારા પતિ બંને ઘણી આતુરતાથી તેમનું ભાષણ સાંભળવાને ગયાં. અમે દસેક મિનિટ ભાષણ સાંભળ્યું અને જાણે અમે કોઇ ઉચ્ચ, પવિત્ર, અલૌકિક અને બલદાયક વાતાવરણમાં ઉડી રહ્યાં હોઇએ એવો અમને ભાસ થયો. અમે આશ્ચર્યચકિત થઇને તેમનું ભાષણ છેવટ સુધી સાંભળ્યું અને તે સમાપ્ત થઈ ગયા પછી જ્યારે અમે ઘેર જવાને નીકળ્યાં ત્યારે અમે જુદીજ હિમ્મત, અવનવી આશાઓ, વિલક્ષણ સામર્થ્ય અને અલૌકિક શ્રદ્ધા અનુભવી રહ્યાં હતાં કે જે જીવનનાં ગમે તેવાં પરિવર્તનોની સામે પણ બાથ ભીડવાને સમર્થ હતાં. એ સમયે મારા પતિ બોલ્યા હતા કે, "આનુંજ નામ ઇશ્વર સંબંધી જ્ઞાન! જે ધર્મને હુ ખોળું છું તે આજ છે!" એ પછી ઘણા મહિના સુધી મારા પતિ મારી સાથે વિવેકાનંદનો બોધ સાંભળવાને આવ્યા અને તેમની પાસેથી સનાતન હિંદુ ધર્મના સિદ્ધાંતો અને અનેક બળદાયક સત્યો ગ્રહણ કરતા ચાલ્યા. આર્થિક આફતોનો તે ઘણો ભયંકર વખત હતો. નાણાંની પેઢીઓ ઉપરા ઉપરી તૂટતી હતી; શેરોના ભાવ ઉતરતા હતા; ધંધાદારીઓ નિરાશામાં આવી પડયા હતા અને આખું જગત્ ઉથલપાથલ થઇ રહ્યું હતું. ઘણી વખત તો મારા પતિ આ આપદકાળની મહેનત અને ચિંતાને લીધે રાતે ઉંઘી પણ શકતા નહિ; પરંતુ સવારે મારી સાથે સ્વામીજીનું ભાષણ સાંભળીને પાછા જતી વખતે તે હસતે હસતે બોલતા કે "હા, ઠીક છે! ચિંતા કરવાનું કંઇ પણ કારણ

નથી." ઘર કામ પરવાર્યા પછી મારાં કાર્યો બજાવવાને હું બહાર ચાલી જતી ત્યારે પણ મને આત્માની ઉચ્ચ અવસ્થાનું ભાન થઇ રહેતું અને મારી માનસિક દૃષ્ટિ ઘણી વિશાળ બની રહેતી. જે તત્ત્વજ્ઞાન કે ધર્મ આવા હાડમારીના દિવસોમા મનુષ્યોને માટે આટલું બધું કરી શકે, ઇશ્વર પ્રત્યે તેમની શ્રદ્ધા દૃઢ કરી શકે, માનવજાતિ પ્રત્યે ભ્રાતૃભાવની લાગણી વધારી શકે અને તેમનાં હૃદયમાં પુનર્જન્મના સુખદ વિચારોથી ખાત્રીપૂર્વક હર્ષ ઉપજાવી શકે, તેજ ધર્મ શ્રેષ્ઠ અને મોટો કહેવાય."

"ખરેખર અમારા મહાન હિતને ખાતરજ આર્યતત્ત્વજ્ઞાન અમારે સમજવું જોઇએ. વિવેકાનંદે અમને કહેલું છે કે "**તમે સત્યને માર્ગે તમારૂં જીવન ગાળો અને તમારા આત્મામાં પ્રકાશ ઉત્પન્ન કરી મૂકો** એવું હું ઇચ્છું છું." તેમના બોધથી અમારા ધંધાદારીઓને સામર્થ્ય મળેલું છે, અસ્થિર મનની સ્ત્રીઓ સ્થિર બનીને ઉચ્ચ વિચાર સેવવા લાગી છે અને કારીગરોમાં નવી નવી આશાઓ ઉત્પન્ન થઇ છે. તેમના બોધવડે કરીને પતિ, પત્ની, માતા, પિતા સર્વેને પોતાની ફરજોનો ઉચ્ચ અને પવિત્ર ખ્યાલ આવેલો છે."

આ પ્રમાણે અમેરિકાની સુધરેલી પ્રજાના હૃદયમાં સ્વામીજીએ ઘણો અગત્યનો ફેરફાર કરી મૂકયો હતો. પાશ્ચાત્ય સુધારાનો પ્રવાહ ફેરવીને તેમણે તેને અન્ય સંસ્કારી માર્ગે વહેતો કર્યો હતો. અસંખ્ય અમેરિકનો હવે સંસ્કારી બની પોતાને વેદાન્તીઓ કહેવડાવવામાં ગર્વ ધરતા હતા. આ વખતે સ્વામીજીનો વિચાર એવો થઇ રહ્યો હતો કે વેદો, ઉપનિષદો, આરણ્યકો, બ્રાહ્મણો અને પુરાણોમાંથી આત્મા સંબંધી સર્વ વિચારો એકઠા કરીને ઘણી સરળ ભાષામાં લખવા અને પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોથી તેમને સાબીત કરવા. યોગ, સાંખ્ય, વગેરેને પણ આધુનિક માનસશાસ્ત્ર અને અન્ય

શાસ્ત્રોના સિદ્ધાંતોમાં ઘટાવી મૂકવાં કે જેથી કરીને તેઓની સત્યતા પુરવાર થઇ રહે અને સર્વે તેમને સમજી શકે. કાર્ય ઘણું કઠિન હતું, પણ સ્વામીજીની અસાધારણ બુદ્ધિએ તેને બહુ ત્વરાથી અને ઉત્તમ પ્રકારે પાર પાડેલું છે. પોતાના ધારેલા કાર્યને સિદ્ધ કરવાને માટે તે કેવો અથાગ શ્રમ લઇ રહ્યા હતા? તેઓ સઘળા વેદો, ઉપનિષદો, આરણ્યકો, બ્રાહ્મણો, પુરાણો, વગેરેને એકઠાં કરી તેમાંથી સાર ક્હાડી રહ્યા હતા અને તે સાદી અને સરળ ભાષામાં જનસમૂહને સમજાવી રહ્યા હતા. હિંદુઓના આધ્યાત્મિક વિચારો આધુનિક વિજ્ઞાનશાસ્ત્રની વિરૂદ્ધ નથી, એટલુંજ નહિ પણ આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર ઉલટું તેમને વધારે ને વધારે સિદ્ધ કરતું ચાલે છે, એમ જો કોઇએ પુરવાર કરી બતાવ્યું હોય તો તેનું સઘળું માન સ્વામી વિવેકાનંદનેજ ઘટે છે.

સ્વામી વિવેકાનંદનાં ભાષણો શ્રોતાજન ઉપર કોઇ નવોજ પ્રકાશ પાડતાં હતાં. સનાતન હિંદુ ધર્મનું ખરૂં રહસ્ય તે નવીન સ્વરૂપમાંજ પ્રગટ કરતા હતા. તેમની પ્રતિપાદન કરવાની શક્તિ બહુ અજબ હતી. તે જે સત્યો પ્રગટ કરતા તે ઉપનિષદોના રહસ્ય રૂપજ હોવા છતાં આધુનિક ભૌતિકવિજ્ઞાનના અભ્યાસીઓને તે ગ્રાહ્ય થાય તેવી યુક્તિથી તેમને સમજાવતા હતા. પૂર્વ અને પશ્ચિમ બંનેનો તેમણે અનુભવ લીધો હતો. પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓમાં તે પારંગત થયેલા હતા. તેમનું વિશાળ હૃદય અને ઉંડું જ્ઞાન, એ બંનેની તુલના કરી દરેકની મહત્તા અને ઉપયોગિતા કેટલી છે તે વાત યથાવત્ સમજાવતું હતું. તેમના સઘળા લેખો અને કથનો વેદાન્ત ઉપર નવીન ભાષ્ય યા ટીકા રૂપેજ હતાં. ભારતવર્ષમાં સઘળા ટીકાકારો એક બીજાની વિરૂદ્ધ લખી રહેલા છે એમ જાણીને તે કોઇ પણ ટીકાકારને શ્રેષ્ઠ પ્રમાણ તરીકે સ્વીકારતા નહોતા. વેદ

કે કોઈ પણ શાસ્ત્ર ઉપર જ્યારે તે ટીકા કરતા ત્યારે તેને તે નવીન સ્વરૂપમાંજ સમજાવતા; છતાં તેમનો કોઇ પણ વિચાર વેદ, ઉપનિષદ કે પોતાના ગુરૂના વિચારોથી વિરૂદ્ધ નહોતો. હિંદુ શાસ્ત્રોમાં પ્રવર્તી રહેલી યુક્તિ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રને સંમત નથી એમ જાણીને હિંદુ તર્ક અને ન્યાયને ફરીથી આધુનિક બુદ્ધિને માટે ઉપયોગી બનાવવાને તે પ્રયાસ કરી રહ્યા હતા. હિંદુઓનું તત્વજ્ઞાન અજેય છે. આધુનિક વિજ્ઞાનના સિદ્ધાંતોથી પણ તે તોડાય તેવું નહિ હોવા છતાં તે તત્વજ્ઞાનને સમજાવવાની યુક્તિ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતો આગળ ટકી શકે તેવી નથી એમ તે સમજતા હતા. તેથી કરીને હિંદુ તર્ક અને ન્યાયને તે કેવી રીતે રજુ કરતા તે નીચેની બીના ઉપરથી ઠીક સમજાશે.

સ્વામીજી હારવર્ડ યુનીવર્સીટિના પ્રોફેસરોએ સ્થાપેલી સભામાં ભાષણ આપવાને માટે ગયા હતા. ત્યા ભાષણ સમાપ્ત થયા પછી પ્રોફેસરોએ સ્વામીજીને અનેક પ્રશ્નો પૂછ્યા હતા અને તેના ઉત્તરો તેમણે આપ્યા હતા. તે ઉત્તરો આધુનિક વિચારોને અનુકુળ થાય તેવી રીતે આપવામાં આવ્યા હતા. પ્રાચીન સિદ્ધાંતો ઉપર કેવો નવીન પ્રકાશ સ્વામીજી પાડી રહ્યા હતા તે એ ઉપરથી સમજાશે. સ્વામીજીને પૂછવામાં આવ્યું હતું કે "માયા અથવા અજ્ઞાન શા માટે અસ્તિત્વ ધરાવે છે?" તેમણે જવાબ આપ્યો હતો કે, "શા માટે–એ પ્રશ્ન કારણભાવમાં નહિ પણ કાર્યભાવમાંજ ઉદ્‌ભવી શકે છે. માયાના પ્રદેશમાંજ એ પ્રશ્નનો સંભવ હોઇ શકે. જ્યારે એ પ્રશ્નને ન્યાયશાસ્ત્રના નિયમ પ્રમાણે ગોઠવવામાં આવશે ત્યારેજ અમે તેનો ઉત્તર આપીશું." જ્યારે એમ કહેવામાં આવ્યું કે, "સમાધિ એટલે કર્તાનું કર્મમાં લય થઇ જવું" ત્યારે સ્વામીજી એકદમ બોલી ઉઠયા કે; કર્મનો કર્તામાં લય થઇ જવો અને નહિ કે કર્તાનો કર્મમાં લય થઇ

જશે!" દૃશ્ય અને દર્શન રૂપી આ સમગ્ર જગત્ જે પોતાના અજ્ઞાન રૂપી વિકારને લીધે દૃષ્ટારૂપી જીવને પ્રતીત થઇ રહ્યું છે, તે એ અજ્ઞાન વિકારનો જ્ઞાનવડે નાશ થતાં દોરડીમાંનો મિથ્યા સર્પ નષ્ટ થાય તેમ નષ્ટ થઇ જઇને, મિથ્યા તેમજ પરિચ્છિન એવો દૃષ્ટાભાવ પણ પોતાના અધિષ્ટાન ભાવમાં આવી જઇ શુદ્ધ સચ્ચિદાનંદ એવો પર-બ્રહ્મ પરમાત્માજ રહે છે." તેમને પૂછવામાં આવ્યું કે "શું અદ્વૈત-વાદ દ્વૈતવાદનો વિરોધી છે?" સ્વામીજીએ ઉત્તર આપ્યો હતો કે "ઉપનિષદો વ્યવસ્થિતપણે લખવામાં આવેલાં નથી, તેથી તત્વજ્ઞા-નીઓએ ગમે તે એક વાદ બાંધવાને માટે પોતાને અનુકુળ આવે તેવાંજ વચનો તેમાંથી લીધેલાં છે. જુદા જુદા વાદને માટે લેવાયલાં સઘળાંજ કથનો ઉપનિષદોમાં મળી આવતાં હોવાથી ઉપનિષદોજ સર્વ વાદોનો આધાર થઇ રહેલાં છે. અદ્વૈતવાદ દ્વૈતવાદનો વિરોધી હોઇ શકેજ નહિ. દ્વૈતવાદ ત્રણ અવસ્થાઓમાંની એક અવસ્થા છે. દરેક ધર્મમાં એવી ત્રણ અવસ્થાઓ હોય છેજ. પહેલી અવસ્થા તે દ્વૈતવાદ છે. એ પછી મનુષ્ય જે ઉચ્ચતર અવસ્થાને પ્રાપ્ત કરે છે તેનું નામ વિશિષ્ટાદ્વૈત છે. આખરે મનુષ્યને જ્યારે એવું ભાન થાય છે કે તે અને જગત્ બન્ને એકજ છે ત્યારે તેનું નામ અદ્વૈત છે. આ પ્રમાણે ત્રણે અવસ્થાઓ એક બીજાની વિરોધી નથી; પણ તે એક બીજાની ઉપકારક છે."

ન્યુયોર્કમાં વેદાન્ત સોસાયટી સ્થાપવામાં આવી હતી અને તેના પ્રમુખ તરીકે એક ધનાઢ્ય અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ મી. ફ્રાન્સીસ લેગેટને નીમવામાં આવ્યા હતા. એ સોસાયટી સ્થાપવામાં સ્વામી-જીનો હેતુ એવો હતો કે વેદાન્તના સિદ્ધાંતોનો પ્રચાર થાય અને પૂર્વ તથા પશ્ચિમના લોકો વચ્ચે ભ્રાતૃભાવની લાગણી વધે અને તેઓ પોતાના વિચારો અને આદર્શોની આપ લે કરે. સ્વામીજીનો વિચાર

એવો હતો કે પૂર્વ અને પશ્ચિમમાં વેદાન્તનાં મથકો સ્થાપવાં અને તે મથકો એક બીજાની સાથે સદાએ અગત્યનો વ્યવહાર ચલાવ્યા કરે. પૂર્વ અને પશ્ચિમ બંને જાણે પોતાનાં નિવાસસ્થાનો હોય તેમ પૌર્વાત્યો અને પાશ્ચાત્યો બંનેમાં સ્વતંત્રપણે આવ જાવ કરે અને ભેદભાવને ભૂલી જાય. પોતાના કેટલાક ગુરૂભાઇઓને બોલાવીને અમેરિકામાં રાખવા અને તેઓ ત્યાં વેદાન્તનો અને ભારતવર્ષ વિષેના સઘળા ખરા વિચારોનો પ્રચાર કરે અને હિંદનું ગૌરવ વધારે; તેમજ કેટલાક અમેરિકન અને અંગ્રેજ શિષ્યો ભારતવર્ષમાં આવીને વિજ્ઞાનશાસ્ત્ર, ઉદ્યોગ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વ્યવસ્થા અને સહકારીત્વ વિષેના અતિ અગત્યના સિદ્ધાંતો હિંદવાસીઓને સમજાવે; એવી સ્વામીજીની ધારણા હતી. આ રીતે પૂર્વ અને પશ્ચિમનું સંમેલન કેવી રીતે કરવું તે વિષે સ્વામીજી રાત દિવસ વિચાર કરી રહ્યા હતા; અને પૌર્વાત્યો તથા પાશ્ચાત્યો વચ્ચે વિચારો અને આદર્શોમાં રહેલો ભેદ નષ્ટ કરવાની ધારણાથીજ ન્યુયોર્કની વેદાન્ત સોસાયટી સ્થાપવામાં આવી હતી. સ્વામીજીના વિચારની તે હજી માત્ર શરૂઆતજ હતી.

હવે પાછા ઇંગ્લાંડથી સ્વામીજીના ઉપર અનેક કાગળો આવવા લાગ્યા. તેમના અંગ્રેજ મિત્રો તેમને પાછા ઇંગ્લાંડ આવવાનું લખતા હતા; કેમકે ઇંગ્લાંડમાં તેમણે જે કાર્ય શરૂ કર્યું હતું તેને વ્યવસ્થિતપણે ગોઠવવાની જરૂર હતી; જ્યારે ન્યુયોર્કમાં તેવી વ્યવસ્થા ગોઠવાઇ ચૂકી હતી. તેમના શિષ્યો તેમનું કાર્ય ઉપાડી લેવાને લાયક થઇ રહ્યા હતા અને વળી સ્વામીજીએ કલકત્તેથી પોતાના ગુરૂભાઇ સ્વામી શારદાનંદને પણ ત્યાં તેડાવ્યા હતા. એથી હવે સ્વામીજી પાછા ઇંગ્લાંડ ગયા.



# પ્રકરણ ૩૮ મું-ઈંગ્લાંડની બીજી મુલાકાત.

સ્વામી વિવેકાનંદ ઇંગ્લાંડ પહોંચ્યા તે વખતે સ્વામી શારદાનંદ પણ કલકત્તેથી ત્યાં આવી પહોંચ્યા હતા. બંને જણ લંડનમાં મી. સ્ટર્ડીના અતિથિઓ થઇને રહ્યા. ઘણાં વર્ષથી સ્વામીજી પોતાના કોઇ પણ ગુરૂભાઇને મળ્યા નહોતા તેથી બંનેની ખુશાલીનો પાર રહ્યો નહિ. સ્વામી શારદાનંદે હિંદુસ્તાનની તેમજ આલમ બજારમાં આવેલા રામકૃષ્ણ મઠની સઘળી ખબર કહી. સ્વામીજી આ વખતે કેટલીક યોજનાઓ પોતાના મનમાં ઘડી રહ્યા હતા તે તેમણે શારદાનંદને સમજાવી.

સ્વામીજીએ હવે નિયમિત વર્ગો ચાલુ કરીને જ્ઞાનયોગ ઉપર ભાષણો આપવા માંડયાં. વળી દર રવીવારે જાહેરમાં પણ વ્યાખ્યાનો આપવાનાં શરૂ કર્યાં. ભાષણોના વિષયો "ધર્મની આવશ્યકતા," "સર્વ સંગ્રાહ્ય ધર્મ" વગેરે રહેતા. આ ભાષણોમાં સ્વામીજીને ઘણીજ ફતેહ મળી. પછીથી તેમણે "ભક્તિયોગ," "વૈરાગ્ય" વગેરે વિષયો ઉપર વ્યાખાનો આપ્યાં. "સત્ય અને પ્રાતિભાસિક પુરૂષ" એ વિષય ઉપર બોલતાં સ્વામીજીએ સમજાવ્યું કે "મનુષ્યો, પ્રાણીઓ અને દૃશ્યમાન થતા આ સમગ્ર જગતની વસ્તુઓના નામ રૂપમાં એકતા પણ હોઇ શકે નહિ અને તેઓ સત્ય પણ હોઇ શકે નહિ. સત્ય વસ્તુ તો જુદીજ છે. તે અવિભાજ્ય અને અવિકારી છે અને તેજ સર્વમાં સત્તા રૂપે રહેલી છે." સ્વામીજીએ વળી દર્શાવ્યું કે "આપણી બુદ્ધિજ આપણને સમજાવે છે કે આ દૃશ્યમાન થતું જગત્ મિથ્યા છે, સર્વત્ર માત્ર એક સત્ય વસ્તુજ અસ્તિત્વ ધરાવે છે." ઉપરનાં ભાષણોની ઘણી ઉંડી અસર થઇ રહી અને લંડનના લોકો સ્વામીજીની પ્રશંસા કરવા લાગ્યા. તેમના વર્ગોમાં વિદ્યાર્થીઓની સંખ્યા

વધવા લાગી. બીજાં ભાષણોમાં સ્વામીજીએ આર્યપ્રજાનો ઇતિહાસ, તેનો વિકાસ, તેની ધાર્મિક પ્રગતિ વગેરે વિસ્તારથી કહી સંભળાવ્યાં. પછીથી તેમણે રાજયોગ ઉપર ભાષણો આપવા માંડયાં. આ વખતે મીસીસ બીડલ્ફને ત્યાં તેમને આમંત્રણ આપવામાં આવ્યું. સ્વામીજી ત્યાં ગયા અને "આત્મા વિષે હિંદુઓની કલ્પના" એ વિષય ઉપર ભાષણ આપ્યું. વ્યાખ્યાન ઘણુંજ મોહક હતું. સ્વામીજીએ આર્યતત્વજ્ઞાનના વિચારોને ઘણીજ સુંદર રીતે એ દ્વારા પ્રગટ કર્યા હતા. વ્યાખ્યાન વખતે ઘણા પ્રતિષ્ઠિત મનુષ્યો આવ્યા હતા. રાજકુટુંબમાંથી પણ કેટલાંક મનુષ્યો તે શ્રવણ કરવાને આવ્યાં હતાં, પણ તેઓ ઘણી છૂપી રીતે બેઠાં હતાં. પછીથી સ્વામીજીએ નોટીંગ હીલ ગેટમાં મીસીસ હન્ટને ઘેર એક વ્યાખ્યાન આપ્યું અને વિમ્બલડનમાં એક મોટી સભાની સમક્ષ પણ પોતાના અનુપમ વક્તૃત્વ વડે સર્વોત્તમ વિચારો દર્શાવ્યા. સીસેમ ક્લબમાં સ્વામીજીએ "કેળવણી" ઉપર ભાષણ આપ્યું. તે ક્લબ સ્ત્રીઓએ સ્થાપેલી હતી અને તેનો ઉદ્દેશ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાનો હતો. અહીંઆં સ્વામીજી હિંદની પ્રાચીન કેળવણી ઉપર ઘણા વખત સુધી બોલ્યા અને સ્પષ્ટ રીતે સૌના મનમાં ઠસાવ્યું કે હિંદની પ્રાચીન કેળવણીનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો હતો, અને નહિ કે માત્ર ગોખણપટ્ટીજ કરાવવી ! સ્વામીજીએ પ્રાચીન અને અર્વાચીન કેળવણીની તુલના કરી અને સર્વને સમજાવ્યું કે મનુષ્યના આત્મામાં ભૂત, વર્તમાન અને ભાવી જ્ઞાનનો જે અખૂટ ભંડાર સદાને માટે ભરેલો છે; વ્યક્ત અને અવ્યક્ત સઘળું જ્ઞાન જે તેમાં રહેલું છે; તે સઘળા જ્ઞાનને મનુષ્ય પોતાના આત્મામાંથી પોતાની મેળે ખેંચી કહાડીને કૃતકૃત્ય થાય તેમ કરવામાં તેને મદદ કરવી; **એજ સઘળી કેળવણીનો ઉદ્દેશ હોવો જોઇએ.**

ઈંગ્લાંડની આ મુલાકાત સમયે સ્વામીજીની કીર્તિ વિશેષ પ્રસરી રહી હતી. હિંદુઓના પ્રાચીન ધર્મના ઉપદેશક તરીકે તે આવેલા છે એમ સર્વને જાણ થઇ રહી. લંડનના જુદા જુદા ધંધાવાળા મનુષ્યો, દાક્તરો, વકીલો, શિક્ષકો, વિદ્યાર્થીઓ વગેરે સ્વામીજીનો સુંદર બોધ સાંભળવાને આવવા લાગ્યા. ઘણી સભ્ય સ્ત્રીઓ પણ શ્રવણ કરવાને આવવા લાગી. શિકાગોની સર્વધર્મપરિષદમાં સ્વામીજીએ જે અપૂર્વ ફતેહ મેળવી હતી તેની જાણ સર્વને થઇ રહી હતી. વર્તમાનપત્રોમાં સવે એ વાંચ્યું હતું કે સ્વામી વિવેકાનંદ એક તત્વજ્ઞાની છે; ધર્મને માટે તેમણે સંસારનો ત્યાગ કરેલો છે; ગૃહસ્થાશ્રમી તરીકે તે ઘણું માન અને દ્રવ્ય પ્રાપ્ત કરી શકયા હોત; પણ માત્ર વેદાન્તનો અભ્યાસ કરવાને અને વેદાન્તમય જીવન ગાળવાને માટેજ તેમણે સંસારસુખને ત્યજી દીધેલું છે. સ્વામીજીનું વૈજ્ઞાનીક જ્ઞાન, વક્તૃત્વશક્તિ, પ્રમાણિકતા અને પવિત્રતા જોઇને રેવરંડ હોવીઝ જેવા પાદરીઓ પણ તેમનો અલૌકિક બોધ સાંભળવાને આવવા લાગ્યા અને પ્રેમ, સહિષ્ણુતા તથા સહાનુભૂતિ વિષેના તેમના તરફથી મળતા અમૂલ્ય વિચારો હૃદયમાં ઠસાવવા લાગ્યા. સ્વામીજીના બોધથી રેવરંડ હોવીઝના મન ઉપર એવી તો અસર થઇ રહી કે તેમણે પોતે એક રવીવારે સેંટ જેમ્સીઝ ચેપલમાં "વિવેકાનંદ" એ વિષય ઉપર બે ભાષણો આપ્યાં અને તે યશસ્વી હિંદુ સાધુની ભારે પ્રશંસા કરી. લંડનના વિજ્ઞાનશાસ્ત્રીઓને ખાવાનો પણ વખત મળવો મુશ્કેલ હતો; છતાં પણ ગમે તેમ કરીને તેઓ પોતાની પ્રયોગશાળાઓમાંથી બહાર આવતા, સ્વામીજીનાં ભાષણો સાંભળવાને ઉભા રહેતા અને પછીથી સ્વામીજીની પાસે જઇને કહી આવતા કે વેદાન્તનાં સત્યો અને સિદ્ધાંતો કેવી અલૌકિક યુક્તિ અને બુદ્ધિથી તેમણે શોધી કહાડેલાં છે!

થોડા વખત પછી સ્વામીજીને મેક્સમુલર જોડે ઓળખાણ થયું. મેક્સમુલર વેદ, ઉપનિષદો વગેરેના મોટા અભ્યાસી હતા. તેમણે પોતાનું જીવન વેદ અને વેદાન્તના અભ્યાસમાંજ ગાળ્યું હતું. ભારતવર્ષનું તત્વજ્ઞાન તેમને અત્યંત પ્રિય હતું. સંસ્કૃતમાં લખાયલાં ઘણાં પુસ્તકોનું તે અંગ્રેજીમાં ભાષાંતર કરતા હતા અને પાશ્ચાત્ય પ્રજાના હૃદયમાં હિંદુ તત્ત્વજ્ઞાન, ધર્મ અને નીતિનું ગૌરવ ઠસાવતા હતા. લગભગ ચાળીસ વર્ષ સુધી તેમણે વેદોનો અભ્યાસ કર્યો હતો અને ઘણા ભારે ખર્ચથી ઋગ્વેદસંહિતાનો પુનરોદ્ધાર કર્યો હતો. તેમનું જીવન પ્રાચીન ઋષિ જેવું હતું. એક સ્વચ્છ ઝુંપડામાં તે પોતાનો વાસ કરીને રહ્યા હતા. તેમનાં પત્ની સિવાય તેમની પાસે બીજું કોઇજ હતું નહિ. વેદાન્તનાં પુસ્તકો તેમની આસપાસ પડેલાં દેખાતાં હતાં અને મેક્સમુલર તેમનું મનન કરતા જણાતા હતા. ઓળખાણ થયા પછી તેમણે વિવેકાનંદને પોતાને ઘેર આવવાનું આમંત્રણ મોકલ્યું અને સ્વામીજી તેને આભારસહિત સ્વીકારીને ઘણી ખુશીથી મેક્સમુલરને મળવા ગયા.

બંને વેદાન્તી હતા. બંને સંસ્કૃત વિદ્યામાં પારંગત હતા. બંનેનો ભારતવર્ષ પ્રતિ પૂજ્યભાવ હતો. બંને તત્ત્વજ્ઞાની હતા અને બંને હિંદના પ્રાચીન ગૌરવનો મહિમા ગાઈ રહ્યા હતા. એવા બે મહાપુરૂષો વચ્ચે થયેલી મુલાકાત બોધપ્રદજ હોય ! તે મુલાકાતનું વર્ણન સ્વામીજીએ પોતેજ આપેલું છે. સ્વામીજી લખે છે કે,

"પ્રોફેસર મેક્સ મુલર કેવા અસાધારણ મનુષ્ય છે ! થોડા દિવસ ઉપર હું તેમની મુલાકાત લેવાને ગયો હતો. મારે કહેવું જોઇએ કે હું તેમના પ્રતિ મારો પૂજ્યભાવ દર્શાવવાને માટે ગયો હતો; કારણકે જે મનુષ્ય શ્રીરામકૃષ્ણને ચાહે છે તેની મુલાકાત મારે મન તીર્થયાત્રાજ છે. પછી તેનો પંથ, વેષ, ધર્મ કે જાત ગમે તે હોય.

કેશવચંદ્ર સેનના જીવનમાં આટલો બધો એકાએક અને અગત્યનો ફેરફાર કઇ વ્યક્તિના પ્રભાવથી થઇ રહ્યો હતો તે જાણવાની પ્રોફેસરને પ્રથમ ઇચ્છા થઇ. એ જાણ્યા પછી તે શ્રીરામકૃષ્ણનું જીવન અને બોધવચનોના એક ચુસ્ત પ્રશંસક અને અભ્યાસી બની રહ્યા હતા."

"મેં કહ્યું: 'પ્રોફેસર સાહેબ! હજારો મનુષ્યો આજે શ્રીરામકૃષ્ણને ભજી રહેલા છે?' તેમણે જવાબ આપ્યો કે "એમની પૂજા નહિ થાય તો પછી બીજા કોની થશે?" પ્રોફેસર સ્નેહની મૂર્તિ હતા. મને અને મી. સ્ટર્ડીને જમવાનું આમંત્રણ તેમણે દીધું. ઓક્સફર્ડની કેટલીક કોલેજો અને બોડલીઅન લાઇબ્રેરી તેમણે મને બતાવી. સ્ટેશન સુધી તે અમને વળાવવાને આવ્યા. અને એટલું બધું એમણે કર્યું તેનું કારણ એજ હતું કે તે કહેતા કે "શ્રીરામકૃષ્ણ દેવના શિષ્યને મળવાનો પ્રસંગ કંઇ દરરોજ પ્રાપ્ત થતો નથી." તેમની મુલાકાતથી ખરેખર મને નવુંજ જ્ઞાન પ્રાપ્ત થયેલું છે. પ્રોફેસરનું નાનું સુંદર ઘર, તેના આંગણામાંનો રમણીય બગીચો અને તેની અંદર નિવાસ કરતો શાંત, ગંભીર અને પ્રસન્ન મુખમુદ્રાવાળો વયોવૃદ્ધ મહર્ષિ મેક્સમુલર! તેમની ઉમ્મર સિત્તેર વર્ષની હતી; છતાં પણ તેમનું ભવ્ય લલાટ એક બાળકના જેવું સ્વચ્છ હતું. તેના ઉપર એક પણ કરચલી દેખાતી નહોતી. તેના ઉપર જણાતી એકે એક રેખા તેમના આત્માના ઉંડાણમાં રહેલા આધ્યાત્મિક ખજાનાની સાક્ષી પુરી રહી હતી. તેમની સાથે માત્ર તેમનાં પત્નીજ હતાં અને તે પણ ઘણાં ઉમદા સ્વભાવનાં છે. હિંદના પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતો તરફ પાશ્ચાત્યોનું મન દોરવાને ઘણા લાંબા વખતથી મેક્સમુલર પ્રયાસ કરી રહેલા છે. તે કાર્યમાં તેમને ઘણીએ મુસ્કેલીઓ અને તિરસ્કારની સામે થવું પડયું હતું. છતાં આખરે તે ભારતવર્ષના તત્ત્વજ્ઞાન માટે પાશ્ચાત્ય પ્રજાઓમાં માનની લાગણી ઉત્પન્ન કરી શક્યા છે. તે મહત્

કાર્યમાં તેની બુદ્ધિશાળી પત્ની પણ તેમને જીવનભર સહાય આપી રહેલાં છે. મેક્સમુલરનાં પત્ની, તેમના નિવાસસ્થાનની આસપાસ આવેલાં વૃક્ષો, બગીચાનાં પુષ્પો, તે સ્થળમાં વ્યાપી રહેલી શાંતિ અને આકાશની સ્વચ્છતા—એ સર્વ જોઇને ભારતવર્ષનો યશસ્વી પ્રાચીન સમય મને યાદ આવ્યો. રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓના દિવસો મારા સ્મૃતિપટ ઉપર તરી આવ્યા. પ્રાચીન વાનપ્રસ્થાશ્રમીઓ, અરૂંધતી અને મૈત્રેયી જેવી ઋષિપત્નીઓ અને યાજ્ઞવલ્કય તથા વસિષ્ઠ જેવા ઋષિઓના સમયનું મને સ્મરણ થઇ રહ્યું."

"મેક્સમુલરમાં મેં શું જોયું? મેં તેમને એક પંડિત કે ભાષાતત્ત્વવિદ્ તરીકે નિહાળ્યા નહોતા. પરબ્રહ્મમાં તાદાત્મ્ય અનુભવતા આત્માને મેં તેમનામાં જોયો. વિશ્વવ્યાપી તત્ત્વ સાથે તલ્લીન થઇ જતા હૃદયને મેં તેમનામાં નિહાળ્યું. બીજા મનુષ્યો શુષ્કવાદ કે મિથ્યા કડાકૂટમાંજ પોતાનું જીવન વ્યતીત કરે છે, પણ મેક્સમુલરે ખરા જીવનતત્ત્વનો રસપૂર્ણ ઝરો શોધી કહાડયો છે! ખરેખર, તેમનું હૃદય ઉપનિષદોનું રહસ્ય ગ્રહણ કરી રહેલું છે.

"**तमेवैकं जानथ आत्मानम् अन्या वाचो विमुञ्चथ**"

એક માત્ર તમારા આત્માનેજ ઓળખો, બીજી બધી વાતો જવા દો. મેક્સમુલર ધારે તો અખિલ વિશ્વને આકર્ષી પોતાના ચરણે નમાવે એવા તત્ત્વજ્ઞાની પંડિત હોવા છતાં પોતાની વિદ્યા અને જ્ઞાનનો ઉપયોગ તેમણે પરમતત્વને પ્રાપ્ત કરવામાંજ કરેલો છે; તે ઐહિક જ્ઞાનદ્વારા તેઓ પારમાર્થિક જ્ઞાનને પ્રાપ્ત કરી ચૂકયા છે. ખરી વિદ્યા તો આનુંજ નામ! જે વિદ્યા આત્મદર્શનનો માર્ગ સુચવે નહિ એવી વિદ્યાજ શા કામની?"

"ભારતવર્ષ પ્રતિ તેમનો કેવો અગાધ પ્રેમ છે? તેનો સામો ભાગ પણ મારામાં આવે એમ હું ઇચ્છું છું. મેક્સમુલર એક

અસાધારણ વ્યક્તિ છે. તે ઘણાજ ઉદ્યમી છે. ભારતવર્ષના વિચારોની સૃષ્ટિમાં તે વિચરી રહેલા છે. તેમનું આખું જીવન તેમાંજ ગળાયું છે. પચ્ચાસ કે તેથી પણ વધારે વર્ષ સુધી તે તેનો તેજ પ્રયાસ કરી રહેલા છે. ઘણીજ આતુરતાથી અને અત્યંત પ્રેમથી સંસ્કૃત વાઙ્મયના પ્રદેશમાં થતી વિચારોની આપ-લેને તે જોઇ રહેલા છે અને તે એટલે સુધી કે અત્યારે તેમના આત્માના ઉંડાણમાં પણ તેજ વિચારો રમણ કરી રહ્યા છે; અને તેમનું સઘળું બાહ્ય જીવન પણ તેનાજ રંગથી રંગાઇ રહેલું છે. મેક્સમુલર વેદાન્તીઓનો પણ વેદાન્તી છે. વેદાન્તના અનેક પ્રકારના સંવાદી અને વિસંવાદી સ્વરોમાંથી તેના સંગીતના આત્મરૂપ મૂળ સ્વરને તેમણે પકડી કહાડ્યો છે. વેદાન્ત એ મૂળ પ્રકાશ છે અને તેના પ્રકાશથીજ જગતના સર્વે ધર્મો અને પંથો પ્રકાશિત બની રહેલા છે. તે એક મૂળતત્ત્વ છે અને અન્ય સર્વ ધર્મો તે તત્ત્વનાં જુદાં જુદાં ડાળ પાંખડાં છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ શું હતા ? એ મૂળ અને પ્રાચીન તત્વના તે પ્રત્યક્ષ આવિર્ભાવરૂપ હતા. પ્રાચીન ભારતવર્ષની તે જીવંત મૂર્તિ હતા. ભાવી હિંદના મહિમાનું તે સુચન હતા. અખિલ વિશ્વની પ્રજાઓને આધ્યાત્મિક પ્રકાશ પહોંચાડનાર તે હતા. ઝવેરી હોય તેજ હીરાને પારખી શકે. પાશ્ચાત્ય ઋષિ મેક્સમુલર હિંદના અધ્યાત્મ આકાશમાં ઉગતા એ નવા તારાની પ્રશંસા કરે અને તેનો અભ્યાસ કરે; છતાં હિંદવાસીઓ તેના મહત્વને સમજી પણ ન શકે; તો તેમાં નવાઇ પણ શી છે ?"

"મેં તેમને પૂછ્યું કે, 'હિંદમાં તમે ક્યારે પધારશો ? જે મનુષ્યે હિંદુઓના પિતૃઓના વિચારોને ખરા પ્રકાશમાં લાવવાને આટલો બધો શ્રમ લીધેલો છે તેને હિંદમાં દરેક જણ માન આપશેજ.' વયોવૃદ્ધ ઋષિ મેક્સમુલરના મુખારવિંદ ઉપર ઉજ્જવળ પ્રકાશ વ્યાપી

રહ્યો. તે હમણાંજ જાણે કે રોઇ પડશે એવો તેમનો ચ્હેરો થઇ રહ્યો ! ધીમે ધીમે તે પોતાનું ડોકું હલાવીને ના કહેવા લાગ્યા અને મૃદુ સ્વરે તે બોલ્યાઃ " જો હિંદમાં આવીશ તો પછી અહીંઆં પાછો નહિ આવું ! તમારે મારા શરીરને ત્યાંજ અગ્નિદાહ કરવો પડશે ! " તેમને હવે એ વિષે વધારે સવાલો પૂછવા એ તેમના હૃદયમાં ગુપ્ત વાસ કરી રહેલી પવિત્ર લાગણીઓને છેડવા બરોબર મને લાગ્યું. "

સ્વામીજીએ પોતાના મોહક વ્યક્તિત્વથી ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન અને બોધ વચનો અંગ્રેજીમાં લખવાની મેક્સમુલરને પ્રેરણા કરી અને ત્યાંથી વિદાય લીધી. પછી હમેશના કાર્યક્રમ પ્રમાણે તેઓ વેદાન્તનાં ઉંડાં તત્વો ઉપર ભાષણો આપવા લાગ્યા. તેમનાં ભાષણોના વિષયો " માયા " " માયા અને મુક્તિ, " " બ્રહ્મ અને તેનો આવિર્ભાવ " વગેરે હતા. અદ્વૈતવાદમાં આ વિષયો ઘણા કઠિન ગણાય છે, પણ પોતાની અલૌકિક શક્તિવડે સ્વામીજીએ તેમનું એવી સરળ રીતે પ્રતિપાદન કર્યું કે ઇંગ્લાંડનાં સઘળાં સુશિક્ષિત સ્ત્રીપુરૂષો અને મોટા વિચારકો તેમાં ઘણોજ રસ લેવા લાગ્યા. અદ્વૈતવાદની મહત્તા આ પહેલીવારજ તેમના સમજવામાં આવી. વેદાન્તની સર્વ સંગ્રાહ્યતા તેમણે તે સમયેજ નિહાળી. સ્વામીજીએ સરળ ભાષામાં ઘણી સ્પષ્ટ રીતે અદ્વૈતવાદના સિદ્ધાંતો રજુ કર્યા અને સઘળા શ્રોતાઓનાં હૃદયમાં વેદાન્તનાં ઉચ્ચ, અગાધ અને પ્રેરણાત્મક તત્વોનો સંપૂર્ણ જુસ્સો રેડાઇ રહ્યો. તેઓ સર્વે અદ્વૈતવાદની પ્રશંસા કરવા લાગ્યા. ઇંગ્લાંડમાં ઘણા બુદ્ધિશાળી પુરૂષો એવા હતા કે જે ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોને બીલકુલ માનતાજ નહિ. તેમને મન વેદાન્તનાં સર્વ સંગ્રાહી તત્વો મોહક અને દુર્જય થઇ રહ્યાં. કેટલાક ઉદાર મનના પાદરીઓ સ્વામીજીને મળવાને ભાગ્-

શાળી થયા હતા. તેઓ પણ હવે વેદાન્તના સિદ્ધાંતો ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોને લગાડવા લાગ્યા.

## પ્રકરણ ૩૯ મું-સ્વામીજીના પાશ્ચાત્ય શિષ્યો.

સ્વામી વિવેકાનંદ પાશ્ચાત્ય પ્રદેશોમાં ગયા અને ત્યાં પોતાના કાર્યમાં મોટી ફતેહ મેળવી રહ્યા એ વાત એમ સિદ્ધ કરે છે કે ઇંગ્લાંડ અને અમેરિકામાં ઘણાં મનુષ્યો પારમાર્થિક સત્યો ગ્રહણ કરવાને લાયક થઇ રહેલાં હતાં. ઇંગ્લાંડ અને અમેરિકામાં ઐહિક સુખ અને વ્યવહારિક જ્ઞાન તો તેઓ સારી પેઠે મેળવી ચૂક્યાં હતાં. તે દેશોમાં સર્વત્ર જડવાદ વ્યાપી રહેલો હતો અને ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોનુંજ પઠન સર્વત્ર કરવામાં આવતું હતું. ભોગવિલાસની તો તે ભૂમિજ બની રહી હતી અને ઐહિક સુખની યોજનાઓ સર્વત્ર યોજાતી હતી. પરંતુ ઐહિક સુખ મનુષ્યના આત્માને કદી પણ ઉંડો, સાચો અને સ્થાયી સંતોષ આપી શકતું નથી; તેથી હમેશાં એમજ બને છે કે ઐહિક સુખની પાછળ પડેલાં મનુષ્યો છેવટે તેનાથી કંટાળી જઇને જેથી શ્રેષ્ઠ અને સ્થાયી સુખ મળે એવી કોઈ વસ્તુ છે કે નહિ અને હોય તો તેને કેવી રીતે પ્રાપ્ત કરવી, એવી શોધમાં પડેલાં ઘણી વાર નજરે આવે છે. ઇંગ્લાંડાદિ પ્રદેશોમાં તેમજ થયેલું જોવામાં આવતું હતું. ઘણાં બુદ્ધિશાળી, સુશિક્ષિત અને વિચારવંત સ્ત્રી પુરૂષો સંસારના એના એજ ભોગ વિલાસોથી કંટાળી જઇ "આ તે શું જીવન કહેવાય?" એમ કથી રહ્યાં હતાં. સ્વામી વિવેકાનંદની એક પાશ્ચાત્ય શિષ્યાને હિંદુસ્તાનમાં આવવાનું કારણ પૂછવામાં આવ્યું હતું ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે, "સો મણ રૂની તળાઇઓમાં સુઇ સુઇને અમે

કંટાળ્યાં છીએ અને તેમાં અમને શાંતિ પ્રાપ્ત થઇ નથી. અમારા આત્માને તેથી સંતોષ વળ્યો નથી." આવાં સ્ત્રી પુરૂષોને ન તો પાશ્ચાત્ય પ્રદેશોમાં ફેલાયલો જડવાદ સંતોષ આપી શકતો કે ન તો ત્યાંનો ખ્રિસ્તીધર્મ વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતો અને તર્કવાદ આગળ ટકી શકતો. વિજ્ઞાનશાસ્ત્રના અને તર્કવાદથી પણ ન છેદાય એવા આધ્યાત્મિક સિદ્ધાંતોનીજ હવે તેમને માટે જરૂર હતી અને તેનેજ તેઓ ખોળી રહ્યાં હતાં. આમ હોવાથી ભુખ્યાને જેમ અન્ન મળે અને તરસ્યાને જેમ પાણી મળે તેમ સ્વામી વિવેકાનંદનો બોધ તેમના આત્માની ક્ષુધા તૃષાને મટાડી રહ્યો હતો. ઇંગ્લાંડના ઉચ્ચ વર્ગોમાંથી પણ જે પુષ્કળ મનુષ્યો સ્વામીજીનો બોધ સાંભળવાને આવતાં હતાં તે સર્વના મનમાં ખાત્રી થતી હતી કે તેઓ જે જીવન ગાળી રહેલાં છે તે અંતે દુઃખદજ છે; અને ખરૂં જીવન તો પરમાત્મા સાથે એકતા પ્રાપ્ત કરી રહેવામાંજ સમાયલું છે. સ્વામીજીના વર્ગોમાં જે વિદ્યાર્થીઓ આવતા તે સર્વ તેમના જ્ઞાન, પવિત્રતા, સ્વાર્થત્યાગ અને વૈરાગ્યથી અત્યંત મોહ પામતા. પરિણામ એ આવ્યું કે તેમાંના કેટલાક ચુસ્ત શિષ્યો બની રહ્યા અને તેમની સાથે હિંદુસ્તાનમાં આવીને જન્મ પર્યંત રહેવાને તૈયાર થઇ રહ્યા. જે ઋષિઓએ જગતને હેરત પમાડે એવાં સત્યો શોધી કહાડેલાં છે; વેદ અને ઉપનિષદાદિ અમૂલ્ય ગ્રંથો રચીને વિશ્વના નિયમનાર્થે જેઓ બક્ષીસ આપી ગયા છે; જેમણે માનવજાતિના કલ્યાણના માર્ગો યોજ્યા છે; ધર્મ, નીતિ જ્ઞાનાદિના અનુપમ ભંડારો જેમણે માનવજાતિને વારસામાં આપેલા છે; રામાયણ, મહાભારત જેવાં અનુપમ કાવ્યો જેમણે અસ્તિત્વમાં આણ્યાં છે; જેમની વિદ્વતા અને યશનાં ગાન આજે મેક્સમુલર, ડયુસન, શોપનહાર, વગેરે પાશ્ચાત્ય પંડિતો પણ મુક્ત કંઠે ગાઇ રહેલા છે; તે ઋષિઓ–મુનિઓ–યોગીઓની જન્મભૂમિ, સર્વ ધર્મની

જનની, પવિત્રતાનું નિવાસસ્થાન, ભગવાન રામચંદ્ર, કૃષ્ણચંદ્ર, બુદ્ધ, શંકર, શ્રીરામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદ જેવા જગતના ઉદ્ધારકોની માતૃભૂમિનાં દર્શન કરવાં અને તેનો બારીકીથી અભ્યાસ કરવો એવો દૃઢ નિશ્ચય તે શિષ્યોનો થઇ રહ્યો હતો; એટલુંજ નહિ પણ પોતાના ગુરૂ–સ્વામી વિવેકાનંદ–ભારતવર્ષના કલ્યાણ માટે જે મહત્ કાર્ય હાથમાં ધરી રહ્યા હતા તેમાં તન, મન, અને ધનથી મદદ કરવાને તેઓ સજ્જ થઇ રહ્યા હતા. હિંદમાં સ્વામીજીએ જે આશ્રમો અને મઠો સ્થાપેલા છે, જનદયાની લાગણીથી જે અનાથાશ્રમો અને દવાખાનાંઓ ઉઘાડેલાં છે, અને ભારતવર્ષના કલ્યાણ માટે તેમણે જે જે માર્ગો યોજેલા છે, તે સર્વમાં તેમના પાશ્ચાત્ય શિષ્યો અને ખાસ કરીને તેમના અંગ્રેજ શિષ્યોજ સહાયભૂત થયેલા છે. ખરેખરા વેદાન્તીઓ તો તેઓજ બનેલા છે. સ્વામીજીના બોધથી તેમણે સ્વદેશનો, દેશના આચારોનો અને ઘરબારનો ત્યાગ કરેલો છે અદ્વૈતવાદના પરમસિદ્ધાંત "सर्वम् खलु इदम् ब्रह्म" ને તો તેઓજ બરાબર સમજેલા છે. ખરા વેદાન્તીઓ બની વેદાન્તમય જીવન તેઓ ગાળી રહેલા છે અને જે સમજ્યા છે તેને કૃતિમાં મૂકી રહેલા છે. તેમનું જીવન ભારતવર્ષના લાખો મિથ્યા વેદાન્તીઓને અને પોપટીયા પંડિતોને માટે તેમજ કરોડો ઉપલકિયા હિંદુ ધર્મીઓને માટે જીવતા જાગતા ઠપકા રૂપ છે. એ શિષ્યો અને તેમના કાર્યની કંઇક ઓળખાણ આ સ્થળે કરાવવી આવશ્યક છે.

અમેરિકામાં મિસ વોલ્ડો નામની શિષ્યા તેમનું કાર્ય ચલાવી રહી હતી. તેણે સ્વામીજી અને હિંદુધર્મ પ્રત્યેની શ્રદ્ધા, ભક્તિ અને ખંતથી પ્રેરાઇને પોતાનું નામ પણ "હરિદાસી" એવું ધારણ કરેલું છે. તેણે પોતાનું સમસ્ત જીવન ફેરવી નાખી અદ્વૈતવાદની ધ્વજા

હાથમાં ધરેલીછે, સ્વામી વિવેકાનંદ તેની શક્તિ અને બુદ્ધિનાં બારે વખાણ કરતા અને "રાજયોગ" જેવો કઠિન વિષય શિખવવાનું કાર્ય તેને સોંપતા. "રાજયોગ" જેવો વિષય જાણવાને માટે પ્રથમ માનસશાસ્ત્ર અને માનવ સ્વભાવના અભ્યાસની ઘણીજ જરૂર હોય છે; તે શિખવવામાં વિદ્યાર્થીઓના અધિકારની પરિક્ષા પ્રથમ કરવી પડે છે; પણ તે બુદ્ધિશાળી બાઇ સર્વ વાતે સજ્જ થઇ રહેલાં હતાં. તે અમેરિકાના તત્ત્વજ્ઞાની એમર્સનનાં સગાં હતાં. ઘણા લાંબા વખતથી તે એક અભ્યાસી તરીકે પોતાનું જીવન ગાળી રહ્યાં હતાં. સ્વામીજી કરતાં તે ઉમ્મરમાં મોટાં હતાં; પણ સ્વામીજીને તે પોતાના ગુરૂ તરીકે માનતાં. પોતાનો સઘળો સમય તે તુલનાત્મક ધર્મ વિચારમાં ગાળતાં. સ્વામીજીનો સમાગમ થયા પછી તેમનાં સર્વે ખાનગી અને જાહેર વ્યાખ્યાનો તે ઘણીજ સંભાળથી ઉતારી લેતાં અને તેમને છપાવતાં. થાઉઝન્ડ આઇલેન્ડ પાર્કમાં પણ તે સ્વામીજીની જોડેજ હતાં અને તેમનાજ પ્રયાસથી "ઇન્સ્પાયર્ડ ટૉક્સ" (પ્રેરણાત્મક વાર્તાલાપ) નામનું પુસ્તક અસ્તિત્વમાં આવ્યું છે. તે પુસ્તકમાં સ્વામીજીના ઘણા ઉંડા ધાર્મિક અને આધ્યાત્મિક વિચારો આપણને મળી આવે છે. સ્વામીજી પોતાના અંતરના ઉંડાણમાંથી તે ઉદ્ગારો કહાડી રહ્યા હતા એમ તે વાંચવાથી આપણને ભાન થાય છે અને જાણે કે કોઇ મંત્ર દૃષ્ટા પ્રાચીન ઋષિ સમાધિમાંથી ઉત્થાન પામીને જગતને અમૂલ્ય સત્યો દર્શાવતો હોય એવો ખ્યાલ વાંચકને આવે છે. તેમના કાર્યથી સંતોષ પામીને સ્વામીજી આશ્ચર્ય સાથે કહેતા કે, "મારા શબ્દો અને વિચારોને સંપૂર્ણ રીતે તમે શી રીતે ગ્રહણ કરી શક્યાં? મારા બોલેલા શબ્દોજ જાણે કે હું ફરીથી બોલતો હોઉં એવો ભાસ એ પુસ્તકમાં થાય છે."

જ્યારે ન્યુયોર્કમાં મકાન ભાડે રાખીને સ્વામીજી રહ્યા હારે

મિસ વૉલ્ડોએ તેમને ઘણી સગવડો કરી આપી હતી. સ્વામીજી હિંદુ હોવાથી ખાવા પીવામાં કેટલીક છોછ રાખતા. તે બાબતમાં મિસ વૉલ્ડો તેમની ઘણી સંભાળ લેતાં. કેટલીકવાર સ્વામીજીનાં વાસણો તે પોતાને હાથે માંજી નાંખતાં. હમેશાં તે પોતાને ઘેરથી સ્વામીજી પાસે આવતાં અને તેમના ઘરકામમાં અનેક રીતે મદદ કરતાં. માંદગીમાં પણ તે જાતેજ તેમની સારવાર કરતાં. તે બાઇ ઘણા ઉચ્ચ ગુણો ધરાવતાં હતાં અને સ્વામીજી તરફ અત્યંત ભક્તિભાવથી જોતાં. સ્વામીજીએ તેમને દિક્ષા આપ્યા પછી તે સ્વામીજીના આધ્યાત્મિક અનુભવો સમજવાને, શ્રીરામકૃષ્ણનું જીવન જાણવાને અને વેદાન્ત ઉપર વાદવિવાદ કરવાને તેમની પાસે કલાકના કલાક ગાળતાં. સ્વામીજીનાં "રાજયોગ" ઉપરનાં સઘળાં કથનો તેમણેજ ઉતારી લીધાં હતાં. સ્વામીજીએ અમેરિકા છોડ્યું ત્યાર પછી તે ત્યાં વેદાન્ત ઉપર અનેક ભાષણો આપી રહેલાં છે. રામકૃષ્ણ તે મિશનનાં અનેક કાર્યોમાં સહાય અર્પી રહેલાં છે. તે પોતાનું જીવન એકાન્તવાસમાં ધ્યાન અને ભક્તિમાં ગાળી રહેલાં છે.

સ્વામીજીના સઘળા શિષ્યોમાં શ્રેષ્ઠ અધિકારવાળી શિષ્યા તો મિસ મારગરેટ નોબલ હતી. મિસ મારગરેટનું કંઇક વૃત્તાંત આગળ અપાયું છેજ. સઘળા શિષ્યોમાં એ બાઇ વધારે હિંદુ આચાર વિચારવાળી બની રહી હતી. તેણે "નિવેદિતા" નામ ધારણ કર્યું હતું. "નિવેદિતા" એ શબ્દનો અર્થ "પ્રભુને અર્પણ થઇ ચૂકેલી" એવો થાય છે અને ખરેખર, નિવેદિતાએ પોતાનાં તન, મન અને ધન સ્વામી વિવેકાનંદના કાર્યને અર્પણ કરી દીધાં હતાં.

ભારતવર્ષને તેણે પોતાની માતૃભૂમિ માની લીધી હતી અને હિંદીઓને તે પોતાના સ્વદેશબંધુઓ ગણતી હતી. વેદાન્તનું રહસ્ય તેણે પોતાની રગે રગમાં ઉતાર્યું હતું અને તે રહસ્યનો સ્વાદ ઘણી અજાયબ ભરેલી

રીતે તે હિંદવાસીઓને લેખોદ્વારા ચખાડતી હતી. વેદાન્તનાં ઉંડાં સત્યોમાં તેનું મન રમમાણ થઇ રહ્યું હતું અને તેની સાથે તે સત્યોને કૃતિમાં મૂકવાનું તે કદી ચૂકતી નહોતી. જ્ઞાનયોગની સાથે કર્મયોગને પણ તે આચરી રહી હતી. સ્વામીજીનાં વચનો, કાર્યો અને વિચારોનું ઉંડું રહસ્ય સમજાવવામાં બહેન નિવેદિતાએ જે અપૂર્વ બુદ્ધિ વાપરી છે તેવી કોઇ અન્ય શિષ્યે ભાગ્યેજ વાપરી હશે.

સ્વામીજી હિંદમાં પાછા આવ્યા ત્યારે તે પણ ભારતવર્ષમાં આવ્યાં અને સ્વામીજીની દેખરેખ નીચે હિંદુ સ્ત્રીઓને કેળવવાનું મહત્ કાર્ય તેમણે આરંભ્યું. કલકત્તામાં એક મકાન ભાડે રાખીને તે શ્રી શારદાદેવીની પાસે રહેતાં હતાં.

પાશ્ચાત્ય જીવનના ભોગવિલાસ અને ઠાઠનો ત્યાગ કરીને એક ધર્મ ચુસ્ત હિંદુના આચાર વિચાર તે ધારણ કરી રહ્યાં હતાં, અને બ્રહ્મચારિણીનું જીવન ગાળી રહ્યાં હતાં. ધીમે ધીમે સ્વામીજી તેમને સંન્યાસનાં અધિકારી બનાવતા હતા. આખરે તે સંન્યાસીની થઇ રહ્યાં અને સંન્યાસીની જેવોજ પોશાક પહેરવા લાગ્યાં. ભારતવર્ષ અને ભારતીય પ્રજા, તેમના સામાજિક, આર્થિક અને ધાર્મિક અનુભવો અને પ્રશ્નો, તથા હિંદનું પ્રાચીન ગૌરવ, એ હવે તેમની વ્હાલામાં વ્હાલી વસ્તુઓ બની રહી. હિંદુ આદર્શોને તે પાશ્ચાત્યોની બુદ્ધિ અને તર્કનો ઉપયોગ કરી આધુનિક વિચારોમાં દર્શાવવા લાગ્યાં. સ્વામી વિવેકાનંદ તેમને ઉત્તેજન આપતા હતા. હવે તે જાહેરમાં આવવા લાગ્યાં અને એક ગ્રંથકાર અને ચુસ્ત હિંદુ તરીકે તે સર્વત્ર પ્રસિદ્ધ થઇ રહ્યાં. તેમનાં પુસ્તકો તેમનો ભારતવર્ષનો બારીક અભ્યાસ જણાવે છે.

પશ્ચિમમાં પણ તેમની કીર્તિ એક પંડિતા અને વિચારક તરીકે ફેલાઇ રહી હતી. પંદર વર્ષ સુધી એ બાઇએ પોતાના ગુરૂના ધાર્મિક, સામાજિક અને કેળવણી વિષયક વિચારોને ઘણા ભક્તિ-

ભાવ અને ખંતથી ફેલાવ્યા છે અને ભારતવર્ષના કલ્યાણને માટે ઘણોજ શ્રમ ઉઠાવ્યો છે. પોતાના મરણ પર્યંત તેમણે કલકત્તામાં રહીને હિંદુ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને અને પ્લેગ, દુષ્કાળ વગેરેમાં અનાથ મનુષ્યોને સહાય કરવાને અનેક પ્રયાસો કરેલા છે. પ્રભુ, તેમના આત્માને શાંતિ આપો.

સ્વામીજીની બીજી એક અમેરિકન શિષ્યાનું નામ મિસ ક્રિસ્ટિના છે. ડેટ્રોઇટમાં કેળવણી ખાતામાં તે જે મોટા હોદ્દા ઉપર હતાં તે તેમણે છોડી દીધો અને પોતાના ગુરૂ વિવેકાનંદ હિંદમાં આવ્યા ત્યારે તે પણ હિંદમાં આવીને બહેન નિવેદિતા સાથે કામ કરવા લાગ્યાં. તેમના માર્ગમાં અનેક મુશ્કેલીઓ આવી હતી, પણ તે સર્વેને ટાળીને. તે પોતાનું કાર્ય હજી સુધી ખંતથી ચલાવી રહેલાં છે. બહેન નિવેદિતાએ સ્થાપેલી શાળાનું કામ તેમના હાથમાં સોંપવામાં આવેલું છે અને તેમના પ્રયાસથી શાળામાં હવે ઉચ્ચ કુટુંબોની વિધવાઓ અને પડદાનશીન સ્ત્રીઓ પણ આવવા લાગી છે. હિંદુઓના આદર્શ પ્રમાણેજ ત્યાં સ્ત્રી કેળવણી આપવામાં આવે છે. આવી શાળાઓ હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે સ્થાપવી એવો સ્વામીજીનો વિચાર હતો.

સ્વામીજીએ હિમાલયમાં અદ્વૈત આશ્રમ સ્થાપેલો છે. ત્યાં સ્વામીજીના પૌર્વાત્ય અને પાશ્ચાત્ય શિષ્યો પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરે છે; યોગ સાધે છે અને પુસ્તકો તથા માસિકદ્વારા ધાર્મિક જ્ઞાનનો ફેલાવો કરે છે. એ અદ્વૈત આશ્રમની સ્થાપના કરવામાં તન, મન અને ધનને અર્પણ કરનાર મી. સેવીઅર અને તેમનાં પત્ની હતાં. સ્વામીજીના સમાગમમાં આવ્યા પછી જાણે કે ગયા જન્મનો કંઇ સંબંધ હોય તેમ તેઓ સ્વામીજી પ્રત્યે ગાઢ પ્રીતિ ધરાવી રહ્યાં હતાં. મીસીસ સેવીઅર જોડે

પ્રથમ મુલાકાત થતાંજ સ્વામીજી તેમને "માતાજી" કહીને બોલાવવા લાગ્યા હતા. મી. સેવીઅરની સાથે પણ તે પ્રથમ દર્શનેજ ઘણું વ્હાલ દર્શાવી રહ્યા હતા.

આ દંપતીની સંનિધિમાં સ્વામીજીને પોતાના ઘર જેવું લાગતું. સ્વામીજી તેમના આગળ બાળકની માફક મનની સઘળી મુંઝવણો પ્રદર્શિત કરતા. તે બંનેનો પણ સ્વામીજી પ્રત્યે પ્રેમ અવર્ણ્ય હતો. પોતે ઉમ્મરે મોટાં હતાં; છતાં પણ સ્વામીજીને તેઓ ગુરૂ તરીકે માનતાં અને તેમની આજ્ઞાને તરતજ માથે ચ્હડાવતાં. તેઓ બંને સ્વામીજીનાં ચુસ્ત શિષ્યો બની રહ્યાં હતાં. હિમાલયમાં એક આશ્રમ સ્થાપવાની સ્વામીજીની ઇચ્છા છે એમ જ્યારે તેમણે જાણ્યું ત્યારે તે બંનેએ એ કાર્યને પોતાને માથે ઉપાડી લીધું; અને તેને સિદ્ધ કરવાને પોતાના ઘરબારનો ત્યાગ કરીને તે હિંદમાં આવીને રહ્યાં. સ્વામીજીનો અદ્વૈત આશ્રમ તેમને લીધેજ અસ્તિત્વમાં આવ્યો છે. તેમણે સ્વામીજીને દ્રવ્યની ઘણી મોટી મદદ આપેલી છે; એટલુંજ નહિ પણ સંન્યાસ ગ્રહીને તે દંપતી અદ્વૈત આશ્રમમાં રહીને તેની આબાદીને માટે હરેક પ્રયાસ કરી રહેલાં છે. પ્રબુદ્ધ ભારત નામનું માસિક પ્રસિદ્ધ કરવાનો સઘળો શ્રમ તેમણેજ પોતાને માથે ઉપાડી લીધેલો છે. થોડા વખત પર મી. સેવીઅર વિદેહ થયા છે; પરંતુ આશ્રમનું સઘળું કાર્ય સમાપ્ત કરીને સંતોષ અને શાંતિથી તે મૃત્યુને વશ થયા છે. આશ્રમમાં સઘળા તેમને "પિતાજી" કહીને બોલાવતા. અદ્વૈતવાદના સિદ્ધાંતો ઉપર આશ્રમનું સઘળું કાર્ય તે ચલાવી રહ્યા હતા.

તેમનાં પત્ની મીસીસ સેવીઅરને આશ્રમમાં સઘળાં "માતાજી" કહીને બોલાવે છે. આશ્રમનું સઘળું કાર્ય હવે તેમણેજ ઉપાડી લીધેલું છે. અહીંઆં ઘણા પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બ્રહ્મચારીઓને કેળવવામાં

આવે છે. અહીંઆંથીજ કેળવાઇને રામકૃષ્ણ મિશનના સંન્યાસીઓ ઉપદેશકો તરીકે બહાર આવે છે. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં તેમજ સાહિત્ય અને વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વિષયોમાં અહીંજ તેમને પ્રવીણ કરવામાં આવે છે. વૈરાગ્યની મહત્તા અને તેનો ખરો જુસ્સો તેમને અહીંઆં સમજાવવામાં આવે છે. પશ્ચિમમાંથી સ્વામીજીના શિષ્યો તરીકે હિંદમાં આવી વસેલાં સ્ત્રી પુરૂષોનો વૈરાગ્ય જોઇને ઘણા મનુષ્યો આશ્ચર્ય પામે છે. ભોગવિલાસની અને જડવાદની ભૂમિમાં જન્મેલાં અને ત્યાંજ ઉછરેલાં પાશ્ચાત્ય મનુષ્યોને સંન્યાસી તરીકે હિંદમાં જીવન ગાળી રહેલાં જોઇને ઘણાને આશ્ચર્ય થાય તેવું છે. તેઓ હિંદુઓ પ્રમાણેજ રહેવા લાગ્યા છે.

તેમનું ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, સર્વ હિંદુઓની માફકજ થઇ રહેલું છે. હિંદુ ધર્મના સિદ્ધાંતોનું ઉંડું રહસ્ય સમજી તે પ્રમાણેજ તેઓ પોતાનું જીવન ગાળી રહેલા છે. મીસીસ સેવીઅર તેમાં ઉત્તમપદે વિરાજે છે. તેમનું જીવન તેમના ગુરૂ વિવેકાનંદની વિદ્યા અને વૈરાગ્યનો પ્રૌઢ પ્રતાપ દર્શાવી રહ્યું છે. સ્વામીજીના બોધથી પાશ્ચાત્યો ભિન્નભાવને ભૂલી ભારતવર્ષના કલ્યાણને માટે સ્વામીજીના પૌર્વાત્ય શિષ્યો સાથે અનેક કાર્યો કરી રહ્યા છે. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય શિષ્યોને એ સ્થળે એકઠા રહેતા, એક બીજાની સાથે હસતા, બોલતા, બેસતા, ઉઠતા અને વિચારોની આપ લે કરતા જોઇને બહુજ આનંદ થાય તેમ છે.

સ્વામીજીના બોધથી આકર્ષાઇને ઘણા સદ્ગૃહસ્થો અમેરિકાથી એ સ્થળે આવીને રહેલા છે અને હજી પણ આવીને બ્રહ્મચારી તરીકે જીવન ગાળે છે. હિંદના પણ ઘણા પ્રતિષ્ઠિત પુરૂષો જેવા કે આનંદમોહન બોઝ, વિજ્ઞાનશાસ્ત્રી જગદીશચંદ્ર બોઝ વગેરે પણ અહીંઆં વખતો વખત આવીને સંન્યાસીઓ સાથે પરમ શાંતિમાં

થોડો ઘણો સમય ગાળી જાય છે. સર્વેની સુશ્રુષા મીસીસ સેવી-અર-માતાજી ઘણા ભાવથી કરે છે.

વળી એક પ્રખ્યાત અમેરિકન સ્ત્રી જેનું નામ મિસીસ ઓલ-બુલ હતું તે પણ સ્વામીજીનાં શિષ્યા તરીકે હિંદુસ્તાનમાં આવ્યાં હતાં. અમેરિકામાં તેમનું નામ વિદ્યા અને પરોપકારને માટે ઘણુંજ પ્રસિદ્ધ હતું. અમેરિકન સમાજમાં તેમનું સ્થાન બહુજ શ્રેષ્ટ હતું. પોતાને ઘેર તેઓ વખતોવખત દેશવિદેશના પંડિતોને એકઠાં કરતાં. પ્રથમથીજ તેમણે સ્વામીજીને ઘણી સહાય આપી હતી. કલકત્તામાં બેલુર મઠ બાંધવામાં દ્રવ્યની મુખ્ય મદદ તેમણેજ કરી હતી. વળી ભારતવર્ષનાં બીજાં અનેક કાર્યોમાં પણ તે મદદ આપી રહ્યાં હતાં. બહેન નિવેદિતાની શાળાને ઘણે ભાગે તેમણેજ નિભાવી હતી.

બેલુરમઠની સઘળી જમીન ખરીદવાને જોઇતા પૈસા મિસ હેનરીએટા મુલરે આપ્યા હતા. તે શિષ્યાએ ઇંગ્લાંડમાં પણ સ્વામી-જીને ઘણી મદદ કરી હતી. મિસ મુલર એક ધનાઢ્ય સદ્‌ગૃહસ્થની પુત્રી હોઇને તેમની પોતાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું; છતાં પણ તેમની વૃત્તિ સાધુ જેવી હતી અને તેમનું હૃદય પરોપકારશીલ અને ધાર્મિક હતું. ધર્મના વિશાળ સિદ્ધાંતોને તે શોધી રહેલાં હતાં. તેમના જેવા હૃદયને સ્વામીજીનો ઉદાત્ત તત્ત્વોથી ભરેલો બોધ પ્રિય થઇ પડે તેમાં નવાઇ શી? સ્વામીજીનું ચારિત્ર્ય તેમની ધાર્મિક વૃત્તિઓને અનુકુળ લાગ્યું. વેદાન્તનો બોધ ગ્રહણ કર્યા પછી સંન્યાસ લેવાને તે તૈયાર થઇ ગયાં હતાં, પણ સ્વામીજીએ તેમને સંસારમાં રહીનેજ જગ-તની સેવા કરવાની સલાહ આપવાથી તે પ્રકારે રહીને સ્વામીજીના કાર્યમાં અનેક પ્રકારે મદદ કરી રહ્યાં હતાં. હિંદમાં પણ તે આવ્યાં હતાં. તે હમેશાં કહેતાં કે સ્વામીજીના કાર્યને મજબૂત પાયા ઉપર મૂકવાને માટેજ મારો જન્મ છે.

મી. સ્ટર્ડી નામના અંગ્રેજ ગૃહસ્થ સ્વામીજીના અનુયાયી છે. ઇંગ્લાંડમાં વેદાન્તનો પ્રચાર કરવામાં તે ઘણી મદદ કરી રહેલા છે. તેમનાજ આમંત્રણથી સ્વામીજી ઇંગ્લાંડ ગયા હતા અને તેમને ત્યાંજ પ્રથમ અતિથિ તરીકે રહ્યા હતા. સ્વામીજીનાં ભાષણોની ગોઠવણ પણ તેમણેજ કરી હતી. હિંદમાં આવીને એક સાધુ તરીકે તે હિમાલયમાં રહ્યા હતા અને પૂર્વની વિદ્યાના પ્રચારમાં ઘણો રસભર્યો ભાગ લઇ રહ્યા હતા. પ્રથમ તે થીઓસોફીકલ સોસાયટીના સભાસદ હતા, પણ સ્વામીજીને મળ્યા પછી તે તેમના અનુયાયી બન્યા હતા. લંડનમાં સ્વામીજીએ જે ભાષણો આપ્યાં હતાં તે સઘળાં મી. સ્ટર્ડીના પ્રયાસથીજ પ્રસિદ્ધિમાં આવેલાં છે. દ્રવ્યની સહાય પણ તેમણે ઘણી કરી હતી. અત્યારે પણ મી. સ્ટર્ડી વેદાન્તનો પ્રચાર કરવામાં ઘણી સહાય કરી રહેલા છે.

સ્વામીજીના સઘળા શિષ્યો અને મિત્રોનું વર્ણન આપવું અશક્ય છે. ઘણા અંગ્રેજો અને અમેરિકનો તેમના શિષ્યો થઇ રહ્યા હતા અને બીજા ઘણા તેમની સાથે મિત્રાચારીનો ગાઢ સંબંધ બાંધી રહ્યા હતા. સ્વામીજીના શિષ્યો અને મિત્રો વચ્ચે એક પ્રકારનો ગાઢ સંબંધ બંધાઇ રહ્યો હતો. તેઓ જાણે કે એકજ કુટુંબનાં માણસો હોય તેમ એક બીજાની સાથે વર્તી રહ્યાં હતાં. ન્યુયૉર્ક, કેલીફોર્નીઆ, લંડન અને પેરીસમાં અસંખ્ય મનુષ્યો સ્વામીજીનો બોધ ગ્રહીને તેમના તરફ પૂજ્યભાવ રાખી રહ્યાં હતાં. અત્યારે પણ તેમનાં મકાનોમાં સ્વામીજીની છબી પૂજાય છે અને તેમનાં પુસ્તકોનું અત્યંત ભાવથી અધ્યયન થાય છે.



## પ્રકરણ ૪૦ મું–પોલ ડયુસનની મુલાકાત.

સ્વામીજી હમેશની માફક લંડનમાં પોતાનું કાર્ય કરી રહ્યા હતા. તેમનાં ભાષણો સાંભળીને કેનન વીલ્બર્ફોર્સ જેવા ખ્રિસ્તી ઉપદેશકો પણ તેમને પોતાને ઘેર બોલાવીને ઘણું માન આપવા લાગ્યા. કલબો, સમાજો અને ખાનગી રીતે એકઠા થવાની જગ્યાઓમાંથી તેમને આમંત્રણો આવવા લાગ્યાં. કેટલાક અહીં અને કેટલાક અન્ય સ્થળે, એમ વિદ્યાર્થીઓનાં ટોળે ટોળાં એકઠાં થવા લાગ્યાં અને સ્વામીજીને બોલાવીને તેમના વક્તૃત્વનો લાભ લેવા લાગ્યાં. સ્વામીજીનું ભાષણ એકવાર સાંભળ્યા પછી તે વધારેને વધારે સાંભળવાની તેમને ઉત્કંઠા થવા લાગી. એકવાર એવી એકાદ સભામાં સ્વામીજીએ પોતાનું ભાષણ પુરૂં કરી શ્રોતૃવર્ગને પ્રશ્નો પૂછવાનો અવકાશ આપ્યો હતો. એ સમયે એક વયોવૃદ્ધ તત્ત્વજ્ઞાની તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "સાહેબ, તમે જે કહ્યું તે ઘણી સારી રીતે કહ્યું છે અને તેને માટે હું તમારો ઉપકાર માનું છું; પણ સાહેબ, તમે કશુંએ નવું કહ્યું નથી." સ્વામીજી મોટે અવાજે જવાબ આપવા લાગ્યા. તેમનો અવાજ આખા હૉલમાં ગાજી રહ્યો. તે બોલ્યા: "સાહેબ, મેં તો તમને માત્ર સત્યનું દર્શનજ કરાવ્યું છે. કાંઇ સત્યને નવીન મેં પેદા કર્યું નથી. પ્રાચીન પર્વતો કરતાં પણ સત્ય અત્યંત પ્રાચીન છે, એટલુંજ નહિ પણ તે અનાદિ અને અનંત છે; તે ત્રિકાલાબાધ્ય છે. મારા શબ્દોથી જો હું તે સત્યની પ્રાપ્તિને માટે તમારા મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરીને તમને તે વિષે વિચાર કરતા કરી શકું અને તે વિચાર પ્રમાણે તમારૂં જીવન ઘડવાને તમને પ્રયત્નશીલ બનાવી શકું તો બસ છે. હવે કહો કે હું જે કરૂં છું તે ખોટું કરૂં છું?" સભામાં "સાંભળો, સાંભળો" ના પોકારો થઇ રહ્યા. તાળીઓનો

મોટો અવાજ સર્વત્ર વ્યાપી રહ્યો. શ્રોતાઓનાં મન ઉપર ભારે અસર થઇ રહી. એક સુશિક્ષિત સ્ત્રી બોલી ઉઠીઃ "ખ્રિસ્તી દેવાલયોની અંદર મેં અસંખ્યવાર નિયમિતપણે બોધ સાંભળેલો છે; પણ મને તે નિઃસત્વ, એકદેશી, શુષ્ક અને નિરસજ જણાયો છે. તે છતાં પણ હું દેવાલયોમાં જતી હતી. તેનું કારણ એજ કે બીજાઓ તેમ કરતા હતા. સ્વામીજીનો બોધ સાંભળ્યા પછી ધર્મ વિષયમાં મને કાંઇ ઓરજ પ્રકાશ મળ્યો છે. મને તેનો કંઇક નવીનજ અર્થ સમજાયો છે."

સ્વામીજી હવે આગળ બોલવા લાગ્યા "મને સત્યનું દર્શન કેવી રીતે થયું તે હું તમને કહીશ." આ વિષય કહેતે કહેતે સ્વામીજીએ શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવનવૃત્તાંત કહી સંભળાવ્યું. તેમની સાદાઇ અને ભવ્ય ચારિત્ર્ય, સત્ય શોધવાને માટે તેમનો અથાગ શ્રમ, ધર્મનાં જુદાં જુદાં સ્વરૂપો સમજવાનો તેમનો પ્રયાસ, સત્યનું શોધન અને તે વિષે તેમના દિવ્ય ઉદ્દગારો, એ સર્વે બાબતોનું દિગદર્શન કરાવ્યા પછી છેવટે સ્વામીજી બોલી ઉઠયા કે, "હવે તો જ્યાં જ્યાં હું જોઉં છું ત્યાં ત્યાં સત્યજ છે! સત્યનું શોધન હું કરી શક્યો, તેનું મુખ્ય કારણ એજ કે પ્રથમથીજ સત્ય મારા હૃદયમાં વસી રહેલું હતું. સર્વના હૃદયમાં તે એવી રીતે પ્રથમથીજ વસી રહેલું છે અને તેથી સર્વ કોઇ તેને મેળવી તથા અનુભવી શકે તેમ છે. એને તમારી જાતની બહાર શોધ્યા કરીને નાહકના તમારી જાતને છેતરશો નહિ. એમ ધારશો નહિ કે સત્ય તમને આ ધર્મમાંથી કે બીજા ધર્મમાં વટલાવાથી જ જડશે, તે તો તમારા પોતાનાજ હૃદયમાં છે. **તમારો પંથ તમને તે બતાવશે નહિ, પણ તમારેજ તેને શોધી કહાડીને તમારા પંથમાં દાખલ કરવું જોઇશે.** મનુષ્યો અને ઉપદેશકો, એક યા બીજા પેગંબર કે અવતારને માનવાથી તમારો ઉદ્ધાર થશે એમ કહી રહ્યા છે; પણ સાંભળો, સત્ય તો ખુદ તમારા હૃદય—આત્મા-

માંજ રહેલું છે. તે એક એવું રત્ન છે કે તેનો શાક્ષાત્કાર કરનારને તે રાજાઓનો રાજા બનાવી દે છે અને આખા જગતની બાદશાહી પણ તેને એ સત્ય આગળ કશી વિસાતની લાગતી નથી." છેવટે સ્વામીજીએ કહ્યું કે, "હું આમાં મારો પોતાનો એક પણ શબ્દ કે વિચાર દર્શાવતો નથી, સઘળા વિચારો અને બીજી દરેકે દરેક બાબત તમે મારામાં જે કંઈ જુઓ છો તે સર્વ અને તમારે માટે કે જગતને માટે હું જે કંઇ કરી શકું છું તે સઘળું મારા ગુરૂમાંથીજ મને પ્રાપ્ત થયેલું છે. મારા વ્હાલા ભારતવર્ષમાં મારા એ પરમ પૂજ્ય ગુરૂ વિદ્યમાન હતા, ત્યારે વારંવાર તેમનું પવિત્ર અંતઃકરણ સમાધિમાં ડુબી જઇ ધર્મનાં જે અગાધ સત્યોને જોતું અને અનુભવતું તે સત્યોને તેમણે ઘણીજ ઉદારતાથી જગતમાં ફેલાવ્યાં છે. કેવળ નિઃસ્વાર્થ જીવન તેઓ ગાળી રહ્યા હતા. મારામાં તમે જે કંઇ જુઓ છો તે તેમને લીધેજ છે. મારા શબ્દોમાં તમને જે કંઇ સત્ય, હિત, પ્રિય અને નિત્ય લાગે છે તે સઘળું તેમનાજ મુખમાંથી, હૃદયમાંથી અને આત્મામાંથી નિકળેલું છે. શ્રીરામકૃષ્ણજ મારા ધાર્મિક જીવન, લાગણીઓ અને પ્રવૃત્તિઓનો મૂળ ઝરો છે. મારા ગુરૂના જીવનની જરાક પણ ઝાંખી તમને કરાવી શકું તો મારા જીવનને હું ધન્ય ગણું!"

સ્વામીજીને ચારે તરફથી માન મળતું પણ પોતાની યશસ્વી કારકીર્દિમાં તે સર્વને જણાવતા કે તે પોતે તો શ્રીરામકૃષ્ણ પરમહંસના એક નમ્ર દાસજ છે, અને સઘળું માન શ્રીરામકૃષ્ણનેજ ઘટે છે. બેશક ખરો શિષ્યજ ખરો ગુરૂ બની શકશે.

લંડનમાં સ્વામીજી "હિંદુ યોગી" તરીકે ઓળખાતા હતા. તેમનો બોધ સાંભળ્યા પછી ઘણાના મનમાં એમ જ ભાન થઇ જતું કે, "જેની શોધમાં આપણે રખડયા છીએ તે મનુષ્ય આજ છે,

અને ખરૂં તત્વજ્ઞાન પણ અદ્વૈતવાદજ છે."

કાર્યના બોજાથી સ્વામીજી હવે થાકી ગએલા હોવાથી તેઓ કેટલાક મિત્રોનું આમંત્રણ સ્વીકારી યૂરોપના બીજા કેટલાક દેશો જોવાને નીકળી પડયા. તેમની સાથે મી. સેવીઅર, તેમનાં પત્ની અને મિસ મુલર હતાં. સ્વિટઝરલાંડની મુલાકાત લેવાની સ્વામીજીને ઘણી ઇચ્છા હતી. તે કહેતા કે "મારે બરફના ઢગલા જોવા છે અને પર્વતોમાં રખડવું છે." તેમનું મન એક પરિવ્રાજક જેવું બની રહ્યું હતું. પ્રવાસી સાધુ તરીકે હિંદમાં તેમણે જે દિવસો ગાળ્યા હતા તે અહીં તેમને બહુજ યાદ આવતા હતા. તેઓ જગતનાં અનેક કાર્યો કરતા, પણ એમનું ચિત્ત તો સર્વદા સાધુના સ્વતંત્ર, જ્ઞાનમય અને ધ્યાનાવસ્થિત જીવનનેજ ચ્હાયા કરતું હતું.

હિમાલય જેવા શાંત અને એકાંત પ્રદેશમાં ક્યારે રહેવાય અને વારંવાર પ્રભુના ચિંતનમાં મનને ક્યારે લય કરી દેવાય એમ તે સદાએ ઇચ્છયા કરતા હતા. સ્વીટઝરલાંડમાં પર્વતો ઉપર જ્યારે જ્યારે તે ફરતા અથવા કોઇ ઉંચી જગ્યાએ ઉભા રહેતા ત્યારે ત્યારે તેમની મુખમુદ્રા ઉપર સાધુજીવનની અજબજ મહત્તા, હર્ષ અને સ્વાતંત્ર્યનાં ચિન્હ ઉભરાઇ આવતાં.

પહેલો મુકામ જીનીવામાં કરવામાં આવ્યો. જે વીશીમાં તેઓ ઉતર્યા હતા તે એક શાંત અને સુંદર સરોવરને કિનારે આવેલી હતી. ત્યાંની હવા સ્વચ્છ હતી. સરોવરનું પાણી ઘેરો આસમાની રંગ ધારણ કરી રહ્યું હતું. ઉપર નિર્મળ આકાશ છવાઈ રહ્યું હતું. આસપાસનાં મકાનો અને ક્ષેત્રો રમણીય દિસતાં હતાં. આવો સુંદર દેખાવ જોઇને સ્વામીજી બહુજ ઉલ્લાસમાં આવી ગયા. તે વખતે સ્વીસ લોકોએ બનાવેલી ઉત્તમ વસ્તુઓનું પ્રદર્શન ત્યાં ભરાયું હતું. એ પ્રદર્શનમાં એક બલુન ઉરાડવામાં આવ્યું હતું. સ્વામીજી પોતાના

કેટલાક મિત્રો સાથે તેમાં બેસીને ઉપરના વાતાવરણનો કંઇક અનુભવ લઇ આવ્યા. એ પછીથી ચીલોનનો કિલ્લો જોવાને તે ગયા. પછીથી આલ્પ્સ પર્વતના એકાદ શિખર ઉપર ચ્હડવાનો સ્વામીજીનો વિચાર થવાથી તે પર્વતની તળેટીમાં આવેલા એક ગામડામાં તે સર્વે ગયા અને ત્યાં એક શિખર ઉપર ચડયા. આસપાસ વસી રહેલા ગામડીઆઓને જોઇને સ્વામીજી કહેવા લાગ્યા કે "આ લોકોનો પોશાક અને રીતભાત, હિમાલયની ટેકરીઓમાં વસી રહેલા ખેડુતોનું મને સ્મરણ કરાવે છે. આ લોકો પોતાને માથે જે ટોપલીઓ ઉપાડી રહેલા છે તે પણ મારા દેશ બાંધવોના જેવીજ છે." પછીથી સ્વામીજી હિમાલયનું વર્ણન આપવા લાગ્યા. તેમાં રહીને તેમણે જે જે આધ્યાત્મિક અનુભવો મેળવ્યા હતા તે એ સર્વેને દર્શાવવા લાગ્યા. હિમાલયમાં એક આશ્રમ સ્થાપવાની તે વાત કરવા લાગ્યા. તેમણે કહ્યું કે "મારે એક આશ્રમ સ્થાપવાની ઇચ્છા છે. તે આશ્રમ એવો જોઇએ કે જ્યાં મારા જીવનનું કાર્ય પુરૂં કર્યા પછી હું એકાંતમાં રહું અને મારા બાકીના દિવસો ધ્યાનમાં વ્યતીત કરૂં. તે આશ્રમ ધ્યાન અને જનહિતના કાર્યનું મધ્યબિંદુ થઈ રહે. ત્યાં મારા પાશ્ચાત્ય અને પૌર્વાત્ય શિષ્યો એકઠા રહેશે અને હું તેમને કેળવીશ. પાશ્ચાત્ય શિષ્યો ભારતવર્ષના હિતનાં કાર્યો કરશે અને પૌર્વાત્ય શિષ્યો પશ્ચિમમાં વેદાન્તનો પ્રચાર કરવાને માટે જશે." તેમનો વિચાર સાંભળીને મી. સેવીઅર બોલ્યાઃ "હા, સ્વામીજી, તેમ બને તો કેવું સારૂં થાય! એવા મઠની સ્થાપના આપણે કરવીજ જોઇએ." પોતાના પાશ્ચાત્ય શિષ્યોના હૃદયમાં એ પ્રમાણે નાંખેલો વિચાર આજે મૂર્તિમંત થઇ હિમાલયમાં અદ્વૈત આશ્રમ રૂપે સર્વેની દૃષ્ટિએ પડી રહેલો છે.

સ્વામીજી અને તેમના મિત્રો હવે આલ્પ્સ પર્વતની ટેકરીઓ

ઉપર આમ તેમ પર્યટણ કરી રહ્યા હતા. ટેકરીઓ ઉપર ફરતાં સ્વામીજી ઉપનિષદોમાંથી કંઇ કંઇ બોલતા અને તેનો તરજુમો કરીને તેમના મિત્રોને સંભળાવતા.

એક દિવસે પર્વત ઉપરથી ઘર તરફ પાછા ફરતાં એક નાનું દેવાલય સ્વામીજીની દૃષ્ટિએ પડયું. પર્વતની એક નાની ટેકરી ઉપર તે આવેલું હતું. તેને જોઇને સ્વામીજી બોલ્યા કે, "ચાલો આપણે પવિત્ર કન્યા મેરીનાં ચરણની પૂજા કરીએ." તે વખતે તેમના મુખ ઉપર અત્યંત મૃદુતા વ્યાપી રહેલી જણાતી હતી. તેમણે પર્વત ઉપરથી કેટલાંક ફુલ એકઠાં કર્યાં અને તે મીસીસ સેવીઅરને આપીને સ્વામીજી બોલ્યાઃ "મેરીનાં ચરણ કમળ આગળ આ પુષ્પોને અર્પણ કરી દ્યો. મારી ભક્તિની તે નિશાની છે."

સ્વીટઝરલાંડમાં આવેલા એક ગામડામાં સ્વામીજી અને તેમના મિત્રો રહેતા હતા. ત્યાં તેમને એક જરૂરી પત્ર મળ્યો. કીલ યુનિવર્સિટિમાં તત્વજ્ઞાનના પ્રોફેસર અને સંસ્કૃતના પંડિત તરીકે પ્રખ્યાત થઇ રહેલા પૉલ ડયુસને તે પત્ર મોકલ્યો હતો. સ્વામીજીને તેમણે કીલમાં પોતાને ઘેર તેડાવ્યા હતા. એ વિદ્વાન પ્રોફેસરે સ્વામીજીનાં ભાષણો અને કથનનોનો અભ્યાસ કર્યો હતો અને તેમની ખાત્રી થઇ હતી કે તે એક મોટા સ્વતંત્ર વિચારક છે અને અધ્યાત્મ વિદ્યાનું ઘણું ઉંડું જ્ઞાન ધરાવે છે. પૉલ ડયુસન વેદાન્તના વિષયમાં ઘણોજ રસ લેતા હતા. હિંદુસ્તાનમાં તે મુસાફરી કરી આવ્યા હતા. સ્વામીજી જેવા એક મહાન ઉપદેશકને મળવાની અને તેમની સાથે વાદવિવાદ કરવાની તે હવે ઇચ્છા કરી રહ્યા હતા. પ્રોફેસરના આમંત્રણથી સ્વામીજી કીલ ગયા અને પૉલ ડયુસનના અતિથિ થઇને રહ્યા. એ બે પંડિતોની મુલાકાતનું વર્ણન મીસીસ સેવીઅરે નીચે પ્રમાણે આપેલું છેઃ—

"સ્વામીજી કીલમાં આવી વીશીમાં ઉતર્યાની ખબર પ્રોફેસરને મળી કે તરતજ તેમણે એક ચીઠ્ઠી અમારા ઉપર લખી મોકલી. બીજે દિવસે સવારનું ખાણું તેમને ઘેર લેવાનું અમને આમંત્રણ આપ્યું. બીજે દિવસે બરાબર દસ વાગ્યે અમે તેમને ઘેરે ગયાં. અમને લાઇબ્રેરીમાં બેસાડવામાં આવ્યાં. પૉલ ડ્યુસન અને તેમનાં પત્નીએ ત્યાં આવી અમને ભારે આવકાર આપ્યો. સ્વામીજીની મુસાફરી તથા તેમની કેટલીક યોજનાઓ વિષે પૂછપરછ કર્યા પછી પ્રોફેસર એક ટેબલ ઉપર પડેલાં કેટલાંક પુસ્તકો તરફ જોવા લાગ્યા અને તરતજ એક પંડિતની માફક પુસ્તકો વિષે વાત કરવા લાગ્યા. એક ઉપનિષદ તેમણે હાથમાં લીધું અને તેમાંથી બે ત્રણ શ્લોક વાંચ્યા. તે શ્લોકો હજી પણ મારી સ્મૃતિ પટ ઉપર તરી આવે છે. હજી પણ તેમાં સમાઇ રહેલાં સત્યોના પડઘા મારા હૃદયમાં અથડાય છે, અને તેમનું રહસ્ય મારા વિચારોને ઉત્તમ માર્ગે દોરે છે. બહુજ ભાવપૂર્વક પ્રોફેસરે કહ્યું કે વેદોનો અભ્યાસ અલૌકિક શાંતિને આપનારો છે. ઉપનિષદોનાં સત્યો ઉપર રચાયલું વેદાન્ત અને શ્રી શંકરાચાર્યની ટીકાવાળાં વેદાન્ત સૂત્રો માનવજાતિના ઉત્તમોત્તમ આધ્યાત્મિક વિચારો અને સત્ય શોધનનાં શ્રેષ્ઠ ફળો છે. વેદાન્તમાંથીજ આ જગતની અતિ ઉચ્ચ અને પવિત્ર નીતિ નીકળી આવેલી છે.

"પ્રોફેસરે વેદાન્તનું તત્વજ્ઞાન એ નામનું પુસ્તક લખીને હિંદુ તત્વજ્ઞાનનો ફેલાવો કરવામાં સહાય કરેલી છે. પ્રાચીન સમયનાં પુસ્તકોમાં ભરાઇ બેઠેલા વેદાન્તનો હવે પુનરોધ્ધાર થવા લાગ્યો છે. આજે તે સર્વત્ર ફેલાવા લાગ્યું છે અને પાશ્ચાત્ય પ્રદેશોમાં ઘણા સહૃદય પુરૂષો તેનો સ્વીકાર કરી રહેલા છે."

"પ્રોફેસર બોલ્યાઃ આધ્યાત્મિકતાના મૂળ તરફ જવાની હવે પાશ્ચાત્યોમાં હીલચાલ થવા લાગી છે અને થોડા વખતમાં ભારતવર્ષ

સઘળી પ્રજાઓનો ઉપદેશક બની રહેશે."

"પૉલ ડ્યુસન અને તેમનાં પત્નીએ અમારી બરદાશ કરવામાં કચાસ રાખી નહિ. ભારતવર્ષની તેમણે મુલાકાત લીધી હતી અને તે મુલાકાતનું સવિસ્તર વર્ણન પ્રોફેસર આપવા લાગ્યા. તે વર્ણન ઘણુંજ મોહક અને આનંદદાયક હતું. પ્રાચીન ભારતવર્ષ—ઐતિહાસિક ભારતવર્ષને તેના રસપૂર્ણ ઐતિહાસિક બનાવો સાથે તે વર્ણવવા લાગ્યા. ભારતવર્ષ તેમને મન ઐતિહાસીક બનાવોથી ભરપુર લાગતું હતું. પવિત્ર જાન્હવી, જેના પુણ્યોદકમાં હજારો સ્ત્રી પુરૂષો સ્નાન કરી રહેલાં છે, જેના કિનારા ઉપર આવેલાં શહેરોમાં અસંખ્ય દેવાલયો, મંદિરો અને શિવાલયો પ્રાચીન ભારતવર્ષનો મહિમા દર્શાવી રહેલાં છે, તેના વિષે તે હવે વાત કરવા લાગ્યા. ભારતવર્ષને સર્વ ધર્મની જનની તરીકે તેઓ દર્શાવવા લાગ્યા. બ્રહ્મ, બુદ્ધ અને મહંમદના વિશ્વવ્યાપક સિધ્ધાંતોનું નિવાસસ્થાન તેને કહેવા લાગ્યા. એ સિવાય પણ બીજું ઘણું એ તેમણે અમને કહ્યું. ભારતવર્ષ તરફ તેમની પ્રીતિ કેવી હતી તેનો અમને હવેજ પૂર્ણ અનુભવ થયો."

પૉલ ડ્યુસન એક મોટા પંડિત હતા. સંસ્કૃતવિદ્યામાં તે પ્રવિણ હતા. સંસ્કૃત સાહિત્ય અને તત્વજ્ઞાન તરફ તેમનું ચિત્ત નાનપણથી દોરાઇ રહ્યું હતું. સ્વામી વિવેકાનંદ ડ્યુસનના અભ્યાસ વિષે લખે છે કે; "એ જર્મન વિદ્યાર્થીના મનમાં સંસ્કૃત વિદ્યા ગ્રહણ કરવાને માટે ઘણીજ ઉત્કંઠા થઇ રહી. પાશ્ચાત્ય મનુષ્યોને માટે તે વિદ્યા ગ્રહણ કરવાનું કાર્ય ઘણુંજ કઠિન હતું, પણ ઘણા પંડિતોની માફક સખત મહેનત તેમણે પણ કરી; ઘણાં સંકટો તેમણે વેઠ્યાં અને અત્યંત ખંતથી એક વીર પુરૂષની માફક તે પોતાના કાર્યમાં આખરે જય મેળવી રહ્યા. હવે આખું યૂરોપ તો શું, પણ આખું હિંદ પણ તેમને ઓળખે છે. મેં અમેરિકા અને યૂરોપમાં

ઘણા સંસ્કૃતના અભ્યાસીઓ જોયેલા છે અને તેમાંના કેટલાક વેદાન્ત તરફ ઘણીજ સહાનુભૂતિ દર્શાવે છે. તેમની અસાધારણ બુદ્ધિ અને વિદ્યોપાર્જન માટે લીધેલા અથાગ શ્રમને માટે મને ઘણુંજ માન છે; પરંતુ પૉલ ડયુસન–જેમણે દેવસેન નામ ધારણ કરેલું છે તે અને મેક્સમુલર આ બે જણ તો ભારતવર્ષના અને હિંદુ તત્ત્વજ્ઞાનના અત્યંત ચુસ્ત મિત્રો છે. આ પંડિત સાથે થયેલી મુલાકાતને મારા જીવનની એક ધન્ય ઘડી સમજું છું.”

“હિંદના સુભાગ્યે યૂરોપમાં હવે ઘણા સંસ્કૃતના અભ્યાસીઓ થવા લાગ્યા છે. તેઓ વિદ્વાન છે, પૂજ્ય છે અને હિંદ તરફ સહાનુભૂતિ દર્શાવે છે. જુના અને નવા વિદ્વાનોને જોડનાર સાંકળ તરીકે પંડિત મેક્સમુલર છે. અમે હિંદુઓ મેક્સમુલરના ઘણા આભારી છીએ. તેમણે કેવું મહત્ કાર્ય કરેલું છે ? તે એકલા હતા, તેમને કોઇએ મદદ કરી નથી. તેમણે જાતેજ જુની હસ્તલિખિત પ્રતો વાંચેલી છે અને તેની પાછળ દિવસના દિવસ અને મહિનાના મહિના ગાળેલા છે. સાયણાચાર્યના શબ્દો અને વાક્યોનો અર્થ બેસાડવામાં તેમણે અથાગ શ્રમ લીધેલો છે, અને પરિણામે સર્વને માટે વેદાધ્યયનનો માર્ગ સરળ કરી મૂકયો છે. અમારા બાપદાદાઓના સાહિત્યના રક્ષણ અને પ્રચારને માટે તેમણે જે કરેલું છે તેનો હજારમો ભાગ પણ અમારામાંનો કોઇ કરી શકે તેમ નથી. તેમણે જે કંઇ કરેલું છે તે ઘણા પ્રેમ અને પૂજ્યભાવથી પ્રેરાઇને કરેલું છે.”

“આ પ્રમાણે મેક્સમુલર સંસ્કૃત વિદ્યાનો એક જુનો રક્ષક છે અને પૉલ ડયુસન તેનો નવો પ્રચારક છે. ડયુસનને એક તત્ત્વવેત્તા જેવું શિક્ષણ મળ્યું હતું. પ્રાચીન ગ્રીસના તત્ત્વજ્ઞાનમાં તે પ્રવીણ હોવાથી ઉપનિષદોનાં અગાધ સત્યોમાં તે ઉંડી ડુબકી મારી શક્યા હતા અને એ સત્યો તેમને આનંદ, શાંતિ અને સંતોષને આપ-

નારાં લાગ્યાં હતાં. પોતાનો અનુભવ તેમણે ઘણીજ હિંમતથી જગતને જણાવ્યો છે. વેદાન્ત વિષેના તેમના વિચારો ઘણાજ સ્વતંત્ર છે. મૅક્સમુલર અને ડ્યુસન પ્રાચીન પ્રમાણોની દરકાર કર્યા વગર સ્વતંત્રપણેજ સત્યને દર્શાવી રહેલા છે.”

કીલમાં ડ્યુસનને ઘેર સ્વામીજી એક વખત એક પુસ્તક વાંચી રહ્યા હતા. પ્રોફેસરે તેમને તે પ્રમાણે કરતા જોયા. સ્વામીજીની જોડે કંઇ વાત કરવાની તેમની ઇચ્છા થવાથી તેમણે સ્વામીજીને બોલાવ્યા, પણ કંઈ ઉત્તર મળ્યો નહિ. વાંચવામાં સ્વામીજી તલ્લીન થઇ ગયા હતા. પછીથી જ્યારે એમણે જાણ્યું કે એમનાથી ઉત્તર અપાયો નહોતો ત્યારે સ્વામીજી માફી માગવા લાગ્યા અને કહ્યું કે, વાંચનનાં રસમાં હું ઘણોજ મગ્ન થઇ ગયો હતો. પ્રૉફેસર આશ્ચર્ય પામ્યા. સ્વામીજીના એ કથનથી તેમને સંતોષ વળ્યો નહિ. પછીથી સ્વામીજી એ પુસ્તકના સઘળા શ્લોકો એક પછી એક મ્હોડે બોલવા લાગ્યા અને કેટલાકને સમજાવવા લાગ્યા. ડ્યુસન ઘણાજ ચકિત બની ગયા. ખેત્રીના મહારાજાની પેઠે તે પણ પૂછવા લાગ્યા કે, “આવી યાદશક્તિ તમે શી રીતે પ્રાપ્ત કરેલી છે?” એ ઉપરથી ચિત્તની એકાગ્રતા અને યોગીઓની માનસિક શક્તિઓ ઉપર વાર્તાલાપ ચાલી રહ્યો. સ્વામીજી પોતાનો અનુભવ કહેવા લાગ્યા. તેમનું કહેવું સાંભળીને પ્રોફેસરને ખાત્રી થઇ કે એ વાત ખરીજ હોવી જોઇએ.

કીલમાં સ્વામીજી કેટલાક દિવસ રહ્યા અને ત્યાંની કારિગીરી અને કલાઓનો અભ્યાસ કરવા લાગ્યા. કેટલાંક પ્રખ્યાત સ્થળો તેમણે જોયાં. સ્વામીજી સદાએ એક વિદ્યાર્થીની માફક અવલોકન કરતા. પાશ્ચાત્ય સુધારામાં તેમને કંઇ કંઇ નવું અને અગત્યનું લાગ્યું. પાશ્ચાત્ય સંસ્કૃતિનાં શ્રેષ્ઠ ગુણો ભારતવાસીઓને શિખાડવાં, તેમાં રહેલાં અગત્યનાં તત્ત્વો પૌર્વાત્ય સંસ્કૃતિને અનુકુળ કરવાં અને બંને સુધારા-

ઓનું યોગ્ય મિશ્રણ કરી તે પ્રમાણે ભારતવર્ષનું જીવન ઘડવું, એવી દૃષ્ટિથીજ તે સર્વત્ર પ્રવાસ કરી રહ્યા હતા. કીલથી તે હેમબર્ગ ગયા, પછીથી તે આમ્સ્ટરડામ ગયા. ત્યાં કારિગીરીનાં સ્થળો અને સંગ્રહ-સ્થાનો તેમણે જોયાં. ત્યાંથી સ્વામીજી અને તેમના મિત્રો પાછા લંડન ગયા. તેમની મુસાફરીમાં પૅાલ ડયુસન પણ જોડે હતા અને તે પણ સ્વામીજી સાથે લંડન આવ્યા.



# પ્રકરણ ૪૧ મું-લંડનથી વિદાયગીરી.



યૂરોપની મુસાફરી કરી આવ્યા પછી સ્વામીજી જ્ઞાનયોગ ઉપર ભાષણો આપવા લાગ્યા. વ્યવહારમાં પણ તેનો ઉપયોગ કેવી રીતે થઇ શકે તેનું દિગ્દર્શન તે કરાવવા લાગ્યા. વિજ્ઞાનશાસ્ત્રનાં તત્ત્વો ભૌતિક છે અને વેદાન્તનાં આધ્યાત્મિક છે એમ તે સર્વેના મનમાં ઠસાવવા લાગ્યા. યૂરોપનું કલ્યાણ વેદાન્તના અભ્યાસમાં રહેલું છે. વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોને સમજવામાં અને તે પ્રમાણે જીવનને ઘડ-વામાં યૂરોપમાં અશાંતિ અને કલહનાં બીજ રોપાશે એમ સ્વામીજી પોતાનાં ભાષણોમાં દર્શાવવા લાગ્યા. કેટલાકને તે હવે યોગની ક્રિયાઓ બતાવવા લાગ્યા. જ્ઞાનમાર્ગને સૌનાં હૃદયમાં ઉતારવા લાગ્યા. આ વખતે સ્વામીજી જ્ઞાનયોગની સાક્ષાત્ મૂર્તિ હોય તેવા દેખાતા હતા. જ્ઞાનીની અવસ્થા તે દર્શાવવા લાગ્યા અને ખરો સુધરેલો મનુષ્ય કેવો હોઇ શકે તે પોતાનાં આચરણથી પાશ્ચાત્ય વિચારકોને સમજાવવા લાગ્યા. "વેદાન્ત ખરા સુધારાનું એક અંગ છે" એ વિષય ઉપર તેમણે એક ભાષણ આપ્યું. તેમાં પાશ્ચાત્ય વિજ્ઞાન અને હિંદના તત્ત્વજ્ઞાનની તેમણે તુલના કરી, બંનેની મહત્તા કેટલે દરજ્જે સ્વીકારવાની છે તે સૌના હૃદયમાં દૃઢપણે ઠસાવ્યું અને જીવનના મહા પ્રશ્નોનું નિરાકરણ

કરવામાં વેદાન્તનો આશ્રય લીધા વગર ચાલે તેમ નથી, એમ સૌને સાબીત કરી આપ્યું. પાશ્ચાત્ય જીવનનાં આદર્શો ભૌતિક પદાર્થોમાંજ સમાઇ રહેલાં છે; પરંતુ મનુષ્યોનો આત્મા ઐહિક પદાર્થોથી પરે જવાને ઇચ્છે છે. ઐહિક પદાર્થોથી તેને સંતોષ થનાર નથી, તેની લાગણીઓ અને દિવ્ય વાસનાઓને તૃપ્ત કરનાર તો માત્ર વેદાન્તનો જ્ઞાનમાર્ગ જ છે, એમ તેમણે સિદ્ધ કરી બતાવ્યું. રાગદ્વેષ—અહંતા—**મમતાથી રહિત થયેલાં મનુષ્યોજ જગતને ઉપકારક હોઇ શકે; તેમનાંજ કાર્યો ઉચ્ચ અને દિવ્ય બની શકે; તેમનાથીજ સંસારને સ્થાયી અને સંગીત લાભ પહોંચી શકે; અને જે પણ સુધારો કે શિક્ષણ એવાં મનુષ્યોને ઉત્પન્ન કરી શકતો નથી તે નકામો છે. વખતે ક્ષણીક લાભ તેનાથી થશે, પણ અંતે તો તેનાથી હાનિજ છે.** એમ સૌની ખાત્રી સ્વામીજીએ કરી આપી. સ્વામીજીનું કહેવું કેટલે અંશે ખરૂં હતું? એ મહાન વિચારકે પહેલેથીજ પાશ્ચાત્યોને સમજાવ્યું હતું કે તેમની સંસ્કૃતિ એક ભારે વિગ્રહના રૂપમાં પરિણમશે. સ્વામીજીનું તે કથન પુરેપુરૂં સત્ય હતું; એમ યૂરોપમાં થયેલી ભારે લડાઇએ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે.

લંડનમાં પ્રોફેસર ડયુસન વારંવાર સ્વામીજીને મળવાને આવતા. બંને વેદાન્તીઓ વચ્ચે હિંદુ તત્વજ્ઞાન વિષે ભારે ચર્ચા ચાલતી. સ્વામીજી તેમને વેદાન્તના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સિદ્ધાંતો સમજાવતા અને ડયુસનના જ્ઞાનમાં તેથી વધારો થતો. વેદાન્તનાં તત્વો ગૂઢ હોઇ પાશ્ચાત્યોને તે ઝટ લઇ સમજાય તેવાં નથી; કેમકે પાશ્ચાત્યો માત્ર બુદ્ધિબળથીજ તેને સમજવાને મથે છે, પણ તેમાં અનુભવની પણ ખાસ જરૂર છે, એમ સ્વામીજી તેમને કહેતા અને પ્રોફેસર તેમનું કહેવું અક્ષરશઃ કબુલ કરતા. જેમ જેમ પ્રોફેસર વિવેકાનંદના સમાગમમાં

વધારેને વધારે આવતા ગયા તેમ તેમ તેમની ખાત્રી થતી ગઇ કે વેદાન્તનાં તત્વો સમજવાને પાશ્ચાત્યોએ હિંદુ થવું જોઇએ; કારણ કે હિંદુ તત્વજ્ઞાન માત્ર તર્કવાદનો વિષય નથી, પણ આધ્યાત્મિક અનુભવની પણ તેમાં આવશ્યકતા છે. વળી પ્રોફેસર મેક્સમુલર પણ સ્વામીજી સાથે પત્રવ્યવહાર ચલાવતા. આ પ્રમાણે લંડનમાં ત્રણ મોટા વિચારકો અને પૌર્વાત્ય વિદ્યાના અભ્યાસીઓ એક બીજાની સાથે વેદાન્તનો વિષય ચર્ચવામાં પોતાનો સમય ગાળી રહ્યા હતા.

લંડનમાં કાર્ય કરીને સ્વામીજી થાકી ગયા હતા. થોડો વખત વિશ્રાંતિ લેવાની તેમને જરૂર હતી; તેથી કરીને તેમણે હવે હિંદુસ્તાન તરફ પાછા ફરવાનો વિચાર કર્યો. એ ઇરાદાથી તે હવે પોતાના કાર્યને વ્યવસ્થિતપણે ગોઠવવા લાગ્યા. હવે તે વેદાન્તનાં કેટલાંક ગૂઢ તત્વોની અસર પાશ્ચાત્યોમાં લાંબો વખત ટકી રહે તેમ કરવાને વેદાન્તની પારમાર્થિક અને વ્યવહારીક ઉપયોગિતા સમજાવવા લાગ્યા. એકાન્ત વાસ અને શાંતિમાં રહીને સ્વામીજીએ જે આધ્યાત્મિક અનુભવો પ્રાપ્ત કર્યા હતા તે સઘળા જાણે કે હવે એક પછી એક જગતની દૃષ્ટિ આગળ તે ધરી દેતા હોય તેમ સર્વને લાગતું હતું. સ્વામીજી હવે ખાસ કરીને અદ્વૈતવાદ ઉપર ભાષણો આપી રહ્યા હતા. અદ્વૈતવાદ હિંદુ તત્વજ્ઞાનનું શિખર છે, સર્વ જ્ઞાનનો તે શિરોમણી છે, તેના વગર વેદાન્તનું જ્ઞાન અધુરૂં છે. વેદાન્તનો માયાવાદ પણ કઠિન છે. મોટા મોટા પંડિતો અને વિચારકો પણ તેને સમજવામાં ગોથાં ખાઇ ગયેલા છે. એ માયાવાદને સાદા અને સરળ શબ્દોમાં સમજાવવો અને વળી અંગ્રેજી ભાષામાં તે વિષયને પ્રતિપાદન કરીને પાશ્ચાત્યો જેવા અસંસ્કારી મનુષ્યોને ગળે ઉતારવો, એ કામ કેટલું દુઃસાધ્ય છે? પણ એ દુઃસાધ્ય કાર્યને પણ આપણા વ્હાલા સ્વામીજીએ સુસાધ્ય કરી મૂક્યું છે. ઘરમાં આપણે વાતચીત

કરીએ એવી સાદી ભાષામાં અને સરળ શબ્દોમાં તેમણે માયાવાદને પાશ્ચાત્યો આગળ સમજાવ્યો છે. તે કાર્યમાં તેમણે કેવી અપૂર્વ ફતેહ મેળવેલી છે તે તેમનું "માયા" ઉપરનું ભાષણ વાંચવાથીજ સમજાશે. માયા, ઇશ્વર, બ્રહ્મ, મુક્તિ વગેરે વિષયોને તેમણે આધુનિક વિચારની દૃષ્ટિથી અત્યંત સ્પષ્ટ કરી મૂકેલા છે. એ વિષયો ઉપરનાં તેમનાં ભાષણો સ્વામીજીનો અદ્વૈતવાદ પ્રત્યેનો પ્રેમ, તેમાં તેમનો ઉંડો પ્રવેશ, સ્વાનુભવ અને બ્રહ્મનિષ્ઠતાને સિદ્ધ કરી આપે છે. "માયા અને બ્રહ્મ," "માયા અને મુક્તિ," "સર્વમાં ઇશ્વર" "ભેદમાં અભેદ" વગેરે વિષયો ઉપરનાં તેમનાં ભાષણો વાંચતાં આપણને માલુમ પડી આવે છે કે સ્વામીજી અદ્વૈતવાદના મુખ્ય સિદ્ધાંત **एकं सत्; सच्चिदानंदम ब्रह्म:** તેજ તે સર્વમાં પ્રતિપાદન કરી રહેલા છે. મનુષ્યનો આત્મા સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ છે. જગત તો માત્ર તેનો એક સ્વરૂપ અને સ્થૂલ આવિર્ભાવ છે; માટે જગત મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે. એ સિદ્ધાંતને અનુસરીને ચાલવામાંજ ખરો ધર્મ સમાઇ રહેલો છે. બુદ્ધિ અને તર્ક પણ આપણને એ માર્ગનુંજ સૂચન કરે છે. આખા યૂરોપનું કલ્યાણ પણ એ સિદ્ધાંતને અનુસરવામાંજ રહેલું છે. એમ સ્વામીજી ખાત્રીપૂર્વક પાશ્ચાત્યોને ઉપદેશી રહ્યા હતા. વેદાન્તનાં ઉંચામાં ઉંચાં સત્યોને એક મહાન કવિના જેવી અલૌકિક અને રસપૂર્ણ વાણીમાં દર્શાવવાની સ્વામીજીમાં અસાધારણ શક્તિ હતી. તેમનાં કથનોના ટેકા રૂપ તેમનું ભવ્ય ચારિત્ર સર્વને મોહ પમાડતું હતું અને તેના પ્રભાવથી તેમનો બોધ સર્વને સચોટ લાગતો હતો. જાણે કે મેઘની ગર્જના થતી હોય તેમ તેમના શબ્દો મુખમાંથી બહાર આવતા અને તેમાં દર્શાવાયલું સત્ય વિજળીના ચમકારાની માફક સર્વને આંજી નાખતું. "માયા" વિષેના એક ભાષણમાં સ્વામીજી એટલી બધી ઉન્નત અવસ્થામાં વિચરી રહ્યા

અને તેમના મનમાં લાગણીઓ એટલી બધી ઉભરાઇ રહી કે તેના પ્રવાહમાં શ્રોતૃવર્ગ પણ પોતાનું ભાન ભૂલી ગયો અને સ્વામીજીની સાથે આત્માના પ્રદેશમાં ઉડવા લાગ્યો. ગુરૂ શબ્દદ્વારા પણ સ્વાનુભવને શિષ્યના હૃદયમાં કેવી રીતે ઉતારી શકે અને તેને પરમાત્માની ઝાંખી કરાવી શકે, એવી ખાત્રી આ પ્રસંગે સૌના મનમાં થઇ. સ્વામીજી સઘળાં ભાષણો મ્હોંડેથીજ આપતા હતા અને તેને માટે પ્રથમથી નોંધ વગેરે કરતા નહોતા. તત્વજ્ઞાન જેવા ગહન વિષયને એક રમકડાની માફક તેમને હાથમાં રમાડતા જોઇને સઘળા અંગ્રેજો અત્યંત ચકિત થતા અને તેમને અવતારિક પુરૂષ તરીકે ગણતા.

ધીમે ધીમે સ્વામીજીના શિષ્યો અને મિત્રોને માલમ પડ્યું કે સ્વામી વિવેકાનંદ હિંદુસ્તાનમાં પાછા જવાની તૈયારી કરી રહેલા છે. એ ખબરથી સર્વને દિલગીરી થવા લાગી. સર્વેએ મળીને નક્કી કર્યું કે સ્વામીજીને એક માનપત્ર આપવું. તેની વ્યવસ્થા કરવાનું કામ મી. સ્ટર્ડીએ માથે લીધું હતું. તેમણે અને મી. જે. જે. ગુડવીને મળીને સર્વને આમંત્રણ મોકલ્યાં અને એક ગંજાવર સભા સ્વામીજીને માનપત્ર આપવાને એકઠી મળી. લંડનના સઘળા ભાગોમાંથી મનુષ્યો ત્યાં આવીને ભેગાં થયાં હતાં. વળી કેટલાંક દૂરનાં પરાંમાંથી પણ સ્ત્રી પુરૂષો ત્યાં આવ્યાં હતાં. સ્વામીજી તે સભામાં પધાર્યા તે વખતે સર્વત્ર શાંતિ પ્રસરી રહી અને સર્વનાં હૃદય પ્રેમથી ઉભરાઇ રહ્યાં. શોકની કંઇક કંઇક છાયા સર્વનાં મુખ ઉપર છવાઇ રહેલી જણાતી હતી અને સ્વામીજી પાછા ક્યારે આવશે તે વિષેની આતુરતા સર્વના મનમાં ઉદ્ભવી રહેલી હતી. પીકેડીલીમાં રૈયલ સોસાયટી ઓફ પેન્ટર્સ છે. તેના મોટા હૉલમાં માનપત્ર આપવાની ક્રિયા કરવામાં આવી હતી. મી. એરીક હમંડ નામના એક અંગ્રેજ મિત્રે તે સભાના કાર્યનું વર્ણન નીચે પ્રમાણે આપેલું છે;—

"લંડનમાં તે દિવસ રવિવારનો હતો. સઘળી દુકાનો બંધ રાખવામાં આવી હતી. સર્વ વ્યાપાર બંધ રાખવામાં આવ્યો હતો. શહેરના મહોલ્લાઓમાં થોડીકવારને માટે ગાડી, ઘોડા કે ગાડાનો અવાજ પણ સંભળાતો નહોતો. લંડનના રહેવાસીઓ રવિવારનો પોશાક પહેરીને ગંભીરતાથી દેવાલયમાં જતા જણાતા હતા. તેજ દિવસે ત્રીજા પહોરે સ્વામીજીના શિષ્યો અને મિત્રો તેમને છેવટનું માન આપવાના હતા. તેમનું આગમન તેમને મન અત્યંત શ્રેયસ્કર થઇ રહ્યું હતું. સભાના હૉલનો એક ભાગ કારિગરોના ઉપયોગને માટે અલગ રાખવામાં આવ્યો હતો. ત્યાં જુદાં જુદાં ચિત્રો દિવાલો ઉપર દૃશ્યમાન થતાં હતાં. એક ઉચ્ચ પીઠિકા ત્યાં બનાવવામાં આવી હતી. પુષ્પ, લતા, પત્રાદિથી તેને અલંકૃત કરવામાં આવી હતી. તે પીઠિકા ઉપર ઉભા રહીને સ્વામીજી લંડનના લોકોને છેવટનો બોધ આપવાના હતા. દરેક જાતનાં અને ભિન્ન ભિન્ન દરજ્જાનાં સ્ત્રી પુરૂષો ત્યાં એકઠાં થયાં હતાં. સઘળાંના હૃદયમાં એકજ ઇચ્છા ઉત્પન્ન થઇ રહી હતી. સ્વામીજીનાં દર્શન કરવાની, તેમનો બોધ સાંભળવાની અને બને તો નીચા નમીને તેમના વસ્ત્રને સ્પર્શ કરવાની ઉત્કટ જીજ્ઞાસા સર્વેના મનમાં તરી રહી હતી."

"પીઠિકા ઉપર ગવૈયાઓ અને વાદ્યોના મધુર સ્વરો એક પછી એક થોડે થોડે અંતરે સંભળાતા હતા. લંડનમાં સ્વામીજી જે મહદ્ યશ અને પ્રીતિ પ્રાપ્ત કરી રહ્યા હતા તેનો ખ્યાલ આપવાને ઘણાં સ્ત્રી પુરૂષોએ ભાષણો આપ્યાં. ભાષણકર્તાઓનાં વચનોને અનુમોદન આપવાને વચ્ચે વચ્ચે તાળીઓના અવાજો સંભળાતા હતા. ઘણા બોલ્યા ચાલ્યા વગર ચુપચુપ બેસી રહ્યા હતા. તેમનાં હૃદયો દિલગીરીથી ભરપુર થઇ રહ્યાં હતાં. કેટલાંક સ્ત્રી પુરૂષો અશ્રુપાત પણ કરતાં હતાં. હૉલની બહાર સઘળું નિસ્તેજ દેખાતું હતું. હૉલની અંદર

શોકની છાયા છવાઇ રહેલી હોવાથી બહારની નિસ્તેજતામાં ઉમેરો થતો હતો. સર્વની વચમાં એક આકૃતિ શોકને દબાવતી, તેના ઉપર જય મેળવતી દૃશ્યમાન થતી હતી. તે આકૃતિ સ્વામીજીની હતી. સભાનું કામ પુરૂં થયા પછી સૂર્યના તેજસ્વી કિરણની પેઠે સ્વામીજી સૌની વચમાં થઇને પસાર થઇ ગયા. જતાં જતાં તે બોલ્યાઃ " હા, હા, આપણે ફરીથી મળીશું ! ફરીથી મળીશું ! "

ઉપનિષદોનાં ભવ્ય, ઉદાત્ત અને વિશાળ તત્ત્વોથી આકર્ષાઇને ભિન્ન ભિન્ન વિચારોને ધરાવનારા અસંખ્ય મનુષ્યો અને લંડનના પાદરીઓ સુદ્ધાં ભેદભાવને ભૂલી વેદાંતનાં મહાન સત્યોને અનુસરવા અને ઉપદેશવા યત્ન કરતા. ખ્રિસ્તી ધર્મનાં દેવાલયોમાં તેઓ વિવેકાનંદનાં વખાણ કરતા અને તેમના બોધ પ્રમાણે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરતા નજરે આવતા. આ પ્રમાણે સ્વામીજીનું નામ અને કીર્તિ સર્વત્ર ફેલાતાં હતાં. અંગ્રેજોને મન સ્વામીજી પરમ શાંતિ અને સુલેહના વાહક હતા. જડવાદથી નિરાશ થયેલા અનેક અંગ્રેજોના આત્માને તેમનો બોધ તૃપ્તિ આપી રહ્યો હતો. ઉપર પ્રમાણે સ્વામીજીનું નામ લાખો મનુષ્યોમાં પ્રસિદ્ધ થઇ ચૂક્યું હતું, તોપણ સઘળાં સ્ત્રીપુરૂષોને તેમની ખબર મળી શકી નહોતી. કેટલાંકને તો તેમની ખબર થઇ ત્યારે સ્વામીજી ઇંગ્લાંડ છોડવાની તૈયારીમાં હતા, તેથી તેઓ માત્ર માનપત્ર આપવાની ક્રિયામાંજ ભાગ લઇ શક્યા હતા. માનપત્ર આપવાની ક્રિયા અપૂર્વ લાગતી હતી; કારણકે " ગુરૂભક્તિ " એ પાશ્ચાત્યોને મન એક તદ્દન નવીન વસ્તુજ હતી. સ્વામીજીને જે માનપત્ર આપવામાં આવ્યું હતું તે નીચે પ્રમાણે હતું:—

" લંડનમાં વસતા અમે વેદાન્તના અભ્યાસીઓ તમારો ઉમદા અને અનુપમ બોધ ગ્રહણ કરી રહેલા છીએ. તમે જે શ્રેષ્ઠ અને નિઃસ્વાર્થ કાર્ય કરવાનું આરંભેલું છે અને ધર્મના અભ્યાસમાં તમે

અમને જે સહાય કરી રહેલા છો, તેને માટે અમે અમારો આભાર પ્રદર્શિત કર્યા વગર રહીએ તો તે અમારી કર્તવ્યપરાયણતામાં એક મોટી ખામી કહેવાય. અમને ઘણીજ દિલગીરી થાય છે કે તમે જલદીથી ઇંગ્લાંડ છોડીને જવાના છો! પણ હિંદમાં રહેલા અમારા ભાઇઓ અને બહેનોનો પણ તમારા કાર્ય ઉપર તેટલોજ હક્ક જો અમે સમજીએ નહિ તો પછી તમે અમને જે સુંદર તત્ત્વજ્ઞાન સમજાવ્યું છે તેના અમે ખરેખરા અભ્યાસીઓ કહેવાઇએ નહિ. તમારા વિશાળ અને ભવ્ય બોધની અસર જેમનાં મન ઉપર થયેલી છે તે સર્વેની પ્રભુને પ્રાર્થના છે કે તમે તમારા કાર્યમાં સદાએ જયવંત થાઓ. તમારા અંગત ગુણો વેદાન્તના સિદ્ધાંતોનો જીવંત દૃષ્ટાંત છે. તેમનાથી અમને ઘણુંજ ઉત્તેજન મળેલું છે અને તે ઉપરથી અમે પ્રભુના સાચા ભક્તો—વિચારમાં અને ક્રિયામાં—થવાને મથી રહેલા છીએ.”

“ તમે આ દેશમાં જલદીથી પાછા આવો એમ અમે ઘણીજ આતુરતાથી ઇચ્છી રહેલા છીએ. હિંદુસ્તાન તરફ નવીજ દૃષ્ટિથી જોવાનું અને તેની પ્રજા ઉપર પ્રીત રાખવાનું તમે અમને શિખવેલું છે, તે હિંદુસ્તાનના લોકો તમારી ઉદાર સેવાના અમારી સાથે ભાગી થશે એમ જાણીને અમને ખરેખરો આનંદ થાય છે. અમે તમને પ્રાર્થના કરીએ છીએ કે તમે અમારા તરફથી ભારતવાસીઓને વિદિત કરશો કે તેમના તરફ અમારી પ્રીતિ અને સહાનુભૂતિ સદાએ છે અને તેમની ખાત્રી કરી આપશો કે તેમનાં કાર્યને અમારૂંજ કાર્ય અમે ગણીએ છીએ; કારણકે પ્રભુની આગળ આપણે બધા એકજ છીએ, એમ અમે તમારા બોધથી અનુભવી રહેલા છીએ. ”

એ માનપત્રના શબ્દો સાંભળીને સ્વામીજીને ઘણુંજ લાગી આવ્યું અને તેનો જવાબ તેમણે ગદ્‌ગદ્ કંઠે વાળ્યો. તેમના શબ્દો અત્યંત આર્દ્ર અને આધ્યાત્મિક જુસ્સાથી ભરપુર હતા.

સને ૧૮૯૬ ના ડીસેમ્બરની ૧૬ મી તારીખે સ્વામી વિવેકાનંદ હિંદુસ્તાન જવાને ઉપડી ગયા. તેમની સાથે તેમના કેટલાક અંગ્રેજ શિષ્યો પણ ગયા. તેમના વિદ્યાર્થીઓ તેમને જવા દેવાને માટે ખુશી નહોતા અને કેટલાક મહિના વધારે રહેવાની અરજ કરી રહ્યા હતા. પણ હિંદ છોડયાને ઘણો વખત થયો હતો; વળી પશ્ચિમનો મોજશોખ, ઠાઠ, વગેરે સ્વામીજીને પસંદ પડતાં નહોતાં. કેવળ મોજશોખ અને દ્રવ્યોપાર્જનમાં ગળાતું પાશ્ચાત્ય જીવન તેમને નિરસ અને શુષ્ક લાગતું હતું. જ્યાં બળ અને સત્તાજ સર્વોપરી ગણાતાં હતાં, જ્યાં ગરિબોને એકવાર પણ ખાવાનું ન મળે અને ધનાઢયો મોજશોખમાં પુષ્કળ દ્રવ્ય ઉરાડયા કરે, એવી ભૂમિમાં રહેવાથી તેમને કંટાળો આવતો હતો. ધનાઢય, ભપકાદાર અને સત્તાવાન પશ્ચિમ કરતાં પ્રાચીન વિદ્યાની મહત્તા અને ભવ્યતાથી અલંકૃત થઇ રહેલું ભારતવર્ષ સ્વામીજીને વધારે પ્રિય હતું. સ્વામીજી હિંદ જવાને ઉપડી ગયા તેજ દિવસે તેમના એક મિત્રે તેમને સવાલ પૂછયો હતો કે; " મોજશોખ, કીર્તિ અને સત્તાથી ભરપુર એવા આ પાશ્ચાત્ય પ્રદેશમાં ચાર વર્ષ રહ્યા પછી હવે તમને હિંદુસ્તાનમાં રહેવું કેમ ગમશે ? " સ્વદેશભક્ત સ્વામીજીએ ઉત્તર આપ્યો હતો કે " અહીંઆં હું આવ્યો તે પહેલાં પણ મારા ભારતવર્ષને હું અત્યંત ચહાતો હતો; પણ હવે તેનાથી દૂર રહેવાથી તો તે ભારતવર્ષની ધૂળ પણ મને ઘણીજ પવિત્ર લાગે છે. તેનું સઘળું વાતાવરણ મારે મન પવિત્ર છે. મારે મન હવે તે એક યાત્રાનું સ્થળ થઇ રહેલું છે." ભારતવર્ષ પુણ્યભૂમિ છે. એ વાત સ્વામીજીએ પશ્ચિમનો અનુભવ લીધા પછી તેમના મનપર વધુ દ્દઢપણે ઠસી રહી હતી.

સ્વામીજીના જવાથી સર્વેનાં હૃદય ખિન્ન થઇ રહ્યાં હતાં. પોતાની લાગણી એક અમેરિકન મિત્રને દર્શાવતાં મી. સ્ટર્ડીએ નીચે પ્રમાણે

લખ્યું હતું;—"સ્વામી વિવેકાનંદ આજે ગયા છે !...તેમને જતી વખતે ભારે માન આપવામાં આવ્યું હતું. તેમના પ્રભાવની અસર ઘણાં મનુષ્યોનાં હૃદયમાં ઉંડી ઉતરી રહેલી છે. અમે હવે તેમનું કામ ઉપાડી લેવાના છીએ. તેમના ગુરૂભાઇ અભેદાનંદ અમને તે કાર્યમાં મદદ કરશે; કેમકે તે પણ એક સુંદર, આકર્ષક અને યુવાન સાધુ છે."

"તમારૂં ધારવું ખરૂં છે. સ્વામી વિવેકાનંદ જવાથી હું ઘણોજ દિલગીર થઇ ગયેલો છું. મારા આખા જીવનમાં તેમના જેવા ઉમદા મિત્ર અને પવિત્ર ઉપદેશક મને કદીએ મળ્યા નથી. પૂર્વજન્મમાં મેં કંઇ પુણ્ય કરેલું હશે તેને લીધેજ મને તે મળેલા છે. મારી જીંદગીમાં જે જે હું ઇચ્છતો હતો તે સર્વ મને તેમનાથી પ્રાપ્ત થયેલું છે."

મિસ મારગરેટ નોબલે સ્વામીજીના પ્રબળ પ્રભાવનો ચિતાર નીચે પ્રમાણે આપેલો છેઃ—

"અમારામાંના ઘણાને વિવેકાનંદનો બોધ તરસ્યાને પાણી મળે તેવો થઇ રહેલો છે. અમારામાંના ઘણાને ધર્મની બાબતમાં નિરાશા અને સંશય ઉત્પન્ન થઇ રહેલાં હતાં; અને યૂરોપના બુદ્ધિમાન પુરૂષોનું જીવન પચાસ વર્ષથી તેવુંજ થઇ રહેલું છે. ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો માનવાનું અમારે માટે અશક્ય થઇ ગયું હતું અને તેમાંથી સાર શી રીતે શોધી કહાડવો તે અમને સુઝતું નહોતું. હવે સ્વામીજીના પ્રતાપથી તે અમને સુઝયું છે. વેદાન્તના બોધથી અમારી બુદ્ધિ હવે તે સિદ્ધાંતોને ગ્રહણ કરવા લાગી છે. હિંદુ તત્ત્વજ્ઞાનથી તેમાં નવો પ્રકાશ રેડાયો છે. અત્યાર સુધી જે અસંખ્ય લોકો અંધારામાંજ અથડાતા હતા તેમણે હવે સત્યના પ્રકાશને જોયો છે."

ભારતહિતૈષી બિપિનચંદ્ર પાલ પણ તે વખતે લંડનમાં હતા.

પોતાના સ્વદેશી બાઇ વિવેકાનંદને લંડનમાં ભારે માન મેળવી રહેલા જોઇને તેમણે ભારતવાસીઓને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો;—

"સ્વામી વિવેકાનંદ ઈંગ્લાંડમાં જે ભાષણો આપી રહેલા છે તેનાથી કોઇ ભારે ફળ નીપજ્યું હોય એમ કેટલાક ભારતવાસીઓ ધારતા નથી અને તેઓ એમજ માને છે કે સ્વામીજીના મિત્રો તેમના કાર્યનું અતિશયોક્તિથી વર્ણન કરે છે; પણ એ તેમની મોટી ભૂલ છે. લંડનમાં આવીને મેં જોયું છે કે સ્વામીજી સર્વત્ર ઘણી ભારે અસર ઉપજાવી રહેલા છે. સ્વામી વિવેકાનંદ તરફ પૂજ્યભાવ દર્શાવતા હોય અને તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખતા હોય એવા ઘણા મનુષ્યોને હું ઈંગ્લાંડમાં મળ્યો છું. જો કે હું તેમના પંથનો નથી અને વખતે તેમનાથી કોઇ વાતમાં ભિન્ન મત પણ ધરાવતો હોઇશ; પણ મારે અહીંઆં કહેવુંજ જોઇએ કે વિવેકાનંદે ઘણાં મનુષ્યોની આંખો ઉઘાડી નાંખી છે અને તેમનાં હૃદયને વિશાળ કરી મુકેલાં છે. હિંદુઓના પ્રાચીન ગ્રંથોમાં સુંદર આધ્યાત્મિક સત્યો ભરેલાં છે એમ ઘણા માણસો હવે દૃઢ પણે માનવા લાગ્યા છે. તે એટલુંજ કરી શકયા છે તેમ નથી; પણ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે ગાઢ સંબંધ તે બાંધી રહેલા છે. તેમનું કાર્ય કેટલું વિશાળ થઇ રહેલું છે અને તેની અસર લોકો ઉપર કેવી ઉંડી થઇ રહેલી છે તે નીચેના બનાવ ઉપરથી તમને સમજાશે."

"ગઇ કાલે સાંજે લંડનના દક્ષિણ ભાગમાં મારા એક મિત્રને મળવાને માટે હું જતો હતો. રસ્તામાં હું ભુલો પડ્યો અને હવે ક્યાં જવું તેનો વિચાર કરતો એક ખુણે ઉભો હતો. એટલામાં એક સભ્ય સ્ત્રી એક છોકરાને લઇને ત્યાં આવી. મને રસ્તો બતાવવો એવો તેનો વિચાર હતો. તે બોલી: "સાહેબ, તમારે ક્યાં જવું તે તમે શોધી રહેલા છો? હું તમને રસ્તો બતાવું?" તેણે મને રસ્તો બતાવ્યો અને બોલી: "કેટલાંક વર્તમાનપત્રો ઉપરથી હું જાણું છું કે તમે લંડ

નમાં પધારવાના છો અને તમને જોઇનેજ હું મારા પુત્રને કહેતી હતી કે "જો આ પેલા સ્વામી વિવેકાનંદ!" હું જવાની ઉતાવળમાં હતો તેથી મેં તે સ્ત્રીને કહ્યું નહિ કે હું સ્વામી વિવેકાનંદ નથી. તે સ્ત્રીએ હજી તો તેમને જોયા પણ નહોતા અને તે પહેલાંજ વિવેકાનંદને માટે તે એટલો બધો પૂજ્યભાવ ધરી રહી હતી, એ જોઇને મને ઘણીજ નવાઇ લાગી. આ સુંદર બનાવથી હું ઘણોજ ગર્વ ધરવા લાગ્યો. મેં મારે માથે ભગવો ફેંટો બાંધ્યો હતો, તેથી કરીને તે બાઇએ મને વિવેકાનંદ ધાર્યો હતો! ધન્ય છે, એ ભગવા ફેંટાને! આ બનાવ સિવાય પણ ઘણા સુશિક્ષિત અંગ્રેજોને હિંદ તરફ માનની લાગણી દર્શાવતા અને તેનાં આધ્યાત્મિક સત્યોને ભાવથી શ્રવણ કરતા મેં જોયા છે."

સ્વામી વિવેકાનંદના જવાથી ઘણા અંગ્રેજોને જીવન નિરસ લાગતું હતું. ઘણા ખેદમાં ગરક થઇ ગયા હતા, ઘણા પોતાના મનના ઉભરા પત્રદ્વારા કહાડતા હતા, ઘણા વિવેકાનંદ અને તેમનાં કાર્યનાં વર્તમાનપત્રોમાં વખાણ કરીને સંતોષ પામતા હતા. સ્વામીજીના અનેક શિષ્યો અને મિત્રોનું જીવન તેમના વગર અસ્વસ્થ બની રહ્યું હતું; કારણકે સ્વામીજી તે સર્વેનું ચેતન–આત્મા હતા. તેમના ગયા પછી તેઓએ જે શોકોદ્‌ગારો કહાડયા છે તે સર્વેનું વર્ણન આપવું અશક્ય હોવાથી તેમાંના કેટલાક ઉપર આપવામાં આવ્યા છે. તેનાથીજ સંતોષ પામી વિરમીશું.

## પ્રકરણ ૪૨ મું-પ્રાચીન રોમનગરમાં અને સ્ટીમરમાં.

લંડનથી સ્ટીમર ઉપડી! સ્વામીજીના મન ઉપરથી એક ભારે બોજો ઉપડી ગયો હોય તેમ હવે તેમને ભાસવા માંડ્યું, કેમકે લંડ-

નમાં ઘણોજ શ્રમ લેવો પડયો હતો. લંડન અને અમેરિકામાં રહી રહી પણ ભારતવાસીઓને તેઓ વારંવાર એજ મુખ્ય ઉપદેશ આપતા કે, "સ્વાશ્રયી બનો," "સ્વાશ્રયી બનો." પાશ્ચાત્યો કેવા સ્વાશ્રયી બની રહેલા છે, તે સ્વામીજી દર્શાવતા અને તે બાબતમાં તેમનું અનુકરણ કરવ.નું કહેતા. હિંદવાસીઓમાં આળસ ઘર ઘાલીને બેઠેલું છે, સમસ્ત પ્રજા અજ્ઞાન, વ્હેમ અને ગરિબાઇમાં સડયા કરે છે, ધનવાનો શુષ્ક હૃદયના છે, વગેરે બાબતો સ્વામીજી પોતાના મિત્રો, શિષ્યો, ગૃહબંધુઓ, વગેરે સાથેના પત્રવ્યવહારમાં ભાર દઇને સમજાવતા. એક શિષ્યના નિરાશા ભરેલા શબ્દો વાંચીને સ્વામીજીએ તેને ઉત્તર આપ્યો હતો કે "બ્હીશો નહિ, મારા પુત્રો, મહત્ કાર્યો સિદ્ધ થવાની તૈયારીમાં છે, ધીરજ ધરો. શિયાળામાં હું પાછો હિંદમાં આવનાર છું અને તે વખતે સઘળી બાબતોને હું વ્યવસ્થામાં લાવી મૂકીશ. કામ કરો, બહાદુર પુરૂષો! કામથી પાછા હઠશો નહિ. ના કહેશો તે ચાલશે નહિ. કામ કરો! પરમેશ્વર આપણા કાર્યને સહાય કરી રહેલો છે. મહાશક્તિ તમને સહાય કરી રહેલી છે."

લંડનમાં પોતે જે કાર્ય બજાવ્યું હતું તેનાથી સ્વામીજીને સંતોષ થયો હતો. ઘણા અંગ્રેજોના સમાગમમાં તે આવ્યા હતા. અંગ્રેજ પ્રજાના ભવ્ય ગુણોનો અભ્યાસ કરવાનો તેમને પ્રસંગ મળ્યો હતો. પોતાના એક પત્રમાં તેમણે લખ્યું હતું કે;—

"લંડનમાં મારૂં કાર્ય ઘણીજ ફતેહ મેળવી રહેલું છે. અંગ્રેજ લોકો અમેરિકનો જેવા બુદ્ધિશાળી નથી, પણ એકવાર જો તમે તેમનું મન મેળવી લ્યો તો પછી સદાએ તે તમારી તરફ રહેશે. ધીમે ધીમે હું જય પ્રાપ્ત કરી રહેલો છું. ૭ મહિનામાં મારા વર્ગમાં એકસોને વીસ વિદ્યાર્થીઓ દાખલ થયા છે. શું આ નવાઇ જેવું નથી? વળી જાહેર ભાષણો આપું છું તે તો જુદું. અહીંઆં દરેક જણ કામ

કરતુંજ જણાય છે. અંગ્રેજો કામ કરનારા છે, માત્ર વાતોજ કરનારા નથી. કેપ્ટન સેવીઅર અને તેમનાં પત્ની તથા મી. ગુડવીન મારી સાથે હિંદમાં આવવાનાં છે. ત્યાં તેઓ મારી સાથે કામ કરવાનાં છે. તેઓ પોતાનું સઘળું દ્રવ્ય હિંદના કાર્યમાં વાપરવાનાં છે. અહીંઆં હજારો મનુષ્યો તેમ કરવાને તૈયાર છે. ઉંચા દરજ્જાવાળાં સ્ત્રીપુરૂષો અને યુવાન કન્યાઓ પણ જો એકવાર તેમના મનનું સમાધાન થાય તો સત્યને માટે ગમે તે કરવાને તત્પર બની જાય છે."

"હિંદમાં મારૂં કાર્ય શરૂ કરવાને માટે દ્રવ્યની સહાય મને અહીં-આંથી મળેલી છે અને હજી ઘણી મળશે. અંગ્રેજો વિષેનો મારો અભિપ્રાય તદ્દન બદલાઇ રહેલો છે. હવે હું સમજી શકયો છું કે પ્રભુએ તેમને શા માટે અન્ય પ્રજાઓ કરતાં વધારે સત્તાવાન બનાવેલા છે. તેઓ સ્થિર મનના છે, અત્યંત સહૃદય છે, તેમનામાં ઘણી ઉંડી લાગણીઓએ વાસ કરેલો છે. અન્ય પ્રજાઓ તરફ કંઇક તિરસ્કા-રની લાગણી તેમના મુખ ઉપર જોવામાં આવે છે એ વાત ખરી, પણ એટલી લાગણીને જો દૂર કરાવાય તો પછી અંગ્રેજોને તેમના શુદ્ધ સ્વરૂપમાં તમે નિહાળશો."

વળી બીજે પ્રસંગે સ્વામીજીએ લખ્યું હતું કેઃ—

"અંગ્રેજો સ્થિર મનના છે. અન્ય પ્રજાઓમાં માંહ્ય માંહ્ય એક બીજાના તરફ અદેખાઇ જોવામાં આવશે, પણ અંગ્રેજોમાં પરસ્પર અદેખાઇ તમે કદીએ જોશો નહિ. તેજ કારણથી તેઓ આખી દુનિયા ઉપર રાજ્ય કરી રહેલા છે. ખરૂં આજ્ઞાંકિતપણું તેઓ બરાબર સમજે છે, પણ એક ગુલામનું ખુશામતીયાપણું તેમનામાં જરાએ નથી. મોટી સ્વતંત્રતા તેઓ ભોગવે છે, પણ તેની સાથે કાયદાનો કે વિનયનો ભંગ તેઓ કરતા નથી."

લંડનથી કેલે અને ત્યાંથી ફ્રાન્સ અને આલપ્સમાં થઇને

સર્વ ઇટાલીમાં આવી પહોંચ્યાં. મિલાન, પીસા, ફલોરેન્સ વગેરે સ્થળો તેમણે જોયાં અને આખરે સર્વે રોમમાં આવી પહોંચ્યા. સ્વામીજી રોમના ઇતિહાસના મોટા અભ્યાસી હતા. જ્યારે તે કોલેજમાં ભણતા હતા અને રોમના બનાવો અને રોમનોનાં ભવ્ય ચારિત્રો વિષે વાંચતા હતા ત્યારથીજ રોમને નિહાળવાની તેમની ઉત્કટ ઇચ્છા થઇ રહી હતી. દિલ્હીની માફક રોમને પણ જગતનું એક મધ્યબિંદુ સ્વામીજી ધારતા. દિલ્હી પૂર્વનું મધ્યબિંદુ છે અને રોમ પશ્ચિમનું છે એમ તે કહેતા. રોમમાં આવી પહોંચતાં પહેલાં સ્વામીજી તેની પ્રાચીન કીર્તિનું વર્ણન કરી રહ્યા હતા અને આબેહુબ ચિતાર શ્રોતાઓનાં મનમાં ખડો થયો હતો. રોમનાં પ્રાચીન ખંડેરો જોવાનું કાર્ય રસમય હતું. વળી પાદરીઓથી ભરેલું રોમ, મધ્યકાળનું રોમ, અર્વાચીન રોમ, કળા કૌશલ્ય અને વિદ્યાના વિસ્તારવાળું રોમ, એમ જુદી જુદી દૃષ્ટિથી સ્વામીજી તેને દર્શાવી રહ્યા હતા. રોમમાં એક અઠવાડિયું ગાળી ત્યાંનાં જુદાં જુદાં સ્થળોની મુલાકાત તેમણે લીધી હતી રોમના વિચારોથી સ્વામીજી મસ્ત બની રહ્યા. પ્રાચીન રોમની મહત્તા, પ્રજા, કીર્તિ અને વિદ્યાનું વર્ણન તે અદ્દભુત રીતે આપવા લાગ્યા. શ્રોતાઓ કહેવા લાગ્યા કે "સ્વામીજી! આ તો નવાઇ જેવું કહેવાય! રોમના ખુણે ખુણાની વાત તમે જાણો છો." અર્વાચીન યૂરોપ ઉપર રોમની વિદ્યા અને સંસ્કૃતિએ કેવી ભારે અસર ઉપજાવેલી છે તે હવે સ્વામીજીના શિષ્યો સમજી શક્યા. રોમનાં દેવાલયો, મહેલો, રોમન કેથોલીક પાદરીઓની યોજનાશક્તિ, વગેરેનો ખ્યાલ સ્વામીજી આપવા લાગ્યા. સેંટ પીટરના દેવાલયમાં ઘણા ભક્તિભાવથી સ્વામીજીએ પ્રવેશ કર્યો. તેનો ભવ્ય અને વિસ્તારવાળો ઘૂમટ સૌની દૃષ્ટિએ પડયો. તેની અંદરનું શિલ્પ કામ સ્વામીજી બારિકાઇથી તપાસવા લાગ્યા. ત્યાં ઉભેલી એક બાઇ તેમને કહેવા લાગી કે "આ

બધા ભારે ખર્ચને માટે સ્વામીજી તમે શું ધારો છો! દેવાલયની શોભા વધારવાને આટલો બધો ખર્ચ કરવો એ કેવું! હજારો ભૂખે મરતાં મનુષ્યોને તેમાંથી ખાવાનું મળે." સ્વામીજીએ એકદમ જવાબ આપ્યો: "ઇશ્વરને માટે જેટલો ખર્ચ કરીએ તેટલો ઓછોજ છે. આ બધો ભપકો ક્રાઇસ્ટ જેવા મહાપુરૂષના ચારિત્રની ભવ્યતા દર્શાવે છે. તેનાથી લોકો ક્રાઇસ્ટના ચારિત્ર્યની મહત્તા સમજે છે. ક્રાઇસ્ટની પાસે એક પાઇ પણ નહોતી, પણ તેણે પોતાના ચારિત્રના પ્રભાવથી માનવજાતિને આવી ભવ્ય કળાનું ભાન કરાવેલું છે. છતાં આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે બાહ્ય વસ્તુઓ જેટલે અંશે માનસિક પવિત્રતા ઉત્પન્ન કરે છે તેટલે અંશેજ તે અગત્યની છે; જીવનનું સૌંદર્ય જો તે દર્શાવી શકે નહિ તો તેમનો નાશજ કરો." વળી નાતાલના દિવસોમાં તે એક દેવાલયમાં ગયા હતા. તે વખતે ઘણા ઠાઠથી ધાર્મિક ક્રિયા ત્યાં કરવામાં આવતી જોઇને સ્વામીજી બોલી ઉઠયા: "શા માટે આ બધો ઠાઠ અને ડોળ કરવોજ જોઇએ જે દેવાલય આ પ્રમાણે ઠાઠ કરે તે જિસસ ક્રાઇસ્ટનું અનુયાયી છે એમ કેમ કહેવાય! જીસસ ક્રાઇસ્ટ પાસે તો એક પાઇ પણ નહોતી અને પોતાનું માથું મૂકવા જેટલી જગ્યા પણ નહોતી." ખરેખર, ધાર્મિક ક્રિયાઓનો બાહ્ય ભપકો અને તેમનું આંતર્ રહસ્ય એ બંને વચ્ચે સ્વામીજી મોટો ભેદ જોતા. સેંટ પીટરના દેવાલયમાં જે ભપકો તેમણે જોયો તેની અને વેદાન્તની સંન્યાસ ભાવનાની તુલના તે કરતા. વેદાન્તીની ત્યાગવૃત્તિ, એકાન્તવાસ અને આત્મદર્શન એ સર્વ પરબ્રહ્મની પ્રાપ્તિમાં ઉપકારક છે એમ તે માનતા. સ્વામી વિવેકાનંદે જો સંસારનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહ્યો હોત નહિ અથવા ખ્રિસ્તી ધર્મગુરૂઓની માફક ભપકાદાર વસ્ત્રોને ધારણ કરવાનો શોખ રાખ્યો હોત તો તેઓ આવી રીતે જગતના મહાન ઉપદેશક બની શકત નહિ.

સ્વામીજી જેવા રસજ્ઞ અને વિશાળ હૃદયના મનુષ્યને રોમમાં ઘણું જોવાનું અને જાણવાનું મળ્યું. રોમન પ્રજાનું ઐહિક અને ધાર્મિક જીવન, તેના આચાર વિચાર, રોમન દેવાલયોમાં થતી ધાર્મિક ક્રિયાઓનો ઠાઠ અને તેના ગંભીર દેખાવ, સર્વેને સૂક્ષ્મ દૃષ્ટિથી તેઓ અવલોકવા લાગ્યા. રોમનું પ્રાચીન ગૌરવ અને કળા જોઇને સ્વામીજીને અત્યંત આનંદ થયો. રોમનો ગંભીર દેખાવ અને ભવ્યતા સ્વામીજીના હૃદયની ગંભીરતા અને ભવ્યતાને ઘણુંજ અનુકુળ થઇ રહ્યાં હતાં.

સ્વામી વિવેકાનંદનું જીવન નવું અને જુનું, પ્રાચીન અને અર્વાચીન, બંનેની વચમાં વહી રહ્યું હતું. જુની શ્રેષ્ઠ ભાવનાઓના ભવ્ય પાયા ઉપર નવીન ભાવનાઓ રૂપી ઇમારતને ચણવાનું કાર્ય તે કરી રહ્યું હતું. એ બંનેનું અપૂર્વ સંમેલન કરવામાં તેમણે અતિ વિશાળ બુદ્ધિ વાપરેલી છે. બંનેની વચ્ચે ઉત્તમ માર્ગ તેમણે કહાડી બતાવેલો છે; તેથીજ વિવેકાનંદને ભારતના સર્વ સુધારકો અને દેશોદ્ધારકોમાં શ્રેષ્ઠ પદ મળેલું છે. રોમની પ્રાચીન સંસ્કૃતિએ યુરોપના અર્વાચીન વિચારો ઉપર ભારે અસર ઉપજાવેલી છે.

સ્વામીજી અને તેમના શિષ્યો હવે નેપલ્સ ગયા. વિસુવિઅસ પર્વત ઉપર તે ચહડયા. બીજે દિવસે તેઓએ પૉમ્પીની મુલાકાત લીધી. પછીથી પાછા નેપલ્સમાં આવીને તે સ્ટીમરમાં બેઠા. તેમાં બેઠા પછી સ્વામીજી બોલી ઉઠયા: "હવે હિંદુસ્તાન આવશે! મારૂં ભારતવર્ષ આવશે!"

સ્ટીમરમાં બેઠા પછી એક વિચિત્ર બનાવ બન્યો. સ્ટીમર એડનથી ઉપડીને કોલંબો જતી હતી. બે ખ્રિસ્તી મિશનરીઓ તેમાં ઉતારૂઓ તરીકે હતા. સ્વામીજી જોડે તેઓ વાતચીત કરવા લાગ્યા. ખાસ કરીને હિંદુ ધર્મની ખ્રિસ્તી ધર્મ સાથે તુલના કરવી અને હિંદુ ધર્મ ઉપર સખત ટીકા કરવી એવો તેમનો ઇરાદો હતો. તેઓ વાદ-

વિવાદ કરવા લાગ્યા. ઘણા પાદરીઓ કરે છે તેમ પોતાની ધર્માંધતા તેઓ દર્શાવવા લાગ્યા; પરંતુ સ્વામીજી સાદા શબ્દોમાંજ તેમને જવાબ આપતા હતા. આમ છતાં જ્યારે વાદવિવાદમાં તેઓ હારી ગયા ત્યારે તેમનું વર્તન અસભ્ય બની રહ્યું. હિંદુઓની અને હિંદુ ધર્મની તેઓ નિંદા કરવા મંડી પડ્યા. તેમની અસભ્યતા એટલી બધી વધી ગઇ કે સ્વામીજીથી હવે વધારે વાર તે સહન થઇ શકી નહિ. તેઓ એકદમ ઉભા થઇને એક મિશનરીની પાસે ગયા અને તેના ગળાનો કૉલર પકડીને જરા કરડી નજરથી બોલ્યા કે, " જો તમે તમારી હલકટ ગાળો અને જુઠી નિંદા હવે વધુ ચલાવશો તો તમને દરિયામાંજ ફેંકી દઇશ ! " સ્વામીજીનો કરડો દેખાવ જોઇને પેલો મિશનરી થર થર ધ્રૂજવા લાગ્યો અને કહેવા લાગ્યો કે; " સાહેબ, મને જવા દો; હું ફરીથી એવું કરીશ નહિ. " તે દિવસથી પેલો મિશનરી સ્વામીજી તરફ માનની લાગણીથી જોવા લાગ્યો અને માયાળુતાથી પોતાના સભ્ય વર્તનનો બદલો વાળવા લાગ્યો.

કલકત્તામાં એક શિષ્ય જોડે વાત કરતાં સ્વામીજી બોલ્યા હતા કે "**હિંદમાં સઘળાં કાર્યોનું કેન્દ્રસ્થાન ધર્મજ હોવો જોઇએ. હિંદમાં જે વીરતાના જુસ્સાની જરૂર છે તે પણ ધર્મભાવનાની જાગૃતિ વગર આવવો અશક્ય છે.** " સ્વધર્મ પ્રત્યે મનુષ્યનો ભાવ કેવો જોઇએ તે સમજાવતાં તે બોલ્યા હતા કે, " મારા વ્હાલા શિષ્યો! કોઇ મનુષ્ય તમારી માનું અપમાન કરે તો તમે શું કરો ? " શિષ્યે જવાબ આપ્યો: " બાપજી, હું તેને પકડું અને શિક્ષા કરૂં. " સ્વામીજીએ કહ્યું કે " **એજ પ્રમાણે જો તમારા હૃદયમાં સ્વધર્મને માટે સાચી લાગણી હોય તો તમે એકે હિંદુને ખ્રિસ્તી થવા દો નહિ.** પણ તમારા દેશમાં તો તે હમેશાં ચાલુ છે! તમે તે તરફ બેદરકારજ છો! ભાઇ, તમારો ધર્મ ક્યાં રહ્યો છે! ક્યાં છે

તમારી શ્રદ્ધા! ક્યાં છે તમારૂં સ્વદેશાભિમાન! તમારી દૃષ્ટિ આગળજ ખ્રિસ્તીઓ તમારા ધર્મને નિંદે છે, તોપણ તમારા માંના કેટલાનું લોહી તેથી તપે છે!"

હવે આઘેથી સિલોનનો કિનારો જણાવા લાગ્યો. નાળીએરીનાં ઝાડથી છવાયલું કોલંબો બંદર દૃષ્ટિએ પડવા લાગ્યું. તેને જોઇને સ્વામીજીને જે આનંદ થયો, તેવો આનંદ સ્ટીમરમાં બીજા કોઇને ભાગ્યેજ થયો હશે. સ્વામીજીના હર્ષનો પાર રહ્યો નહિ. બંદર ઉપર હજારો માણસો એકઠાં થયાં હતાં. હિંદમાં પાછા સ્વામીજી આવે છે એવી ખબર આખા હિંદુસ્તાનમાં પ્રસરી રહી હતી. હિંદુઓ મહાન સંન્યાસીને માન આપવાને સર્વત્ર તૈયારી કરી રહ્યા હતા; કારણકે સ્વામીજી હિંદુ ધર્મના રક્ષક હતા, એટલુંજ નહિ પણ તેમના પ્રયાસથીજ ભારતવર્ષ પાશ્ચાત્યની દ્રષ્ટિમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી રહ્યું હતું.

ખ્રિસ્તી મિશનરીઓએ પાશ્ચાત્યોને એવુંજ અત્યાર સુધી સમજાવ્યા કર્યું હતું કે હિંદ અજ્ઞાન અને દુષ્ટ રિવાજોથી ભરપુર દેશ છે. મિશનરીઓના આવા અવળા બોલનાં જે અનેક પડ તેમના હૃદયપર ચ્હડી ગયાં હતાં તે સઘળાં ભૂસી નાંખીને ભારતવર્ષનો સત્ય ખ્યાલ તેમના મનમાં ઠસાવવો, એટલુંજ નહિ પણ હિંદનું પ્રાચીન ગૌરવ સમજાવી ભારતવર્ષ સકળ માનવજાતિનો ગુરૂ થવાનેજ સરજાયું છે એમ તેમની ખાત્રી કરી આપવી; એ કાર્ય કંઇ નાનું સુનું નહોતું. તે મહત્ કાર્ય સ્વામીજીએ ઘણીજ હોશિઆરીથી બજાવ્યું હતું. એવા એક અપ્રતિમ કર્મવીર અને દેશભક્તને સમસ્ત ભારત માન આપી રહે એમાં આશ્ચર્ય શું?

હિંદમાં સ્વામી વિવેકાનંદનું પુનરાગમન, ભારતવર્ષના અર્વાચીન ઇતિહાસમાં એક અતિ અગત્યનો અને ભવ્ય બનાવ હતો; કારણકે અર્વાચીન ભારતે કોઇ પણ વ્યક્તિને કદીએ માન આપ્યું

નહિ હોય એવું અપ્રતિમ માન સ્વામી વિવેકાનંદને આપ્યું હતું. સ્વામી વિવેકાનંદના કાર્યથી ભારતવાસીઓમાં એક પ્રકારનો નવીન જુસ્સો વ્યાપી રહ્યો હતો. હિંદુઓ તેમને તેમના જુના પુરાણા પણ અત્યંત તિરસ્કરાયેલા ધર્મના પુનરોદ્ધારક ગણતા હતા. તેમના બોધથી હિંદુ ધર્મનું ખરૂં સ્વરૂપ ભારતવાસીઓ સમજવા લાગ્યા હતા અને તે સમજવાની સાથે તેમનામાં સ્વાભિમાન અને સ્વશક્તિનું ભાન પ્રગટ થઇ રહ્યાં હતાં. હિંદુધર્મ સર્વે ધર્મોની જનની છે, તેના સેવનથી પ્રાચીન ઋષિઓ મહત્ કાર્યો કરવાને શક્તિમાન થયા હતા અને તેજ ધર્મના સેવનથી તેજ ઋષિઓના વંશજો અમે—ભારતવાસીઓ મહત્ કાર્યો કેમ ન કરી શકીએ? એવી પ્રબળ ભાવના દરેક હિંદુના મનમાં ખડી થઇ રહી હતી. ત્રણ વર્ષથી ભારતની પ્રજા જોઇ રહી હતી કે સ્વામી વિવેકાનંદ હિંદુઓના પ્રાચીન ધર્મને પાશ્ચાત્ય પ્રજાઓ આગળ સમજાવી રહેલા છે; તેમની અસાધારણ શક્તિના પ્રહાર આગળ વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતો પણ બળહીન થઇ રહેલા છે. અદ્વૈતવાદ એક મજબુત ખડક જેવો છે. તેને આધુનિક વિચારો રૂપી અનેક વહાણો અથડાય છે, છતાં તેની એક રજ પણ ઉખાડી શકતાં નથી અને ઉલટાં તે પોતેજ ભાગી જાય છે. અમેરિકાનું એક વર્તમાનપત્ર ઠીકજ કથી રહ્યું હતું કે;—"સ્વામીજીની સાથે વાદ કરવાની હિંમત કરનારના તો ભોગજ મળતા! કોઇ મનુષ્ય એક વસ્તુને જેમ ભાલા ઉપર ઉછાળે તેમ વાદ કરનારના વિચારોને સ્વામીજી તેમના બુદ્ધિ રૂપી પ્રકાશિત ભાલા ઉપર ઉછાળતા!" સ્વામીજીનાં ભાષણો વાંચીને હિંદના પણ પુષ્કળ સુશિક્ષિત મનુષ્યો સ્વધર્મ પ્રત્યે માનની લાગણીથી જોવા લાગ્યા હતા. સનાતન આર્યધર્મની મહત્તા અને ભવ્યતા હવે તેમની નજરે પડવા લાગી હતી. પાશ્ચાત્યો સ્વામીજીના વૈરાગ્ય, બુદ્ધિ અને સ્વદેશ પ્રીતિનાં જે ભારે વખાણ કરી રહ્યા હતા તેને લીધે સમસ્ત ભારતવર્ષ સ્વામીજી

તરફ ભક્તિભાવથી જોઇ રહ્યું હતું.

વિવેકાનંદ લંડન છોડી હિંદ તરફ નીકળી ચૂક્યા છે, એવી ખબર આવી કે તરતજ આખા હિંદમાં તેમને માન આપવાની તૈયારીઓ થવા લાગી. તેમના બે ગુરૂભાઇઓ તેમને સામા લેવાને સિલોનમાં આવ્યા અને બીજા શિષ્યો મદ્રાસમાં આવીને રહ્યા હતા. એકદમ સઘળાં વર્તમાનપત્રો સ્વામીજીના કાર્યનાં ભારે વખાણ કરવા લાગ્યાં. તેમના અંગત ગુણોનું વર્ણન આપવા લાગ્યાં. પ્રજાનો જુસ્સો આથી વધતો ગયો; સ્વામીજી તરફની તેની લાગણીમાં ઉમેરો થતો ગયો. પોતાના માનમાં આટલી ભારે તૈયારીઓ થઇ રહેલી છે એમ સ્વામીજીને ખબર નહોતી. કોલંબોમાં આવ્યા પછીજ તેમને માલમ પડ્યું કે આખું ભારતવર્ષ તેમને માન આપવાને તત્પર થઇ રહેલું છે.

## પ્રકરણ ૪૩ સું-કોલંબોમાં આવકાર.

સ્વામી વિવેકાનંદના આવવાની ખબર આખા હિંદમાં પ્રસરી રહી હતી. કોલંબોથી આલમોરા સુધીનાં સઘળાં મુખ્ય મુખ્ય સ્થળોમાં તેમને માન આપવાને આવકાર મંડળીઓ નીમાઇ રહી હતી. દરેક જાતના અને દરેક પંથના હિંદુઓ તેમના યશસ્વી બાપદાદાઓના ધર્મને અસાધારણ બુદ્ધિથી પ્રતિપાદન કરનાર વિવેકાનંદ તરફ પોતાની લાગણી અને સંતોષ દર્શાવવાને ઉત્સુક બની રહ્યા હતા. એથી કરીને સિલોનની હિંદુ પ્રજા તેમના આગમનની ખબર સાંભળીને હર્ષઘેલી બની રહે તેમાં આશ્ચર્ય નથી. તારીખ ૧૫ મી જાન્યુઆરીના દિવસે તે આવવાના છે એવો સંદેશો જાણે કે પ્રભુએજ મોકલ્યો હોય તેમ સર્વેને લાગ્યું. તા. ૧૫ મીએ સ્ટીમર કિનારા તરફ આવવા લાગી. બંદર ઉપર હજારો મનુષ્યો એ પવિત્ર સાધુનાં દર્શન કરવાને ઉત્સુક બની રહ્યાં

હતાં. એક હિંદુ સંન્યાસી પોતાના પાશ્ચાત્ય શિષ્યોને લઇને આવે એ બનાવ હિંદની તવારીખમાં અપૂર્વજ હતો. તે શિષ્યોની ગુરૂભક્તિ એવી દૃઢ હતી કે એક ક્ષણવાર પણ તે પોતાના ગુરૂને સુના મૂકતા નહોતા. અદ્ભુત, યશસ્વી અને સત્તાવાન પશ્ચિમમાં અનુપમ જય મેળવીને સ્વામીજીને પોતાની માતૃભૂમિમાં પાછા આવતા જોઇને કયા હિંદુનું હૃદય ગર્વ ધરી રહ્યું નહિ હોય? ખરેખર, ભારતના ઇતિહાસમાં એ સમય વિરલજ હતો. સ્ટીમર કિનારા આગળ આવી એટલે તેમના ગુરૂભાઇ સ્વામી નિરંજનાનંદ, મી. હેરીસન નામના બુદ્ધધર્માનુયાયી સદ્‌ગૃહસ્થ અને સ્વાગતમંડળીના બીજા બે સભ્યો આવીને તેમને મળ્યા. એક સ્ટીમ લોન્ચમાં સ્વામીજીને કિનારે લઇ જવામાં આવ્યા. તેમના આગમનનું વર્ણન એક વર્તમાનપત્રે આપેલું, તે નીચે આપવામાં આવે છે.

"તારીખ ૧૫ મી જાન્યુઆરીનો દિવસ કોલંબોના હિંદુઓની તવારીખમાં ચિરસ્મરણીય દિવસ લેખાશે. તે દિવસે અસાધારણ બુદ્ધિ, વિદ્યા અને શક્તિથી અલંકૃત થઇ રહેલા ભારતવર્ષના પવિત્ર સાધુઓમાંના એક અત્યંત પવિત્ર સાધુ વિવેકાનંદને તેઓએ ભારે આવકારથી વધાવી લીધા હતા. તેમના દર્શનથી લોકોમાં એક અપૂર્વ ભાવ ઉત્પન્ન થઇ રહેલા છે અને તે હિંદુઓની ભાવી ધાર્મિક જાગૃતિનું સૂચન કરે છે."

"સાયંકાળનો સમય ધીમે ધીમે પસાર થતો હતો. રાત પડવાને થોડીવાર હતી. હિંદુ શાસ્ત્રોએ પ્રભુભક્તિને માટે ઉત્તમ ગણેલો "સંધ્યા" સમય પ્રાતઃકાળના ભવ્ય બનાવોનું જાણે કે સૂચન કરતો હોય તેમ આગળથી આવીને સર્વત્ર પ્રસરતો હતો. તે વખતે ભવ્ય આકૃતિ, શાંત મુખારવિંદ અને વિશાળ અને તેજસ્વી નેત્રોવાળા પવિત્ર સાધુ—સ્વામી વિવેકાનંદ આવી પહોંચ્યા. તેમણે ભગવાં વસ્ત્ર

ધારણ કરેલાં હતાં. તેમની સાથે સ્વામી નિરંજનાનંદ અને બીજા કેટલાક પુરૂષો હતા. સ્ટીમ લોન્ચમાં બેસીને આવતા વિવેકાનંદને જોઇને પ્રેક્ષકોનાં હૃદય હર્ષથી ઉછળી રહ્યાં. તેમના મુખમાંથી ખુશાલીના પોકારો નીકળી રહ્યા. સ્વામીજીનાં દર્શનથી લોકોના મનમાં કેવી લાગણીઓ ઉભરાઇ રહી હતી તેનું વર્ણન આપવું અશક્ય છે. ખુશાલીના પોકારો અને તાળીઓના ગડગડાટમાં સમુદ્રનાં મોજાંનો ધ્વનિ પણ ઢંકાઇ ગયો ! ધી ઑનરેબલ પી. કુમારસ્વામી જરાક આગળ ગયા. તેમની પાછળ તેમના ભાઇ પણ ગયા. તેઓએ સ્વામીજીને આવકાર આપ્યો અને એક સુંદર હાર તેમને પહેરાવ્યો. પછી તો લોકોની ભીડ બહુજ વધી ગઇ. ગમે તેમ કરે પણ લોકો કબજામાંજ રહે નહિ. કેટલાકની ટોપીઓ તો કેટલાકના રૂમાલ ખોવાયા. સ્વામીજીને એક સુંદર ઘોડાગાડીમાં બેસાડીને બાર્નીસ સ્ટ્રીટમાં લઇ જવામાં આવ્યા. ત્યાં એક મંડપ બાંધવામાં આવ્યો હતો. બાર્નીસ સ્ટ્રીટને નાકે સ્વામીજી ગાડીમાંથી ઉતરી પડયા. ત્યાંથી તેમને વરઘોડો કહાડીને લઇ જવામાં આવ્યા. હિંદુઓ પોતાના ધર્મગુરૂને ધ્વજાપતાકા અને છત્ર ધરીને માન આપે છે. સ્વામીજીને માટે પણ તેમજ કરવામાં આવ્યું. તેમના માર્ગમાં શ્વેત વસ્ત્રો પાથરવામાં આવ્યાં. એક સુંદર બેન્ડ સારા સારા રાગો વગાડી રહ્યું. તે મંડપમાં આવ્યા પછી સ્વામીજીને એક બીજા મંડપમાં લઇ જવામાં આવ્યા. તે મંડપ પાએક માઇલ દૂર હતો. તે મંડપમાં જવાના રસ્તાની બંને બાજુએ સુંદર કમાનો ઉભી કરેલી નજરે પડતી હતી. તે મંડપની પાસેના એક બંગલામાં સ્વામીજીનો ઉતારો આપવાનો હતો. બીજા મંડપના દ્વારમાં સ્વામીજીએ પગ મૂક્યો કે તરતજ મંડપના દ્વારમાં લટકતું એક સુંદર કમળ પોતાની પાંખડીઓ તેમના મસ્તક ઉપર ખુલ્લી કરી રહ્યું હતું તેમાંથી એક પક્ષી બહાર આવ્યું. તે આમતેમ ફરવા લાગ્યું. છતાં ત્યાં ભરાયલા સઘળા

મનુષ્યોનું લક્ષ્ય મંડપની શોભા કે ત્યાં થતા તમાશાઓ તરફ નહોતું. દરેક જણ સ્વામીજીનાં દર્શન કરવાનોજ યત્ન કરી રહ્યાં હતાં. સ્વામીજી અને તેમના શિષ્યોએ પોતાની બેઠકો લીધી. તેમના ઉપર પુષ્પોની વૃષ્ટિ થઇ રહી. થોડીકવાર પછી એક ગવૈયાએ પોતાની સારંગી હાથમાં લીધી અને સુંદર ગાયન ગાવા લાગ્યો. પછીથી સ્વામીજીના માનમાં રચેલો એક શ્લોક બોલવામાં આવ્યો. પછીથી ઓનરેબલ પી. કુમાર સ્વામી આગળ આવ્યા અને હિંદુઓના રિવાજ પ્રમાણે સ્વામીજીને નમન કરી સ્વામીજીને આપવાનું માનપત્ર વાંચવા લાગ્યા. તે માનપત્ર નીચે પ્રમાણે હતું:—

" શ્રીમત્ વિવેકાનંદ સ્વામી. "

"કોલંબોના સઘળા હિંદુઓએ એકઠા મળીને ઠરાવ કર્યા પ્રમાણે અમે આપને આ બેટમાં અંતઃકરણપુર્વક આવકાર આપીએ છીએ. પશ્ચિમમાં તમારૂં કાર્ય કરીને માતૃભૂમિમાં પાછા આવતાં તમને પ્રથમ અમે માન આપીએ છીએ અને તેથી અમારી જાતને ધન્ય ગણીએ છીએ."

" પ્રભુના આશિર્વાદથી પશ્ચિમમાં તમારૂં કાર્ય જે ફતેહ મેળવી રહ્યું હતું તેને અમે ખુશાલી અને આભારની લાગણી સાથે જોયા કરતા હતા. અમેરિકા અને યૂરોપની પ્રજાઓને તમે હિંદુઓની સર્વસંગ્રાહ્ય ધર્મની કલ્પના સમજાવી છે, સર્વધર્મો વચ્ચે પરસ્પર સંબંધ વધાર્યો છે, દરેક આત્માની જરૂરીઆત પ્રમાણે તેને ધર્મનો બોધ આપ્યો છે અને તેને પ્રેમથી પ્રભુ તરફ દોર્યો છે. ભારતવર્ષમાં પ્રાચીન સમયથી અનેક ગુરૂઓ ઉત્પન્ન થતા આવેલા છે. તેમનાં પવિત્ર ચરણકમળથી ભારતભૂમિ પવિત્ર બની રહેલી છે. તેમની હાજરી અને પ્રેરણાથી ભારતવર્ષ અનેક ઉથલપાથલોમાં પણ જગતનું ગુરૂપદ મેળવી રહેલું છે. તેવા ગુરૂઓમાંના એક શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવની પ્રેર-

ણુથી અને તમારા સ્વાર્થત્યાગ અને ઉત્સાહથી પાશ્ચાત્ય પ્રજાઓ હિંદનાં આધ્યાત્મિક સત્યોના સમાગમમાં આવવાને ભાગ્યશાળી થયેલી છે. વળી આપણા જે પુષ્કળ સ્વદેશી બંધુઓ પાશ્ચાત્ય સુધારાના તેજમાં અંજાઇ રહેલા હતા તેઓ પણ તેમાંથી મુક્ત થયેલા છે અને આપણા બાપદાદાએ આપેલા યશસ્વી વારસાની મહત્તા સમજવા લાગ્યા છે."

"તમારા ઉમદા કાર્ય અને દષ્ટાંતથી તમે અખિલ વિશ્વને આભારી કર્યું છે અને તેનો કોઇ રીતે બદલો વાળી શકાય તેમ નથી. તમે આપણી માતૃભૂમિ ઉપર નવીન પ્રકાશ નાંખ્યો છે. અમે પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે તે તમને અને તમારા કાર્યને આબાદ રાખે."

સ્વામીજી ઉપલા માનપત્રનો જવાબ આપવાને ઉભા થતાંજ આખી સભા તાળીઓના અવાજથી ગાજી રહી. તેમણે સાદી, સરળ પણ જુસ્સાદાર ભાષામાં જવાબ આપ્યો. તેમના શબ્દો જો કે સાદા હતા પણ તેની અસર શ્રોતાઓ ઉપર એટલી બધી થઇ રહી કે સર્વે અત્યંત ભાવથી સઘળું સાંભળી રહ્યા.

સ્વામીજીએ હિંદુઓની આધ્યાત્મિકતાની પ્રશંસા કરી, તેની મહત્તા અને તેમાં રહેલું સામર્થ્ય તેમણે સમજાવ્યું. તેમણે કહ્યું કે, હિંદુઓ પ્રાચીનમાં પ્રાચીન ધાર્મિક ગુરૂઓ છે. એક દ્રવ્યહીન સંન્યાસીને તેઓ જે માન આપી રહેલા છે તે દર્શાવે છે કે તેમનામાં જે ધાર્મિકતાએ વાસ કરેલો છે તે દ્રવ્ય કે વૈભવની દરકાર કરતી નથી.

પછીથી સારા ફરનીચર અને હવા ઉજાશવાળા એક બંગલામાં સ્વામીજીને લઇ જવામાં આવ્યા. સ્વામીજી પોતાના આસન ઉપર બેઠા. મંડપમાં જે માણસો એકઠા થયા હતા તે સઘળા ત્યાં આવ્યા અને તેમની સંખ્યા વધતીજ ગઇ. લોકો જાણે કે પાછા ઘેર જવાને ખુશીજ નહોતા! આવા પવિત્ર સાધુની સંનિધિમાં જેટલો વખત ગળાય તેટલો ઓછો એમ તેમના મનમાં હતું. હિંદમાં સાધુનાં દર્શન

અલભ્ય ગણાય છે અને સાધુ સમાગમમાં સમય સમય ગાળવો એ તો વળી બહુજ મોટું ભાગ્ય મનાય છે. તેમાંએ વળી સ્વામીજી જેવા પરમપવિત્ર, ધર્મરક્ષક અને તત્વજ્ઞાનમાં નિષ્ણાત સાધુનાં દર્શન અને સમાગમ તો પૂર્વજન્મનું મોટું પુણ્ય હોય તોજ થઇ શકે! સ્વામીજીની ભવ્ય આકૃતિ જોઇને સર્વ અંજાતા હતા. તેમના મુખ ઉપર વ્યાપી રહેલું તેજ સર્વને આકર્ષતું હતું. તેમના શરીરનો મજબુત બાંધો બ્રહ્મચર્યનો પ્રભાવ દર્શાવી રહ્યો હતો. વદનકમળ ઉપર વ્યાપી રહેલી શાંતિ ઉત્તમ મનોનિગ્રહને દર્શાવતી હતી. તેમની મિષ્ટ વાણી વિદ્યા અને વિનયથી ભરપુર હતી. તેમની સાથે વાર્તાલાપ કરતાં તે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્યાના ભંડાર છે એમ સર્વને પ્રત્યક્ષ થતું હતું. એવા એક મહાન સાધુના દર્શન માત્રથી લોકોને તૃપ્તિ ન વળે એમાં નવાઇજ શી!

ઘણા લોકો બહાર ઉભેલા છે અને ફરીથી દર્શન કરવાની ઇચ્છા રાખે છે એમ જાણીને સ્વામીજી બંગલાની બહાર આવ્યા અને સર્વેને નમસ્કાર કરીને ઘેર જવાનું કહેવા લાગ્યા. બીજે દિવસે પણ લોકોનાં ટોળે ટોળાં ત્યાં આવવા લાગ્યાં અને સ્વામીજી જે બંગલામાં ઉતર્યા હતા તે બંગલો સર્વેને મન યાત્રાનું સ્થાન બની રહ્યો. સ્વામીજીના સ્મારકમાં તે બંગાલાનું નામ "વિવેકાનંદ લોજ" પાડવામાં આવ્યું અને હજી પણ તે નામથીજ તે બંગલો ઓળખાય છે. હિંદમાં ગુરૂભક્તિ કેવી હોય છે તેનો ખ્યાલ જેને નથી તેને સ્વામીજીને મળેલા માનનો ખ્યાલ આવી શકવો મુશ્કેલ છે. અખિલ વિશ્વમાં હિંદ એકલુંજ એ બાબત જાણે છે કે ગુરૂભક્તિ કેવી હોય! એ ગુરૂભક્તિ અહીંઆં અત્યંત ભાવથી દર્શાવવામાં આવતી હતી. સિલોનના મોટામાં મોટા અમલદારોથી તે ગરિબમાં ગરિબ મનુષ્ય સુધી સઘળા સ્વામીજીનાં દર્શને તેમજ મુલાકાતે આવી ગયા.

સ્વામીજી આધ્યાત્મિકતાની તેજસ્વી મૂર્તિ હતા. તેમની શાંત પણ પ્રબળ પ્રભા સર્વે ઉપર પ્રસરી રહેતી હતી. સ્વામીજી અને સામાન્ય વર્ગનાં મનુષ્યો વચ્ચે રસભર્યો વાર્તાલાપ ચાલી રહેતો. સ્વામીજી જેવા એક જગદ્‌ગુરૂ અને એક ગરિબ વૃદ્ધ સ્ત્રી વચ્ચે થયેલો વાર્તાલાપ અહીંઆં આપવો આવશ્યક છે; કારણ કે હિંદમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી રહેલા ગુરૂનું વર્તન ગરિબમાં ગરિબ મનુષ્ય તરફ પણ કેવા પ્રકારનું હોય છે તેનો ચિતાર તે આપે છે.

એક વૃદ્ધ સ્ત્રી સ્વામીજીનાં દર્શન કરવાને આવી. કેટલાક ધાર્મિક પ્રશ્નોના ખુલાસા મેળવવા એવો પણ તેનો વિચાર હતો. તે પોતાનું જીવન ધર્મ અને પવિત્રતામાં ગાળવાને ઇચ્છતી હતી. સ્વામીજીએ તેને ભગવદ્‌ગીતા વાંચવાનું કહ્યું અને તેના મનમાં દૃઢ ઠસાવ્યું કે ગૃહકાર્ય કરવામાં અને સંસારમાં પોતાનું કર્તવ્ય બરાબર બજાવવામાંજ ખરો ધર્મ સમાઇ રહેલો છે. તે વૃદ્ધ સ્ત્રીએ જવાબ આપ્યો. તેના જવાબમાં ઘણો અર્થ સમાયલો હતો. તેણે કહ્યું કે "હું તે વાંચીશ, પણ વાંચ્યું અને સમજ્યું નહિ તો પછી એ વાંચ્યાનો અર્થ શો!" તે વૃદ્ધ સ્ત્રીનો જવાબ સુચવતો હતો કે ધર્મ માત્ર પુસ્તક વાંચવામાંજ સમાઇ રહેલો નથી, પણ ધર્મના સિધ્ધાંતો સમજી તે પ્રમાણે વર્તન કરવામાંજ રહેલો છે. વળી તે દર્શાવતો હતો કે હિંદમાં ગરિબમાં ગરિબ મનુષ્યના અંતઃકરણમાં પણ ઉંડી ધાર્મિક લાગણીઓએ વાસ કરેલો હોય છે. તે ગમે તેવા પ્રતિકુળ સંજોગોમાં મુકાયલો હોય કે દારિદ્રયમાં સડતો હોય, છતાં તે પોતાની ધાર્મિક ભાવનાઓને ત્યજતો નથી. અન્ય પ્રદેશોમાં જેમ થાય છે તેમ હિંદમાં ધર્માચરણ દ્રવ્ય કે સત્તા ઉપર અવલંબીને રહેતું નથી. ઉપર ઉપરથી જોતાં ભારતવર્ષની પ્રજા અણુકેળવાયલી ભાસે છે, પણ તેના હૃદયમાં ઉંડી ધાર્મિક લાગણીઓ રહેલી છે. હિંદુઓની દૃષ્ટિમાં ઉત્તમ મનો-

નિગ્રહ અને ઇશ્વિરભકિતવાળા મનુષ્યોજ મોટા ગણાય છે. પ્રજાઓ કે મુલકોના જીતનારાઓ તેમને મન પ્રભુભકત કરતાં ઉતરતા છે. પ્રભુના ભક્તને રાજા પણ માન આપે છે. હિંદુઓ "નમો નારાયણ" કહીને સાધુને નમે છે અને સાધુ બાળક જેવી સાદાઇ અને નમ્રતાથી સામામાં પ્રભુભાવ દર્શાવવાને માટે "નારાયણ" એવો પ્રત્યુત્તર આપીને તેનો સ્વીકાર કરે છે.

સાયંકાળે સ્વામીજીએ ફ્લૉરલ હૉલમાં એક સુંદર ભાષણ આપ્યું. ભાષણનો વિષય "હિંદ પુણ્યભૂમિ છે" એ હતો. ભાષણથી શ્રોતાઓના મન ઉપર ઘણીજ અસર થઇ રહી. સ્વામીજીએ કહ્યું કે "આજે અહીંઆં ઉભો રહીને હું ખાત્રીથી કહું છું કે જગતમાં કોઇ પણ દેશ પુણ્યભૂમિ હોવાનો દાવો કરી શકે તેમ હોય તો તે ભારતવર્ષજ છે. જો કોઇ પણ ભૂમિએ નમ્રતા, ઉદારતા, પવિત્રતા, શાંતિ, આત્મદર્શન અને આધ્યાત્મિકતામાં જગતમાં સર્વથી શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું હોય તો તે આ ભારતવર્ષજ છે. અહીંઆં ઘણા પ્રાચીન સમયથી મહાન ધર્મ પ્રવર્તકો ઉત્પન્ન થતા આવ્યા છે અને તેઓએ વારંવાર શુદ્ધ આધ્યાત્મિક સત્યો અખિલ વિશ્વમાં પ્રસરાવી મૂક્યાંછે." "સ્વામીજીએ અનેક દૃષ્ટાંતો આપીને પોતાના કથનની ખાત્રી કરી આપી હતી.

બીજો દિવસ રવિવારનો હતો. તે દિવસે સાંજે સ્વામીજી મહાદેવના દેવળમાં દર્શન કરવાને ગયા. તેમની સાથે ઘણા લોકો પણ ગયા હતા. જે રસ્તે થઇને તે જવાના હતા તે ઉપર આવેલા મહોલ્લાઓને વાળી ઝુડીને સાફ કરવામાં આવ્યા હતા અને રોશની કરવામાં આવી હતી. આજુબાજુનાં ગામડાંમાંથી પણ ઘણા લોકો ત્યાં આવીને એકઠા થયા હતા. સર્વે તે મહાપુરૂષનાં દર્શન કરવાને ઉત્સુક બની રહ્યા હતા. રસ્તામાં સ્વામીજીની ગાડીને વારંવાર રોકવામાં આવતી હતી; કારણકે ઘણા હિંદુઓ ફુલ ફળાદિ હાથમાં લઇને

સ્વામીજીને ભેટ કરવાને માર્ગમાં ઉભા થઇ રહ્યા હતા. કેટલાક પુષ્પની માળાઓ સ્વામીજીના ગળામાં પહેરાવતા અને કેટલાક ચંદન, પુષ્પ વગેરેથી તેમનું પૂજન કરતા. સ્વામીજી શિવાલયમાં પેઠા એટલે તેમને "હર હર મહાદેવ" ના જયઘોષથી વધાવી લેવામાં આવ્યા.

સોમવારે સ્વામીજી રા. રા. ચીલીઆ નામના એક સદ્ગૃહસ્થને બંગલે પધાર્યા. રા. રા. ચીલીઆનો બંગલો ખાસ કરીને શણગારવામાં આવ્યો હતો. સ્વામીજી ત્યાં પધારવાના છે એમ જાણીને અસંખ્ય મનુષ્યો આગળથી તે બંગલે ગયા હતા. સ્વામીજીને ત્યાં આવતા જોયા એટલે તેઓ ખુશાલીના પોકારો કરવા લાગ્યા. જેમ જેમ સ્વામીજી પાસે આવતા ગયા તેમ તેમ તે પોકારો વધતા ગયા. સ્વામીજી બંગલામાં આવ્યા એટલે હાર અને પુષ્પોનો વરસાદ તેમના ઉપર વરસી રહ્યો. એક ખાસ બનાવેલી બેઠક ઉપર સ્વામીજી બેઠા. પછીથી પવિત્ર ગંગાજળ તેમના ઉપર છાંટવામાં આવ્યું. સ્વામીજીએ સર્વેને જરા જરા પવિત્ર ભસ્મ પ્રસાદ તરીકે આપી. અત્યંત ખુશીથી લોકોએ એ પવિત્ર ભસ્મનો સ્વીકાર કર્યો. પોતાના ગુરૂ શ્રી રામકૃષ્ણ પરમહંસની સુંદર છબી સામે ભીંત ઉપર ટાંગેલી સ્વામીજીના જોવામાં આવી. એકદમ તે પોતાના આસન ઉપરથી ઉઠયા અને તે છબી પાસે જઇને તેને પૂજ્યભાવથી પ્રણામ કર્યા. રા. રા. ચીલીઆનો બંગલો સાધુ સંતોને માટેજ બંધાવેલો છે એમ જાણીને સ્વામીજીએ ઘણોજ સંતોષ દર્શાવ્યો. છેવટે કેટલાંક ભજનો ગાવામાં આવ્યાં અને ત્યાંનું કાર્ય પુરૂં થયું.

તેજ દિવસે સ્વામીજીએ સાર્વજનીક હૉલમાં "વેદાન્ત" ઉપર ભાષણ આપ્યું. એ ભાષણ સાંભળવાને કેટલાક હિંદુઓ યૂરોપીયન પોશાક પહેરીને આવેલા હતા. તેમને આ ભાષણ દરમ્યાન સ્વામીજીએ ખૂબ ઠપકો આપ્યો હતો. સ્વામીજી કૉલેજમાં અભ્યાસ કરતા ત્યારે પણ

જો કોઇને પરદેશી પોશાકમાં જોતા તો તેને સખત ઠપકો દેતા અને એવા અનુકરણ અને ટાપટીપને બાયલાપણું કહેતા. શિકાગોમાં સર્વધર્મપરિષદમાં હિંદુધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોને પ્રતિપાદન કરવાને હિંદુસ્થાનથી બીજા પણ કેટલાક પ્રતિનિધિઓ આવેલા હતા, તેઓ પરદેશી પોષાકમાં સજ્જ થયેલા હતા; પણ ઉત્કટ સ્વદેશાભિમાની સ્વામી વિવેકાનંદ તો પોતાના દેશી પોષાકમાંજ હાજર થયા હતા અને તેથી કરીને શ્રોતાઓનાં મન ઉપર તે સૌથી વધારે અસર ઉપજાવવાને શક્તિમાન થયા હતા. સ્વધર્મનું પ્રતિપાદન વિદેશી પોષાકમાં સજ્જ થઇને કરવું, એ સ્વામીજીને વિચિત્ર લાગતું હતું. બુદ્ધિશાળી અમેરિકન પ્રજા પણ સ્વામીજીનો એ હેતુ સમજી ગઇ હતી અને તેથી તેમને સૌથી વધારે માન આપતી હતી. સ્વામીજીનો અનુપમ બોધ સર્વને આકર્ષતો હતો, છતાં તેમાંએ તેમનો સ્વદેશી પોષાક ઘણો ઉમેરો કરતો હતો. અમેરિકાનાં વર્તમાનપત્રો તેમની શક્તિનાં ભારે વખાણ કરતી વખતે પણ તેમના પોષાકથી ઉપજતી અસરનું વર્ણન આપવાને ચૂકતાં નહિ. સ્વામીજીનાં ભગવાં વસ્ત્ર અને શરીરનો મજબુત બાંધો દરેક વર્તમાનપત્રનો વિષય બની રહ્યાં હતાં. હિંદુ આચાર વિચારને માટે સ્વામીજીને એટલો બધો આગ્રહ હતો કે પોતાના પાશ્ચાત્ય શિષ્યોને પણ તે વારંવાર કહેતા કે ખરેખરા હિંદુ તમે ત્યારેજ કહેવાઓ કે જ્યારે છરી કાંટાને બદલે હાથવતેજ જમતાં શીખો.

ભાષણમાં પેલા હિંદુઓના વિદેશી પોષક ઉપર પણ સ્વામીજી ઠપકા રૂપે કેટલુંક બોલ્યા હતા. અંગ્રેજી ભણનારા હિંદુઓ કંઇ પણ વિચાર કર્યા વગરજ યૂરોપીયનોનું બાહ્ય અનુકરણ કરે છે અને તેમના રીત રીવાજોને વખાણે છે તે કેવું નુકસાનકારક છે, તે સમજાવવાને માટેજ સ્વામીજીએ એ ટીકા કરી હતી.

ઘણાં આગ્રહભર્યાં આમંત્રણોને લીધે સ્વામીજીને સીલોનના બીજા ભાગોમાં પણ જવું પડ્યું હતું. સિલોનથી તેઓ કેન્ડી અને ત્યાંથી મતીલા તેમજ અનુરાધાપુર ગયા. આ દરેક સ્થળે સ્વામીજીને અપૂર્વ માન મળ્યું હતું.

અનુરાધાપુરથી સ્વામીજી જફના ગયા. જફનાની કોલેજ ત્યાંથી બે માઇલ દૂર છે; ત્યાં સ્વામીજીને માનપત્ર આપવાનું હતું. આ બે માઇલનો આખો રસ્તો રોશનીથી અને કેળનાં ઝાડથી તેમજ ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યો હતો.

લોકોમાં ઘણોજ ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. આખા દ્વીપકલ્પ-માંથી હજારો મનુષ્યો સ્વામીજીનાં દર્શન કરવાને આવ્યાં હતાં. સાંજના છથી બાર સુધી સઘળો રસ્તો આવવા જવાના વ્યવહાર માટે બંધ-કરવામાં આવ્યો હતો. રાતના સાડા આઠે જે ભવ્ય વર-ઘોડો કહાડવામાં આવ્યો હતો તેમાં પંદર હજાર મનુષ્યોએ ભાગ લીધો હતો. કોલેજ આગળ બનાવેલા ભવ્ય મંડપમાં પહોંચ્યા પછી સ્વામીજીને માનપત્ર આપવામાં આવ્યું અને તેનો તેમણે યોગ્ય શબ્દોમાં પ્રત્યુત્તર આપ્યો હતો. બીજે દિવસે સવારે સાત વાગ્યે હિંદુ કોલેજમાં સ્વામીજીએ “ વેદાન્ત ” ઉપર ભાષણ આપ્યું હતું. લગભગ ચાર હજાર માણસો ત્યાં એકઠાં થયાં હતાં. સ્વામીજીએ ધર્મના સિદ્ધાંતોનું ટુંકામાં પણ બહુજ સરસ રીતે પ્રતિપાદન કર્યું હતું. આ ભાષણમાં સ્વામીજીએ “ પ્રીતિ અને સામર્થ્ય ” નો બોધ કર્યો હતો. સગુણ ઇશ્વરની ઉપાસનાથી મનુષ્યના હૃદયમાં અપૂર્વ પ્રીતિનો ઝરો વહી રહે છે, પણ સગુણ બ્રહ્મની ઉપાસનાથી આગળ વધીને મનુષ્યે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી આવશ્યક છે; કારણ કે બ્રહ્મને સગુણ ઇશ્વર તરીકે ભજવાથી મનુષ્યમાં એક પ્રકારનું દૌર્બલ્ય અને પરાધિનતાનો વાસ થઈ રહે છે. તેમણે કહ્યું કે

"આપણા દેશમાં અત્યારે આપણને અશ્રુપાત કરવાની જરૂર નથી; પણ સામર્થ્યની જરૂર છે. જ્યારે સઘળા વ્હેમોને ત્યજી દેવામાં આવે છે અને મનુષ્ય अहं ब्रह्मास्मि એવું જ્ઞાન પ્રાપ્ત કરીને સ્વાવલંબી બને છે ત્યારે તે કેટલું બધું સામર્થ્ય પ્રાપ્ત કરી રહે છે! એવો મનુષ્ય પોતાના આત્માની શક્તિ ઉપરજ આધાર રાખે છે. એ આત્મા અજર, અમર, અનાદિ અને અનંત છે. તેને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ તેને બાળી શકતો નથી, ઉષ્ણતાથી તે સૂકાતો નથી, પાણીથી તે પલળતો નથી. એની મહત્તા આગળ સૂર્ય, ચંદ્ર અને તેમનાં મંડળો સમુદ્રમાં ટીપાં સમાન છે; દિશાઓ શુન્યવત્ છે અને કાળનું અસ્તિત્વ નથી. એ કીર્તિવંત આત્માના અસ્તિત્વમાં આપણે શ્રદ્ધા રાખવી જોઇએ. એ શ્રદ્ધા વડેજ તમે જેવા ધારશો તેવા થઇ શકશો. તમે પોતાને નબળા ધારશો તો નબળા થશો અને સામર્થ્યવાન્ ધારશો તો સામર્થ્યવાન્ થશો. અપવિત્ર ધારશો તો તમે અપવિત્ર થશો અને પવિત્ર ધારશો તો પવિત્ર થશો. આપણે વાસ્તવમાં સર્વ સામર્થ્યવાન્, સર્વ સત્તાવાન અને સર્વજ્ઞ છીએ. સઘળું જ્ઞાન, સઘળી સત્તા, પવિત્રતા અને સ્વતંત્રતા આપણામાં છેજ. આપણે તેને શા માટે દર્શાવી શકતા નથી? કારણ એજ કે આત્માની સર્વ શક્તિમત્તાના અસ્તિત્વમાં આપણને શ્રદ્ધા નથી. તેના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખો અને તેનો આવિર્ભાવ આપણામાં થયા વગર રહેશે નહિ. તેનો આવિર્ભાવ થવોજ જોઇએ. નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન આપણને એ પ્રમાણે શિખવે છે. તમારાં સંતાનોને બાલ્યાવસ્થાથીજ આવું શિક્ષણ આપીને સામર્થ્યવાન્ બનાવો. તેમને બીજા હલકા વિચારો આપીને નબળા થવાનું શિખવશો નહિ અને માત્ર બાહ્ય ક્રિયાઓનોજ તેમને બોધ કરશો નહિ. તેમને સ્વાવલંબી અને હિંમતવાન બનાવો. ગમે તેવી સ્થિતિમાં જય પ્રાપ્ત કરવાનું

અને સઘળાં સંકટો સહન કરવાનું તેમને શિખવો. પ્રથમ તેમને આત્માનો મહિમા સમજાવો. માત્ર વેદાન્તદ્વારાજ એ મહિમા તમને મળી શકશે. પ્રેમ અને ભક્તિના વિચારો તેમજ અન્ય ધર્મોમાં જે વિચારો છે તે પણ તેમાં છે; પણ તેનો આત્મા સંબંધી વિચાર જીવનનો અત્યંત પોષક છે. તે વિચાર ઘણોજ અલૌકિક છે. વેદાન્તમાં–માત્ર વેદાન્તમાંજ, અખિલ વિશ્વમાં મોટો ફેરફાર કરી શકે એવો આ ભવ્ય વિચાર રહેલો છે. તે વિચાર ભૌતિક અને આધ્યાત્મિક જ્ઞાનની એકવાક્યતા પણ સાધી શકશે."

વેદાન્ત ઉપરનું ભાષણ સમાપ્ત કરતે કરતે સ્વામીજી હિંદની પ્રાચીન સંસ્થાઓની ઉપયોગિતા વિષે બોધ આપવા લાગ્યા. તેમણે કહ્યું કે એ પ્રાચીન સંસ્થાઓ આપણને પ્રજા તરીકે જાળવી રાખવાને ઘણી જરૂરની છે. જ્યારે એ જરૂર મટી જશે ત્યારે એ સંસ્થાઓ એમની મેળેજ નષ્ટ થઇ જશે. તેમણે લોકોને બોધ આપ્યો કે જે પાશ્ચાત્ય પ્રજાઓએ હજી પોતાની સમાજોનીજ સ્થિરતા પ્રાપ્ત કરી નથી તે પ્રજાઓનું કંઇ પણ કહેવું સાંભળશો નહિ. સ્વામીજીએ કહ્યું કે "એક આજકાલનું બાળક, જે પરમ દિવસે તો મરી જાય તેવી સ્થિતિમાં છે તે મારી પાસે આવીને મને મારી સઘળી યોજનાઓ ફેરવી નાખવાનું કહે અને તેના કહ્યા પ્રમાણે જો હું મારી યોજનાઓને ફેરવી નાંખું તો મારા જેવો મૂર્ખ બીજો કોણ? આવી બાલકના જેવીજ સલાહ જુદા જુદા દેશોમાંથી આપણને મળતી રહે છે. તેમને હિંમતથી કહેજો કે, "તમે તમારી સમાજોનેજ એક વાર સ્થિર બનાવો અને પછીથી અમે તમારૂં કહેવું સાંભળીશું. તમે એક વિચારને બે દિવસ પણ વળગી રહેતા નથી, તમે માંહ્ય માંહ્ય લડો છો અને નિષ્ફળ નિવડો છો. વર્ષાૠતુમાં પતંગીયાં જન્મે છે અને પાંચ મિનિટમાં મરી જાય છે, તેવીજ તમારી સ્થિતિ છે. તમે પર-

પોટાની માફક ઉપર તરી આવો છો અને પાછા પરપોટાની માફક પોતાની મેળેજ નષ્ટ થઇ જાઓ છો. પ્રથમ અમારા જેવા સેંકડો વર્ષ સુધી ટકી શકે એવા નિયમો અને અમારા જેવી ટકાઉ સંસ્થાઓ ઉત્પન્ન કરો. ત્યાર પછીજ તમે અમારી સાથે વાત કરવાને લાયક થશો."

સ્વામીજીનું ભાષણ સમાપ્ત થયા પછી કેપ્ટન સેવીઅર ઉભા થયા. તેમણે કહ્યું કે તેમના ધર્મમાં તેમને જરાકે શાંતિ મળી નહિ અને જ્યારે સ્વામી વિવેકાનંદ લંડનમા આવ્યા અને વેદાન્તનો બોધ કરવા લાગ્યા ત્યારે તે અને તેમનાં પત્ની તેમનો બોધ અત્યંત ભાવથી ગ્રહી રહ્યાં. વેદાન્તના સિદ્ધાંતોની સત્યતા વિષે તેમની પક્કી ખાત્રી થઇ છે તેથી તે બંને વેદાન્તની જન્મભૂમિ ભારતવર્ષમાં વેદાન્તના સિદ્ધાંતોને મૂર્તિમાં મૂકવાને આવેલાં છે.

## પ્રકરણ ૪૪ મું-ભારતવર્ષની ભૂમિપર.

તેજ દિવસે રાત્રે સ્વામીજી અને તેમના શિષ્યો પમ્બાન ગયા. જફનાથી તે એક જહાજમાં બેસી ગયા હતા. કિનારા ઉપર તેમને સામા લેવાને માટે રામનદના મહારાજા આવ્યા હતા. પમ્બાનના શહેરીઓએ સ્વામીજીને માનપત્ર આપ્યું. માનપત્રની ક્રિયા વખતે રામનદના રાજાએ ઘણી ઉંડી લાગણીઓથી પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કર્યો. તેનો જવાબ વાળતાં સ્વામીજી શ્રોતાઓને પોતાના કર્તવ્યનું ભાન કરાવતાં કહ્યું કે, "આધ્યાત્મિક સત્યો પ્રાપ્ત કરવાને માટે આખા જગતની દૃષ્ટિ હવે ભારતવર્ષ તરફ વળી રહેલી છે. ભારતવર્ષે અખિલ વિશ્વને માટે કાર્ય કરવાનું છે. માનવજીવનનું ઉત્તમમાં ઉત્તમ આદર્શ ભારતવર્ષમાંજ મળી આવશે એ આદર્શ આપણા સંસ્કૃત સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં સમાઇ રહેલું છે. પાશ્ચાત્ય

પંડિતો એ આદર્શને સમજવાને હાલમાં ઘણું મથી રહેલા છે. એ આદર્શ હજારો વર્ષથી ભારતભૂમિનો અંગત ગુણ થઇ રહેલું છે."

અહીંઆં સ્વામીજી ત્રણ દિવસ રહ્યા અને પમ્બાન તથા રામેશ્વરના લોકોને તેમના દર્શનનો અપૂર્વ લાભ મળ્યો. બીજે દિવસે સ્વામીજી રામેશ્વર મહાદેવનાં દર્શન કરવાને ગયા. રામેશ્વરનું દેવાલય ઘણું પ્રાચીન છે. દ્વારકાં, બદ્રીનાથ, અને જગન્નાથ જેવું તે પણ એક પવિત્ર ધામ છે. પાંચ વર્ષ ઉપર તે એક પ્રવાસી સાધુ તરીકે પગે ચાલીને થાકયા પાકયા ત્યાં ગયા હતા. હાલની મુલાકાત તેથી જુદાજ સંજોગોમાં તેઓ લે છે એ સર્વ સ્વામીજીને સાંભરી આવ્યું. સર્વધર્મપરિષદથીજ ભારતવાસીઓની આંખો ઉઘડી હતી. તે પહેલાં તેમને ખબર નહોતી કે સ્વામી વિવેકાનંદ જેવો એક અસામાન્ય પુરૂષ ભારતવર્ષમાં વિસરી રહેલો છે. ભારતવાસીઓને પોતાના અસામાન્ય પુરૂષોની કેવી કદર છે? આપણે આપણા મહાપુરૂષો અને ઉત્તમ વસ્તુઓ તરફ કેવા બેદરકાર છીએ? આપણા મહાપુરૂષો ઇંગ્લાંડ કે અમેરિકામાં જઇને પાશ્ચાત્યોની છાપ મેળવે નહિ ત્યાં સુધી આપણને તેમના અસ્તિત્વની પણ ખબર પડતી નથી!

સ્વામીજી શિવાલયની નજીક આવ્યા એટલે સામે એક સરઘસ આવ્યું. સ્વામીજીને લેવાને તે આવતું હતું. તે સરઘસમાં શિવાલયના ધ્વજા, પતાકા, છત્ર અને હાથી, ઘોડા, ઉંટ વગેરે હતું, તેથી તે ઘણુંજ ભવ્ય જણાતું હતું હિંદુઓ મહાત્માઓને આવી રીતેજ માન આપે છે. તે સરઘસમાં જોડાઇને સ્વામીજી અને તેમના શિષ્યો શિવાલયમાં ગયા. શિવાલય ઘણી કારીગિરીથી બાંધવામાં આવેલું છે. શિલ્પશાસ્ત્રના અદ્ભુત અને ભવ્ય નમુનાઓ તેમાં નજરે પડે છે. ત્યાં ખાસ કરીને એક ગેલેરી (છજું) જોવા લાયક છે. બરાબર એક હજાર થાંભલા ઉપર તે બાંધવામાં આવેલી છે. હિંદની પ્રાચીન કારીગિરીનું તે આપણને

ભાન કરાવે છે. સ્વામીજીએ ફરીને તે સઘળું જોયું.

રામેશ્વર મહાદેવ જેવા પ્રખ્યાત અને અત્યંત પવિત્ર શિવાલયની પવિત્ર ભૂમિ ઉપર ઉભા રહીને સ્વામીજીએ "તીર્થ" અને "પૂજા" એ વિષયો ઉપર એક સુંદર વ્યાખ્યાન આપ્યું. સ્વામીજીએ કહ્યું કે, "ધર્મ માત્ર ધાર્મિક ક્રિયામાં સમાઇ રહેલો નથી, પણ તે પ્રેમમાં રહેલો છે. હૃદયમાં અંતઃકરણપૂર્વક ધારણ કરેલા શુદ્ધ પ્રેમમાં તે વસેલો છે. બાહ્ય પૂજા તો માત્ર આંતર પૂજાનું એક બાહ્ય ચિન્હજ છે. આંતર ભક્તિ અને પવિત્રતા એજ ખરી સત્ય વસ્તુઓ છે. ગરિબ, નિર્બળ અને રોગી મનુષ્યોને શિવ સ્વરૂપ ધારી તેમની સેવા કરનાર પુરૂષજ ખરો શિવનો ભક્ત છે. માત્ર મૂર્તિનેજ શિવ તરીકે ભજનાર મનુષ્ય ભક્તિની શરૂઆતજ કરે છે. જે મનુષ્ય ફક્ત દેવાલયોમાંજ શિવને જુવે છે તેના ઉપર શિવજી અધિક પ્રસન્ન થતા નથી; પણ ન્યાત, જાત કે ધર્મનો ભેદ રાખ્યા વગર એક પણ ગરિબ મનુષ્યને જે સહાય કરે છે તેની ઉપર શિવજી અત્યંત પ્રસન્ન થાય છે."

સ્વામીજીનું ભાષણ સાંભળીને રામનદના રાજા અત્યંત પ્રસન્ન થયા. બીજે દિવસે તેમણે હજારો ગરિબોને અન્ન વસ્ત્રાદિ આપ્યાં. એ પછી પણ તેમણે એ ક્રમ જારી રાખ્યો. પશ્ચિમમાં અપૂર્વ ફતેહ મેળવીને સ્વામીજી પોતાની માતૃભૂમિમાં પાછા આવ્યા. તેની યાદગીરીમાં હિંદના કિનારા ઉપર જે સ્થળે તેમણે પોતાનાં પવિત્ર ચરણ-કમળ પ્રથમ મુકયાં તે સ્થળે રાજાએ એક કીર્તિસ્તંભ ઉભો કર્યો. તે કીર્તિસ્તંભ ઉપર નીચેના શબ્દો લખેલા છેઃ—

"सत्यमेव जयते । રામનદના રાજા ભાસ્કર સેતુપતિએ આ કીર્તિસ્તંભ ઉભો કરેલો છે. પશ્ચિમમાં પરમપૂજ્ય સ્વામી વિવેકાનંદ વેદાન્તનો બોધ કરીને, મહત્ કીર્તિ અને જય મેળવીને પોતાના પાશ્ચાત્ય શિષ્યો સાથે હિંદમાં પાછા ફર્યા, ત્યારે આ સ્થળેજ તેમનાં

પવિત્ર પગલાં પ્રથમ મૂકવામાં આવ્યાં હતાં, તા. ૨૭ જાન્યુઆરી સને ૧૮૯૭."

તે દિવસે સાયંકાળે સ્વામીજી અને તેમના શિષ્યો રામનદ ગયા. ત્યાં તેમને ભારે માન આપવામાં આવ્યું. તેમના માનમાં કઢાડેલા સરઘસમાં રાજા જાતે પગે ચાલીને બંદોબસ્ત રાખતા હતા. પછી એક ભવ્ય મકાનમાં તેમને માનપત્ર આપવામાં આવ્યું. માનપત્રનો જવાબ આપતાં સ્વામીજીએ કહ્યું કે, "આ જગતમાં દરેક પ્રજા અમુક કાર્ય કરવાને માટેજ સરજાયલી છે. દરેક પ્રજાનાં ખાસ લક્ષણો હોય છે. ખાસ ગુણોને તે જન્મથીજ પ્રાપ્ત કરી રહેલી હોય છે. એ ગુણો અને લક્ષણોનો વિકાસ કરવામાંજ તેનું જીવન રહેલું છે. પ્રજાકિય જીવનનું સત્વ, મૂળ અને આધાર તેમાજ રહેલાં છે. ભારતવર્ષનું જીવન "ધર્મ" છે. તે ધર્મને–પ્રજા સત્વને હણુશો તો પ્રજા પોતેજ નષ્ટ થશે. પાશ્ચાત્ય સંસ્કૃતિ ભલે તમને અદ્ભુત અને પ્રકાશમય લાગે, પણ તેની પ્રગતિ ભૌતિક છે, તે મિથ્યા છે, એક પ્રભુજ ખરો છે. એક આત્માજ સત્ય વસ્તુ છે."

પાશ્ચાત્ય સંસ્કૃતિને સ્વામીજી વખોડતા હતા; પણ તેમાં જે કેટલાંક ઉત્તમ તત્વો રહેલાં છે તે દર્શાવવાનું અને તેમાં જે કંઇ શ્રેષ્ઠ લાગે તેને અનુસરવાનું કહ્યા વગર તેઓ રહેતા નહિ. વળી જુના અને નવા વિચારવાળા બંને પ્રકારના હિંદુઓમાં રહેલી ખામીઓ પણ તેઓ સમજતા. પરદેશીઓનું અનુકરણ કરી રહેલા નવા વિચારના મનુષ્યો કરતાં સ્વામીજી જુના વિચારના વૃદ્ધ મનુષ્યોને વધારે પસંદ કરતા. તેમના એ વિષેના વિચારો નીચે પ્રમાણે હતા.

"પરદેશીઓનું અનુકરણ કરી રહેલા મનુષ્યો કરતાં જુના વિચારના વૃદ્ધ મનુષ્યોને હું વધારે પસંદ કરૂંછું; કારણ કે જુના વિચારનો વૃદ્ધ ગમે તો આપણી દૃષ્ટિએ અભણ હશે, વિચિત્ર હશે, પણ

તેનામાં પુરૂષાર્થ છે, તેનામાં શ્રદ્ધા છે, તેનામાં સામર્થ્ય છે, તે સ્વાવલંબી છે. પરદેશીઓનું અનુકરણ કરનાર નવા વિચારનો મનુષ્ય સત્વહીન છે, અહીંથી તહીંથી એકઠા કરેલા વિચારોએ તેનામાં વાસ કરેલો છે: તેના વિચારોમાં એકતા, જાતીયતા તેમજ પરસ્પર સંબંધ નથી. નવા વિચારનો હિંદુ સ્વાવલંબી નથી. તેનું મગજ રાત દિવસ એક વિષયમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં ભમ્યા કરે છે અને કાર્યમાં પ્રેરનાર ઉત્સાહ તો તેનામાં છેજ નહિ."

બીજે દિવસે સ્વામીજીને તામીલ અને સંસ્કૃત ભાષાઓમાં માનપત્રો આપવામા આવ્યાં. સ્વામીજીએ તેમના યોગ્ય શબ્દોમાં જવાબ આપ્યા. રામનદના રાજાને તેમણે "રાજર્ષિ" કહીને સંબોધ્યા. ત્યાંથી સ્વામીજી પરમકુડી ગયા. ત્યાં તેમને આપેલા માનપત્રના જવાબમાં સ્વામીજીએ કહ્યું કે; દરેક સમાજનું બંધારણ બેમાંની એક વસ્તુ ઉપર મુખ્ય આધાર રાખતું હોય છે. ગમે તો તે આધ્યાત્મિક વિચારો ઉપર બંધાયલું હોય અથવા તો તે ભૌતિક વિચારો ઉપર બંધાયલું હોય, પણ આધ્યાત્મિક વિચારોજ માનવ જીવનને વાસ્તવ સુખ અને શાશ્વ-તપણું આપી શકે છે. મનમદુરામાં પણ સ્વામીજીને માનપત્ર આપવામાં આવ્યું. તેમાં દર્શાવ્યું હતું કે ભારતવર્ષમાં ખ્રિસ્તીઓ અને મુસલ-માનોની સંખ્યા વધતી જાય છે. સ્વામીજીએ તેનો જવાબ આપતાં જણાવ્યું કે તેમાં હિંદુઓનોજ દોષ રહેલો છે; કારણ કે હિંદુઓ ગરિબ અને સામાન્ય વર્ગોને ધાર્મિક તેમજ વ્યવહારિક કેળવણી આપ-વાનું ભૂલી ગયા છે. સ્વામીજીએ ભાર દઇને કહ્યું કે તમે વૃદ્ધ પંડિતો પાણી જમણે હાથે પીવું કે ડાબે હાથે પીવું ? એવા નજીવા પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આખો જન્મારો ગાળી નાંખોછો; તેના કરતાં સામાન્ય વર્ગોને કેળવણી આપવામાં સમય વ્યતીત કરો તો કેવું સારૂં ! સમજુ અને ધનવાન વર્ગોએ પોતાનાથી નીચલા વર્ગો તરફ બેકાળજી

રાખવાથીજ પ્રજા અધોગતિને પ્રાપ્ત થતી જાય છે અને તેની શારિરીક તેમજ માનસિક શક્તિનો હ્રાસ થતો જાય છે. આજકાલ હિંદુ **પ્રજાનો ધર્મ બસ પાણીયારામાં અને રસોડામાંજ આવી રહેલો છે! રસોઇનાં અને પાણીનાં પાત્રોજ તેમનો ઈશ્વર બની રહેલાં છે!**

ત્યાંથી સ્વામીજી મદુરા ગયા. ત્યાંના લોકોએ પણ સ્વામીજીને માન આપવામાં પાછી પાની કરી નહિ.

કુંભાકોનમમાં મળેલા માનપત્રનો ઉત્તર આપતાં સ્વામીજીએ સમજાવ્યું કે, જગતમાં માત્ર વેદાન્ત ધર્મજ સૌથી શ્રેષ્ઠ છે. કારણ કે તે નિત્ય સત્યોનો બનેલો છે. એ વેદાન્તજ અખિલ વિશ્વનો ધર્મ થઇ રહેશે. તેનું કારણ એ છે કે તેમાં નૈતિક નિયમોનો પાયો તત્વજ્ઞાન ઉપર રચાયલો છે. બીજા કોઇ પણ ધર્મમાં તમને એવું મળશે નહિ. વળી જગતનાં સઘળાં શાસ્ત્રોમાં એકલાં હિંદુશાસ્ત્રોના સિદ્ધાંતોજ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રોનાં તત્વોને અનુકુળ છે. અખિલ વિશ્વની એકતા પ્રતિપાદન કરનારો વેદાન્તનો ભવ્ય સિધ્ધાંત યૂરોપના વિચારવંત પુરૂષો આપણી પાસેથી લેવા ઇચ્છા રાખે છે.

યૂરોપની વૈજ્ઞાનિક શોધખોળોથી યૂરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓએ હાલમાં સિદ્ધ કર્યું છે કે હું, તમે, સૂર્ય, ચંદ્ર અને તારાઓ, સર્વે વસ્તુઓ સમષ્ટિરૂપી એકજ અપરિમિત મહાસાગરનાં નાનાં મોટાં મોજાંઓ છીએ; પરંતુ હિંદુ માનવશાસ્ત્રે તો હજારો વર્ષ પૂર્વેથી એ વાત સાબીત કરી મૂકેલી છે. વળી તેથી પણ આગળ વધીને વેદાન્તે સમજાવ્યું છે કે દૃશ્યમાન થતા સર્વે જડ પદાર્થોની પાછળ સત્તા રૂપે રહેલો આત્મા પણ એકજ છે. કુંભાકોનમથી સ્વામીજી મદ્રાસ ગયા.

## પ્રકરણ ૪૫ મું-મદ્રાસમાં અપૂર્વ માન.

કુંભાકોનમ અને મદ્રાસની વચમાં આવેલાં સ્ટેશનો ઉપર સ્વામીજીને જે માન આપવામાં આવ્યું હતું તેનું વર્ણન આપવું અશક્ય છે. નાનાં મોટાં સઘળાં સ્ટેશનો ઉપર હજારો માણસો તેમનાં દર્શન કરવાને ભેગાં થઇ રહ્યાં હતાં. કેટલાંક નાનાં સ્ટેશનો ઉપર આગગાડી ઉભી રહેતી નહોતી ત્યાં લોકો આઘેથી તેમનાં દર્શન કરીને પોતાને ધન્ય માનતા હતા. સ્વામીજીનાં દર્શનને માટે લોકો કેવા આતુર હતા તેનો ખ્યાલ નીચેના વર્ણનથી આવી શકશે.

કુંભકોનમથી મદ્રાસ જતાં રસ્તામાં એક નાનું સ્ટેશન આવતું હતું. આગગાડી ત્યાં ઉભી રહેવાની નહોતી. અસંખ્ય મનુષ્યો સ્વામીજીનાં દર્શન કરવાને સ્ટેશન ઉપર એકઠા થયા હતા. આગગાડી ત્યાં ઉભી રહેવાની નથી એમ જાણીને તેમણે તેને ઉભી રાખવાને સ્ટેશન માસ્તરને અરજ કરી, પણ તેણે ના પાડી. લોકોએ ઘણા અધીરા બની ફરી ફરીને આજીજી કરી, પણ કંઇ વળ્યું નહિ. આથી ગાડી આવતી દૂરથી જણાતાંજ ઘણા લોકો રેલ્વેના પાટા ઉપર સુઇ ગયા! સ્ટેશન માસ્તરને શું કરવું તે નહિ સુઝવાથી નાસી ગયો. આગગાડીમાંથી એંજીન ચલાવનારે જોયું તો પાટા ઉપર હજારો મનુષ્યોને પડેલાં જોયાં. તેણે તરતજ ગાડી ઉભી રાખી. સ્વામીજીના ડબ્બાની આસપાસ લોકો ફરી વળ્યા અને તેમનાં દર્શન કરીને હર હર મહાદેવના હર્ષનાદ કરી રહ્યા. લોકોનો અત્યંત ભાવ જોઇને સ્વામીજી ડબ્બામાંથી બહાર આવ્યા અને કેટલીક મિનિટ સુધી ઉભા રહ્યા. તેમણે પ્રીતિથી પોતાના બંને હાથ લંબાવીને સર્વને આશિર્વાદ આપ્યા.

સ્વામીજી આવે છે એવી ખબર તારથી મળતાંજ આખા મદ્રાસ શહેરમાં ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો. તેમને આવકાર આપવાની ભારે

તૈયારીઓ થવા લાગી. મદ્રાસ શહેરના સઘળા રસ્તાઓને અને મહોલ્લાઓને શણગારવામાં આવ્યા અને રસ્તામાં કમાનોવાળા સત્તર દરવાજા ઉભા કરવામાં આવ્યા. "પૂજ્ય વિવેકાનંદ ઘણું જીવો." "ભારતવર્ષ વિવેકાનંદને આવકાર આપે છે." "શાંતિપ્રસારક દેવદૂત, તમારો જય હો!" "શ્રી રામકૃષ્ણ પરમહંસના કીર્તિવંત શિષ્ય." "एकं सत् विप्रा बहुधा वदन्ति।" વગેરે શબ્દો તે કમાનો ઉપર લખવામાં આવ્યા હતા. સ્વામીજી આવ્યા તે દિવસે લોકોનું એક મોટું ટોળું તેમને સામા લેવાને સ્ટેશન ઉપર ગયું. જસ્ટીસ સુબ્રહ્મણ્ય આયર અને તેમના જેવા બીજા પુરૂષો પણ તેમાં હતા.

ગાડી પાસે આવી પહોંચતાંજ લોકોના હર્ષનો પાર રહ્યો નહિ. સ્વામીજીને પુષ્પહાર પહેરાવ્યા પછી સર્વે એક સરઘસના આકારમાં ગોઠવાઇ ગયા અને સ્વામીજીને ગાડીમાં બેસાડીને શહેરમાં લઇ જવામાં આવ્યા. સરઘસ પેલી સત્તર કમાનોવાળા દરવાજાઓમાં થઇને પસાર થયું. સરઘસમાં લગભગ દસ હજાર માણસો ભાગ લઇ રહ્યાં હતાં. આખે રસ્તે "હર હર મહાદેવ" તેમજ "જય રામકૃષ્ણ, વિવેકાનંદ" ના પોકારો થયા કરતા હતા. થોડેક રસ્તે ગયા પછી સ્વામીજીની ગાડીના ઘોડા છોડી નાંખવામાં આવ્યા અને લોકો તેને ખેંચીને લઇ ગયા. કેસલ કર્નાનમાં તેમને ઉતારો આપવામાં આવ્યો.

મદ્રાસ સ્વાગતમંડળ, વિદ્વત વૈદિક સભા, સંસાર સુધારા સમાજ, ખેત્રીના મહારાજા, તેમજ બીજાં અનેક મંડળો તરફથી સંસ્કૃત, ઇંગ્લીશ, તામીલ અને તેલુગુ ભાષામાં લખાયલાં વીસેક માનપત્રો વંચાયા બાદ સ્વામીજીને ભેટ કરવામાં આવ્યાં. સઘળાં માનપત્રોનો જવાબ મકાનમાં આપવો અશક્ય હતો; કારણ કે લગભગ દસ હજાર માણસો ત્યાં એકઠાં થયાં હતાં અને મકાનમાં ઉભા રહેવાની જગ્યા પણ નહોતી, એથી કરીને સ્વામીજી મકાનની બહાર આવ્યા

અને એક મોટા મેદાનમાં એક ગાડી ઉપર ચડી હાંકનારની તે જગ્યાએ ઉભા રહીને એક ટુંકો જવાબ આપ્યો અને માણુસોની પડાપડી અને અવ્યવસ્થાને લીધે વધારે કહેવાનું બીજા કોઈ પ્રસંગને માટે મુલતવી રાખ્યું. એ વખતનો દેખાવ ઘણોજ રમણીય હતો, કારણ કે ગાડી ઉપર ઉભેલા સ્વામીજીને જોઇ રથમાં ઉભા રહી અર્જુનને બોધ કરી રહેલા શ્રીકૃષ્ણ સર્વને યાદ આવતા હતા.

સ્વામીજીના આગમનના સંબંધમાં "મદ્રાસ ટાઇમ્સ પત્રે" નીચે પ્રમાણે લખ્યું હતું:—

"છેલ્લાં કેટલાંક અઠવાડીયાંથી મદ્રાસના લોકો ઘણીજ આતુરતાથી સ્વામી વિવેકાનંદના આગમનની રાહ જોઇ રહ્યા હતા. મદ્રાસમાં તેમનું નામ દરેક મનુષ્યના મુખમાંથી નીકળી રહ્યું છે. શાળા, પાઠશાળા, કોલેજ, હાઇકોર્ટ અને મદ્રાસના મહોલ્લાઓ તથા બજારોમાં પણ હજારો મનુષ્યો "સ્વામી વિવેકાનંદ ક્યારે આવશે" એમ પૂછતા નજરે આવે છે. મદ્રાસમાં પરિક્ષા આપવાને આવેલા હજારો વિદ્યાર્થીઓ પરિક્ષા થઇ જવા છતાં સ્વામીજીનાં દર્શન કરવાને રોકાયલા જોવામાં આવે છે. સ્વામીજીને આવકાર આપવાને સર્વત્ર ભારે તૈયારીઓ ચાલી રહી છે. ઇ. ઇ."

મદ્રાસના બીજા એક મુખ્ય વર્તમાનપત્રે લખ્યું હતું કે:— "આવો સઘળા લોકોની સંમતિવાળો અને ઉત્સાહભર્યો આવકાર કોઇ હિંદુ કે યૂરોપિયન સદ્‌ગૃહસ્થને કે રાજાને મદ્રાસમાં અત્યાર અગાઉ અપાયલો મદ્રાસના લોકોએ ઘણાં વર્ષથી જોયો નથી. સ્વામી વિવેકાનંદને જે અપૂર્વ ભાવથી મદ્રાસના લોકોએ વધાવી લીધા હતા તેના કરતાં વધારે પ્રેમદર્શક, વધારે હૃદયગ્રાહી અને વધારે શુભ ચિન્હ સુચક આવકાર કોઇને પણ મળ્યો હોય એમ મદ્રાસના વૃદ્ધમાં વૃદ્ધ માણુસોને પણ યાદ આવતું નથી. અમે ખાત્રીથી કહીએ

છીએ કે આ બનાવ ઉછળતી પ્રજાના હૃદયમાં સદાએ જાગૃત રહેશે."

ઉપર પ્રમાણે સ્વામીજી કોલંબોથી મદ્રાસ સુધીમાં માન મેળવી રહ્યા હતા, પણ એતો માત્ર શરૂઆતજ હતી. જેમ ખુશાલીમાં દૂરથી કરાયલો તોપનો અવાજ-ધ્વનિ સર્વત્ર ફેલાઇ જાય છે અને તેમાંથી પાછો પ્રતિધ્વનિ નીકળી સઘળાં સ્થળોમાં પ્રસરી રહે છે તેમ સ્વામીજીના આગમનથી લોકોની ખુશાલી અને ઉત્સાહ જેમ જેમ તે હિંદુસ્તાનમાં આગળ વધતા ગયા તેમ તેમ વધારેને વધારે વધતો ગયો અને તેનો ધ્વનિ-પ્રતિધ્વનિ સિલોનથી હિમાલય સુધી વ્યાપી રહ્યો; અને ભારતવર્ષની જાગૃતિનાં શુભ ચિન્હ તેમાં સર્વને જણાઇ રહ્યાં.

મદ્રાસમાં સ્વામીજી જે નવ દિવસ રહ્યા તે દિવસો મદ્રાસના લોકોને મન "નવરાત્રિના દિવસો જેવાજ હતા. મદ્રાસીઓનો ઘણો ઉત્સાહ જોઇ સ્વામીજીને પણ નવો ઉત્સાહ આવ્યો હતો અને પોતાનાં ભાષણોમાં તેમણે હિંદુઓની જવાબદારી, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય આદર્શો તેમજ વેદાન્તની આવશ્યકતા ઘણી સુંદર રીતે પ્રતિપાદન કરી હતી. સ્વામીજીની અનુપમ વક્તૃત્વશક્તિ અને વિષયને પ્રતિપાદન કરવાની મોહક કળા જોઇને મદ્રાસના પ્રખ્યાત "હિંદુ" પત્રે લખ્યું હતું કે:—

"સ્વામીજી જેવી અદ્દભુત વક્તૃત્વ શક્તિવાળો વક્તા મદ્રાસના વૃદ્ધમાં વૃદ્ધ મનુષ્યના પણ જોવામાં આવ્યો નથી."

સ્વામીજીનું પહેલું ભાષણ "મારા કાર્યની યોજના" ઉપર થયું હતું. સ્વામીજીએ કહ્યું કે; "મેં અમેરિકામાં જોયું છે કે ત્યાં સામાજીક જીવન ઉપર ધર્મની વ્યવહારિક અસર કેવી થશે તે વાત પ્રથમ સમજાવ્યા વગર ધર્મનો બોધ હું કરી શકતો નહોતો. વેદાન્તથી રાજકીય વિષયોમાં કેવા અદ્દભુત ફેરફારો થઈ રહેશે એ સમજાવ્યા

વગર ઇંગ્લાંડમાં પણ હું વેદાન્તનો બોધ કરી શકતો નહોતો. તેવીજ રીતે હિંદમાં નવો સામાજીક સુધારો તેના ધાર્મિક જીવનમાં કેટલો વધારો કરી શકશે, અથવા અમુક રાજકીય વિષયથી પ્રજાના વ્હાલા ધર્મમાં કેટલો ઉમેરો થશે, તે સમજાવ્યા પછીજ સામાજીક કે રાજકીય વિષયનો બોધ કરવાનો છે. જેમ દરેક મનુષ્ય પ્રથમ પોતાની પ્રસંદગી નક્કી કરીને પછીજ કાર્ય કરે છે તેમજ દરેક પ્રજા પણ કરે છે. આપણે હજારો વર્ષ પૂર્વે આપણી પસંદગી કરી લીધેલી છે અને આપણે કરેલી પસંદગી કંઇ ખોટી નથી."

સ્વામીજીનું માનવું એવું હતું કે ભારતવર્ષમાં કાંઇ પણ સામાજીક કે રાજ્યવિષયક સુધારણા કરતાં પહેલાં પ્રજામાં ધર્મભાવનાની જાગૃતિ કરવી જોઇએ. ઉપર ઉપરથી જોનારને ભારતવાસીઓ ગમે તેવા જણાતા હશે; પણ તેમના હૃદયમાં શ્રદ્ધા, ભક્તિ અને મુમુક્ષુતા ઉંડાં પ્રવેશી રહેલાં છે.

પ્રાચીન સમયમાં ભારતવર્ષનું ધ્યેય ધર્મ હતો. મુસલમાનોના રાજ્યમાં અનેક સંકટો પડવા છતાં પણ હિંદુ પ્રજા પોતાના ધર્મને લીધેજ ટકી રહી હતી. ધર્મ વડેજ હિંદ પ્રાચીન સમયે જગતમાં સર્વોપરિ સ્થાન ભોગવી રહ્યું હતું. ધર્મ વડેજ હિંદના મહાન ઋષિયો જગતને અનુપમ તત્વજ્ઞાન આપવાને શક્તિમાન થયા હતા. ધર્મ વડેજ હિંદમાં નિઃસ્વાર્થ બુદ્ધિ, સાદું જીવન, પરોપકાર અને સાધુતા વસી રહેલાં હતાં, અને ધર્મ વડેજ હિંદમાં સંપ અને ઐક્ય વાસ કરી રહેલાં હતાં. અત્યારે ભારતવર્ષ જે દુર્દશામાં આવી પડેલો છે તેમાંથી તેને જાગૃત કરવાનો ઉપાય પણ ધર્મજ હોવાથી સ્વામીજી કહેતા હતા કે, પ્રજાની ધર્મ વૃત્તિને જાગૃત કરો, તેના હૃદયના ઉંડા ભાવોને ખીલવો, તેની ગૂઢ આંતર શક્તિઓનો અભ્યાસ કરીને તેમનું પોષણ કરો અને તેમને યોગ્ય માર્ગે વાળો; એટલે અખિલ ભારતવર્ષનું સામર્થ્ય

પ્રગટી નીકળશે અને તેનો ઉત્કર્ષ સધાશે. સામાજીક સુધારો કે રાજ્યવિષય; સુધારો હિંદના હૃદયને ખેંચી શકતો નથી, તેનું એજ કારણ છે કે પ્રજાનો આત્મા હજારો વર્ષથી ધર્મ સાથેજ બંધાઇ રહેલો છે. માટે હિંદુઓનું પ્રથમ કર્તવ્ય એજ છે કે ઉપનિષદો, મઠો અને અરણ્યોમાં દટાઇ રહેલાં અદ્‌ભુત ધાર્મિક સત્યોને બહાર કહાડી રાજમહેલોથી તે ઝુંપડાં સુધી–દરેક સ્થળમાં તેનો પ્રચાર કરવો અને પ્રજાના આત્માને જાગૃત કરવો. પ્રજામાં આવી ધાર્મિક જાગૃતિ લાવ્યા સિવાય સામાજીક કે રાજ્યવિષયક સુધારો હિંદમાં વ્યર્થજ જશે એમ સ્વામીજીને તેમનો અનુભવ કહી રહ્યો હતો.

ભારતવર્ષમાં અનેક મનુષ્યો સ્વદેશાભિમાનનો ઝુંડો હાથમાં લઇને ફરતાં જણાય છે; અનેક મનુષ્યો સ્વદેશસેવા, દેશભક્તિ, વગેરેની વાતો કરતા માલમ પડે છે; કેટલાક સભાઓ, કોન્ફરન્સો અને કોંગ્રેસોમાં વાકચાતુર્યથી ભારે ગર્જનાઓ કરી ક્ષણવાર લોકપ્રીતિ પ્રાપ્ત કરતા નજરે પડે છે; પરંતુ તેમના ઉદ્‌ગારો હૃદયમાંથી નીકળતા હોય એમ જણાતું નથી. તેમની દેશસેવા કે લોકભક્તિ માત્ર મુખમાંજ રહેલી હોય છે. એવી શુષ્ક સેવા ભારતવર્ષના આત્માને સ્પર્શ કરી શકતી નથી. સેવાના એવા મિથ્યા ડોળથી ભારતવર્ષનું કલ્યાણ સધાતું નથી. ભારતવાસીઓની સ્વદેશ પ્રીતિની પરિક્ષા કરવાને સ્વામીજી તેમને નીચેના પ્રશ્નો પૂછી રહ્યા હતા;—

"લોકોને માટે તમને લાગણી થાય છે? પ્રાચીન ઋષિઓ અને દેવતાઓના કરોડો વંશજો જંગલી જેવા બની રહેલા છે એ જોઇને તમને ખેદ થાય છે? ઘણાં વરસથી હજારો મનુષ્યો ભૂખમરો વેઠી રહેલાં છે અને આજે પણ ઘણાં ક્ષુધાથી પીડાય છે એ જોઇને તમારો જીવ બળે છે? એક કાળા વાદળાની માફક અજ્ઞાન ભારતવર્ષ ઉપર છવાઇ રહેલું છે તે તમને દેખાય છે? એ જોઇને તમારા મનમાં

ક્ષોભ ઉત્પન્ન થાય છે? એ જોઇને રાતે તમને નિંદ્રા ન આવે એવું બને છે? એ વિચાર તમારા રક્તમાં, શિરાઓમાં અને હૃદયના ધબકારાઓમાં પ્રવેશ કરી રહેલો છે? એ વિચારથી તમે ગાંડા જેવા બની રહેલા છો? તમે તમારૂં નામ, કીર્તિ, સ્ત્રી, પુત્રાદિ, માલમિલકત અને શરીરને પણ ભૂલી જઇ ભારતવર્ષના દુઃખના વિચારમાં તલ્લીન થઇ રહેલા છો? સ્વદેશભક્તિનું એજ પ્રથમ લક્ષણ છે. જો ઉપર દર્શાવેલી લાગણીઓ તમારામાં હશે તો તમારામાંનો દરેક જણ અદ્ભુત કાર્યો કરી શકશે. તમારે ભાષણો કરવાની જરૂર નથી. તમારૂં મુખજ તમારો ભાવ પ્રદર્શિત કરશે. તમે એક ગુફામાં ભરાઈ રહેશો તો પણ તમારા પ્રબળ વિચારો પત્થરની દિવાલોને પણ તોડીને બહાર પ્રસરશે. કોઈપણ ઉત્કટ વિચાર, ખરી લાગણી અને પવિત્ર હેતુની સત્તા એવી જબરી છે."

સ્વામીજીનું બીજું ભાષણ "આર્યજીવનમાં વેદાન્તનું સ્થાન" એ વિષય ઉપર થયું હતું. મદ્રાસમાં તેમણે જે ભાષણો આપ્યાં હતાં તેમાં સ્વામીજીએ ભારતવર્ષને લગતા કેટલાક પ્રશ્નોનું નિરાકરણ દર્શાવ્યું છે. હિંદુઓમાં પેસી ગયેલી અવ્યવસ્થા, અશ્રદ્ધા અને મતમતાંતરો સામે તેમણે સખત પોકાર ઉઠાવ્યો છે અને પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતોમાં રહેલી એકવાક્યતાનું ભાન કરાવ્યું છે. હિંદુ તત્વજ્ઞાન કે ધર્મ તરફ શંકાની નજરથી જોનાર હિંદુઓને તેમણે એકતરફી, અધુરા વિચારના અને પાશ્ચાત્ય શિક્ષણથી ખોટે માર્ગે ચ્હડી ગયેલા કહી વખોડયા છે અને હિંદના સાધુઓનાં જીવનરહસ્યો સમજાવી, શાશ્વત્ સુખ અને અનુપમ સામર્થ્ય સંપાદન કરવાની કુંચી બતાવી છે. એટલા માટે તેમનાં ભાષણોનો કંઇક સાર અહીં આં આપવો આવશ્યક લાગે છે.

સ્વામીજીએ પોતાના બીજા ભાષણમાં વેદાન્ત એટલે શું? વેદાન્ત ધર્મ કયો કહેવાય? વગેરે સમજાવ્યું છે. કેટલાક મનુષ્યોને ઉપનિષદોના સિદ્ધાંતોમાં પરસ્પર વિરોધ ભાસે છે. તેમનો મતનું ખંડન કરવાને અને તેમની એકવાક્યતા પ્રતિપાદન કરવાને સ્વામીજી સર્વને કહી રહ્યા હતા કે, "દ્વૈતવાદીએ અને અદ્વૈતવાદીએ પરસ્પર વિરોધ કરવો ન જોઇએ. ભારતવર્ષના પ્રજાકીય જીવનમાં બંનેને માટે અગત્યનું સ્થાન છે. અદ્વૈતવાદીની માફક દ્વૈતવાદી પણ પ્રજાના ધાર્મિક જીવનનોજ એક ભાગ છે અને બંને એક બીજા માટે ઉપકારક હોઇને એકના વગર બીજો રહી શકેજ નહિ. ભારતવર્ષનો ધર્મ એક મહેલ જેવો છે. અદ્વૈતવાદ તે મહેલનું શિખર છે અને દ્વૈતવાદ તેનો પાયો છે. દ્વૈતવાદ માનવ જીવનરૂપી વૃક્ષનું મૂળ છે અને અદ્વૈતવાદ તે વૃક્ષનું ઉત્તમ ફળ છે."

સ્વામી વિવેકાનંદ શ્રીમત્ શંકરાચાર્યના અનુયાયી હતા તો પણ કેટલીક બાબતોમાં તે શ્રીરામાનુજને વધારે પસંદ કરતા. સ્વામીજીએ પોતાના એક ભાષણમાં કહ્યું હતું કેઃ—

"શ્રીમત્ શંકરાચાર્યમાં અગાધ બુદ્ધિ હતી, પણ હું બ્હીતો બ્હીતો કહું છું કે રામાનુજનું હૃદય વધારે વિશાળ હતું. તેમને દુઃખી મનુષ્યોને માટે બહુ સહાનુભૂતિ હતી. તેમણે ધાર્મિક ક્રિયાઓ તરફ લક્ષ આપી તેને બને તેટલી સાદી અને શુદ્ધ બનાવી હતી તેમજ કેટલીક તેવી નવી ક્રિયાઓ પણ સ્થાપિત કરી હતી. લોકોને માટે તેમણે પૂજાના નવીન માર્ગો શોધી કહાડ્યા હતા. લોકોને તેમની જરૂર હતી. વળી બ્રાહ્મણથી તે અસ્પર્શ્ય સુધીના સર્વને ઉંચી ધાર્મિક પૂજા કરવાની છૂટ તેમણે આપી હતી."

ઉપનિષદો વિષે બોલતાં સ્વામીજીએ જણાવ્યું કે ઉપનિષદોનું સાહિત્ય સર્વોત્તમ છે. તેમાં સમાઇ રહેલું તત્ત્વજ્ઞાન સર્વોપરી છે.

શાસ્ત્રો તરીકે જે મોક્ષનો માર્ગ તે દર્શાવી રહેલાં છે તે અદ્દભુત છે. વિશ્વમાં વ્યાપી રહેલી ભવ્યતાનો તે અલૌકિક ચિતાર આપી રહેલાં છે. તેમની ભાષા ચમત્કારિક છે. ઉપનિષદોના સાહિત્યમાં હિંદુ પ્રજાની વિશાળ આંતરદૃષ્ટિનું આપણને દર્શન થાય છે. ઉપનિષદોમાંથી આપણને શો બોધ મળે છે? તેમના વાંચનથી શી ફળપ્રાપ્તિ આપણને થાય છે? સ્વામીજી એ વિષે છાતી ઠોકીને કહેતા હતા કે "ઉપનિષદોના વાંચનથી મારામાં અખૂટ સામર્થ્ય આવેલું છે; કારણ કે "અભય" (નિડરતા) એ શબ્દ ઉપર માત્ર ઉપનિષદોમાંજ પુરતો ભાર મૂકાયલો છે. સામર્થ્યનો ધ્વનિ પણ તેના દરેક પૃષ્ઠમાં નીકળી રહ્યો છે. તે કહે છે કે ઓ મનુષ્ય! નિર્બળ બનીશ નહિ. સામર્થ્ય, સામર્થ્ય અને સામર્થ્યનીજ આપણાં ઉપનિષદો મોટી ખાણ છે. આખા જગતને બળવાન બનાવી મૂકે એવું અદ્દભુત સામર્થ્ય તેમાં રહેલું છે. તેમનાથી અખિલ વિશ્વ ઉત્સાહમય, સુદૃઢ અને શક્તિવાન થઇ શકે તેમ છે. વિશ્વની સઘળી પ્રજાઓમાં, સઘળા પંથોમાં અને સઘળી જાતિઓમાં જે કોઇ નિર્બળ હશે, દુઃખી હશે, બીજાની સત્તા તળે ચગદાઇ જતા હશે, તે સર્વેને તે રણવાધના અવાજથી સ્વાવલંબી અને સ્વતંત્ર થવાનો બોધ કરશે. સ્વાતંત્ર્ય—શારીરિક સ્વાતંત્ર્ય, માનસિક સ્વાતંત્ર્ય, આધ્યાત્મિક સ્વાતંત્ર્ય, એજ ઉપનિષદોનો મહામંત્ર છે."

સ્વામીજીનું કહેવું યથાર્થજ હતું. ઉપનિષદોના અનુસરણથીજ આર્યપ્રજા એકવાર ઉત્સાહી અને સામર્થ્યવાન બની રહી હતી. ઉપનિષદોનો સમય જનક જેવા રાજાઓથી વિભૂષિત હતો. વશિષ્ઠ જેવા વિદ્વાન ઋષિઓ અને ગાર્ગી જેવી પંડિતાઓથી તે અલંકૃત હતો. તે સમયમાં સર્વત્ર બળ અને ઉત્સાહ વ્યાપી રહેલાં હતાં; અને આર્યપ્રજા ધન ધાન્યાદિથી સંતુષ્ટ થઇ પોતાનો સમય અધ્યાત્મ

ચિંતન કે શાસ્ત્રના અભ્યાસમાં વ્યતીત કરતી હતી. સર્વત્ર સત્ય, બ્રહ્મચર્ય અને અહિંસા, રે, आत्मवत् सर्वभूतेषु । એ સિદ્ધાંતનું પાલન થઇ રહ્યું હતું. વિદ્વાન અને વિદુષીઓ અહીં તહીં વિચરતાં જણાતાં હતાં. રાજાઓના દરબારો વિદ્વાનોની વિદ્યાનાં વિહારસ્થાન બની રહ્યાં હતાં. ઘણા ક્ષત્રિય રાજાઓ બ્રહ્મવિદ્યાને રૂડે પ્રકારે જાણતા અને તેનો બોધ બીજાઓને કરતા. એ સમયે સર્વત્ર શાંતિ અને સુખ વ્યાપી રહેલાં હતાં.

ભારતવર્ષના માનનીય અને વિદ્વાન વક્તા બાબુ સુરેન્દ્રનાથ બેનરજી કહે છે કે, "જે સમયનું આપણને સ્મરણ પણ થઇ શકતું નથી એવા ઘણા પ્રાચીન સમયમાં અમારા પૂર્વજો લાખો મનુષ્યોને ધાર્મિક બોધથી અત્યંત શાંતિ પ્રાપ્ત કરાવી રહ્યા હતા. અત્યારે અને ભવિષ્યકાળમાં પણ તેમના સિદ્ધાંતો અસંખ્ય સ્ત્રી પુરૂષોને શાંતિ આપી શકશે."

પણ અત્યારે! અત્યારે તો ભારતવર્ષમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન ભૂલાયાં છે. સુખ અને શાંતિનું મૂળ ઉપનિષદોના રહસ્યમાં રહેલું છતાં તેમનો અભ્યાસ અને અનુસરણ કોણ કરે છે? પરિણામ એ આવ્યું છે કે ભારતવર્ષમાં સુખ અને શાંતિનો હ્રાસ થતો આવ્યો છે. ત્યારે બીજી તરફ યૂરોપના મહાન વિચારકો એજ ઉપનિષદોનું અધ્યયન કરી અલૌકિક શાંતિને ભોગવતા નજરે આવે છે. મેકસમુલર, ડ્યુસન, શોપનહોર વગેરે પાશ્ચાત્ય પંડિતોએ સંસ્કૃત વિદ્યારૂપી ક્ષેત્રને ખેડી તેમાંથી ઉત્તમ ફળ પ્રાપ્ત કરેલાં છે. એ ફળ એટલાં બધાં અમૂલ્ય અને અદ્ભુત છે કે જગત્ તેમના તરફ સાનંદાશ્ચર્યથી જોઇ રહેલું છે. આપણા પૂર્વજોનાં અને પાશ્ચાત્ય વિચારકોનાં દૃષ્ટાંતો આપણને બોધ આપી રહેલાં છે કે આ જગતમાં મનુષ્યોએ સુખ, શાંતિ, ઉત્સાહ અને બળ પ્રાપ્ત કરવાં હોય તો તેમણે ઉપનિષદોના સિદ્ધાંતોનું પઠન

કરીને તે પ્રમાણે પોતાના ચારિત્ર્યને ઘડવું.

ઉપર પ્રમાણે સ્વામી વિવેકાનંદે આપણને ઉત્સાહ અને બળની કુંચી સમજાવી છે. આર્થિક, સામાજીક, ઔદ્યોગિક, વગેરે સર્વ પ્રવૃત્તિઓમાં નીતિ, ઔદાર્ય, ઉત્સાહ અને બળ પ્રેરવાને માટે ઉપનિષદોનું અધ્યયન આવશ્યક છે; કેમકે ઉપનિષદો એ નીતિમત્તા અને આત્મબળની ખાણ છે.

સ્વામીજીનું ત્રીજું ભાષણ "હિંદુસ્તાનના ઋષિમુનિઓ" એ વિષય ઉપર થયું હતું. ઋષિઓનું સ્મરણ કરાવતાં સ્વામીજીના મનમાં ભારતવર્ષનો કીર્તિવંત પ્રાચીન સમય ખડો થઇ રહ્યો. એ પ્રાચીન સમયનો પુરેપુરો ઇતિહાસ આપણને મળી આવતો નથી. આપણી પૌરાણિક કથાઓમાંથી તેના ગૌરવનો કંઇક કંઇક ભાસ આપણને થાય છે. હિંદુ શાસ્ત્રોમાં જે નિત્ય સત્યોને પ્રતિપાદન કરવામાં આવેલાં છે, તે નિત્ય સત્યોના દૃષ્ટા ઋષિઓ કહેવાય છે. "ઋષિ" એટલે શું ? સ્વામીજીએ એ વિષે પોતાના ભાષણમાં કહ્યું હતું કે, પરમાર્થિક સત્યોનો સાક્ષાત્કાર કરવાને માટે તેઓ સઘળી ભૌતિક આસક્તિઓને દૂર કરી એકનિષ્ઠ અભ્યાસ કરીને મન, ઇંદ્રિયો અને પ્રાણથી પણ અતીત એવા પરમાત્મ તત્ત્વનો સાક્ષાત્કાર કરી ચૂકયા હતા. તેઓ રાગ દ્વેષથી વિમુક્ત હતા. તેઓ જગતને હલાવી મૂકે તેવા ચારિત્ર્યવાન અને ભવ્ય હતા. પારમાર્થિક સત્યોનો સાક્ષાત્કાર કરીને તેઓ અખિલ વિશ્વના લોકોને કહી રહ્યા હતા કે, "બાળકો ! તમે હજી ઇંદ્રિયોનાજ ગુલામ છો, પણ એ ઇંદ્રિયસુખ તો ક્ષણિકજ છે. એ સુખને અંતે તો દુઃખજ રહેલું છે. માટે એવા સુખની આસક્તિ ત્યજી સત્ય સુખના પ્રેમી બનો."

પોતાના એક ભાષણમાં સ્વામીજીએ હિંદના કેટલાક અવતારી પુરૂષોની અગત્યતા અને મહત્તા સમજાવી હતી. તેમણે કહ્યું હતું કે

"મુનિ વાલ્મીકીએ શ્રીરામનું અનુપમ ચરિત્ર આપણી આગળ આદર્શરૂપે મૂકેલું છે. શ્રીરામ સત્ય, નીતિ અને શૌર્યની સાક્ષાત્ મૂર્તિ હતા. તે નમુનેદાર પુત્ર હતા. પતિ તરિકે, પિતા તરિકે અને રાજા તરિકે પણ તેમનું વર્તન સર્વોપરિ હતું. મહાન કવિ વાલ્મીકીએ શ્રીરામનું ચરિત્ર જે સાદી, શુદ્ધ અને સુંદર ભાષામાં વર્ણવેલું છે તેના કરતાં વધારે સરળ કે સુંદર ભાષા બીજી કોઇ હોઇ શકેજ નહિ. અને સીતાજી વિષે તો શું કહેવું? **ભૂતકાળના સઘળા સાહિત્યને ઉથલાવી નાંખો, પણ બીજી "સીતા" તમને જડશેજ નહિ.** ભવિષ્યકાળ માટે પણ હું તમને ખાત્રીથી કહું છું કે એવી બીજી "સીતા" તમને મળવાની નથી. સીતાજીનાં અપૂર્વ ચારિત્ર્યનું જે વર્ણન અપાયલું છે તેવું બીજું હવે તમને મળવાનું નથી."

ભગવાન શ્રીકૃષ્ણ! સમસ્ત ભારતવર્ષનો આત્મા! યોગીઓનું ધ્યેય! આર્યાવર્તનો સૂર્ય! ભારતવાસીઓનું ચેતન! હિંદનો ઉત્સાહ પ્રેરક! વિલક્ષણ મેધાવી અને અર્જુનનો સારથિ શ્રીકૃષ્ણ! મહાભારતના પ્રચંડ યુદ્ધ વચ્ચે પણ અત્યંત શાંતિ ધરનારા અને નિઃશસ્ત્રપણે વિહરનાર! સંન્યાસીઓનો સંન્યાસી! યોગીઓનો યોગી! યોગબળની મૂર્તિ! સર્વ યોગોનો પારંગત! શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો આત્મા! તેના રહસ્યની સાક્ષાત્ મૂર્તિ! એનું ચરિત્ર સમજાયા વગર ભારતવર્ષમાં આજે કેટલો બધો અનર્થ થઇ રહેલો છે? એનો બોધ ભૂલાયાથી હિંદ અત્યારે કેવું સત્ત્વહીન, બળહીન અને ઉત્સાહીન બની રહેલું છે! સ્વામી વિવેકાનંદે શ્રીકૃષ્ણને એક અલૌકિક સંન્યાસી તરિકે વર્ણવેલા છે. શ્રીકૃષ્ણનું ચરિત્ર સામાન્ય બુદ્ધિથી સમજાય તેવું નથી, કેમકે અનેક ઉલટાસુલટા ગુણોનો તેમનામાં વાસ હતો. સાધારણ મનુષ્યોમાં જે ગુણો એકજ સ્થાને રહી શકવા અશક્ય લાગે છે, તે ગુણો તેમનામાં પરાકાષ્ઠાએ પહોંચેલા હતા. યોગવિદ્યા, ગ્રાહસ્થ્ય,

બ્રહ્મચર્ય અને સંન્યાસ, એ સર્વની પરાકાષ્ટારૂપ તે હતા. પ્રવૃત્તિ અને પ્રવૃત્તિનો અદ્દભુત સુયોગ તેમના ચારિત્ર્યમાં રહેલો હતો. પોતાને કોઇ પણ જાતની કામના નહિ હોવા છતાં પોતે કાર્યપરાયણ રહી સર્વને કાર્યપરાયણતા શિખવી રહ્યા હતા. આવા અતિ વિરલ અને વિલક્ષણ ગુણોનો સુયોગ શ્રીકૃષ્ણમાં થયેલો હતો અને તેમાંજ તેમની મહત્તા અને પ્રભુતા રહેલી છે.

શ્રીકૃષ્ણનું જીવન સમજાવતાં સ્વામીજી કહેતા કે તેમનું જીવન ઘણુંજ સાદું, અત્યંત પવિત્ર અને શ્રીમદ્ ભગવદ્ગીતાના દૃષ્ટાંતરૂપ હતું. તેમની આજ્ઞાથી રાજાઓ પોતાનાં રાજ્યપાટ છોડી દેતા, પણ તે પોતે કદીએ રાજા થવાની ઇચ્છા કરતા નહિ. યોગેશ્વર શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર શ્રીમદ્ ભગવદ્ગીતાના અભ્યાસ વગર સમજાવું મુશ્કેલ છે. ગોપીઓ સાથે શ્રીકૃષ્ણે જે વિહાર કર્યો હતો તેનું રહસ્ય વિવેકાનંદે નીચેના શબ્દોમાં સમજાવ્યું હતું:—"ગોપીઓ સાથેનો વિહાર શ્રીકૃષ્ણના જીવનનો એક અદ્દભુત ભાગ છે. તેને સમજવો બહુ મુસ્કેલ છે. અત્યંત શુદ્ધ અને પવિત્ર થયા વગર મનુષ્યે તેને સમજવાનો પ્રયત્ન કરવો ન જોઇએ. પ્રભુભક્તિમાં મસ્ત થઇ ગયેલા મનુષ્યોજ તેને સમજી શકે તેમ છે."

ભગવાન બુદ્ધ ! સંન્યાસની મૂર્તિ ! સર્વાત્મભાવનું જીવંત દૃષ્ટાંત ! નીતિની પરાકાષ્ઠા ! એ જગવિખ્યાત પરમ પવિત્ર મહાત્માના જીવનનો ચિતાર આપતાં સ્વામીજી સર્વના મનમાં ઠસાવી રહ્યા કે હિંદુસ્તાન જેને બુદ્ધ તરીકે પૂજે છે તે બીજો કોઇ નથી, પણ શ્રીકૃષ્ણનુંજ બીજું રૂપ છે.

ગીતાનો ઉપદેશ કરનાર પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પોતેજ જાણે કે બુદ્ધ તરિકે જન્મ ધારણ કરીને તે સમયની આવશ્યકતા પ્રમાણે જગતને દોરી રહ્યા હતા. કૃષ્ણાવતારમાં શ્રીકૃષ્ણે બુદ્ધિની પરાકાષ્ઠા દર્શાવી હતી

અને બુદ્ધાવતારમાં તેમણે હૃદયની વિશાળતાને પરમાવધિએ પહોંચાડી હતી. શ્રીકૃષ્ણ અને બુદ્ધ, બંનેએ પોતાના આત્મબળથી અખિલ વિશ્વને ડોલાયમાન કરી મૂકયું હતું. નરવીર ધનુર્ધર અર્જુન મહા સમર્થ શ્રીકૃષ્ણને પોતાના સારથિ તરિકે સ્થાપીને વિજયી થયો હતો, તેજ પ્રકારે પ્રતાપી શ્રીકૃષ્ણને ભારતવાસીઓ પોતાના જીવનરૂપી રથના સારથિ તરિકે ગ્રહણ કરીને તેમના બોધ પ્રમાણે પોતાના જીવન પ્રવાહને વહેવરાવે તો જય આપો આપજ તેમની આગળ આવીને ઉભો રહે.

આગળ ચાલતાં સ્વામીજીએ શ્રીમદ્ શંકરાચાર્યની મહત્તા અને તેમના કાર્યની ઉપયોગિતા સર્વેને સમજાવી. સ્વામીજીએ કહ્યું કે શ્રીશંકરાચાર્ય જગતમાં મોટામાં મોટા તત્ત્વજ્ઞાની થયેલા છે. તેમણે સ્થાપેલો અદ્વૈતવાદ એવો તો ભવ્ય અને સર્વોત્તમ છે કે આધુનિક વિજ્ઞાનશાસ્ત્રના મજબુતમાં મજબુત પ્રહારો પણ તેને જરા પણ ખંડિત કરી શકતા નથી. શ્રીશંકરાચાર્યે લખેલાં પુસ્તકો અને તેમણે પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો યૂરોપના મહાન વિચારકોનું પણ ધ્યાન ખેંચી રહેલા છે. તેમણે સ્થાપેલો અદ્વૈતવાદ સર્વ જ્ઞાનની અવધિ છે. વિશ્વનાં ભિન્ન ભિન્ન જ્ઞાન તે તરફજ આવતાં જાય છે. એ અદ્વૈતવાદ રૂપી ઇમારત ચણવામાં શ્રીશંકરાચાર્યે જે અદ્ભુત શકિત અને બુદ્ધિ વાપર્યાં છે તેમાંજ તેમની બલીહારિ છે.

એ પછી શ્રીચૈતન્ય દેવની પરમ ભકિતનો મહિમા સર્વને સમજાવી સ્વામીજીએ પોતાના પરમપૂજ્ય ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવનરહસ્ય શ્રોતાજનોને સંભળાવ્યું. તેમણે કહ્યું કે; “ શ્રીશંકરાચાર્યમાં વિશાળ બુદ્ધિ હતી અને શ્રીચૈતન્ય દેવમાં વિશાળ હૃદય હતું. એ બુદ્ધિ અને એ અદ્ભુત વિશાળ હૃદય, બંને જેમાં એકત્ર થયેલાં હોય એવા મહાપુરૂષનો હિંદમાં અવતાર થવાની જરૂર હતી.

દરેક ધર્મમાં-પંથમાં-સર્વત્ર એક સરખુંજ સત્ય નિહાળી રહે; સર્વત્ર એકજ પ્રભુ વ્યાપી રહેલો છે એવો અનુભવ અનુભવી રહે; મનુષ્ય, પ્રાણી, પદાર્થ, દરેક વસ્તુમાં પ્રભુનેજ જુવે; ગરિબ, દુઃખી, નિર્બળ, અસ્પર્શ્ય વગેરેને માટે જેનું હૃદય રડી રહે; હિંદમાં કે હિંદની બહાર વસ્તી પ્રજાઓના કલ્યાણ માટે જેનું ઉદાર અને દયાર્દ્ર ચિત્ત ટળવળી રહે; જ્ઞાતિબહિષ્કાર પામેલા કે મોટાઓના દાબ નીચે દબાઈ રહેલા મનુષ્યોને માટે જેનો આત્મા કકળી રહે; જેની ભવ્ય અને તેજસ્વી બુદ્ધિ સર્વે વિરોધિ પંથોમાં સલાહ શાંતિનો વાસ કરાવવાની ઇચ્છા ધરી રહે; જે સર્વત્ર શાંતિનો પ્રચાર કરે અને જે બુદ્ધિયુક્ત પણ હૃદયની વિશાળતાથી ભરેલા સર્વસંગ્રાહ્ય ધર્મને પ્રવર્તાવી રહે; એવા અદ્દ્ભુત પુરૂષનો ભારતવર્ષમાં જન્મ થયો હતો. તે મહાપુરૂષનાં પવિત્ર ચરણ કમળ આગળ ઘણાં વર્ષ સુધી બેસવાને હું ભાગ્યશાળી થયો હતો. તેમણે વાંચવા લખવાની વિદ્યા સંપાદન કરી નહોતી. તેમનામાં અગાધ બુદ્ધિ હતી પરંતુ તે પોતાનું નામ પણ લખી શકતા નહોતા. આધુનિક સ્થૂલ દષ્ટિએ અભણ છતાં પણ દરેક જણને-આપણી યુનિવર્સિટિના મહાબુદ્ધિશાળી ગ્રેજ્યુએટોને પણ-તેમનામાં બુદ્ધિનો અખૂટ સાગર ઉછળી રહેલો માલમ પડતો. " રાગદ્વેષ રહિત, સર્વત્ર પ્રભુનેજ જોનાર એ મહાપુરૂષની ઝાંખી કરાવીને સ્વામીજીએ સર્વને સમજાવ્યું છે કે ભારતવર્ષમાં બુદ્ધિ અને હૃદય બંનેનો વિકાસ સાથે સાથે થવો આવશ્યક છે. પ્રભુભક્તિ કે બ્રહ્મજ્ઞાનમાં લોકહિત કે જનદયાની લાગણી તેમણે વધારી છે. **हरिरेव जगत् जगदेव हरिः ।** એ મહામંત્રને તેમણે તાજો કર્યો છે. માળા લઇને પવિત્ર જાન્હવીને કિનારે બેસી રહેનાર પ્રભુ ભક્ત કરતાં વિશ્વને પ્રભુ સ્વરૂપ સમજી, દીન દુઃખી, અનાથમાં પ્રભુને જોનાર અને સર્વત્ર આત્મભાવ પ્રગટાવી જગતની સેવા કરનાર ભક્તને

તેમણે વધારે ઉત્તમ ગણેલો છે. શ્રીરામકૃષ્ણના દૃષ્ટાંતથી તેમણે સાબીત કરી આપેલું છે કે, જગતનું વાસ્તવિક કલ્યાણ સાધનાર તો ધાર્મિક પુરૂષોજ છે. હિંદનો ઉદય અને જય તેના ધાર્મિક વિકાસમાંજ રહેલો છે. અધ્યાત્મ બળજ સર્વ બળોમાં શ્રેષ્ઠ છે અને તે બળજ સર્વ કાર્યોને સાધવાને સમર્થ થાય છે. હિંદને જગતમાં શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કરવું હોય, તેણે જો જગતના ગુરૂ બનવું હોય અને અખિલ વિશ્વને પોતાને ચરણે નમાવવું હોય, તો તેણે શ્રીરામકૃષ્ણની માફક આધ્યાત્મિક વિકાસ કરવો જોઇએ. એ આધ્યાત્મિક વિકાસથીજ હૃદયની સઘળી વક્રતા નષ્ટ થશે. મનુષ્યોમાં ચિત્ત શુદ્ધિનો વાસ થશે, હિંદવાસીઓ રાગદ્વેષથી મુક્ત થઇ સત્ય, બ્રહ્મચર્ય અને આત્મભાવનું પાલન કરી રહેશે, અને જેમ શ્રીરામકૃષ્ણ પોતાના આધ્યાત્મિક બળથી અખિલ વિશ્વને આકર્ષી રહ્યા હતા તેમ હિંદવાસીઓ પોતાનાં શુભ કાર્યોથી જગતને ચકિત કરી મૂકશે. સ્વામીજીનું કહેવું કેટલું બધું સત્ય હતું તે તેમના પોતાનાજ દાખલાથી સિદ્ધ થઇ રહે છે.

સ્વામીજી જાણતા હતા કે હિંદમાં સર્વત્ર કુસંપ, દ્વેષ અને અપ્રમાણિકતા વ્યાપી રહેલાં હોવાથી તેના ઉદયને માટે ચિત્ત શુદ્ધિની જરૂર છે. સ્વામીજી આપણા પૂર્વજોનું ગૌરવ સમજાવવા સાથે આધુનિક હિંદુઓના દોષો જણાવવાનું પણ ચૂકતા નહિ. ભારતવર્ષમાં તામસિક વૃત્તિ—જડતા, અજ્ઞાનમાં સર્વે ડૂબી ગયેલા છે અને સાત્વિક વૃત્તિનો તો મિથ્યા ડોળજ જોવામાં આવે છે; સાત્વિક વૃત્તિ યાને ધર્મને નામે પ્રજા ઉલટી તામસિક વૃત્તિનેજ ધારણ કરી રહેલી છે; વગેરે બાબતો વિષે સ્વામીજી સખત ટીકા કરતા. મદ્રાસમાંના તેમના એક ભાષણનો વિષય "આપણે હવે શું કરવાનુ છે?" એ હતો. આધુનિક સમયને ઉદ્દેશીને એ ભાષણમાં તેમણે કહ્યું હતું કે;—

"હિંદુઓએ પરદેશગમન કરવું ન જોઇએ એવા વિચારો મૂર્ખાઇ અને બાલિશતાથી ભરેલા છે. એવા વિચારોને જડમૂળથીજ કહાડી નાખવા જોઇએ. જેમ જેમ તમે હિંદની બહાર વધારે જશો અને જગતની પ્રજાઓમાં વધારે ફરશો તેમ તેમ તમને અને તમારા દેશને વધારે ને વધારે ફાયદો થતો જશે. ગયાં હજારો વર્ષોમાં જો તમે તે પ્રમાણે કર્યું હોત તો હિંદુસ્તાન ઉપર એક પછી એક આવીને રાજ્ય કરી જનાર પ્રજાઓને શરણે તમારે રહેવું પડયું નહોત."

સ્વામીજીનું કહેવું એવું હતું કે હિંદુઓએ પોતાની આધ્યાત્મિકતાથી અખિલ વિશ્વને ભરપુર કરી નાખવું જોઇએ અને અન્ય પ્રજાઓ પાસેથી તેમણે ભૌતિક વિષયોનું શિક્ષણ લેવું જોઇએ. જેઓ વધારે ઉન્નત અને ઉદાર વિચારોને પોતાના મનમાં લાવી શકતા નથી; જેમનામાંથી નૈસર્ગિક શક્તિ સમૂળગી જતી રહેલી છે; જેઓ પોતાની મેળે કંઇ પણ વિચાર કરી શકતા નથી અને ધર્મને નામે અનેક પ્રકારના વ્હેમોનોજ આશ્રય લઇ રહેલા છે; અને જેઓ કુવામાંના દેડકાની માફક કદી બહારજ નીકળ્યા નથી એવા કેવળ ધર્માંધ અને ચુસ્ત જુના વિચારના મનુષ્યોથી આઘાજ રહેવાનો બોધ સ્વામીજી સર્વેને આપતા. બીજી તરફ આધુનિક સમયમાં જેઓ જડવાદીઓનુંજ અનુકરણ કરીને સ્વચ્છંદપણે મોજશોખમાંજ ડુબી રહેલા છે અને હિંદના પ્રાચીન ઋષિઓએ બોધેલા સર્વોત્તમ ધર્મ અને તત્ત્વજ્ઞાન તરફ જેઓ અશ્રદ્ધા દર્શાવી રહેલા છે તેમનું પણ અનુકરણ નહિ કરવાનું સ્વામીજી સર્વેને કહી રહ્યા હતા. કેટલાક એમ કહે છે કે આપણા પૂર્વજોની કીર્તિ, ગૌરવ, વગેરેની મોટી મોટી વાતો કરવાથી શો લાભ છે? એથી તો ઉલટી પ્રજા અધોગતિને પ્રાપ્ત થતી જાય છે. આવું કહેનારાઓને સ્વામીજીએ ઉત્તર આપ્યો છે કેઃ—

" ભૂતકાળમાંથીજ ભવિષ્યકાળ ઘડાશે, માટે તમારાથી બને તેટલી દૂર દૃષ્ટિ તમારા ઉજ્વળ ભૂતકાળ ઉપર નાંખો; કેમકે જીવનને ટકાવનારાં નિત્ય સત્યોના પ્રવાહો તેમાં વહી રહેલા છે. એ સત્યોનું પુષ્કળ પાન કરો અને પછી વર્તમાન તેમજ ભવિષ્યકાળ તરફ દૃષ્ટિ ફેરવી આગળ ધસો. હિંદને વધારે કીર્તિવંત, વધારે ભવ્ય અને પ્રકાશિત બનાવો. આપણા પૂર્વજો કેવા પુરૂષાર્થી અને યશસ્વી હતા એ આપણે પ્રથમ જાણવું જોઇએ અને પછી કયાં કયાં તત્ત્વોનું આપણું જીવન બનેલું છે; આપણી નસોમાં કયા પ્રકારનું લોહી વહી રહેલું છે; તે સઘળું આપણે જાણવું જોઇએ. આપણાં જીવન તત્ત્વોમાં અને પૂર્વજોના લોહીમાં આપણને શ્રદ્ધા હોવી જોઇએ. એ તત્ત્વોએ ભૂતકાળમાં જે મહાન કાર્યો કરેલાં છે તેમાં શ્રદ્ધા રાખીને તેમજ પ્રાચીન ગૌરવનું ભાન હૃદયમાં જાગૃત રાખીને ભાવી હિંદને આપણે વધારે યશસ્વી બનાવવા મથવું જોઇએ. આપણી પવિત્ર દંતકથાઓ અને આપણા ધર્મની ભાવનાઓ ઉપર ભાવી હિંદની ઇમારત ચણાવી જોઇએ. યૂરોપમાં રાજ્ય વિષયક બાબતોથીજ પ્રજામાં સંપ ઉત્પન્ન થાય છે અને ટકે છે; ત્યારે એશિઆમાં સંપનું મૂળ ધાર્મિક બાબતોમાંજ રહેલું છે. માટે હિંદમાં પ્રથમ ધાર્મિક ચેતના આવવાની જરૂર છે. " ધાર્મિક ચેતના એટલે શું? સઘળા હિંદુઓ જાણે છે કે તેમના ધર્મમાં એવાં સર્વમાન્ય નિત્ય સત્યો રહેલાં છે કે જે સત્યો હિંદુઓના સઘળા પંથો અને સમાજોને માન્ય છે. એ નિત્ય અને જીવનપોષક સત્યોને દરેક પુરૂષ, સ્ત્રી અને બાળક સમજે અને રગે રગમાં ઉતારે તો સર્વ અનિષ્ટો દૂર થઇ જઇને સર્વત્ર ધાર્મિક એકતા દૃશ્યમાન થઇ રહે, એમ સ્વામીજીનું દૃઢપણે માનવું હતું.

સ્વામીજીએ મદ્રાસમાં જે ભાષણો આપ્યાં હતાં તે ખાસ કરીને

હિંદને ઉદ્દેશીનેજ હતાં. સ્વામીજી મદ્રાસમાં રહ્યા ત્યાંસુધી નવા અને જુના વિચારના પુષ્કળ લોકો તેમની પાસે આવતા. વેદની જુદી જુદી શાખાઓ અને તત્ત્વજ્ઞાનના જુદા જુદા વિષયોમાં પારંગત થયેલા પુરૂષો પણ તેમની પાસે આવતા અને તેમનું અગાધ જ્ઞાન જોઇને ચકિત થતા. એક દિવસ વેદની વૈખાનસ શાખામાં પારંગત થયેલા એક વૃદ્ધ પંડિત તેમની પાસે આવ્યા અને પુષ્પોથી સ્વામીજીની પૂજા કરીને જાણે કે સ્વામીજી તેમની શાખાના આદ્ય ઋષિ વિખાનસ હોય તેમ તેમની સામે જોઇ રહ્યા. તે વૃદ્ધની આંખો હર્ષનાં અશ્રુથી ભરાઇ રહી. વિખાનસ ઋષિ વૈખાનસ શાખાના મૂળ પુરૂષ હોઇને તે શાખાના અનુયાયીઓ તેમને વિષ્ણુનો અવતાર માને છે. એ શાખામાં કર્મયોગને મુખ્ય ગણેલો છે. તે પંડિતને સ્વામીજીએ કર્મયોગ સમજાવ્યો; તે ઉપરથી તે વૃદ્ધ પંડિત બોલી ઉઠયો કે, અરે સ્વામીજી! વેદની વૈખાનસ શાખાના સિદ્ધાંતોમાં પણ તમે મારા કરતાં વધારે જાણો છો! મારા બાળપણાથીજ હું તે શાખાની દંતકથાઓ અને સિદ્ધાંતોમાં ઉછરતો આવ્યો છું, પણ તમારા જેટલું હું જાણતો નથી!”

વાંચકને સમજાશે કે સ્વામી વિવેકાનંદનું જ્ઞાન અને ચારિત્ર્ય યુવકો અને નવા વિચારના મનુષ્યોનેજ આકર્ષી રહ્યાં હતાં એમ નહિ પણ જુના વિચારના વૃદ્ધ મનુષ્યો ઉપર પણ તે ઉંડી છાપ પાડી રહ્યાં હતાં.



## પ્રકરણ ૪૬ મું-કલકત્તામાં આગમન.

મદ્રાસમાં કેટલાક દિવસ રહીને સ્વામીજી કલકત્તે ગયા. રસ્તામાં તેઓ નાનાં રાજ્યોમાં અને જુદા જુદા પ્રાંતોમાં થોડો થોડો સમય થોભ્યા હતા અને સર્વ સ્થળે લોકોએ તેમને અંતઃકરણપૂર્વક માન આપ્યું હતું. હિંદના આ સ્વદેશભક્ત સાધુને હિંદુઓએ સર્વત્ર જે પ્રેમ, પૂજ્યભાવ અને આભારની લાગણીથી વધાવી લીધા હતા તેવો પ્રેમ અને પૂજ્યભાવ તેમણે અત્યાર સુધીમાં કોઇ રાજા, મહારાજા કે વાઇસરોય પ્રત્યે પણ ભાગ્યેજ દર્શાવ્યો હશે. સ્વામીજીને કલકત્તામાં તેમજ બીજાં સ્થળોમાં જે ભારે આવકાર આપવામાં આવ્યો હતો તેનું વર્ણન કરવું અશક્ય છે. એ શુભ પ્રસંગોને પ્રેક્ષક તરિકે નિહાળવાને જેઓ ભાગ્યશાળી થયા હતા તેઓજ ફક્ત જાણે છે કે ભારતવર્ષની સમસ્ત પ્રજા એકે અવાજે કેવી લાગણી અને ઉત્સાહ દર્શાવી રહી હતી અને શ્રી રામકૃષ્ણના વ્હાલા શિષ્યને કેવા અલૌકિક ભાવથી વધાવી રહી હતી.

કલકત્તાના લોકો પણ સ્વામીજીના આગમનની રાહ જોઇ રહ્યા હતા. તેમને મન તો સ્વામીજી હજી પણ તેમનો વ્હાલો નરેન્દ્રજ હતા ! સ્વામીજીને તેઓ હજી પણ કલકત્તાના મહોલ્લાઓમાં ધૂળ ઉપર બેસીને સ્વતંત્રપણે વાતો કરનારો વ્હાલો નરેન્દ્રજ ધારતા હતા ! એ વખતે ધૂળપર બેસીને નરેન્દ્ર પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવતો ત્યારે તેના વિચારોને એક યુવકના તરંગો જેટલુંજ મહત્ત્વ મળતું; પણ હવે કલકત્તાના વૃદ્ધો સમજવા લાગ્યા કે નરેન્દ્રના વિચારો કાંઇ ખાલી તરંગોજ ન હતા. તેમનો નરેન્દ્ર એ સમયે જે વિચારો ધરાવતો હતો તેજ પ્રમાણે તે અદ્‌ભુત કાર્ય અત્યારે કરી રહેલો છે એવી હવે તેમની ખાત્રી થઈ હતી.

સ્વામી વિવેકાનંદ હિંદુસ્તાનના કિનારા ઉપર ઉતર્યાની વાત બંગાળા ઇલાકામાં ફેલાઇ ત્યારથીજ સર્વત્ર હર્ષ અને ઉત્સાહ વ્યાપી રહ્યો હતો, અને દરેક બંગાળીનું હૃદય તેમને માટે સ્નેહ, ગર્વ અને સ્વદેશાભિમાનની લાગણીથી ઉછળી રહ્યું હતું. સ્વામીજી કલકત્તાના સ્યાલ્ડા સ્ટેશને આવી પહોંચતાંજ કલકત્તાના હજારો રહેવાસીઓ ત્યાં એકઠા થઇને તેમની રાહ જોઇ રહ્યા હતા તેમણે ભારે જયઘોષ કર્યો.

આગગાડી સ્ટેશન ઉપર ઉભી રહી એટલે સ્વામીજી ઉભા થઇને બે હાથ જોડી સર્વેને નમન કરવા લાગ્યા અને લોકો તેમને ખુશાલીના પોકારોથી વધાવી લેવા લાગ્યા. સ્વામીજી ગાડીની બહાર નીકળતાંજ ઘણા લોકો અત્યંત ભક્તિભાવથી તેમનાં ચરણ કમળની પવિત્ર રજ પોતાને મસ્તકે ધરવા લાગ્યા. સ્વાગત મંડળીના પ્રમુખ "ધી ઇન્ડીયન મીરર" પત્રના માનવંતા અધિપતિ બાબુ નરેન્દ્રનાથ સેન સ્વામીજીને સ્ટેશનની બહાર લઇ ગયા. ઘણા સંન્યાસીઓ સ્વામીજીનાં દર્શનને માટે ત્યાં આવ્યા હતા. તેમાં તેમના ગુરૂભાઇઓ પણ હતા. અહીંઆં સ્વામીજીને ઘણા પુષ્પહાર પહેરાવવામાં આવ્યા હતા. જેમની વચમાં સ્વામીજી ઉછર્યા હતા તેમનેજ અપૂર્વ માન આપતા જોઇને સ્વામીજીની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં.

સ્વામીજી મી. સેવીઅર અને તેમનાં પત્ની, ત્રણે જણ બહાર ઉભી રાખેલી ગાડીમાં બેઠાં. પછીથી એક મોટો વરઘોડો કહાડવામાં આવ્યો અને સ્વામીજીને રીપન કૉલેજમાં લાવવામાં આવ્યા. જે મહોલ્લાઓમાં થઇને વરઘોડો પસાર થવાનો હતો ત્યાં આખે રસ્તે ધ્વજા, પતાકા અને પુષ્પોનાં તોરણો લટકાવવામાં આવ્યાં હતાં. સરક્યુલર રોડ ઉપર કેટલાંક આરકો ઉભાં કરીને તેના ઉપર "પધારો સ્વામીજી" "જય રામકૃષ્ણ" "સ્વાગતમ્" વગેરે લખવામાં

આવ્યું હતું. રીપન કૉલેજ આગળ લોકોની ભારે ભીડ થઇ રહી હતી. સ્વામીજી બગીમાં બેઠા કે તરતજ ઘોડા છોડી નાંખવામાં આવ્યા! સુંદર અને ભવ્ય દેખાવવાળા કેટલાક બંગાળી યુવાનો તેમની ગાડીને ખેંચીને લઇ જવા લાગ્યા. તેમાંના ઘણા તો વિદ્યાર્થીઓજ હતા. કેટલીક ભજનીક મંડળીઓ પણ વરઘોડામાં સામેલ થઇને ઘણાજ ભાવથી ભજનો ગાતી ચાલતી હતી. આખા વરઘોડામાં ધાર્મિક ઉત્સાહ પ્રસરી રહ્યો હતો. આખે રસ્તે બંને બાજુએ અસંખ્ય સ્ત્રીપુરૂષો સ્વામીજીનાં દર્શન કરવાને ઉભાં હતાં. બધાંની વચમાં એક વૃદ્ધ બ્રાહ્મણનો પૂજ્યભાવ સર્વની દૃષ્ટિ ખેંચી રહ્યો હતો. તે વૃદ્ધ બ્રાહ્મણ રસ્તાની જરાક બહાર ઉભો હતો અને સ્વામીજીને આઘેથી આવતા જોઇને વારંવાર નમન કરી રહ્યો હતો. મુખેથી "શંકર, શંકર" તે ઉચ્ચારતો હતો અને તેની આંખોમાંથી પ્રેમનાં અશ્રુ ટપકી રહ્યાં હતાં.

કૉલેજ આગળ સ્વામીજીને ઉતારી લેવામાં આવ્યા. અહીંઆં તેમને ભારે આવકાર આપવામાં આવ્યો હતો. કલકત્તાના શેહેરીઓ તરફથી માનપત્ર આપવાનું હાલ મુલ્તવી રાખીને સ્વામીજીને ગોપાળલાલ સીલના બગીચામાં ઉતારો આપવામાં આવ્યો હતો. આ સ્થળે હવે ગામે ગામથી ધન્યવાદ અને નિમંત્રણના ઉપરા ઉપરી તાર આવવા લાગ્યા. રૂબરૂમાં પણ હજારો મનુષ્યો તેમનાં દર્શને અને મુલાકાતે આવતાં અને સ્વામીજીની વિલક્ષણ બુદ્ધિ સર્વેના મનમાં નવોજ પ્રકાશ પાડતી. સ્વામીજી શ્રમથી જરા પણ ન કંટાળતાં ઘણાજ પ્રેમથી સર્વેના મનનું સમાધાન કરતા.

૧૮૯૭ ના ફેબ્રુવારીની ૨૮ મીનો દિવસ કલકત્તાની સમસ્ત હિંદુ પ્રજાને મન મહોત્સવનો દિવસ હતો. તે દિવસે સ્વામી વિવેકાનંદને—તેમના વ્હાલા નરેન્દ્રને કલકત્તાવાસીઓ માનપત્ર આપવાના

હતા. શોભા બજારમાં રાજા સર રાધાકાન્ત દેવ બહાદુરના મહેલમાં માનપત્ર આપવાનું હોવાથી લગભગ પાંચ હજાર માણસોનો જમાવ ત્યાં થઇ રહ્યો હતો. સભાનું પ્રમુખસ્થાન રાજા વિનય કૃષ્ણ દેવ બહાદુરને આપવામાં આવ્યું હતું.

સભામાં ઘણા રાજાઓ, મહારાજાઓ, સંન્યાસીઓ, પંડિતો અને કલકત્તાના મુખ્ય શેહેરીઓ આવેલા હતા. કેટલાંક નામાંકિત યૂરોપિયનો પણ સ્વામીજીની કીર્તિથી આકર્ષાઇને ત્યાં આવ્યા હતા અને વિદ્યાર્થીઓનો તો પારજ નહોતો. સ્વામીજીની યોગ્ય ઓળખાણ કરાવ્યા પછી પ્રમુખે માનપત્ર વાંચી સંભળાવ્યું. માનપત્ર બંગાળીઓની લાગણીઓ અને સ્વામીજી તરફના પૂજ્યભાવથી ભરપૂર હતું. તેમાં જણાવ્યું હતું કે, આપનો ઉંડો શાસ્ત્રીય અભ્યાસ અને આપનું વિલક્ષણ બુદ્ધિ સામર્થ્ય, આપને ઉપદેશક તરીકે અસામાન્ય વિજય અપાવે, એવાજ આપના એ મહાન વિજયમાં આપના ઉત્તમ ચારિત્ર બળે સોનામાં સુગંધની પેઠે અસામાન્ય ઉમેરો કરી આપ્યો છે. આપનાં ભાષણો, નિબંધો અને પુસ્તકો એવાં ઉત્તમ છે કે તેણે ધર્મ અને સાહિત્યના ક્ષેત્રમાં ભારે અસર ઉપજાવી મૂકી છે. આપનું સાદું, પવિત્ર, પ્રમાણિક અને સ્વાર્થત્યાગી જીવન અને આપનાં વિનય, કાર્યપરાયણતા અને ઉત્કટ અભિલાષાથી આપના ઉપદેશની અસર શ્રોતાઓ અને વાંચકો ઉપર બહુજ સચોટ થાય છે.

માનપત્રનો સ્વામીજીએ આપેલો જવાબ ઉત્કટ સ્વદેશ ભક્તિથી ભરપુર તેમજ વક્તૃત્વકલાના નમુના રૂપ હતો. હિંદુઓને પોતાના ધર્મનું અને રાષ્ટ્રનું ભાન થાય તો તેઓ કેવાં કેવાં અલૌકિક કાર્યો કરી શકે તેનો ખ્યાલ સ્વામીજીએ માનપત્રના જવાબમાં આપ્યો હતો. વળી પ્રજાકીય અને જાહેર જીવનના નવા નવા માર્ગો તેમણે સર્વેની આગળ રજુ કર્યા હતા. સમસ્ત હિંદુ પ્રજાની આગળ શ્રી રામકૃષ્ણ

પરમહંસને તેમણે એક અવતારી અને આદર્શ પુરૂષ તરીકે રજુ કર્યા હતા. સર્વેને તેમણે સમજાવ્યું હતું કે તેમનો જન્મ હિંદુ ધર્મ અને ભારતવર્ષના પુનરોદ્ધાર માટેજ હતો. તેમનો જવાબ હિંદુઓના ચારિત્ર્યમાં ગુપ્તપણે પડી રહેલી શક્તિઓ તરફ સર્વેનું લક્ષ્ય ખેંચી રહ્યો હતો. ખરેખર! સ્વામી વિવેકાનંદેજ હિંદની હિંદુ પ્રજાને તેની આત્મશક્તિનું ખરેખરૂં ભાન કરાવ્યું હતું.

તેમનો જવાબ ઘણોજ હૃદયભેદક હતો. તેમાં તેમણે ભારતવર્ષ પ્રત્યે અગાધ પ્રીતિ દર્શાવવા સાથે અતિથિનો સત્કાર કરનારી માયાળુ અમેરિકન પ્રજાનાં વખાણ કર્યાં હતાં. દ્રવ્ય, સત્તા અને બુદ્ધિબળથી ગર્વિષ્ટ બની ગયેલા અંગ્રેજ લોકોનાં હૃદયમાં પણ સત્ય અને જ્ઞાનને માટે ઉંડી લાગણી વસી રહેલી છે; તેથીજ લંડનમાં તેમનું કાર્ય વધારે સફળ બન્યું હતું એમ તેમણે દર્શાવ્યું હતું. ભાષણ દરમ્યાન પોતાના ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહંસનું નામ ઉચ્ચારતાં સ્વામીજીનું હૃદય ભરાઇ આવ્યું હતું. શ્રીરામકૃષ્ણ પરમહંસના ધર્મમય જીવનને સર્વેએ પોતાના આદર્શ તરિકે ગ્રહણ કરવું અને **ભારતવર્ષને ધાર્મિક નેતાઓનીજ ખરી જરૂર છે** એમ તેમણે ઉપદેશ્યું હતું. પોતાના કાર્ય વિષે બોલતાં સ્વામીજીએ કહ્યું હતું કે; "અખિલ વિશ્વ ઉપર ભારતવર્ષે જય મેળવવાનો છે. મારો આદર્શ એજ છે. એ આદર્શ વધારે પડતો લાગી સર્વેને આશ્ચર્ય ઉત્પન્ન થશે, પણ મારા આદર્શ તો તેજ છે. કાંતો આખા વિશ્વમાં આપણે જય પ્રાપ્ત કરવો જોઇએ અથવા તો નષ્ટ થઈ જવું જોઈએ. બીજો એકે રસ્તો નથી. હિંદની બહાર આપણે છૂટથી જવું જોઇએ અને પુષ્કળ વિકાસ કરવો જોઇએ. આપણામાં ચેતન રહેલું છે એમ કાંતો જગત આગળ આપણે સાબીત કરવું જોઇએ અને નહિ તો હજી પણ વધારે અધોગતિ પ્રાપ્ત કરીને દુનિયા ઉપરથી આપણે

ઉખડીજ જવાના.”

માનપત્રનો ઉત્તર અપાઇ રહ્યા પછીથી સ્વામીજી ગોપાળલાલ સીલના બગીચામાં જવાને નીકળ્યા. સ્વામીજીએ પોતાને પગે જોડા પણ પહેર્યા નહોતા. તેમના શરીરપર એક લાંબો ભગવો ઝભ્ભો અને માથે ફેંટો હતો. લોકો એમને જોઇને રસ્તામાં ખુશાલીના પોકારો કરતા અને ટોળે ટોળાં એમની પાછળ ફરતાં.

જ્યાંસુધી સ્વામીજી કલકત્તામાં રહ્યા ત્યાંસુધી બંગાળા ઇલાકાના પુષ્કળ લોકો સ્વામીજીનાં દર્શન કરવા માટે આવતા અને તેમના તરફ ઘણો પૂજ્યભાવ દર્શાવતા. ધાર્મિક મહાન પુરૂષને માન આપવાનું તો માત્ર ભારતવાસીઓજ જાણે છે. યૂરોપ અને અમેરિકામાં રાજ્યનીતિજ્ઞ પુરૂષોને માન આપવામાં આવે છે અથવા તો ત્યાં મોટી મોટી લડાઇઓમાં બિચારા નિરપરાધિ મનુષ્યોને હણી વિજય પ્રાપ્ત કરી આવનારા સેનાપતિઓ પૂજાય છે; પણ ભારતવર્ષમાં તો રાગદ્વેષ, અશાંતિ અને નાસ્તિકતા રૂપી શત્રુઓ ઉપર જય મેળવનાર ધાર્મિક વીર પુરૂષને જે માન આપવામાં આવે છે, તેવું માન મેળવવાને બીજું કોઇ પણ ભાગ્યશાળી થતું નથી. ધાર્મિક બાબતોમાંજ હિંદુઓને વધારે રસ પડે છે. હિંદુઓ જેટલી ધર્મની દરકાર કરે છે તેટલી રાજ્યદ્વારી, સામાજીક કે આર્થિક બાબતની દરકાર કરતા નથી. સ્વામીજીને હિંદુઓના આધ્યાત્મિક વિચારોની શ્રેષ્ઠતા સાબીત કરી આપી ત્યારથીજ ઘણા હિંદવાસીઓ તેમનાં વ્યાખ્યાનો અને લેખોના અભ્યાસક બની રહ્યા હતા. હવે તે મહાત્મા હિંદમાં પધારેલા છે એમ જાણીને હિંદના નાના અને મોટા, ગરીબ અને તવંગર, સર્વે મનુષ્યોના આનંદ અને પ્રેમનો સુમાર રહ્યો ન હતો.

આલમ બજારના મઠમાં સ્વામીજી ઘણાઓની મુલાકાત લેતા અને ઘણાઓ જોડે પત્ર વ્યવહાર ચલાવતા. બાળ, વૃદ્ધ અને યુવાન

સર્વ કોઇ તેમના દર્શને આવતા. પુષ્કળ જિજ્ઞાસુ મનુષ્યો તેમની પાસે આવીને પોતાનું હૃદય ખોલતા અને સ્વામીજી તેમનું સમાધાન કરી તેમને શાંતિ અને ઉત્સાહ આપતા.

સ્વામીજી અમેરિકા ગયા તે પહેલાં તેમણે હિંદમાં પ્રવાસ કર્યો હતો એ સમયે તેઓ એક બાળક જેવા સાદા અને ભોળા જણાતા હતા. નમ્રતાએ તેમનામાં વાસ કરેલો હતો અને વૈરાગ્યની તો તે સાક્ષાત્ મૂર્તિ જ હતા. પશ્ચિમમાં પણ તેમણે તે ગુણોનું બરાબર પાલન કર્યું હતું અને ત્યાંના ઠાઠથી તેમાં કંઇ પણ ફેર પડયો નહોતો. હિંદમાં આવ્યા પછી તેમને હિંદુઓએ ભારે માન આપ્યું તેથી તેમની એ સાદાઇ, નમ્રતા કે વૈરાગ્ય ઉપર કોઇ પણ જાતની અસર થઇ નહોતી. કલકત્તામાં તેમણે "વેદાન્ત" ઉપર ભાષણ આપ્યું હતું. કલકત્તાવાસીઓને તેમના ભવ્ય વિચારો, શાસ્ત્ર પરિચય, અંગ્રેજી અને સંસ્કૃતનું અગાધ જ્ઞાન, છટાદાર વાણી તેમજ અસાધારણ બુદ્ધિનું સાક્ષાત્ દર્શન થયું.

એ ભાષણમાં સ્વામીજીએ પ્રથમ ભારતવર્ષનો ધાર્મિક ઇતિહાસ તથા તત્વજ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાઓનું વર્ણન કર્યા પછી ઉપનિષદોની ઉત્પત્તિ અને સિદ્ધાંતો વિષે બોલતાં કહ્યું કે; "ઉપનિષદોના કેટલાક સિદ્ધાંતો હિંદના સઘળા પંથોને માન્ય છે. એમાંનો પહેલો સિદ્ધાંત એ છે કે જીવાત્મા પુનર્જન્મ ધારણ કરે છે...મનુષ્ય દેહમાં પ્રથમ સ્થૂળ શરીર છે; તેની પાછળ સૂક્ષ્મ શરીર રહેલું છે અને તેની પાછળ જીવાત્મા રહેલો છે. પાશ્ચાત્ય માનસશાસ્ત્ર અને હિંદના પ્રાચીન માનસશાસ્ત્રમાં મોટો ભેદ એ છે કે પાશ્ચાત્ય માનસશાસ્ત્ર મનનેજ આત્મા માને છે. જે ખરૂં જોતાં જીવાત્માનું માત્ર આંતર સાધનજ છે. એ સાધનદ્વારા જીવાત્મા બાહ્ય જગતમાં દરેક ક્રિયા કરે છે. આ જીવાત્મા અમર અને અનાદિ છે. તે અનેક જન્મ ધારણ કરે છે અને મોક્ષ પ્રાપ્ત

થતાં સુધી તેને તેમજ કર્યા કરવું પડે છે.” આ સિવાય સ્વામીજીએ પાશ્ચાત્ય તત્વજ્ઞાન અને હિંદુ તત્વજ્ઞાન વચ્ચે મોટો ભેદ એ જણાવ્યો કે; “હિંદુઓ સઘળી શક્તિઓ, પવિત્રતા, મહત્તા, સઘળું આત્મામાંજ રહેલું માને છે અને આત્માનો વિકાસ કરી તે શક્તિઓને ખીલવવી એટલુંજ મનુષ્યને કરવાનું છે. તે ખીલવણી સાત્વિક વૃત્તિની વૃદ્ધિ થવાથી આપો આપજ થવા માંડે છે. જીવાત્માની આ ખીલવણીને રોકે અથવા તેને સંકુચિત કરે એવા કર્મનું નામ દુષ્કર્મ છે અને તેની પવિત્રતાનો તથા પૂર્ણતાનો વિકાસ કરનારૂં કર્મ તે સત્કર્મ છે.”

કલકત્તામાં સ્વામીજી કેટલોક સમય ગોપાળલાલ સીલના બગીચામાં અને કેટલોક સમય આલમબજાર મઠમાં વ્યતીત કરતા. વળી શ્રી રામકૃષ્ણના ભક્તોને ઘેર પણ તે જતા આવતા. કલકત્તાના ધનાઢ્ય પુરૂષો તેમને પોતાને ઘેર લઇ જઇ તેમનાં પવિત્ર પગલાંથી પોતાનું ઘર અને જાત પાવન થયેલાં ગણતાં. વળી ગરિબમાં ગરિબ મનુષ્યો પણ સ્વામીજીને આમંત્રણ આપતા અને સ્વામીજી ઘણીવાર દુઃખી અને ગરિબ મનુષ્યોનાં મકાનોમાં ફરી તેમને આશ્વાસન આપતા નજરે પડતા.

કલકત્તાના ઘણા પ્રતિષ્ઠિત પુરૂષો, ધંધાદારીઓ, યુવાનો અને કોલેજના અસંખ્ય વિદ્યાર્થીઓ સ્વામીજી પાસે દરરોજ સીલના બગીચામાં આવતા. કેટલાક માત્ર તેમનાં દર્શન કરવાનેજ આવતા તો કેટલાક પ્રશ્નો પૂછવાને અને કેટલાક તેમના જ્ઞાનની પરિક્ષા કરવાને પણ આવતા. તત્ત્વજ્ઞાનના મોટા મોટા અભ્યાસકો અને યુનિવર્સિટિના મોટા મોટા પ્રોફેસરો સ્વામીજીની વિલક્ષણ બુદ્ધિ અને તત્વજ્ઞાનને જોઇ ચકિત થઇ જતા. જાણે કે સાક્ષાત્ સરસ્વતીજ તેમના મુખદ્વારા બોલતી હોય તેમ સર્વને લાગતું અને તેમના કહેવાની ઉંડી

છાપ સર્વેનાં હૃદય ઉપર પડી રહેતી.

સ્વામીજીનું લક્ષ્ય ખાસ કરીને કલકત્તાના સુશિક્ષિત પણ અવિવાહિત યુવાનો તરફ વધારે ખેંચાતું. ભારતવર્ષના ઉદયનો આધાર તેના યુવાનો ઉપર રહેલો ધારીને સ્વામીજી તેમની સાથે બહુજ છૂટથી વાર્તાલાપ કરતા. તેમાંના જેઓ મજબુત બાંધાના અને ધાર્મિક વૃત્તિવાળા હોય તેમને જગતના હિત માટે અને પોતાના આત્માના કલ્યાણ માટે શિક્ષણ આપી તૈયાર કરવા એવી તેમની ઇચ્છા હતી. યુવાનોની શારીરિક નિર્બળતાને માટે સ્વામીજી ઘણીજ દિલગીરી દર્શાવતા અને તેમાંના કેટલાકે કરેલાં બાળલગ્નને ધિક્કારતા. યુવાનોમાં આત્મશ્રદ્ધાનો અભાવ જોઇને તેઓ તેમને આત્મશ્રદ્ધાની મહત્તા સમજાવતા. આપણા પ્રાચીન શિક્ષણ અને આદર્શો તરફ તેમની અશ્રદ્ધા જોઇને સ્વામીજીને ભારે ખેદ થતો અને એ શિક્ષણ અને આદર્શો તરફ હજી પણ અલક્ષ્ય રાખવામાં આવશે તો હિંદુજીવન છેવટે સમૂળું નષ્ટ થઇ જશે એમ તે યુવાનોનાં હૃદયમાં દૃઢ ઠસાવતા. યુવાનો પ્રત્યે સ્વામીજીનું વર્તન અને બોધ અત્યંત પ્રીતિ અને મમતાથી ભરપુર હતાં. તેમના અંતઃકરણમાંથી પ્રેમનો ઝરો વહી રહ્યો હતો. તેમની પાસે બેસનારા યુવાનો જાણે પ્રેમના મહાસાગરમાંજ નાહી રહ્યા હોય એવું તેમને લાગતું. સ્વામીજીના આવા પ્રબળ પ્રેમ અને સુબોધના પ્રભાવથી ઘણા યુવાનો સ્વામીજી તરફ આકર્ષાઇ તેમના અનુયાયીઓ બન્યા અને કેટલાક તો તેમના ચુસ્ત શિષ્યોજ થઇ રહ્યા.

સીલના બગીચામાં એક વખત એક વૈષ્ણવ સાધુ આવીને વૈષ્ણવ ધર્મ સંબંધી વાત કરવા લાગ્યો. તેનું ધારવું એમ હતું કે સ્વામીજી વેદાન્તનો બોધ કરવા આડે વૈષ્ણવ ધર્મનું રહસ્ય પાશ્ચાત્યોને સમજાવવાનું ભૂલી ગયા હતા ! એ વૈષ્ણવ સાથે કેટલીક વાતચીત કર્યા પછી સ્વામીજીએ કહ્યું કે, “બાબાજી, એક વખત અમેરિકામાં મેં

શ્રીકૃષ્ણ ઉપર પણ વ્યાખ્યાન આપ્યું હતું અને એક યુવાન સ્ત્રી ઉપર તેની એવી અસર થઇ કે તરતજ સંસારનો ત્યાગ કરી એક બેટ ઉપર જઇને પોતાનું જીવન એકાન્તમાં ગાળવા લાગી. તે સ્ત્રી એક મોટી મિલકતની વારસ હતી, તેને પણ તેણે છોડી દીધી અને પોતાના દિવસો તે શ્રીકૃષ્ણના ચિંતનમાંજ પસાર કરી રહી છે."

એક દિવસ સ્વામીજી બંગાળાની થીઓસોફીકલ સમાજના મકાનમાં રહેનાર એક યુવાન જોડે વાત કરી રહ્યા હતા. તે યુવાન બોલ્યોઃ "સ્વામીજી, અનેક સંપ્રદાયોના સિદ્ધાંતોને હું સાંભળું છું, પણ સત્ય શું છે તે હું જાણી શકતો નથી." ઘણાજ પ્રેમથી સ્વામીજીએ જવાબ આપ્યો કે, "તારે ગભરાવું નહિ. એકવાર મારી પણ તારા જેવીજ દશા હતી. અત્યાર સુધીમાં તને શો બોધ મળ્યો છે તે મને કહે." તે યુવાને કહ્યું કે, "થીઓસોફીકલ સમાજના એક ઉપદેશકે મને મૂર્તિપૂજાની આવશ્યકતા અને ઉપયોગિતા સમજાવી છે અને તેમના કહેવા પ્રમાણે હું પૂજા અને જપ કરૂં છું, પણ મને શાંતિ મળતી નથી. મહારાજ, જપ કરતી વખતે મારી ઓરડીનાં બારણાં બંધ કરી દઉં છું અને મારી આંખો પણ મીંચી દઉં છું; છતાં મારા ચિત્તમાં જરાપણ શાંતિ વળતી નથી. તમે મને માર્ગ બતાવશો ?"

દયા અને સ્નેહની લાગણીથી સ્વામીજી બોલ્યાઃ "તારે તારી ઓરડીનાં બારણાં બંધ કરવાને બદલે તે ખુલ્લાંજ રાખવાં જોઇએ અને આંખો બંધ કરવાને બદલે ઉઘાડીજ રાખી આસપાસ જોવું જોઇએ. તારી પડોશમાં હજારો ગરિબ અને નિરાધાર મનુષ્યો વસતાં હશે. તારાથી બને તેટલી સેવા તેમની તારે કરવી જોઇએ. કોઇ માણસ માંદુ હોય અને તેની સારવાર કરનારૂં કોઇ ન હોય તેવાની તારે ચાકરી કરવી જોઇએ. કોઇની પાસે ખાવાનું ન હોય તેવાને તારે ખવરાવવું જોઇએ. કોઇ અભણ હોય તેવાને તારે ભણાવવું જોઇએ.

તારે જો શાંતિ મેળવવી હોય તો તને મારી આ સલાહ છે. તારાથી બની શકે તેટલી બીજાઓની સેવા કર."

એક દિવસ એક વૃદ્ધ પ્રોફેસર જે શ્રીરામકૃષ્ણના ભક્ત હતા તે સ્વામીજીની પાસે આવ્યા અને તેમને પૂછવા લાગ્યા કે; "સ્વામીજી, તમે સેવા, પરોપકાર અને જગતનું કલ્યાણ કરવાની વાતો કરો છો; પરંતુ એ પણ માયાનાંજ કાર્યો છે. વેદાન્ત પ્રમાણે તો મનુષ્યે મુક્તિને પ્રાપ્ત કરવાને માયાનાં સર્વ બંધનોને તોડી નાંખવાં જોઇએ. તેને બદલે પરોપકારાદિ કરવાથી તો માયાની ઉપાધિમાં મન પડી જાય છે."

સ્વામીજીએ એકદમ જવાબ આપ્યો: "પણ ત્યારે તો મુક્તિને પ્રાપ્ત કરવી એ પણ પાપનુંજ કાર્ય નથી? આત્મા સર્વદા મુક્ત છે એમ વેદાન્ત આપણને શિખવતું નથી? મુક્ત આત્માની બાબતમાં મુક્તિ મેળવવાની કેવી હોય? કાંટા વડે કાંટો કહાડવાની પેઠે અથવા તો (કપડામાંના મેલરૂપી) એક વસ્તુને બીજી (સાબુરૂપી) વસ્તુ વડે દૂર કરવાની પેઠે તામસ માયાને માયાથી અને રાજસ માયાને સાત્વિક માયાથીજ દૂર કરવાનું બની શકે છે. પછી જે એકલી સાત્વિક માયા રહેશે તેનો તો સ્વભાવજ એવો છે કે તે આપો આપજ દૂર થઇ જશે."

એક દિવસ શ્રીરામકૃષ્ણ પરમહંસના ભત્રીજા શ્રીરામલાલ ચટ્ટોપાધ્યાય સ્વામીજીને મળવાને આવ્યા. તેમને જોઇને સ્વામીજી એકદમ ખુરશી ઉપરથી ઉભા થયા અને પોતાની ખુરશી તેમને આપી. એ વખતે બીજા જે અનેક મનુષ્યો સ્વામીજીની આસપાસ બેઠેલા હતા તેમની વચમાં સ્વામીજીની ખુરશી ઉપર બેસવાનું રામલાલને ઠીક લાગ્યું નહિ તેથી તેમણે સ્વામીજીને પોતાને સ્થાને પાછા બેસી જવા કહ્યું; પણ સ્વામીજીએ તે માન્યું નહિ. તેમણે રામલાલને આગ્રહપૂર્વક પોતાની ખુરશી ઉપર બેસાડયા અને ખુરશી એકજ હોવાથી સ્વામીજી

પોતે આંટા ફેરા કરવા લાગ્યા અને મુખેથી ઉચ્ચારવા લાગ્યા કે "गुरूवत् गुरूपुत्रेषु।" સ્વામીજીની સાદાઇ, નિરાભિમાન અને ગુરૂભક્તિનો આ ઉત્તમ દાખલો છે.

જુદા જુદા સ્વભાવનાં મનુષ્યો સ્વામીજીની પાસે આવતાં અને જુદા જુદા વિષયોનું નિરાકરણ કરી લેતાં. એકવાર એક મનુષ્યે સ્વામીજીને કહ્યું કે, જ્યાંસુધી મનુષ્ય પોતાની જાતને સૌથી હલકામાં હલકા ગણે નહિ ત્યાંસુધી ઉચ્ચ ધાર્મિકતાનો વાસ તેનામાં થઇ શકે નહિ એ વાત ખરી છે કે નહિ ? સ્વામીજી બોલી ઉઠયાઃ " આપણે આપણી જાતને એટલી બધી હલકી શા માટે ગણવી જોઇએ ? આપણે મહાજ્યોતિના પુત્રો છીએ. અખિલ વિશ્વમાં જે મહાજ્યોતિ વ્યાપી રહેલી છે તેમાં આપણે રહીએ છીએ, વિચરીએ છીએ અને અસ્તિત્વ ધરાવીએ છીએ. એ સત્યને જો આપણે સમજ્યા હઇએ તો પછી અજ્ઞાનાંધકારને લીધે જે કાંઇ દોષો આપણામાં હોય તે ધાતુ ઉપરથી મેલ ઘસી નાખીએ તેમ દૂર કરવા જોઈએ એ વાત ખરી છે; પણ આપણે મૂળેજ ખરાબ છીએ અને ખરાબમાં ખરાબ છીએ એવું ઉંધું તો નજ માની લેવું જોઇએ.

એક દિવસ એક ગૌરક્ષક મંડળીનો એક ઉપદેશક સ્વામીજીની પાસે આવીને ગૌરક્ષાના કામમાં પૈસાની મદદ માગવા લાગ્યો.

સ્વામીજીએ તેને પૂછ્યું કે મધ્ય હિંદુસ્તાનમાં ભયંકર દુકાળ ચાલી લાખો માણસ મરી રહ્યાં છે તેમને બચાવવાને તમારી મંડળી કાંઈ કરે છે ?

ઉપદેશક—એવી બાબતોમાં મદદ કરવી એ અમારૂં કામ નથી. ગૌમાતાઓનું રક્ષણ કરવું એજ અમારો હેતુ છે.

સ્વામીજી—પણ ભૂખથી મરી જતાં મનુષ્યોને મુઠીભર અનાજ આપીને બચાવવા એ જીવ દયાનું મોટું કામ છે અને એ તમારી ફરજ

છે એમ તમને નથી લાગતું ?

ઉપદેશક—તેઓનાં કર્મોનુંજ ફળ તેઓ ભોગવી રહેલા છે.

સ્વામીજી—સાહેબ, જે મંડળોમાં માનવજાતિ માટે દયાની લાગણી નથી; જે મંડળો પોતાના સ્વદેશ બંધુઓને ભૂખે મરતા ઢોર પેઠે જોયા કરીને માત્ર પશુ પક્ષીઓને માટેજ લાખો રૂપીઆ ખરચી નાંખે છે; તેવાં મંડળોને માટે મને જરાએ લાગણી નથી. " મનુષ્યો તેમનાં દુષ્કર્મોને લીધે દુકાળમાં મરે છે માટે તેમને મરવા દો " આવાં નિર્દયતાથી ભરેલાં વચનો ઉચ્ચારતાં તમને શરમ આવતી નથી ? જો બધુંએ સૌ સૌના કર્માનુસારજ થાય છે તો પછી ગૌમાતાઓ માટે અને પોતાના નિર્વાહ માટે પણ માણસે શું કરવા યત્ન કરવો જોઇએ !

ઉપદેશક—પણ સ્વામીજી, આપણાં શાસ્ત્રો કહે છે કે " ગાય આપણી માતા છે ! "

એ શબ્દો સાંભળીને સ્વામીજી જરાક હસ્યા અને બોલ્યા " હા, ગાય તમારી માતા છે, નહિ તો આવા તમારા જેવા (બળદ જેવા) બુદ્ધિશાળી પુત્રો પેદા થાય ક્યાંથી ? "

ઉપદેશકના ગયા પછી સ્વામીજીએ બીજા બેઠેલા ગૃહસ્થોને કહ્યું કે આવા ઉંધા વિચારોથીજ આખો દેશ દુર્દશામાં જઇ પડેલો છે. કર્મના નિયમને લોકો કયાં સુધી અવળો ઘસડી ગયા છે અને તેમાંથી કેવી નિર્દયતા ઉત્પન્ન થઇ રહેલી છે ! અફસોસ ! જેમને મનુષ્યો માટે લાગણી ન હોય તેમને મનુષ્યોજ શી રીતે કહેવાં ! "

સ્વામીજીના બધા સંવાદોનું વર્ણન આ સ્થળે આપી શકાય નહિ.* અહીંઆં એટલુંજ કહેવું બસ થશે કે તેમના સંવાદો અને વાર્તાલાપ હિંદના યુવાનોને સ્વકર્તવ્યનું ભાન કરાવનારા છે. તે સંવા-

* સસ્તા સાહિત્ય તરફથી આ સંવાદો પણ નિકળ્યા છેજ.

દોમાં સ્વામીજીએ ભારતવર્ષને પોતાનો સંદેશો કહેલો છે. તે સંવાદો સ્વદેશપ્રીતિ અને ધર્મભાવનાથી ભરપુર છે.

એક દિવસ એક શિષ્ય જોડે વાત કરતાં સ્વામીજી કહેતા હતા કે; છેલ્લાં હજારેક વર્ષથી તમને હિંદવાસીઓને એમજ કહેવાતું રહ્યું છે કે તમે નિર્બળ છો અને તમે પણ તેમજ માની બેઠેલા છો; પરંતુ આ મારૂં શરીર પણ તમારી પેઠે ભારતભૂમિમાંજ જન્મ પામેલું છે કે નહિ ? છતાં પણ જે પરદેશીઓ તમને નિર્બળ અને હલકા ગણે છે તેઓ મને શા કારણથી ગુરૂ તરીકે માને છે ? મારી આત્મશ્રદ્ધાથી અને પ્રભુકૃપાથીજ તેમ બન્યું છે. મારામાં જે આત્મશ્રદ્ધાએ વાસ કરેલો છે તે આત્મશ્રદ્ધા જો તમારામાં હોય–જો તમે પણ એમજ માનો કે તમારામાં અપરિમિત શક્તિ અને નિઃસિમ જ્ઞાન ભરેલાં છે તો તમે પણ અવશ્ય મારા જેવા થઇ શકો અને અદ્ભુત કાર્યો કરી શકો. તમે કહેશો કે એવો વિચાર કરવાનું સામર્થ્યજ અમારામાં ક્યાં છે ? અમારામાં તેવી શ્રદ્ધા જગવનારા અને અમને એવા સામર્થ્યનો બોધ આપનારા ગુરૂઓ ક્યાં છે ? પરંતુ તમને તે આત્મશ્રદ્ધા અને સામર્થ્યનો બોધ કરવાને અને મારા પોતાના દૃષ્ટાંતથી તમને તે પ્રત્યક્ષ કરાવવાનેજ હું તમારી પાસે આવેલો છું. તે મહા સત્યને તમે મારામાંથી શિખો અને અનુભવો. પછી શહેરે શહેર અને ગામે ગામ ફરીને એ સત્યને ફેલાવો. જાઓ, અને દરેક ભારતવાસીને કહો કે, " ઉઠો, જાગૃત થાઓ, સ્વપ્નાવસ્થાનો ત્યાગ કરો. જાગૃત થાઓ અને તમારામાં રહેલા દેવત્વને બહાર કહાડો. " દુનિયામાં એવી આવશ્યકતા એકે નથી, એવું દુઃખ એકે નથી કે જે આત્મશ્રધ્ધાથી દૂર ન થઇ શકે.

હવે કેટલાક પંડિતો પણ સ્વામીજીના જ્ઞાનની કસોટિ કહાડવાને સીલના બગીચામાં આવવા લાગ્યા. વેદ અને દર્શનોમાં પારંગત થયેલા

કેટલાક ગુજરાતી પંડિતો એકવાર સ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કરવાને આવ્યા. તેઓએ સંસ્કૃતમાંજ વાત શરૂ કરી. સ્વામીજી પણ તેમને સંસ્કૃતમાંજ જવાબ આપવા લાગ્યા. સ્વામીજીની વાણી મધુર હતી અને પંડિતો કરતાં પણ વધારે ઝડપથી તે બોલી શકતા હતા. બોલતાં બોલતાં સ્વામીજીથી એક ભૂલ થઈ ગઇ. "સ્વસ્તિ" ને બદલે "અસ્તિ" તેમનાથી બોલાઈ ગયું! આ નજીવી બાબતને મોટું સ્વરૂપ આપીને પંડિતો ખડખડ હસવા લાગ્યા! સ્વામીજીએ પોતાની ભૂલ એકદમ સુધારી અને તે કહેવા લાગ્યા કે "પંડિતોનો હું દાસ છું. એવી નજીવી ભુલને તો તેમણે જતી કરવી જોઇએ." એ પછી પૂર્વ મિમાંસા અને ઉત્તર મિમાંસા વગેરે ઉપર કેટલીક ચર્ચા ચાલ્યા પછી ઘેર જતે જતે પંડિતો સ્વામીજીના સ્નેહીઓને કહેવા લાગ્યા કે, સ્વામીજીને સંસ્કૃત વ્યાકરણનો વધારે ઉંડો અભ્યાસ હોય એમ લાગતું નથી, પણ આપણાં શાસ્ત્રો ઉપર તો તેમણે ઘણો સારો કાબુ મેળવેલો છે. વાદવિવાદ કરવામાં તેમની શક્તિ અપૂર્વ છે. તેઓ ઘણીજ અજાયબી ભરેલી રીતે પોતાના વિચારો દર્શાવે છે અને બીજાના તર્કોને તોડી નાંખે છે. તેમની બુદ્ધિ ઘણીજ વિલક્ષણ છે.

પંડિતોના ગયા પછી સ્વામીજીએ સર્વેને જણાવ્યું કે આપણા પંડિતો વિદ્વાન હોય છે, પણ તેમની રીતભાત અસભ્ય હોય છે. એકાદ શબ્દની ચુક માટે મારા પ્રત્યે તેમણે જે રીતભાત દર્શાવી તેવું પશ્ચિમમાં ચાલી શકે નહિ. પશ્ચિમના સુશિક્ષિત વર્ગના લોકો સામાના કહેવાનો ભાવાર્થ શો છે તેજ જાણવાનો પ્રયાસ કરે છે. તેઓ ભાષા કે વ્યાકરણ સંબંધી ભૂલને મહત્વ આપતા નથી અને હસવા મંડી પડી વક્તાનું અપમાન કરતા નથી. તેઓ વિષયને બાજુ ઉપર મૂકી એવી નજીવી બાબતોમાં જીવ ઘાલતાજ નથી. આપણા પંડિતો તો કહેવાની મતલબને બાજુ ઉપર મૂકી દે છે અને શબ્દોને

માટેજ મારામારી કરી મૂકે છે. તેઓ પતરાળાં પડીયામાંથી વાંકા સુંકાપણું શોધી કહાડીને તેને માટેજ એટલા બધા લડી મરે છે કે પતરાળામાં ખોરાક પીરસવાનુંજ બને નહિ ને પીરસાયું હોય તો ખાવાનું બને નહિ. પશ્ચિમના પ્રદેશોમાં જતા પહેલાં પણ સ્વામીજી ઘણીવાર કહેતા હતા કે ઉચ્ચ વિચારો અને વ્યવહારિક જીવન વચ્ચે રહેલો સંબંધ સમજીને તે પ્રમાણે વર્તવાની તો તેઓ જરૂરજ જોતા નથી. ઘણા કાળથી ચાલતા આવતા જુના ચીલામાં તેઓ પોતાનું જીવન વહેવરાવ્યા કરે છે અને પોપટીયા તત્વજ્ઞાનની મિથ્યા કડાકુટમાં સંતોષ માને છે.

## પ્રકરણ ૪૭ મું-રામકૃષ્ણ મિશનની સ્થાપના.

કલકત્તામાં સ્વામી વિવેકાનંદનું ચિત્ત અનેક બાબતોમાં પરોવાઇ રહ્યું હતું; છતાં દક્ષિણેશ્વરની પાસે આવેલા આલમબજાર મઠ તરફ તેમનું લક્ષ્ય વધારે હતું. ઘણા વરસના વિયોગ પછી સ્વામી વિવેકાનંદને-તેમના વ્હાલા નરેન્દ્રને-જોઇને મઠના સાધુઓની ખુશાલીનો પાર રહ્યો નહિ.

શ્રી રામકૃષ્ણ સાથે ગાળેલા દિવસો અને પરિવ્રાજક સાધુઓ તરિકે ગાળેલો સમય સર્વેને યાદ આવવા લાગ્યો. સ્વામીજી પોતાના ગુરૂભાઇઓ અને શ્રીરામકૃષ્ણના ભકતોને પશ્ચિમની અનેક વાતો અને અનુભવો કહેવા લાગ્યા. ધીમે ધીમે સ્વામીજી તેમની દૃષ્ટિને ઘણી વિશાળ બનાવવા લાગ્યા. પોતાના પાશ્ચાત્ય શિષ્યોને તેમની સાથે મેળવવા લાગ્યા. પ્રથમ તો તેમના જુના વિચારના અને ધર્મચુસ્ત ગુરૂભાઇઓ તેઓનો સહવાસ રાખવાની ના પાડવા લાગ્યા; પરંતુ ધીમે ધીમે તેમના મનનું સાંકડાપણું સ્વામીજીએ કહાડી નાંખ્યું અને

સર્વે ગુરૂભાઇઓ પાશ્ચાત્ય શિષ્યોને પણ પ્રભુનાં બાળકો, શ્રીરામકૃષ્ણના ભક્તો અને પોતાનાં સગાંવહાલાં તરિકે ગણવા લાગ્યા. સર્વે ગુરૂભાઇઓ મનમાં સમજવા લાગ્યા કે પાશ્ચાત્ય શિષ્યો માત્ર નામમાંજ પાશ્ચાત્યો છે, વિચારમાં અને આચારમાં તો તેઓ ખરેખરા હિંદુ—રે, બ્રાહ્મણ જેવાજ બની રહેલા છે!

સ્વામીજીની શારીરિક સ્થિતિ હવે બરાબર રહેતી નહિ. તેમને અત્યંત શ્રમ લેવો પડયો હતો. સ્વામીજી આરામ લેવાની ઇચ્છા કરતા હતા, પણ તેમનો પરોપકારી સ્વભાવ તેમને જરાયે જંપીને બેસવા દે તેમ નહોતું. ડાક્તરોએ આરામ લેવાની સલાહ આપવાથી સ્વામીજીએ ભાષણો આપવાનાં બંધ કર્યા, પણ મનમાં બે મોટા મઠ સ્થાપવાની યોજનાઓ ઘડવા માંડી. પોતાના અમેરિકન અને અંગ્રેજ શિષ્યોની સહાયથી સ્વામી વિવેકાનંદે બે મોટા ભવ્ય મઠોની સ્થાપના કરી. એક મઠ કલકત્તામાં આવેલો છે અને તે બેલુરમઠને નામે ઓળખાય છે. બીજો મઠ હિમાલયમાં છ હજાર ફીટ ઉંચા શિખર ઉપર બાંધવામાં આવેલો છે. તે માયાવતી અદ્વૈત આશ્રમ નામથી ઓળખાય છે. બંને મઠોની અંદર ન્યાત જાતના ભેદ વગર સર્વેને વેદાન્તનું શિક્ષણ આપવામાં આવે છે. એમાંના અદ્વૈત આશ્રમમાં મુખ્યત્વે કરીને અમેરિકન અને અંગ્રેજ શિષ્યો રહે છે.

આપણા જુના વિચારના સંન્યાસીઓ ગરિબ અને તવંગરને એકજ પ્રકારનો બોધ આપી રહેલા છે. બંનેને તેઓ જગતના મિથ્યાપણાનીજ વાતો કર્યા કરે છે. જેને ખાવાને અન્ન નથી તેને પણ બ્રહ્મ અને માયાનીજ વાતો સમજાવ્યા કરે છે. પણ જેના પેટમાં ખાડો પડેલો હોય તેને એવું બ્રહ્મજ્ઞાન રૂચેજ ક્યાંથી ? સ્વામી વિવેકાનંદ જેને અન્ન કે વસ્ત્રની જરૂર હોય તેને ત્યાગ ધર્મનો ઉપદેશ કરતા નહિ. તેઓ તેને તેની આર્થિક સ્થિતિ સુધારવાનો બોધ કરતા

અને બને તો તેને તેનો ઉપાય પણ બતાવતા. પ્રજારૂપી વૃક્ષનાં મૂળ, ડાળાં અને થડ, સર્વેને પોષણ આપનારી સઘળી પ્રવૃત્તિઓ તરફ સ્વામીજીની સહાનુભૂતિ હતી. પ્રજારૂપી વૃક્ષનાં મૂળને પોષવાં અને ડાળાં તરફ બેદરકાર રહેવું કે ડાળાંને પોષવાં અને મૂળ તરફ બેદરકાર રહેવું, એ સ્વામીજીની દીર્ઘદૃષ્ટિમાં પ્રજારૂપી વૃક્ષનું પોષણ ગણાતુંજ નહિ.

હવે સ્વામીજી પોતાના ગુરૂભાઇઓ, શિષ્યો અને શ્રીરામકૃષ્ણના ભક્તોનું ચારિત્ર્ય ઘડવા લાગ્યા. તેમનામાં આત્મશ્રદ્ધાનો વિકાસ કરવા લાગ્યા. "તમે સિંહો છો, તમે આધ્યાત્મિક બળના ભંડાર છો, સર્વ શક્તિમાન છો, અખિલ વિશ્વને ધ્રૂજાવવાની તમારામાં શક્તિ રહેલી છે, માત્ર તમે આત્મશ્રદ્ધા ધરો અને તમારામાં રહેલી શક્તિઓને જાગૃત કરો," એવા એવા અનેક બોધ સ્વામીજી તેમને કરવા લાગ્યા. ગરિબ, નિરાધાર, રોગી વગેરેની સેવા કરો અને તમારા દાખલાથી જગતને તેવી સેવા કરવાનું શીખવો. તમારે હવે દેવાલયોમાંજ પ્રભુનાં દર્શન કરવાનાં નથી, પણ પ્રભુનો સાક્ષાત્કાર ગરિબ અને રોગી મનુષ્યોમાં–પ્રભુના વિરાટ સ્વરૂપ–જગતમાં–રાષ્ટ્રમાં કરવાનો છે. તમારા ધર્મને માટે, તમારા દેશને માટે તમારે એકાંત વાસમાંથી બહાર નીકળવાનું છે અને હજારો નિરાશ્રિત, અજ્ઞાની અને દુઃખી મનુષ્યોનાં અંતઃકરણમાં આશા, આશ્વાસન અને જ્ઞાનનો વાસ કરાવવાનો છે. મારે ભારતવર્ષમાં નવીન પ્રકારનાજ સંન્યાસીઓ ઉભા કરવાના છે અને તે એવા હોવા જોઇએ કે જે પોતાની મુક્તિની દરકાર નહિ કરતાં ગરિબ અને દુઃખીને સહાય અર્પવામાં નરકવાસ ભોગવવો પડે તો તે પણ વેઠી લે.

કલકત્તાના કેટલાક યુવાનો અત્યાર સુધી સ્વામીજીના કહ્યા પ્રમાણે બ્રહ્મચારીનું જીવન ગાળી રહ્યા હતા. તેમને હવે સંન્યાસ દિક્ષા લેવાની ઇચ્છા હતી. સ્વામીજીએ તેમનો અધિકાર જોઇને તેમને

સંન્યાસ દિક્ષા આપી. દિક્ષાની કેટલીક સામાન્ય વિધિ થયા પછી સઘળા બ્રહ્મચારીઓ સ્વામીજીને પગે લાગ્યા. સ્વામીજી તેમને આશિર્વાદ આપીને બોલ્યા કે, "મનુષ્ય જીવનનું ઉંચામાં ઉંચુ વ્રત તમે ધારણ કરો છો. ધન્ય છે તમારા જન્મને, ધન્ય છે તમારી જનનીને, ધન્ય છે તમારા પૂર્વજોને!"

સાંજે સ્વામીજીએ વૈરાગ્યની મહત્તા સમજાવતાં દિક્ષા લેનારાઓને સંબોધીને કહ્યું કે; "યાદ રાખો કે પોતાનો મોક્ષ મેળવવાને અને જગતનું કલ્યાણ કરવાને માટેજ સંન્યાસનો આશ્રમ છે. **आत्मनः मोक्षार्थं जगद्धिताय च ।** ચારિત્રબળ અને આધ્યાત્મિક સમૃદ્ધિને ખીલવીને જનસમાજમાં તમારે તેને ફેલાવવાની છે. આપણાં મહાન શાસ્ત્રોના સિદ્ધાંતો કે જે સર્વને માટે અનુકુળ અને સુગમ થઇ પડે તેમ છે. તે સર્વને સમજાવી તેમનો વ્યવહાર નીતિમય, સરલ, ઉદાર અને ઉચ્ચગામી બને તેમ કરવાનું છે. જ્ઞાન ભક્તિનાં અધિકારી ઉચ્ચ હૃદયોમાં જ્ઞાનનો પ્રકાશ પાડીને તેમાં સુઇ રહેલા પરબ્રહ્મરૂપી સિંહને જાગૃત કરવાનેજ આ જગતમાં સંન્યાસીનું જીવન છે. માટે **ઉઠો, જાગૃત થાઓ અને બીજાઓને જાગૃત કરો. તમારૂં કર્તવ્ય બજાવો, એટલે મોક્ષને પણ આપોઆપ જ તમારી પાસે આવી પડેલો જોશો."** સ્વામીજીએ ઉપલાં વાક્યોમાં સંન્યાસનો હેતુ અને આદર્શ પોતાના ગુરૂભાઇઓ અને શિષ્યોને સમજાવી દીધાં હતાં.

ઉપરના શબ્દો બોલતે બોલતે સ્વામીજીના મુખ ઉપર આધ્યાત્મિકતાનું દિવ્ય તેજ પ્રસરી રહ્યું હતું. તેમના હૃદયમાંથી અલૌકિક પ્રકાશ અને જુસ્સો સર્વ તરફ વહી રહ્યાં હતાં. "સ્વામીજી આગળ બોલવા લાગ્યા કે તમારી જાતને માટે સુખ સગવડ નહિ શોધતાં સર્વ યોગક્ષેમ ઇશ્વર ઉપરજ રહેવા દેજો. દરેક પ્રકારની આસક્તિને-કાંચન

અને કામિનીને વગર ઇચ્છયાં—તમારે છેદી નાખવી. આવી મળે તોપણ તેને ઝેર સમાન ગણીને તેનાથી દૂરજ રહેજો. જ્ઞાન અને ચારિત્રના ધન આગળ તેને અને રાજ્યપ્રાપ્તિને પણ તુચ્છજ જાણજો આ ઋષિવાક્ય સદા નજર સામે રાખ્યા કરજો કે **अभिमानं सुरापानं गौरवं घोर रौरवं। प्रतिष्ठा सुकरी विष्टा त्रिणत्यक्त्वा सुखि भवेत ॥** અર્થાત્ દેહાભિમાનને સુરાપાન સમજજો. કુળ કે જાતિની ઉચ્ચતાના ગૌરવને ઘોર નર્કતુલ્ય જાણજો. દંભ અને દેખાવ ને ઝુકી પડવાવાળી દિવાની દુનિયાની વાહવાહને સુકરીની વિષ્ટા સમજજો. આ ત્રણેને ત્યજવાથીજ તમે આત્મસુખને પામી શકશો. એ કશાની ઇચ્છા ન રાખતાં તમારા મોક્ષને માટે અને જગતનું કલ્યાણ કરવાને માટેજ તમારે તમારૂં જીવન ગાળવાનું છે. હું તમને પૂછું છું કે તમે તમારા ખરા અંતઃકરણથી આ બધું કરશો? પૂરેપૂરો વિચાર કર્યા પછીજ સંન્યાસ ગ્રહણ કરો; હજી પણ પાછા પૂર્વાશ્રમમાં ચાલુ રહેવું હોય તો રહી શકશો.

આ પ્રમાણે પૂછવામાં આવ્યું ત્યારે ચારે બ્રહ્મચારીઓએ હા કહી. પછીથી સ્વામીજીએ વિરજાહોમ કરાવ્યો. અગ્નિની સમક્ષ બ્રહ્મચારીઓએ આલોક પરલોક સંબંધી સર્વ કામનાઓના ત્યાગની પ્રતિજ્ઞા લઇ પોતાના અંતઃકરણને પવિત્ર, બળવાન અને સફળ કરવાની પ્રભુપ્રાર્થના કરી. આ પ્રમાણે થઇ રહ્યા પછી સ્વામીજીએ તેમને સંન્યાસ દિક્ષા આપી. મઠમાં તે દિવસ અત્યંત આનંદમાં પસાર થયો. સર્વત્ર જ્ઞાન અને વૈરાગ્યનો પવિત્ર પ્રકાશ છવાઇ રહ્યો.

જ્યારે સ્વામીજી કલકત્તા આવતા ત્યારે તે બગ બજારમાં બલરામ બાબુને ઘેર રહેતા. વખતે બલરામ બાબુનું ઘર અનેક ભક્તોથી ભરાઇ જતુ! ઘણા મનુષ્યો સ્વામી વિવેકાનંદનાં દર્શન કરવાને ત્યાં આવતા અને બલરામ બાબુના મકાનમાં

પવિત્રતા અને ધાર્મિકતાનું વાતાવરણ પ્રસરી રહેતું.

૧૮૯૭ ના મે માસની પહેલી તારિખે બપોરના ત્રણ ચાર વાગ્યાને સુમારે શ્રીરામકૃષ્ણના સઘળા શિષ્યો—સંન્યાસીઓ અને ગૃહસ્થો—બલરામ બાબુને ઘેર એકઠા થયા હતા. સ્વામીજીએ સર્વને આમંત્રણ મોકલ્યાં હતાં. અત્યાર સુધી શ્રીરામકૃષ્ણના સંન્યાસી અને ગૃહસ્થાશ્રમી શિષ્યો વચ્ચે કોઈપણ જાતનું સહકારિત્વ હતું નહિ. તેઓ પોતાને ફાવે તેમ પ્રભુભક્તિ અને પરોપકાર કરી રહ્યા હતા. તેમની ધાર્મિક અને પરોપકારી પ્રવૃત્તિઓને વ્યવસ્થામાં લાવી મૂકવાનો સ્વામીજીનો ઘણા વખતથી વિચાર હતો. સર્વ આવી રહ્યા પછી સ્વામીજી કહેવા લાગ્યા કે; "મારા જુદા જુદા દેશોના અનુભવ ઉપરથી હું એવા સિદ્ધાંત ઉપર આવેલો છું કે આપણી પ્રવૃત્તિઓની બરાબર વ્યવસ્થા કર્યા વગર તેમાંથી કોઇપણ જાતનું કાયમનું કે મોટું ફળ નિપજી શકવાનું નથી. અહીંની હાલની સ્થિતિ જોતાં, પ્રજાસત્તાક રાજ્યોમાં થાય છે તેમ દરેક સભાસદને સરખો હક્ક મળે અને ઠરાવ વધુ મતે પસાર થાય તે મુજબ કામ કરવું એવી પદ્ધતિ મને ઉચીત લાગતી નથી. જ્યારે આપણે સ્વાર્થ કરતાં સમાજ કે પ્રજાના હિતને વધારે અગત્યનું ગણતાં શિખીશું ત્યારેજ આપણને એ પદ્ધતિ માફક આવશે. માટે હાલમાં તો આપણે આપણી સમાજનો કોઇ પણ નેતા નીમવો જોઇએ અને એ નેતાની આજ્ઞાને સર્વેએ માનવી જોઇએ."

"જેના નામથી દોરાઇને અમે બધા સંન્યાસી થયેલા છીએ, જેને પોતાના ગુરૂ તરિકે ગણીને તમે બધા ગૃહસ્થ ભક્તો સંસારની પ્રવૃત્તિઓમાં ભાગ લઇ રહેલા છો, જેનું પવિત્ર નામ અને જેના અદ્ભુત જીવન અને બોધની અસર ફક્ત બાર વરસમાંજ પૂર્વ અને પશ્ચિમના પ્રદેશોમાં પ્રસરી રહેલી છે, તે શ્રીરામકૃષ્ણ પરમહંસના નામ ઉપરથી આપણા સંઘ અથવા સમાજનું નામ "રામકૃષ્ણ મિશન" રાખવું ઠીક જણાય છે."

સ્વામીજીની દરખાસ્તને સર્વેએ અનુમોદન આપવાથી રામકૃષ્ણ મિશનની સ્થાપના થઇ. પછીથી તેના કાર્ય તથા નિયમો વિષે વાદવિવાદ ચાલ્યો અને છેવટે સર્વાનુમતે નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા.

સમાજનો હેતુ—શ્રીરામકૃષ્ણે પોતાના જ્ઞાન અને ચારિત્ર વડે જે ઉચ્ચ સત્યો પ્રબોધ્યાં છે તેને પોતાના જ્ઞાન અને ચારિત્રમાં ઉતારીને તથા લોકોમાં ફેલાવીને જનસમૂહની શારિરીક, માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો.

સમાજનું કર્ત્તવ્ય—જુદા જુદા ધર્મો એકજ સર્વસામાન્ય ધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે એમ અનુભવ કરીને શ્રીરામકૃષ્ણે જુદા જુદા ધર્મો વચ્ચે પ્રેમની લાગણી વધારવા જે જે ઉપાયો યોજેલા છે તેમને અમલમાં મૂકવા.

સમાજની કાર્યપદ્ધતિ—જનસમૂહનું વ્યાવહારિક અને પારમાર્થિક કલ્યાણ સાધવાને માટે જે જ્ઞાન અને વિજ્ઞાનની જરૂર પડે તે જ્ઞાન અને વિજ્ઞાનને શિખવનારા ઉપદેશકોને તૈયાર કરવા. દેશની કલાઓ અને ઉદ્યોગોને ઉત્તેજન આપવું.

હિંદમાં કરવાનું કાર્ય—હિંદના જુદા જુદા ભાગોમાં મઠો અને આશ્રમો સ્થાપવા અને તેમાં સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓને એવી રીતે કેળવવા કે તેઓ લોકોને કેળવણી આપવામાં અને એક સ્થળેથી બીજે સ્થળે જઇ કેળવણીનાં સાધનો એકઠાં કરવામાં પોતાનું આખું જીવન વ્યતીત કરે.

પરદેશ સંબંધી કાર્ય—રામકૃષ્ણ મિશનના સુશિક્ષીત સભાસદોને હિંદની બહારના પ્રદેશોમાં ઉપદેશકો તરિકે મોકલવા અને ત્યાં સત્ય ધર્મનો ફેલાવો કરવો, જુદે જુદે સ્થળે ધાર્મિક મથકો સ્થાપવાં અને તે મથકો તથા હિંદના મઠો અને આશ્રમો વચ્ચે પ્રેમ અને સહકારિત્વની લાગણી વધારવી. સમાજનું કાર્ય અને તેના હેતુઓ કેવળ

ધાર્મિક છે અને તે લોકોના આર્થિક, સામાજિક અને ધાર્મિક હિતને માટેજ છે. તેમને રાજ્યદ્વારી વિષયો સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી.

સભાસદની યોગ્યતા—શ્રીરામકૃષ્ણનું જીવન અને તેમના હેતુઓમાં જેમને શ્રધ્ધા છે અથવા સમાજના ઉપર કહેલા હેતુઓ અને કાર્યમાં મદદ કરવાની જેમની ઇચ્છા છે, તેવા મનુષ્યો તેના સભાસદ થઇ શકશે.

ઉપરના ઠરાવો પસાર થયા પછી સ્વામી વિવેકાનંદને રામકૃષ્ણ મિશનના મુખ્ય નેતા તરિકે ચૂંટવામાં આવ્યા. સ્વામી બ્રહ્માનંદને તેના પ્રમુખ બનાવવામાં આવ્યા. સ્વામી યોગાનંદને તેના ઉપ પ્રમુખ તરિકે નીમવામાં આવ્યા. પ્રથમ એમ નક્કી કરવામાં આવ્યું કે દર રવિવારે બલરામ બાબુના મકાનમાં સભા ભરવી અને તેમાં ગીતા, ઉપનિષદો વગેરેમાંથી અમુક અમુક ભાગ વાંચવા અને તેના ઉપર વાદવિવાદ કરવો તેમજ વખતો વખત સમાજમાં નિબંધો વંચાવવા અને ભાષણો અપાવવાં. એ પ્રમાણે ત્રણ વર્ષ સુધી રામકૃષ્ણ મિશને બલરામ બાબુના મકાનમાં સભાઓ ભરી. જ્યારે જ્યારે સ્વામી વિવેકાનંદ કલકત્તામાં હાજર હોય ત્યારે ત્યારે તે સભામાં આવીને સર્વને બોધ આપતા અને પોતાની અદ્દભુત સંગીત કલાથી શ્રોતાઓનાં મન રંજીત કરતા.

સમાજનું કાર્ય અને તેના હેતુઓ તરફ સ્વામીજીના કેટલાક ગુરૂભાઇઓ શંકાની નજરથી જોતા. તેઓનું માનવું એવું હતું કે શ્રીરામકૃષ્ણે પોતાના જીવનમાં યોગ, સમાધિ અને આત્મસાક્ષાત્કાર સિવાય બીજું કશુંએ કર્યું નથી અને સંન્યાસીઓનું કર્તવ્ય માત્ર પ્રભુની ભક્તિ, યોગની સાધના કે શાસ્ત્રના પઠન પાઠનમાં રહેલું છે. તેઓનું ધારવું એવું હતું કે સંન્યાસ ગ્રહણ કર્યા પછી મનુષ્યનો સંસાર સાથે સંબંધ નથી અને લોકકલ્યાણ કરવાની ઇચ્છા પણ તેને માટે બંધન રૂપજ છે. સ્વામીજીને તેઓ કહેવા લાગ્યા કે

સભાઓ ભરવી, ભાષણો કરાવવાં અને જનસમૂહનું કલ્યાણ કરવાને પ્રયાસ કરવો, એ બધું માત્ર પાશ્ચાત્ય વિચારોનું અનુકરણજ છે. ધાર્મિકતાનો આવો સંકુચિત અર્થ કેટલાકને કરતા જોઇને સ્વામીજી કહેતા કે "તમે શી રીતે જાણો છો કે મારા વિચારો શ્રીરામકૃષ્ણના વિચારો અને આદર્શને મળતા નથી? શ્રીરામકૃષ્ણ ઘણા ઉદાર, વિશાળ અને અપરિમિત વિચારોની સાક્ષાત મૂર્તિ હતા. તેવા શ્રીરામકૃષ્ણને તમારે તમારા વિચારોરૂપી હદમાંજ બાંધી રાખવા છે? તે હદને હું તોડી નાંખીશ અને શ્રીરામકૃષ્ણના વિચારોને આખા જગતમાં ફેલાવીશ. તમે જેમ તેમની છબીની માત્ર પૂજા કરી રહેલા છો તેમ તેમની પૂજાજ માત્ર કર્યા કરવાનો ઉપદેશ કરવાનું તેમણે મને કહ્યું નથી. મોક્ષ મેળવવાના માર્ગો અનેક છે. આ જગતમાં જે ઘણા મતપંથો પ્રવર્તી રહેલા છે તેમાં એકનો વધારો કરવાને સારૂ મારો જન્મ નથી. આપણે આપણા ગુરૂનો આશ્રય મેળવેલો છે તેથી આપણને ધન્ય છે; પરંતુ આપણને તેમણે જે વિચારો આપેલા છે તેનો જગતમાં છુટથી પ્રચાર કરીને ઋણમુક્ત થવું એ આપણું પરમ કર્તવ્ય છે."

ગુરૂભાઇઓમાંનો એક સંતુષ્ટ થઇને બોલી ઉઠયો કે, તમે જે ધારશો તે કરશો. અમે હમેશાં તમારી આજ્ઞા પાળવાને તૈયાર છીએ. હું સ્પષ્ટ રીતે જોઇ શકું છું કે ભગવાન રામકૃષ્ણજ તમારી મારફતે સઘળું કાર્ય કરી રહેલા છે. પરંતુ શ્રીરામકૃષ્ણની કાર્ય પદ્ધતિ જુદી હતી; તેથી વારંવાર મનમાં એમ થઇ જાય છે કે આપણે આડે માર્ગે તો જતા નહિ હોઇએ!"

સ્વામીજીએ જવાબ આપ્યો કે "વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે. શ્રીરામકૃષ્ણના શિષ્યો તેમને પુરેપુરા સમજી શકતા નથી. તેમના ધારવા કરતાં વધારે મહત્તા ભગવાન શ્રીરામકૃષ્ણ ધરાવતા હતા. અગણિત આધ્યાત્મિક વિચારોની તે સાક્ષાત્ મૂર્તિ હતા અને તે આધ્યા-

ત્મિક વિચારોનો અસંખ્ય રીતે વિકાસ કરી શકાય તેમ છે; પરંતુ તેઓ મારા શરીરદ્વારા પોતાનું કાર્ય કરવા ઇચ્છતા હોય અને મને તેમના સાધન તરિકે વાપરતા હોય, ત્યારે તો હું માત્ર તેમની ઇચ્છાનેજ વશ થાઉં છું."

ખરેખર, ભગવાન શ્રીરામકૃષ્ણનું જીવન એવું તો વિશાળ અને ઉંડું હતું કે તેમના સર્વ શિષ્યો તે વિશાળતા અને ઉંડાણને નજ જોઇ શકે. તેમનું અત્યંત ઉદાર ચરિત અને તેમનું વિશાળ હૃદય, તેમના અલૌકિક ઉદ્દગારો તથા સમાધિ પ્રસંગો અને મોક્ષ પ્રાપ્તિના ઉપદેશો લોકોની સ્થૂળ દૃષ્ટિને ન દેખાય એ સ્વાભાવિકજ છે. શ્રીરામકૃષ્ણના જીવનને બધી રીતે સમજાવવાનું કાર્ય તેમના પટ્ટ શિષ્ય સ્વામી વિવેકાનંદને સોંપવામાં આવ્યું હતું. મહાબુદ્ધિશાળી વિવેકાનંદજ પોતાના ગુરૂને બરાબર સમજી શકતા હતા. પોતાના ગુરૂને પગલે ચાલીને વૈરાગ્ય અને જનસેવા, એક બીજાનાં વિરોધી હોવાનો ખોટો ખ્યાલ તેમણે હિંદવાસીઓનાં હૃદયમાંથી કહાડી નાખ્યો છે. મનુષ્યમાં રહેલી દૈવી શક્તિઓ અને લાગણીઓને જનહિતનાં કાર્યોમાં વહેવરાવવાને અને વિવિધ પ્રકારે ધર્મનો પ્રચાર કરવાને સારૂજ તેમણે "રામકૃષ્ણ મિશન" સ્થાપેલું છે. "ત્યાગ અને જનસેવા" એ તેનો આદર્શ છે. સ્વામી વિવેકાનંદ દૃઢપણે માનતા હતા કે **આધુનિક હિંદનો પ્રજાકિય આદર્શ "ત્યાગ અને સેવાનો"**જ હોવો જોઇએ.

સ્વામી વિવેકાનંદનું ચરિત્ર સમજવામાં એટલું યાદ રાખવું જોઇએ કે પ્રસંગને અનુસરીને તેમના વિશાળ હૃદયમાં વિવિધ ભાવો ઉત્પન્ન થતા. ભક્તિનો પ્રસંગ આવતાં તેમનું હૃદય ભક્તિભાવથી ઉભરાઈ જતું અને જ્ઞાનનો પ્રસંગ નીકળતાં જ્ઞાનની ટોચે ચ્હડી જતું. સ્વદેશાભિમાનની વાત કરતાં તે કર્મયોગ અને સ્વદેશપ્રીતિમાં તરબોળ

થઇ જતું અને સુધારાની વાત ચાલતાં તે સુધારાના અનેક વિષયોને હાથ ધરી તેનું રહસ્ય સમજાવતું.

આમ જુદે જુદે પ્રસંગે સ્વામીજી જુદા જુદા રૂપે જણાતા અને તેમની લાગણીઓમાં પરસ્પર વિરોધ ભાસતો, પણ તે વિરોધ વિરોધ નહિ હોતાં એકમાં એકતાજ હતી, અને જેમ એક વૃક્ષને અનેક ડાળાં હોય તેમ સ્વામીજીની સઘળી લાગણીઓ-પ્રવૃત્તિઓ તેમના વિશાળ અંતઃકરણનાં ડાળ પાંખડાં રૂપજ હતી. મહાન પુરૂષોના ચારિત્ર્યને અને તેમના વિશાળ હૃદયને સામાન્ય મનુષ્યો સમજી શકતા નથી.

બલરામ બાબુને ત્યાં અનેક વિષયો ઉપર ચર્ચા થતી અને સ્વામીજી તેમાં મુખ્ય વક્તાનો ભાગ બજાવતા. દેશહિતના, ઇતિહાસના, મહાત્માઓ અને અવતારોને લગતા, એવા એવા અનેક મહત્ત્વના વિષયો ઉપર સ્વામીજી બહુજ લાગણીથી વાત કરતા. ગુરૂ ગોવિંદસિંહ ઉપર વાત ચાલતાં સ્વામીજી ઘણાજ જુસ્સાથી તે શિખ ગુરૂની કાર્ય પદ્ધતિનાં વખાણ કરતા. તે શિખ ગુરૂએ પોતાના શિષ્યોને કેવી અદ્દભુત રીતે કેળવ્યા હતા, તેમનામાં કેવું અલૌકિક શુરાતન હતું, અને સાથે સાથે તેમનો વૈરાગ્ય પણ કેવો તીવ્ર હતો, તે કેવું ઉત્કટ તપાચરણ કરતા, તેમનામાં કેવી અદ્દભુત સહનશીલતાએ વાસ કરેલો હતો, શિખ પ્રજાનો પુનરોદ્ધાર કરવાને માટે તે કેવી અંગતોડ મહેનત કરી રહ્યા હતા, કેટલાક મુસલમાન થઇ ગયેલા હિંદુઓને પાછા હિંદુધર્મમાં લાવવાને તે કેવો અથાગ શ્રમ વેઠી રહ્યા હતા અને પવિત્ર નર્મદા નદીને કિનારે કેવા શૌર્યથી તે મરણને શરણ થયા હતા, વગેરે બાબતો ઉપર સ્વામીજી અપૂર્વ પ્રકાશ પાડી રહ્યા હતા. ગુરૂ ગોવિંદસિંહે પોતાના શિષ્યોના હૃદયમાં શ્રદ્ધા અને હિંમતનો કેવો અલૌકિક જુસ્સો રેડયો હતો એ વાતને સ્વામીજી પુનઃ પુનઃ શ્રોતાઓનાં મગજમાં ઠસાવતા. એક લાખ કે તેથી પણ વધારે

મનુષ્યો સામે ઉભેલાં હોય તોપણ તેમનો શિષ્ય પોતાના હક્ક અને ધર્મના બચાવને માટે જરાએ પાછી પાની કરતો નહિ. એ વિષે વાત કરતાં સ્વામીજીનું હૃદય ઉછળતું અને તેમના હાવભાવ શ્રોતાઓના મગજમાં તે પ્રસંગની વસ્તુસ્થિતિનો તાદૃશ્ય ચિતાર ખડો કરતા. જ્યારે સ્વામીજી હિંદના મહાપુરૂષો વિષે કંઇ બોલતા ત્યારે શ્રોતાઓનો આત્મા અત્યંત ઉલ્લાસમાં આવી જતો, તેઓ પોતાનું ભાન ભૂલી જતા અને કથાના નાયકની સમીપમાંજ તે બેઠા છે એવો ભાસ તેમને થઇ રહેતો.

એક વખત બલરામ બાબુના ઘરમાં બેઠે બેઠે સ્વામીજી એક શિષ્યને ઋગ્વેદ વિષે વાત કહી રહ્યા હતા. ઋગ્વેદ ઉપર સાયણાચાર્યે ભાષ્ય લખેલું છે. એક ધનાઢય પુરૂષના મકાનમાંથી સ્વામીજીનો એક શિષ્ય મેક્સમુલરકૃત ઋગ્વેદ અને સાયણાચાર્યના ભાષ્યનું ભાષાંતર લઇ આવ્યો. સાયણાચાર્યે વેદોનું અનાદિત્વ સાબીત કરવાને માટે જે યુક્તિ અને તર્ક વાપરેલા છે તે તેમને સમજાવતાં સ્વામીજી સાયણાચાર્યની બુદ્ધિનાં ભારે વખાણ કરવા લાગ્યા. છતાં સાથે સાથે એટલું પણ કહેવુંજ જોઇએ કે સ્વામીજી હંમેશાં સત્યવક્તા અને સ્પષ્ટવક્તાજ રહેતા. સાયણાચાર્યનાં વખાણ કરવાની સાથે ઋગ્વેદની કેટલીક રૂચાઓનો અર્થ કરવામાં તે ભૂલેલા છે એમ પણ સ્વામીજી દર્શાવતા. વળી તે રૂચાઓનો ખરો અર્થ અને ખરૂં રહસ્ય પ્રમાણોની સાથે તે સમજાવતા.

ઋગ્વેદ ઉપર ચર્ચા કરતે કરતે સ્વામીજી કહેવા લાગ્યા કે; "મેક્સમુલરને મેં જોયા છે ત્યારથી મને એમજ લાગે છે કે જાણે પોતાના ભાષ્યને બરાબર સમજાવવાને સાયણાચાર્યેજ મેક્સમુલર તરિકે અવતાર લીધેલો છે! તેમને અને તેમનાં પત્નીને ઓક્સફર્ડના એક એકાંત અને શાંત પ્રદેશમાં વાનપ્રસ્થાશ્રમનું પાલન કરતાં જોઇને મને વૈદિક સમયનાં યશસ્વી વસિષ્ટ અને અરૂંધતીનોજ ખ્યાલ આવ્યો હતો. જ્યારે મેં તેમની પાસેથી વિદાય લીધી ત્યારે તે વૃદ્ધ પુરૂષની આંખોમાં ચોધારાં

આંસુ આવી ગયાં હતાં."

સ્વામીજીને પૂછવામાં આવ્યું કે "પવિત્ર ભારતવર્ષમાં બ્રાહ્મણ તરિકે શરીર ધારણ કરવાને બદલે સાયણાચાર્યે મ્લેચ્છ શરીરમાં કેમ જન્મ્યા હશે?"

સ્વામીજીએ જવાબ આપ્યો કે "વેદોનો અર્થજ જેને સમજાવવો છે અને ઉચ્ચ જ્ઞાનની સાક્ષાત્ મૂર્તિજ જેને થઇ રહેવું છે, તેને મન ન્યાત જાત કે વર્ણના ભેદનો શો અર્થ છે? જગતના કલ્યાણને માટે તે ફાવે ત્યાં જન્મ ધારણ કરે છે. જ્યાં ઘણી વિદ્યા અને લક્ષ્મીએ વાસ કરેલો છે એવા પશ્ચિમના પ્રદેશમાં જો તે જન્મ્યા ન હોત તો આવું મહત્ કાર્ય કરવાને જોઇએ તેટલું દ્રવ્ય તેમને ક્યાંથી મળ્યું હોત? તમે સાંભળ્યું નથી કે ઇસ્ટ ઇંડિઆ કમ્પનીએ ઋગ્વેદનું ભાષાંતર પ્રસિદ્ધ કરવાને નવ લાખ રૂપિઆની મદદ કરેલી છે અને તેટલી રકમ પણ પુરતી નહોતી. એ કાર્યમાં આપણા દેશના અનેક પંડિતોને પગાર આપીને રોકવામાં આવ્યા હતા. આ સમયમાં આપણા દેશમાં વિદ્યા અને જ્ઞાનને ઉત્તેજન આપવાને માટે એટલો મોટો ખર્ચ કરાયલો જોયો છે? મેકસમુલરે પ્રસ્તાવનામાંજ લખેલું છે કે માત્ર હસ્તલિખિત પ્રતો તૈયાર કરવામાંજ તેમણે પચીશ વરસ ગાળ્યાં હતાં અને પછીથી તેમને છપાવવામાં બીજાં વીસ વરસ ગયાં હતાં! આ પ્રમાણે જગતને માટે વેદ જેવું પારકી ભાષાનું અસાધારણ પુસ્તક તૈયાર કરવામાં અને તેને પ્રસિદ્ધ કરવામાં જીવનનાં પીસ્તાળીસ વરસ ગાળવાં એ કાંઇ સાધારણ મનુષ્યથી બને તેમ નથી. હું મેકસમુલરને આ જમાનાનો સાયણાચાર્ય કહું છું તે અમસ્થો નથી કહેતો."

આ પ્રમાણે વાર્તા ચાલી રહી હતી એટલામાં ગિરીશ બાબુ ત્યાં આવી પહોંચ્યા. તે પણ શાંતપણે સઘળું સાંભળવા લાગ્યા. સ્વામીજી તેમના તરફ જોઇને કહેવા લાગ્યા કે, "ગિરીશચંદ્ર, તમે કદીએ આવી

બાબતોનો અભ્યાસ કરવામાં જીવ ઘાલતા નથી; તમે તો તમારા "કૃષ્ણો અને વિષ્ણુઓ" નીજ વાતો કર્યા કરો છો." ગિરીશબાબુ જરાક વિનયથી કહેવા લાગ્યા કે, "ભાઇ! વેદોનું અધ્યયન મારે શા કામનું છે! મને અવકાશ પણ નથી અને વેદને સમજવાની મારામાં બુદ્ધિ પણ નથી; માટે વેગળેથીજ તેમને નમસ્કાર કરીને શ્રીરામકૃષ્ણની કૃપાથી હું આ ભવસાગરને તરી જઇશ."

જ્યારે સ્વામીજી કોઇ પણ વિષય ઉપર ચર્ચા કરતા—પછી તે ગમે તો બ્રહ્મજ્ઞાન હો, ભક્તિ, કર્મયોગ કે પ્રજાકિય આદર્શ હો—ત્યારે તેજ વિષયને સર્વોત્તમ કરીને સ્થાપવાનો તેમનો સ્વભાવ હતો. ગિરીશબાબુ સારી પેઠે જાણતા હતા કે સ્વામીજી ભક્તિને જરાએ ગૌણ ગણતા નથી, પણ તેમના શબ્દો વખતે બધાએ સમજી શકે નહિ અને આડે માર્ગે દોરાય એટલા માટે તે સ્વામીજીને પૂછવા લાગ્યા કે, "ઠીક, નરેન્દ્ર, હું તમને એક વાત પૂછું છું. તમે વેદો અને વેદાન્તનો ઘણો અભ્યાસ કરેલો છે, પણ આ ભૂખે મરતા માણસોના વિલાપ, વ્યભિચાર જેવાં અઘોર પાપ અને બીજાં એવાં રોજ નજરે પડતાં દુઃખો અને પાપોને માટે કોઇ ઉપાયો તેમાં લખેલા છે? પેલા મકાનમાં રહેનારી સ્ત્રી એકવાર રોજ પચ્ચાસ માણસોનું પોષણ કરતી હતી; તેને હવે આજ ત્રણ દિવસથી પોતાનું અને પોતાનાં છોકરાંનું એકવારનું ખાવાનું મળવું પણ મુસ્કેલ થઇ પડેલું છે. અમુક સ્ત્રીની હરામખોરોએ લાજ લીધી છે અને તેને મરણને શરણ કરી દીધી છે. અમુક વિધવાએ ગર્ભપાત કર્યો છે અને પોતાનું મુખ છુપાવવાને તેણે આત્મહત્યા કરેલી છે. હું તમને પૂછું છું કે આ દુઃખો અને પાપો ટાળવાના ઉપાય વેદોમાંથી તમને જડી આવે છે?" સ્વામીજી એ સાંભળીને ચુપ થઇ ગયા. તેમનું હૃદય ભરાઇ આવ્યું. જગતનાં દુઃખોનો ચિતાર સાંભળીને તેમની આંખોમાં આંસુ આવી ગયાં અને

પોતાની લાગણીઓને છુપાવવાને તે બહાર ચાલ્યા ગયા !

ગિરીશબાબુ સ્વામીજીના શિષ્યોને કહેવા લાગ્યા કે, " તમે હવે જોઈ શક્યા હશો કે તમારા ગુરૂનું હૃદય કેવું વિશાળ છે ! હું તેમને તેમના હૃદયની વિશાળતાને માટે જેટલું માન આપું છું તેટલું તેમના પાંડિત્યને માટે આપતો નથી. એ હૃદયની વિશાળતાને લીધે માનવ-જાતિનું દુઃખ સાંભળવા માત્રથી પણ તેમની આંખોમાં આંસુ આવી ગયાં અને તે બહાર ચાલ્યા ગયા. તમારા સ્વામીજી જેવા મોટા પંડિત છે અને જ્ઞાની છે તેવાજ તે પ્રભુના મોટા ભક્ત છે અને મનુષ્યો પ્રત્યે પ્રેમ ધરાવનારા પણ છે. "

એટલામાં સ્વામી સદાનંદ ત્યાં આવી પ્હોંચ્યા. તેમને જોઇને સ્વામીજી કહેવા લાગ્યા કે, " સદાનંદ, આપણા ભાઇઓની ગરિબાઇ અને દુઃખ જોઇને મારૂં હૃદય અત્યંત દુઃખાય છે. તમે નાના પાયા ઉપર એક અનાથાશ્રમ જલદીથી સ્થાપો અને ત્યાં ગરિબોને આશ્રય આપો અને માંદાઓને રાખીને તેમની માવજત કરો. " સદાનંદે તે પ્રમાણે કરવાની હા પાડી.

આ પ્રમાણે સ્વામીજીનું વિશાળ હૃદય દુઃખીઓનાં દુઃખ ટાળવાને તત્પર બની રહ્યું હતું; પરંતુ તેમના કેટલાક ગુરૂભાઇઓના મનમાંથી ધર્મનો એકદેશી ખ્યાલ ખસતો નહોતો. તેઓ તેમને હજી પણ કહેવા લાગ્યા કે, " શ્રીરામકૃષ્ણ ભક્તિનો ઉપદેશ કરતા અને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાને અનેક સાધનાઓ સાધવાનું કહેતા; પરંતુ તમે તો અમને અમુક કાર્યો કરવાનું, ઉપદેશ આપવાનું અને અને ગરિબોની સેવા કરવાનું કહો છો; પણ એ સર્વે તો મનને અંતર્મુખ કરવાને બદલે વધારે બહિર્મુખ કરી મુકશે; તેથી કરીને સાધનાઓમાં વિક્ષેપ આવશે. વળી શ્રીરામકૃષ્ણ ત્યાગનો બોધ કરી રહ્યા હતા અને તમે તો સમાજ સેવાને માટે મઠ અને આશ્રમો સ્થાપવાનું કહો છો અને

સ્વદેશાભિમાનની વાત કરો છો ! એ સઘળું પાશ્ચાત્યોનું અનુકરણ હોઇ શ્રીરામકૃષ્ણના આદર્શથી વિરૂદ્ધ ન કહેવાય ?"

ઉપલો પ્રશ્ન સાંભળીને સ્વામીજી ગંભીર ભાવથી બોલ્યા કે;–"તમે શું એમ ધારો છો કે તમે શ્રીરામકૃષ્ણને મારા કરતાં પણ વધારે સારી રીતે ઓળખો છો ? તમે એમ ધારો છો કે ઇશ્વરીજ્ઞાન શુષ્ક છે અને તેને શુષ્ક માર્ગેજ મેળવવાનું છે ? તેને મેળવતાં શું હૃદયની સઘળી મૃદુ લાગણીઓનો નાશ કરી નાંખવાનો છે ? તે શું મનુષ્યને બાયલો બનાવી દે છે ? જો એમજ હોય તો તમે શ્રીરામકૃષ્ણના જીવનનો માત્ર એક અંશજ સમજ્યા છો. દેશમાં કરોડો મનુષ્ય તમોગુણમાં ગરક થઇ રહેલાં છે; તેમને જાગૃત કરવાને, તેમને સ્વાશ્રયી બનાવવાને અને તેમને ખરેખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરાવવાને જો મારે એક હજાર વાર નરકમાં જવું પડશે તો તેમ પણ હું ખુશીથી કરીશ.

આ પ્રમાણે બોલતે બોલતે સ્વામીજીના મુખ ઉપર અલૌકિક પ્રકાશ છવાઇ રહ્યો. તેમની આંખોમાંથી તેજની અદ્દભુત જ્યોતિ વહી રહી. તેમનો અવાજ ગદ્દગદ્દ થવા લાગ્યો. તેમનું આખું શરીર તીવ્ર લાગણીથી ધ્રૂજવા લાગ્યું. તે પોતાની લાગણીઓને વધુ વખત દબાવી શક્યા નહિ. તેમની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તરતજ તે ત્યાંથી ઉઠીને સૂવાની ઓરડીમાં ચાલ્યા ગયા. તેમના ગુરૂભાઇઓ તેમની લાગણી દુઃખાય એવું કહેવા માટે પસ્તાવો કરવા લાગ્યા. સર્વે થોડીવાર ચુપચુપ બેસી રહ્યા. પછી કેટલાક જણ હિંમત ધરીને સ્વામીજીની ઓરડીમાં પેઠા; ત્યાં જઇને જુવે છે તો સ્વામીજી આસન વાળીને ધ્યાનસ્થ થયેલા તેમની નજરે પડયા. તેમના ગુરૂભાઇઓ બોલ્યા ચાલ્યા વગર થોડીવાર ઉભા રહ્યા, પછી ઓરડીની બહાર આવ્યા. આ પ્રકારે એક કલાક નીકળી ગયા પછી સ્વામીજી સમાધિમાંથી જાગીને પોતાના મિત્રો જ્યાં બેઠા હતા ત્યાં આવ્યા. થોડીકવાર તો સ્વામીજી ચુપચુપ

બેસી રહ્યા. તેમના હૃદયની લાગણીઓના તુમુલ યુદ્ધથી ઉદ્ભવેલાં ચિન્હો તેમના મુખારવિંદ ઉપર છવાઇ રહ્યાં હતાં. હજી પણ તેમની આંખો અને મોં જરા જરા ઉભરાયલાં દેખાતાં હતાં. આસપાસનું વાતાવરણ એવું તો ગંભીર થઇ રહ્યું હતું કે બોલવાને કોઇની પણ હિંમત ચાલતી નહિ. થોડીવાર પછી સ્વામીજી પોતેજ બોલી ઉઠયા કે;-

"જ્યારે મનુષ્ય ભક્તિને પ્રાપ્ત કરે છે ત્યારે તેનું હૃદય અને શરીરના સઘળા અવયવો એવા તો મૃદુ અને નાજુક બની જાય છે કે તેઓ એક પુષ્પનો પણ સ્પર્શ સહન કરી શકતાં નથી. તમે જાણો છો કે હાલમાં કોઇ નવલકથાને હું અમસ્થી પણ વાંચી શકતો નથી. શ્રીરામકૃષ્ણ વિષે બહુવાર વિચાર હું કરી શકતો નથી. તેમ કરવાથી મારૂં હૃદય એકદમ લાગણીઓથી ઉભરાય જાય છે. હું શ્રીરામકૃષ્ણનો ગુલામ છું; તેમણે તેમનું કાર્ય મને સોંપેલું છે; મારે તેને કરવાનું છે. જ્યાં સુધી મેં તેને પુરૂં કર્યું નથી ત્યાં સુધી મને વિશ્રાંતિ મળનાર નથી. અહો! શ્રીરામકૃષ્ણનું હું શું વર્ણન કરૂં? અરે, મારે માટે તેમનો પ્રેમ કેવો અગાધ હતો!"

ઉપરના શબ્દો સ્વામીજીના હૃદયના ઉંડા ભાવોનો ચિતાર આપણને આપે છે. તેમનામાં ઉંડા ભક્તિભાવે વાસ કરેલો હતો અને તેની સાથે અદ્ભુત આત્મજ્ઞાન અને જગતનું કલ્યાણ કરવાની તીવ્ર ઇચ્છા ભળી રહ્યાં હતાં.

માનવજાતિ પ્રત્યેના તેમના અગાધ પ્રેમને લીધે તેમનો ભક્તિભાવ દબાઇ જતો હતો અને તેથીજ તેઓ પોતાનો સમય એકાંતમાં પ્રભુભક્તિમાં ગાળવાને બદલે લોકસેવા તરફ વધારે લક્ષ આપતા હતા.

જનસમાજમાં પ્રવર્તી રહેલી અનેક પ્રકારની દુર્દશાઓને લીધે સ્વામીજીના વિશાળ હૃદયમાં અનેક પ્રકારના જનસેવાના વિચારો ઘોળાયા કરતા હતા અને તેથી તેમના ચારિત્ર્ય ઉપર ઉપલક નજર

નાંખનારને તેમના વિચારોમાં એકતા દેખાતી નહોતી; પણ બાહ્ય દેખાવની સપાટી નીચે તેમનું સુંદર, નમુનેદાર આધ્યાત્મિક જીવન એક ધારાએ વહી રહેલું દેખાઇ રહેતું હતું. તેમની સઘળી પ્રવૃત્તિઓ અને લોકહિતના વિચારો એ સર્વ તેમના આધ્યાત્મિક જીવનનાજ જુદા જુદા આવિર્ભાવો હતા. તેમના ઉંડા અને વિશાળ હૃદયમાં કર્મ, ભક્તિ, જ્ઞાન, પરોપકાર અને દેશાભિમાન સર્વેને માટે પુરેપુરૂં સ્થાન હતું અને તેથી કરીને જે વખતે જે વિષયની વાત ચાલતી હોય તે વખતે તે વિષયને તેઓ સર્વોપરી તરિકે દર્શાવી શકતા.

## પ્રકરણ ૪૮ મું-પંજાબ વગેરે તરફ વિચરણ.

કલકત્તામાં રામકૃષ્ણ મિશનની સ્થાપના કર્યા પછી સ્વામીજી આલ્મોરા ગયા. ત્યાં થોડાક દિવસ રહ્યા પછી બરેલી, અંબાલા, અમૃતસર અને રાવલપીંડી વગેરે સ્થળોએ થોડું થોડું રહીને શ્રીનગર ગયા. આ દરેક સ્થળે તેમને બહુ ભાવ ભર્યો સત્કાર અને માનપત્ર મળ્યાં હતાં. તેના ઉત્તરદ્વારા તેમજ બીજાં ભાષણોદ્વારા અને ખાનગી ચર્ચાઓ વગેરેદ્વારા પોતાના જ્ઞાનનો અપૂર્વ લાભ તે સ્થળના લોકોને આપ્યો હતો.

કાશ્મીરનું સૃષ્ટિસૌંદર્ય જોવા માટે શ્રીનગરની આસપાસનાં સ્થળો તરફ સ્વામીજી નિકળી પડતા. અનેક પ્રાચીન ઐતિહાસિક સ્થળોની તે મુલાકાત લઇ ભારતવાસીઓનાં કલા કૌશલ્યનાં અને ઇમારતોની ભવ્યતાનાં ભારે વખાણ કરતા. કાશ્મીરનાં ભવ્ય ખંડેરો અને કુદરતની શોભા જોઇને સ્વામીજીની ઐતિહાસિક દૃષ્ટિ અને કલાજ્ઞાન જાગૃત થતાં અને તે ઐતિહાસિક, રાષ્ટ્રિય અને ધાર્મિક વિષયો ઉપર અનેક નવીન વિચારો તેમના મનમાં પ્રકટાવતાં.

શ્રી નગરથી સ્વામીજી રાવલપીંડી ગયા. રાવલપીંડીમાં એક સુંદર બગીચામાં તેમણે ભાષણ કર્યું હતું. આ સમયે એક અંગ્રેજ શિષ્ય હાજર હતો તે લખે છે કે; "ભાષણ આપતે આપતે સ્વામીજી આમ તેમ આંટા લેતા હતા. કોઇ કોઇવાર તે પત્ર, પુષ્પ અને તોરણોથી શણગારેલા સ્તંભને અઢેલીને ઉભા રહેતા. તેમને મસ્તકે અને ગળામાં સુંદર પુષ્પહાર શોભી રહ્યા હતા. ભગવાં વસ્ત્ર પહેર્યાં હતાં. ગ્રીસના પ્રાચીન દેવ જેવા તે દેખાતા હતા. શ્રોતૃવર્ગ ઘાસ ઉપર બેઠેલો હતો. થોડેક દૂર સૂર્ય અસ્ત થતો દેખાતો હતો. સઘળો દેખાવ ઘણોજ ભાવગ્રાહી અને મોહક બની રહ્યો હતો."

સ્વામીજી જ્યાં જ્યાં જતા ત્યાં તેમનો તમામ સમય કોઇ નહિ ને કોઇ પ્રકારની પ્રવૃત્તિમાંજ વીતી જતો. રાવલપીંડીમાં સ્વામીજી પોતાનો વખત કેવી રીતે વ્યતીત કરતા હતા તે વિષે તેમના એક મિત્રની ડાયરીમાંથી નીચેની હકીકત આપી છે તે ઉપરથી સ્વામીજીની પ્રવૃત્તિ પરાયણતાનો ખ્યાલ વાંચનારને સારી પેઠે આવી શકશે.

"આજે સવારમાં સ્વામીજીએ હંસરાજને ઘેર આવેલા મનુષ્યો સાથે હમેશની માફક ધર્મ ચર્ચા કરી. પછીથી તે નિમાઇ બાબુને ઘેર ભિક્ષા લેવાને ગયા અને ત્યાં એકઠા થયેલા બંગાળીઓ સાથે ધર્મ સંબંધી વાર્તાલાપ કર્યો. બપોરના ત્રણેક વાગ્યાને શુમારે તે પાછા આવ્યા અને થોડા વખત પછી સુજનસિંહના બગીચામાં "હિંદુધર્મ" ઉપર ભાષણ આપવાને તે ગયા. ત્યાંથી પાછા આવીને એક સદ્‌ગૃહસ્થને કેટલીક સાધનાઓનાં રહસ્ય સમજાવ્યાં અને રાત્રે જસ્ટીસ નારાયણદાસ, સ્વામી પ્રકાશાનંદ અને લાલા હંસરાજની સાથે શ્રી. ભક્તારામને ઘેર જમવાને ગયા. ત્યાંથી તે આશરે દસ વાગ્યાને સુમારે પાછા આવ્યા અને રાતના ત્રણ વાગતા સુધી સ્વામી પ્રકાશાનંદ ( આર્યસમાજી ) સાથે ધર્મ સંબંધી વાદવિવાદ કર્યો."

બીજે દિવસે ગામના મુખ્ય મુખ્ય ગૃહસ્થો અને સ્વામી પ્રકાશાનંદની જોડે વાત કરતાં સ્વામીજીએ આર્યસમાજ અને મુસલમાનો વચ્ચેનો વિરોધ ટાળવાના ઉપાયો બતાવ્યા.

રાવળપીંડીથી સ્વામીજી જમ્મુ ગયા. કાશ્મીરના મહારાજાએ તેમને ખાસ કરીને ત્યાં તેડાવ્યા હતા. ત્યાં મહારાજાના બંગલામાં મહારાજા, તેમના બે ભાઇઓ અને મુખ્ય અમલદારો હાજર હતા. મહારાજા અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા. તે સઘળાનો ઉત્તર આપતાં સ્વામીજી જણાવવા લાગ્યા કે, આપણે હિંદુઓ જુના પુરાણા, કંઇ પણ અર્થ વગરના અને કઢંગા એવા અનેક રિવાજોને વળગી રહેલા છીએ. એ આપણી કેવી મૂર્ખાઇ છે! આપણે માત્ર બાહ્ય ક્રિયાઓનેજ મહત્વ આપીએ છીએ અને એવા અનેક પ્રકારના અજ્ઞાનને લીધે આજકાલ કરતાં સાતસેં વર્ષથી ગુલામગીરી ભોગવી રહેલા છીએ. ધાર્મિક બાબતોનું ખરૂં રહસ્ય આપણે સમજતા પણ નથી અને સમજવા માગતા પણ નથી. આથીજ આપણામાં અનેક વ્હેમો પેસી ગયેલા છે. આગળ જતાં સ્વામીજીએ કહ્યું કે, "વ્યભિચાર એ મોટામાં મોટું પાપ છે અને કન્યાવિક્રય પણ મહાન પાપ છે; છતાં એવાં ઘોર પાપ કરનારને આપણે જરા પણ ન્યાત બહાર મૂકતા નથી. માત્ર રસોડામાં અને આભડછેટમાંજ આપણું બધું પુણ્ય અને પાપ આવી રહેલું છે!"

આ પ્રમાણે વાર્તાલાપ બરાબર ચાર કલાક સુધી ચાલ્યો. મહારાજા અને બીજાઓની અનેક શંકાઓ નિવૃત્ત થવાથી તેઓ સર્વ અતિશય સંતુષ્ટ થયા. કાશ્મીરના મહારાજાના કહેવાથી જમ્મુમાં સ્વામીજીએ એક ભાષણ આપ્યું; તેથી ખુશ થઇને મહારાજાએ બીજાં વધારે ભાષણો આપવાનો અને જમ્મુમાં ઘણા દિવસ રહેવાનો સ્વામીજીને આગ્રહ કર્યો. જમ્મુમાં સ્વામીજીએ ઘણા મનુષ્યો સાથે આર્યસમાજ વિષે ચર્ચા કરી અને આર્યસમાજી સ્વામી અચ્યુતાનંદને

સ્નેહભર્યા શબ્દોમાં તે સમાજ આગળ શા માટે નથી વધતી તેનાં કારણો સમજાવ્યાં. ત્રીજા પહોરે મહારાજાના કહેવાથી સ્વામીજીએ એક સુંદર ભાષણ આપ્યું અને તેમાં વેદો, પુરાણો અને ભક્તિમાર્ગનાં રહસ્યો સમજાવ્યાં.

પંજાબના પ્રવાસ દરમ્યાન સ્વામીજી ઘણુંખરૂં હિંદીમાંજ ભાષણો આપતા હતા. કાશ્મીરના મહારાજાએ પોતાના ઉપયોગને માટે સ્વામીજીને કેટલાક નિબંધો હિંદીમાં લખી આપવાની પ્રાર્થના કરવાથી સ્વામીજીએ તે મહારાજાને લખી આપ્યા હતા. અહીંથી સ્વામીજી સીયાલકોટમાં ગયા. ઓકટોબર માસની ઓગણત્રીસમી તારિખે સ્વામીજીએ કાશ્મીરના મહારાજાની છેલ્લી મુલાકાત લીધી અને સીયાલકોટ જવાની ઇચ્છા જણાવી. મહારાજાએ ઘણા ખેદ સાથે હા પાડી. મહારાજા અને સ્વામીજી ઘણી દિલગીરી સાથે છુટા પડયા.

સીયાલકોટમાં સ્વામીજી લાલા મુળચંદના અતિથિ તરિકે રહ્યા. અહીંઆં સ્વામીજીએ બે ભાષણો આપ્યાં અને હિંદમાં ધાર્મિક એકતા પ્રાપ્ત કરવાનાં સાધનો જણાવ્યાં. હિંદુઓએ પોતાની ધાર્મિકતા લોકોપયોગી કાર્યો કરીને દેખાડવી જોઇએ; ધર્મ માત્ર બોલવામાંજ કે ધાર્મિક ક્રિયાઓ કરવામાંજ સમાઇ રહેલો નથી; વગેરે બાબતોને સ્વામીજીએ ઘણો ભાર દઇને સમજાવી. પોતાના પ્રવાસમાં સર્વત્ર સ્વામીજી એ બાબતોપર વધારે ભાર દઇને બોધ આપતા અને જ્યાં જ્યાં તે જતા ત્યાં ત્યાં લોકોની જરૂરીઆતો જોઇને તેમનાં દુઃખો ટાળનારી સંસ્થાઓ સ્થાપતા. સીયાલકોટમાં તેમણે એક મંડળી સ્થાપન કરી, લાલા મુળચંદને તેના પ્રમુખ બનાવ્યા અને તે મંડળીના વહીવટ નીચે એક કન્યાવિદ્યાલયની સ્થાપના કરી.

સીયાલકોટથી સ્વામીજી લાહોર ગયા. સ્ટેશન ઉપર તેમને ભારે આવકાર આપવામાં આવ્યો. લાહોરની સનાતન ધર્મ સમાજના

સભાસદોએ તેમાં મુખ્ય ભાગ લીધો હતો. સ્વામીજી લગભગ દસ દિવસ લાહોરમાં રહ્યા હતા. લાહોરમાં હિંદુ ધર્મ વિષે જુદા જુદા મત ધરાવનારી અનેક મંડળીઓ અને પંથો છે. તે સર્વેને શુદ્ધ સનાતન વૈદિક ધર્મનું ખરૂં સ્વરૂપ સમજાવનાર, સર્વ સંગ્રાહ્ય ધર્મનો બોધ કરનાર અને એ જુદા જુદા વાડાઓ વચ્ચે પ્રેમ અને ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન કરાવનાર સ્વામીજી જેવા મહા બુદ્ધિશાળી અને વિશાળ હૃદયના મહાઉપદેશકની ત્યાં જરૂરજ હતી. જગતમાં જુદી જુદી મંડળીઓની જરૂર છે, પણ પોતાનુંજ ખરૂં એવા દુરાગ્રહની જરૂર નથી. જુદા જુદા પંથોનાં શાસ્ત્રોમાં પણ એક પ્રકારની એકતા વહી રહેલી છે. આવી બાબતોને સમજાવવાને માટે સ્વામીજી જેવા શાસ્ત્રજ્ઞ પુરૂષની ત્યાં ખાસ આવશ્યકતા હતી. આર્યસમાજના નેતાઓએ પણ સ્વામીજી તરફ ઘણીજ સ્નેહભરી લાગણી દર્શાવી હતી અને તેમના વિચારોને વ્યાવહારિક સ્વરૂપ આપવામાં ઘણી મદદ કરી હતી. સીયાલકોટમાં તેમજ લાહોરમાં સ્વામીજીએ લોકસેવાનાં કાર્યો કરવાનો ઘણોજ આગ્રહ કર્યો હતો. તેમણે પુનઃ પુનઃ કહી બતાવ્યું હતું કે **હિંદનાં ભૂખે મરતાં કરોડો મનુષ્યોનાં પેટ માત્ર ધાર્મિક બોધથી ભરાશે નહિ.** તેમને સર્વથી પહેલી અન્નનીજ જરૂર છે. માનવ શરીર એ પ્રભુનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મંદિર છે અને તેથી કરીને મનુષ્ય સેવાદ્વારા **પ્રભુની સેવા કરવી એજ ઉત્તમ પ્રભુસેવા છે.** આવા આવા અનેક વિચારો સ્વામીજીએ લાહોરની પ્રજાના મગજમાં ઠસાવ્યા હતા.

સ્વામીજી ખપ જેટલીજ વાત કરતા હતા અને ખાસ અગત્યના વિષયો સંબંધીજ બોધ આપતા હતા. તેમની પાસે જે મનુષ્યો આવતાં તેમના તરફ તે બહુજ પ્રેમ દર્શાવતા. જે કોઇ તેમની પાસે એકાદ કલાક બેસતું તે તેમની વિદ્યા, પ્રૌઢ વિચારો અને પ્રમાણિક હેતુઓથી ખુશ ખુશ બની જતું. માત્ર લોકોને રૂચે તેવીજ વાતો કહીને તેઓ

અટકયા નથી; તેમના દોષોને માટે પણ તેમણે ઘણાએ ઠપકો આપ્યો છે. સ્વદેશાભિમાની પુરૂષ તો તેજ કહેવાય કે જે લોકોને તેમના દોષો દર્શાવે, તેમના રીત રિવાજોની અને તેમની સંસ્થાઓની ખામીઓ સમજાવી આપે અને તેમને સુધરવાનો તેમજ આગળ વધવાનો માર્ગ બતાવી આપે. આમ કરવામાં ઉચ્ચ પ્રકારની જાહેર હિંમત, દેશભક્તિ, ન્યાયીપણું અને માનવ પ્રેમની જરૂર છે. સ્વામીજીમાં એ સર્વ ગુણો હતા અને ખરેખરી વાત તો તે ઘણીજ હિંમતથી કહી દેતા. આપણા દેશની સંસ્થાઓના ચાલકો અને તેમાં આગેવાની ભર્યો ભાગ લેનારાઓમાં જોઇએતેવી હૃદયની વિશાળતા હોતી નથી. તેમનાં ઘણાંખરાં કાર્યો એકમાર્ગીજ હોય છે. એથી કરીને સંસાર સુધારાસમાજ, આર્યસમાજ કે સનાતન ધર્મસભા, એકેની સાથે કાયમને માટે જોડાઇ રહેવાની ઇચ્છા સ્વામીજી રાખતા નહોતા. દરેકની તરફ તેમની સહાનુભૂતિ હતી, પણ દરેકના દોષો દર્શાવવામાં સ્વામીજી જરાએ ચૂકતા નહોતા. લાહોરની સનાતન ધર્મસભાએ તેમને એ સભાની માન્યતા મુજબનો હિંદુધર્મનો બોધ કરવાનું કહ્યું હતું, પણ સ્વામીજીએ ચોકખી ના પાડી અને ધર્મનું ખરૂં સ્વરૂપજ સર્વેને સમજાવ્યું. આ પ્રમાણે સ્વામીજી જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સત્ય, ભ્રાતૃભાવ, સંપ, શાંતિ, પ્રેમ, સહિષ્ણુતા અને સ્વાર્થત્યાગનો વાસ કરાવતા. પૂર્વ અને પશ્ચિમના લોકોને સ્વામીજીના બોધમાં એવું શું નવાઇ જેવું મળતું હતું કે જેથી બંને ગોળાર્ધની સઘળી પ્રજાઓ તેમને જગતગુરૂ ગણીને અત્યંત ભાવથી પૂજતી હતી? કારણ એજ કે સ્વામીજીના હૃદયમાં હિંદના પ્રાચીન ગૌરવને માટે દૃઢ શ્રદ્ધા હતી. હિંદના પ્રાચીન ઋષિઓ તરફ તેમને અત્યંત પૂજ્યભાવ હતો. હિંદુધર્મની મહત્તા અને ઉપયોગિતામાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. વળી દરેક મહાપુરૂષની બાબતમાં બને છે તેમ તેમનામાં ઉંડી આત્મશ્રદ્ધાએ વાસ કરેલો હતો.

તેમના આત્માના ઉજ્જવલ પ્રદેશમાંથી સત્ય ધર્મનો પ્રબળ પ્રવાહ વહીને બહાર નીકળી આવતો અને તે જગતનાં બુદ્ધિશાળી અને ધાર્મિક મનુષ્યોનાં હૃદયમાં શાંત અને નિર્મળ જળનું સિંચન કરતો. હિંદમાં પોતાના પ્રવાસમાં સ્વામીજી અનેક સંતો, સાધુઓ અને બ્રહ્મવિદ્ સંન્યાસીઓને મળ્યા હતા. તેમની પાસેથી તેમણે ઘણો અનુભવ મેળવ્યો હતો અને જાણે કે તેમના પ્રતિનિધિ રૂપેજ તે જગતમાં વિચરી રહ્યા હતા. માત્ર વેદાન્તનોજ તે બોધ કરતા. વેદાન્તને સાદામાં સાદા સ્વરૂપમાં તે સમજાવતા. સઘળી પ્રજાઓથી સમજાય અને પોતાના વ્યાવહારિક જીવનમાં પણ જેનો ઉપયોગ કરી શકાય એવાં સાદાં સત્યોનોજ તે બોધ કરતા. તેમનો બોધ મનુષ્યોને છુપી રીતે આપવાનો ન હોતો; સૂર્યના પ્રકાશની માફક તે સર્વેને માટે ખુલ્લોજ હતો. આકાશની માફક તે વિશાળ હતો અને સર્વે ધર્મોનો તે સ્વીકાર કરતો.

લાહોરમાં સ્વામીજીનું પહેલું ભાષણ "ભક્તિ" ઉપર થયું હતું. ભાષણમાં સ્વામીજીએ પુરાણોના સંબંધમાં જણાવ્યું હતું કે પુરાણો ધર્મનું ઉચ્ચમાં ઉચ્ચ સ્વરૂપ સમજાવે છે એમ કોઇ કહેતુંજ નથી; પરંતુ અત્યાર સુધી તે હયાતીમાં રહેલાં છે એજ તેમની જરૂરીઆત સાબીત કરે છે. ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં અને જુદા જુદા દેશોની પ્રજાઓની સાથે સરખામણી કરતાં સમજાશે કે દરેક પ્રજા અને દરેક ધર્મને અને મનુષ્યોને ઇશ્વર તરફ વાળવાને માટે એવાં પુરાણો અને પ્રતિમાપૂજાની જરૂર પડેલી છે, અને જે લોકો પ્રતિમાપૂજાથી વિરૂદ્ધ છે તે મનુષ્ય સ્વભાવને બરાબર સમજતાજ નથી. તેની સાથે જે મનુષ્યો સર્વેને માટે મૂર્તિપૂજાની આવશ્યકતા દર્શાવે છે તેમનું કહેવું પણ ઉચિત નથી. વળી પૂજાનું પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્વરૂપ તો એજ છે કે જીવતાં મનુષ્યોમાં અને ખાસ

કરીને દીન દુઃખી મનુષ્યોમાં પ્રભુને નિહાળવો.

સ્વામીજીનું બીજું ભાષણ "વેદાન્ત" ઉપર થયું હતું. અદ્વૈતવાદના કઠિનમાં કઠિન સિદ્ધાંતો તેમણે ઘણીજ ખુબીથી અને સરળ શબ્દોમાં સમજાવ્યા હતા.

એ ભાષણમાં આત્માના સ્વરૂપ ઉપર બોલતાં તેમણે કહ્યું કે, "શરીર કે મન આત્મા નથી; કારણ કે તે બંને અનિત્ય છે અને વિકારી છે. આત્મા તેમનાથી પર અવિકારી અને અવિનાશી વસ્તુ છે. સઘળાં મનુષ્યોમાં એકજ આત્મા વસી રહેલો છે અને તેથી કરીનેજ એક બીજાને ચ્હાવાનું, એક બીજાને માટે કામ કરવાનું અને એક બીજા તરફ સહાનુભૂતિ દર્શાવવાનું વલણ રહ્યા કરે છે. આ અનંત પરમાત્મા અંતવાન ઇંદ્રિયો વડે જોઇ શકતો નથી. એને જોવા માટે તો મનુષ્યે વિષય તરફ વહી રહેલી ઇંદ્રિયોને પાછી વાળીને અંતર્મુખ વૃત્તિ કરવી પડે છે અને એનું નામજ વૈરાગ્ય છે. અદ્વૈતવાદ આપણને શિખવે છે કે જગતમાં એકજ આત્મા સર્વમાં વ્યાપી રહેલો છે. એનો એજ આત્મા રાજા તરિકે મહેલમાં વસી રહેલો છે અને એનો એજ આત્મા—તમેજ—મહોલ્લામાં ભિખારી તરિકે ભિખ માગી રહેલો છે. તમારોજ આત્મા—તમેજ—પંડિતમાં વસેલો છે અને તેનો તેજ આત્મા અજ્ઞાનીમાં પણ રહેલો છે. આ મહા સત્યને જાણો અને સર્વે તરફ પ્રેમભાવ દર્શાવો. અદ્વૈત શિખવે છે કે સર્વે મનુષ્યોમાં "હું"જ રહેલો છું એવું નિહાળનાર અથવા તો સર્વેમાં પ્રભુનેજ જોનાર મુનિ પોતે બીજાને—પોતાના આત્માને—કદી પણ હણતો નથી. આપણે બીજાને દુઃખ ન દેવું તેનું કારણ આજ છે. બીજાઓ સુખી છે કે દુઃખી તે જોવાનું કારણ પણ આજ છે; કારણ કે એમાં આપણે આપણીજ ભાળ લેવાની છે. અદ્વૈતવાદ એકલોજ આપણને નીતિનું આવું સર્વ શ્રેષ્ઠ અને સાચું રહસ્ય સમજાવે છે. બીજાઓ ભલે નીતિનો બોધ કરે,

પણ તેઓ નીતિનું આ ખરૂં રહસ્ય આપી શકતા નથી."

લાહોરના યુવાનોને સ્વામીજીએ બોધ આપ્યો કે; "અદ્વૈતવાદના સિદ્ધાંતોને કૃતિમાં મૂકો. પ્રથમ **ओम्** નું રહસ્ય જાણો અને અનુભવો કે તમેજ ओम् ( પરમાત્મા ) છો. **तत्त्वमसि**નું રહસ્ય એજ છે. એ રહસ્યને અનુભવવાથી તમે ધારશો તે કરી શકશો. હું એક નાનો પરપોટો હોઉં અને તમે પર્વત જેવડું ઉંચું મોજું હો, પણ બંનેની પાછળ જે મોટો અપરિમિત મહાસાગર રહેલો છે તેજ આપણ બંનેનો આધાર અને બંનેનું મૂળ સ્વરૂપ છે. એજ પ્રમાણે આપણુ દરેકની પાછળ અખૂટ શકિત અને બલનો ભંડાર–પરમાત્મા રહેલો છે અને તેમાંથી આપણે સર્વે નાના અને મોટા દરેક જોઇએ તેટલી શકિત મેળવી શકીએ તેમ છે. વેદો આપણને કહે છે કે એજ પરમ રહસ્ય છે. ओम् એજ મોટો ખજાનો છે. જે મનુષ્ય એ ओम् નું રહસ્ય જાણે છે તે ધારે છે તે મેળવી શકે છે. તમારે દ્રવ્યની જરૂર હોય તો તમારા એ અનુપમ આત્મામાં શ્રદ્ધા રાખી ઉદ્યોગ કરો અને દ્રવ્ય તમને આવી મળશે. તમારે બુદ્ધિશાળી થવું હોય તો તેને માટે પણ એજ પ્રકારે પ્રયાસ કરો અને તમે વિલક્ષણ બુદ્ધિવાળા બની રહેશો. તમારે ધાર્મિક બનવું હોય તો તેવા બનવાનો પ્રયાસ કરો અને તમે દેવતા બની રહેશો. 'હું સર્વશકિતમાન પરમાત્મા છું' એવું ભાન સર્વેને કરાવો. એ ભાવનાના વિચારમાંથી જગતે કદી નિહાળ્યાં નહિ હોય એવાં અદ્ભુત કાર્યો ઉત્પન્ન થશે." સ્વામીજી વારંવાર કહેતા કે બીજી પ્રજાઓ પોતાના બાહુબળમાં વિશ્વાસ રાખવાથી પણ આટલું બધું કરી શકે છે, ત્યારે આપણને જો આપણા આત્મામાં શ્રદ્ધા હોય તો આપણે તેમનાથી કેટલું બધું અધિક કરી શકીએ ?

સ્વામીજી દ્રઢપણે માનતા કે જ્યાંસુધી ભારતવાસીઓ ઉપનિષદોના સિદ્ધાંતો પ્રમાણે પોતાના ચારિત્ર્યને ઘડશે નહિ ત્યાં સુધી

તેમનો ઉદય થવાનો નથી. લાહોરમાં વેદાન્ત ઉપરના ભાષણમાં સ્વામીજીએ વાતનેજ પુનઃ પુનઃ શ્રોતાઓનાં મગજમાં ઠસાવી રહ્યા હતા. તેમણે કહ્યું કે "તમે ભલે સેંકડો સમાજો સ્થાપો, હજારો રાજ્યદ્વારી સભાઓ મેળવો અને લાખો સંસ્થાઓ ઉભી કરો, પણ જ્યાં સુધી તમારામાં સર્વને માટે સહાનુભૂતિ, પ્રેમ અને સહૃદયતા નથી, જ્યાં સુધી ફરીથી એકવાર ભગવાન બુદ્ધ જેવી હૃદયની વિશાળતા તમારામાં આવી નથી ત્યાં સુધી તે સર્વે નકામાં છે. જ્યાં સુધી શ્રીકૃષ્ણનાં વચનો તમે કૃતિમાં મૂકયાં નથી ત્યાં સુધી તમારે માટે કંઇજ આશા નથી." સ્વામીજીએ ઘણા ખેદની સાથે એક વાર લખ્યું હતું કે; "લગભગ પચાસ વર્ષથી સંસાર સુધારાને માટે મોટી ધામધુમ કરવામાં આવે છે! દશ વર્ષથી હું હિંદમાં સ્થળે સ્થળે ફરી રહેલો છું અને દરેક સ્થળે સંસાર સુધારા સમાજ મારી નજરે આવેલી છે! પણ જે મનુષ્યોનું લોહી ચૂસીને "સદ્‌ગૃહસ્થો" મોટા મોટા થઇને ફરે છે તે ગરિબ મનુષ્યોના ભલાને માટે એક પણ સમાજ સ્થપાએલી મેં જોઈ નથી."

સ્વામીજીના ભાષણની અસર એટલી બધી થઇ કે થોડા સમય પછી લાહોરના યુવાનોએ સ્વામીજીના કહ્યા પ્રમાણે એક સમાજ સ્થાપી. તે સમાજ સર્વને માટે ખુલ્લી હતી. ગામે ગામથી અસહાય દુઃખી માણસોને શોધી કહાડવાં, તેમને મદદ આપવી, માંદાઓની માવજત કરવી અને અભણને કેળવણી આપવી, એ કાર્ય તે સમાજ કરતી હતી.

લાહોરમાં સ્વામીજીએ યુવાન વિદ્યાર્થીઓની એક સભામાં તેમને બોધ આપ્યો કે "હિંદમાં અત્યારે આપણને આપણું ચારિત્ર્ય ઘડવાની ખાસ જરૂર છે. હાલની આપણી કેળવણી આપણાં મગજમાં અનેક નકામી વાતો ભરી રહેલી છે, અને તે આપણા નૈતિક વિકાસ તરફ જરાકે લક્ષ્ય આપતી નથી. સમાજ સેવાથીજ ખરૂં ચારિત્ર્ય બંધાય છે. પ્રથમ જરાક કાળજી રાખી કેટલીક વખત બીજાનું ભલું

કરવાથી પછી તેવું કરવાની ટેવજ પડી જાય છે અને એ પ્રમાણે જ્યારે બીજાનું ભલું કરવાનો સ્વભાવ બંધાઇને સ્વાર્થવૃત્તિ દૂર થાય ત્યારેજ તમે ચારિત્ર્યવાન થયા ગણાઓ. "

લાહોરના યુવાનોની સાથે વાર્તાલાપ કરતાં સ્વામીજીએ નીચેના વિચારો તેમના મગજમાં દૃઢપણે ઠસાવ્યા હતા. પંજાબ, કાશ્મીર અને રજપૂતાનામાં પણ એ વિચારોનો ફેલાવો તેમણે કર્યો હતો અને પછીથી વર્તમાનપત્રો અને માસિકોએ તે વિચારોનો પ્રચાર આખા હિંદમાં કરી મૂક્યો હતો. તે વિચારો નીચે પ્રમાણે હતાઃ—

૧ હિંદુસ્તાને સારા સારા કેળવાયલા માણસોને હિંદુ તત્ત્વજ્ઞાન અને ધર્મનો બોધ કરવાને યૂરોપ અને અમેરિકા મોકલવા જોઇએ; એથી કરીને યૂરોપ અને અમેરિકા હિંદ તરફ બહુ માનની લાગણીથી જોશે અને તેની ચઢતી થવામાં મદદ કરશે, તેથી હિંદુઓ પણ બીજી પ્રજાઓની વિદ્યા શિખશે. હિંદુઓએ પરદેશ જવું જોઇએ.—પરદેશીઓને તેમણે તત્ત્વજ્ઞાન શિખવવું જોઇએ અને તેમની પાસેથી વિજ્ઞાન ( સાયન્સ ) શિખવું જોઇએ.

૨ હિંદુ જ્ઞાતિઓમાં નાના નાના વિભાગ પડી ગયેલા છે તેમને કહાડી નાંખવા જોઇએ અને જેમ બને તેમ થોડાઓએજ લગ્ન કરવાં જોઇએ. દરેક ભિખારી પરણવાને આતુર હોય છે અને પરણીને દેશમાં બીજા દસ વધારે ગુલામો ઉત્પન્ન કરે છે; તેને બદલે આપણામાં બ્રહ્મચારીઓની સંખ્યા વધવી જોઇએ.

૩ ઉચ્ચ વર્ગો અને સામાન્ય ગરિબ વર્ગો વચ્ચે ઘણુંજ અંતર રાખવામાં આવે છે. તેને કહાડી નાખવું જોઇએ. સામાન્ય ગરિબ વર્ગોને કેળવણી આપવી જોઇએ. તેમને ધર્મનું જ્ઞાન આપતાં પહેલાં ખાવાનું પુરૂં પાડી તેમની સ્થિતિ સુધારવી જોઇએ.

૪ સુધરેલી ઢબ પ્રમાણે સંસ્કૃત વિદ્યાનો પ્રચાર કરવો. બ્રાહ્મણો

અને પંડિતો તરફ તિરસ્કારથી જોવું નહિ; કારણ કે તેમના વગર સંસ્કૃત વિદ્યા હિંદમાં રહી હોતજ નહિ.

૫ આપણે પ્રજાકીય યુનિવર્સિટિઓ (વિશ્વ વિદ્યાલયો) સ્થાપવી જોઇએ અને તે દ્વારા શારીરિક બળવાળા મનુષ્યો અને મહાન વિચારકો ઉત્પન્ન કરવા જોઇએ. આધુનિક શિક્ષણ પદ્ધતિ ખરાબ છે. ખરૂં પુરૂષત્વ આપણને પ્રાપ્ત કરાવે એવી યુનિવર્સિટિઓની આપણને જરૂર છે. તેમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાગુરૂઓએ એકઠા રહેવું જોઇએ અને જીવનના ઉચ્ચ આદર્શોને સિદ્ધ કરવા જોઇએ.

૬ આપણા ચારિત્ર્યને એવી રીતે ઘડવું જોઇએ કે જેથી કરીને ખાનગીમાં તેમજ જાહેરમાં બીજાઓ આપણા ઉપર વિશ્વાસ રાખે. અત્યારે હિંદમાં એવા પુરૂષો થોડાજ હશે કે જેમના ઉપર પુરતો વિશ્વાસ રાખી શકાય.

૭ આપણે જુદા જુદા મત ધરાવતા હોઇએ, છતાં પણ આપણે એક બીજાને ચ્હાવું જોઇએ.

લાહોરમાં સ્વામીજીને શ્રી તીર્થરામ ગોસ્વામીને (જેઓ પાછળથી સંન્યાસી તરિકે સ્વામી રામતીર્થના નામથી વિખ્યાત થયા છે) મળવાનો પ્રસંગ આવ્યો હતો. તેઓ એ વખતે લાહોરની એક કોલેજમાં ગણિતના પ્રોફેસર હતા. સ્વામી વિવેકાનંદજીને તેઓ બહુજ ચ્હાતા હતા. સ્વામીજીને તેમણે તેમના શિષ્યો સાથે પોતાને ત્યાં તેડી જઇ ભોજન કરાવ્યું હતું. જમી લીધા પછી સ્વામીજી એક ભજન ગાવા લાગ્યા. ભજનની ધૂન બરાબર જામી. બંને મહા પુરૂષો—ભારતનાં અદ્ભુત રત્નો એકત્ર થાય ત્યાં પૂછવુંજ શું? મહાન ભક્ત તુલસીદાસના વંશજ પ્રોફેસર તીર્થરામ અને શ્રીરામકૃષ્ણના શિષ્ય સ્વામી વિવેકાનંદ! બંને ગ્રેજ્યુએટો! બંને પંડિતો! બંને જ્ઞાનીઓ! બંને પ્રભુ પ્રેમીઓ! સ્વામીજી ગાવા લાગ્યાઃ "જહાં રામ વહાં કામ નાહિ,

જહાં કામ વહાં નાહિ રામ; દોનું કબહુ ના બસે, દિન રજની એક ઠામ."
જ્યાં રામ છે ત્યાં ઐહિક વાસના નથી અને જ્યાં સંસારની વાસના છે ત્યાં રામનો વાસ નથી! તીર્થરામ જાતેજ લખે છે કે, "સ્વામીજીએ એવા મધુર સ્વરથી ભજન ગાયું કે સઘળા શ્રોતાઓનાં હૃદયમાં ભજનનો ભાવ પુરેપુરો જામી રહ્યો." પછીથી તીર્થરામે પોતાની ખાનગી લાઇબ્રેરી સ્વામીજીને બતાવી.

તીર્થરામ અને સ્વામીજી વચ્ચે ઘણોજ ગાઢ સંબંધ બંધાયો હતો. લાહોરમાં જ્યાં સુધી સ્વામીજી રહ્યા ત્યાં સુધી તેમનાં ભાષણોની ગોઠવણ કરવામાં તીર્થરામે ઘણી મદદ કરી હતી. તીર્થરામે સંન્યાસ ગ્રહણ કર્યો અને સ્વામી રામતીર્થ તરિકે બહાર પડયા ત્યારે પણ વિવેકાનંદનો દાખલો લઇનેજ તે અમેરિકાદિ પ્રદેશોમાં વેદાન્તનો બોધ કરવાને ગયા હતા. એક દિવસ સાંજે તીર્થરામ અને વિવેકાનંદ બહાર ફરવા જતા હતા. તીર્થરામની જોડે લાહોરના કેટલાક યુવકો હતા અને સ્વામીજી જોડે તેમના ગુરૂભાઇઓ અને શિષ્યો હતા. એ પ્રસંગ વિષે સ્વામી રામતીર્થે ( તીર્થરામે ) જાતેજ લખ્યું હતું કે, "યુવાનોએ મને પૂછેલા એક પ્રશ્નનો હું જવાબ આપતો હતો કે ખરેખરો મહાત્મા તો એજ કે જે પોતાની જાતનો ખ્યાલ ભૂલી જઇને સર્વમાં આત્મભાવ પ્રગટાવી રહ્યો હોય. જ્યારે કોઇ પણ પ્રદેશની હવા સૂર્યના તાપથી ગરમ થાય છે ત્યારે તે પાતળી થઇને ઉંચે ચ્હડવા માંડે છે, તેથી વાતાવરણમાંની સઘળી હવામાં ગતિ ઉત્પન્ન થઇને ચારે તરફ પવન વાઇ રહે છે. તેજ પ્રમાણે ખરેખરો મહાત્મા આત્મસુધારણા વડે કરીને દેશની આખી પ્રજાને આશ્ચર્યકારક રીતે સુધારી મૂકે છે." સ્વામીજી મારા એ શબ્દો સાંભળીને તરતજ ઉભા રહ્યા અને બહુજ ભાર દઇને બોલી ઉઠયા કે "મારા ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ એવાજ અસામાન્ય મહાત્મા હતા."

એક દિવસે તીર્થરામે સ્વામીજીને પોતાનું સોનાનું ઘડિઆળ ભેટ કર્યું. સ્વામીજીએ ઘણો ઉપકાર માનીને તેનો સ્વીકાર કર્યો, પણ ઘડિઆળને, પાછું તીર્થરામના ગજવામાં મૂકી દીધું અને બોલ્યા કે, “ બહુ સારૂં મારા મિત્ર, એ ઘડિઆળ આ તમારા ગજવામાં રહેશે તોપણ તેને ધારણ કરનાર હુંનો હુંજ (આત્મભાવે) છું ને ! ”

લાહોરથી સ્વામીજી દેહરાદુન ગયા. સ્વામીજી પોતાની સાથેના શિષ્યોને સંસ્કૃતમાં રામાનુજકૃત શ્રીભાષ્ય પોતાના સઘળા પ્રવાસમાં જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે ભણાવતા હતા. અધ્યયન કરાવવાને વિદ્વાન સ્વામી અચ્યુતાનંદને રોકવામાં આવ્યા હતા. તે સ્વામીજીની સમક્ષ શિખવતા અને જ્યાં તેમને શંકા પડતી ત્યાં સ્વામીજી જાતે તેનો ખુલાસો કરતા. દેહરાદુનમાં ખેત્રીના મહારાજા તરફથી સ્વામીજીને આગ્રહ ભર્યું આમંત્રણ આવ્યું હતું ખેત્રી જતાં તેમણે દિલ્લી, આગ્રા, અલવર અને જયપુરની પણ મુલાકાત લીધી.

દિલ્હીમાં પોતાના ગુરૂભાઇઓ, શિષ્યો અને મી. સેવીઅર તથા તેમનાં પત્નીને સાથે લઇને સ્વામીજી સઘળાં ભવ્ય ખંડેરો અને મિનારાઓ વગેરે જોવાને નીકળ્યા. એ ભવ્ય ખંડેરો અને મિનારાઓ મુગલ બાદશાહોની ઝાહોજહાલીનો પુરેપુરો ખ્યાલ આપે છે. તેમાંએ વળી સ્વામીજી જેવા ઉંડી ઐતિહાસિક દૃષ્ટિ ધરાવનાર અને કળાકોવિદ સાથે હોય એટલે કહેવાનુંજ શું ! મુગલ અને હિંદુ કળાનું વર્ણન કરીને તથા બંને પ્રજાઓનો ઇતિહાસ કહી સંભળાવીને સ્વામીજી ભારતવર્ષના કળાકૌશલ્ય તથા ઇતિહાસ ઉપર અવનવો પ્રકાશ પાડવા લાગ્યા. એ વખતે તેમની સાથે ગયેલા મનુષ્યોમાંનો એક લખે છે કે, “ સ્વામીજીએ ભૂતકાળને અમારી સમક્ષ એવો તો આબેહુબ ખડો કરી મૂકયો હતો કે વર્તમાનકાળને તો અમે ભૂલીજ ગયા ! અમે જાણે કે પ્રાચીન સમયના બાદશાહો અને મોટા રાજાઓની સાથે વસતા હોઇએ

એવોજ ભાસ અમને થઈ રહ્યો. આગ્રામાં પણ બરાબર તેમજ બન્યું."

આગ્રાથી સ્વામીજી અલવર ગયા. અહીંઆં તેમને ઘણાજ સત્કારપૂર્વક મહારાજાના એક બંગલામાં ઉતારો આપવામાં આવ્યો હતો. સ્વામીજી અલવરના સ્ટેશન ઉપર ઉતર્યા તે વખતે સ્ટેશન ઉપર થએલા ભવ્ય મેળાવડામાં ઘણા પ્રતિષ્ઠિત પુરૂષોની વચમાં સ્વામીજી બેઠા હતા. સ્વામીજીનો એક ભાવિક શિષ્ય દૂર ઉભો રહી તેમનાં દર્શન કરતો હતો. તે શિષ્ય ઘણો ગરિબ હતો અને પોતે સારાં વસ્ત્ર નહિ પહેરેલાં હોવાથી પાસે આવી શકતો ન હોતો. સ્વામીજીએ આઘેથી તે ભાવિક મનુષ્યને જોતાંજ ઓળખ્યો અને મેળાવડાના કાર્યક્રમની કે સભ્યતાના નિયમોની દરકાર નહિ કરતાં તેને બૂમ પાડીને બોલાવવા લાગ્યા કે; "રામસ્નેહી! રામસ્નેહી!" મોટા મોટા અમલદારો અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોની વચમાં થઇને રામસ્નેહીને સ્વામીજીની પાસે લાવવામાં આવ્યો. સ્વામીજીએ તેને કુશળ સમાચાર પૂછ્યા અને તેની સાથે ઘણીજ છૂટથી વાત કરવા લાગ્યા.

સ્વામીજી પોતાના શિષ્યોને કેવા ઉંડા ભાવથી ચ્હાતા હતા તે નીચેના બનાવ ઉપરથી સમજાશે. ઇંગ્લાંડથી આવ્યા બાદ મદ્રાસમાં તેમના માનમાં મોટો વરઘોડો નીકળ્યો હતો ત્યારે તેમને એક મોટી બગીમાં બેસાડવામાં આવ્યા હતા અને લોકો તેમને ઘણા માનથી વધાવી રહ્યા હતા. રસ્તામાં અને મહોલ્લાઓમાં માણસોની ઘણી ગરદી થઇ રહી હતી. તે ગરદીમાં આઘે તેમનો એક જુનો શિષ્ય ઉભેલો જણાતાંજ સ્વામીજીએ તેને ઓળખ્યો અને બૂમ પાડીને તેને બોલાવ્યો. પછી ગાડી ઉભી રખાવી અને પોતાના જુના શિષ્યને પોતાની પાસેજ બેસાડયો.

સ્વામીજી કલકત્તામાં હતા ત્યારે એકવાર જાતેજ એક શિષ્યના પગ ધોઇ રહ્યા હતા. તેમની અંગ્રેજ શિષ્યા બહેન નિવેદિતા (મિસ માર્ગરેટ નોબલ) એ વખતે ત્યાં ઉભેલાં હતાં. તેઓ એ બનાવ

જોઇને ઘણાજ આશ્ચર્યથી બોલી ઉઠયાં કે; "આ શું કરી રહ્યા છો?" સ્વામીજી જવાબમાં એટલુંજ બોલ્યા કે "શું ક્રાઇસ્ટ તેમના શિષ્યોના પગ ધોતા નહોતા?" એ સાંભળીને બહેન નિવેદિતા ઘણાજ ભક્તિભાવથી સ્વામીજી તરફ જોતાં જોતાં મનમાં બોલી ઉઠયાં કે "આ પણ સાક્ષાત ક્રાઇસ્ટનોજ અવતાર છે!"

અલવરમાં સ્વામીજી રહ્યા ત્યાં સુધી તે લોકોને ઘેર ભિક્ષા લેવાને જતા. અમેરિકા જતા પહેલાં જ્યારે સ્વામીજી અલવરમાં આવ્યા હતા ત્યારે એક વૃદ્ધ સ્ત્રીએ ઘણા ભાવથી જાડા જાડા રોટલા ખવરાવીને તેમનું સન્માન કર્યું હતું. સ્વામીજીના આવ્યાની વાત જાણીને તે સ્ત્રી મનમાં ઘણીજ ખુશી થતી હતી. સ્વામીજીને અનેક સદ્‌ગૃહસ્થો તરફથી ભિક્ષાનાં આમંત્રણ આવતાં હતાં, પણ તેમણે તે વૃદ્ધ સ્ત્રીને કહાવી મોકલ્યું કે; ઘણાં વર્ષ ઉપર તમારે ઘેર હું જાડા જાડા રોટલા ખાઈ ગયો હતો તેવાને તેવા જાડા રોટલા ખાવાને આજે હું તમારે ઘેર આવીશ! એ સાંભળીને વૃદ્ધ સ્ત્રીનું હૃદય હર્ષથી ઉભરાઇ ગયું. તેની આંખોમાં પ્રેમનાં અશ્રુ આવી ગયાં અને પોતાની જાતને તે ધન્ય માનવા લાગી. સ્વામીજી ભિક્ષા લેવાને માટે બેઠા એટલે તે બાઇ બોલી; "મારા દિકરા શું કરૂં? હું ગરીબ છું, નહિ તો સારૂં સારૂં કરીને હું તમને ન ખવરાવું?" સ્વામીજી જાડા રોટલાઓને ઘણા સ્વાદ અને હર્ષથી ખાવા લાગ્યા અને પોતાના શિષ્યોને કહેવા લાગ્યા કે; "જુઓ આ બાઇ કેવી ભાવિક છે! તેનામાં કેવો પ્રેમ વસી રહેલો છે! આપણી મા જેવોજ તે ભાવ બતાવી રહેલી છે. તેના હાથના આ જાડા રોટલા કેવા સત્વગુણની વૃદ્ધિ કરનારા છે!"

સ્વામીજી અલવરથી ખેત્રી, કીશનગઢ, અજમેર, જોધપુર, ઇંદોર અને ખંડવા થઇને કલકત્તા તરફ ગયા. તબીયત સારી નહિ રહેતી હોવાથી મુંબઇ ઇલાકા તરફ જવાનો વિચાર માંડી વાળ્યો.

કામ તેમનું લક્ષ ખેંચી રહ્યું હતું. તેમના ગુરૂભાઇઓ અને શિષ્યોનાં ચારિત્ર્ય ઘડવાં, તેમનાં મનમાં ઉત્તમ આદર્શોનો વાસ કરાવવો, તેઓ ભારતવર્ષને, રે, અખિલ વિશ્વને અનેક રીતે ઉપકારક થાય અને સમસ્ત માનવજાતિનું કલ્યાણ કરવાની સ્વામીજીની યોજનાઓને અમલમાં મૂકવાને લાયક બને એવી કેળવણી તેમને આપવી, વગેરે કાર્યોમાં સ્વામીજીનું મન હવે પરોવાયું હતું.

## પ્રકરણ ૪૯ સું-બેલુર મઠમાં.

સ્વામીજી હવે પોતાના ઘણાખરા દિવસો ગંગાતીરે આવેલા જુના બેલુર મઠમાંજ ગાળી રહ્યા હતા. મઠમાં રખાયલી ડાયરી સ્વામીજીની અનેક પ્રવૃત્તિઓની નોંધ પુરી પાડે છે. ઘડીકમાં સ્વામીજી કોઇ ભાવિક ભક્તને ઘેર જતા જણાતા તો ઘડીકમાં મળવાને આવેલા અસંખ્ય પુરૂષોની સાથે વાર્તાલાપ કરતા દેખાતા. કોઇવાર તે મઠના સાધુઓ અને બ્રહ્મચારીઓને શિક્ષણ આપવામાં કલાકોના કલાકો ગાળતા તો કોઇવાર કલાકના કલાક સુધી ધ્યાનમાં બેસી રહેતા. કોઇવાર તે ભજનો ગાતા તો કોઇવાર સંકીર્તનમાં ભાગ લેતા અને કોઇવાર તે કાંઇક વાંચતા કે ઉંડો અભ્યાસ કરતા. સ્વામીજી અનેક બાબતો ઉપર લખતા, અનેક કાગળોના જવાબ આપતા, અનેક વાતો કહેતા અને યોગની ભૂમિકાઓ કે આધ્યાત્મિક અનુભવોનું વર્ણન કરતા. વખતે ભગવદ્‌ગીતા ઉપર મોટું વ્યાખ્યાન તે આપતા, વખતે ઉપનિષદો ઉપર વિવેચન કરતા અથવા ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રનાં તત્વો સમજાવતા અને મહા પ્રજાઓના ઇતિહાસો કહી સંભળાવતા. બેલુર મઠમાં સ્વામીજી આ પ્રમાણે જીવન ગાળી રહ્યા હતા. એ સમયે બાબુ નવગોપાળ ઘોષને ત્યાંથી સ્વામીજીને આમંત્રણ આવ્યું.

નવગોપાળ શ્રીરામકૃષ્ણના પરમ ભક્ત હતા. તેમણે રામકૃષ્ણપુરમાં એક મંદિર બંધાવ્યું હતું અને તેમાં શ્રીરામકૃષ્ણની મૂર્તિ પધરાવવાની હતી. તે ક્રિયા કરવાને સ્વામીજીને બોલાવવામાં આવ્યા હતા. સ્વામીજી તેમના ગુરૂભાઇઓ, શિષ્યો, વગેરેને લઇને રામકૃષ્ણપુર જવાને નીકળ્યા. હોડીઓમાં બેસીને સર્વ રામકૃષ્ણપુરના ઘાટ ઉપર ઉતર્યા અને ત્યાંથી મંડળીના આકારમાં ગોઠવાઇને ભજન કરતા કરતા આગળ ચાલ્યા. બીજા ઘણા ભક્તો એ મંડળીમાં સામેલ થયા. કેટલાકો ભજન કરતા કરતા ગાવા અને નાચવા લાગ્યા. સર્વેની વચમાં સ્વામીજી ગળામાં મૃદંગ લટકાવી તેને વગાડતા વગાડતા ઉઘાડા પગે ચાલતા હતા. સાદાં ભગવાં વસ્ત્ર તેમણે પહેર્યાં હતાં. રસ્તાની બંને બાજુએ હજારો માણસ ભેગાં થયાં હતાં.

સ્વામીજીને આવા સાદા પોશાકમાં ઉઘાડા પગે અને મૃદંગ વગાડતા જોઇને પ્રથમ તો લોકો તેમને ઓળખી શક્યા નહિ; પરંતુ જ્યારે તેમને માલમ પડયું કે અખિલ વિશ્વમાં વેદાન્તનો ઝુંડો ફરકાવનાર પુરૂષ એજ છે, ત્યારે લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ ખુશાલીના પોકારોથી સ્વામીજીને વધાવી લેવા લાગ્યા અને એક બીજાની સાથે વાત કરવા લાગ્યા કે "કેવી નમ્રતા! કેવી સુંદર અને લાવણ્યમય આકૃતિ!"

નવગોપાળ ઘોષને ઘેર મૂર્તિસ્થાપનની ક્રિયા પુરી થઇ રહ્યા પછી અચાનકજ શીઘ્ર કવિની માફક સ્વામીજીના મુખમાંથી નીચેનો શ્લોક નીકળી ગયો કે,—

स्थापकाय च धर्मस्य सर्वधर्मस्वरूपिणे ।
अवतार वरिष्ठाय रामकृष्णाय ते नमः ॥

"ધર્મનો પુનરોદ્ધાર કરનાર, સર્વ ધર્મોની સાક્ષાત્ મૂર્તિ, સર્વે અવતારોમાં શ્રેષ્ઠ, એવા શ્રીરામકૃષ્ણ! તમને નમસ્કાર છે."

આ શ્લોક રામકૃષ્ણની સ્તુતિમાં ખાસ કરીને બોલાય છે.

સ્વામીજી હવે બેલુર મઠમાં રહેવા લાગ્યા. તેમની પ્રેરણાથી કેટલાકને સખત તપાચરણ કરવાની ઇચ્છા થઇ. કેટલાક ગરિબ અને માંદાઓને આશ્રય આપવાને તત્પર થઇ રહ્યા. કેટલાક સાધારણ અભણ વર્ગોમાં કેળવણીનો પ્રચાર કરવાને તૈયાર બની રહ્યા હતા. સર્વનાં હૃદયમાં સ્વામીજીનો જુસ્સો અને સ્વદેશપ્રીતિ વાસ કરી રહ્યાં. ખરેખર, આ વખતે સ્વામી વિવેકાનંદ ઉદાત્ત વિચારો અને ઉન્નત આત્માની જીવંત જ્યોતિ બની રહ્યા હતા. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલા ઉચ્ચ આદર્શોને તે હવે સમજાવવા લાગ્યા. શ્રીમદ્ ભગવદ્ગીતા ઉંચા પ્રકારનું પુરૂષાર્થ કરવાનું બોધે છે એમ સર્વને તે પ્રત્યક્ષ કરાવવા લાગ્યા. શૈવ અને વૈષ્ણવ માર્ગોની પરા અને અપરા ભક્તિનું સ્વરૂપ સમજાવી શ્રોતાઓનાં હૃદયને તે ભક્તિથી પલાળવા લાગ્યા. વળી કોઇ દિવસ તે વેદાન્ત ઉપર ચર્ચા કરતા અને અદ્વૈતવાદની મહત્તા સર્વેને સમજાવતા અને તેમની બુદ્ધિને ખીલવતા હતા. સર્વેની આગળ શ્રી રામકૃષ્ણનું ઉત્તમ દૃષ્ટાંત તે ધરતા. શ્રી રામકૃષ્ણની સંનિધિમાં જે દિવસો ગળાયા હતા તેવાજ દિવસો ફરીથી બેલુરમઠમાં ગળાતા હોય તેવો સર્વેને ભાસ થવા લાગ્યો.

સને ૧૮૯૮ માં બેલુર ગામની પાસે પવિત્ર ગંગા કિનારે પંદર એકર જમીન એક મકાન સાથે વેચાતી લઇ મકાન વગેરેમાં કેટલીક મરામત કરાવવામાં આવી તેમજ બીજું એક ભવ્ય મંદિર બંધાવવામાં આવ્યું. એ મંદિરમાં રોજ શ્રી રામકૃષ્ણની પૂજા કરવામાં આવે છે. મઠનું મકાન બંધાવવાને જોઇતી રકમ સ્વામીજીને તેમના અંગ્રેજ શિષ્યોએ લંડનમાં આપી હતી અને જમીન ખરીદવાને પણ એક સારી રકમ મિસ હેનરીએટા મુલર વગેરે શિષ્યોએજ આપી હતી. શ્રી રામકૃષ્ણની પૂજાને માટે જે મંદિર બંધાવવામાં આવ્યું હતું

તેનું સઘળું ખર્ચ મીસીસ ઓલબુલ નામની શિષ્યાએ આપ્યું હતું.

સને ૧૮૯૯ના જાન્યુઆરીમાં મઠનું મકાન પુરૂં થઇ જતાં સ્વામીજી, તેમના ગુરૂભાઈઓ અને શિષ્યો ત્યાં રહેવાને ગયા. થોડા વખત પછી પાશ્ચાત્ય શિષ્યોને માટે પણ મઠની પાસે મકાનો બંધાવવામાં આવ્યાં.

એક દિવસ મઠમાં શ્રીરામકૃષ્ણની જન્મતિથિ ઉજવાતી હતી. તે દિવસે સ્વામીજીએ ઘણી જનોઇ મંગાવી રાખી હતી. જેમ જેમ મઠમાં શ્રી રામકૃષ્ણના ભકતો અને સ્વામીજીના શિષ્યો આવતા ગયા તેમ તેમ સ્વામીજી તેમને જનોઇ ધારણ કરવાનું કહેતા ગયા. ક્ષત્રિયો અને વૈશ્યોને એક બ્રાહ્મણ શિષ્ય પાસે જનોઇ દેવાની ધાર્મિક ક્રિયા તે કરાવવા લાગ્યા. સ્વામીજી બોલ્યાઃ “ શ્રીરામકૃષ્ણનાં સઘળાં બાળકો–ભકતો–બ્રાહ્મણોજ છે. વળી વેદો પણ દ્વિજોને ઉપનયન ધારણ કરવાની છૂટ આપે છે. હાલમાં સર્વે વ્રાત્ય બની રહેલા છે પણ પ્રાયશ્ચિત કરવાથી તેઓ દ્વિજોના અધિકારને પ્રાપ્ત કરી રહેશે. આજનો શ્રીરામકૃષ્ણની જન્મતિથિનો પવિત્ર દિવસ સર્વ ભકતોને જનોઇ આપવાનો સરસ વખત છે. સર્વેને તેમના અધિકાર પ્રમાણે ગાયત્રી મંત્રનો ઉપદેશ કરીને દ્વિજત્વ પ્રાપ્ત કરાવો.

તે દિવસે સ્વામીજીના બોધથી લગભગ પચાસ ભકતોને ઉપનયન સંસ્કાર કરી ગાયત્રી મંત્ર ઉપદેશવામાં આવ્યો. તેઓ દેશકાલાદિનો પણ વિચાર કરતા હતા. એવી રીતે હિંદુઓની રીતભાતમાં અને માન્યતાઓમાં ઘટીત ફેરફાર કરવો એમને ગમતો હતો. સ્વામીજીનો આદર્શ પ્રજાજીવનની વૃદ્ધિ કરતો હતો. ધર્મ હમેશાં પ્રજાજીવનનો પોષાકજ હોય. જે રીત રિવાજ કે માન્યતા પ્રજાજીવનના વિકાશમાં આડે આવનારી હોય તે ધાર્મિક નજ ગણાય; તે ધર્મના ખરા સ્વરૂપની વિરોધિ છે; પ્રજારૂપી વૃક્ષની તે છેદક છે. પ્રજાજીવનને હણનારી, તેમાં કુસંપ, પરસ્પર વિરોધ, રાગદ્વેશ, વગેરેને વધારનારી ખોટી ખોટી માન્યતાઓને છેદી ધર્મનું ખરૂં વિશાળ સ્વરૂપ પ્રજાજનોની આગળ

રજુ કરવું, જેથી કરીને પ્રજાજીવનનો વિકાસ થાય, હૃદયનું સંકુચિતપણું નષ્ટ થાય અને ભ્રાતૃભાવ જાગૃત થાય એવા બળદાયી વિચારોને તેમાં વાસ કરાવવો, વગેરે બાબતોને ઘણીજ હિંમતથી સ્વામીજી હાથ ધરી રહ્યા હતા.

દિવસ શિવરાત્રિનો હતો. મઠમાં સઘળા સાધુઓ ભજન અને આનંદ કરી રહ્યા હતા. શ્રીરામકૃષ્ણની મૂર્તિને ભસ્મ ચોળી, મસ્તકે લાંબી જટા ધારણ કરાવવામાં આવી તેમજ હાથે અને ગળે રૂદ્રાક્ષની માળાઓ પહેરાવવામાં આવી. એ પછી સ્વામીજી અને તેમના ગુરૂભાઇઓ વગેરેએ પણ શરીરે ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કર્યાં. તેમનો એક શિષ્ય લખે છે કે "એ વખતે સ્વામીજી સાક્ષાત્ શિવજી જેવા દેખાતા હતા. અહો! તેમની આકૃતિ કેવી ભવ્ય અને સુંદર લાગતી હતી? સ્વામીજીની આસપાસ બીજા સાધુઓ બેઠા હતા અને આખો મઠ કૈલાસ જેવો ભવ્ય ખ્યાલ આપી રહ્યો હતો." જાણે સાક્ષાત્ શિવજીજ સમાધિમાં બેઠા હોય તેવો ભવ્ય દેખાવ બની રહ્યો હતો. સ્વામીજીની આંખો અડધી મીંચેલી હતી અને તે પદ્માસન વાળીને બેઠા હતા.

સ્વામીજી હવે હાથમાં તંબુરો લઇને ભજન ગાવા લાગ્યા. ગાતે ગાતે સ્વામીજીને ભક્તિભાવમાં તલ્લીન થતા જોઇને સર્વ સાધુઓ અને ભકતોનાં હૃદયો પણ ભકિતના પ્રવાહમાં તણાવા લાગ્યાં. આખું વાતાવરણ પવિત્ર અને ભકિતમય બની રહ્યું. સ્વામીજીના મુખમાંથી નીકળતા ભજનામૃતનું પાન કરીને સર્વ ભકિતભાવમાં મસ્ત બની રહ્યા. ખરેખર તે દેખાવ દેવતાઓને પણ દુર્લભ હતો.

સ્વામીજીએ છેલ્લું ભજન ગાયા પછી સ્વામી શારદાનંદે સ્વામીજીનું બનાવેલું ભજન "સૃષ્ટિ સૃજન" ગાયું. સ્વામીજી હવે પખવાજ વગાડવા લાગ્યા. પખવાજ વગાડવામાં સ્વામીજી મોટા મોટા પખવાજીઓને પણ કોરે મૂકે તેવા હતા. એ કળા તેમણે બહુજ ઉત્તમ

રીતે સંપાદન કરી હતી. સ્વામીજી પખવાજ વગાડનાર અને શારદાનંદ ગાનાર, એટલે પછી બાકીજ શું રહે! શારદાનંદના સુંદર કંઠનો અને પખવાજના મનોહર અવાજનો ધ્વની સર્વત્ર વ્યાપી રહ્યો હતો. ભજનની ધુન સર્વત્ર છવાઇ રહી હતી. શ્રીરામકૃષ્ણ વિષેનાં કેટલાંક ભજનો ગવાઇ રહ્યા પછી સ્વામીજીએ પોતાનાં વસ્ત્રાભૂષણો—ભગવો ઝભ્ભો તથા રૂદ્રાક્ષની માળાઓ કહાડીને ગિરીશ બાબુને પહેરાવ્યાં અને પછી તેમના શરીરે ભસ્મ ચોળી. ગિરીશ બાબુ બંગાળાના એક પ્રખ્યાત નાટકકાર હોઇ તેમણે બંગાળી ભાષામાં અનેક સુંદર નાટકો લખેલાં છે. શ્રી રામકૃષ્ણના તે પરમ ભક્ત હતા. તેમને શરીરે ભગવાં વસ્ત્રો પહેરાવતા પહેરાવતા સ્વામીજી બોલ્યાઃ " શ્રીરામકૃષ્ણ કહેતા હતા કે ગિરીશ બાબુ ભૈરવનો અંશ છે. " એ વચનો સાંભળીને ગિરીશ બાબુ ગળગળા થઇ ગયા અને તેમની આંખોમાં આંસુ આવી ગયા. સ્વામીજીએ તેમને શ્રીરામકૃષ્ણ વિષે કંઇક બોલવાનું કહ્યું. ગિરીશબાબુનું હૈયું પ્રેમથી ઉભરાઇ રહ્યું હતું. તે ગદ્ગદ્ કંઠે બોલ્યા કે " આપણા પરમ કૃપાળુ ગુરૂદેવ વિષે હું શું બોલું? મારા જેવા નાલાયક મનુષ્યને તમારા જેવા ત્યાગી—બાલ્યાવસ્થામાંથીજ કાંચન અને કામિનીનો ત્યાગ કરનારા—મનુષ્યો સાથે બેસવાનો હક્ક તેમણે આપેલો છે, એ શું એમની ઓછી કૃપા છે? "

મઠમાં અનેક મનુષ્યો સ્વામીજીને મળવા આવતા અને તેઓ સ્વામીજીનું આતિથ્ય અને નમ્રતા જોઇને ચકિત થતા. બૌદ્ધ ધર્મના ઉપદેશક ધર્મપાલ મઠમાં આવ્યા હતા. તેમને મિસીસ ઓલબુલને મળવું હતું. મિસીસ ઓલબુલ મઠના નવા મકાનને માટે ખરીદાયલી જમીન ઉપર બાંધેલા એક જુના પુરાણા ઝુંપડામાં રહેતાં હતાં. સ્વામીજીની નજીકમાં રહેવાય તેટલા માટે તે એવા ઝુંપડામાંજ પડી રહ્યાં હતાં. મિસીસ ઓલબુલ અમેરિકાના એક મોટા ધનાઢ્ય

પુરૂષનાં પત્ની હોઇ કરોડોની મિલ્કત ધરાવતાં હતાં અને તેથી કલકત્તામાં પણ મોટો બંગલો રાખીને રહેવાને શક્તિમાન હતાં. આમ છતાં પણ મઠની જમીન ઉપર આવેલા એક જુના પુરાણા ઝુંપડામાં રહેવાનું તે વધારે પસંદ કરતાં હતાં. તે બતાવે છે કે સ્વામીજી પ્રત્યે તેમની ભક્તિ કેવી અગાધ હતી. કેવી સત્યપ્રીતિએ તેમના હૃદયમાં વાસ કર્યો હતો અને વેદાન્તનો બોધ તેમના ઉપર કેવી ઉંડી અસર ઉપજાવી રહ્યો હતો ! ખરેખર, મિસીસ ઓલબુલ અને તેમના જેવી બીજી શિષ્યાઓની સ્વામીજી પ્રત્યેની ભક્તિ વેદાન્તની અદ્દ્ભુત મહત્તા અને પાશ્ચાત્યોની સત્યશોધક વૃત્તિનો પુરેપુરો ખ્યાલ આપણી આગળ રજુ કરે છે અને આપણા અદ્દ્ભુત તત્વજ્ઞાન તરફ તથા આપણા દેશના અસામાન્ય મહાત્માઓ તરફ આપણું જે અલક્ષ્ય છે તેને માટે આપણને શરમમાં નાંખે છે.

ધર્મપાલ પ્રથમ સ્વામીજીની પાસે આવ્યા હતા અને તેમને તેડીને તે મિસીસ ઓલબુલની પાસે જવાના હતા. તે વખતે ઘણોજ સખત પવન વાતો હતો અને વરસાદ પણ પુષ્કળ વરસતો હતો; તે છતાં સ્વામીજી ધર્મપાલની સાથે ગયા. રસ્તો ઘણો ખડબચડો અને કાદવવાળો થઇ જવાથી ચાલતાં ચાલતાં સ્વામીજીનો પગ લપસી જાય, તેમના ઉપર વરસાદની વાછંટ આવ્યા કરે, પણ સ્વામીજી નાના છોકરાની માફક હસતા અને આનંદ કરતા ચાલ્યાજ કરતા હતા. એટલામાં ધર્મપાલનો પગ કાદવમાં ઉંડો પેસી ગયો તે કેમે કર્યો બહાર નીકળે નહિ. સ્વામીજીએ તેમની પાસે જઇને તેમનો હાથ પોતાને ખભે મૂકાવ્યો અને કેડેથી પકડીને તેમનો પગ બહાર ખેંચી કહાડયો. પછી બંને જણ હસતા હસતા આગળ ચાલ્યા. જ્યાં જવાનું હતું ત્યાં આવી પહોંચ્યા પછી સર્વે પોત પોતાના પગ ધોવા લાગ્યા. ધર્મપાલ પોતાના પગ ધોવાને પાણીનો લોટો હાથમાં લેતા હતા

એટલામાં સ્વામીજીએ તે લોટો લઇ લીધો અને બોલ્યા કે, "તમે મારા અતિથિ છો, મારે તમારી સેવા કરવી જોઇએ." એમ કહીને સ્વામીજી ધર્મપાલના પગ ધોવા તૈયાર થયા, પણ ધર્મપાલ આઘા ખસી ગયા અને સ્વામીજીના શિષ્યોએ આગળ આવીને સ્વામીજીના હાથમાંથી લોટો લઇ તે કામ બજાવ્યું.

સને ૧૮૯૮ ના માર્ચની ૨૯ મીએ સ્વામી સ્વરૂપાનંદને દિક્ષા આપવામાં આવી. તેઓ કલકત્તા યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ હોઇ સંસ્કૃતમાં કુશળ હતા. કલકત્તામાંથી નીકળતા પ્રસિદ્ધ માસિક "ડૉન" ના તે અધિપતિ હોઇ અંગ્રેજીમાં ઘણાજ મનનીય લેખો લખતા હતા. મઠમાં તે વારંવાર આવતા અને સ્વામીજી જોડે વાર્તાલાપ કરતા. તેમના વિચારો ઉદાર અને હૃદય વિશાળ હોવાથી સ્વામીજીના વિચારો તેમને ઘણાજ પસંદ પડતા. અખંડ બ્રહ્મચર્ય તે પાળી રહ્યા હતા. જનસેવા કરવાની તીવ્ર ઇચ્છાને લઇને તેમના મનમાં રામકૃષ્ણ મિશનમાં જોડાવાનો વિચાર ઘોળાયા કરતો હતો. બે ચાર વખત સ્વામીજીની પાસે આવ્યા પછી એક વખત તેમની સાથે વાત કરતે કરતેજ તેમનો નિશ્ચય થઇ ગયો કે સંસારનો ત્યાગ કરી મોક્ષને માર્ગે જીવન વ્યતીત કરવું. ત્યાંને ત્યાંજ તેમણે પોતાની સાથે આવેલા મિત્રોને કહી દીધું કે "મારે ઘેર ખબર આપજો કે હું પાછો ઘેર આવનાર નથી.' પછી તેમણે પોતાનો વિચાર સ્વામીજીને જણાવ્યો. સ્વામીજી ખુશી થયા અને તેમની યોગ્યતા જોઇને તેમને તરતજ સંન્યાસ દિક્ષા આપી. એજ દિવસોમાં મિસ મારગરેટ નોબલને પણ દિક્ષા આપવામાં આવી. તેણે દિક્ષા લીધા પછી "નિવેદિતા" નામ ધારણ કર્યું હતું. એ બનાવનું વર્ણન કરતાં નિવેદિતાએ લખેલું છે કે, "એ દિક્ષાનો દિવસ જરાપણ ભુલાય તેવો નથી. મારા ખરેખરા જીવનની એજ શરૂઆત હતી. શિવપૂજનની વિધિ સમજાવ્યા પછી સ્વામીજી બોલ્યા કે

પરમ સત્યનો સાક્ષાત્કાર કરતાં પહેલાં ભગવાન બુદ્ધે જેમ બીજાઓને માટે અનેકવાર પોતાનું જીવન સમર્પિત કર્યું હતું તેમ તમે પણ કરો.”

એ વિધિ થઈ રહ્યા પછી સ્વામીજી રૂદ્રાક્ષ તથા ભસ્મ ધારણ કરી સર્વ મંડળીની વચમાં કીર્તન અને નૃત્ય કરીને સાક્ષાત્ શિવલીલાજ પ્રત્યક્ષ કરાવવા લાગ્યા. પછીથી સર્વજણ શ્રીરામકૃષ્ણનાં પત્ની શારદાદેવીની પાસે ગયા અને જાણે કે પૂર્વ અને પશ્ચિમનો મેળાપ થતો હોય તેમ પાશ્ચાત્ય શિષ્યોએ શારદાદેવીનો ચર્ણ સ્પર્શ કર્યો અને દેવીએ પોતાનો પવિત્ર હાથ તેમને માથે મૂકીને આશિર્વાદ આપ્યા. ‘ગોપાળની મા’ કરીને એક વૃદ્ધ અને પવિત્ર સ્ત્રી જેને શ્રી-રામકૃષ્ણ પોતાની માતા તરિકે ગણતા હતા તેમને પણ ત્યાં બોલાવ-વામાં આવ્યાં. અહીં સર્વે ભેગાંજ રહેવા અને જમવા લાગ્યાં. એ પ્રમાણે સ્વામીજીએ પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓ વચ્ચે ગાઢ સંબંધ બાંધ્યો, કે જે સંબંધમાં આજે ઘણો વધારો થઇ રહેલો છે અને પૂર્વ પશ્ચિમની સ્ત્રીઓ સાથે મળીને રામકૃષ્ણ મિશનનાં અનેક કાર્યો કરી રહેલી છે.

એ સમયનો એક બીજો અગત્યનો બનાવ એ હતો કે બહેન નિવેદિતાએ સ્વામીજીના પ્રમુખપદ નીચે “ઇંગ્લાંડમાં હિંદુઓના ધાર્મિક વિચારોની અસર” એ વિષય ઉપર મોટી સભા સમક્ષ કલકત્તામાં એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. વક્તાનું ઓળખાણ કરાવતાં સ્વામીજીએ કહ્યું કે “ઇંગ્લાંડે નિવેદિતારૂપી એક મોટી બક્ષિસ આપણને આપેલી છે.” પોતાના ભાષણમાં નિવેદિતાએ અંતરના ઉદ્‌ગારો કહાડીને સર્વને જણાવ્યું હતું કેઃ—

“તમે–હિંદુઓએ–લગભગ છ હજાર વર્ષથી પ્રાચીન વિચારોને ધારણ કરી રાખીને સમસ્ત જગતને માટે સર્વોત્તમ આધ્યાત્મિક સિદ્ધાંતોને જાળવી રાખ્યા છે; તેથીજ હું ભારતવર્ષની સેવા કરવાને માટે આકર્ષાઇને અહીંઆં આવી છું.”

એ પછી મિસિસ ઓલબુલે કહ્યું કે "હિંદુસ્તાનનું સાહિત્ય પાશ્ચાત્યોને મન અત્યારે એક અમૂલ્ય જીવંત વસ્તુ થઇ રહેલી છે અને ખાસ કરીને સ્વામી વિવેકાનંદરચિત પુસ્તકો અમેરિકામાં ઘેરે ઘેર વાંચવામાં આવે છે." મિસ મુલરે "મારા વ્હાલા જાતિ ભાઇઓ અને મિત્રો" એમ સંબોધીને બોલવાની શરૂઆત કરતાંજ શ્રોતાઓએ પોતાની ઉભરાઇ જતી લાગણી દર્શાવવાને તાળીઓનો ગડગડાટ કરી મૂક્યો. મિસ મુલરે કહ્યું કે "મને અને સ્વામીજીના બીજા પાશ્ચાત્ય શિષ્યોને હિંદુસ્તાનમાં આવીને એમજ લાગે છે કે જાણે અમે અમારા ઘરમાંજ આવ્યાં છીએ. ભારતવર્ષમાં આધ્યાત્મિક પ્રકાશ અને ધાર્મિક જ્ઞાન વાસ કરી રહેલાં છે; એટલુંજ નહિ પણ તેમાં અમારાં સગાંઓજ વસી રહેલાં છે એમજ અમે માનીએ છીએ."

ઇંગ્લાંડમાં વેદાન્તના બોધની અસર કેવી થએલી છે તે વિષે બોલતાં તેમણે કહ્યું કે; "વખત હવે એવો આવ્યો છે કે અમે પાશ્ચાત્યોને હિંદુસ્તાનના આધ્યાત્મિક વિચારોનો લાભ મળવાથી અમારા વિચારો ઉન્નત બનતા ચાલીને અમે સુખી થવા લાગ્યાં છીએ. એક જીવંત મહાત્માએ તે વિચારો અમને એવી તો સરસ રીતે સમજાવ્યા છે કે તે અમને ગ્રાહ્ય થઇ રહેલા છે. અમે તેમને કૃતિમાં મૂકીએ છીએ અને પાશ્ચાત્ય પ્રજાઓના જડવાદથી ભરેલા જીવનમાં તેમણે નવું જીવન અને નવો જુસ્સો રેડયો છે. પશ્ચિમમાં પોતે કરેલા કાર્ય વિષે વિવેકાનંદે તમને સઘળુંજ કહી બતાવ્યું નથી. પશ્ચિમના સામાજિક અને જાહેર જીવનમાં તેમણે જે અગત્યનો સુધારો કરેલો છે અને તેમના બોધથી તેમાં જે મોટો ફેરફાર થઇ રહેલો છે તે વિષે તે તો તમને થોડુંજ કહે; પરંતુ મારે જણાવવું જોઇએ કે તેમના બોધને સાંભળવાને જે જે લોકો ભાગ્યશાળી થયાં હતાં તેઓ સર્વનાં હૃદયોમાં અને કુટુંબોમાં તેમના ઉદાર ધર્મભાવોએ અને વિશાળ

આધ્યાત્મિક ભાવનાઓએ ઉંડી જડ ઘાલી છે. આર્ય તત્વજ્ઞાનના ઉચ્ચતમ સિદ્ધાંતો અત્યાર સુધી અમને અજ્ઞાત હતા, તે પહેલવહેલા અમે તેમનેજ મુખેથી સાંભળ્યા છે. તે સાંભળીને તેનો અમે બરાબર અભ્યાસ કર્યો છે. તેને અમે અમારાં હૃદયમાં દૃઢ ઠસાવ્યા છે. તેમને અમે અમારાં કુટુંબોમાં ફેલાવ્યા છે. તેમને અમે અમારા વડીલો, માતાઓ, દિકરાઓ અને દિકરીઓને સમજાવ્યા છે અને એ સર્વે તે અદ્ભુત આધ્યાત્મિક જ્ઞાનને કૃતિમાં મૂકવાનો પ્રયાસ કરી રહ્યાં છે."

પ્રમુખ તરિકે સ્વામીજીએ જણાવ્યું કે પ્રાચીન સમયમાં હિંદવાસીઓ પૂર્વ અને પશ્ચિમના પ્રદેશોમાં બહુ દૂર સુધી પ્રવાસ કરતા હતા. પ્રાચીન સમયમાં જેમ હિંદ અખિલ વિશ્વનું ગુરૂપદ ધારણ કરી રહ્યું હતું તેમજ અત્યારે પણ તે આખી દુનિયાના ગુરૂપદે બેસી શકે તેમ છે. આપણા સંકુચિત જીવનને વિસ્તૃત કરવું અને આપણા સર્વ શ્રેષ્ઠ આધ્યાત્મિક વિચારોને સર્વત્ર ફેલાવવા એમાંજ આપણા ઉદ્ધારનું ખરૂં રહસ્ય રહેલું છે. એની સાથે પાશ્ચાત્યો પાસેથી તેઓએ વિજ્ઞાન, કળા, હુન્નર વગેરે પણ શિખવાં જોઇએ અને આ પ્રમાણે આપ લે કરવાથી હિંદવાસીઓ એક મોટી બળવાન પ્રજા બની રહેશે. અહીંઆં સ્વામીજીએ આત્મશ્રદ્ધા ઉપર ખાસ ભાર મૂકીને કહ્યું હતું કે " અરે મનુષ્યો! તમારી પોતાની શક્તિમાં—આત્મામાં શ્રદ્ધા રાખતાં શીખો. તેમ કરવાથીજ તમે ઇશ્વરમાં ખરી શ્રદ્ધા રાખતાં શિખશો. એ સર્વશક્તિમાન શ્રદ્ધાનું રહસ્ય સમજાવવું એજ મારા જીવનનું ખરૂં કર્તવ્ય મેં ગણેલું છે. શ્રદ્ધા હોય તોજ મનુષ્યના મનમાં મહત્વાકાંક્ષા બંધાય છે. જો આપણામાં પુરતી શ્રદ્ધા આવે તો આપણું પ્રજાકિય જીવન જલદીથી વ્યાસ અને અર્જુનના દિવસો પાછા જોઇ શકે તેમ છે, કે જે દિવસોમાં જનપ્રીતિના સર્વોત્તમ સિદ્ધાંતો અને સર્વ પ્રકારની સુખ સમૃદ્ધિ ભારતવર્ષમાં વ્યાપી રહ્યાં હતાં." છેવટે સ્વામીજીએ

બંગાળાના યુવાનોને ઉદ્દેશીને કહ્યું હતું કે " તમે જાગૃત થાઓ, ભલે તમે ગરિબ હો, પરંતુ જગતનાં મોટાં મોટાં પરાક્રમો તો ગરિબોએજ કરેલાં છે. ભારતવર્ષનું કલ્યાણ કરવાને માટે પવિત્રતા, સહૃદયતા, સ્થિરતા અને વૈરાગ્ય ધારણ કરો અને તમારી જાતમાં અનહદ શ્રદ્ધા રાખો.

## પ્રકરણ ૫૦ મું—દુષ્કાળકામો તથા અનાથાશ્રમો વગેરેની સ્થાપના.

સ્વામીજીની યોજના પ્રમાણે રામકૃષ્ણ મિશન હવે કાર્ય કરવા લાગ્યું હતું. ઘણે સ્થળે તેણે વેદાન્તનાં મથકો સ્થાપ્યાં હતાં. કલકત્તામાં સ્વામીજીની દેખરેખ નીચે તેના સભાસદો " બુદ્ધનો વૈરાગ્ય, સ્વામી વિવેકાનંદનું કાર્ય, જ્ઞાન અને ભક્તિ " વગેરે વિષયો ઉપર ભાષણો આપતા હતા. સ્વામીજીએ મદ્રાસમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં જે બીજ રોપ્યાં હતાં તેને લીધે ઘણા સુશિક્ષિત મદ્રાસીઓનાં હૃદયો હવે તેના તરફ વળવા લાગ્યાં હતાં. અગાઉ ઘણા ખરા યુવાન મદ્રાસીઓ હિંદુઓની ધાર્મિક ભાવનાઓને હસી કહાડી નાસ્તિકતા અને જડવાદમાં ડૂબી રહ્યા હતા. તેઓ સ્વામીજીના સમાગમમાં આવ્યા પછી પવિત્ર અને ભક્તિમય જીવન ગાળવા લાગ્યા હતા.

સ્વામીજીએ અમેરિકામાં અને ઇંગ્લાંડમાં જે મહત્ કાર્ય કર્યું હતું તેની ભારે અસર તેમના ઉપર થઇ રહી હતી. હવે તેઓ મદ્રાસમાં વેદાન્તનું એક મથક સ્થાપવાની સ્વામીજીને અરજ કરી રહ્યા હતા. તેમની અરજ સ્વીકારીને સ્વામીજીએ મદ્રાસમાં વેદાન્તનું મથક સ્થાપી તેને ચલાવવાને પોતાના ગુરૂભાઇ સ્વામી રામકૃષ્ણાનંદને ત્યાં મોકલ્યા. રામકૃષ્ણાનંદ મદ્રાસ ગયા અને તેમણે દરરોજ

સાંજે ગીતા ઉપર વ્યાખ્યાનો આપવા માંડ્યાં. મદ્રાસની યંગ મેન્સ હિંદુ એસોસીએશનમાં પણ તેમણે સંખ્યાબંધ ભાષણો આપ્યાં. આગળ ચાલતાં તેઓ નિયમીત રીતે ઉપનિષદો પણ શીખવવા લાગ્યા.

માઇલાપુરમાં, ત્રીપ્લીકેનમાં તેમજ ચીંતાદ્રીપટમાં વર્ગ ઉઘાડવામાં આવ્યા હતા. એ દરેક સ્થળે વીસ પચીસ યુવકો શ્રીમદ્ ભગવદ્ગીતા તેમજ ઉપનિષદોનો અભ્યાસ નિયમિતપણે કરવા લાગ્યા. આ યુવકો-માં ઘણાખરા ગ્રેજ્યુએટો હોઇને અધ્યયનમાં ઘણોજ રસ લેતા હતા.

વેદાન્તનું બીજું મથક કોલમ્બોમાં સ્થાપી સ્વામી શિવા-નંદને ત્યાં મોકલવામાં આવ્યા. કેટલાક યૂરોપિયનો અને ઘણા સુશિક્ષિત હિંદુઓ તેમના વર્ગમાં આવવા લાગ્યા. કેટલાક યૂરોપિ-યનોની ઇચ્છા નિયમિતપણે ભગવદ્ગીતા શિખવાની હતી, તેથી કરીને સ્વામી શિવાનંદ તેમને ગીતાજી શિખવવા લાગ્યા. સ્વામી શિવાનંદ જે સર્વથી અગત્યનું કાર્ય બજાવતા તે એ હતું કે જે કેટલાક જીજ્ઞાસુ પુરૂષો શરીરની અશક્તિ વગેરે કારણોથી તેમની પાસે આવી શકતા ન હોતા તેમને ઘેર જઇને પણ તેઓ વેદાન્તનું શિક્ષણ આપતા હતા અને એવા અનેક જીજ્ઞાસુ–પણ અશક્ત મનુષ્યોને એ શિક્ષણ ઘણુંજ ઉપકારક થઇ પડયું હતું.

સને ૧૮૯૭–૯૮ ની સાલમાં બંગાળામાં અને બીજા પ્રાંતોમાં ભયંકર પ્લેગ અને દુષ્કાળ ચાલી રહ્યાં હતાં, ત્યારે પણ સ્વામી વિવે-કાનંદની દેખરેખ નીચે રામકૃષ્ણ મિશને ઘણું અગત્યનું કાર્ય બજા-વ્યું હતું. તે વખતે સ્વામી વિવેકાનદે પોતાના ગુરૂભાઇઓ અને શિષ્યોની મદદથી સ્થળે સ્થળે દુષ્કાળફંડો અને અનાથાશ્રમો સ્થાપ્યાં હતાં. ત્યાં ભૂખ્યાં અને નિરાશ્રિત સ્ત્રી પુરૂષોને અન્ન, વસ્ત્ર વગેરે આપવામાં આવતું હતું. વળી પ્લેગના સમયમાં ઠામે ઠામે સંકટ નિવારણ સંસ્થાઓ ઉભી કરવામાં આવી હતી. તેમાં પ્લેગથી

પીડાયેલાં મનુષ્યોની માવજત કરવામાં આવતી હતી. મુર્શીદાબાદમાં એક અનાથાશ્રમ ઉઘાડવામાં આવ્યું હતું. મુર્શીદાબાદની આસપાસનાં ગામડાંના લોકોને ખાવાનું અનાજ તેમજ પીવાનું ચોકખું પાણી મળતું ન હતું. તેને લીધે હજારો સ્ત્રી પુરૂષો મૃત્યુને વશ થતાં હતાં. એ મનુષ્યોના દુઃખની ખબર સાંભળીને સ્વામી વિવેકાનંદે સ્વામી અખંડા નંદને દ્રવ્ય તથા બે મદદનીશો આપીને મુર્શીદાબાદ મોકલ્યા. ત્યાં એક અનાથાશ્રમ ઉઘાડવામાં આવ્યું અને સ્વામી અખંડાનંદ ગામેગામ ફરી ક્ષુધાથી પીડાયેલાં સ્ત્રી પુરૂષોને શોધી કહાડી તેમને અનાજ પુરૂં પાડવા લાગ્યા. મુર્શીદાબાદની આસપાસનાં ગામડાંઓમાં લગભગ બસેં માણસો ભૂખથી મરી જવાની તૈયારીમાં હતાં અને તેમની સંખ્યામાં વધારો થતો જતો હતો. એ ખબર સાંભળીને સ્વામી વિવેકાનંદે ફંડ એકઠું કરવાને સ્વામી સુબોધાનંદને કલકત્તા મોકલ્યા. સ્વામીજી જે ઉમદા અને નિઃસ્વાર્થ કાર્ય કરી રહ્યા હતા તેની કદર સરકારી અમલદારો પણ હવે કરવા લાગ્યા. મુર્શીદાબાદ તાલુકામાં સરકાર તરફથી ચાર પાંચ દુષ્કાળકામો ઉઘાડવામાં આવ્યાં હતાં, પણ તેઓ સંતોષકારક રીતે કાર્ય કરતાં નહોતાં, તેથી કરીને ખરેખરા દુકાળથી પીડાતાં સ્ત્રી પુરૂષોને જોઇએ તેવી મદદ મળતી ન હોતી. એવાં સ્ત્રી પુરૂષો હવે રામકૃષ્ણ મિશનના અનાથાશ્રમમાં આવીને રહેવા લાગ્યાં. અહીંઆં મિશનના સંન્યાસીઓ તેમની કાળજીથી બરદાસ્ત કરતા, તેથી તેમનાં દુઃખી અંતઃકરણો શાંત થતાં અને તેમની આંખોમાં પાણી આવી જતું. વળી જે લોકો વ્યાધિઓથી પીડાતા હતા તેમને માટે પણ દવા વગેરેની સારી સવડ રામકૃષ્ણ મિશન કરી રહ્યું હતું. અન્ન પાણીના કષ્ટથી ગભરાઇ રહેલાં સ્ત્રી પુરૂષોનાં ઉદાસ મુખો જોઇને પત્થરનાં હૃદય પણ પીગળી જતાં હતાં. એક સ્ત્રી અને તેનાં નાનાં નાનાં છોકરાંનું દુઃખ નહિ જેવાયાથી

ઘરધણી તેમને એમનાં એમ મૂકીને ચાલ્યો ગયો હતો. બીજો એક મનુષ્ય પોતાની બાયડી તથા છોકરાંને ભૂખે મરતાં જોઇને શું કરવું તે નહિ સૂઝવાથી ગળે ફાંસો ખાવાની તૈયારીમાં હતો. વળી કેટલાક આત્મઘાત કરવાની તૈયારીમાં હતા. એ સઘળાઓને રામકૃષ્ણ મિશને વખતસર મદદ આપી અને તેમના પ્રાણ બચાવ્યા. મિશનના સંન્યાસીઓએ ગામે ગામ ફરીને આવાં આવાં ભુખમરાથી પીડાતાં મનુષ્યોને અને કુટુંબોને શોધી કહાડીને તેમને જે જે જોઇએ તે તે પુરૂં પાડયું હતું. ગામડાંઓમાં કેટલીક મોટા ઘરની છતાં નિર્ધન સ્ત્રીઓ અને પડદાનશીન મુસલમાન સ્ત્રીઓ પણ અતિશય દુઃખી હતી. સરકારી આશ્રમોમાં જઇને મદદ લેવા કરતાં તેઓ મરવાનું વધારે પસંદ કરતી હતી. એવી સ્ત્રીઓના મલાજાને હાનિ ન પહોંચે તથા તેમની લાગણીઓ ન દુઃખાય તેવી રીતે રામકૃષ્ણ મિશને તેમને પણ પુરતી મદદ પહોંચાડી હતી. ફંડ પુરતું નહિ હોવાથી સ્વામીજી ઘણે દૂર આવેલાં ગામોમાં જઇને ભિક્ષાની ઝોળી ફેરવીને પણ અનાજ વગેરે લાવવા લાગ્યા. દુકાળીઆઓની સંખ્યા વધતી જઇને લગભગ છસેં માણસોની થઇ હતી. દરરોજ ૭ મણ ચોખા દુકાળીઆઓના ખોરાક માટે જતા હતા; તેમજ વસ્ત્રો અને દવાઓની પણ જરૂર પડતી હતી.

રામકૃષ્ણ મિશન તરફથી બીજો આશ્રમ દેવઘરમાં ખોલીને સ્વામી વિરજાનંદને ત્યાં મોકલવામાં આવ્યા હતા. ત્રીજો આશ્રમ દીનાજપુરમાં ખોલીને સ્વામી ત્રિગુણાતીતને ત્યાં મોકલ્યા હતા. આ અને બીજા સંન્યાસીઓ જે ઉત્સાહથી અને નિઃસ્વાર્થ સેવાભાવથી પોતાની ફરજો બજાવતા હતા તેવો ઉત્સાહ સ્વાર્થબુદ્ધિથી કાર્ય કરનાર સામાન્ય મનુષ્યોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. જુદાં જુદાં આશ્રમોમાં સ્વામીઓ તરફથી દરેક પ્રકારની કાળજી અને ખંતપૂર્વક કામ

બજાવાતું જોઇને સરકાર પણ તેમનો ઘણોજ આભાર માનતી હતી.

સ્વામીજી પોતાનું કાર્ય પદ્ધતિસર કરી રહ્યા હતા. માણસ પાસે પૈસો હોય તો તેને સખાવત કરવાનું અઘરૂં લાગતું નથી; પણ અપાત્રને દાન કરવાથી લાભને બદલે વધારે નુકશાન થાય છે. સ્વામી ત્રિગુણાતીત જાતે શ્રમ લઇને તપાસ કરતા હતા અને ખરી તંગી વાળાં મનુષ્યોને શોધી કહાડતા હતા.

કલેક્ટર મી. બોનહામ કાર્ટરે રામકૃષ્ણ મિશનના દુષ્કાળ કામ માટે વડી સરકારને નીચે પ્રમાણે લખી મોકલ્યું હતું:—

"રામકૃષ્ણ મિશનના સ્વામી ત્રિગુણાતીતે દુષ્કાળ વખતે જે ઉમદા કામ કરેલું છે તેનું વર્ણન કર્યા વગર હું મારો રિપોર્ટ બંધ કરીશ નહિ. આ જીલ્લામાં દુકાળ પડેલો જાણીને સ્વામીજી મારી પાસે આવ્યા અને મને કહેવા લાગ્યા કે, જેમ બરહાનપુરમાં કર્યું હતું તેમ રામકૃષ્ણ મિશન આ જીલ્લામાં પણ મદદ કરવાને તૈયાર છે. મેં તેમને સલાહ આપી કે દીનાજપુરની પશ્ચિમે છ માઇલ દૂર આવેલા બીરાલ ગામમાં તમે કાર્યની શરૂઆત કરો. જીલ્લાના દક્ષિણ ભાગમાં વરસાદ સારો થયો હતો. પશ્ચિમમાં દુકાળની અસર વધારે જણાતી હતી. અહીંઆં સ્વામીજીએ ઘણી અગવડો વેઠીને પણ પોતાનો મુકામ નાંખ્યો અને તે ખરી તંગીવાળાં મનુષ્યોને મફત ચોખા આપવા લાગ્યા. ખરી વાત શી છે તે શોધી કહાડવાને તેમણે અનંતો પ્રયાસ કર્યો અને ઘણું ખરૂં તો તે જાતેજ તપાસ કરવાને જતા હતા. પછીથી તેમણે દીનાજપુરમાં ઘણાઓનું સંકટ ટાળ્યું. હું નીચે આંકડા આપું છું તે ઉપરથી સમજાશે કે ન્યાત જાત કે ધર્મનો ભેદ રાખ્યા વગર સર્વેને મદદ કરવામાં આવી હતી. તે આંકડાઓ બહુજ કાળજીથી લેવામાં આવેલા છે. જો આવાં નિઃસ્વાર્થ કામો ઘણાં થાય તો સરકારી દુષ્કાળકામોને ઘણી મદદ મળે. સ્વામીજીએ

મારી કે કોઇની મદદ લીધા સિવાયજ સઘળું કામ વ્યવસ્થિતપણે કરેલું છે, પણ મેં તેમને જે જે સુચનાઓ કરી હતી તે સઘળી તેમણે ખુશીથી ધ્યાનમાં લીધી હતી અને દર અઠવાડીએ તે પોતાનો હિસાબ અને આંકડા મારા તરફ મોકલતા હતા."

મુર્શીદાબાદ, દીનાજપુર અને દેવઘર સિવાય દક્ષિણેશ્વરમાં પણ એક દુષ્કાળકામ ઉઘાડવામાં આવ્યું હતું. દક્ષિણેશ્વર શ્રીરામકૃષ્ણ પરમહંસના નિવાસથી પવિત્ર બની રહેલું હતું. અહીંઆં એક સ્વામી બંગાળાનાં ગરિબ કુટુંબોને ચોખા આપવાનું કામ કરી રહ્યા હતા. દરેક સ્થળેથી સરકારી અમલદારો રામકૃષ્ણ મિશનના કાર્ય વિષે સારો રિપોર્ટ મોકલી રહ્યા હતા. રામકૃષ્ણ મિશન પોતાનું કામ એવી શાંતિ અને નિઃસ્વાર્થ વૃત્તિથી કરી રહ્યું હતું કે બ્રિટીશ અમ- લદારો તેની પ્રશંસા કર્યા વગર રહેજ નહિ. દુષ્કાળવાળાં ગામડાંમાં બ્રિટીશ અમલદારો આવતા અને અનાજ, વસ્ત્ર, વગેરે અપાતાં જોતા. એમ કરવું ઘણું સહેલું હતું. પણ ગામે ગામ ફરવું, ગરિબનાં ઝુંપડામાં તપાસ કરવી, ખરેખરી તંગીવાળાંને શોધી કહાડવાં અને આસપાસ પથરાઇ રહેલાં દુઃખ અને અગવડોમાં વ્યવસ્થિત કાર્ય શરૂ કરવું, એ ઘણું મુશ્કેલ હતું. પણ રામકૃષ્ણ મીશનના સાધુઓએ તે કાર્યને સિદ્ધ કરેલું છે. તેમનો જેટલો ઉપકાર મનાય તેટલો ઓછોજ છે. અત્યારે પણ તેઓ તેવુંજ કાર્ય કરી રહેલા છે. શ્રીરામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદનાં પવિત્ર ચરણ કમળના સ્પર્શથી તેઓ સઘળા પવિત્ર અને નિઃસ્વાર્થ બની માત્ર પરોપકાર વૃત્તિથીજ, માનવજાતિનું દુઃખ ટાળવાને સજ્જ થઈ રહેલા છે. હજી પણ તેઓ ભારતવર્ષની ગરિબ પ્રજાને સહાય કરવાને ગામેગામ ફરી રહેલા છે. આ વખતે મુર્શીદાબાદમાં કેટલાંક નિરાધાર બાળકો સંભાળને અભાવે અન્નપાણી વિના મરી જતાં જોવામાં આવતાં હતાં. એથી કરીને મુર્શીદાબાદમાં એક કાયમનું

અનાથાશ્રમ સ્થાપવાનો વિચાર રામકૃષ્ણ મિશનનો થયો. મુર્શીદાબાદના કલેક્ટર મી. લેવીંજને પણ આવા બનાવો જોઇને ઘણીજ દયા આવી અને તેમણે એક કાયમનું અનાથાશ્રમ ખોલવાની સ્વામી અખંડાનંદને અરજ કરી. સ્વામી અખંડાનંદ પણ એવું અનાથાશ્રમ ખોલવાનો વિચારજ કરી રહ્યા હતા. તેમણે કલેક્ટરની વાત તરતજ કબુલ કરી. બ્રિટીશ સરકારે પંદર વીઘાં જમીન તે કાર્યને માટે મફત આપી. અનાથ બાળકોની સંખ્યા જલદીથી વધતી ગઇ અને દયાળુ હૃદયના સ્વામી અખંડાનંદની સંભાળ નીચે તે સારી રીતે ઉછરવા લાગ્યાં. અનાથાશ્રમનું મકાન બંધાયા પછી સર્વેને ત્યાં રાખવામાં આવ્યાં. તેમને અન્ન, વસ્ત્રાદિ આપવા ઉપરાંત ભાષા, ઇતિહાસાદિનું જ્ઞાન આપવું; ખેતીકામ, વણાટકામ, વગેરે ધંધા શીખવવા અને વેદાન્તના મહત્વના સિદ્ધાંતો તેમના મગજમાં ઠસાવીને તેમને સ્વાશ્રયી અને પ્રભુપરાયણ બનાવવાં, એવો હેતુ પણ મિશને રાખેલો હતો. મુર્શીદાબાદના અનાથાશ્રમનાં બાળકો આધુનિક સમયના શિક્ષિત યુવાનોની માફક નિર્બળ, પરાધીન અને નાસ્તિક ન બને તે માટે મિશન તરફથી પુરતી કાળજી રાખવામાં આવતી હતી.

આ વખતે સ્વામી વિવેકાનંદની તબીયત નાદુરસ્ત હોવાથી દાક્તરોની સલાહથી હવા ફેર માટે તેઓ દાર્જિલીંગ ગયા અને થોડોક સમય ત્યાં રહ્યા. તેમની શારીરિક સ્થિતિમાં કંઇક સુધારો થયો ન થયો એટલામાંજ ખબર આવી કે કલકત્તામાં ઘણોજ પ્લેગ ચાલી રહેલો છે. સ્વામીજી આરામ લેવાની વાત પડતી મૂકીને એકદમ કલકત્તે પાછા આવ્યા. સરકારે પ્લેગના અટકાવ માટે કેટલાક આકરા નિયમો ઘડયા હતા તેથી લોકો ડરીને નાસભાગ કરી રહ્યા હતા અને કલકત્તાની સ્થિતિ જાણે એકાદ મોટું તોફાન ઉપડે તેવી થઇ ગઇ હતી. તોફાન ન થાય તેટલા માટે સ્થળે સ્થળે લશ્કરી સિપાઇઓ

રાખવામાં આવ્યા હતા. સ્વામીજી સઘળી સ્થિતિ સમજી લઇને તરતજ લોકોને દવા, સલાહ અને આશ્વાસન આપવાને તૈયાર થઈ રહ્યા. કલકત્તે આવ્યા તેજ દિવસે તેમણે પ્લેગને અટકાવવાના અને લોકોને મદદ કરવાના કાર્યની યોજના ઘડી કહાડી અને તે બંગાળી તથા હિંદીમાં છપાવીને પ્રગટ કરી દીધી.

સ્વામીજીના એક ગુરૂભાઇ તેમને પૂછવા લાગ્યાઃ "સ્વામીજી, તમે પૈસા ક્યાંથી લાવશો ?" સ્વામીજી એકદમ દૃઢતાથી બોલી ઉઠયાઃ- "કેમ! મઠનું નવું મકાન બાંધવાને ખરીદેલી જમીન વેચી નાંખીશું. આપણે સંન્યાસીઓ છીએ. આપણે ઝાડ નીચે સૂઇ રહીશું અને ભિક્ષા માગીને ઉદરપોષણ કરીશું. આપણી નજર આગળ દુઃખ પામતાં હજારો મનુષ્યોનું દુઃખ જો આપણે ટાળી શકતા હોઇએ તો આપણે મઠ અને બાજી વસ્તુઓની દરકાર શા માટે કરવી?" આ પ્રમાણે લોકોનું દુઃખ ટાળવાને માટે મઠને પણ વેચી નાંખવાને સ્વામીજી તૈયાર હતા; પણ સુભાગ્યે તેમ કરવાની તેમને જરૂર પડી ન હોતી. કેટલાક ભાગ્યશાળી ધનિકો આવા કામમાં દ્રવ્યની મદદ કરવાને તૈયાર થયા. તરતજ એક મોટી વિશાળ જગ્યા ભાડે લઇને તેના ઉપર દરદીઓ માટે માંડવા ઉભા કરવાનું નક્કી થયું.

સ્વામીજીના શિષ્યો સાથે કામ કરવાને ઘણા મનુષ્યો રાજી ખુશીથી ભળવા લાગ્યા. શહેરની નાની ગલીઓ અને ઘરોને કેવી રીતે સાફ કરાવવાં તે સ્વામીજી સર્વેને સમજાવવા લાગ્યા. માંદાની સારવાર કરનારી અને દવા વહેંચનારી ટોળીઓ સ્વામીજી ગોઠવવા લાગ્યા અને રસી મૂકનારાઓને પણ ઘટતી સુચનાઓ આપવા લાગ્યા. આ વખતે કલકત્તામાં પ્લેગનું જોર વધવા લાગ્યું હતું. રામકૃષ્ણ મિશનના સાધુઓ સખત મહેનત કરીને લોકોના પ્રાણ બચાવી રહ્યા હતા. ખરેખર એ કાર્ય મોતના મુખમાં જવા જેવુંજ હતું.

બ્હેન નિવેદિતા પણ તે કાર્યમાં જોડાયાં હતાં. આ પ્રાણ સટોસટના સેવા ધર્મમાં જોડાયલા સંન્યાસીઓની પુંજીમાં માત્ર એક કમણ્ડલુંજ હતું. તેઓ કોઇ પણ જાતના બદલાની આશા રાખતા ન હોતા. તેમને મન સમાજસેવા તે પ્રભુસેવાજ હતી. તેઓ માવજત કરનારી, તપાસ કરનારી અને ગલીઓ અને ઘરો સાફ કરાવનારી ટોળીઓમાં ગોઠવાઈ ગયા. ફંડને માટે વર્તમાન પત્રોમાં જાહેર ખબર આપવામાં આવી અને ટોળીઓ પોતપોતાનું કાર્ય કરવા મંડી ગઈ. જે મહોલ્લાઓમાં વધારે ગંદકી હતી તેને તેઓ ઉત્સાહથી સાફ કરાવવા લાગ્યા. સાધુઓને ભંગીઓ જોડે પણ કામ કરવું પડતું હતું, પણ તે પવિત્ર પુરૂષો તેનાથી પણ પાછા હઠતા ન હોતા. સારવાર કરવાના માંડવાઓમાં શ્રીરામકૃષ્ણ પરમહંસના વિદ્વાન અને પવિત્ર શિષ્યો સ્વામી શારદાનંદ અને બ્રહ્માનંદ દરદીઓની માવજત કરવા લાગ્યા. વળી તેમણે ભજન મંડળીઓ ઉભી કરીને તેમનાદ્વારા લોકોને વ્યાધીની બ્હીક ત્યજી દઇને આત્મશ્રદ્ધા તથા પ્રભુશ્રદ્ધા રાખવાનું સમજાવવા માંડયું. સ્વામી વિવેકાનંદ પણ મઠમાં રહેવાનું તજી દઇને ગરિબ લોકોના મહોલ્લામાં એક ઝુંપડામાં રહેતા હતા. ચારે બાજુ ફેલાઇ રહેલી વ્યાધી અને મૃત્યુની વચમાં રહીને સ્વામીજી સર્વેને દિલાસો આપતા, ગરિબોની સારવાર કરતા અને પોતાના જીવન અને દૃષ્ટાંતથી ચારે પાસ પ્રવર્તી રહેલા પ્લેગના ભયને નાબુદ કરવાને સર્વેનાં હૃદયમાં ઉત્સાહ પ્રેરતા. જે મનુષ્યોએ સ્વામી વિવેકાનંદને આ પ્રસંગે કામ કરતા જોયા છે તેઓ આજે પણ તેમના કાર્યને ઘણાજ માન અને આભારની લાગણી સાથે યાદ કરે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસના સંન્યાસી શિષ્યો ગંદામાં ગંદી ગલીઓમાં પણ પેસીને કેવા ઉત્સાહથી કામ કરતા અને પ્લેગથી પીડાતા મનુષ્યોને કેવો દિલાસો અને મદદ આપતા તે કલકત્તાનો દરેકે દરેક વૃદ્ધ પુરૂષ હજી સુધી કૃતજ્ઞપણે યાદ કરે છે.

કલકત્તામાં પ્લેગ શાંત થયા પછી સ્વામીજીએ બાગ બજારમાં એક કન્યાશાળા સ્થાપન કરી, અને તેનું કામ બ્હેન નિવેદિતાને સોંપ્યું. પછીથી સ્વામીજીએ બંગાળા, રજપુતાના અને પંજાબમાં બીજાં ત્રણ અનાથાશ્રમો ખોલ્યાં. આ સઘળી સંસ્થાઓ આજે ઘણીજ ફતેહથી પોતાનું કામ કરી રહેલી છે. આ વખતે સ્વામી વિવેકાનંદની મદદથી બે અંગ્રેજી માસિકો "બ્રહ્મવાદિન" અને "પ્રબુદ્ધ ભારત" શરૂ કરવામાં આવ્યાં હતાં. એ માસિકોના ગ્રાહકો આજે પણ આખી દુનિયા ઉપર થઇ રહેલા છે. વળી ઉદ્‌બોધન નામનું એક માસિક બંગાળી ભાષામાં શરૂ કરવામાં આવ્યું હતું. સ્વામીજીએ પોતાના બે ગુરૂભાઇઓને ઢાકા મોકલ્યા અને ત્યાં રામકૃષ્ણ મિશનની શાખા કહાડવામાં આવી. એ શાખા આજે કલકત્તા મિશનની દેખરેખ નીચે પરોપકારનાં કાર્યો કરી રહેલી છે.

## પ્રકરણ ૫૧ મું—પાશ્ચાત્ય પ્રદેશોમાં વેદાન્તની અસર.

ઈંગ્લાંડ તથા અમેરિકાના જિજ્ઞાસુ લોકોમાં સ્વામીજીએ વેદાન્તનું જે બીજ રોપ્યું હતું એ તેમના હિંદમાં પાછા આવ્યા પછી સુકાઇ ન જતાં ઉલટું ખીલતું ચાલ્યું હતું. એ લોકોની સત્યને શોધવાની જિજ્ઞાસા અને ખંતને સ્વામીજી ઘણાજ વખાણતા હતા અને તેમની ખાત્રી હતી કે એમના હૃદયમાંથી વેદાન્તનો બોધ કદીએ ભૂંસાઇ જશે નહિ. વેદાન્તને સમજવાને અને તેને કૃતિમાં મૂકવાને જે સૂક્ષ્મ બુદ્ધિ અને સ્વાર્થત્યાગની જરૂર છે તે બુદ્ધિ અને સ્વાર્થત્યાગ પાશ્ચાત્યોમાં જાગી ઉઠે તેમ છે એમ સ્વામીજી કહેતા. હિંદમાં કેટલાકો તેમને પૂછતા કે અંગ્રેજો જેવા રજોગુણી માણસો સાત્વીક ભાવને શી રીતે પ્રાપ્ત કરશે? સ્વામીજી ઉત્તર આપતા કે તેમનો રજોગુણ પરાકાષ્ટાએ

પહોંચેલા છે. તેઓ અઢળક દ્રવ્ય, વિદ્યા અને બાહુબળ પ્રાપ્ત કરી રહેલા છે અને જગતના ભોગવિલાસો ભોગવીને થાકયા છે. આવા લોકો સાત્વિક ભાવને પ્રાપ્ત નહિ કરે તો શું તમે હિંદુઓ સાત્વિક ભાવને પ્રાપ્ત કરશો? તમે દ્રવ્યને માટે ફાંફાં મારનારા, ગંદી ગલીઓમાં પડી રહેનારા અને નિર્બળ શરીરવાળા હિંદુઓ શું મોક્ષને માર્ગે ચ્હડી શકશો? તમે જરા અંગ્રેજોનાં ભવ્ય મકાનો, સાફ રસ્તાઓ, તેમની સંસ્થાઓ, તેમના શહેરસુખાકારીના નિયમો અને તેમનાં સ્થિર ચારિત્ર્ય તરફ તો જુઓ. પછી તમારી ખાત્રી થશે કે મોક્ષ મેળવવાને માટે લાયક તો તેઓજ છે.

સ્વામીજીનું ધારવું ખરૂંજ હતું. અંગ્રેજોનાં હૃદયમાં તેમણે જે બીજ રોપ્યું હતું તે હવે ઉગીને-ફાલીને ફળી રહ્યું હતું. લંડનમાં વેદાન્તના અભ્યાસીઓ એકઠા મળતા અને હિંદુ તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં એક બીજાને મદદ કરતા. મી. સ્ટર્ડી ખાસ કરીને તેમાં ઘણોજ રસ લેતા હતા. મી. એરીક હમંડ વારંવાર તેમની સભાઓના પ્રમુખ થતા અને તેમને મદદ કરતા. વળી રામકૃષ્ણ મિશન હિંદમાં દુષ્કાળના વખતમાં જે કાર્ય કરી રહ્યું હતું તેને લંડનના વેદાંતીઓ ઘણીજ સહાય કરતા. આ દેશમાં જે અનેક મનુષ્યો ભોગવિલાસથી થાકી જઇને તેમજ જડવાદથી અસંતોષી બનીને પોતાનું જીવન શંકા અને નિરાશામાં ગાળી રહ્યા હતા, તેમની બુદ્ધિને સ્વામીજીનો વેદાન્તનો બોધ અતિશય અનુકુળ થઇ પડયો હતો. આર્ય વેદાન્તે તેમના સઘળા વિચારો અને અનુભવો ઉપર તદ્દન નવોજ પ્રકાશ પાડયો હતો. આ પ્રકાશના પ્રતાપે તેમનું જીવન આશા, આનંદ અને અન્ય ઉચ્ચ આધ્યાત્મિક ભાવોવડે ભરપુર રહેતું હતું. સ્વામી વિવેકાનંદના ગયા પછી વેદાન્તના વર્ગોનું કામ સ્વામી અભેદાનંદને સોંપવામાં આવ્યું હતું અને તે પોતાનું કર્તવ્ય ઘણીજ ફતેહથી બજાવી રહ્યા હતા.

અમેરિકાથી સ્વામી વિવેકાનંદ વિદાય થયા ત્યારપછી ત્યાંનું કામ સ્વામી શારદાનંદને સોંપવામાં આવ્યું હતું અને તે કામ ઘણુંજ વધી પડયું હતું. અનેક વેદાન્ત સમાજો ત્યાં સ્થપાઇ રહી હતી. તે સર્વેમાં કામ કરવું તે એક સંન્યાસીથી બની શકે તેમ ન હોતું. ન્યૂયોર્ક ડેટ્રોઇટ, બ્રુકલીન વગેરે સ્થળોમાં વેદાન્ત સમાજો સ્થપાઇ ચૂકી હતી. તેમાં કામ કરવા ઉપરાંત સ્વામી શારદાનંદને બીજી સભાઓમાં પણ હાજરી આપવી પડતી અને ગ્રીનેકરમાં આવેલી તુલનાત્મકધર્મવિચાર પરિષદમાં શિક્ષક તરિકે પણ કામ કરવું પડતું. એ પ્રમાણે કામ વધી પડેલું હોવાથી સ્વામી અભેદાનંદને અમેરિકામાં બોલાવવામાં આવ્યા. પશ્ચિમની સઘળી સમાજોમાં ન્યૂયોર્કની વેદાન્ત સમાજ ઘણીજ મોટી હોવાથી સ્વામી અભેદાનંદે ન્યૂયોર્કમાંજ પોતાનું મુખ્ય મથક રાખ્યું. વળી મોન્ટક્લેરના લોકોએ વેદાન્તનો બોધ સાંભળવાની ઇચ્છા જણાવવાથી અઠવાડીયામાં એકવાર ત્યાં પણ તેઓ જતા હતા. ન્યૂયોર્ક અને બીજાં મથકોમાં હિંદના પ્રાચીન સાહિત્યનો શોખ વધતો ચાલ્યો અને સ્વામી વિવકાનંદનાં પુસ્તકોની પુષ્કળ માગણી થવા લાગી. જ્યાં જ્યાં સ્વામીઓ જતા ત્યાં ત્યાં લોકો તેમનો બોધ ઘણાજ ભાવથી સાંભળતા. થોડાજ સમયમાં માલમ પડયું કે ઘણે દૂર આવેલા કેલીફોર્નીઆમાં પણ ઘણા મનુષ્યો વિવેકાનંદનાં પુસ્તકો વાંચી રહેલા છે અને તેઓ વેદાન્તનો બોધ ગ્રહણ કરવાને તૈયારી કરી રહેલા છે. બ્રુકલીન અને સેનફ્રાન્સીસ્કો જેવાં સ્થળોને પણ નિરાશ થવું પડતું હતું; કારણકે તે સ્થળોમાં જવાનો સ્વામીઓને બીલકુલ અવકાશ મળતો નહિ. આ પ્રમાણે અમેરિકામાં હજી બીજા ઘણા સંન્યાસીઓની જરૂર હતી, પણ હિંદમાં તેવા સંન્યાસીઓ હજી તૈયાર ન હોતા. હિંદમાં સ્વામી વિવેકાનંદ તેવા સંન્યાસીઓને હજી તૈયાર કરતા હતા.

ન્યૂયોર્કમાં વેદાન્તનું કાર્ય જલદીથી આગળ વધતું હતું. સ્વામી અભેદાનંદના વર્ગોમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી હતી. એ વખતે લગભગ બસેં વિદ્યાર્થીઓ વેદાન્ત શીખી રહ્યા હતા. વર્ગોની જાહેર ખબર નહિ આપવા છતાં પણ લોકો એક બીજાદ્વારા માહિતી મળતાંજ આકર્ષાઇ આવતા હતા. આ પ્રમાણે અમેરિકાનાં બુદ્ધિશાળી અને વિચારવંત સ્ત્રી પુરૂષોનાં અંતઃકરણમાં વેદાન્તનો બોધ ધીમે ધીમે વાસ કરતો હતો. અમેરિકામાં વેદાન્તની આવી ફતેહનું કારણ એ હતું કે **વેદાન્ત સર્વસંગ્રાહ્ય તત્ત્વોથી ભરપુર છે, ઉચ્ચમાં ઉચ્ચ નીતિને તે પ્રતિપાદન કરે છે, અત્યંત પવિત્ર ચારિત્ર્યને ધારણ કરવાનું તે મનુષ્યને બોધે છે અને સંપૂર્ણ સ્વાર્થત્યાગની તે હિમાયત કરે છે.** કોઇ પણ ધર્મ કે પંથને તે ધિક્કારતું નથી, પણ ઉલટું ક્રાઇસ્ટના અને બીજા ધર્મોના સિદ્ધાંતોને તે વધારે સ્પષ્ટ કરી આપે છે. વેદાન્તરૂપી પ્રકાશ મળ્યા પછી ઘણા અમેરિકનો પોતાના ખ્રિસ્તી ધર્મને ખરા રૂપમાં સમજવા લાગ્યા હતા. અમેરિકાના લોકોએ વેદાન્તને અંતઃકરણપૂર્વક વધાવી લેવાનું કારણ એ હતું કે જીવનના મહાન પ્રશ્નનો સાચો ઉત્તર તેમને તેમાંથીજ મળી શકતો. વિદ્વાન અને ઉદાર ચિત્તવાળા ખ્રિસ્તી પાદરીઓને ક્રાઇસ્ટના સિદ્ધાંતોની ખરેખરી સમજુતી પણ એજ સિદ્ધાંતોમાં રહેલી જણાતી.

સ્વામી વિવેકાનંદની અમેરિકન શિષ્યા સ્વામિની અભયાનંદ પણ ન્યૂયોર્કમાં ઘણું કામ કરી રહ્યાં હતાં. આ વિદુષી અને ઉત્સાહી બાઇએ સ્વામી વિવેકાનંદના સમાગમમાં આવ્યા પછી સંન્યાસ ગ્રહણ કર્યો હતો અને પોતાના ગુરૂને પગલે ચાલીને તે યુનાઇટેડ સ્ટેટસમાં વેદાન્તનો બોધ કરી રહ્યાં હતાં. ન્યૂયોર્કમાં તેમણે અદ્વૈતસમાજ સ્થાપેલી છે. તેમનાં ભાષણો અને વાર્તાલાપથી ઘણા અમેરિકનો વેદાન્તનો અભ્યાસ કરવા લાગ્યા હતા. તેમના પ્રયાસથી

અમેરિકામાં આજે ઘણાં સ્ત્રી પુરૂષો બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સંન્યાસાશ્રમને ગ્રહણ કરી રહેલાં છે.

શિકાગોમાં લગભગ ચાર વર્ષ સુધી વેદાન્તનો સંપૂર્ણ બોધ આપ્યા પછી સ્વામિની અભયાનંદને જે ભૂમિએ તેમના ગુરૂ સ્વામી વિવેકાનંદ જેવા મહાપુરૂષને જન્મ આપ્યો હતો તે પવિત્ર ભૂમિનાં દર્શન કરવાની ઇચ્છા થઇ આવી. ભારતવર્ષમાં આવીને તેમણે મુંબઈ, મદ્રાસ, કલકત્તા, ઢાકા, માઇમેનસીંગ, બારીસાલ વગેરે સ્થળોમાં અનેક ભાષણો આપ્યાં અને એક વિદુષી અમેરિકન બાઇ તરિકે તેમણે ભારતવર્ષના લોકો તરફ તેમજ તત્ત્વજ્ઞાન તરફ અગાધ પ્રેમ પ્રદર્શિત કર્યો. સ્વામિની અભયાનંદ પૂર્વાશ્રમમાં નાસ્તિક હતાં, પણ અદ્વૈતવાદના સિદ્ધાંતો સાંભળીને તે આસ્તિક બન્યાં હતાં. અદ્વૈતવાદ વિજ્ઞાનશાસ્ત્રથી પણ ન છેદાય એવો છે એમ તેમનું દૃઢ માનવું થઇ રહ્યું હતું. મુંબઈમાં તેમણે જસ્ટીસ મહાદેવ ગોવીંદ રાનડેના પ્રમુખપણા નીચે " વેદાન્ત અને તેનો પશ્ચિમમાં પ્રચાર " એ વિષય ઉપર એક સુંદર ભાષણ આપીને પાશ્ચાત્ય પ્રજાઓનાં મન ઉપર વેદાન્તની કેવી અસર થઈ રહેલી છે તેનો સરસ ચિતાર આપ્યો હતો.

આ પ્રમાણે અમેરિકા અને ઇંગ્લાંડમાં વેદાન્તની અસર કેવી થઇ રહેલી હતી તેનો વિગતવાર હેવાલ આપતાં પ્રકરણનાં પ્રકરણ ભરાઇ જાય તેમ હોવાથી ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે પાશ્ચાત્ય પ્રદેશોમાં સ્વામી અભેદાનંદ, શારદાનંદ, વગેરે ઉપદેશકો અત્યંત માન અને પ્રીતિનું પાત્ર થઇ રહ્યા હતા. યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાનાં મુખ્ય મુખ્ય શહેરો ઉપરાંત બીજાં ગામોમાં પણ તેમનો બોધ ગ્રહણ કરવાને ઘણાં મનુષ્યો આતુર થઇ રહ્યાં હતાં, પણ કામ એટલું બધું વધી પડયું હતું કે તેમનાથી સઘળાં સ્થળોએ જઇ શકાતું ન હોતું. સ્વામી વિવેકાનંદની અમેરિકન શિષ્યાઓ અને શિષ્યો

પણ તેમને તેમના કાર્યમાં ઘણી મદદ કરતાં અને ઘણે સ્થળે ભાષણો આપતાં હતાં, છતાં પણ અમેરિકામાં વેદાન્તનો બોધ કરવાને ઉપદેશકોની ઘણીજ તાણ પડતી હતી. વોશીંગ્ટનમાં પ્રેસીડંટ મેકકીન્લી જેવા સત્તાધીશે ઘણાજ હર્ષ અને માનથી સ્વામી અભેદાનંદની મુલાકાત લઇ ભારતવર્ષ વિષે કેટલીક પૂછપરછ કરી હતી. પછીથી તેઓ એલાસ્કાના ગવર્નરને મળ્યા હતા. પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી અને માનસશાસ્ત્રવેત્તા ડોકટર એલમર ગેટસે તેમને ઘણા ભાવથી પોતાના પરોણા તરિકે રાખ્યા હતા. અમેરિકાનાં સારામાં સારાં માસિકો, જેવાં કે ધી સન, ધી ન્યુયોર્ક ટ્રિબ્યુન, ધી ક્રીટીક, ધી લીટરરી ડાઇજેસ્ટ, ધી ઇન્ટેલીજન્સ વગેરે પણ સ્વામીઓનાં ભાષણોનો ખૂબ ફેલાવો કરી રહ્યાં હતાં. વળી તે પત્રોમાં વેદાન્ત વિષે અનેક ચર્ચાઓ પણ આવતી. આ બધું દર્શાવી આપે છે કે અમેરિકાના પાદરીઓ, ઉદાર વિચારકો અને ધર્મશાસ્ત્રીઓનાં હૃદયમાં વેદાન્તના સિદ્ધાંતો મક્કમપણે ઠસતા જતા હતા.

આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે સ્વામી વિવેકાનંદે જે બીજ રોપ્યાં હતાં તેમાંથી મોટાં વૃક્ષો ઉગી નીકળીને ખુબ ફાલી તથા ફળી રહ્યાં હતાં. પાશ્ચાત્ય પ્રજાઓનાં હૃદયમાં આ વૃક્ષોનાં મૂળ ઉંડાંમાં ઉંડાં પેસી રહ્યાં હતાં. એક મિત્ર અમેરિકાથી લખે છે કે "અમારામાંના કેટલાઓનું જીવન સ્વામીઓના બોધથી બદલાઇ રહેલું છે એ કહેવું અશક્ય છે. આગળ જતાં ઘણા મનુષ્યો પોતાના પાછલા જીવન ઉપર દૃષ્ટિ નાંખશે અને સ્વામીઓના બોધથી તેમનાં જીવન કેવાં ઉન્નત બની રહેલાં છે તે આશ્ચર્યથી જોશે."

અત્યારે અમેરિકાના લગભગ દરેકે દરેક વિષયમાં-વ્યવહારિક ભાષણોમાં, ખ્રિસ્તીધર્મનાં દેવાલયોમાં, માસિકોમાં અને વર્તમાનપત્રો વગેરેમાં-જુદી જુદી રીતે અને જુદા જુદા સ્વરૂપમાં વેદાન્તના સિદ્ધાંતો બહુજ છૂટથી ચર્ચાતા જણાય છે. ત્યાં આ વિષયને લગતી ઉપરા ઉપરી

નવી નવી સમાજો અને મંડળીઓ સ્થપાતા લાગી છે તેમજ અમેરિકા અને હિંદુસ્તાન વચ્ચે પ્રેમ વધવા લાગ્યો છે. આજે પણ અનેક અમેરિકન સ્ત્રીપુરૂષો બ્રહ્મચર્ય દિક્ષા કે સંન્યાસ ગ્રહી ભારતવર્ષમાં આવીને વેદાન્તમય જીવન ગાળી રહેલાં છે. કેટલાક ગૃહસ્થાશ્રમી છતાં પણ વેદાન્તના સંપૂર્ણ અભ્યાસી બની હિંદનું ધાર્મિક જીવન જોવા આવતા જણાય છે. સ્વામી વિવેકાનંદે સ્થાપેલા બેલુર મઠમાં અને અદ્વૈત આશ્રમમાં બ્રહ્મચારી કે સંન્યાસી તરિકે તેઓ જીવન ગાળતા નજરે પડે છે. ખ્રિસ્તિ ધર્મને છોડીને શા માટે તેઓ વેદાન્ત ધર્મને ગ્રહણ કરે છે તેનાં કારણો તેઓ સમજાવે છે. હમણાંજ એક અમેરિકન સદ્‌ગૃહસ્થ "બ્રહ્મચારી ગુરૂદાસ" એવું નામ ધારણ કરીને બેલુરમઠમાં આવેલા છે. વેદાન્તધર્મ સ્વીકારવાનું અને ભારતવર્ષમાં આવીને રહેવાનું કારણ જણાવતાં તે કહે છે કે **વેદાન્ત ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે અને તેનું પાલન કરવાને ભારતવર્ષ જેવું બીજું એકે સ્થાન યોગ્ય નથી.**

## પ્રકરણ ૫૨ મું-પાશ્ચાત્ય શિષ્યોની કેળવણી.

ભારતવર્ષમાં અનેક પંડિતો, સાધુઓ, સંન્યાસીઓ અને મહાત્માઓ આપણી દૃષ્ટિએ આવે છે. વેદ શાસ્ત્રાદિમાં પારંગત થયેલા અનેક વિદ્વાનો ભારતવર્ષમાં જણાય છે. સ્વામી વિવેકાનંદ જેવી વિદ્વત્તાવાળા પણ અનેક સાધુઓ હિંદમાં મળી આવશે. પણ સ્વામી વિવેકાનંદની શ્રેષ્ઠતા સોનામાં સુગંધની પેઠે વિદ્વતા સાથે જોડાયલા તેમના સુંદર ચરિત્ર્ય બળને લીધે વધારે હતી. તેમના ચારિત્ર્યમાંજ તેમની નવીનતા હતી. એ ચારિત્ર્યથીજ તે સર્વેથી જુદા પડતા અને સર્વેના માનનું પાત્ર બની રહેતા. ભારતવર્ષમાં અનેક સાધુઓ અને પંડીતો

વેદાન્તનો બોધ આપે છે પણ તેમાંના ઘણા ખરામાં ઉંડા વિચાર, વિશાળ ચારિત્ર્ય અને દીર્ઘદ્રષ્ટિની ખામી જોવામાં આવે છે. લોકસેવા તેમજ સ્વદેશાભિમાનની લાગણી તો તેમનામાં લેશ પણ હોતી નથી. સ્વામી વિવેકાનંદનો બોધ એ સઘળી ખામીઓને પુરી પાડતો હતો અને તેમના બોધમાં તેમનું ચારિત્ર્ય સર્વદા રેડાતું હતું.

સ્વામી વિવેકાનંદની સાથે તેમના ઘણા પાશ્ચાત્ય શિષ્યો હિંદમાં આવ્યા હતા. સ્વામીજીનો બોધ તેઓ ગ્રહણ કરી રહ્યાજ હતા, પરંતુ તેમની સાથે તેમના ચારિત્ર્યને પણ ઉત્તમ બનાવવાનું આવશ્યક હતું. ભારતવર્ષમાં ઘણાએ વેદાંત વગેરેની કથા અને ઉપદેશ શ્રવણ કરે છે અને વેદાંતીઓ થઇને ફરે છે; પણ તેમનામાં ચારિત્ર્યનો લેશ પણ અંશ હોતો નથી; એટલુંજ નહિ પણ કેટલાક તો કનક કામિની વગેરેના સ્વાર્થ સાધવામાં બીજા સામાન્ય માણસોથી પણ ચ્હડી જાય તેવા હોય છે અને બહારના આચાર, ટાપટીપ, પોપટીયું જ્ઞાન કે બોલવાની છટાથીજ ભોળા ભારતીય જનવર્ગ ઉપર કાબુ જમાવી બેઠા હોય છે. સ્વામીજી એ વાત સારી પેઠે જાણતા અને તેથી કરીને વિદ્યા કરતાં ચારિત્ર્યને તે વધારે મહત્ત્વ આપતા. પોતાના પાશ્ચાત્ય શિષ્યોના મનમાં હિંદના ધાર્મિક આચાર વિચારોનું ખરૂં રહસ્ય ઠસે અને તેઓ ખરેખરા હિંદુઓ બને, ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ અને તેની વિદ્યા, કળા, તત્ત્વજ્ઞાન, ધર્મ, સમાજબંધારણ વગેરેનો યથાર્થ અને સંપૂર્ણ ખ્યાલ તેમના હૃદયમાં વસે અને તેઓ ભારતવર્ષનું તેમજ અખિલ વિશ્વનું કલ્યાણ કરતાં મોક્ષને પ્રાપ્ત કરે એવા ઇરાદાથી સ્વામીજી બહુજ કાળજી પૂર્વક તેમનું ચારિત્ર્ય ઘડી રહ્યા હતા.

**સને ૧૮૯૮ ના માર્ચ માસમાં મિસીસ ઓલબુલ અને મિસ જોસફાઈન મેકલીઓડ અમેરિકાથી આવ્યાં અને બેલુરમઠની જમીન ઉપર એક જુના મકાનમાં રહેવા લાગ્યાં. પોતાના ગુરૂ**

સ્વામી વિવેકાનંદની જન્મભૂમિનાં દર્શન કરવાં, સ્વામીજીના સમાગમમાં વધારે આવવું અને ભારતવર્ષના લોકો અને સાધુઓનું નિરીક્ષણ કરીને વેદાન્ત જીવનને પ્રત્યક્ષ કરવું એવો તેમનો ઇરાદો હતો.

બ્હેન નિવેદિતાએ ઇંગ્લાંડ સાથેનો સઘળો સંબંધ છોડી દઇ હિંદમાંજ વાસ કર્યો હતો. સ્વામીજીના બીજા શિષ્યો મી. સેવીઅર અને તેમનાં પત્ની આલમોરામાં રહેતાં હતાં. સ્વામીજીની બીજી શિષ્યા મિસીસ પેટર્સન–કલકતાના કોન્સલ જનરલનાં પત્ની–કલકત્તામાંજ રહેતાં હતાં. સ્વામીજી પ્રથમ અમેરિકામાં ગયા ત્યારે ત્યાંની વીશીવાળાઓ તેમને કાળા આદમી ગણીને વીશીઓમાં દાખલ કરતા ન હોતા ત્યારે તેમણે સ્વામીજીને ઘણો આશ્રય આપ્યો હતો અને એ વખતથી તે સ્વામીજી પ્રત્યે અત્યંત ભાવ રાખતાં હતાં. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ તે વારંવાર સ્વામીજીના સમાગમમાં આવતાં. કલકત્તાના ગર્વિષ્ઠ અંગ્રેજ અમલદારોને એ વાત પસંદ પડતી ન હોતી, તોપણ મિસીસ પેટર્સન તેની દરકાર નહિ કરતાં સ્વામીજીની સાથે પ્રવાસે પણ નીકળતાં. સ્વામીજીના બીજા શિષ્યો મી. ગુડવીન વગેરે હિંદમાં અહીં તહીં વિચરી રહ્યા હતા. આ સર્વને એકઠાં કરીને હિંદનાં જાણીતાં સ્થળોનાં દર્શન કરાવવાં અને તેમના હૃદયમાં હિંદની મહત્તા ઠસાવવી એવો સ્વામીજીએ વિચાર કર્યો.

કલકત્તામાં રહીને પણ પોતાના પાશ્ચાત્ય શિષ્યોના મગજમાં હિંદનું પ્રાચીન શિક્ષણ ઉતારવાને સ્વામીજી અનેક પ્રયાસ કરી રહ્યા હતા. બહેન નિવેદિતાના ગ્રંથો વાંચવાથી સમજાશે કે સ્વામીજી તેમના પાશ્ચાત્ય શિષ્યોના મગજમાં કેવા ભવ્ય સંસ્કારો નાંખી રહ્યા હતા.

સ્વામીજી જ્યારે નીલાંબર મુકરજીના બગીચામાં રહેતા હતા ત્યારે પણ પોતાના પાશ્ચાત્ય શિષ્ય–શિષ્યાઓ જે તેમનાથી થોડેક દૂર ગંગા નદીને કિનારે રહેતાં તેમને મુકામે વારંવાર જતા. તેમની મુલા-

કાતથી એ શિષ્યોનું જીવન ઘણુંજ રસમય અને અનેક જાતની પવિત્ર ભાવનાઓથી ઉભરાતું રહેતું. અહીંઆં સ્વામીજી એકાદ વૃક્ષ નીચે બેસતા અને વાર્તાલાપના અસ્ખલિત પ્રવાહથી હિંદનો ઇતિહાસ,તેની દંતકથાઓ, વર્ણાશ્રમધર્મ અને રીતરિવાજો તેમજ ધાર્મિક આદર્શોને પોતાની કાવ્યમય ઓજસ્વી વાણીથી સમજાવતા. આખરે તેમનું કથન પ્રભુના મહિમામાં અને તત્ત્વોપદેશમાં સમાપ્ત થઇ સર્વે પરમાનંદમાં મગ્ન થઈ રહેતાં.

સ્વામીજીની શિક્ષણપદ્ધતિ અપૂર્વ હતી. હિંદુજીવનનાં અનેક સ્વરૂપો, તેના હેતુઓ, મહત્ત્વાકાંક્ષાઓ, ગુહ્ય શક્તિઓના ચિતાર તે શિષ્યોને પ્રત્યક્ષ કરાવતા અને તેમના પરસ્પર સંબંધો સમજવાનું કાર્ય તેમનેજ સોંપતા. એથી કરીને એ વિષયમાં શિષ્યોની બુદ્ધિ ખીલતી. કોઇવાર સ્વામીજી કોઇ ઉત્તમ કાવ્ય કે પુરાણનો કોઈ ભાગ તેમને શ્રવણ કરાવતા અને હિંદુધર્મની દંતકથાઓ અને ક્રિયાઓનું તેમને ભાન કરાવતા. કોઇવાર ઉમા—મહેશ્વર વચ્ચેના અદ્દ્ભુત સંબંધ અને તત્ત્વ ચર્ચાની વાતો કહેતા, તો કોઇવાર રાધાકૃષ્ણ કે શ્રીમહાકાળીનાં વૃત્તાંતો સમજાવતા. સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે જે વિષયને તે હાથમાં લેતા તેને અદ્વૈતવાદની દૃષ્ટિથી સમજાવતા અને જ્ઞાનની દરેક શાખા એકજ નિત્ય વસ્તુ—પરમાત્માનેજ શોધી રહેલી છે એમ પ્રતિપાદન કરતા. ઐહિક યાને વ્યવહારિક જ્ઞાનને તેઓ નકામું નહિ પણ પારમાર્થિક જ્ઞાનનાં પગથીયારૂપજ દર્શાવતા.

ભારતવર્ષ વિષેના અજ્ઞાનને લીધે પાશ્ચાત્યોના મનમાં જે અનેક પ્રકારના ખરાબ વિચારો બંધાઈ ગયેલા હતા તે વિચારોને સ્વામીજી આવી રીતે તેમના હૃદયપટ ઉપરથી ભૂંશી નાંખતા; પરંતુ તેની સાથે હિંદુઓમાં ઘૂસી બેઠેલા ન્યાત જાતના અનેક ભેદો અને ખરાબ રિવાજો કે જેનાથી આખી હિંદુ સમાજ પાયમાલ થઇ રહી છે,

તેમને તે ખુલ્લી રીતે વખોડતા અને તે હિંદુ ધર્મનાં અંગો નથી એમ સમજાવવાની કાળજી લેતા. સઘળા શિષ્યોમાં બ્હેન નિવેદિતાનું શિક્ષણ સ્વામીજીનું વધારે લક્ષ રોકી રહેતું. શંકાને કિંચિત પણ અવકાશ હોય ત્યાં સુધી તેમને સંતોષ વળતો નહિ. એક વિદુષી અંગ્રેજ સ્ત્રીના મગજમાંથી પાશ્ચાત્ય સંસ્કારોને ખસેડી તેમાં હિંદુ સંસ્કારોનો વાસ કરાવવો અને તેના સમસ્ત જીવનને હિંદુમય કરી મુકવું એ કાર્ય જેવું તેવું ન હોતું. વેદાન્તના ઉત્તમ સિદ્ધાંતોને તો તે ઝટ સ્વીકારતાં હતાં, પણ હિંદુઓના આચાર, વિચાર, જુદી જુદી ભાવનાઓ, ખાનપાન, પોશાક વગેરે તેમને તર્કવિરૂદ્ધ અને અર્થ વગરનાં ભાસતાં હતાં. સ્વામી વિવેકાનંદ તેમાં ઉંડું રહસ્ય જોતા અને તેમને કહેતા કે "તમારે તમારા વિચારો, જરૂરીઆતો, ભાવનાઓ અને ટેવોને હિંદુઓ જેવાંજ બનાવવાનાં છે. તમારૂં આંતર અને બાહ્યજીવન એક બ્રાહ્મણ બ્રહ્મચારિણીના જેવુંજ બનાવવું જોઇએ અને તમારો પૂર્વાશ્રમ તમારી સ્મૃતિમાં પણ રહેવો ન જોઇએ. હિંદુઓની જે ભાવનાઓ તમને તર્કવિરૂદ્ધ લાગે તેને વખોડી નહિ કાઢતાં ધીરજથી તેનો બારિક અભ્યાસ કરવાનો છે. કેમકે આપણે ઉચ્ચ સત્યોને હિંદુઓના પોતાના વિચારોમાંજ સમજાવવાનું છે." મતલબ એજ કે મિસ નોબલ જેવી બુદ્ધિશાળી પાશ્ચાત્ય શિષ્યાનું મન ફેરવવું એ કંઇ જેવું તેવું કાર્ય ન હોતું; પરંતુ સ્વામીજીએ એ કાર્યને એટલી હદ સુધી પરિપૂર્ણ કરેલું છે કે પાણી પીતી વખતે પણ મિસ નોબલ જુના વિચારના હિંદુઓની માફક પ્રથમ પોતાનાં બુટ ઉતારતાં અને તે પછીજ પાણી પીતાં. હિંદના પ્રાચીન શિક્ષણ વિષે પાશ્ચાત્ય શિષ્યો જે અનેક પ્રકારની પ્રબળ શંકાઓ તેમજ ટીકાઓ કરતા તે સર્વનું ઘણુંજ ઉત્તમ અને રહસ્યયુક્ત સમાધાન સ્વામીજી આપતા. હિંદની પ્રાચીન સંસ્કૃતિને તેમજ કેટલાક અર્વાચીન

આચાર વિચારોને ધાર્મિક દૃષ્ટિથીજ તપાસવાનું તેઓ તેમને કહેતા. તેઓ તેમને અનેક દાખલા દલીલોથી સાબીત કરી આપતા કે હિંદના પ્રાચીન શિક્ષણની બરાબરી કરી શકે એવું બીજું કોઇ પણ શિક્ષણ જગતમાં નથી. તે શિક્ષણ હજારો વર્ષ સુધી પ્રયોગોની કસોટિએ ચ્હડીને માનવજાતિના ઉંચામાં ઉંચા ધ્યેયને પ્રાપ્ત કરી રહેલું છે તેથી કરીને તે અજેય છે. પોતાના ધાર્મિક વિચારોમાં ભારતવર્ષ હજારો વર્ષથી અડગ રહેલું છે. હિંદ ગરિબ છે પણ તેની ગરિબાઇમાં નિર્દોષતા ઝળકી રહેલી છે. હિંદનો ગરિબ વર્ગ પશ્ચિમના ગરિબ વર્ગ જેવો નાસ્તીક અને તોફાની નથી. તે નિત્ય સ્નાન પૂજાદિ કરે છે; પોતાનાં મકાનો, વાસણો વગેરેને ચોખ્ખાં રાખે છે અને સ્વચ્છતાને ધાર્મિકતાનું એક અંગજ ગણે છે. આવા આવા અનેક વિચારો સ્વામીજી તેમના પાશ્ચાત્ય શિષ્યોનાં હૃદયમાં પ્રત્યક્ષ કરાવતા. સ્વામીજી જેવા સ્વદેશપ્રીતિથી ભરેલા ચિત્રકારની કુશળ પીંછીથી ચિતરાયલું ભારતવર્ષ—જેમકે ચળકતાં વાસણોમાં પવિત્ર ભાગીરથીનું જલ ભરી પાછી ફરતી પવિત્ર આર્ય લલનાઓ, સૂર્યોદય વખતે સૂર્યને નમસ્કાર કરતા કેડ સુધી પાણીમાં ઉભેલા પવિત્ર બ્રાહ્મણો, રૂદ્રાક્ષ અને ભસ્મ તથા તિલક છાપાં ધારણ કરીને અહીં તહીં વિચરતા સંતસાધુઓ, આસનવાળી બેઠેલા તપસ્વીઓ વગેરે—પાશ્ચાત્ય શિષ્યોની દૃષ્ટિ આગળ જીવતું જાગતું ખડું થઇ રહેતું. એ દૃશ્યમાં હિંદ ક્વચિત્ ભવ્ય, ક્વચિત્ સુંદર અને ક્વચિત્ અત્યંત સાદાઇમાં ગર્વ ધરતું તેમને દૃશ્યમાન થતું. સ્વામીજીને મન આખું ભારતવર્ષ પવિત્ર અને અલૌકિકજ ભાસતું. સર્વત્ર તેની પ્રાચીન કીર્તિ અને સૌંદર્યના ભણકારા સ્વામીજીને સંભળાતા. સ્વામીજીના મુખમાંથી નીકળતી પ્રાચીન કથાઓ તો પાશ્ચાત્ય શિષ્યોને માટે આલ્હાદક હતી. ટુંકામાં કહીએ તો રહસ્ય પૂર્ણ અને કેટલીકવાર તો લગભગ સમાધીની

દશાએ પહોંચાડી દેનારી થઇ પડતી. સ્વામીજી પોતે ભારતવર્ષનો આત્મા છે એમજ શિષ્યોને ભાસ થતો અને જ્યારે તે હિંદને વર્ણવવા બેસતા ત્યારે તો જાણે આખું ભારતવર્ષજ લઘુરૂપ ધારણ કરીને સ્વામીજીના શરીરમાં વસી રહેલું અને તેમના મુખે બોલી રહેલું હોય એવું ભાન તેમને થઇ રહેતું.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે પાશ્ચાત્ય શિષ્યોને સ્વતંત્ર વિચાર કરવાની છુટ ન હોતી. સ્વામીજી શિક્ષણકલામાં પ્રવીણ હતા. પોતાના શિષ્યોની જન્મસિદ્ધ ભાવનાઓ અને વિચારોને તે માન આપતા અને તેમની સ્વાભાવિક વૃત્તિઓ સામે નહિ થતાં તેમને સ્વતંત્રપણે વિચાર કરવા દેતા. અહીં તહીં વિચરવાનું, અવલોકન કરવાનું અને અનુભવ મેળવવાનું તેમને તે કહેતા. તેમને તે વારંવાર સુચવતા કે "તમારી મેળેજ તમારો વિકાસ કરો અને જરાકે લાગણીથી દોરાઇ જશો નહિ." કોઇ કોઇ બાબતમાં તો સ્વામીજી તેમના ઉપર દાબ રાખતા અને કહેતા કે "પાંઉ, બીસ્કીટ અને માછલીનો ત્યાગ કરો. જગતનો ઠાઠ હવે તમારે માટે નથી. એ સઘળું હવે કહાડી નાંખવું જોઇએ અને તમારા મગજમાં તેનો ગંધ પણ ન રહેવો જોઇએ. એ સઘળું ઇંદ્રિયો બહેકી ગયાની નિશાની છે; એ સઘળું ખરેખરૂં ઝેર છે." સ્વામીજીનો આ પ્રયાસ સારી રીતે સફળ થયો હતો. તેમના પાશ્ચાત્ય સંસ્કારોને ખસેડીને તેમને સ્થાને તેમણે હિંદુ સંસ્કારોને સ્થાપ્યા હતા અને તેમ કરવામાં તેમણે પૃથ્વીના બે છેડાઓ એકઠા કરવા જેવો મહત્ શ્રમ ઉઠાવ્યો હતો. પાશ્ચાત્ય શિષ્યોને મન સ્વામીજીનું જીવન આદર્શરૂપ હતું. એ જીવનના અનેક પ્રવાહો, હેતુઓ, મહત્વાકાંક્ષાઓને વિવિધ જીવંત સત્યોની પેઠે તેઓ સમજતા અને તેને પોતાના જીવનમાં ઉતારવાને પ્રયાસ કરતા. સ્વામીજીના જીવનની અસર તેમના પાશ્ચાત્ય શિષ્યો ઉપર કેવી થઇ

રહી હતી તેનું વર્ણન કરતાં બ્હેન નિવેદિતા લખે છે કેઃ—

"એ વર્ષના દિવસો ઘણાજ રમણિય હતા. તે દિવસોમાં સ્વામીજીનું આદર્શ જીવન નજર આગળ પ્રત્યક્ષ તરી રહેતું હતું. પ્રથમ બેલુર મઠની પાસે પવિત્ર ગંગાજીને કિનારે; પછી હિમાલયમાં; પછી નૈનીતાલ અને આલમોરામાં; પછી કાશ્મીરમાં અહીં તહીં વિચરવામાં અને એમ દરેક સ્થળે એ અદ્દ્ભુત જીવનના જે અલૌકિક પ્રસંગોનો લાભ મળતો તે પ્રસંગો કદિએ ભૂલાય તેમ નથી. તે પ્રસંગોએ સ્વામીજીએ જે અનેક સજીવન વાક્યો ઉચ્ચારેલાં તે જીવનપર્યંત હૃદયપટ ઉપરથી ખસશે નહિ. એકવાર તો સ્વામીજીએ અમને સાક્ષાત્ પરમ સત્યમય દશાની ઝાંખી કરાવી હતી."

"માનવજાતિ પ્રત્યે સ્વામીજીનો પ્રેમ અપ્રતિમ હતો. અધમમાં અધમ અને અજ્ઞાનીમાં અજ્ઞાની પણ તેમના પ્રેમનું પાત્ર બની રહેતા. સ્વામીજીની દૃષ્ટિએ સમસ્ત જગતને અમે નિહાળતાં અને તે વખતે અમને અખિલ વિશ્વ કલહ રહિતજ ભાસતું. સ્વામીજીની વિલક્ષણ બુદ્ધિના કેટલાક પ્રસંગો નહિ સમજવાથી અમે હસતાં પણ ખરાં. તેમને મુખે પુરાતનના પ્રસંગો સાંભળીને અમારાં હૃદય ઉછળી ઉઠતાં. કોઇ કોઇવાર તો જિસસ ક્રાઇસ્ટની બાલ્યાવસ્થાના પ્રસંગો જેવાજ પ્રસંગો એમના અદ્દ્ભુત જીવનમાં અમે જોતાં."

"સ્થળોનું વર્ણન સ્વામીજી એવા જુસ્સાથી કરતા કે આ લખતાં, હજી પણ ઇરલાહાબાદનાં લીલાંછમ જેવાં અન્નપૂર્ણ ક્ષેત્રો, હિમાલયનાં જંગલોમાંના પ્રકાશિત દેખાવો અને દિલ્હી તથા તાજમહેલનાં ભપકાદાર અને સુંદર ચિત્રો મારી નજર આગળ તરી આવે છે. તે સદાને માટે અમારા સ્મૃતિપટ ઉપર કોતરાઇ રહેલાં છે. જુદા જુદા પંથો કેવી રીતે ઉત્પન્ન થાય છે તે પણ અમે જોયું છે. નવા નવા પંથ પ્રવર્તકોને પણ અમે નિહાળ્યા છે.

સ્વામીજીની પાસે વિવિધ પ્રકારના લોકો આવતા હતા. સ્વામીજી સર્વેની વાત સાંભળતા તેમજ સર્વે તરફ સહાનુભૂતિ દર્શાવતા અને કોઇ તરફ અણગમો દેખાડતા નહિ. સ્વામીજી એવા નમ્ર હતા કે જગતમાં એમનાથી વધારે નમ્ર બીજો કોઇ ભાગ્યેજ હશે. તેમનો વૈરાગ્ય પણ અદ્ભુત હતો. ગરિબ અને દુઃખી મનુષ્યો પ્રત્યેની તેમની દયા અમાપ હતી. માનવ પ્રેમ તેમનામાં એવો હતો કે તેમને દુઃખ દેનારને પણ તે આશિર્વાદ આપતા."

"અમે ઘણીવાર તેમને ફાટયાં તૂટયાં વસ્ત્રો ધારણ કરીને એક ભિક્ષુકની માફક ફરતા જોયા છે. એવાં વસ્ત્રો જોઇને કેટલાક પરદેશીઓ તેમને હસતા, પણ ભારતવાસીઓ તેમની પૂજા કરતા. ખરી મજુરીનો રોટલો, ઝુંપડાનો વાસ અને અન્નપૂર્ણ ક્ષેત્રોના માર્ગોમાં પર્યટણ, એવી સાદી સ્થિતિજ એ જીવનને ખરેખરૂં દર્શાવી શકે તેમ છે. અભણમાં અભણ પુરૂપ તેમજ વિદ્વાનો અને રાજ્યદ્વારી પુરૂષો તેમને સરખી રીતે ચ્હાતા. નદીમાં હોડી થોભાવીને ખલાસી તેમના પાછા આવવાની રાહ જોતો જોતો પૂજ્યભાવથી ઉભો રહેતો. તેમની સેવા કરવાને નોકરો પરસ્પરમાં હરિફાઇ કરતા. તેમની સેવા કરવી એ સર્વેને મન "પ્રભુ સાથે રમવા" જેવું લાગતું."

## પ્રકરણ ૫૩ મું-નૈનીતાલ, આલમોરા વગેરે સ્થળમાં.

ભારતવર્ષનું ધાર્મિક જીવન અને તેની ઐતિહાસીક મહત્તા પાશ્ચાત્ય શિષ્યોને પ્રત્યક્ષ કરાવવાને સ્વામીજી હવે પ્રવાસે નીકળ્યા. કલકત્તાથી તે નૈનીતાલ ગયા. સઘળા પાશ્ચાત્ય શિષ્યો સ્વામીજીની સાથે હતા. સ્વામીજીની સાથે પ્રવાસ કરવો એ ઉંચી કેળવણી લેવા બરોબર હતું. રસ્તામાં સ્વામીજી ધાર્મિક અને ઐતિહાસીક વિષયો

ઉપર ચર્ચા કરતા. વચ્ચે વચ્ચે તે ફારસી બેતો, ચીનની કહેવતો અથવા તો સંસ્કૃત શ્લોકો બોલતા અને પોતાના કથનને સિદ્ધ કરતા. આખે રસ્તે સ્વામીજીની ગાઢ સ્વદેશ પ્રીતિ દ્રશ્યમાન થતી. ભારતવર્ષની ઐતિહાસીક મહત્તાનું ભાન તેમાં તરી આવતું જણાતું. પ્રેમ–શૌર્યના જુસ્સાથી તે દરેક સ્થળ બતાવતા. જેમ જેમ આગગાડી આગળ ચાલતી ગઇ તેમ તેમ સ્વામીજી પટના, બનારસ, લખનોના નવાબની ભવ્ય કચેરીઓ, વગેરેનું વર્ણન કરતા ગયા. તે વર્ણન એવા ભાવથી થતુ કે હિંદનો પ્રાચીન સમય સર્વેની માનસિક દૃષ્ટિમાં આબેહુબ ખડો થઇ રહેતો. સ્વામીજીના વર્ણનથી તેરાઇનો પ્રદેશ બુદ્ધની નિર્વાણપ્રાપ્તિની ભૂમિસમ ભાસવા લાગ્યો. ત્યાં કેટલાક પ્રકાશિત મોર અહીં તહીં વિચરી રહ્યા હતા. તેમને જોઇને સ્વામીજી અજેય રજપુતોની વાતો કહેવા લાગ્યા. વખતે કોઇ હાથી કે ઉંટનું એકાદ ટોળું દૃષ્ટિએ આવતું. સ્વામીજી પ્રાચીન ભારતવર્ષનાં ધર્મયુદ્ધો, રાજાઓ અને મુગલ બાદશાહના દરબારો વિષે સંપૂર્ણ હકીકત શિષ્યોને સંભળાવતા, તો ઘડીકમાં મરકી અને દુષ્કાળની વાતો કરતા. રસ્તામાં આવતાં વિશાળ ક્ષેત્રો અને સુંદર ગામોને જોઇને સ્વામીજી હિંદુઓની કૃષિવિદ્યા, ગ્રામ્યપંચાયત, ગામડાની સ્ત્રીઓનાં સુંદર કાર્યો તથા ગ્રામ્યજનોનું ધાર્મિક જીવન અને સાધુ સત્કાર, વગેરેને સારી રીતે વર્ણવતા. સ્વામીજીનું વિવિધ પ્રકારનું જ્ઞાન આવા અનેક પ્રકારના તમામ વિષયોને રસમય બનાવતું. જે વિષયને તે હાથ ધરતા તેના ઉપર અવનવો પ્રકાશ પાડતા. તેમના વાર્તાલાપમાં ભારતવર્ષ કેન્દ્રસ્થાન થઇ રહેતું અને તેના અંતરાત્મા રૂપે સ્વામીજી તેની આંતરવૃત્તિઓનું અદ્ભુત રહસ્ય પ્રગટ કરતા.

સ્વામીજી ભારતવર્ષની મહત્તા ઐતિહાસિક કે ધાર્મિક દૃષ્ટિથીજ સિદ્ધ કરતા, એટલુંજ નહિ પણ તેમને મન હિંદની ભૂમિ,

પહાડ, પર્વતો, નદીઓ, જંગલો, વગેરે પણ અતિ મહત્ત્વનાં લાગતાં. સ્વામીજી સુંદર શબ્દોમાં હિંદની વિશાળ નદીઓ, વિસ્તૃત જંગલો અને ભવ્ય પર્વતો માટે પોતાનો પ્રેમ પ્રગટ કરતા અને ભારતવાસીઓના શિક્ષણમાં તે પણ ઘણી અગત્યની વસ્તુઓ છે એમ દૃઢપણે કહેતા. હિંદનાં મોટાં મોટાં મેદાનોની સૂકી અને સહેજ સહેજ કાળી ભૂમિ, રણની ગરમ રેતી અને નદીઓની ઉની રેતી અને પથ્થરવાળાં ભાઠાં પણ તેમને મન ઉત્તમ અને ઉપયોગી વસ્તુઓ હતી. જ્યાં સ્મશાન ભૂમિમાં ઉમાનાથ–શંકરના વાસ સ્થાનની ભાવના; મૃત શરીર વિષેની ભાવના; જમણે હાથેજ ભોજન કરવું અને તે હાથેજ પૂજા કે જપ કરવાની માન્યતા; વિધવાનું સાધ્વી સ્ત્રી જેવું જીવન; એકાદશીવ્રત અને તપાચરણ; માતાપિતાની દેવ સમાન ગણના; વર્ણાશ્રમ ધર્મ; બ્રાહ્મણ જાતિને માટે નિર્માણ થયેલી ધાર્મિક ક્રિયાઓ અને ધ્યાનાદિ ઉપાસનાઓ; સ્વાનુભવ અને વૈરાગ્યને પ્રજાકિય આદર્શ તરિકે ધરનાર સંન્યાસીઓ; વેદોનું ઉચ્ચારણ કરતા બ્રાહ્મણો; એ સર્વમાં ઉંડો અર્થ સમાઇ રહેલો છે અને એ સર્વે ભારતવર્ષના પ્રજાકીય શિક્ષણનાં જુદાં જુદાં અંગો છે એમ સ્વામીજી સર્વેના મનમાં ઠસાવતા.

નૈનીતાલમાં એક મુસલમાન સદ્‌ગૃહસ્થ સ્વામીજીની પાસે આવ્યા. તે સદ્‌ગૃહસ્થ અદ્વૈત વેદાન્તના ચુસ્ત અભ્યાસી હતા. સ્વામીજીની આધ્યાત્મિકનિષ્ઠા અને ભવ્ય ચારિત્ર્ય જોઇને તેમના ઉપર એટલી બધી અસર થઇ કે તેજ દિવસથી એ સદ્‌ગૃહસ્થ સ્વામીજીના ચુસ્ત શિષ્ય બની રહ્યા. પછી સંન્યાસ લઇ "મહંમદાનંદ" નામ ધારણ કરીને તેઓ રામકૃષ્ણ મિશનમાં જોડાયા. નૈનીતાલમાં ઘણા નામાંકિત પુરૂષો સ્વામીજીની મુલાકાતે આવતા. તેમની સાથે વાત કરતાં સ્વામીજી અનેક વિષયો ઉપર ચર્ચા કરતા. એક વખત સ્વામીજીએ પશ્ચિમના સાધારણ લોકવર્ગની વાત કરવા માંડી. ધર્મની

બાબતમાં તેઓ કેટલા બધા અજ્ઞાન અને પછાત હોય છે તે વિષય ઉપર આવતાં તેમણે એક ખ્રિસ્તી ધર્મગુરૂને મળેલા અનુભવની વાત કહી. "એક ખ્રિસ્તી ધર્મગુરૂ એક વખત એક ખાણુ આગળ ગયો. ત્યાં મજુરો કામ કરતા હતા. તેણે બાઈબલમાંના કેટલાક સારા સિદ્ધાંતો એ મજુરોને સમજાવવા માટે પ્રથમ તેમને પૂછયું કે 'તમે ક્રાઇસ્ટને ઓળખો છો?' એક જણે જવાબ આપ્યો કે 'એનો નંબર કયો છે?' તે ગરિબ મજુર મનમાં એમ ધારતો હતો કે પોતાની મોટી ટોળીમાંના કોઇક મજુરનું એ નામ હશે. માટે જો તે ધર્મગુરૂ ક્રાઇસ્ટનો નંબર કહે તો તેને એ ટોળીમાંથી શોધી કહાડે!" ઈંગ્લાંડના મજુરવર્ગનું ધર્મ સંબંધી અજ્ઞાન આવી રીતે સમજાવીને સ્વામીજી કહેવા લાગ્યા કે ભારતવર્ષમાં ગરિબમાં ગરિબ વર્ગ પણ શ્રીરામ કે શ્રીકૃષ્ણને સારી પેઠે જાણે છે અને દિવસમાં થોડી ઘણીવાર પણ તે નામનું સ્મરણ અતિશય પૂજ્યભાવથી કરે છે.

"જો એશીઆનો કોઇ વતની અધમમાં અધમ બની ગયેલો હશે તોપણ તેને લંડનના હાઇડપાર્કમાં ધોળે દિવસે ચાલતી અનીતિ નીચું જોવરાવશે." સ્વામીજી આગળ કહેવા લાગ્યા કે એક દિવસ હું મારા હિંદુ પોશાકમાં લંડનના એક મહોલ્લામાં થઇને જતો હતો એજ રસ્તાપર એક માણસ કોયલાનું ગાડું હાંકતો જતો હતો. મારો પોશાક અને શરીરનો રંગ જોઇને તેણે કોયલાનો એક કઠણ ટુકડો જોરથી મારા તરફ ફેંક્યો. સારા ભાગ્યે મને તે વાગ્યો નહિ અને મારા કાન આગળ થઇને તે સુસવાટ કરતો ચાલ્યો ગયો. નૈનીતાલમાં સ્વામીજીને તેમના બાળપણના મિત્ર જોગેશચંદ્ર દત્ત મળ્યા. તે સ્વામીજીને કહેવા લાગ્યા કે જુવાન ગ્રેજ્યુએટોને સીવીલ સર્વીસનો અભ્યાસ કરવાને ઇંગ્લાંડ મોકલવાને મોટું ફંડ એકઠું કરો તો તેઓ પાછા આવીને ભારતવર્ષને અનેક રીતે મદદ કરશે. સ્વામીજીએ તેમને કહ્યું

કે, " મારા મિત્ર ! એમાંનું કશુંએ વળે નહિ. એ યુવાનો ઇંગ્લાંડ જઇને અંગ્રેજોની રીતભાત ધારણ કરશે અને પાછા આવશે ત્યારે યુરોપિયનો સાથેજ બેસવા ઉઠવાનું વધારે પસંદ કરશે. તેઓ પોતાનુંજ પેટ ભરશે; યુરોપિયનોનો પોશાક, ખાણું, રીતભાત વગેરેનું અનુકરણ કરશે; અને તેમના પોતાના દેશને તો ભૂલીજ જશે."

નેનીતાલથી સ્વામીજી આલમોરા ગયા. અહીંઆં તે તેમના પાશ્ચાત્ય શિષ્ય મી. સેવીઅરના અતિથિ થઇને રહ્યા. બીજા પાશ્ચાત્ય શિષ્યો એક મકાન ભાડે રાખીને ત્યાં ઉતર્યા. અહીંઆં પણ મિસ નોબલની સાથે સ્વામીજીને પુષ્કળ વાદવિવાદ ચાલ્યો; કારણ કે મિસ નોબલના મનમાંથી હજી કેટલાક પાશ્ચાત્ય વિચારો ભુસાતા ન હોતા. એ સમય વિષે મિસ નોબલ લખે છે કે;—

" આલમોરામાં જાણે કે મારે ફરીથી નિશાળે જવાનું શરૂ થયું હોય તેમજ મને લાગતું હતું. મારામાં ઘર ઘાલીને બેઠેલા પશ્ચિમ તરફના સામાજીક, સાહિત્યવિષયક અને કલાવિષયક વિચારો ઉપર સ્વામીજી આક્ષેપ કરતા. હિંદુ અને યુરોપિયન ઇતિહાસ તથા ભાવનાઓની તે તુલના કરતા અને એ વિષયો ઉપર ઘણાજ વિશાળ અને અગત્યના વિચારો દર્શાવતા. સ્વામીજીની એક ખાસ ટેવ એ હતી કે જ્યારે તે કોઇ પણ સમાજ કે દેશના દુર્ગુણો વિષે વાત કરતા ત્યારે તે તેમના ઉપર સખત હુમલો કરતા, પણ પોતાની વાત પુરી કર્યા પછી એ સમાજ અથવા દેશના સદ્ગુણોનેજ તે યાદ રાખતા. વખતો વખત તે પોતાના શિષ્યોની પરીક્ષા કરતા. મારી સાથે ચર્ચા કરવામાં પણ તેમનો હેતુ મારા ધૈર્ય અને જ્ઞાનની કસોટી કરવાનોજ હતો. અમારી મંડળીમાંની એક વૃદ્ધ સ્ત્રીના મનમાં એમ આવ્યું કે અમારા વાદવિવાદનો અંત સારો આવશે નહિ અને તેમાંથી કલહ ઉત્પન્ન થશે, તેથી કરીને તેમણે સ્વામીજીને એ

બાબત પડી મૂકવાની અરજ કરી. સ્વામીજી તેમનું કહેવું શાંતિથી સાંભળીને બહાર ચાલ્યા ગયા. સાંજે આવીને એ બાઇને એક બાળકની માફક તેઓ કહેવા લાગ્યા કે તમારૂં કહેવું ખરૂં હતું. આમ કહ્યા પછી સ્વામીજી જરાક પાછા વળ્યા. તેમણે ઉંચે જોયું અને સામો બીજનો ચંદ્ર ઉગેલો દેખાયો. તેને જોઇને સ્વામીજીના હૃદયમાં પૂર્ણ આનંદ વ્યાપી રહ્યો અને તે બોલ્યા: "જુઓ, મુસલમાન લોકો નવા ચંદ્રને ઘણું માન આપે છે. ચાલો, આપણે પણ નવા ચંદ્રની સાથે નવા જીવનનો આરંભ કરીએ." એમ બોલતે બોલતે સ્વામીજીએ પોતાના બંને હાથ ઉંચા કર્યા. હું વારંવાર તેમની સામે વાદવિવાદ કરનારી શિષ્યા એ સમયનો સ્વામીજીનો પવિત્ર ભાવોથી ઉભરાઇ જતો ચહેરો જોઇને તેમનાં ચરણ કમળ આગળ શીશ નમાવીને તેમને પગે પડી રહી. સ્વામીજીએ મારે માથે હાથ મૂકીને અને ઉંડા અંતઃકરણથી આશિર્વાદ આપ્યો. ખરેખર, તે ક્ષણ મારે માટે અલોકિક આનંદથી ભરપૂર હતી. આલમોરામાં મારી તર્કશકિત વડે કરીને હું પરમાત્માની અનંતતા અને દયાળુતાનો યથાર્થ ખ્યાલ મારા મનમાં લાવી શકતી ન હોતી, પણ સ્વામીજીના પવિત્ર હાથનો સ્પર્શ થયા પછી અનેક વખત હું એ અનંતતા અને દયાળુતાને સારી પેઠે અનુભવી શકતી હતી. તે દિવસે પ્રથમજ મારા સમજવામાં આવ્યું કે શ્રેષ્ટ ગુરૂ કેવી રીતે આપણામાં રહેલા જીવભાવને ટાળીને તેને સ્થાને સર્વાત્મભાવ પ્રકટાવી શકે છે."

આલમોરાથી સ્વામીજી પંજાબ અને કાશ્મીર તરફ ગયા. લાહોરમાં ઘણા લોકો તેમને ગુરૂ નાનક અને ગુરૂ ગોવિંદની ઉપમા આપવા લાગ્યા. ખરી સ્વદેશ પ્રીતિથી સ્વામીજી શિખ લોકોની બહાદુરીનું વર્ણન કરવા લાગ્યા. શીખ લોકોનું પવિત્ર પુસ્તક ગ્રંથસાહેબ અને પંજાબના સર્વ ત્યાગી ગુરૂઓ, જેમણે વેદાન્તના સિદ્ધાંતોનો દરેકે દરેક

ઘરમાં વાસ કરાવ્યો હતો તેમનાં ભારે વખાણ કરીને સ્વામીજી તેમની મહત્તા પાશ્ચાત્ય શિષ્યોને સમજાવવા લાગ્યા. ચંદ્રગુપ્ત અને અન્ય બૌદ્ધ રાજાઓનાં રાજ્યોની ભવ્યતાનો તે ચિતાર આપવા લાગ્યા અને એ સમયની શિલ્પકળાની સર્વોત્તમતાનો ખ્યાલ સર્વેના મનમાં ઠસાવવા લાગ્યા. અંગ્રેજ વિદ્વાનો જે એમ કહે છે કે હિંદુઓ શિલ્પવિદ્યાને ગ્રીક લોકો પાસેથી શિખી લાવ્યા હતા તે વાતને સ્વામીજીએ અનેક દાખલા દલીલોથી ખોટી દર્શાવી આપી.

કાશ્મીરમાં સ્વામીજી આખો દિવસ પૌરાણિક કથાઓ, લોકવાર્તાઓ અને ઐતિહાસીક બનાવોનાં રહસ્યો સમજાવવામાં ગાળતા. કોઇવાર સ્વામીજી કાશ્મીરના લોકોના આચાર, વિચાર અને રીતભાતની વાતો કરતા તો કોઇવાર કાશ્મીરની દંતકથાઓ કહી સંભળાવતા અને કોઇવાર હિંદના ઇતિહાસ ઉપર નવોજ પ્રકાશ પાડીને જંધીસખાનને નેપોલિયન કે અલેકઝાન્ડર જોડે સરખાવતા. "ભક્તિ, ધ્યાન, પ્લેટોનું તત્ત્વજ્ઞાન અને જગત પ્રભુની માત્ર લીલા છે." એ વિષયો ઉપર પણ તેઓ વખતો વખત વિવેચન કરતા. કોઇ કોઇવાર રામાયણ કે મહાભારતના ભવ્ય અને રમણીય પ્રસંગોની તેમજ પશ્ચિમના સાધુઓની વાતો કરતા અને તેમને તુલસીદાસ તથા રામકૃષ્ણ વગેરેની સાથે સરખાવતા. આખરે સઘળા વાર્તાલાપનો અંત શ્રીમદ્ ભગવદ્ગીતાના સારમાં આવી રહેતો અને સ્વામીજી કહેતા કે "ગીતા અલૌકિક કાવ્ય છે. ખરા પુરૂષાર્થનોજ તે બોધ કરી રહેલી છે. નિર્બળતાનો લેશ માત્ર તેના બોધમાં જણાતો નથી."

હિમાલયનો પ્રદેશ જોઇને સ્વામીજીની સાધુવૃત્તિ—વૈરાગ્યવૃત્તિ વિશેષ જાગૃત થઇ રહી હતી. અહીંઆં તે ઘણે ભાગે એકાંતમાંજ રહેવાનું પસંદ કરી એકલાજ જંગલમાં ચાલ્યા જતા. પારમાર્થિક જીવનજ તેમને સુખમય અને સત્ય લાગતું હતું. અહીંઆં તેમની

સ્વાભાવિક સાધુવૃત્તિ વધારેને વધારે પોષાતી ચાલીને સતેજ થવા લાગી હતી. સ્વામીજી વધારેને વધારે શાંત બની, જીવભાવને ભૂલી, સર્વાત્મભાવને પ્રગટ કરતા જણાતા હતા. એ સમય વિષે બ્હેન નિવેદિતા લખે છે કે;–

" કોઇ પ્રેમી પોતાના પ્રેમપાત્રની રાહ જોઇ રહ્યો હોય તેમ સ્વામીજી ભસ્મ ધારણ કરીને અહીં તહીં વિચરતા અને વૈરાગી કે એકાંતમાં બેઠેલા યોગીના જીવનનોજ વિચાર કર્યા કરતા હતા. સ્વામીજી આજે કાલે કે ગમે તે સમયે અમને છોડીને એકદમ ચાલ્યા જશે એવું કોઇ અમને કહે તો તેથી આશ્ચર્ય લાગતું ન હોતું. સ્વામીજી પોતે અને તેમના ઉપર આધાર રાખનારાં અમે બધાં અહીં પ્રભુની મરજી પ્રમાણે ગંગાજીમાં તણાતાં તણખલાં જેવાં હતાં. કારણ કે ક્યારે સ્વામીજીને મન આખું જગત્ નહિવત્ બની રહેશે કે ક્યારે તેમના એહિક જીવનનો અંત આવી રહેશે તે કહી શકાતું નહોતું."

" સ્વામીજીનું આવું અવ્યવસ્થિત જીવન અત્યારે કાંઇ પહેલ વહેલું કે આકસ્મિક ન હોતું. થોડાં વર્ષ ઉપર સ્વામીજી મને વંચાવવાને એક કાગળ લાવ્યા હતા. તે વાંચીને મેં તેમને એક બે વ્યાવહારિક વ્યવસ્થા સંબંધી સુચનાઓ કરી હતી. તે સાંભળીને સ્વામીજી ઘણોજ કંટાળો ખાઇને બોલ્યા હતા કે 'વ્યવસ્થા! વ્યવસ્થા,! તમે પાશ્ચાત્યો કદીએ ધર્મને તેના ખરા રૂપમાં પોતામાં પ્રકટાવી શકતા નથી અને અન્યોમાં તેવાજ રૂપમાં પ્રવર્તાવી શકતા નથી. તેનું કારણ એજ છે. જો તમારામાંનું કોઇ તેને પ્રકટાવી અને પ્રવર્તાવી શક્યું હોય તો તે કેટલાક કેથોલીક સાધુઓજ હતા કે જેમને વ્યાવહારિક વ્યવસ્થાનો તો વિચાર સુદ્ધાં ન હતો. વ્યવસ્થા કરનારાઓથી કદીએ ધર્મનો ખરા અર્થમાં અનુભવ કે ઉપદેશ કરી શકાતો નથી. સ્વામીજીના એ શબ્દો હું કદીએ ભૂલી જનાર નથી. "

સ્વામીજીની સંનિધિમાં રહેવું એ આત્માના ઉંડા પ્રદેશમાં વિચરવા જેવું હતું. આત્માની ઉચ્ચ વૃત્તિઓ, તેની વિશાળતા અને મહત્તાના આવિર્ભાવરૂપજ સ્વામીજીનું જીવન હતું. એ જીવનમાં આત્માના ઉંડા ભાવ દશ્યમાન થતા હતા. એ જીવનનું ચલન વલન વગેરે આત્માનીજ ક્રિયાઓ દાખવી રહ્યું હતું. જ્યાં જીવભાવ હોય ત્યાંજ અમુક વ્યવસ્થા કે યોજના કરવાની હોય; જ્યાં સર્વાત્મભાવ પ્રગટી રહેલો હોય ત્યાં અમુક વ્યવસ્થા કે યોજનાને અવકાશજ નથી. એવા જીવનમાં તો સ્ફુરણાઓ-પ્રભુપ્રેરણાઓજ-પ્રધાનપદ ભોગવી રહેલી હોય છે. તે કોઇપણ સમયે ઉદ્દભવે અને એ પ્રમાણે તે વ્યક્તિનું મહાજીવન દોરાય. એને વ્યવસ્થા કે યોજનારૂપી કશુંજ બંધન હોતું નથી. એવા મહાત્માઓનાં જીવનને આપણાં શાસ્ત્રો સુકા પાંદડાની ઉપમા આપે છે. ખરી પડેલું સુકકું પાંદડું પવનથી જેમ ગમે ત્યાં ઘસડાઇ જાય છે તેમ મહાત્માઓનું મન અને શરીર કોઇપણ સમયે કોઇપણ સ્થળ વા કાર્ય તરફ દોરાઇ જાય છે. સ્વામીજીના પાશ્ચાત્ય શિષ્યોને હવે સમજાયું કે સ્વામીજીનું જીવન વ્યવસ્થા શૂન્ય નથી, પણ તે વ્યવસ્થા-નિયમથી પર છે. હવે તેમને માલમ પડ્યું કે વૈરાગ્ય અને અભ્યાસનું સતત અવલંબન કરવાથીજ મનુષ્ય એ દશાને પ્રાપ્ત કરી શકે છે. વળી તેમને સમજાયું કે ખરેખરો એકાંતવાસ અને મૌન-વૃત્ત એ પણ આત્મવિકાસનાં અતિ સહાયક સાધનો છે. સ્વામીજી કહેતા કે "પૌર્વાત્યો અને પાશ્ચાત્યોની વિચારપદ્ધતિમાં મોટો ફેરશાર અહીંઆંજ જણાઇ આવે છે. યૂરોપિઅનો એમ ધારે છે કે વીસ વર્ષ સુધી એકાંતમાં રહેનાર મનુષ્ય ગાંડો થઇ ગયા વગર રહેતો નથી; અને હિંદુઓ ધારે છે કે જ્યાંસુધી મનુષ્ય વીસેક વર્ષ એકાંતવાસ ભોગવતો નથી ત્યાં સુધી તે સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરતો નથી."

કાશ્મીરમાં સ્વામીજી પ્રખ્યાત સ્થળોની મુલાકાત લેવા લાગ્યા;

અને તેમની મહત્તા પાશ્ચાત્ય શિષ્યોને સમજાવવા લાગ્યા. હિમાલયમાં એક ભવ્ય દેવાલય અને તેની આસપાસનું સૃષ્ટિસૌંદર્ય જોઈને સ્વામીજી બોલી ઉઠયા કે "જુઓ પોતાનાં દેવાલયો બંધાવવામાં પણ હિંદુઓએ કેવી વિલક્ષણ બુદ્ધિ વાપરેલી છે? તેઓએ હમેશાં ભવ્ય સૃષ્ટિસૌંદર્યવાળીજ જગ્યાઓ પસંદ કરેલી છે. જુઓ, આ દેવાલયમાંથી આખો કાશ્મીર દેશ જણાઇ રહે છે. હરિપર્વતનું રાતું શિખર આસમાની રંગના જળ ઉપર તરીને આવે છે તે જાણે કોઇ સિંહ પોતાના પાછલા પગ ઉપર ઉભો હોય તેવું દેખાય છે. આ માર-તંડના દેવાલયની તળેટીમાં કેવી મોટી ખીણ આવેલી છે?"

શ્રીનગર તરફ પાછા ફરતાં સ્વામીજી સંન્યાસનું ધ્યેય સમજાવવા લાગ્યા. સાંસારિક જીવનનેજ મહત્ત્વ આપ્યા કરનારાઓને તેમણે ભ્રમમાં પડેલા જણાવ્યા. તેમણે કહ્યું કે "જનક જેવા થવું એ કંઇ સહેલું કામ છે? કોઇ પણ જાતની આસક્તિ રાખ્યા વગર રાજ્ય કરવું એ શું નાની સુની વાત છે? દ્રવ્ય, કીર્તિ, સ્ત્રી, પુત્ર, કોઇની પણ દરકાર નહિ કરતાં નિષ્કામ અને નિર્લેપભાવે રાજ્ય વ્યવહાર ચલાવવો એ ઘણુંજ કઠણ કામ છે. પશ્ચિમમાં મને ઘણાએ કહ્યું હતું કે તેવી સ્થિતિ તેમણે પ્રાપ્ત કરેલી છે; પણ હું તો તેમને એટલુંજ કહેતો કે ભારતવર્ષમાં તો હવે એવા પુરૂષો ઉત્પન્ન થતા નથી. આ વાત તમે જાતે પણ જરૂર સમજી રાખજો અને તમારાં છોકરાંને પણ શિખવજો કે એક આગીયા અને સૂર્ય વચ્ચે અથવા એક નાના ખાબોચીયા અને અપાર સમુદ્ર વચ્ચે કે એક રાઇના દાણા અને મેરૂ પર્વત વચ્ચે જેટલો ફેર છે તેટલોજ ફેર ગૃહસ્થાશ્રમી અને સંન્યાસીની વચમાં છે.' કોઇ કોઇવાર સ્વામીજી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની વાત કહાડીને તેમની સાદાઇનાં ભારે વખાણ કરતા. હિંદના વાઇસ-રૉયની મુલાકાતે વિદ્યાસાગર જતા ત્યારે પણ કોઇ દિવસ તેમણે

અંગ્રેજી પોશાક પહેર્યો નથી. તેમણે હમેશાં એક પંચીયું પહેરવાનું અને એક ચાદર ઓઢવાનુંજ પસંદ કરેલું છે એમ સ્વામીજી કહેતા. તેમની સાદાઇ, વિશાળ હૃદય અને નૈતિક દૃઢતાની ઘણીજ પ્રશંસા તે કરતા. વિદ્યાસાગરના નામ સાથે તે ડેવીડ હેર નામના અંગ્રેજનું નામ પણ લેવાને ચુકતા નહિ. તે ભલા અંગ્રેજે હિંદમાં ઘણાં લોકોપયોગી કામો કરેલાં છે. ડેવીડ હેર સ્કોટલાંડના રહેવાસી હતા અને બંગાળામાં તે એક મોટા કેળવણીકાર તરીકે પ્રખ્યાત હતા. બંગાળામાં દુકાળ પડતો કે મરકી ચાલતી ત્યારે તે ભલા સાહેબ અનેક ગરિબોને મદદ કરતા. એક વાર બંગાળામાં કોલેરા ચાલતો હતો ત્યારે એક ગરિબ છોકરાની સારવાર કરતે કરતે તેમને કોલેરા લાગુ પડયો હતો અને તે મરણ પામ્યા હતા. તેમના જુના વિદ્યાર્થીઓએ તેમના શબને દાટયું હતું અને તેમની કબર આજ પણ એક પવિત્ર ભુમિ તરીકે ગણવામાં આવે છે. તે સ્થળ કોલેજ સ્કવેરને નામે ઓળખાય છે. સ્વામીજી ભલા ડેવીડ હેરનાં કાર્યો અને ચારિત્રનો પુરેપુરો ખ્યાલ તેમના શિષ્યોને આપતા અને તેમનું અનુકરણ કરવાનું કહેતા.

મુગલ બાદશાહોની જાહોઝજહાલીનું વર્ણન આપતાં સ્વામીજી ધરાતા નહિ. તાજમહાલનું વર્ણન તે ઘણાજ ઉત્સાહથી આપતા. શાહજહાન વિષે તે કહેતા કે " અરે, તે તો મુગલ વંશનું એક મોટું ભૂષણ હતો. કલાના સૌંદર્યને માટે તેણે જે વિવેકબુદ્ધિ અને લાગણી દર્શાવેલાં છે તેવાં જગતના ઇતિહાસમાં કોઇએ પણ દર્શાવેલાં નથી. શાહજહાન જાતે પોતે કલાકોવિદ હતો. તેનું એક હસ્તલેખિત પુસ્તક મેં જોયું છે; હિંદના કલાવિજ્ઞાનનો તે એક ભવ્ય નમુનો છે. " વારંવાર સ્વામીજી અકબરની વાત કરતા અને તે બાદશાહનું નામ લેતાં તેમની આંખોમાં આંસુ આવી જતાં. આ પ્રમાણે સ્વામીજી હિંદનો ઇતિહાસ, મહાપુરૂષોનાં વૃત્તાંત, પ્રાચીન કથાઓ અને આખ્યાયિકાઓ

વગેરે બાબતો તેમના શિષ્યોની આગળ કહેતા અને તેમને હિંદનું ગૌરવ સમજાવતા. તે સર્વે બાબતોનું વર્ણન આપવું અશક્ય છે.

કાશ્મીરની ઉત્તરે આવેલું અમરનાથનું ધામ હિંદુઓના ધાર્મિક જીવનનો ઉત્તમ ખ્યાલ આપે છે. અહીંઆ અનેક સાધુ, સંન્યાસીઓ અને ગ્રહસ્થો યાત્રાર્થે આવે છે અને તે વખતે તેમનાં તપાચરણ, ધાર્મિક ક્રિયાઓ અને ભાવનાઓથી આખું વાતાવરણ પવિત્ર, ધાર્મિક, અને હિંદુમય બની રહેલું લાગે છે. હિંદનો આત્મા ક્યાં રહેલો છે એનો પુરેપુરો ખ્યાલ આપણને આવાં સ્થળોમાંજ આવે છે. પોતાના પાશ્ચાત્ય શિષ્યોને આ સ્થળથી પરિચિત કરવા માટે સ્વામીજી તે સર્વેને લઇને અમરનાથની યાત્રા કરી આવ્યા.

અમરનાથના રસ્તામાં સર્વે શિષ્યો તેમજ યાત્રાળુઓ આગળ ચાલ્યા જતા હતા, પણ સ્વામીજી ધીમે ધીમે પાછળ આવતા હતા. પોતે એકલા ચાલવાનું વધારે પસંદ કરતા હતા કારણ કે તેમનું ચિત્ત અનેક ધાર્મિક વિચારોમાં લીન થયેલું રહેતું હતું. અમરનાથનાં દર્શનથી સ્વામીજીના હૃદય ઉપર એટલી બધી ઉંડી અસર થઇ હતી કે કેટલાક દિવસ સુધી તે તેની ને તેનીજ વાત કર્યા કરતા હતા. યોગીઓના ઇશ્વર—મહાદેવ, ત્યાગી, વૈરાગી અને ઉમાપતિનું ધ્યેય અમરનાથનાં દર્શનથી વધારે દૃઢ થઇ રહ્યું હતું.

અમરનાથની યાત્રા પુરી થયા પછી સ્વામીજી પોતાના શિષ્યોને લઇને પાછા શ્રીનગર ગયા. અહીંઆં ઘણા દિવસ સુધી સ્વામીજીએ પોતાના શિષ્યોનો ત્યાગ કરીને એકાન્તવાસમાં રહી ધ્યાન અને આત્મચિંતનમાંજ સઘળો વખત વ્યતીત કર્યો. જ્યારે તે પાછા આવ્યા અને પોતાના શિષ્યોને મળ્યા ત્યારે તેમના મુખમાંથી અલૌકિક અનુભવોની અમૃતધારા વર્ષી રહી. જગતમાં વિચરતાં, લોકકલ્યાણનાં કાર્યો કરતાં કે પોતાના શિષ્યોની સાથે રહેતાં, સ્વામીજીના હૃદયમાં

કેટલીકવાર એકાએક વૈરાગ્ય વૃત્તિ જાગૃત થઇ જતી. તેમને પોતાના સ્વરૂપનું ભાન થઇ જતું અને તે એકદમ સર્વે કાર્યોને તેમજ શિષ્યો વગેરેને પડતાં મૂકી જંગલમાં ચાલ્યા જતા અને ત્યાં આત્મ-ચિંતનમાં લીન થઇ રહેતા. આવી રીતે આત્મચિંતનમાં અમુક સમય ગાળ્યા પછી તેમની વૃત્તિ જ્યારે ઉત્થાન પામતી ત્યારે તેઓ પાછા આવતા અને પોતે આરંભેલાં કાર્યો કરવા મંડી જતા. **આત્મચિંતનથી તેમને ઘણુંજ માનસિક બળ મળતું અને કાર્ય કરવાને તે વધારે બળવાન અને વધારે ઉત્સાહી બની રહેતા.** એ આત્મચિંતનના ફાયદા સ્વામીજી ઘણીવાર કહી બતાવતા. તેઓ કહેતા કે દિવસમાં એક ક્ષણ પણ આત્મચિંતનમાં ગાળો અને બનતાં સુધી દિવસના પહેલા પહોરમાંજ એ કાર્ય કરો. અને પછી જુઓ કે તમે કેવું ઉમદા બળ વ્યવહારમાં દાખવી શકો છો. આપણા ૠષિઓ, મુનિઓ, યોગીઓ એજ આત્મચિંતનનો આશ્રય લેતા અને તેમાંથી પુષ્કળ માનસિક બળને પ્રાપ્ત કરતા; આત્મચિંતનથી તેમની બુદ્ધિનો પ્રકાશ વધતો અને તેને લીધેજ તેઓ જગતને હેરત પમાડે એવાં કાર્યો કરવાને શક્તિમાન થયા હતા.

શ્રીનગરમાં એક વખતે ટૉડકૃત રાજસ્થાન ઉપર વાત ચાલી. સ્વામીજી કહેવા લાગ્યા કે " બંગાળામાં પ્રવર્તી રહેલા રાષ્ટ્રીય વિચા-રોનો બે તૃતીયાંશ ભાગ તો એ પુસ્તકમાંથીજ આવેલો છે. " પછી મીરાંબાઇ, પ્રખ્યાત રાજકુંવરી કૃષ્ણા કુમારી, રજપુત યોદ્ધાઓ અને મહારાણા પ્રતાપસિંહ વિષે સ્વામીજી અનેક વાતો કહેવા લાગ્યા. શ્રીનગરમાં સ્વામીજી નદીમાં એક હોડીમાં રહેતા હતા. હવે પોતાની હોડીને તે એક એકાંત સ્થળમાં લઇ ગયા. પોતાની પાસે તે એ સ્થ-ળમાં કોઇ પણ મનુષ્યને આવવા દેતા નહિ. સ્વામીજી કહેતા કે " પ્રેરણાત્મક વિચારોનું બળ એટલું બધું છે કે તે મનુષ્યને કેટલીક

વાર તો ઉંઘવા પણ દેતા નથી. કોઇ જીવતા મનુષ્યના અવાજની પેઠે તેઓ આપણને કંઇ કંઇ કહ્યા કરતા હોય છે." ખરેખર સ્વામીજીની સ્થિતિ તેવીજ હતી. માત્ર એક દાક્તરનેજ તેમની પાસે જવાની રજા હતી. તે દાક્તર કાસ્મીરનો રહીશ હતો અને સ્વામીજીના સમાગમમાં આવ્યા પછી તેમનો ભક્ત બની રહ્યો હતો. સ્વામીજીને કાંઇ જોઇતું કરતું હોય તે તેજ આણી આપતો હતો તેથી તે એકલોજ કોઇ કોઇ વાર તેમની પાસે જતો. તે દાક્તર હોડી ઉપર જતાં સ્વામીજીને ઘણી વાર ધ્યાનગ્રસ્ત થઇ રહેલા જોતો અને તેવે સમયે તે તરતજ શાંતપણે ત્યાંથી પાછો નીકળી આવતો. આ પ્રકારના એકાન્ત અને ધ્યાનને પરિણામે સ્વામીજીને જે દર્શન થયું તે જ્ઞાનમય અને પ્રકાશમય હતું. આ સ્થિતિમાંથી જાગ્રતમાં આવ્યા પછી સ્વામીજી લખવાનો પ્રયાસ કરવા લાગ્યા અને તેમણે "કાલીમાતા" એ નામની કવિતા લખી કહાડી. એ કવિતામાં સ્વામીજીએ પોતાનો એ પ્રસંગનો અનુભવ વર્ણવેલો છે. એ પ્રસંગ લખતાં લખતાં સ્વામીજીનું ચિત્ત ભગવતી પરબ્રહ્મસ્વરૂપિણી જગન્માતામાં એવું તો તદાકાર થઇ ગયું કે તેઓ ભાવસમાધિમાં આવી ગયા અને તેમના હાથમાંથી કલમ પડી ગઇ. સમાધિમાંથી જાગૃત થયા પછી કેટલાક દિવસ સુધી સ્વામીજી ભગવતી જગન્માતા વિષેજ વાત કરવા લાગ્યા કે "દેવી પોતેજ અનંત કાળ, અનંત દેશ અને અનંત શકિત છે. સારામાં, ખોટામાં ભયમાં, શોકમાં, સર્વમાં તે સમાનરૂપે વ્યાપી રહેલી છે. સર્વે તેનાંજ સ્વરૂપો છે. તેની કૃપાનો લાભ લેવો હોય તો તમારા હૃદયને સ્મશાનભૂમિ બનાવી ગર્વ, સ્વાર્થ અને વાસનાને તેમાં બાળી નાંખો." તે વખતથી હમેશાં સ્વામીજી દુઃખના કે બીમારીના વખતમાં પણ દેવીજ સઘળી ઇંદ્રિયો છે, દુઃખ પણ તે પોતેજ છે, એમ બોલતા જણાતા.

થોડા દિવસ પછી સ્વામીજી એકલા ક્ષીરભવાની જઇ ત્યાં

છ સાત દિવસ રહ્યા હતા. ત્યાંથી સ્વામીજી શ્રીનગર આવ્યા ત્યારે તેમનામાં ઘણો ફેરફાર થયેલો જણાતો હતો. પોતાના બંને હાથ ઉંચા કરીને સર્વેને આશિર્વાદ આપતા તે બોલ્યા "હવે હરિ ૐ નહિ; હવે તો જય દેવી, જય દેવી." વળી તે કહેવા લાગ્યા "મારૂં સ્વદેશાભિમાન હવે નાશ પામ્યું છે. હવે સર્વત્ર દેવીનેજ હું જોઉં છું. મેં ભુલ કરી છે. દેવીએ મને અંતઃસ્ફુરણામાં કહ્યું છે કે 'નાસ્તિકો મારા દેવાલયમાં પેસે અને મારી મૂર્તિને અભડાવે તોપણ તમારે શું! શું તમે મારૂં રક્ષણ કરો છો કે હું તમારૂં રક્ષણ કરૂં છું?" સ્વામીજીના એ ઉદ્ગારો માત્ર તેમનું નિરભિમાન–નિરહંકારવૃતિ અને પ્રભુ શરણતાનેજ દર્શાવતા હતા. હું કરૂં છું, હું સ્વદેશાભિમાની છું, એવા અહંભાવને ધરનારા અને પ્રભુના શરણનો સ્વીકાર નહિ કરનારા સ્વદેશાભિમાનીઓ પ્રભુ શરણ થઇ રહી તેના હથીયારરૂપેજ પોતાને માનનારા નિરાભિમાની મનુષ્યોની અપેક્ષાએ કાંઇપણ અગત્યનું કાર્ય કરી શકતા નથી એમ તેઓ સુચવી રહ્યા હતા. આ વખતે પણ સ્વામીજીનું ચિત્ત મોટે ભાગે ધ્યાનગ્રસ્ત રહેતું. તેઓ વખતો વખત નદી ઉપરનાં જંગલોમાં ચાલ્યા જતા અને ધ્યાનમાં લીન રહેતા. એક દિવસ જંગલમાંથી પાછા આવ્યા તે વખતે તેમણે માથું આખું મુંડાવી નાંખ્યું હતું અને તદન સાદાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેમના મુખ ઉપર તપનો ભવ્ય પ્રકાશ છવાઇ રહ્યો હતો. ક્ષીરભવાનીમાં થયેલા અનુભવો હવે તે વર્ણવા લાગ્યા. ત્યાં કરેલા ઉપવાસ, તપ અને વૈરાગ્ય તેમજ આંતરિક આત્માનુભવોને તે કહેવા લાગ્યા. તેમાંની એક વાત નીચે પ્રમાણે હતી.

ક્ષીરભવાનીના મંદિરમાં સ્વામીજી એકવાર પૂજા કરી રહ્યા હતા ત્યારે દેવીના મંદિરની જીર્ણ અવસ્થા જોઇને તેમના મનમાં વિચાર આવ્યો કે એ મંદિરનો જીર્ણોદ્ધાર કરીને એક નવું ભવ્ય મંદિર

બંધાવાય તો કેવું સારૂં! સ્વામીજીના મનમાં એ વિચાર જરા ઉંડાણથી થવા લાગતાં અંતઃકરણમાંથી એક દિવ્ય અવાજ તેમને સંભળાયો અને તે તરતજ ચમકી ઉઠયા. તે અવાજદ્વારા મહાશક્તિ ક્ષીરભવાનીએ કહ્યું કે "મારા દિકરા, જો મારી મરજી હોય તો હું અસંખ્ય દેવાલયો ઉભાં કરૂં. હું સુંદર મઠો બંધાવવાને શક્તિમાન છું. મારી મરજી હોય તો આજ ક્ષણે સાત માળનું સુંદર સુવર્ણમંદિર હું અહીંઆં ઉભું કરી શકું છું." સ્વામીજીને આવા અનેક અનુભવો થયેલા હતા પણ તે સર્વ કોઇને કહેતા ન હોતા, કારણ કે એવા અનુભવો જગતના સામાન્ય મનુષ્યોની બુદ્ધિમાં ઝટ લઇને ઉતરી શકતા નથી, તેમ તેમનો અધિકાર જોતાં તે તેમને માટે ઉપકારક ન થતાં ઉલટા તેમનામાં "બુદ્ધિ ભેદ"ને ઉપજાવી ઉભય ભ્રષ્ટ કરનારા થઇ પડે છે. હવે શ્રીનગરથી પાછા ફરવાની તૈયારી થઇ. સ્વામીજી તો કાલે ક્યાં જવું તે વિષે ભાગ્યેજ વાત કરતા. પ્રવાસની યોજના તે કદીએ ઘડતા નહિ અને જ્યારે જ્યાં જવાય ત્યાં ખરૂં, એવુંજ તેમના મનમાં રહેતું. એમની ઇચ્છા તો માત્ર એટલીજ હતી કે જેમ બને તેમ એકાંતવાસમાં રહેવું અને ધ્યાનમય સાધુજીવન ગાળવું. ગુરૂ, શિક્ષક, કે ઉપદેશક થવું પણ ખરા મનથી તેમને ગમતું ન હોતું. જગતને ભુલી જવાય અને ગુપ્તવાસી બની એકાંતમાં આત્મચિંતન થાય તો ઠીક, એવી સ્વામીજીની ઇચ્છા હવે વિશેષ પ્રબળ થઇ રહી હતી." જગતને ઉપદેશ કરનાર પોતે કોણ? એ પણ મિથ્યા અભિમાનજ છે. **માતાજીને તેમની મદદની જરૂર નથી, પણ તેમને માતાજીનીજ મદદની જરૂર છે.** એવા એવા અનેક વિચારો સ્વામીજીના હૃદયમાં વારંવાર પ્રબળપણે તરી આવતા હતા. બીજી તરફ માનવજાતિ પ્રત્યે પણ તેમનો પ્રેમ અગાધ હતો. એ પ્રેમથી એમનું હૃદય એવું તો પલળી રહ્યું હતું કે બુદ્ધિ-

ગમ્ય ઉચ્ચસિદ્ધાંતોનું તેના ઉપર ઓછુંજ જોર ચાલતું. બહેન નિવેદિતાએ સ્વામીજીના અતિ વિશાળ માનવ પ્રેમ વિષે તેમજ એ વિષયની તેઓ જે વાતો કહેતા તે વિષે જણાવ્યું છે કે—

"સ્વામીજીના હૃદયની વિશાળતાનો ખ્યાલ હું તમને આપી શકું તેમ નથી. પ્રેમથી એમનું હૃદય એટલું બધું પલળી રહ્યું હતું કે કોઇને પણ જરાક ઇજા થાય તો તેનો ધક્કો સ્વામીજીના હૃદયને લાગતો અને બીજી તરફ સ્વામીજીને ગમે તેવી ઇજા કોઈ કરે તો પણ તેમના મુખમાંથી તો સ્નેહ અને આશિર્વાદનાંજ વચનો નીકળતાં."

"સ્વામીજી અમને વસિષ્ઠ અને વિશ્વામિત્રની વાત આ પ્રમાણે કહેતા. વસિષ્ઠના સો પુત્રોને વિશ્વામિત્રે મારી નાખવાથી વસિષ્ઠ મુનિ નિર્વંશ બનીને વાનપ્રસ્થ દશામાં પોતાનું જીવન ગાળી રહ્યા હતા. એક દિવસે રાત્રે ચાંદની ખીલી રહી હતી. તે ચાંદનીમાં વૃક્ષોની ઘટામાં આવેલી વસિષ્ઠની પર્ણકુટીમાં વસિષ્ઠ અને અરૂંધતી બેઠેલાં હતાં. વિશ્વામિત્રનું લખેલું એક પુસ્તક વસિષ્ઠ વાંચતા હતા. એટલામાં અરૂંધતી તેમની છેક નજીક આવીને કહેવા લાગ્યાં 'જુઓ, આજે ચાંદની કેવી સરસ ખીલી રહેલી છે.' પરંતુ ઉંચું જોયા વગરજ વસિષ્ઠે જવાબ આપ્યો કે 'પણ અહિંયાં વિશ્વામિત્રની બુદ્ધિ તેના કરતાં પણ હજારગણી વધારે ખીલી રહેલી છે."

"સઘળું ભુલાઇ ગયું! તેમના સો દિકરાઓનો નાશ, તેમને કરેલી ઇજાઓ, તેમના ઉપર આણેલી આફતો, સઘળુંજ ભુલાઇ જવાયું, અને વસિષ્ઠનું અતિ વિશાળ હૃદય પોતાના શત્રુની પણ વિલક્ષણ બુદ્ધિનાં વખાણ કરવા મંડી ગયું! સ્વામીજી કહેવા લાગ્યા કે આપણો પ્રેમ પણ એવોજ પવિત્ર અને વિશાળ જોઇએ. વસિષ્ઠ જેમ સઘળું ભુલી જઇને પોતાના શત્રુ તરફ પણ સ્વચ્છ પ્રેમ ધરી રહ્યા હતા તેવોજ સ્વચ્છ પ્રેમ આપણે પણ ધરવો જોઇએ."

શ્રીનગરથી હવે સર્વ મંડળી પાછી ફરી. સઘળા શિષ્યો અને ગુરૂભાઇઓ વગેરે પોતાને અનુકુળ પડે તેમ એકલા કે કોઇના સાથમાં કલકત્તે જઇ પહોંચ્યા. સ્વામીજી એકલાજ મુસાફરી કરવાનું વધારે પસંદ કરતા હોવાથી પાછળથી કલકત્તે આવી પહોંચ્યા.

## પ્રકરણ ૫૪ મું-નવા મઠની સ્થાપના.

બેલુર મઠનું નવું મકાન બંધાઇને તૈયાર થઇ ગયેલું હોવાથી સ્વામીજી કલકત્તે આવ્યા એટલે તેની વાસ્તુપૂજા કરવામાં આવી. જુનો મઠ નીલામ્બર મુકરજીના બગીચામાં આવેલો હતો ત્યાં પૂજા અને ધ્યાન થઇ રહ્યા પછી એક મોટો વરઘોડો કહાડવામાં આવ્યો. જુના મઠથી નવા મઠ સુધી તે જવાનો હતો. વરઘોડામાં સ્વામીજી શ્રીરામકૃષ્ણની વિભૂતિને જમણા ખભા ઉપર લઇને ચાલતા હતા. તે વિભૂતિને નવા મઠમાં પધરાવવાને માટેજ એ વરઘોડો કહાડવામાં આવ્યો હતો. રસ્તામાં ચાલતે ચાલતે સ્વામીજી એક શિષ્યને કહેવા લાગ્યા કે જ્યાં સુધી શ્રીરામકૃષ્ણની પવિત્રતા અને દયાભાવ તેમના શિષ્યો ધારણ કરી રહેશે ત્યાં સુધી મઠમાં તેમની પોતાની હાજરી છે એમ સમજવું. મઠના નવા મકાનમાં શ્રીરામકૃષ્ણની વિભૂતિને પધરાવવાની ક્રિયા થઇ રહ્યા પછી સ્વામીજી મંડળીને કહેવા લાગ્યા "ઇશ્વિરાવતાર શ્રીરામકૃષ્ણ તેમની હાજરીથી આ સ્થળને પવિત્ર કરે, તેને એક અપુર્વ પુણ્યક્ષેત્ર બનાવે, સર્વેના કલ્યાણને માટે આ સ્થાનને સર્વે ધર્મોની એકતા સ્થાપનારૂં કરી મૂકે, એમ તમે તમારા ખરા અંતઃકરણથી પ્રાર્થના કરો છો?" સર્વેએ હા કહી અને સર્વે બંને હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યા.

થોડા દિવસ પછી સ્વામીજીએ મઠના નિયમો અને હેતુઓ

ઘડયા; અને તેમના શિષ્યોએ અને ગુરૂભાઇઓએ આત્મનિયમને માટે કઇ કઇ ક્રિયાઓ કરવી, કઇ કઇ સાધનાઓ સાધવી, અને જીવનને કેવે માર્ગે વહેવરાવવું-ટુંકામાં કહીએ તો મઠમાં જીવન કેવે પ્રકારે ગાળવું-એ સર્વેને સમજાવ્યું. એ નિયમો અને હેતુઓમાં સ્વામીજીએ ભારતવર્ષની રાષ્ટ્રીય કેળવણીની રૂપરેખા આંકી બતાવી છે અને હિંદમાં પરોપકારનાં કાર્યો કેવી રીતે કરવાં તે પણ સમજાવ્યું છે. સ્વામીજી મઠની બહાર ફરતા ફરતા કહેવા લાગ્યાઃ-

"પેલી જગ્યામાં સાધુઓ રહેશે. આ મઠ ધાર્મિક ક્રિયાઓ અને વિદ્યાવૃદ્ધિનું કેન્દ્રસ્થાન બની રહેશે. એ મઠમાંથી નીકળતી આધ્યાત્મિક શકિત અખિલ વિશ્વમાં ફેલાશે. તે માનવજાતિની પ્રવૃત્તિઓ અને આદર્શોને જુદે માર્ગે વાળશે. અહીંઆંથી આદર્શો ફેલાવવામાં આવશે. તે જ્ઞાન, ભકિત અને કર્મનો સુયોગ સાધશે. વખત એવો આવશે કે જ્યારે આ મઠના સાધુઓનું જીવન મનુષ્યોના જડ આત્માઓમાં ચેતનની સ્ફુરણા કરશે. આ સઘળાં ભાવી દશ્યોને હું મારી આગળ જોઇ શકું છું.

"આ ભૂમિ ઉપર દક્ષિણે સરસ્વતી મંદિર બાંધવામાં આવશે. તેમાં વ્યાકરણ, તત્વજ્ઞાન, કળા, વિજ્ઞાન, સાહિત્ય, વકતૃત્વકળા, હિંદુ શાસ્ત્રો અને સ્મૃતિઓ તથા અંગ્રેજી ભાષા શિખવવામાં આવશે. પેલા સ્થળમાં યુવાન બ્રહ્મચારીઓ રહેશે અને શાસ્ત્રોનો અભ્યાસ કરશે. મઠમાંથી તેમને ભોજન વસ્ત્રાદિ મળશે. પાંચ વર્ષ પછી તે બ્રહ્મચારીઓને પોતાને ઘેર પાછા જવાની અને ગૃહસ્થાશ્રમી તરીકે જીવન ગાળવાની રજા આપવામાં આવશે. અથવા તેમની મરજી હશે તો તેઓ મઠના વડીલ સાધુઓની આજ્ઞા લઇને સંન્યાસ દિક્ષા ગ્રહણ કરશે. કોઇ પણ બ્રહ્મચારી નિયમ વિરૂદ્ધ વર્તનારો કે ખોટે માર્ગે ચાલનારો માલમ પડશે તો તેને કહાડી મૂકવામાં આવશે. અહીંઆં

છોકરાઓને ન્યાત જાતના ભેદ વગર શિખવવામાં આવશે અને જેમને તેવા ભેદનું પાલન કરવું હશે તેમણે પોતાને હાથે રસોઇ વગેરે કરવું પડશે. તેઓને અધ્યયન કરવાને માટે વર્ગમાં સૌની જોડે બેસવું પડશે. તેઓના ચારિત્ર ઉપર મઠના અધિકારીઓ પુરતી દેખરેખ રાખશે. જે મનુષ્યે મઠમાં અમુક વર્ષ સુધી કેળવણી લીધી નહિ હોય તેને સંન્યાસ આપવામાં આવશે નહિ."

એ વખતે શરદચંદ્ર જે સ્વામીજીના "શિષ્ય" તરીકે ઓળખાય છે તે ત્યાં હાજર હતા. તેમણે પૂછ્યું, "ત્યારે મહારાજ, તમે તો આપણા દેશમાં પ્રાચીન ગુરૂકુળને ફરીથી સ્થાપવા માગો છો?"

સ્વામીજી—હા, ખરેખર તેમજ. આધુનિક કેળવણીમાં બ્રહ્મવિદ્યાના વિકાસને માટે જરાએ સ્થાન નથી. પ્રાચીન બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થા ફરીથી ચાલુ થવીજ જોઇએ. પણ તેનો પાયો ઘણા ઉદાર અને વિશાળ વિચારો ઉપર રચાવો જોઇએ. તેમાં આધુનિક સમયને લગતા કેટલાક ફેરફારો પણ કરવા જોઇએ.

"આપણા મઠની પાસે આવેલી પેલી જમીનનો કકડો આપણે લેવો પડશે. ત્યાં **શ્રીરામકૃષ્ણ**ના સ્મરણાર્થે એક અન્નક્ષેત્ર ઉઘાડવામાં આવશે. ત્યાં ખરેખરા ગરિબોને અન્ન આપવામાં આવશે. ગરિબોને નારાયણનાં સ્વરૂપોજ ગણવાના છે. ફંડ પ્રમાણે તેના કાર્યની વ્યવસ્થા કરવામાં આવશે. ઉત્સાહી બ્રહ્મચારીઓને એ અન્નક્ષેત્ર ચલાવવાને કેળવવામાં આવશે. તેઓ તેના નિભાવને માટે ઘેરે ઘેર માગીને ફંડ એકઠું કરશે. તેને મઠ તરફથી દ્રવ્યની મદદ કરવામાં આવશે નહિ. બ્રહ્મચારીઓ એ પ્રમાણે પાંચ વર્ષ વ્યતીત કરશે ત્યાર પછી તેમને **સરસ્વતી મંદિર**માં દાખલ કરવામાં આવશે. આ પ્રમાણે દસ વર્ષ સુધી કેળવણી લીધા પછી તેઓ સન્યાસદિક્ષાના અધિકારી થશે અને તેમને મઠના અધિકારીઓ યોગ્ય રીતે સન્યાસ આપશે."

અનારોગ્યને લીધે ઔષધોપચાર માટે સ્વામીજીનું હવે ઘણે ભાગે કલકત્તામાંજ રહેવું થતું હતું. તબીયત નાદુરસ્ત છતાં પણ અનેક જાતની પ્રવૃત્તિઓમાંજ તેમનો આખો દિવસ જતો હતો. એ પ્રવૃત્તિઓ વિષે એક શિષ્ય નીચે પ્રમાણે લખે છે:—

" જ્યાં સુધી સ્વામીજી કલકત્તામાં રહ્યા ત્યાં સુધી સભાઓ દરરોજ ભરવામાં આવતી. સવારથી તે રાતના આઠ નવ વાગતા સુધી આખો દિવસ મનુષ્યોનાં ટોળે ટોળાં તેમને મળવાને આવતાં અને તેથી તેમનું ભોજન ઘણુંજ અનિયમિત થઇ જતું. તેમના ગુરૂભાઇઓ અને મિત્રોએ સ્વામીજીને સલાહ આપી કે અમુક સમય શિવાય તેમણે કોઇને મળવું જોઇએ નહિ. સ્વામીજીએ જવાબ આપ્યો કે " તેઓ પોતાને ઘેરથી ચાલીને મને મળવા સારૂજ આટલે દૂર સુધી આવવાનો શ્રમ ઉઠાવે અને હું શું મારી તબીયતની બ્હીકનો માર્યો અહીંઆં બેઠે બેઠે પણ તેમની સાથે વાત ન કરૂં ? "

સ્વામીજીનું પાશ્ચાત્ય શિષ્યોને કેળવવાનું કામ પણ હજુ જારીજ હતું. કલકત્તેથી સ્વામીજી પાશ્ચાત્ય શિષ્યોના મુકામપર વારંવાર જતા અને તેમને અનેક પ્રકારનો બોધ આપતા. રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી અનેક વાતો તેમને સમજાવતા. જનમેજયે કરેલો યજ્ઞ, સાવિત્રી, નળ–દમયંતિ, રામ અને સીતા, ધ્રુવ, પ્રલ્હાદ, ભરત, વિક્રમાદિત્ય વગેરેનાં વૃત્તાંતો તે એમને સંભળાવતા અને શ્રીકૃષ્ણ તથા બુદ્ધનાં અનુપમ ચારિત્રો એમના મગજમાં ઠસાવતા. સ્વામીજી બ્હેન નિવેદિતાના ખાસ ઉચ્ચ અધિકારને લીધે તેમને પોતાની પુત્રીજ ગણતા અને તેમની આધ્યાત્મિક ઉન્નતિ સાધવાને અનેક પ્રયાસ કરતા. ભારતવર્ષની સ્ત્રીઓની કેળવણી તેમના હાથમાં સોંપવી એવા વિચારથી એક કન્યાશાળા તેમની દેખરેખ નીચે ચાલુ કરવામાં આવી હતી.

સ્વામીજીની સલાહથી નિવેદિતા શ્રીરામકૃષ્ણનાં પત્ની શારદા-

વીની સાથે રહેતાં અને પોતાનું જીવન સખત તપાચરણમાં ગાળતાં. માત્ર ફળાહારજ તે કરતાં અને વખતે દુધ પીતાં. કશું પાથર્યા વગરજ પાટ ઉપર તે સુઇ રહેતાં. સ્વામીજી જાતે કોઇ કોઇવાર નિવેદિતાને માટે રસોઇ કરતા અને પોતાની દુહિતાને સાથે બેસાડીને જમાડતા. વળી કોઇવાર નિવેદિતા પાસેજ રસોઇ કરાવીને તેમની સાથે પોતે જમતા. સ્વામીજીના આગ્રહ વગર નિવેદિતા કદી અન્ન ખાતાં નહિ અને એકલો ફળાહારજ કરીને રહેતાં.

એકવાર સ્વામીજી કલકત્તામાં આવેલા પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસ માટે બનાવેલા બાગમાં ગયા હતા. રાય બહાદુર રામબ્રહ્મ સન્યાલ તે બાગના સુપરિન્ટેન્ડેન્ટ હતા. તેઓ પ્રાણીવિજ્ઞાન અને વનસ્પતિવિજ્ઞાનમાં નિષ્ણાત હોવાથી તેમની સાથે સ્વામીજીને પુષ્કળ વાતચીત થઇ. રામબ્રહ્મ બાબુ ડાર્વીનના સિદ્ધાંતને માનનારા હતા. સ્વામીજી પણ તે સિદ્ધાંતને કેટલેક અંશે માનતા, પણ તેના કરતાં પતંજલીના સિદ્ધાંતને વધારે શ્રેષ્ટ ગણતા. વાતચીતમાં સ્વામીજીએ ડાર્વીનના સિદ્ધાંતની વિરૂદ્ધમાં જણાવ્યું કે પતંજલીનો સિદ્ધાંતજ પ્રગતિના કારણોનું પુરેપુરૂં નિરાકરણ આપી શકે છે. "પૂર્ણત્વને પ્રાપ્ત કરવું" એનેજ પતંજલી પ્રગતિનો ઉદ્દેશ અને છેડો કહે છે. પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ માને છે તેમ પતંજલી "જીવન કલહ," "યોગ્ય જીવન," "સ્વાભાવિક પસંદગી" વગેરે સ્થિતિઓનેજ પ્રગતિનો આદર્શ અથવા સાધન ગણતા નથી. નીચલા વર્ગનાં પ્રાણીઓની બાબતમાં એ વિચારો ખરા હશે, પણ મનુષ્યોની બાબતમાં તો તે માનવ સ્વભાવને અધમજ બનાવનારા અને તેના વિકાસને અટકાવનારાજ છે. પ્રાચીન રૂષિઓ કહે છે કે પૂર્ણતાને પ્રાપ્ત કરવી એજ મનુષ્યનો સ્વભાવ છે, કેમકે પૂર્ણતા એજ તેનું ખરૂં સ્વરૂપ છે. કેટલાંક બાહ્ય આવરણો અને વિક્ષેપોને લીધે મનુષ્ય તે પૂર્ણતાને અનુભવી શકતો નથી, પરંતુ તે આવરણો અને વિક્ષેપોને દૂર કરી

દેવામાં આવે તો મનુષ્ય તેના મૂળ આત્મસ્વરૂપમાં–પૂર્ણતામાં–પ્રકાશી રહે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે શિક્ષણ, સ્વનિયમન, ધ્યાન, એકાગ્રતા, વૈરાગ્ય અને સ્વાર્થત્યાગની ખાસ જરૂર છે. "જીવન કલહ" મનુષ્યના પૂર્ણ સ્વરૂપના વિકાસને માટે આવશ્યક નથી અને તેથીજ આપણા ઋષિ મુનિઓ જીવન કલહથી અલગ રહી છેવટે પ્રકૃતિથી પણ પર થઇ શકતા હતા. સાધક અવસ્થામાં તેઓ પાશવ વૃત્તિઓને જીતીને તેમને દાબી દેવાનો પ્રયાસ કરતા અને હમેશાં દૈવી પ્રકૃતિજ ધારણ કરવાનો યત્ન કરતા.

એ સાંભળીને રામબ્રહ્મ બાબુ ઘણાજ પ્રસન્ન થયા અને બોલ્યા "સ્વામીજી, આ સિદ્ધાંત તો ઘણોજ અલૌકિક છે. ખરેખર જગતને આપના જેવા પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બંને વિદ્યાઓમાં પ્રવીણ થયેલા નિષ્કામ મહાત્માઓનીજ જરૂર છે. હાલના આપણા શિક્ષિત વર્ગના એક માર્ગી વિચારોનું ખોટાપણું દર્શાવી તેમની ભુલો સુધારે અને તેમના મગજમાંથી ખોટા ખ્યાલોને કહાડી નાખે એવા અનેક મનુષ્યોની અત્યારે ભારતવર્ષને જરૂર છે."

તેજ દિવસે સાંજે બળરામ બાબુના મકાનમાં સ્વામીજીએ સર્વેના આગ્રહથી માનવજાતિનો વિકાસ કેવી રીતે થાય છે તે શિષ્યો અને મિત્રોને સમજાવ્યું. તેમણે કહ્યું કે ડાર્વિનનો સિદ્ધાંત તો પ્રાણીઓ અને વનસ્પતિઓનેજ લાગુ પડે તેવો છે. તે સિદ્ધાંત માનવજાતિને લાગુ પડી શકતો નથી; કારણકે મનુષ્યોમાં બુદ્ધિ અને જ્ઞાનનો ઘણો વિકાસ થયેલો હોય છે. આપણા સંતપુરૂષો અને આદર્શ પુરૂષોમાં જીવન માટેનો કલહ જણાતો નથી; બીજાઓનો નાશ કરીને યા તેમને કાંઇપણ નુકશાન કે અન્યાય કરીને સ્વાર્થ સાધવાની કે મોટા બની બેસવાની વૃત્તિ તેમનામાં જરા પણ હોતી નથી. ઉલટો તેમનામાં તો સ્વાર્થત્યાગ અને દાનવૃત્તિ–સેવાવૃત્તિજ જોવામાં આવે છે. એક મનુષ્ય

જેમ જેમ વધારે સ્વાર્થત્યાગ કરે છે તેમ તેમ તે વધારેને વધારે ઉન્નત દશાએ પહોંચતો જાય છે. ખરો વિચારવંત પુરૂષ બહારની વસ્તુસ્થિતિઓ સાથે નહિ, પણ પોતાની આંતરવૃત્તિઓ સાથેજ કલહ યા યુદ્ધ કર્યા કરે છે. કેમકે જેણે મન જીત્યું છે તેણે આખા જગતને જીત્યું છે.

અહીંઆં એક શિષ્યે સ્વામીજીને પ્રશ્ન કર્યો, "ત્યારે તમે શા માટે અમારી શારીરિક ઉન્નતિ કરવાની એટલી બધી અગત્ય બતાવો છો?" તરતજ સ્વામીજી સિંહની માફક ગર્જના કરીને બોલ્યા, "શું તમે હિંદુઓ મનુષ્યો છો? તમે પશુઓ કરતાં સારા છો? ખાવા-પીવામાં, સુવામાં અને પ્રજોત્પત્તિ કરવામાં, એક બીજાનો દ્વેષ કરવામાં, અનિતીઓને નીતિ ગણવામાં, ધનવાનો અને બળવાનોની ખુશામત અને ગુલામી કરવામાં અને દુઃખ તથા પ્રતિકૂળતા આવતાં "આપણા નશીબમાં એ લખ્યું હશે તે કોણ ટાળનાર છે?" એવું માની ચૂપ રહેવામાંજ સંતોષ માનનારા છો. ગમે તેવી અનીતિનો પૈસો કે સત્તા હોય તેનાથી પણ તમે સદા ભયભીતજ રહ્યા કરે છો. તમારામાં જે થોડી ઘણી બુદ્ધિ રહી ગઇ છે તે જો ન રહી હોત તો તમે જરૂર બેપગાં જનાવરોજ બની રહ્યા હોત. તમારામાં સ્વમાનની લાગણી તો હવે જરાએ રહી નથી. તમે પરસ્પર અદેખાઇ કરો છો અને પરદેશીઓના ધિક્કારનું પાત્ર બની રહ્યા છો. તમારી નકામી બડાશોને વેગળી મૂકો. તમારી અતિ ઉચ્ચ ધાર્મિક કલ્પનાઓને આઘી ખસેડી નાખીને તમારી નબળાઇથી (નામર્દ સ્ત્રીની કુલિન પત્નિની પેઠે) તેને લજાઇ મરતી બચાવો. તમારા વ્યાવહારિક જીવનનાં કર્તવ્યોનોજ વિચાર કરો. પાશવ વૃત્તિઓનું જે સામ્રાજ્ય તમારા ઉપર ચાલી રહેલું છે તેથીજ હું તમને પ્રથમ જીવનકલહમાં ફતેહ મેળ-વવાનું કહું છું. પ્રથમ તમારા શરીરને બળવાન બનાવવાની સલાહ

આપું છું તેનું કારણ એજ છે કે તેથી કરીને તમે તમારા મન ઉપર કાબુ મેળવવાને માટે શક્તિમાન થશો. હું વારંવાર કહું છું કે **નિર્બળ મનુષ્યો આત્માનો સાક્ષાત્કાર કદીએ કરી શકવાના નથી.** એકવાર મનુષ્ય પોતાના મનને વશ કરીને પોતેજ પોતાનો નેતા બની રહે તે પછીજ તેને તેનું શરીર બળવાન હોય કે નબળું હોય તેની બહુ દરકાર રાખવી પડતી નથી."

સ્વામીજી હવે કલકત્તેથી બેલુરમઠમાં આવ્યા. બેલુરમઠ હવે અપૂર્વ આનંદ અને ભજન, ધ્યાન વગેરેનું સ્થાન બની રહ્યો હતો. પોતાના શિષ્ય શરદચંદ્રને સ્વામીજી વારંવાર કહેતા કે "અહીંઆં વારંવાર આવજે. ધાર્મિક ચર્ચાઓ અને સાધનોથી આ સ્થાન કેવું પવિત્ર બની રહેલું છે? અહીંઆં તને પવિત્ર મનુષ્યોનો સમાગમ કરવાનું મળશે. પવિત્ર ભાગીરથીમાંથી અહીંઆં આવતી શીતળ પવનની લહેરો કેવી આનંદ અને આરોગ્યદાયક છે! અહિંના જેવું બીજું સ્થળ તને આખા કલકત્તામાં કોઇપણ જગ્યાએ મળશે?"

તે દિવસોમાં સ્વામીજીએ "ઉદ્બોધન" નામનું બંગાળી માસિક શરૂ કર્યું. તેમના ગુરૂભાઈઓ અને શિષ્યોએ તેમાં બંગાળીમાં લેખો લખવાનું માથે લીધું. એક ગુરૂભાઇને—સ્વામી ત્રિગુણાતીતને—એ માસિકની વ્યવસ્થાનું કામ સોંપવામાં આવ્યું. સ્વામીજી જાતે પણ ઘણા ઉત્તમ લેખો લખવા લાગ્યા. એ માસિકમાં હિંદુ પ્રજાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સુધારણા વિષેનાજ લેખો લખવાના હતા. સ્વામીજીનો દૃઢ આગ્રહ હતો કે **કોઇ પણ ધર્મ કે પંથની વિરૂદ્ધ ચર્ચા કે લેખ તેમાં લખાવો ન જોઇએ.** સાહિત્ય, તત્વજ્ઞાન, કવિતા અને કલાઓ ઉપર ચર્ચા કર્યા કરવા કરતાં તેનો લોકોની ઉન્નતિ કરવામાં સદુપયોગ કરવો માંડવો એવો સ્વામીજીનો વિચાર હતો. કોઇ પણ ધર્મને નિંદવો નહિ, કોઇને પણ

તેની શ્રદ્ધામાંથી ડગાવવો નહિ અને વેદ અને વેદાન્તના ઉત્તમ સિદ્ધાંતોને સ્પષ્ટ રીતે, સાદામાં સાદી ભાષામાં અને સરલ વિચાર શૈલીમાં પ્રગટ કરવા એજ તેનો હેતુ હતો. સર્વત્ર ભ્રાતૃભાવ, સંપ અને શાંતિનેજ ફેલાવનારૂં આ માસિક બનવું જોઇએ એવો સ્વામીજીનો આગ્રહ હતો.

સ્વામીજીની તબીયત નાદુરસ્ત હોવાથી હવાફેર કરવા જવાનો તેમણે વિચાર કર્યો. પ્રથમ વૈદ્યનાથ જવું અને પછીથી ઉનાળામાં યુરોપ તથા અમેરિકાના પ્રવાસે નીકળવું એવો તેમનો નિશ્ચય થયો. વૈદ્યનાથ ગયા પછી સ્વામીજી ત્યાં ઘણોખરો વખત એકાન્તવાસમાંજ ગાળતા. હજી પણ તે પુસ્તકોનું અધ્યયન કર્યાં કરતા. તે કસરત કરતા અને ઘણો વખત ખુલ્લી હવામાં હરવા ફરવામાં ગાળતા. તેમને દમનો વ્યાધિ લાગુ પડ્યો હતો અને તે કોઇ કોઇવાર તો જીવ નીકળી જાય એવી સખત પીડા કરતો હતો. વૈદ્યનાથમાં સ્વામીજી બાબુ પ્રિયાનાથ મુકરજીના અતિથિ થઇને રહ્યા હતા. એક વખત સાંજે સ્વામીજી અને સ્વામી નિરંજનાનંદ બહાર ફરવાને માટે ગયા હતા તે વખતે તેમણે રસ્તા ઉપર એક મનુષ્યને પડેલો જોયો. તે મનુષ્ય તદ્દન નિરાધાર હતો અને ટાઢથી ધ્રુજતો હતો. તેને સખત ઝાડો થતો હતો અને તેની પાસે જે એકજ ફાટલું ચીંથરા જેવું લુગડું હતું તે પણ ઝાડાથી બગડેલું હતું. તે માણસનું દુઃખ જોઇને સ્વામીજીનું દયાળુ હૃદય ભરાઇ આવ્યું. તેને શી રીતે મદદ કરવી એનો વિચાર સ્વામીજી કરવા લાગ્યા. તે પણ કોઇના અતિથિજ હતા, તેથી જેને ઘેર ઉતર્યા હોય તેને પૂછ્યા વગર એવા દર્દીને તેને ઘેર કેમ લઇ જવાય? સ્વામીજી વિચારમાં પડ્યા. શું કરવું તે એમને સૂઝે નહિ, તેમજ તે માણસને એમને એમ મૂકીને તેમનાથી એક ડગલું આગળ ભરાય નહિ. આખરે તે દર્દીને પોતાને મુકામેજ લઇ જવાનો તેમણે નિશ્ચય કર્યો. બંને મળીને પેલા દર્દીને પોતાને મુકામે લઇ

ગયા. ત્યાં તેને એક ઓરડીમાં લઇ જઇને સ્વામીજીએ તેનું તમામ શરીર ધોઈ નાખ્યું અને પછી તેને એક સ્વચ્છ કપડું પહેરાવડાવીને દેવતાથી ખૂબ શેક કરવા માંડયો. ઘણુ વખત સુધી સ્વામીજીના ગુરૂભાઇઓએ તે દર્દીની માવજત કરી અને તે સાજો થયો. બાબુ પણ આ બનાવથી ઘણાજ રાજી થયા હતા.

વૈદ્યનાથમાં રહીને પણ સ્વામીજી પોતાના શિષ્યોને પત્રો લખી અનેક પ્રકારનો બોધ આપી રહ્યા હતા. તેમનાં એક બંગાળી શિષ્યા ઉપર લખેલો એક પત્ર ખાસ જાણવા જેવો હોવાથી તેમાંનો કેટલોક ભાગ નીચે આપ્યો છે.

"તમારા પત્રમાં તમે કેટલાક અગત્યના પ્રશ્નો પૂછેલા છે.......રૂષિ, મુનિ અથવા ઇશ્વર–કોઇપણ, સમાજને અમુક રીત-રિવાજો કે નિયમોના બંધનમાં લાવી મૂકવાને શક્તિમાન નથી. જેમ જેમ સમય બદલાતો જાય છે અને જેમ જેમ નવી નવી જરૂરીઆતો ઉભી થતી જાય છે તેમ તેમ સમાજ સ્વરક્ષણને માટે આપો આપજ જુદા જુદા રિવાજોને ગ્રહણ કરતી જાય છે. રૂષિઓએ તો માત્ર તેવા રિવાજોને નોંધી રાખેલા છે. કેટલીકવાર એક મનુષ્ય જેમ સ્વરક્ષણને માટે તત્કાળમાં ફાયદાકારક પણ લાંબે સમયે નુકસાન કરે એવા રિવાજોને પણ સ્વીકારી લે છે, તેમ કેટલીકવાર આખી સમાજ પણ તાત્કાલિક લાભને માટે અમુક રિવાજોને ગ્રહણ કરી લે છે." દાખલા તરીકે આપણા દેશમાં વિધવાવિવાહનો પ્રતિબંધ છે તે લ્યો. એમ નહિ ધારતાં કે આપણા રૂષિ મુનિઓએ કે બીજા દુષ્ટ મનુષ્યોએ એવો પ્રતિબંધક કાયદો ઘડેલો છે. પણ જ્યારે સમાજને તેવા કાયદાની જરૂર પડી હશે ત્યારેજ તેવો કાયદો અમલમાં આવ્યો હશે. વિધવાવિવાહ સંબંધી બે બાબતો લક્ષ્યમાં લેવા જેવી છે. એક તો એકે હલકી કોમોમાંજ વિધવાઓ પુનર્લગ્ન કરે છે અને તે કોમોમાં

સ્ત્રીઓ કરતાં પુરૂષોની સંખ્યા વધારે હોય છે તેથી એ પ્રમાણે કરવામાં આવે તોજ સઘળા પુરૂષોને સ્ત્રીઓ મળી શકે છે. બીજી બાબત એ છે કે ઉંચ વર્ગોમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે અને તેથી દરેક કુંવારી કન્યાને પણ એકેક વર મળવો મુશ્કેલ હોય; એટલે પછી વિધવાઓને માટે બીજી વારનો વર તો કાઢવોજ ક્યાંથી? આથી ઉંચ વર્ગોમાં કુંવારી કન્યાઓ અવિવાહિત ન રહી જાય તેટલા માટે વિધવાવિવાહનો પ્રતિબંધ સ્વાભાવિક રીતેજ ઠીક થઇ પડે છે. ઉપલું ધોરણ નહિ જળવાયાથીજ આપણે જોઇએ છીએ કે પશ્ચિમમાં કુંવારી કન્યાઓને માટે પતિ મેળવવાનું કાર્ય દિવસે દિવસે ઘણુંજ અઘરૂં થતું જાય છે.”

“હિંદુઓમાં ચાલતા વર્ણાશ્રમ અને બીજા એવા સામાજીક રિવાજોનું પણ ઉપર પ્રમાણેજ સમજવું. તેટલા માટે જો કોઇપણ સામાજીક રિવાજને બદલવાની જરૂર લાગતી હોય તો તેની ઉત્પત્તિનું મૂળ પ્રથમ શોધી કહાડવું જોઇએ; અને તે મૂળને બદલી નાંખવાથી રિવાજ પણ એની મેળેજ નષ્ટ થઇ જશે. આ પ્રમાણે ન કરતાં માત્ર તે રિવાજનો ધિક્કાર કર્યા કરવાથી તો કશુંજ વળનાર નથી.” “હવે સ્વતંત્રતા એટલે શું? સમાજનાં સઘળાં મનુષ્યોને દ્રવ્ય, કેળવણી અને જ્ઞાન સંપાદન કરવાને માટે એક સરખી તક અને છુટ મળે એનુંજ નામ સ્વતંત્રતા આપી કહેવાય. પરંતુ કેટલાક એમ કહે છે કે જો અભણ અને ગરિબને પણ પુરેપુરૂં સ્વાતંત્ર્ય આપવામાં આવે, તેમનાં શરીર અને દ્રવ્ય સંબંધી તેમને સઘળી છુટ આપવામાં આવે અને તેમનાં છોકરાંને ધનવાનોનાં છોકરાંની માફક કેળવણી લેવાની અને પોતાની સ્થિતિ સુધારવાની તક આપવામાં આવે, તો તેઓ ફાટી જાય. ઈંગ્લાંડમાં પણ લોકો કહે છે કે જો નીચલા વર્ગોને પણ સરખા પ્રમાણમાંજ કેળવવામાં આવે તો પછી અમારી ચાકરી કોણ કરે? આનો અર્થ

શું? મુઠીભર ધનવાન લોકોના મોજશોખને માટે હજારો અને લાખો સ્ત્રીપુરૂષોને અજ્ઞાનમાં અને દારિદ્રયમાં રાખવાં, કારણકે જો તેમને ધન અને કેળવણી મળે તો સમાજ ઉંધી વળી જાય!! પરંતુ સમાજ કોની બનેલી છે? કેટલાક ઉચ્ચ વર્ગના મનુષ્યોની કે લાખો સ્ત્રીપુરૂષોના સમૂહની? ધારો કે ઉપલી વાત ખરી હોય, તોપણ આપણેજ બીજાઓના નેતા છીએ એવો દાવો કરવાનો આપણને શો અધિકાર છે? શું આપણે સર્વજ્ઞ છીએ?"

"'उद्धरेदात्मनात्मानम्' આત્માવડે આત્માનો ઉદ્ધાર કરો. દરેક મનુષ્યને તેની મુક્તિને માટે પ્રયાસ કરવા દો. એનું નામજ સર્વ પ્રકારનું સ્વાતંત્ર્ય છે. મુક્તિને માર્ગે પ્રયાણ કરવું એજ મોટામાં મોટો લાભ છે. મુક્તિ તરફ પોતે જાતે પ્રયાણ કરવું–શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક મુક્તિને પ્રાપ્ત કરવી–અને બીજાઓને તેમ કરવામાં મદદ કરવી એજ મનુષ્યનો મોટામાં મોટો કલ્યાણનો માર્ગ છે. જે સામાજીક નિયમો મનુષ્યના એવા વિકાસની આડે આવે છે તે અવશ્ય અહિતકર છે અને તેના નિયમોનો નાશ કરવાને જલદીથી પગલાં લેવાં જોઇએ. જે સંસ્થાઓ મનુષ્યની મુક્તિનો માર્ગ ખુલ્લો કરી આપે છે તે સંસ્થાઓનેજ ઉત્તેજન આપવું જોઇએ."

સ્વામીજી ફરીથી અમેરિકા ગયા તે પહેલાં થોડો વખત તે કલકત્તામાં રહ્યા હતા. ત્યારે તેમના ઉપર અનેક પત્રો આવતા હતા તે પૈકી મુંબાઇના પ્રખ્યાત વ્યાપારી અને ધનાઢય પુરૂષ સર જમસેદજી નસરવાનજી ટાટાનો વિશેષ જાણવા જેવો હોવાથી તે નીચે આપ્યો છે.

"વ્હાલા સ્વામી વિવેકાનંદ,

"હું ધારૂં છું કે તમને યાદ હશે કે જાપાનથી ચિકાગો જતાં આપણે સાથેજ મુસાફરી કરી રહ્યા હતા. હિંદમાં ત્યાગી થઇ જવાની વૃત્તિ ઘણું ખરૂં જોવામાં આવે છે; એ વિષય ઉપર તમે જે વિચારો

દર્શાવ્યા હતા તે હજી પણ મને ઘણાજ યાદ આવે છે. એ ત્યાગવૃત્તિનો નાશ ન કરવો પણ તેને એવે રસ્તે લઇ જવી કે તે લોકોને ઉપયોગી થઇ રહે; અને એમ કરવું એ આપણી ફરજ છે એવું તમે કહેતા હતા તે પણ મને બરાબર સાંભરે છે."

"હિંદમાં વિજ્ઞાનની શોધો કરવાને માટે એક સંસ્થા સ્થાપવાનો મારો જે વિચાર છે તે વિષે તમે સાંભળ્યું હશે અથવા વર્તમાનપત્રોમાં વાંચ્યું હશે. એ સંસ્થાની યોજનાનો વિચાર કરતાં મને તમારા વિચારો ઘણા યાદ આવે છે. મને લાગે છે કે એ ત્યાગવૃત્તિનો સૌથી સારામાં સારો ઉપયોગ નીચે પ્રમાણે થઇ શકશેઃ—ત્યાગવૃત્તિવાળા મનુષ્યોને માટે મઠો અથવા છાત્રાલયો બાંધવાં જોઇએ. ત્યાં તેઓ રહે, સામાન્ય સભ્ય જીવન ગાળે અને પોતાનો સઘળો સમય વિજ્ઞાનશાસ્ત્ર તથા ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરે બીજી વિદ્યાઓના ઉંચા અભ્યાસ અને શોધમાં વ્યતીત કરે. મારો મત એવો છે કે જો કોઇ કાર્યદક્ષ પુરૂષ એ કામને પોતાને માથે ઉપાડી લે અને દેશની ત્યાગવૃત્તિને સારે માર્ગે દોરે તો તેથી ત્યાગવૃત્તિ અને વિજ્ઞાનશાસ્ત્ર ઉભયને અનેક રીતે ઉત્તેજન મળે અને આપણી માતૃભમિની કીર્તિ વધે. એ કામને ઉપાડી લેવાને સ્વામી વિવેકાનંદ જેવો કુશળ મનુષ્ય બીજો કોણ છે? હું તો કોઇ બીજો જોતોજ નથી. એ બાબતમાં આપણી પ્રાચીન દંતકથાઓને સજીવન કરવાનું કાર્ય તમે કરશો? આરંભમાં એક જુસ્સાદાર માસિક પ્રગટ કરીને લોકોને એ બાબતમાં જાગૃત કરશો તો ઠીક થશે. હું ઘણીજ ખુશીથી એ માસિક પ્રસિદ્ધ કરવાનું ખર્ચ આપીશ.

તા. ૨૩ નવેમ્બર ૧૮૯૮. હું છું તમારો,<br>
એસ્પ્લેનેડ હાઉસ, મુંબાઇ. જમસેદજી ન. ટાટા.



## પ્રકરણ ૫૫ મું—મઠમાં સંન્યાસીઓની કેળવણી.



સ્વામી વિવેકાનંદ હિંદના પ્રાચીન તત્વજ્ઞાનની અને આચાર વિચારની મહતા જેમ પુરેપુરી સમજતા હતા તેમ પશ્ચિમના સામાજીક સેવાના સિદ્ધાંતોને પણ તે પુરેપુરૂં મહત્વ આપતા હતા. એથી કરીને આપણે જોઇશું કે મઠના સંન્યાસીઓને કેળવવામાં તેમણે હિંદના પ્રાચીન શિક્ષણની સાથે પશ્ચિમના સિદ્ધાંતોમાંથી પણ તેમને જે કંઇ શ્રેષ્ઠ અને આધુનિક સમયને ઉપકારક થાય તે સઘળું ભેળવેલું છે. હિંદુ શાસ્ત્રોમાં કહેલાં ઇશ્વિર પ્રાપ્તિનાં સાધનો—યમ, નિયમ, આસન, ધ્યાનાદિમાં—તેમણે પશ્ચિમનું સામાજીક સેવાનું એક ખાસ મહત્વનું તત્વ ઉમેર્યું છે. ઇશ્વર ભક્તિમાં સઘળો સમય વ્યતિત કરનારાઓને તેમણે કર્તવ્ય પરાયણતા, સ્વદેશપ્રીતિ અને લોકસંગ્રહનું ભાન પણ કરાવ્યું છે. પ્રભુ માત્ર મંદિરોમાંજ નથી, પણ તે સર્વત્ર રહેલો છે. મંદિરોમાં મૂર્તિને પૂજવાથી પ્રભુ ખુશી થાય છે. તેના કરતાં તે લૂલાં, લંગડાં, પાંગળાં, અપંગ, નિરાધાર, ગરિબ વગેરેની સેવા કરવાથી વધારે રાજી થાય છે એમ તેમણે સમજાવ્યું છે. આધુનિક સમયમાં સાધુઓ દુઃખીઓનાં દુઃખ પ્રત્યે અને દેશની દુર્દશા પ્રત્યે ખાસ લાગણી ધરાવતા હોય એવું ભાગ્યેજ જોવામાં આવે છે. સ્વામી વિવેકાનંદે પોતાના ઉપદેશ અને ચારિત્ર વડે તેમને એ વિષયનો પાઠ ઉત્તમ પ્રકારે શિખવ્યો છે. ઉંચા પ્રકારની સ્વદેશપ્રીતિનો રસ તેમણે સૌના હૃદયમાં રેડેલો છે. વળી આધુનિક સમયમાં સાધુઓ જ્યાં ત્યાં મોક્ષનીજ વાતો કરી રહેલા છે, પરંતુ તેનો પોત પોતાની પ્રકૃતિને બંધ બેસતો થઇ પડે તેવો યથાર્થ ક્રમ કે જેને ભગવદ્દગીતાએ "સ્વધર્મ" નું નામ આપેલું છે તેના અજ્ઞાનને લીધે ઘણાજ સાધુઓ બળતી બાબતોમાંજ ગોથાં ખાઇ રહેલા જણાય છે, તો કેટલાક

કંટાળીને નિરાશાના ઉદ્‌ગાર કહાડતા જણાય છે. કેટલાક આત્માનુભવની વાત નહિ સમજીને માત્ર મોઢાના અહં બ્રહ્માસ્મિનો જપ પકડી બેઠેલા છે તો કેટલાક ધર્મને બદલે કનક કામિનીના મોહમાં પડી ગયેલા છે. રામકૃષ્ણ મિશનના સાધુઓ પણ તેવા ન થઇ પડે તેટલા માટે સ્વામી વિવેકાનંદે તેમના મઠના સંન્યાસીઓના મગજમાં દૃઢપણે ઠસાવ્યું છે કે आत्मानो मोक्षार्थं जगद्धिताय च ॥ અર્થાત્ સાધુ સન્યાસીઓનું જીવન પોતાનો મોક્ષ સાધવાને અને જગતનું હિત કરવાને માટેજ છે. લોકસેવા એ પણ પ્રભુ સેવાજ હોઇને વર્તમાન સમયમાં ઘણાખરા જીજ્ઞાસુઓ અને ભકતોને માટે મોક્ષ પ્રાપ્તિનો તેમની પ્રકૃતિને બંધ બેસતો એજ માર્ગ છે એમ સર્વેને તેમણે સારી પેઠે સમજાવી આપ્યું છે. પોતાના દૃષ્ટાંત અને ચારિત્રથી સ્વામીજીએ વર્તમાન સમયના સાચા સંન્યાસીની આબાદ રૂપરેખા આંકી બતાવી છે. જો કોઇપણ બાબતથી સ્વામી વિવેકાનંદ અન્ય સંન્યાસીઓથી જુદા પડતા હોય તો તે તેમનું અપૂર્વ જીવનજ હતું. એ જીવન સદા ઉદ્યોગી હતું. પવિત્રતા, દૃઢ વૈરાગ્ય અને પરહિતની લાગણીથી તે ભરપુર હતું. આળસનો લેશ પણ અંશ તેમાં દેખાતો નહિ. સ્વામીજી તેમના શિષ્યોને જે કાંઇ બોધ આપતા તેના કરતાં પણ પોતાના ચારિત્ર્યથી તેમનું ચારિત્ર્ય વધારે ઘડતા. તેમનું ચારિત્ર્ય તેમના શિષ્યોને મન અનેક પ્રકારના બોધોનો સાક્ષાત્ ભંડાર થઇ રહ્યું હતું. મુખથી બહુ નહિ પણ ચારિત્ર્યથીજ કેળવણી આપવી એ હિંદના પ્રાચીન રૂષિઓનો જે મહત્વનો સિદ્ધાંત હતો તે સ્વામીજીએ સારી રીતે અમલમાં લાવી બતાવ્યો હતો.

ચારિત્ર્યથીજ ચારિત્ર્યને ઘડવું એ પદ્ધતિ કેળવણીમાં કેટલી બધી અગત્યની છે? હિંદની કેળવણીમાં એ પધ્ધતિની કેટલી બધી જરૂર છે? ગુજરાતમાં અને બીજા પ્રાંતોમાં આપણા અનેક જાણીતા માણસો

સારી પેઠે વિદ્વતા ધરાવવા સાથે ઘરમાં પણ એ પૈસે સુખી હોવા છતાં પોતાના જ્ઞાન અને ચારિત્ર્યને વહેંચવાને બદલે વેચવાનુંજ કામ કરતા જોઇએ છીએ, ત્યારેજ સ્વામી વિવેકાનંદ, રામતીર્થ અને દયાનંદ જેવા મહાત્માઓની મહત્તાનો આપણને કેટલોક ખ્યાલ આવી શકે છે. સ્વામીજી કોઇવાર પોતાના શિષ્યો પાસે રસોઇ કરાવતા. કોઇવાર પોતે જાતેજ રસોઇ બનાવીને તેમને જમાડતા. તેઓ નિયમિત અને સ્વાશ્રયી બને તેવાં કાર્યો તેમની પાસે તે કરાવતા. નાનામાં નાના કાર્યમાં પણ પુરતી કાળજીથી–ચિત્તને એકાગ્ર કરીનેજ કામ–કરવાની ટેવ તેમને પાડતા. કેટલાકને ઉપદેશકો બનાવવાને માટે વક્તૃત્વશક્તિ પ્રાપ્ત કરવાનું તે શિખવતા અને તેમની પાસે વ્યાખ્યાનો અપાવતા. સ્વામીજી તેમની કેળવણીમાં ઘણા સખત થતા. નિયમોનું યથાર્થ પાલન તે શિષ્યો પાસે કરાવતા અને તેમાં લેશ માત્ર પણ શિથિલતાને તે સહન કરતા ન હોતા. સ્વામીજીમાં મોટામાં મોટો ગુણ એ હતો કે તે કોઇપણ મનુષ્યથી કે બાબતથી ડરતા ન હોતા. નિરાશાને તો તે સમજતાજ ન હોતા. **શારીરિક, સામર્થ્ય, માનસિક સામર્થ્ય અને આધ્યાત્મિક સામર્થ્ય એજ તેમનું જીવન સુત્ર હતું.** એ સામર્થ્ય પોતાના શિષ્યોમાં લાવવાને અને તેમને નિડર બનાવવાને સ્વામીજી ઘણીજ કાળજીથી પ્રયત્ન કરતા. તેમની પાસે અનેક કાર્યો કરાવી તેમનો ડર તે ટાળતા. ગમે તેવું કઠણ કાર્ય હોય તેને કરવાની અને ગમે તેવું સંકટ હોય તેની સામે થવાની હિંમત તેમનામાં તે ઉત્પન્ન કરવા મથતા. સ્વામીજી દૃઢપણે માનતા કે મનુષ્યના આત્મામાં અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે. તે શક્તિઓને શી રીતે પ્રગટાવવી એજ માત્ર સવાલ છે. મનુષ્યમાં આત્મશ્રદ્ધા જાગૃત થવાથી તે શક્તિઓ સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય છે. એ આત્મશ્રદ્ધા તેમના શિષ્યોમાં જાગૃત થાય તેવી રીતે સ્વામીજી તેમને શિક્ષણ આપતા. પણ સઘળું કાર્ય

સ્વામીજી અત્યંત પ્રેમથીજ લેતા. પોતાના શિષ્યોમાં કંઇપણ સારા સદ્દગુણ જેવું જણાય તો તેનાં તે વખાણ કરવા ચૂકતા નહિ અને તેમના દોષોને તે બને ત્યાં સુધી ઢાંકીજ રાખતા. ગુરૂ અને શિષ્ય વચ્ચે જ્યાં આવો સંબંધ બંધાઇ રહ્યો હોય ત્યાં ગુરૂના મુખમાંથી નીકળતો દરેક શબ્દ, તેમનું દરેક કર્મ, તેમના દરેક વિચારો અને હેતુઓ, શિષ્યના હૃદયમાં અલૌકિક પ્રકાશ પાડી અપૂર્વ બળને ઉત્પન્ન કરે છે. તેના અહંકારનો નાશ થઇ આત્માનો અત્યંત વિકાસ થઇ રહે છે. આ વખતે આખા મઠમાં એક પ્રકારનો નવીન જુસ્સો વ્યાપી રહ્યો હતો. મઠની આંતર્ વ્યવસ્થા **સ્વામી શારદાનંદ** રાખતા હતા. સ્વામીજીએ તેમને તે કાર્યને માટે અમેરિકાથી પાછા બોલાવ્યા હતા. સ્વામી શારદાનંદ પશ્ચિમની સંસ્થાઓ અને તેની વ્યવસ્થા વગેરેનો બારીક અભ્યાસ કરીને આવ્યા હતા. સ્વામીજીના કહ્યા પ્રમાણે મઠની સઘળી આંતર્ વ્યવસ્થા તે રાખતા હતા. અમેરિકામાં તેમની હાજરીની જરૂર હતી પણ રામકૃષ્ણ મિશનનું મુખ્ય મથક બેલુર-મઠ હતું અને તેની વ્યવસ્થા પ્રથમ સારા પાયા ઉપર મૂકાવી જોઇએ એવો સ્વામીજીનો વિચાર હોવાથી તે કામ કરવાને માટે શારદાનંદને બોલાવવામાં આવ્યા હતા. શિષ્યોના અધ્યયનને માટે વર્ગો લેવામાં આવતા હતા અને તેમાં સંસ્કૃત સાહિત્ય તથા પૂર્વ અને પશ્ચિમનાં તત્વજ્ઞાનનો અભ્યાસ કરાવવામાં આવતો. વળી ધ્યાન, યોગાદિને માટે પણ અમુક સમય રાખવામાં આવ્યો હતો. અભ્યાસ કરાવવાનું કામ શારદાનંદને સોંપવામાં આવ્યું હતું અને મઠનું બીજું કામકાજ યુવાન બ્રહ્મચારીઓ અને સાધુઓને સોંપવામાં આવ્યું હતું. તેઓ પોતાની મેળે સઘળા કામની વ્યવસ્થા કરી લેતા. સ્વામીજીનો વિચાર એવો હતો કે જ્યાં સુધી તેમને સ્વાતંત્ર્ય આપવામાં નહિ આવે અને જ્યાં સુધી તેમને માથે જવાબદારી સોંપવામાં નહિ આવે ત્યાં સુધી

તેઓ સ્વાશ્રયી બનશે નહિ, જેથી યુવાન સાધુઓ અને બ્રહ્મચારીઓનું એક મંડળ બનાવીને તેઓ દર મહિને મંડળનો એક અધ્યક્ષ પોતાનામાંથી નીમે અને તે અધ્યક્ષ મઠની સઘળી જરૂરીઆતોને માટે જવાબદાર રહે એવી યોજના કરવામાં આવી હતી. આ અધ્યક્ષ કામની વહેંચણી કરતો અને તેના કહ્યા પ્રમાણે સર્વે પોત પોતાની દરરોજની ફરજો બજાવતા. દરેક જણને દિવસમાં કેટલોક સમય સાધના કરવાને માટે આપવામાં આવતો. અધ્યક્ષની દેખરેખ નીચે મઠનું સઘળું કાર્ય વ્યવસ્થાસર અને સફાઈબંધ કરવામાં આવતું. માંદા માણસોની પણ બરાબર માવજત કરવામાં આવતી. મઠના સાધુઓનું કાર્ય જોઇને સ્વામીજીને હવે સંતોષ થવા લાગ્યો. સ્વામીજી સર્વેના નેતા હતા, સર્વેના આદર્શ હતા અને સર્વે બાબતોમાં ભાગ લેતા હતા. ઘડીકમાં પોતાના શિષ્યો સાથે તે વર્ગોમાં બેસતા, ઘડીકમાં મઠનું કાર્ય કરતા અને બ્રહ્મચારીઓને સલાહ આપતા; અને ઘડીકમાં સર્વેને ઉત્તેજન ભર્યા શબ્દોથી શાબાશી આપતા જણાતા.

એ દિવસોમાં સ્વામીજી મુખ્ય કરીને સંન્યાસીના જીવનના આદર્શો અને રહેણી કરણી વિષેજ શિષ્યોને બોધ આપતા જણાતા. તે તેમને સંન્યાસીની ફરજો સમજાવતા અને સંન્યાસરૂપી જે મહા-વ્રત તેમણે લીધેલું હતું તેની જવાબદારીઓ તેમના મનમાં ખૂબ ઠસાવતા. સંન્યાસીના જીવનનું ગૌરવ અને તેની શક્તિઓ પણ સાથે સાથે તેમની દૃષ્ટિએ લાવતા. સ્વામીજી તેમને વારંવાર કહેતા કે **"તમારૂં બ્રહ્મચર્ય તમારી નસોમાં વ્યાપી રહેલા અગ્નિના જેવું તેજસ્વી હોવું જોઇએ. યાદ રાખો કે મુક્તિ અને જનસેવા એ તમારો આદર્શ છે." જગતના સુખને માટે પોતાના સુખનો ત્યાગ કરવો એનુંજ નામ વૈરાગ્ય છે.**

તેઓ ઉપદેશતા કે આત્મશ્રદ્ધાવાળા મનુષ્યને માટે કશુંએ અશક્ય નથી. તે દર્શાવતા કે **"જગતનો આખો ઇતિહાસ થોડાંક આત્મશ્રદ્ધાવાળાં મનુષ્યોનોજ ઇતિહાસ છે.** એ આત્મશ્રદ્ધાથી તમારામાં જે દેવત્વ જાગૃત થાય છે તેના વડે તમે ગમે તે કરી શકો તેમ છો. એ અપરિમિત શક્તિને પ્રગટાવવાને જો તમે પુરે-પુરો પ્રયાસ ન કરો તોજ તમે નિષ્ફળ થાવ. **આત્મશ્રદ્ધાને ખોનાર મનુષ્ય કે પ્રજાનો જલદીથી નાશ થઈ જાય છે."**

"પ્રથમ તમારા પોતાનામાં શ્રદ્ધા રાખો અને પછી ઇશ્વરમાં. આત્મશ્રદ્ધાવાળાં મુઠ્ઠીભર મનુષ્યો આખા જગતને ધ્રૂજાવવાને શક્તિ-માન છે. **લાગણીવાળા હૃદયની, વિવેકવાન બુદ્ધિની અને કામ કરવાને સશક્ત શરીરની આપણને જરૂર છે.** જ્યારે બુદ્ધિ કંઇક કહે અને હૃદય કંઇક કહે ત્યાં હૃદયનુંજ કહ્યું કરો."

સ્વામીજી તેમને વારંવાર સમજાવતા કે ખરેખરો ત્યાગી હોય છે તેજ જગતમાં મોટાં કાર્યો કરી શકે છે. માટે ખરેખરા સાધુના લક્ષણ–વૈરાગ્ય, પવિત્રતા અને સાદાઇ–એ સર્વેનો સુયોગ આપણે આપણામાં સાધવો જોઇએ. સ્વામીજી એમજ માનતા હતા કે સ્વાર્થ દૃષ્ટિથી કરેલું કામ કામજ નથી. પારમાર્થિક દૃષ્ટિએ કરેલું કાર્યજ નિત્ય અને શ્રેષ્ઠ ફળને આપનાર નિવડે છે.

લોકસેવા કેવી રીતે કરવી એ વિષે સ્વામીજી અનેક વાર ચર્ચા કરતા. અપંગ અને નિરાધારોનું પોષણ કરવું, આપત્તિના સમયમાં આશ્રય આપવો, માંદાઓની માવજત કરવી, વ્યાધિથી દૂષિત થયેલા ગામમાં સુખકારી સ્થાપવાના ઉપાયો યોજવા, અના-થાશ્રમો ઉઘાડવાં, દવાખાનાં સ્થાપવાં, કેળવણીનાં મથકો બંધાવવાં એવી એવી અનેક બાબતોને તે તેમના શિષ્યોના મગજમાં ઠસાવતા. સ્વામીજીના આગ્રહથી એ સઘળી બાબતો રામકૃષ્ણ મિશનના કાર્ય-

ક્રમમાં દાખલ કરવામાં આવેલી છે. આજે પણ આપણે જોઈ શકીશું કે ભારતવર્ષના અનેક ભાગોમાં રામકૃષ્ણ મિશનના સાધુઓ પ્રશંસનીય કાર્ય બજાવી રહેલા છે. કોઈપણ સ્થળેથી દુઃખનો કે આફતનો પોકાર આવ્યો કે તરતજ બેલુર મઠના સાધુઓ સહાય આપવાને તે સ્થળે જઈ પહોંચે છે અને દુઃખીઓનાં દુઃખ હરે છે.

મઠમાં શિષ્યોને ફક્ત ધાર્મિક કે વ્યવહારિક વિષયોનું મોઢા-નુંજ જ્ઞાન આપવામાં આવતું એમ નહિ, પણ તેમની પાસે બાગનું કામ કરાવવામાં આવતું, તથા ઢોર અને બીજાં પશુઓને કેવી રીતે સંભાળવાં અને ઉછેરવાં તે પણ તેમને શીખવવામાં આવતું. તેમની રસવૃત્તિ ખીલવવાને તેમને સંગીત શિખવવામાં આવતું. વળી તેમની શારીરિક ઉન્નતિ સાધવાને સ્વામીજી તેમની પાસે કસરત કરાવતા અને હોડી હંકારાવતા. તે કહેતા કે "ધાર્મિક પુરૂષોમાં-થીજ મારે ખલાસીઓ અને ખાણ ખોદનારાઓની ફોજ ઉભી કરવી છે. એથી કરીને મારા દીકરાઓ, તમારી ભુજાઓને બળવાન બનાવો. યોગીઓ ભલે શરીરને દુર્બળ કરે, પણ જેમને કામ કરવાનું છે તેમણે તો બાહુઓને વજ્ર સમાન બનાવવા જોઈએ." વળી શિષ્યો હિંદના સામાજીક અને ધાર્મિક સવાલો ઉપર પુરેપુરો વિચાર કરતાં શિખે અને પૂર્વ-પશ્ચિમનાં આદર્શોનો સુયોગ સાધી શકે તે માટે સ્વામીજી તેમની પાસે તે બાબતોનો અભ્યાસ પણ કરાવતા.

અખંડ બ્રહ્મચર્યની સાથે વૈરાગ્યનું પાલન કરવાથી હૃદયમાં જ્ઞાનનો શ્રેષ્ટ પ્રકાશ પડી રહે છે અને આત્માનો સાક્ષાત્કાર સત્વર થાય છે, એ વાતને શિષ્યોના મગજમાં ઠસાવવાનું સ્વામીજી કદીએ ચુકતા નહિ. સાધુઓએ પોતાના જીવનમાં પ્રકૃતિ સામે અનેક પ્રકા-રનાં યુદ્ધ કરવાનાં છે અને આંતર્ વૃત્તિઓ ઉપર જય મેળવવાનો છે, માટે તેમણે સાત્વિક તપસ્યા કરીને મનોનિગ્રહ અને એકાગ્રતાને

સાધવાનાં છે; વગેરે બાબતોને પણ સ્વામીજી સારી રીતે સમજાવતા. કોઈ શિષ્યને એકાંતમાં ધ્યાન કે તપ કરતો જોઇને તે ઘણાજ ખુશી થતા. એક વખતે એક સંસારી પુરૂષે એક આધ્યાત્મિક પ્રશ્ન કરતાં સ્વામીજીએ કહ્યું કે "જાઓ અને તમારા ચિત્તની શુદ્ધિ કરવાને તપ કરો, એટલે પછીથી તમારે આવા પ્રશ્નોજ નહિ કરવા પડે."

બ્રહ્મચર્યાશ્રમનું સખ્ત પાલન સર્વેએ કરવું એવો સ્વામીજીનો દૃઢ આગ્રહ હતો. બ્રહ્મચારી તરીકે તેઓએ સખત નિયમો પાળવા અને બ્રહ્મચર્યાશ્રમને માટે દર્શાવેલા આહાર વિહારના નિયમો પ્રમાણેજ જીવન ગાળવું એવો સખત હુકમ સ્વામીજીએ સર્વેને કરી દીધો હતો.

તેઓ કહેતા કે બ્રહ્મચર્યાશ્રમનું બરોબર પાલન કર્યા પછી ગૃહસ્થાશ્રમી થવું કે સંન્યાસી થવું એ દરેકની મરજીની વાત છે, પણ ઢોંગી સાધુ બનીને સંન્યાસાશ્રમને લાંછન લગાડવું એ તો અતિશય ખરાબ હોઇ એના કરતાં તો ગૃહસ્થાશ્રમી થવું હજાર દરજ્જે સારૂં છે. વળી તેમણે સવારમાં વહેલા ઉઠવું. સંધ્યાવંદનાદિ તથા ધ્યાન નિયમિત રીતે કરવું. તપસ્યા કરવામાં પણ ખાસ કરીને અમુક સમય ગાળવો. શરીરને આરોગ્ય રાખવાને પુરતો પ્રયાસ કરવો. ભોજન લેવામાં નિયમિત થવું. હંમેશાં તેમણે ધાર્મિક વિષયો ઉપરજ વાતો કરવી. પશ્ચિમના મઠોમાં વર્તમાનપત્રો વાંચવામાં આવે છે તે પણ તેમણે કેટલોક વખત પડયું મૂકવું અને ગૃહસ્થાશ્રમીઓ જોડે પણ વધારે ભળવું નહિ, એવો બોધ પણ સ્વામીજી આપતા. વળી તેઓ કહેતા કે સંસારી મનુષ્યોએ મઠના કામમાં જરાએ હાથ ઘાલવાનો નથી. સંન્યાસીને ધનવાન લોકોનું કશુંએ કામ નથી. તેણે તો દીનદુઃખી પ્રત્યેજ ફરજ બજાવવાની છે. આપણા દેશના સંન્યાસીઓએ ધનવાનોને માન આપી

તેમની પાસેથી આશ્રયની ઇચ્છા રાખવા માંડી તેથીજ આજે આખો સંન્યાસાશ્રમ બગડી રહેલો છે. ખરા સંન્યાસીએ તો એ વાતથી દૂરજ રહેવું જોઇએ. એવા વર્તનવાળા સંન્યાસી વેશ્યાના જેવા હોઇ તેનો સંન્યાસ મિથ્યા ઢોંગરૂપજ છે. શ્રીરામકૃષ્ણ મહાકાળી પ્રત્યે રોઇને પ્રાર્થના કરતા કે જેમણે કામિની–કાંચનનો ત્યાગ કરેલો છે એવા માણસોનેજ તે તેમની પાસે વાત કરવાને મોકલે. તે કહેતા કે "સામાન્ય રીતે સંસારીઓ કદીએ પ્રમાણિક હોઇ શકે નહિ. તેમને હંમેશાં કંઇને કંઇ સ્વાર્થ વળગેલોજ હોય છે. કોઇપણ ધાર્મિક સંસ્થાનો નેતા થઇને બેસનાર ગૃહસ્થાશ્રમી ધર્મને નામે પોતાનોજ સ્વાર્થ સાધવાને મથે છે. પરમાર્થને ઓથે તે સ્વાર્થને છુપાવે છે અને આખરે પરિણામ એ આવે છે કે તે સંસ્થા અંદરથી તદ્દન નિઃસત્વ અથવા સડેલી બની રહે છે. ગૃહસ્થાશ્રમીઓના ઉપરીપણા નીચે ચાલતી સઘળી ધાર્મિક સંસ્થાઓની એવીજ સ્થિતિ થાય છે. વૈરાગ્ય વગર ધર્મ ટકી શકતોજ નથી."

શ્રીરામકૃષ્ણનું આ કહેવું સ્વામીજી કહી સંભળાવીને પછી કહેતા કે આ ઉપરથી બ્રહ્મચારીઓએ અને સંન્યાસીઓએ પોતાને ગૃહસ્થાશ્રમી કરતાં ચ્હડીયાતા માની લઈ ફુલાઇ જવાનું નથી. કારણ કે કેટલાક ઉત્તમ ચારિત્રવાળા ગૃહસ્થાશ્રમીઓ તેમના વ્હાલામાં વ્હાલા મિત્રો હતા અને તેમનું જીવન સંન્યાસીઓને પણ આદર્શરૂપ થઇ પડે તેવું હતું. સ્વામીજી કોઇ કોઇવાર કહેતા કે "આદર્શ ગૃહસ્થાશ્રમીની મહત્તા હું સારી પેઠે સમજું છું. એવો ગૃહસ્થાશ્રમી પોતે વસ્તુઓનો સદુપયોગ કરતાં શિખે છે અને પોતાના વર્તનથી બીજાઓને પણ શિખવે છે. આ પ્રમાણે કેટલાક મનુષ્યોને માટે ગૃહસ્થાશ્રમ એ ઉત્તમ માર્ગ હશે, પણ જેણે સંન્યાસ ગ્રહણ કર્યો છે તેણે તો જેમ વિષયોને વિષ સમજીને તેનાથી દૂર રહેવાનું છે તેજ પ્રમાણે વિષયાસક્ત

ગૃહસ્થાશ્રમીઓથી પણ તેણે છેટાજ રહેવું જોઇએ. "

ભારતવર્ષમાં સૌને શેઠજ થવું ગમે છે, કોઇને નોકર થવું ગમતું નથી. સૌ કોઇને નેતા થવાનું મન થાય છે, પણ નેતા બનવા માટે નેતાને તાબે રહીને કામ કરવું જોઇએ તે કોઇને ગમતું નથી. એ દુર્ગુણ બ્રહ્મચારીઓમાં ન પેસે તે માટે સ્વામીજી તેમને કહેતા કે "કહો, તમારા દેશમાં મારે શું કાર્ય કરવું? અહીં તો દરેક જણ નેતાજ થવાનું ઇચ્છે છે અને કોઇને તાબે રહીને કામ કરવું ગમતું નથી. મોટાં કાર્યો કરવામાં નેતાની આજ્ઞાનું બરાબર પાલન થવુંજ જોઇએ. જો મારા ગુરૂભાઇઓ મને એમજ કહે કે મારે આજથી મઠની ગટર સાફ કર્યા કરવી તો તમે નક્કી જાણજો કે જરાક પણ ઉં કે ચું કર્યા વગર હું તેમના હુકમને તાબે થાઉં. જે મનુષ્ય પ્રથમ સારો આજ્ઞાધારક બની શક્યો હોય છે તેજ મોટો નેતા અથવા નાયક થઇ શકે છે."

એક દિવસે સાંજે આમ તેમ ફરતે ફરતે સ્વામીજી એકદમ અટકી ગયા અને પોતાના એક શિષ્યને કહેવા લાગ્યા કે:—"મારા દીકરા, સાંભળ. શ્રીરામકૃષ્ણ જગતમાં આવ્યા અને તેમણે પોતાનું આખું જીવન અખિલ વિશ્વને માટે અર્પણ કર્યું. હું પણ મારા જીવનનો ભોગ આપીશ. તમે અને તમારામાંનો દરેક જણ એ પ્રમાણેજ કરજો. આ બધાં કાર્યો તો હજી માત્ર શરૂઆતજ છે. તમે ખાત્રીથી માનજો કે **સ્વદેશ કાર્ય કરવામાં આપણે જે પસીનો ઉતારીશું અથવા જે રક્ત આપણે રેડીશું તે પસીનો કે રક્તમાંથી મોટા વીર કાર્યદક્ષ પુરૂષો અને પ્રભુના યોદ્ધાઓ ઉત્પન્ન થશે અને તેઓ આખા જગતમાં મોટો ફેરફાર કરી મૂકશે.** આ વાત કદીએ તમે ભૂલી જશો નહિ કે **સમાજસેવા અને ઇશ્વરનો સાક્ષાત્કાર એજ સાધુઓનો આદર્શ** છે. તેને વળગી રહો. અને પછી જો

બહાદુર સંન્યાસીઓ, વૈરાગ્યનો ભગવો ઝુંડો–શાંતિ, મુક્તિ અને આનંદની ધ્વજા–હાથમાં ધરીને તમારે માર્ગે વિચરો. અને તે ક્યાં સુધી કે જ્યાં સુધી દરેકે દરેક પ્રદેશમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાઇ રહે, જ્યાં સુધી જગતનાં સર્વે સ્ત્રી પુરૂષો બંધનોથી મુક્ત થાય અને સંપૂર્ણ આનંદમાં નવીન જીવનનો આરંભ કરે ત્યાં સુધી.”

વૈદ્યનાથ જઇ આવ્યા પછી સ્વામીજીની તબીયત કંઇક ઠીક થઇ હતી અને તેમના મનમાં લોકકલ્યાણની અનેક યોજનાઓ રમી રહી હતી. તેમનામાં પુષ્કળ જુસ્સો લોકહિતનાં કાર્યોમાં વહેવાને ઉછાળા મારી રહ્યો હતો. વૈદ્યનાથથી આવ્યા પછી તરતજ સ્વામીજીએ મઠના સાધુઓને એકઠા કર્યા અને તેમને કહ્યું કે જેમ ક્રાઇસ્ટના શિષ્યો લોકોને ઉપદેશ કરવાને માટે નીકળી પડયા હતા તેમ તમે પણ નીકળી પડો અને શ્રીરામકૃષ્ણનો સંદેશ સર્વત્ર ફેલાવી મુકો. સ્વામીજીએ પોતાના શિષ્યો–સ્વામી વિરજાનંદ અને પ્રક્ષાનંદ–ને કહ્યું કે તમે ઢાકા જાઓ અને તમારૂં કાર્ય શરૂ કરો. વિરજાનંદ કહેવા લાગ્યા કે “સ્વામીજી, હું તો પ્રભુના નામ સિવાય બીજું કંઇ પણ જાણતો નથી; હું શેનો બોધ કરીશ?” સ્વામીજી બોલી ઉઠયા “ત્યારે લોકો પાસે જઇને તેવુંજ કહો, કેમકે એ પણ એક મોટો ઉપદેશજ છે.”

કોઇપણ પ્રકારે કામ કરો, મારા દિકરા, કામ કરો. તમારા ખરા અંતઃકરણથી કામ કરો. અને ફળની આશા રાખશો નહિ. બીજાઓને માટે કાર્ય કરતે કરતે નરકે જવાય તોપણ શું થયું? એવી રીતે મળેલું નરક પણ બીજા સકામ ભાવે કરોડોનાં દાન કે જન્મારા સુધી જપ તપ કર્યા કરનારાઓને મળનારા સ્વર્ગ કરતાં અનેક ગણું ઉન્નતિ તથા આનંદને આપનારૂં થઇ રહેશે. પછીથી સ્વામીજીએ એ બે શિષ્યોને પૂજા કરવાની ઓરડીમાં બોલાવ્યા અને ત્રણે જણ ધ્યાનમાં બેઠા. ધ્યાનમાંથી ઉઠયા પછીથી સ્વામીજી ગંભીરપણે

બોલ્યા "હું હવે મારી શકિત તમને આપું છું. પ્રભુ તમને સહાય કરશે." એમ કહીને સ્વામીજીએ તેમને કેટલીક સુચનાઓ આપી અને પછી એ શિષ્યો ગુરૂનો આશિર્વાદ લઇને ઢાકા તરફ વિદાય થયા.

સ્વામીજીની તીવ્ર ઇચ્છા એવી હતી કે મઠમાં વેદ, ઉપનિષદો, વેદાન્ત સુત્રો, ગીતા અને બીજાં શાસ્ત્રોનો પુરેપુરો અભ્યાસ થવો જોઇએ. સ્વામીજી જાતે પણ આ વખતે સંસ્કૃત સાહિત્ય અને શાસ્ત્રોનો વધારે ઉંડો અભ્યાસ કરવા મંડી પડ્યા હતા. તે પોતે જાતેજ પાણિનિકૃત અષ્ટાધ્યાયી શિષ્યોને શિખવતા હતા. વળી આ દિવસોમાં તે કેટલાક સંસ્કૃત શ્લોકો પણ બનાવતા હતા. તેઓ સંસ્કૃતમાં કવિતાઓ રચતા. તેમનું બનાવેલું એક સંસ્કૃત સ્તોત્ર અત્યારે પણ મઠમાં શ્રીરામકૃષ્ણની આરતી વખતે બોલવામાં આવે છે. શિષ્યો સાથે સ્વામીજી કેટલોક વખત સંસ્કૃતમાંજ વાત કરતા. સ્વામીજીની મધુર વાણી, બોલવાની છટા અને ઉંડા સંસ્કૃત અભ્યાસ વિષે તેમના એક શિષ્ય બાબુ શરદચંદ્ર નીચે પ્રમાણે લખે છે:—"જાણે કે સાક્ષાત્ **સરસ્વતી** દેવીજ તેમના મુખમાં આવીને બેઠી હોય તેવુંજ અમને લાગતું હતું. સંસ્કૃતમાં બોલવાની સ્વામીજીની છટા એવી અદ્દભુત અને જુસ્સાદાર હતી, કે મોટા પંડિતોને પણ તેવી સુંદર રીતે વાત કરતાં મેં કદી જોયા નથી." સ્વામીજી સંસ્કૃતમાં કવિતા લખતા અને પછીથી શિષ્યને તે આપતા અને કહેતા કે "આને તપાસી જુઓ અને છંદાનુપ્રાસમાં કંઈ ભુલ હોય તો તેને સુધારો. તમે જાણો છો કે લખતી વખતે વિચારમાં હું મશગુલ થઇ રહેલો હોઉં છું અને તેથી વખતે વ્યાકરણની ભુલો કરી દઉં છું." સ્વામીજીની અગાધ શકિત આગળ બાબુ શરદચંદ્રનું જ્ઞાન સમુદ્રમાં એક ટીપા જેવું હતું. છતાં સ્વામીજીને ઉપર પ્રમાણે બોલતા સાંભળીને તે કહેતા કે "મહારાજ, સંસ્કૃત ભાષા ઉપર આપે કેટલો બધો કાબુ મેળવેલો છે તે સર્વ જાણે છે. જેને

તમે વ્યાકરણની ભુલો કહો છો તે તો રૂષિઓએ સાહિત્યના પ્રદેશમાં લીધેલી છુટજ છે." સ્વામીજી પોતે જે કંઇ લખતા તે તરફ પછી મમત્વ રાખતા નહિ. જે કંઈ લખાયું હોય તે બીજાને સોંપી દેતા અને પછીથી તે માણસ તેમાં સુધારો વધારો કરે અને છપાવે કે ન છપાવે તેની તેમને દરકાર ન હોતી. હસ્તલિખિત પ્રત આપીને તે કહેતા કે "હવે તમારી નજરમાં આવે તેમ કરો. હવે એ વિષે મને કંઈપણ પૂછશો નહિ. તેને ફરીથી જોઈ જવા જેટલી પણ ધીરજ મારામાં નથી." પોતાના લખેલા લેખોમાં કોઈ જાતનો ફેરફાર કરવામાં આવે તો તેની પણ સ્વામીજીને દરકાર ન હોતી. માત્ર વિચારોમાં ફેરફાર કોઇ કરે નહિ એટલુંજ તે જોતા. લેખો લખવાના સંબંધમાં સ્વામીજી કહેતા કે "થોડાકમાં બહુ બહુ અલંકારો અને ભાવો ઘુસાડી દઇને લેખો લખવા નહિ, એવું સાહિત્ય આપણા દેશમાં ઘણું છે, તોપણ આપણા સાક્ષરો એવા લટકા મટકા દર્શાવ્યા વગર કશુંજ લખી શકતા નથી. પરિણામ એ આવ્યું છે કે દેશમાં તેથી બાયલાપણું વ્યાપી રહેલું છે. સામર્થ્ય, ભાઇ સામર્થ્ય, આપણને તો સામર્થ્યનીજ જરૂર છે. તમે તમારા કાર્યથી અને લેખોથી પુરૂષાર્થનેજ પ્રેરો. એનીજ આજે આપણને જરૂર છે. હું બંગાળી ભાષામાં એક પ્રકારની જુસ્સાથી ભરેલી નવીજ પદ્ધતિ દાખલ કરવાનો છું."

આ વખતે મઠમાં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. તે બનાવ સ્વામીજી અને નાગમહાશય વચ્ચેની મુલાકાત હતી. નાગમહાશય શ્રીરામકૃષ્ણના પરમ ભકત હતા. મઠમાં સ્વામીજીની પાસે અનેક મનુષ્યો આવતા અને તેઓ ધર્મ, તત્ત્વજ્ઞાન અને હિંદની ઉન્નતિ વિષે ચર્ચા કરતા. પણ નાગમહાશયની મુલાકાત જુદાજ પ્રકારની હતી. બંને શ્રીરામકૃષ્ણના ભકતો; બંને પરમ પવિત્ર અને વૈરાગ્યશીલ; જાણે કે મોટી મોટી બે શકિતઓ એકઠી થતી હોય તેવોજ તેમનો મેળાપ

હતો. નાગમહાશય પ્રાચીન ગાર્હસ્થ્ય ધર્મની સાક્ષાત્ મૂર્તિ હતા અને સ્વામીજી અર્વાચીન સમયના આદર્શ સંન્યાસી હતા. નાગમહાશય પ્રભુભક્તિમાં ચકચુર થઇ રહ્યા હતા અને સ્વામીજી અદ્વૈતવાદની પરાકાષ્ટાએ પહોંચી મનુષ્યમાં રહેલા દેવત્વને પ્રગટાવી રહ્યા હતા. બંનેનું લક્ષ્ય–આદર્શ–સંન્યાસ અને આત્માનુભવ હતો. આવા બે મહાપુરૂષોનો મેળાપ ચિત્તાકર્ષક, બોધપ્રદ અને મોહકજ હોય એમાં આશ્ચર્ય નથી.

પરસ્પર નમસ્કાર થયા પછી નાગમહાશય બોલી ઉઠયા "જય શંકર, મારી આગળ સાક્ષાત્ શિવજીને જોઇને મારી જાતને હું ધન્ય ગણું છું." એમ કહેતે કહેતે નાગમહાશય હાથ જોડીને સ્વામીજીની સામે ઉભાજ રહ્યા. સ્વામીજીએ તેમને ઘણુંએ કહ્યું પણ તે બેઠાજ નહિ. સ્વામીજીએ તેમના કુશળ સમાચાર પૂછ્યા ત્યારે નાગમહાશય બોલ્યા કે "આ નકામા માંસ અને હાડકાંના થેલાના સમાચાર કેવા! મને તો અહીંઆં સાક્ષાત્ શિવજીનાં દર્શન કરીને ઘણોજ આનંદ થાય છે." એમ કહીને નાગમહાશય સ્વામીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. સ્વામીજી તેમને ઉઠાડીને વિનતિ કરવા લાગ્યા કે "મહેરબાની કરીને આવું કરશો નહિ." આ વખતે શિષ્યોના વર્ગમાં ઉપનિષદ્ શિખવાતું હતું. સ્વામીજી પોતાના શિષ્યોને કહેવા લાગ્યા કે "હમણાં વર્ગને બંધ કરો. બધાએ આવો અને નાગમહાશયનાં દર્શન કરો." સઘળા શિષ્યો ત્યાં આવ્યા અને નાગમહાશયની આસપાસ વીંટળાઇને બેસી ગયા. સ્વામીજી સર્વને કહેવા લાગ્યા "જુઓ, નાગમહાશય ગૃહસ્થાશ્રમી છે, પણ એમને શરીર કે જગતનું ભાન નથી. એ હમેશાં પ્રભુભક્તિમાંજ લીન રહે છે. ભક્તિમાં લીન થએલો પુરૂષ કેવો હોય તેનું આ જીવંત દ્રષ્ટાંત છે." સ્વામીજી નાગમહાશયને અરજ કરવા લાગ્યા કે "કૃપા કરીને શ્રીરામકૃષ્ણ વિષે

કંઇક કહો. " નાગમહાશય નમ્રતાથી કહેવા લાગ્યા " હું શું કહું ? તેમના વિષે કંઇપણ કહેવાને હું ના લાયક છું. પ્રભુના અવતાર શ્રીરામકૃષ્ણની લીલામાં ઉત્તમ ભાગ ભજવનાર મહાવીર ( સ્વામીજી ) નાં દર્શનથી મારી જાતને પવિત્ર કરવાને માટેજ હું અહીં આવેલો છું. શ્રીરામકૃષ્ણનો જય હો, જય હો. " સ્વામીજી બોલ્યા " આપણા ગુરૂને તમેજ ખરી રીતે ઓળખ્યા છે. અમે તો આમ તેમ બાથડીયાં મારીએ છીએ." નાગમહાશયે ઉત્તર આપ્યો " કૃપા કરીને એવું બોલશો નહિ. તમે પણ શ્રીરામકૃષ્ણનીજ મૂર્તિ છો. તમે બંને એકજ શિક્ષાની બે બાજુઓ છો. પ્રભુએ જેને આંખો આપી હશે તેજ તે જોઇ શકશે. "

થોડીવાર પછી સ્વામીજી બોલ્યા " તમે જો મઠમાં આવીને રહો તો કેવું સારૂં થાય! આ છોકરાઓને તેમનું ચારિત્ર્ય ઘડવાને ઉત્તમ જીવંત નમુનો મળે. " પ્રભુના પરમ ભકત પ્રભુનું શરણ લેતા બોલી ઉઠયા, " જગતનો ત્યાગ કરવાનું મેં એકવાર શ્રીરામકૃષ્ણને પૂછયું હતું. તેમણે કહ્યું 'સંસારનો ત્યાગ કરશો નહિ' તેથીજ હું તે પ્રમાણે રહ્યો છું. તમે તેમનાં બાલબચ્ચાં હોઇ બધાનાં દર્શન કરવાને કોઇ કોઇવાર અહીં આવીને લાભ લઉં છું. " સ્વામીજી તેમને ઘેર આવવાની ઇચ્છા ધરાવતા હતા એવું જાણીને નાગમહાશય ઘણાજ આનંદથી બોલ્યા, " અરે તે દિવસ કયારે આવશે ! મારૂં એવું સદ્‌ભાગ્ય કયાંથી ? તમારા પગની રજથી એ સ્થળ પવિત્ર થશે અને કાશીધામ બની રહેશે. જેની આંતર્‌ દૃષ્ટિ પવિત્ર થઇ નથી તે તમને શું ઓળખી શકે ? તમે કોણ છો તે એ શું જાણી શકે ? માત્ર શ્રીરામકૃષ્ણજ તમને બરાબર ઓળખતા હતા. બીજાઓ તો માત્ર તેમણે તમારા વિષે જે કહેલું છે તેનેજ માને છે. તેઓ જાતે તમને બરાબર ઓળખી શકયા નથી."

સ્વામીજી—આપણા દેશને જાગ્રત કરી મૂકવો એજ હવે

મારી ઇચ્છા છે. આ મહાકાય, મહાબળવાન ભારતભૂમિ અજીત આત્મશ્રદ્ધાને ખોઇને ભર ઉંઘમાં પડેલી છે. બહારથી તે મૃતવત્ દેખાય છે. આપણે જો તેને તેના સનાતન ધર્મની મહત્તા અને તેમાં રહેલા અજેય બળ-પરાક્રમનું ભાન કરાવીએ તો આપણે અને આપણા ગુરૂએ નકામો અવતાર લીધો એમ ન કહેવાય. માત્ર એટલી એજ ઇચ્છા રહેલી છે. મુકિતનો વિચાર પણ તેની આગળ તુચ્છ લાગે છે. અને તમે આશીર્વાદ આપો કે તે બાબતમાં હું વિજયી નિવડું.

નાગમહાશય—શ્રીરામકૃષ્ણ તમને સદાએ આશિર્વાદ આપ્યાજ કરે છે. તમારી ઇચ્છાને કોણ રોકી શકે તેમ છે? તમારી ઇચ્છા અને શ્રીરામકૃષ્ણની ઇચ્છા એકજ છે. જય શ્રીરામકૃષ્ણ.

સ્વામીજી—તે કામ કરવાને માટે ઘણા સશકત શરીરની જરૂર છે. મારૂં શરીર જો તેવું સશકત હોત તો કેવું સારૂં થાત. જુઓ, હિંદમાં આવ્યા પછીથી આ શરીર કેવું બગડી ગયેલું છે? એથી કાર્યની યોજનાઓ પણ મંદ પડી ગયેલી છે. યુરોપ અને અમેરિકામાં રહ્યો ત્યાં સુધી મારૂં શરીર ઘણું સારૂં હતું.

નાગમહાશય—આપણા ગુરૂ કહેતા હતા કે શરીર ધારણ કરવા બદલ દુ:ખ અને વ્યાધિના રૂપમાં આપણે કર આપવો પડે છે. પણ તમારૂં શરીર તો સોના ઝવેરાતની પેટી કરતાં પણ વધુ કિમતી છે. તેથી એની તો બહુજ સંભાળપૂર્વક દેખરેખ સૌએ રાખવી જોઇએ. જગતને એ કેટલું ઉપયોગી છે તે કોણ જાણે છે?

સ્વામીજી—મઠનો દરેક માણસ ઘણીજ પ્રીતિથી મારી સંભાળ લે છે.

નાગમહાશય—જે તમારી સેવા કરે છે તેમને ધન્ય છે. કારણકે તેથી તેઓ પોતાનું કલ્યાણ સાધે છે, એટલુંજ નહિ પણ તેઓ સમસ્ત જગતનું પણ કલ્યાણ કરે છે. જાણ્યે કે અજાણ્યે તેઓ અવશ્ય તેમજ કરે છે.

ઉપરના શબ્દો નાગમહાશયના મુખમાંથી ઘણાજ ભાવ સાથે અને

અંતઃકરણની લાગણીથી નીકળી રહ્યા હતા. નાગમહાશયનો ભાવ વર્ણ-વવો મુશ્કેલ છે. જે મનુષ્યો તે મુલાકાત વખતે હાજર હતા તેઓજ જાણે છે કે એ બંને મહાપુરૂષો એક બીજાને માટે કેટલી લાગણી ધરાવતા હતા અને તેઓ એક બીજાને કેવા ઉપયોગી સમજતા હતા. મહાપુરૂષોજ મહાપુરૂષોની યથાર્થ મહતા સમજી શકે છે. સામા-ન્ય મનુષ્યોને તેનો પુરેપુરો ખ્યાલ હોતો નથી. નાગમહાશય પોતાના વિચારોને એવા ભાવથી દર્શાવતા કે શ્રોતાઓ તેમની વાણીથી ગળગળા થઇ જતા અને અશ્રુપાત પણ કરતા. સ્વામી વિવેકાનંદને તે શિવનો અવતાર માનતા અને તેથી કરીને તેમના વિષે જે શબ્દો તે ઉચ્ચારતા તે અંતઃકરણના પુરા ભાવથીજ બહાર આવીને શ્રોતાઓનાં હૃદયમાં કોતરાઇ જતા. એકવાર તેમને પૂછવામાં આવ્યું હતું કે "શ્રીરામકૃષ્ણ ભગવાનનો અવતાર હતા કે નહિ?" જવાબમાં તેમણે કહ્યું હતું કે "શ્રીરામકૃષ્ણની તો વાતજ શી! હું તેમના દરેક શિષ્યને પ્રભુનોજ અવતાર ગણું છું."

એકવાર શ્રીમતી સરલાદેવી બી. એ. ના સાંભળવામાં આવ્યું કે સ્વામીજી ઘણી સારી રસોઇ કરી શકે છે. તેમણે તે વાત નિવેદિતાને કહી. સ્વામીજીને એ વાતની ખબર પડી એટલે તેમણે બંનેને મઠમાં જમવાને વાસ્તે બોલાવ્યાં અને પોતાને હાથે સારી સારી વસ્તુઓ બનાવીને તેમને જમાડયાં. તેમની સાથે વાત કરતે કરતે સ્વામી-જીએ નિવેદિતાને કંઇક કામ બતાવ્યું. નિવેદિતાએ તે કામને પોતાની ફરજ અને ગુરૂની સેવા સમજીને ઘણીજ રાજી ખુશીથી કરવા માંડયું. સરલાદેવીના ગયા પછી સ્વામીજી સર્વેને કહેવા લાગ્યા કે "એજ સમયે નિવેદિતાની પાસે કામ કરાવવાનું કારણ એ હતું કે કલકત્તામાં કેટલાંક શિક્ષિત સ્રીપુરૂષોનું માનવું એવું છે કે અંગ્રેજોનાં વખાણ કરીને અને તેમના કહ્યા પ્રમાણે ચાલીનેજ મેં તેમને શિષ્ય બનાવ્યા

છે.” ખરી વાત તો એજ હતી કે અંગ્રેજ સ્ત્રીપુરુષો સ્વામીજીના જ્ઞાન અને ચારિત્ર્યથી આકર્ષાઇને તેમનો સમાગમ અને સેવા કરવાને આવ્યાં હતાં અને વેદાન્તની મહત્તા અને ઉપયોગિતા સમજ્યા પછીજ તેઓ સ્વામીજીનાં શિષ્યો થઇ રહ્યાં હતાં. શિષ્યો થયા પછી સ્વામીજી પ્રત્યે તેમનો ભાવ એટલો બધો હતો કે સ્વામીજી જે કાર્ય કરવાનું કહે તે કરવામાં તેઓ પોતાનું અહો ભાગ્ય માનતાં.

એક વખત હિતવાદી પત્રના માજી અધિપતિ પંડિત સખારામ ગણેશ દેઉસ્કર તેમના બે મિત્રો સાથે સ્વામીજીને મળવાને આવ્યા. તે મિત્રોમાંનો એક પંજાબનો રહીશ હોવાથી સ્વામીજી તેની સાથે પંજાબની જરૂરીઆતો વિષે વાત કરવા લાગ્યા. પંજાબમાં તે વખતે દુષ્કાળ પડયો હતો. તેની હકીકત સ્વામીજી પૂછવા લાગ્યા. એ પછી લોકોને કેળવણી કેવી રીતે આપવી, તેમની આર્થિક અને સામાજીક સ્થિતિ કેવી રીતે સુધારવી વગેરે વિષયો ઉપર વાત ચાલી. ત્યાંથી જતી વખતે તે પંજાબી ગ્રહસ્થ જરા ખેદની લાગણીથી કહેવા લાગ્યા કે “મહારાજ અમે તો ધર્મ વિષયક બાબતોને શ્રવણ કરવાના ઇરાદાથી આપની પાસે આવ્યા હતા, પણ કમનસીબે આખો વખત સામાન્ય વિષયો ઉપરજ વાત ચાલ્યા કરી.” સ્વામીજીએ એ સાંભળીને ઘણીજ ગંભીરતાથી કહ્યું કે, **“સાહેબ, જ્યાં સુધી મારા દેશનો એક કુતરો પણ ભુખ્યો હશે ત્યાં સુધી તેને ખવરાવવું અને તેનીજ સંભાળ લેવી એજ મારો ધર્મ બની રહેશે.”**

સ્વામીજીના જવાબથી ત્રણે સદ્‌ગૃહસ્થો સ્તબ્ધજ બની ગયા. સ્વામીજીના અવસાન પછી રા. દેઉસ્કર તેમના એક શિષ્યને કહેતા હતા કે સ્વામીજીના તે શબ્દો તેમના હૃદયમાં સદાને માટે કોતરાઇ રહેલા છે અને ખરૂં સ્વદેશાભિમાન શું છે એ તે શબ્દોએજ તેમને શિખવેલું છે.

લગભગ તેજ સમયમાં વાયવ્ય પ્રાંતોમાંથી એક પંડિત સ્વા-

મીજી જોડે વેદાન્ત વિષયક ચર્ચા કરવાને આવ્યા હતા. તે વખતે હિંદમાં ઘણેખરે ઠેકાણે છપ્પનીઓ દુષ્કાળ ચાલી રહેલો હતો. લોકોનું સંકટ ટાળવાને સ્વામીજીએ પોતાનાથી બનતા સઘળા ઉપાય કરવા છતાં તેમને સંતોષ થાય તેટલું એ બાબતમાં તેમનાથી નહિ બની શકવાનો વિચાર એ સમયે તેમના મનમાં ચાલી રહેલો હોવાથી તેઓ જરા ખિન્ન હૃદયે બેઠેલા હતા. આ કારણને લીધે તે સમયે તે પંડિત સાથે શાસ્ત્રો ઉપર ચર્ચા કરવાને બદલે સ્વામીજી તેમને કહેવા લાગ્યા કે "પંડિતજી, પ્રથમ તો તમે આ સર્વત્ર વ્યાપી રહેલા દુષ્કાળનું દુઃખ ટાળવાનો પ્રયાસ કરો. તમારા દેશ બંધુઓ ભુખ્યા છે અને તેઓ મુઠી અનાજને માટે હૃદયને ચીરી નાંખે એવા પોકારો કરી રહેલા છે તેમને માટે તમારાથી બને તેટલું કર્યા પછી તમે સુખેથી વેદાન્ત ઉપર ચર્ચા કરવાને આવજો. બીજાઓને આત્મવત્ સમજીને, હજારો ભુખ્યાઓના પ્રાણ બચાવવાને, આપણે આપણા જીવનનો પણ ભોગ આપવો એ પણ વેદાન્તનું મુખ્ય રહસ્ય છે."

શ્રીરામકૃષ્ણના બોધને કૃતિમાં મૂકવાને માટે રામકૃષ્ણ મિશને અનેક પ્રકારનાં કાર્યો આરંભેલાં છે તેમાંના એક અગત્યના કાર્યનું વર્ણન અત્રે આપવું આવશ્યક છે. તે કાર્ય શ્રીરામકૃષ્ણદેવના જન્મોત્સવની ઉજવણી છે. શ્રીરામકૃષ્ણનો જન્મદિવસ આખા બંગાળામાં મહોત્સવ તરીકે લેખાય છે. તે દિવસને સઘળા બંગાળીઓ ઘણોજ પવિત્ર અને શુભ ગણે છે. શ્રીરામકૃષ્ણનો જન્મોત્સવ બેલુર મઠમાં દર સાલ ઉજવાય છે અને તે દિવસે બંગાળાના દરેક ભાગમાંથી જુદી જુદી ન્યાત જાત અને પંથના લોકો, પોતાનો ભેદભાવ ભુલીને ઘણા ભક્તિભાવથી ત્યાં ઉતરી પડતા નજરે પડે છે. કલકત્તાના મોટા મોટા નાગરિકો પણ તે ઉત્સવમાં ભાગ લે છે. શ્રીરામકૃષ્ણનો જન્મ દિવસ આખી બંગાળી પ્રજાને ધન્ય દિવસ મનાય

છે. એ દિવસે શ્રીરામકૃષ્ણના ભક્તો તેમની પૂજા કરવાને મઠમાં આવીને ઘણા ભક્તિભાવથી તેમની છબીની પૂજા કરે છે. વળી ઘણા સાધુ, સંતો, ભક્તો, ઉપદેશકો અને ભજનિકો વગેરે પણ ભજન કરતા કરતા ત્યાં પ્રવેશ કરે છે અને આખા મઠને પોતાનાં ભજનોથી ગજાવી મૂકે છે. તે દિવસે પવિત્ર ગંગામાં સ્નાન કરવાને સર્વે બંગાળીઓ જાય છે અને લોકોનાં ટોળેટોળાંથી ગંગા નદીના બંને કિનારા ઉભરાઇ જતા નજરે આવે છે.

પોતાના ગુરૂના જન્મોત્સવને દિવસે સ્વામી વિવેકાનંદ પવિત્ર જાન્હવીમાં સ્નાન કરીને પછી ઉઘાડે પગે કોઇ વખત મૃદંગ વગાડતા તો કોઇવાર ભજન ગાતા અહીં તહીં વિચરતા સૌની નજરે આવતા હતા. જ્યારે તે કલકત્તામાં રહેતા હતા ત્યારે પણ એ દિવસે સવારમાં સ્નાન કરી ગળે મૃદંગ લટકાવી ઉઘાડે પગે ભજન ગાતા ગાતા કલકત્તાના મહોલ્લાઓમાં થઇને મઠમાં જતા. રસ્તામાં અસંખ્ય મનુષ્યોનાં ટોળે ટોળાં તેમની સાથે જોડાતાં. એ પ્રસંગે સ્વામીજીનો ભાવ કેવો હતો; એ વિશાળ હૃદયના મહાપુરૂષના આત્મામાંથી કેવા અલૌકિક પ્રેમનો ઝરો વહી રહેતો હતો; એ ભાવ અને એ પ્રેમનું વર્ણન શબ્દોમાં આપવું અશક્ય છે. તે સમયે ત્યાં હાજર રહેલા અને સ્વામીજીના સમાગમમાં આવેલા પુરૂષોજ તે ભાવનો ખ્યાલ આણી શકે તેમ છે. સ્વામીજી બે હાથ પહોળા કરીને સર્વને ભેટી પડતા અને પોતાનાથી નાનું હોય તેને તો ખોળામાંજ બેસાડી દેતા. સ્વામીજીનો એવો ભાવ જોઇને ઘણા સુશિક્ષિત યુવાનો તેમની આસપાસ વીંટળાઇ વળતા, તેમની પાછળ પાછળ ફરતા અને "લેકચર, લેકચર" એવી બુમો પાડી રહેતા.

શ્રીરામકૃષ્ણના જન્મોત્સવને દિવસે રામકૃષ્ણ મિશને સ્થાપેલા દરેક મઠ, વેદાન્ત મથકો, અનાથાશ્રમો વગેરે સર્વ સ્થળે જેટલા બને

તેટલા ગરિબોને સારી રીતે જમાડવાનું ધોરણ પણ ચાલુ કરવામાં આવ્યું હતું. એ દિવસે બેલુર મઠમાં વીસેક હજાર સ્રીપુરૂષોને ભોજન આપવામાં આવતું હતું. વળી બીજાં મથકોમાં પણ એકંદરે આઠ દશ હજાર મનુષ્યોને ખવરાવવામાં આવતું હતું. હાલ પણ બેલુરમઠ અને બીજાં મથકોમાં એ પ્રમાણેજ કરવામાં આવે છે. એ ઉપરાંત સર્વ મથકોમાં એ દિવસે પૂજા, ભજન, વેદોચ્ચારણ વગેરે ચિત્તાકર્ષક ક્રિયાઓ દ્વારા જનસમુહની ધર્મભાવના જાગૃત થાય તેમ કરવામાં આવે છે અને ત્યાં આવેલાં હજારો સ્રી પુરૂષોનો આત્મા સર્વત્ર વ્યાપી રહેલા પવિત્ર વાતાવરણથી ઉન્નત બને છે. આવા ઉત્સવો સંસારમાં પુરેપુરાં લુબ્ધ થઇ રહેલાં સ્રી પુરૂષોને ઘડીભર ધાર્મિક આનંદનો સ્વાદ ચખાડીને તેમને ધાર્મિક મેળાઓમાં, મંડળોમાં અને ક્રિયાઓમાં ભાગ લેતા કરે છે. મઠમાં એ દિવસે પ્રભુના નામનો ઘોષ સર્વત્ર વ્યાપી રહે છે. ભક્તો અને સાધુઓ પૂજન કરી રહ્યા બાદ "શ્રીરામકૃષ્ણ કથામૃત" કે "બોધવચન" માંથી અસરકારક હકીકતો લોકોને શ્રવણ કરાવે છે. આ સઘળી બાબતો ત્યાં આવનાર મનુષ્યોના હૃદયમાં ઘણાજ ઉદાર ભાવો અને પ્રભુ ભક્તિ ઉત્પન્ન કરે છે. ગરિબોને ભોજન કરાવવામાં મઠના સાધુઓ ન્યાત જાત કે ધર્મનો ભેદ ગણતા નથી અને ઘણાજ પ્રેમથી અને સેવાભાવથી તેમને પોતાને હાથે પીરસીને આગ્રહથી જમાડે છે. શ્રીરામકૃષ્ણ જન્મોત્સવની આટલી હકીકત જાણ્યા પછી આપણે પાછા મૂળ બાબતપર આવીએ.

સ્વામીજીની તબીયત સારી નહિ હોવાથી ખુલ્લી હવાનો લાભ મેળવવા માટે તેઓ એક જમીનદાર મિત્રની હોડીમાંજ હવે સવાર સાંજનો ઘણો ખરો સમય ગાળતા. હોડીમાં ઘણુંખરૂં તે ધ્યાનગ્રસ્તજ રહેતા અને એક બાળક જેવા આનંદી અને કોઇ પણ

જાતની ચિંતા વગરના દેખાતા. સ્વામીજીની હોડી ધીમે ધીમે દક્ષિ-ણેશ્વર તરફ જતી અને તે સ્થળને જોઇને સ્વામીજી કોઇવાર ઉંડા વિચારમાં તો કોઇવાર આત્મધ્યાનમાં લીન થઇ જતા.

સને ૧૮૯૮ ના ડિસેમ્બરમાં ફરીથી અમેરિકા જવાનો વિચાર થયો. તેમની પ્રકૃતિ સારી નહિ હોવાથી દાક્તરો અને સ્વામીજીના મિત્રોએ પણ તેમને તેમ કરવાનીજ સલાહ આપી. એપ્રીલ માસમાં સ્વામીજીએ અમેરિકામાં પોતાના એક મિત્રને લખ્યું કે "બે વર્ષ સુધી શારીરિક દુ:ખ ભોગવવાથી મારી જીંદગીમાંથી વીસ વરસ ઓછાં થયાં છે, પણ આત્મા તો તેવો ને તેવોજ છે." સ્વામીજી હવે પોતાનો ઘણોખરો વખત અધ્યયનમાંજ ગાળવા લાગ્યા. વળી શિષ્યોને બોધ આપવામાં અને ભજન કીર્તનમાં પણ તેમનો કેટલોક વખત જતો. વારંવાર મઠમાં સ્વામીજીનો મધુર સ્વર સંભળાતો અને તેમના આત્માના ઉંડા પ્રદેશમાંથી નીકળી આવતું કિર્તન સર્વત્ર ગાજી રહેતું.

સ્વામીજી અમેરિકા જવાના છે એમ જાણીને મઠના યુવાન સાધુઓએ તેમને એક માનપત્ર આપ્યું. તેના જવાબમાં સ્વામીજીએ "સંન્યાસ; તેનો આદર્શ અને અભ્યાસ." એ વિષય ઉપર વિવેચન કર્યું. સ્વામીજીએ સર્વેને જણાવ્યું કે સંન્યાસીનું જીવન જગતના કલ્યા-ણને માટેજ છે. તેને માટે કેવળ ધ્યાનમય જીવન સ્વાભાવિક અને અશક્ય છે, તેમ કેવળ વ્યાવહારિક બની જવું એ પણ મોટી ભુલ છે. આધ્યાત્મિકતા અને વ્યાવહારિકતા–નિવૃત્તિ અને પ્રવૃત્તિ –બંનેનો સુયોગ અને સદુપયોગ તમારે તમારા જીવનમાં સાધવો જોઇએ. તમારે સારી પેઠે ધ્યાનપરાયણ રહેવું જોઇએ, પણ તેની સાથે દરેકની પ્રકૃતિમાં સ્વાભાવિકપણેજ જે થોડું વા ઘણું રજસ વા તમસ રહેલું હોય છે તે તમને ધ્યાનમાંથી અલગ કરે ત્યારે તમારે વૃથા વાર્તામાં, ગામ ગપોડામાં, ખાવા પીવાની ચર્ચા કે

વિચારોમાં અથવા તો નિદ્રા, આળસ કે વૃથા વિચારોમાં નહિ પડી જતાં લોકસેવાનાં પોતાને માફક આવે એવાં ઉમદા કાર્યોમાંજ નિસ્કામભાવથી તમારા તન મનને જોડવું જોઇએ. તમારે ઋષિઓ બનવું જોઇએ. ખરો માણસ તો તેજ છે કે જે શરીરે ઘણો બળવાન છતાં જેનું હૃદય સ્ત્રીના જેવું કોમળ છે. તમારા મનમાં તમારા મંડળ–સંઘને માટે ઘણું માન હોવું જોઇએ. તમારે પુરેપુરા આજ્ઞાંકિત થવું જોઇએ. ઉપર પ્રમાણે સર્વેને બોધ આપીને સ્વામીજી પિતાની માફક અત્યંત પ્રેમથી સર્વે તરફ જોઇ રહ્યા અને સર્વેને આશિર્વાદ આપ્યો.

હવે અમેરિકા જવાનો દિવસ આવ્યો. પરમસાધ્વી માતાજી શારદાદેવીએ સ્વામીજીના માનમાં સર્વે સંન્યાસીઓને જમાડયા. તેમનો આશિર્વાદ લઇને સ્વામીજી બંદર ઉપર ગયા. ત્યાં તેમને વિદાય આપવા ઘણા મિત્રો એકઠા થયા હતા. સ્વામીજીની સાથે સ્વામી તુરીયાનંદ અને નિવેદિતા પણ જવાનાં હતાં. તુરીયાનંદે અમેરિકામાં વેદાન્તનો બોધ આપવાનો હતો. અમેરિકામાં ઘણા સંન્યાસીઓની જરૂર હતી તેથી સ્વામીજીએ તેમને ત્યાં જવાની આજ્ઞા કરી હતી. વળી નિવેદિતા કલકત્તાની કન્યાશાળાને માટે ફંડ એકઠું કરવા સારૂ જતાં હતાં. સ્ટીમર ઉપડવાનો સમય થતાં સ્વામીજીના મિત્રો અને શિષ્યો ગળગળા થઇ રહ્યા. સ્ટીમર ઉપડી અને તેની સાથે સ્વામીજી પણ સર્વેને આશિર્વાદ આપતા આપતા ઉપડી ગયા.

## પ્રકરણ ૫૬ મું—ફરીથી અમેરિકા જવું.

સ્વામીજી કલકત્તેથી મદ્રાસ જઇ ત્યાંથી ઈંગ્લાંડ થઇને પછી અમેરિકા જવાના હતા. તેમની સાથે બહેન નિવેદિતા અને સ્વામી તુરીયાનંદ હતા. તુરીયાનંદ મહા વિદ્વાન અને અધ્યાત્મ વિદ્યામાં

પ્રવીણ થયેલા હોઇને તેઓ યોગવિદ્યામાં, વક્તૃત્વકળામાં તેમજ લેખક તરીકે પણ પ્રખ્યાત હતા. તે જરા વધારે નિવૃત્તિપરાયણ સ્વભાવના હોવાથી આશ્રમના અધિષ્ઠાતા તરીકેનું કાર્ય કરવાને વધારે લાયક હતા. વળી અમેરિકામાં એક આશ્રમ સ્થાપવાની સ્વામીજીની ઇચ્છા હતી, કારણકે અમેરિકનોએ વેદાન્ત ઉપર ભાષણ ઘણાંએ સાંભળ્યાં હતાં પણ પોતાને અને વેદાન્તનો ક્રિયાત્મક ભાગ હજી બરાબર સમજવાને તેઓ શક્તિમાન થયા ન હોતા. આ બાબતો સમજાવવાને તેમજ શીખવવાને માટે એક સારા સંન્યાસીની જરૂર હતી અને સ્વામી તુરીયાનંદ તે કામને માટે ઠીક લાયકાતવાળા હોવાથી સ્વામીજીએ તેમને પોતાની સાથે લીધા હતા.

રવિવારની સવારમાં મદ્રાસના બંદર ઉપર હજારો મનુષ્યોની ઠઠ ભરાઇ રહી હતી. સર્વે સ્વામી વિવેકાનંદનાં દર્શન કરવાને આતુર બની રહ્યા હતા, પણ સર્વેને જણાવવામાં આવ્યું કે સ્ટીમર કલકત્તાથી આવેલી હોવાથી અમુક દિવસ સુધી તેમાંના કોઇને પણ ઉતરવા દેવામાં નહિ આવે. અસંખ્ય મનુષ્યો આ વાત સાંભળી શોકાતુર બની ઘેર ગયા.

કેટલાકે એવો નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે સ્વામીજીનાં દર્શન તો કરવાં. તેઓ મછવામાં બેશીને સ્ટીમર પાસે ગયા. સ્વામીજી બહાર તુતક ઉપર આવ્યા અને તેમના ભક્તો અને મિત્રોએ તેમને જોઇને ખુશાલીનો પોકાર કરી મૂકયો. સાંજે પણ અસંખ્ય મનુષ્યો બંદર ઉપર એકઠાં થયાં. છેવટે સ્ટીમર ઉપડી અને કિનારે ઉભેલાં સ્ત્રી પુરૂષો અને બાળકોએ જયઘોષ કરી મૂકયા. આખી મુસાફરીમાં સ્વામીજી ભારતભૂમિના ધાર્મિક વિચારો અને માનવજાતિના વિકાસ સંબંધીજ વાત કરી રહ્યા હતા. નિવેદિતાને મન આ મુસાફરી એક મહાન યાત્રા સમાન થઇ રહી હતી. કેમકે સ્વામીજીનાં

અમૂલ્ય સત્સંગનો અલભ્ય લાભ તેમને આ આખી મુસાફરી દરમીયાન સતત્ મળ્યા કર્યો હતો. એ સમય દરમીયાન શ્રવણ કરેલા વિચારોને તે મોટા શિક્ષણ રૂપ ગણતાં હતાં. એ વિચારોને બ્હેન નિવેદિતાએ પોતાની ડાયરીમાં લખી લીધા હતા અને પાછળથી પોતાના એક પુસ્તકમાં પ્રગટ કર્યા હતા. **મહા પુરૂષો જ્યાં જાય છે ત્યાંનું વાતાવરણ પવિત્ર અને સ્વર્ગ સમાનજ કરી મૂકે છે.** તેમની પાસે હમેશાં ઉંચી વાતોજ કરવાની હોય છે અને તેમના સ્થૂલ સૂક્ષ્મ શરીરમાં એક પ્રકારનો જે અતિ હિતાવહ પ્રવાહ વહી રહ્યો હોય છે તેથી કરીને તેમના સમાગમમાં આવનાર મનુષ્યોનો આત્મા ઉન્નત અને પવિત્ર બની રહે છે. બ્હેન નિવેદિતા લખે છે કે:—

"એ છ અઠવાડીયાંની મુસાફરીને હું મારા જીવનની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઘડી ગણું છું. સ્વામીજીનો સમાગમ કરવાની એકે તક આખી મુસાફરી દરમ્યાન હું ચૂકી નથી. સત્સંગ શિવાયનો વખત હું એ વિચારોને લખી લેવામાં તેમજ શિવણ કામમાં ગાળતી હતી."

"મુસાફરીની શરૂઆતથી તે અંત સુધી સ્વામીજીના ઉદાત્ત વિચારોનો પ્રવાહ વહ્યાજ કર્યો. ક્યારે તેમના મુખમાંથી કોઇ નવીન સત્ય બહાર નીકળી આવશે તેનો કશો નિયમ ન હતો. શિવરાત્રી, પૃથ્વીરાજ, વિક્રમાદિત્યનો ન્યાય, બુદ્ધ અને યશોધરા વિષેની વાર્તાઓ અને બીજી અસંખ્ય કથાઓ એક પછી એક સ્વામીજીના મુખમાંથી નીકળ્યાંજ કરતી હતી. વળી અજાયબી ભરેલું તો એ હતું કે એકની એક વાત ફરીથી સાંભળવામાં આવતી નહિ. સ્વામીજીના કથનમાં વર્ણાશ્રમનો સંપૂર્ણ અભ્યાસ, વિચારોની તુલના અને તેમને અપાયલું નવીન સ્વરૂપ, ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળનાં કામોની યોજનાઓ, માનવજાતિનો બચાવ, અરક્ષિતની રક્ષા અને ગરિબોના રક્ષણાર્થે દર્શાવાતું શુરાતન વગેરે દશ્યમાન થતાં. અમારા ગુરૂની યાદગીરી

તરિકે એમના જે અમુલ્ય વિચારોને અમે સ્મરી રહેલા છીએ, તેમાં "માનવજાતિ પ્રત્યેનો તેમનો અનુપમ પ્રેમ" સૌથી શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે."

"સ્ટીમરમાં સ્વામીજી હિંદના અનેક પ્રાચીન અને અર્વાચીન સાધુઓ, ભક્તો અને સંતોનાં વૃત્તાંતો ઘણા ઉલ્લાસથી કહેતા અને તેમના જીવન ઉપર રહસ્યમય નવીન પ્રકાશ પાડતા. દરેક સાધુનું વૃત્તાંત આપતાં સ્વામીજીનો આત્મા ઉછળી રહેતો અને શ્રોતાને પણ એમજ લાગતું કે જેનું વૃત્તાંત અપાય છે તેના કરતાં વધારે મોટો બીજો થયોજ નહિ હોય."

"અમે એડન પહોંચવાની તૈયારીમાં હતાં. સમય સાયંકાળનો હતો. મેં સ્વામીજીને સવારેજ પુછ્યું હતું કે હિંદના બીજા હિતૈષીઓની યોજનાઓ અને તમારી યોજનાઓમાં શો ફેર છે? એ વિષય ઉપર સ્વામીજીના વિચારોને બહાર કઢાવવાનું ઘણુંજ મુસ્કેલ હતું. સ્વામીજી બીજાઓનાં વખાણ કરવા તરફ ઉતરી પડતા હતા અને તેથી પ્રશ્નના જવાબનો અંતજ આવતો. પણ તે દિવસે સાંજે તે એકાએક એજ વિષય ઉપર વાત કરવા લાગ્યા.તે બોલ્યાઃ—"

"જેઓ હિંદમાં ફરીથી વ્હેમોનેજ ઘાલવાનો પ્રયાસ કરે છે તેમનાથી હું તદન જુદો પડું છું. જેમાં પોતાનું હિત સમાયલું છે એવા જનકલ્યાણના કાર્યમાં રસ લેવાનું કામ ઘણુંજ સહેલું છે. વળી પ્રાચીન પુસ્તકોમાં વાંચેલી પરિસ્થિતિ પ્રમાણે ભારતનો પુનરોદ્ધાર કે પુનઃસ્થાપના કરવાની ઇચ્છા કરવી પણ સહેલીજ છે. મારો વિચાર તો એ છે કે પ્રાચીન ભારતમાં જે જે શ્રેષ્ઠ હોય તેની સાથે આધુનિક સમયમાં જે જે શ્રેષ્ઠ લાગે તેનું મિશ્રણ કરવું અને તે મિશ્રણ સ્વાભાવિક રીતેજ કરવું. ભારતમાં લાવવાની નવી વસ્તુસ્થિતિ યાને સુધારણા તેની આંતરિક વૃત્તિઓની અને આત્માનીજ હોવી જોઇએ. તેથી કરીને હું માત્ર ઉપનિષદોનોજ ઉપદેશ કરૂં છું. તમે જુઓ છોજ

કે ઉપનિષદો શિવાય બીજાનું પ્રમાણ હું આપતો નથી. ઉપનિષદોમાંથી પણ એકજ વાતને હું આગળ ધરૂંછું અને તે "**સામર્થ્યનો વિચાર**" છે. વેદ અને વેદાન્ત, સર્વેનો સાર એકજ શબ્દ "સામર્થ્ય" માં આવી રહેલો છે. ભગવાન બુદ્ધ જે અહિંસાનો બોધ આપતા હતા તેજ બોધ વેદ અને વેદાન્ત વધારે ઉત્તમ રીતે આપે છે. નિર્બળ મનુષ્યજ બીજાની સામે થવાની ઇચ્છા કરે છે. સમુદ્રમાંથી વાછંટ આવે તો તેથી હું આઘો ખશી જતો નથી, કેમકે તેથી મને કંઇ પણ થતું નથી, પણ એક મચ્છરને તેથી ઘણું લાગે છે. જગતનાં સઘળાં સંકટો સામર્થ્ય અને નિડરતા આગળ એવાં તુચ્છજ છે. ૧૮૫૭ ના બળવા વખતે બળવાખોરોએ એક બળવાન સાધુને મારી નાંખ્યો હતો. જ્યારે તેની છાતીમાં કટાર ભોકવામાં આવી ત્યારે તે એટલુંજ બોલ્યો કે "**અને તું પણ તે પ્રભુજ છે ને!**" એ બળવાન સાધુ મારો આદર્શ છે. પ્રજાને કેળવણી દ્વારા આવું સામર્થ્ય પ્રાપ્ત કરાવવું જોઇએ." ઉપરના વિચારને સાંભળીને નિવેદિતા ચકિત થયાં. તે લખે છે કે "મને તે વખતે વિચાર થયો અને હજી પણ મને એનો એજ વિચાર આવ્યા કરે છે કે મારા ગુરૂનો માત્ર એટલો સિદ્ધાંત શિખવાથીજ મારી આખી મુસાફરી સફળ થઇ ગયેલી છે."

સ્વામીજીના હૃદયમાં ભારત વર્ષના અવતારો, આચાર્યો અને સંત સાધુઓનાં વર્ણન તથા આખ્યાયિકાઓનો એવો મોટો ભંડાર ભરેલો હતો કે તે કદીએ ખુટતોજ ન હોતો. એ સાધુચરિત્રો અને આખ્યાયિકાઓ તેમના મનમાં સદાએ જાગૃત રહીને તેમના હિંદુધર્મ પ્રત્યેના સદભાવને સદાએ તાજો અને ઉભરાતો રાખતાં. એમનું સ્વદેશાભિમાન પણ હિંદની ધાર્મિકતા અને તેની સાથે સ્વાભાવિક પણેજ જોડાયલી મહત્તા ઉપરજ રચાયેલું હતું. હિંદના ઇતિહા-

સના પ્રત્યેક પ્રસંગમાં, સંત સાધુઓનાં ચરિત્રોમાં અને આખ્યાયિકાઓમાં કંઇને કંઇ ગૂઢ હેતુ સમાઈ રહેલોજ તેમને જણાઇ રહેતો. અફસોસની વાત એ છે કે એ સાધુચરિત્રો અને આખ્યાયિકાઓને અત્યારે અસત્ય ગણવામાં આવે છે અને હિંદુઓનાં બાળકોને તે શિખવવામાં આવતાં નથી. ઉપર પ્રમાણે સ્વામીજી અનેક વિષયો ઉપર મહત્વના વિચારો દર્શાવી રહ્યા હતા. તે સઘળા વિચારો અહીં આપીએ તો એક આખું પુસ્તક ભરાય. હિંદુઓનાં ષડ્દર્શનને તે એક પછી એક હાથ ધરતા અને એક બીજા સાથે તેની તુલના કરી બતાવીને તેમની મહત્તા દેખાડતા. વળી બુદ્ધધર્મ અને એ દર્શનોમાં શો ભેદ છે તે સમજાવતા. આમ પોતાની મુસાફરીમાં સ્વામીજી પોતાના શિષ્યોને હિંદુધર્મ, ભારતવર્ષ, પૂર્વ, પશ્ચિમ વગેરે સંબંધી અનેક બાબતોથી માહીતગાર કરી રહ્યા હતા.

આમ કરતે કરતે સ્વામીજી લંડન આવી પહોંચ્યા. અહીંઆં માત્ર બે અઠવાડીઆં રહીને સ્વામીજી અમેરિકા જવાને ઉપડી ગયા. ત્યાં વેદાન્તના અભ્યાસીઓએ તેમને પુષ્કળ માનથી વધાવી લીધા. અહિં કેટલોક સમય જુદા જુદાં સ્થળોમાં ગુજાર્યા પછી સ્વામીજીની તબીયતમાં સારો સુધારો થતાં તેઓ સેન ફ્રાન્સીસ્કો ગયા અને ત્યાં લગભગ દરરોજ ભાષણો આપવા માંડયાં તેમજ વર્ગો ચલાવવા માંડયા. સેન ફ્રાન્સીસ્કોનાં સ્વામીજીનાં ભાષણો વિષે લખતાં ત્યાંના યુનિટિ લોસ એન્જેલીસ નામના પત્રે લખ્યું હતું કે:—

"સ્વામી વિવેકાનંદમાં યુનિવર્સીટિના પ્રેસીડેન્ટનું જ્ઞાન, આર્ક બીશપની ભવ્યતા અને બાળકની લાવણ્યતા, સ્વતંત્રતા તથા મિષ્ટતા એ સર્વેનો સુયોગ થયેલો છે. એક ક્ષણની પણ તૈયારી કર્યા વગર તે એકદમ પ્લેટફોર્મ ઉપર ખડા થઇ જાય છે અને ઝટ દઇને પોતાના વિષયમાં ઉંડા ઉતરી જાય છે. કોઇવાર જ્યારે તેમનું મન

ઉંડા તત્વજ્ઞાનના વિષયમાંથી નીકળીને આધુનિક સમયના ખ્રિસ્તીઓની રીતભાત તરફ વળે છે ત્યારે તેમનો દેખાવ કરડો બની રહે છે. તેઓ કહે છે કે આધુનિક ખ્રિસ્તીઓ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં બાઈબલ લઈને ફીલીપાઇન ટાપુમાં બોધ કરવાને જાય છે. વળી તેઓ દક્ષિણ આફ્રીકામાં એકજ માબાપનાં છોકરાંને પરસ્પર કાપી નાખવા દે છે. એ રીતભાતની સાથે સ્વામીજીએ હિંદમાં દુષ્કાળ વખતે જે બન્યું હતું તેની તુલના કરીને કહ્યું હતું કે હિંદમાં દુષ્કાળ વખતે મનુષ્યો પોતાનાં ઢોરની આગળ ભુખમરાથી મરી જતા, પણ કદીએ તેમણે તે ઢોરોને મારવાને હાથ ઉગામ્યો નથી."

સ્વામીજીએ સેન ફ્રાન્સીસ્કો, ઓકલેન્ડ અને આલ્મેડામાં લગભગ પચાસ ભાષણો આપ્યાં. એ પછી લોકોએ નિયમિત વર્ગો ભરવાની સ્વામીજીને અરજ કરવાથી તેઓ વર્ગો ભરવા લાગ્યા. સેન ફ્રાન્સીસ્કોમાં લોકોનાં મન ઉપર સ્વામીજીના બોધની કેવી ઉંડી છાપ પડી રહી હતી તેનો ખ્યાલ એક અમેરિકને એક વર્તમાનપત્રમાં નીચલા શબ્દોમાં આપ્યો હતો.

"જે ભૂમિએ સ્વામી વિવેકાનંદ જેવા મહાબુદ્ધિશાળી વિચારક અને ઉપદેશકને આપણી આગળ મોકલ્યા છે અને જે ભૂમિ તરફ હમણાં થોડાક સમયથી આપણું લક્ષ દોરાયું છે, તે ભૂમિ પ્રત્યે આપણે જેટલો સદ્દભાવ દર્શાવીએ તેટલો ઓછો છે. શ્રોતાઓ ઉપર સ્વામી વિવેકાનંદના બોધની અસર ઘણીજ ઉંડી થાય છે અને તેના કરતાં વળી તેમના ભવ્ય અને પવિત્ર ચારિત્ર્યની અસર તો ઘણીજ વધારે ઉંડી થાય છે. તેમનું ચારિત્ર્ય તેમના મુખમાંથી નીકળતા અસરકારક શબ્દો કરતાં પણ વધારે અસરકારક છે. જાણે કે એકાદ મજબૂત અને સુંદર મ્યાનમાંથી પાણીદાર તેજસ્વી તલવાર બહાર કુદી પડતી હોય તેમ કુદી પડતું એ મહાપ્રતાપી વિચારકનું મુખારવિંદ અને બોલવું

જોઇને અમે સ્તબ્ધજ બની જઇએ છીએ. જેઓ તેમના સમાગમમાં આવે છે તેમના તરફ તે અત્યંત માયા દર્શાવે છે. તેમનું માયાળુપણું, તેમની સાદાઇ, તેમની નમ્રતા, તેમના સંગીતમય શબ્દો અને તેમનું અલૌકિક વક્તૃત્વ અમને ઘણુંજ પ્રિય અને સચોટ લાગે છે. સ્વામી વિવેકાનંદ શિક્ષક, ઉપદેશક અને તત્વજ્ઞાની કરતાં પણ અધિક છે; કવિતાની કોઇ અદ્દભૂત ભૂમિકામાંથી ઉતરી આવેલા તે એક મહાન કવિ છે!"

થોડા વખત પછી સ્વામીજીએ સેન ફ્રાન્સીસ્કોમાં વેદાન્તસમાજ અને "શાંતિ આશ્રમ" નામનો એક આશ્રમ સ્થાપ્યાં. તે બંને સંસ્થાઓ આજે પણ સારી આબાદીમાં છે. સ્વામીજીએ એ બંને સંસ્થાઓનું કામ તુરીયાનંદને સોંપ્યું અને પોતે ન્યૂયોર્ક ગયા. ત્યાં તેમણે ગીતાજીનો વર્ગ શરૂ કર્યો. સ્વામીજી અમેરિકામાં આરામ લેવાને માટે આવ્યા હતા; પણ તેમના જેવા અત્યંત દયાળુ મહાપુરૂષ તે આરામ શી રીતે ભોગવી શકે?

એક પરોપકારી બાઇએ ૧૬૦ એકર જમીન શાંતિ આશ્રમ બાંધવાને બક્ષીસ આપી અને તેના ઉપર બાંધવામાં આવ્યો. એ આશ્રમ છેટ નજીકના રેલવે સ્ટેશનથી પણ ચાલીસ માઇલને અંતરે આવેલો છે. તે આશ્રમના હેતુઓ સ્વામીજીના શબ્દોમાં નીચે પ્રમાણે છે:—

"દરેક જીવ પોતાના મૂળ સ્વરૂપમાં દેવ છે. બાહ્ય અને આંતરિક પ્રકૃતિ ઉપર જય મેળવીને એ દેવત્વને ખુલ્લું કરવું એજ માનવજીવનનો અંતિમ આદર્શ છે. કર્મથી, પૂજાથી, યોગથી કે તત્વજ્ઞાનથી, એકથી કે અનેકથી, તે કાર્યને સાધો અને મુક્ત થાઓ. બધો ધર્મ એમાંજ સમાઇ જાય છે. સિદ્ધાંતો, ક્રિયાઓ, પુસ્તકો, દેવાલયો, વિધિઓ વગેરે સર્વ એના આગળ ગૌણ છે."

ટુંકમાં કહીએ તો સ્વામીજીએ રાજયોગના સિદ્ધાંતો કૃતિમાં મૂકાય તેટલા માટેજ શાન્તિ આશ્રમ સ્થાપેલો છે. પ્રથમ પ્રાણને રોકી પછી મનને રોકવું અને પછી ધ્યાન ધારણાદિ ક્રિયાઓથી સમાધિ પર્યંત જવું વગેરે બાબતો ત્યાં શિખવવામાં આવે છે. કેલીફોર્નીઆ જેવા ઘોંઘાટ અને અશાંતિવાળા અને જડવાદના સિદ્ધાંતોથી ભરેલા પ્રદેશમાં પુષ્કળ શાંતિ, વિશ્રાંતિ અને શ્રદ્ધાથી ભરેલો આ આશ્રમ એ ખરેખર આશ્ચર્યકારક વસ્તુ છે. અભ્યાસ માટે આશ્રમમાં રહેનારા કેલીફોર્નીઆના મનુષ્યોને જાણે કે તેઓ હિમાલયના શાંત પ્રદેશમાં બેઠા હોય એમજ લાગતું. ત્યાં પુષ્કળ શાંતિ આસપાસ વ્યાપી રહી હતી. માત્ર ટાઢ ઉરાડવાને સળગાવેલી તાપણીનો મંદ સુસવાટ કે દૂર આવેલાં વૃક્ષોની ઘટાઓમાંથી આવતી પવનની મંદ લહરીના અવાજથી તે શાંતિમાં કંઇક ભંગ થતો હતો એજ માત્ર! અહીંઆં ઘણા દૂર પ્રદેશમાં–યોગ અને વેદાન્તની ભૂમિ–ભારતવર્ષથી હજારો માઇલને છેટે, આશ્રમના અધિષ્ઠાતા સ્વામી તુરીયાનંદ પોતાની આસપાસ વીંટળાઇ રહેલા, આંખો અરધી મીંચીને ધ્યાનમાં બેઠેલા અને પરબ્રહ્મને ઉપાસી રહેલા શિષ્યોને યોગ અને વેદાન્તનો બોધ આપતા હતા. કેલીફોર્નીઆના એક વર્તમાનપત્રે તે આશ્રમનો હેવાલ નીચે પ્રમાણે આપ્યો છે.

"હરણ, સસલાં, કબુતર અને બીજાં એવાં શિકાર કરવાનાં પ્રાણીઓથી ભરેલા એક પ્રદેશને મનમાં કલ્પો. તેમાં એક મોટો તંબુ ઉભો કરેલો છે, છતાં એક પણ બંદુક ફોડવામાં આવતી નથી એમ ધારો. રાત્રે તાપણીની આસપાસ લડાઇનાં ગીતોને બદલે સંસ્કૃત મંત્રો બોલવામાં આવે છે એવી કલ્પના કરો. જંગલમાં શિકારીઓ જે વાતો કરે છે તેને સ્થાને સૃષ્ટિની ઉત્પત્તિ વિષેની ચર્ચાઓનો ખ્યાલ મનમાં લાવો. ટુંકામાં શિકારીઓની શિકાર કરવાની ઇચ્છાને સ્થાને પોતાનામાં રહેલા "દેવત્વ"ને જાગૃત કરવાની તીવ્ર ઇચ્છાને કલ્પો;

ત્યારેજ તમને શાન્તિ આશ્રમનો પુરેપુરો ખ્યાલ આવશે."

એજ વર્તમાનપત્રનો ખબરપત્રી એકવાર શાન્તિ આશ્રમની મુલાકાત લેવાને ગયો હતો અને તેણે યોગની ક્રિયાઓ શીખવામાં ભાગ લીધો હતો. એ માણસે શાન્તિ આશ્રમની ક્રિયાઓનું વર્ણન નીચે પ્રમાણે આપેલું છે:—

"બીજાઓની માફક મેં પણ મારી આંખો બંધ કરી. સવારનો વખત ધ્યાનમાં ગાળવાનો હતો. કેટલીકવાર સુધી તો ચંડોળ પક્ષીનો અવાજ, આઘેથી આવતો ગાયોની ઘંટડીઓનો નાદ, પવનનો મંદ સુસવાટ, સળગાવેલા ધુપની મંદ મંદ વાસ અને સંસ્કૃત શાસ્ત્રોના શ્લોકોનું મધુર ઉચ્ચારણ વગેરે સંભળાતું રહ્યું; પણ પછી શાંતિ, નિયમિત પ્રાણાયામ અને બીજી કોઇ અદ્દભૂત વસ્તુ–ગમે તો તેને વાતાવરણ કહો કે ગમે તે કહો, હું તેનું વર્ણન કરી શકતો નથી– તેનાવડે હું મારા ચિત્તમાં અપૂર્વ શાંતિને અનુભવવા લાગ્યો. જાણે કે આખા વિશ્વમાં એક પ્રકારની નિત્ય શાન્તિ, કલ્યાણમયતા અને વિશ્રાંતિ વ્યાપી રહેલાં હોય અને તેમનો હું એક અંશ હોઉં એવો અનુભવ મને થવા લાગ્યો. એ સ્થિતિનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી. આવા પવિત્ર વાતાવરણમાં વૃત્તિઓને અંતર્મુખ કરી, અંતઃદૃષ્ટા બની, એકાગ્ર ચિત્તથી એકાદ કલાક સુધી પરમ શાંતિને અનુભવવી એ સ્થિતિનો એક સામાન્ય અમેરિકનને શી રીતે ખ્યાલ આવી શકે? એ અનુભવ જેને કરી જોવો હોય તે કરી જુએ અનુભવ કરવા જેવીજ એ વસ્તુ છે. ઓમ્, ઓમ્, ઓમ્; જગતના જુનામાં જુના વૈદિક ધર્મના મંત્રો અહીંઆં આ કેલીફોર્નીઆની ખીણમાં ઉચ્ચારાય છે. એ ધર્મ એટલો બધો જુનો છે કે એની ઉત્પત્તિનો સમય પણ જડતો નથી."

આ વખતે સ્વામી વિવેકાનંદની શિષ્યા–નિવેદિતા–ન્યૂયોર્કમાં

અનેક વિષયો ઉપર ભાષણો આપી રહ્યાં હતાં. ભારતવર્ષના લોકોની આધ્યાત્મિક અને આર્થિક સ્થિતિ સુધારવાને પોતાનું સમસ્ત જીવન અર્પણ કરનાર આ પવિત્ર દેવીની ઇચ્છા એવી હતી કે હિંદની સ્ત્રીઓને તેમના દેશકાળને અને જરૂરીઆતોને અનુકૂળ થાય તેવી કેળવણી આપવી. તે કેળવણીને માટે એ બાઈ ન્યુયોર્કમાં એક મોટું ફંડ એકઠું કરતાં હતાં. વળી સ્વામી વિવેકાનંદનો કલકત્તામાં એક હિંદુ યુનિવર્સીટિ સ્થાપવાનો વિચાર હતો. ભારતવર્ષના કલ્યાણની અનેક યોજનાઓમાં એ પણ તેમના મનની એક ઉમદા યોજના હતી; તેમના મનોરાજ્યનું એ એક મનોહર સ્વપ્ન હતું.

હવે આપણે ભારતવર્ષ તરફ પણ થોડીક ઝાંખી કરી લઇએ. સ્વામીજીના બીજા શિષ્યો અને ગુરૂભાઇઓ જેમના હૃદયમાં સ્વામીજીએ પરોપકારવૃત્તિ અને સ્વાર્થત્યાગનો ઉત્તમ જુસ્સો રેડયો હતો અને જેમને પ્રાણનો ભોગ આપીને પણ લોકસેવામાં તત્પર રહેવાનો ઉપદેશ આપ્યો હતો, તેઓ સર્વે સ્વામીજીની ગેરહાજરીમાં બેલુરમઠમાં આળસુ થઇને બેસી રહ્યા ન હોતા. તે વખતે હિંદની સ્થિતિ ઘણી ભયંકર થઇ રહી હતી. ઉનાળો આવવાથી દુષ્કાળે ઘણુંજ ભયંકર રૂપ પકડયું હતું. રજપુતાનામાં કુવાઓમાં પાણી સુકાઈ જતાં હતાં અને પાણી માટે લોકો મોટા પોકાર કરી રહ્યા હતા. રામકૃષ્ણ મિશને કીશનગઢમાં એક સેવાશ્રમ સ્થાપ્યો હતો. ત્યાં ભુખ અને તરસથી પીડાતાં હજારો મનુષ્ય આવતાં. તેમને રામકૃષ્ણ મિશનના સાધુઓ બનતી મદદ આપી રહ્યા હતા. મધ્યપ્રાંતોમાં પણ એ સમયે ભયંકર દુષ્કાળ ચાલી રહ્યો હતો અને ત્યાંની જરૂરીઆત જોઇને ખંડવામાં દુષ્કાળકામો ઉઘાડવાને એક સ્વામીને મોકલવામાં આવ્યા હતા. તે સ્વામીએ ત્યાંના ડેપ્યુટી કમીશનરની સુચનાથી ઘેરે ઘેર ફરીને કુળવાન કુટુંબનાં ભુખે મરી રહેલાં અનેક માણસોને શોધી કહાડયાં. આ માણસો ભુખે

મરવાનું પસંદ કરતાં, પણ મદદ કોઇની પાસે માગતાં નહિ. આવાં અનેક કુંટુંબોને સ્વામીએ શોધી કહાડીને તેમને બનતી મદદ પહોંચાડી. વળી સરકારી દુષ્કાળકામોમાં કામ કરવાને કેટલાંક ઓપુરૂષો અશક્ત હોવાથી ભુખે મરતાં હતાં, તેમને પણ સ્વામીએ અનાજ પહોંચાડ્યું. આ પ્રમાણે હજારો મનુષ્યોનું રક્ષણ કરવામાં આવ્યું. કીશનગઢમાં સ્થાપેલા સેવાશ્રમમાં જે લોકો ગયા હતા તેમની બરદાશ એક બીજા સ્વામી—કલ્યાણાનંદ—સારી રીતે કરતા હતા. તેમણે સહાયને માટે વર્તમાનપત્રો દ્વારા માગણી કરી હતી અને હિંદુસ્તાન તથા અમેરિકામાંથી વારંવાર પૈસાની જે મદદ આવતી તે વડે તેઓ હજારો મનુષ્યોનાં દુઃખ હરી રહ્યા હતા.

કલકત્તામાં પણ તે વખતે પ્લેગ અને કોલેરા ચાલી રહ્યો હતો. લોકસેવા કરવાનો તે સમય હતો. રામકૃષ્ણ મિશનના સાધુઓ ગરિબ, દુઃખી અને નિરાધારની વારે ધાવાને તત્પરજ હતા. જે ગરિબ મનુષ્યો પોતાનાં ઘર, ગટરો, મહોલ્લાઓ વગેરેને પ્લેગવિનાશક વસ્તુઓ વડે ધોવરાવવાને કે સાફ કરાવવાને પૈસા ખરચી શકે તેવા ન હોતા, તેમનાં મકાનો, ગટરો, મહોલ્લાઓ વગેરેને એ સાધુઓ જાતેજ સાફ કરવા લાગ્યા. બે મહિના સુધી એ સાધુઓએ ગંદા મહોલ્લાઓમાં કામ કર્યા કર્યું અને લગભગ ૧૩૦૦ ઝુંપડાંઓ અને ૪૦ મકાનો તેમણે સાફ કર્યાં. ૧૫૦ ગાડાં ભરીને ગંદો કચરો બહાર કાઢી નાંખ્યો અને પ્લેગ તથા કોલેરાના બનાવોથી દુષિત થએલાં ૨૪ મકાનોને પ્લેગવિનાશક વસ્તુઓથી ધોઇ નાખ્યાં. આ પ્રમાણે કલકત્તામાં આ આપત્તિના સમયમાં રામકૃષ્ણ મિશનના સાધુઓએ જીવનું જોખમ વેઠીને જે નિઃસ્વાર્થ મદદ આપી તેને માટે શેહેરસુધરાઇએ તેમનો ઘણોજ આભાર માન્યો. બે મહિના પછી રામકૃષ્ણ મિશનના પરદુઃખભંજન સાધુઓ શોભાબજાર પરોપકારી સભા સાથે મળીને

નદીના પૂરથી તણાઇ ગયેલાં ગામડાંના લોકોને સહાય કરવા નીકળી પડયા હતા. નદીના પૂરથી જેમનાં ઝુંપડાં તણાઇ ગયાં હતાં તેવા અનેક નિરાધાર લોકોને તેમણે આશ્વાસન અને મદદ પહોંચાડી હતી. આ પ્રમાણે શ્રીરામકૃષ્ણ પરમહંસના સન્યાસી શિષ્યો, પોતાના હૃદયને વધારે ને વધારે સેવાપરાયણ બનાવીને લોકસેવાદ્વારા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને ઇચ્છી રહ્યા હતા. તેઓ ભારતવર્ષમાં દુષ્કાળ, પ્લેગ, કોલેરા વગેરેથી પીડાઇ રહેલાં અસંખ્ય મનુષ્યોને સહાય અને આશ્વાસન પહોંચાડી રહ્યા હતા.

એ વખતે પેરીસમાં એક મોટું પ્રદર્શન અને તેની સાથે એક ધર્મપરિષદ્ ભરવાની યોજના ત્યાંના લોકોએ કરી હતી. ત્યાંના રોમન કેથોલીક ધર્મના પાદરીઓને ડર લાગતો હતો કે જો એવી પરિષદ્ ભરવામાં આવશે તો અમેરિકાની માફક પેરીસમાં પણ વેદાન્ત ધર્મની સર્વોપરિતા પાછી ફરીથી સાબીત થશે. એથી કરીને તેમણે એ યોજના ભાગી પાડી. સર્વેએ મળીને ઠરાવ કર્યો કે એ પરિષદ્‌માં ધર્મ વિષે ચર્ચા કરવી નહિ, પણ ધાર્મિક ઇતિહાસ ઉપરજ બને તેટલું નવું અજવાળું નાંખવું. એ પરિષદ્‌માં ભાગ લેવાને સ્વામી વિવેકાનંદને પણ આમંત્રણ મોકલવામાં આવ્યું. સ્વામીજીએ હવે ફ્રેંચ ભાષા કાળજીથી શીખવા માંડી અને બે મહિનામાં તે ભાષામાં વ્યાખ્યાન આપી શકાય તેટલી તૈયારી કરી લીધી અને તેઓ પેરીસ ગયા.

પેરીસમાં સ્વામીજીને પશ્ચિમના અનેક વિદ્વાનો જોડે મુલાકાત થઇ. પરિષદ્‌માં ઘણા વિદ્વાનો, કવિઓ, લેખકો, તત્વવેત્તાઓ, વિજ્ઞાન-શાસ્ત્રીઓ અને પાદરીઓ એકઠા થયા હતા. તે સર્વે સ્વામીજીની જોડે ઓળખાણ કરીને ઘણોજ આનંદ દર્શાવવા લાગ્યા. પરિષદ્‌નું કાર્ય શરૂ થયું અને પશ્ચિમના વિદ્વાનો જગતના ધર્મોનો ઇતિહાસ રજુ કરીને તે ઉપર ચર્ચા કરવા લાગ્યા. હિંદુધર્મ વિષે બોલતાં

તેઓ શિવલિંગ અને શાલિગ્રામની પૂજાની ઉત્પત્તિ અમુક જંગલી ભાવનાઓમાંથી થએલી છે એમ કહેવા લાગ્યા તથા ખગોળવિદ્યા, જ્યોતિષશાસ્ત્ર વગેરે વિદ્યાઓને હિંદુ ઋષિઓ ગ્રીક લોકો પાસેથી શિખી લાવ્યા હતા એમ પ્રતિપાદન કરવા લાગ્યા. એ સર્વે બાબતોની વિરૂદ્ધ જવાબ આપવાને સ્વામી વિવેકાનંદ ઉભા થયા અને તેમણે શિવલિંગ તથા શાલિગ્રામની પૂજાની ઉત્પત્તિનો ખરેખરો ઇતિહાસ દર્શાવીને સાબીત કરી આપ્યું કે હિંદુઓએ ગ્રીક લોકો પાસેથી કોઇ પણ પ્રકારનું જ્ઞાન લીધું નથી, પણ સર્વે વિદ્યાઓને તેમણે સ્વતંત્રપણેજ સંપાદન કરી હતી. હિંદુધર્મ અને તેના ઇતિહાસ વિષે જે અનેક પ્રકારના ખોટા ખ્યાલો પાશ્ચાત્યોના હૃદયમાં ભરાઇ ગયા હતા તે સર્વેને સ્વામી વિવેકાનંદે કહાડી નાંખ્યા અને હિંદના ધાર્મિક ઇતિહાસ ઉપર તદ્દન નવોજ પ્રકાશ પાડયો. પશ્ચિમના વિદ્વાનો સ્વામીજીના જ્ઞાનથી સાનંદાશ્ચર્ય પામ્યા અને તેમની સાથે ગાઢ મિત્રાચારીનો સંબંધ બાંધી રહ્યા. પેરીસથી સ્વામીજી હિંદ જવાને નીકળ્યા.

## પ્રકરણ ૫૭ મું—સેવાશ્રમોની સ્થાપના અને પૂર્વ બંગાળ તથા આસામની મુસાફરી.

આ પ્રમાણે પોતાના અમેરિકન મિત્રો, વિદ્યાર્થીઓ અને શિષ્યોને છેલ્લી મુલાકાત આપીને ત્યાંથી પેરીસ થઇને સ્વામીજી હિંદુસ્તાન તરફ પાછા ફર્યા. આ વખતે સ્વામીજીનું શરીર પાછું તદ્દન ઘસાઇ ગયું હતું. એ ઘસાઇ જવાનું કારણ એજ કે આ વખતે પણ અમેરિકામાં સ્વામીજીએ અંગતોડ મહેનત કરી હતી. અમેરિકા, ઈંગ્લાંડ, પેરીસ અને કલકત્તા, દરેક સ્થળના દાક્તરોએ હવે તેમને એજ સલાહ આપી હતી કે તેમણે કેટલાંક વરસ સુધી પુરેપુરી

વિશ્રાંતિ લેવી; પણ તેમ બનવું એ સ્વામીજીની બાબતમાં અશક્ય હતું. તબીયત સારી નહિ હોવા છતાં પણ સ્વામીજી કલકત્તે આવ્યા પછી તરતજ તેઓ આસામ, ગોઆલપરા, ગૌહટિ, શિલાંગ, ઢાકા વગેરે સ્થળોની મુલાકાત લેવાને નીકળી પડયા. ત્યાંથી તે પાછા આવ્યા ત્યારે તેમની તબીયત વધારે બગડેલી હતી એટલે હવે પુરેપુરો આરામ લેવાની તેમને ફરજ પડી. બે એક માસમાં તેમનું શરીર કંઇક સુધરતાંજ પાછા તે કામે લાગ્યા અને ફરીથી માંદા પડયા. હવે તો ડૉકટરે તેમને એવીજ સલાહ આપી કે તેમણે પથારીમાંથી ઉઠવુંજ નહિ. તે પ્રમાણે સ્વામીજીએ દોઢેક માસ કર્યું અને તબીયત જરા સુધરી.

એ અરસામાં સ્વામીજીના સાંભળવામાં આવ્યું કે હરદ્વાર તરફ રહેતા સાધુઓ તેમજ યાત્રાર્થે જતા ગરિબ યાત્રાળુઓ મંદવાડમાં આવી પડતાં અન્ન–પાણી, દવા અને સેવાની સગવડને અભાવે મરી જાય છે. દુઃખીની સેવા એ તો સ્વામીજીને મન પ્રભુસેવાજ હતી. એટલે ઉપલી હકીકત જાણ્યા પછી તેમણે તે તરફ પણ એક સેવા-શ્રમ સ્થાપવાનો વિચાર નક્કી કર્યો અને તેને પરિણામે હરદ્વારની પાસે આવેલા કનખલમાં એક સેવાશ્રમ સ્થાપવામાં આવ્યો. તે “ રામકૃષ્ણ સેવાશ્રમ ” ને નામે ઓળખાય છે. તે આશ્રમમાં નિરાધાર મનુષ્યોને ઔષધ ઉપરાંત ભોજન આપવાની સગવડ રાખવામાં આવેલી છે. અત્યારે સ્વામી કલ્યાણાનંદ એ સેવાશ્રમના અધિષ્ઠાતા હોઇને અનેક સાધુઓની અને નિરાધાર યાત્રાળુઓની સેવા કરી રહ્યા છે. હરદ્વાર તરફ યાત્રાએ જતા પ્રત્યેક યાત્રાળુએ આ આશ્રમ અને ત્યાં થતી રોગીઓની સેવા અવશ્ય જોવા જેવાં છે. સાધુઓ અને યાત્રાળુઓ ઉપરાંત હરદ્વાર, કનખલ તેમજ આસપાસનાં અનેક ગામોનાં ગરીબ માણસો આ સ્થળે સલાહ તેમજ ઔષધ લેવાને માટે આવે છે. દરરોજ સો ઉપરાંત માણસો આવી રીતે આ

આશ્રમનો લાભ લેવા આવે છે. રામકૃષ્ણ મિશનના સાધુઓનાં વિશાળ હૃદય, કાર્યદક્ષતા અને આત્મભોગનો યથાર્થ ખ્યાલ આ સ્થળે થતું કામકાજ જોવાથીજ આવી શકે તેમ છે. આ આશ્રમમાં બ્રહ્મચારીઓ તેમજ સંન્યાસીઓ મળીને દસ ઉપરાંત માણસો સેવાનું કામ બજાવે છે. આસપાસથી બોલાવવામાં આવે ત્યાં રોગીઓની સારવાર કરવાને જવું, આશ્રમમાં આવતા દરદીઓને તપાસવા, દવા આપવી, ગડગુમડ ધોઇ સાફ કરીને પાટા બાંધવા, આશ્રમમાં નિરાધાર સાધુઓને તેમજ યાત્રીઓને રાખવામાં આવ્યા હોય તેમનાં બિછાનાં સાફ રાખવાં, તેમને વખતસર દવા અને ખોરાક પહોંચાડવું, તેમના ઓરડા રોજ વાળીઝુડીને સાફ રાખવા તેમજ તેમનાં એઠાં વાસણ ઉપાડી જઇ સાફ કરવાં, કોલેરાના તેમજ બળીયા વગેરે ચેપી રોગની અને ત્રિદોષની સખત વ્યાધીઓથી પીડા પામતા આશ્રમમાં રાખેલા દરદીઓની પાસે રાત્રિ દિવસ વારા ફરતી રહીને તેમની સર્વ પ્રકારની સેવા ચાકરી કરવી, વગેરે સર્વ પ્રકારનાં કામો ઉપલા બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓજ બજાવે છે. કોઇ નિરાધાર રોગી કોઇ ઠેકાણે સહાય વિના રસ્તામાં કે ઓટલા પર પડી રહેલા જોવામાં આવતા તો તેને ઉંચકી લાવવાનું તેમજ આશ્રમમાં કોઇ દરદી મરી જાય તો તેને ઉંચકી જઇ ઠેકાણે પાડી આવવાનું કામ પણ આ કનક કાન્તાના ત્યાગી સંત પુરૂષોજ બજાવે છે. બીજો એક એવો સેવાશ્રમ બનારસમાં પણ સ્થપાયલો છે. પહેલીવાર પશ્ચિમમાંથી પાછા આવ્યા પછી સ્વામીજી બનારસ થોડા દિવસ રહ્યા હતા. તે વખતે ત્યાંના એક પરોપકારી સદ્‌ગૃહસ્થે બનારસમાં સેવાશ્રમ સ્થાપવાને માટે એક મોટી રકમ સ્વામીજીને ભેટ કરી હતી. સ્વામીજીની આજ્ઞાથી સ્વામી શિવાનંદ બનારસ ગયા હતા અને ત્યાં એક વાડીમાં આવેલું મકાન ભાડે રાખીને તેમણે આશ્રમની

સ્થાપના કરી હતી. આ આશ્રમમાં મઠ અને સેવાશ્રમ—એ વિભાગો રાખેલા હોઇ મઠમાં રહેનારા સાધુઓ ધ્યાન, ભજન, પૂજન અને આત્મચિંતન વગેરે સાધનો બ્રહ્મચર્યપૂર્વક સાધે છે. આ સેવાશ્રમમાં બ્રહ્મચારીઓ કનખલના સેવાશ્રમના જેવાં સર્વ કામો બજાવે છે. આવી રીતે સેવાનાં કામ કેટલાંક વર્ષ કર્યા પછીજ જેમની ઇચ્છા સંન્યાસી થવાની હોય તેમને આશ્રમના અધિષ્ઠાતાની સંમતિપૂર્વક સંન્યાસદિક્ષા અપાય છે. આ કાશીનો સેવાશ્રમ એક મોટી હોસ્પીટલ જેવો હોઇ કનખલના સેવાશ્રમ કરતાં બે ચારગણા વિસ્તારમાં પથરાયલો છે. કાશી ધામની જાત્રાએ જનાર જ્યાં સુધી ત્યાંના આ ખરા તીર્થસ્થાનનાં દર્શન ન કરે ત્યાં સુધી તેમણે પોતાની યાત્રાને અધુરીજ સમજવી. તીર્થવાસી પંડ્યાઓ પોતાના યજમાન યાત્રીઓની સાથે ફરીને જુદાં જુદાં મંદિરોનાં દર્શન પૂજન કરાવે છે, પણ આવાં વર્તમાન યુગનાં સાચાં સેવામંદીરોની તો તેમને ખબર પણ નથી હોતી અને કદાચ ખબર હોય છે તો કદર નથી હોતી. વળી કાંઇ દલાલી પણ પાકે તેવી નથી હોતી, માટે સમજુ યાત્રીઓએ પોતેજ આવાં સ્થળ જોવા ખંત રાખવો જોઇએ.

આ વખતે સ્વામીજીનાં દર્શન માટે ઘણાં મનુષ્યો બેલુર-મઠમાં આવવા લાગ્યાં. પિતા પોતાનાં બાળકોની વચમાં ઘૂમતો હોય તેમ સ્વામીજી તે સર્વેની વચમાં ફરતા. તેમને જે કાંઇ પૂછતા તેનો બહુજ પ્રેમથી સમાધાનકારક ઉત્તર આપી પૂછ-નારના મનની મુંઝવણ ભાગતા. કોઇવાર સ્વામીજી એકલી કૌપીનજ પહેરીને મઠમાં ફરતા તો કોઇવાર એકાદ કપડું પહેરી લઇને પાસેનાં ગામડાંઓ તરફ વિચાર કરતા કરતા ચાલ્યા જતા. કોઇવાર તે એકલા ગંગાજીને કિનારે જ્યાં ફાવે ત્યાં બેસીને આત્મધ્યાનમાં મગ્ન થઇ જતા, તો કોઇવાર મઠના એકાદ વૃક્ષની છાયા તળે

બેસી યા લેટીને ધ્યાનદશા અનુભવતા. કોઇવાર મઠમાં પોતાની ઓરડીમાં બેઠે બેઠે પુસ્તકોજ વાંચ્યા કરતા. વખતો વખત સ્વામીજીને આધ્યાત્મિક સ્ફુરણાઓ થઇ આવતી અને તેઓ આત્મધ્યાનમાં મગ્ન થઇ જતા.

બેલુર મઠમાં થોડાક દિવસ રહ્યા પછીથી સ્વામીજીએ માયાવતી-વાળા અદ્વૈત આશ્રમની મુલાકાત લીધી. ત્યાંની સ્વચ્છ હવા, એકાંત-વાસ અને અદ્વૈત આશ્રમનું કાર્ય જોઇને સંતોષ થયો. ત્યાંથી બેલુર મઠમા પાછા આવ્યા પછી પૂર્વ બંગાળા અને ઢાકામાંથી અનેક આમંત્રણો આવવાથી સ્વામીજી તે તરફ કેટલાક દિવસ ગાળી આવ્યા. ત્યાંના મુખ્ય સ્થળ ઢાકામાં ત્યાંના વિદ્વાનોની વિનતીથી સ્વામીજીએ બે ભાષણ આપ્યાં. છેલ્લા ભાષણમાં તેમણે હિંદુઓના પ્રાચીન ગૌરવનું અસરકારક વર્ણન કર્યા પછી જણાવ્યું કે એ બધું ખરૂં છે; માત્ર આપણા પૂર્વજોના પ્રાચીન ગૌરવનો ગર્વ લઇને તેમજ મોંઢાની વાતો કરીનેજ બેસી રહેવાથી કશું વળવાનું નથી. પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં મોટા મોટા ઋષિઓ થયા હતા એ ખરૂં, પણ આધુનિક સમયમા તેમના કરતાં પણ વધારે મોટા આપણે થવું જોઇએ. સર્વ હિંદુ સંતાનોએ અને વિદ્યાર્થીઓએ વેદોનો અભ્યાસ તો અવશ્યજ કરવા જોઇએ. પાશ્ચાત્યોના ગ્રંથો ઉપર મોહી પડતા ભારતવાસીઓને આર્યતત્ત્વજ્ઞાનનો મહિમા સમજાવ્યા પછી તેમણે કહ્યું કે; પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ અત્યાર સુધીમાં ફક્ત મનુષ્યના મનનેજ શોધી કહાડીને ત્યાંજ અટકી રહેલા છે, ત્યારે હિંદુના પ્રાચીન ઋષિઓએ આજથી હજારો વર્ષ પહેલાં ઘણાજ આગળ વધી જઇને આત્માને શોધી કહા-ડેલા છે અને વિશ્વમાં નિત્ય અને સત્ય વસ્તુ તે આત્માજ છે એમ સાબીત કરેલું છે. આ મોટા ફરકને લીધેજ પશ્ચિમમાં દ્રવ્યલોભ અને મોજમઝા જીવનનું લક્ષ્ય બની રહેલાં છે અને હિંદુઓનો આદર્શ આત્મ-દર્શન રહેતો આવ્યો છે.

ઢાકામાં થોડા દિવસ રહ્યા પછી સ્વામીજી ચંદ્રનાથ, કામાખ્ય વગેરે જાત્રાનાં સ્થળોએ થઇને ત્યાંથી તે ગોહટિ અને શિલાંગ ગયા. શિલાંગમા આસામના ચીફ કમીશ્નર સર હેનરી કોટનના આગ્રહથી સ્વામીજીએ ત્યાંના યૂરોપિયનો અને હિંદવાસીઓની સમક્ષ એક સુંદર વ્યાખ્યાન આપ્યું.

શિલાંગથી સ્વામીજી પાછા બેલુર મઠમાં આવ્યા અને પોતાના અનુભવની વાતો સર્વેને કહેવા લાગ્યા. શિલાંગના ડુંગરોની શોભા અને બ્રહ્મપુત્રા નદીની ખીણનાં ભારે વખાણ કરવા લાગ્યા. ત્યાંના લોકોનું શારીરિક બળ અને ખંતનો ખ્યાલ તે સર્વેને આપવા લાગ્યા. એક શિષ્યે સ્વામીજીને પ્રશ્ન કર્યો કે "નાગ મહાશયના ઘરની મુલાકાત તમે લીધી હતી?" શ્રીરામકૃષ્ણના પરમભક્ત નાગ મહાશયનું ગામ શિલાંગ જીલ્લામાં હતું. તે સાધુપુરૂષ તો સમાધિસ્થ થઇ ગયા હતા, પણ તેમનાં પવિત્ર પત્ની હયાત હતાં.

સ્વામીજીએ ઘણાજ ઉત્સાહથી જવાબ આપ્યો કે ઢાકા સુધી જઉં અને તેમને ઘેર હું ન જઉં એવું બને કે? તેમનું ઘર કેવું સુંદર છે! તે કેવું એકાંતમાં છે! ત્યાં કેવી શાંતિ વ્યાપી રહેલી છે! ખરેખર તે જાત્રાનુંજ સ્થાન છે. તેમનાં પત્નીએ મને ઘણી સુંદર વસ્તુઓ બનાવીને ખૂબ આગ્રહથી જમાડયો. મારા તરફ મારી માતા જેવુંજ તેમનું વર્તન હતું. ત્યાં તળાવમાં જમવા પહેલાં હું ખુબ તર્યો અને ન્હાયો. પછીથી માજીના હાથની રસોઇ જમીને એવો તો ઉંઘી ગયો કે બપોરે અઢી વાગ્યે જાગ્યો. મારી જીંદગીમાં થોડાજ દિવસ મને ગાઢ નિદ્રા આવેલી છે; પણ તેમાં જે નાગ મહાશયને ઘેર હું ઉંઘી ગયો તેની વાત તો ઓરજ છે. ત્યાંથી નીકળતી વખત નાગ મહાશયનાં પત્નીએ મને એક કપડું આપ્યું તેને મેં આદરપૂર્વક સ્વીકારીને માથે બાંધ્યું અને હું ઢાકા જવાને નીકળ્યો.

## પ્રકરણ ૫૮ મું—બેલુર મઠમાં જીવન.



પૂર્વ બંગાળામાં ફરી આવ્યા પછી સ્વામીજીનું શરીર ઘણુંજ નાદુરસ્ત થઇ રહ્યું હતું. તેમના ગુરૂભાઇઓ અને શિષ્યોની બહુજ આગ્રહ ભરી વિનંતિથી સ્વામીજીએ હવે બહાર ગામ જવાનું કે જાહેર ભાષણો આપવાનું છોડી દીધું અને બેલુર મઠમાંજ રહેવા લાગ્યા. તેમના ગુરૂભાઇઓ તેમનું શરીર સુધારવાના અનેક પ્રયાસ કરવા લાગ્યા; પરંતુ આવી અવસ્થામાં કોઇ કોઇવાર મઠમાંના સંન્યાસીઓના અભ્યાસ તેમજ ચર્ચા વગેરેમાં ભાગ લઇને તેમને પોતાના પરમહિતાવહ સમાગમનો લાભ આપવાને ચૂકતા નહિ. કોઇ કોઇવાર તે એકલાજ બેઠા બેઠા ભજન ગાયા કરતા અને કોઇ શિષ્યો આવી પહોંચતા તો તેમને ભજન ગાવાનું કહેતા.

એકવાર શરદચંદ્ર સાથે વાત કરતાં તેમણે કહ્યું હતું કે; ' આત્માની અંદર કેવી અખૂટ શક્તિ ભરેલી છે ? ' હું પામરથી શું થઇ શકે " એવા વિચારો કરવાથીજ આજે તમે ખરેખર પામર અને વીર્યહીન બની ગયેલા છો. ખાસ કરીને તમારેજ માટે હું આ વાત નથી કહેતો. આખી હિંદુજાતિને એ ચેપ લાગેલો છે. એકવાર દરિયાપારના દેશોમાં જાવ અને જુઓ કે ત્યાંના લોકોનો જીવનપ્રવાહ કેવા વેગથી વહી રહેલો છે. પછી તમારા દેશ તરફ નજર કરી સ્થિતિ કેવી છે તે જુઓ. આટલાં બધાં વર્ષ ભણવાની મગજમારી કરવા છતાં પણ ભિખારીની માફક તમે બીજાઓ પાસે જઇને ઉભા રહો છો અને કહો છો કે ' નોકરી આપો ! નોકરી આપો ! ' એવા કાલાવાલા કરવા સિવાય અને નોકરી માગવા સિવાય તમો લોકોને બીજું કાંઇજ સુઝતું નથી. બીજાઓની ઠોકરો અને જોડાં ખાઇને તમે મનુષ્યત્વ સુદ્ધાં પણ ગુમાવી બેઠા છો. વળી ખરૂં પૂછો તો એક પાઇ

જેટલી પણ હવે તમારી કિંમત રહી નથી. આવો ફળફુલથી લચી પડતો સુંદર દેશ તમને મળેલો છે અને બીજા દેશો કરતાં સેંકડોગણું અનાજ અને ફળફુલ ઉત્પન્ન કરી આપે એવી કુદરત તથા ઋતુઓ તમને પ્રાપ્ત થયેલી છે તોપણ અન્ન અને વસ્ત્રને માટે તમારે હાય હાયજ કર્યા કરવી પડે છે. એકવાર જે દેશનાં અન્ન અને જ્ઞાન જગતના સમસ્ત દેશોમાં પ્રસરી રહ્યાં હતાં તેજ દેશની આ તે કેવી દુર્દશા! તિરસ્કાર પામેલાં કુતરાંઓ કરતાં પણ અધિક દુર્દશા થવા છતાં હજી પણ તમારી આંખો કેમ ઉઘડતી નથી? આટલું આટલું વીતવા છતાં પણ તમે હજી તમારા ધર્મકર્મની મોઢાની બડાઇ હાંકવામાંથી નવરાજ થતા નથી. જે જાતિ પોતાને હાથે પોતાનાં સામાન્ય અન્ન વસ્ત્રને પણ મેળવવા જેટલી જોગવાઇ કરી શકતી નથી અને જેને નજીવી વસ્તુઓ માટે બીજાના મુખ સામે જોયા કરવું પડે છે તેને તે વળી બડાઇ હાંકવા જેવું શું હોય? તમારાં એ મોઢાનાં ધર્મકર્મને હવે ગંગામાં વહેતાં મૂકી દો અને સૌ પહેલાં જીવનસંગ્રામમાં આગળ વધો. ભારતદેશમાં કેટલી કેટલી વસ્તુઓ થાય છે? વિદેશી પ્રજા તમારાજ દેશમાંથી કાચો માલ લઇ જાય છે અને તમારાજ પ્રતાપે સોનું કમાય છે. તમને ગર્દભની માફક ભાર ખેંચ્યા કરવા સિવાય બીજું સૂઝતુંજ નથી. તમે લોકો બુદ્ધિની આડાં બારણાં વાસીને ઘરનું ધન બીજાઓને આપી દો છો અને પછી અન્ન અન્ન કરતા ભુખ્યા ટળવળો છો."

ખરેખર સ્વામીજીનું ચારિત્ર્ય અને કથન શિક્ષણની શાળા હતી, નીતિની તે માળા હતી અને પ્રેમનું તે શ્રેષ્ઠ સ્વરૂપ હતું. તે શિક્ષણ સ્વદેશાભિમાનની સાક્ષાત્ મૂર્તિ હતી અને બ્રહ્મચર્યનો પૂર્ણ પ્રતાપ તે દર્શાવતું હતું. ચારિત્ર્ય, ચારિત્ર્ય, મનુષ્યત્વ, મનુષ્યત્વ, બસ શ્રેષ્ઠ મનુષ્યત્વને પ્રાપ્ત કરો, એમજ તે શિક્ષણ કહી રહ્યું હતું. કર્મ, યોગ, ભક્તિ,

લોકસેવા અને તત્વજ્ઞાન સર્વને તેમના શિક્ષણમાં પુરતું માન મળતું. અવતારવાદ શ્રીરામકૃષ્ણનો જીવનસંદેશ, સંયમ, સમાધિ, બ્રહ્મસાક્ષાત્કાર, પ્રભુકૃપા, ઇશ્વરની સર્વવ્યાપકતા, વૈદિક ઋષિઓની મહત્તા અને શ્રીરામકૃષ્ણ, હનુમાનાદિની પૂજા અને તે પૂજાથી પ્રાપ્ત થતાં સામર્થ્ય અને નિડરતા, વગેરે વિષયો એક વખત ચર્ચાતા તો બીજી વખત ભૂતદયા, મનુષ્યપ્રેમ, ભારતવર્ષમાં ગરિબોની સ્થિતિ સુધારવાના ઉપાયો, સ્ત્રી કેળવણી, ઔદ્યોગિક કેળવણી, વગેરે વ્યાવહારિક ઉન્નતિના વિચારો અને યોજનાઓ સર્વેના મનમાં ઠસાવાતી. ટુંકામાં કહીએ તો સ્વામી વિવેકાનંદના શિક્ષણમાં આખો હિંદુધર્મ, તત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને ભારતવર્ષના ઉદયને લગતી અનેક બાબતો અને યોજનાઓનો સમાવેશ થતો હતો.

કોઇવાર સ્વામીજી રસોઇ ઉપર દેખરેખ રાખતા અને કોઇવાર પોતે પણ કેટલીક વસ્તુઓ કરીને સર્વેને જમાડતા. સ્વામીજી ઘણી સારી રસોઈ બનાવી જાણતા. પોતાના શિષ્યોને તે કળા શીખવતા. કોઇ કોઇવાર આધ્યાત્મિક વિચારોથી સ્વામીજીના મુખ ઉપર અલૌકિક પ્રકાશ છવાઇ રહેતો. આવે પ્રસંગે તેમની આકૃતિ કેવી સુંદર, ભવ્ય અને મધુર દેખાતી હતી તે વાત તેમની પાસે રહેવાને જેઓ ભાગ્યશાળી થયા છે તેઓજ જાણે છે. ઘડીકમાં સ્વામીજી ઘણુજ આનંદી જણાતા તો ઘડીકમાં આત્મા–પરમાત્માના કે હિંદના ગંભીર વિચાર કરતા જણાતા. એકવાર એક વિચારને દર્શાવતા તો બીજી વખતે તેનાથી વિરૂદ્ધ વિચારને પ્રતિપાદન કરીને દરેક વિષયની બંને બાજુઓ તે શિષ્યોની આગળ ખડી કરતા અને છેવટે તેનો ખરો નિર્ણય સમજાવી સમાધાન કરતા. કોઈવાર તે નિસ્પૃહી સાધુ જેવા દેખાતા તો કોઇવાર ચુસ્ત સ્વદેશભક્ત કે મોટા પંડિત જેવા માલમ પડતા. તેમનું શરીર

વ્યાધિગ્રસ્ત થઇ રહ્યું હતું, પણ વ્યાધિ તેમના મનને કે બુદ્ધિને સ્પર્શ કરી શકતો ન હોતો.

સ્વામીજીની સંનિધિમાં તેમના શિષ્યો એક પ્રકારનું અલૌકિક બળ અનુભવતા. મઠના કેટલાક સાધુઓ તો તેમને મહાદેવનો અવતારજ ગણતા. તેમના તેજસ્વી મુખારવિંદ તરફ તેઓ આશ્ચર્યથી નજર કરી જોઈ રહેતા. સ્વામીજીનું જીવન કેવું સાદું હતું ! તેમને જો મોજમઝાહમાં રહેવું હોત તો તેમના પાશ્ચાત્ય શિષ્યોએ તેમની આગળ જે જોઇએ તે આણીને મૂકી દીધું હોત. તેમના અંગ્રેજ અને અમેરિકન શિષ્યો મોટા ધનાઢ્ય હતા અને સ્વામીજીની ઇચ્છા હોત તો તેમણે તેમને રાજ્યવૈભવમાં પણ રાખ્યા હોત; પરંતુ સ્વામીજી ખરેખરા સંન્યાસી હતા. બાહ્ય વૈભવને તે ધિક્કારતા અને પાશ્ચાત્યોના ઠાઠ અને મોજશોખને તે વખોડતા. મઠની બહાર આવેલા એક મોટા આંબાના ઝાડ નીચે તે એક સાદા કેનવાસના ખાટલા ઉપર બેસીને પુસ્તકો, લેખો, પત્રો વગેરે લખતા, અધ્યયન કરતા અને બોધ આપતા.

બેલુર મઠનું મકાન ભવ્ય અને મોટું છે. તેમાં બીજે માળે ખુંણા ઉપર એક વિશાળ ઓરડી આવેલી છે. એ ઓરડીમાં સ્વામીજી સૂતા. તેમાં પેસતાં ખુંણામાં એક મોટો આયનો મૂકેલો જણાતો અને એક બાજુએ ભગવાં વસ્ત્રો ટાંગેલાં દેખાતાં. વચમાં એક પલંગ પડેલો માલમ પડતો, પણ સ્વામીજી તેને વાપરતા નહિ. એતો હમેશાં જમીન ઉપરજ સાદી પથારીમાં સૂતા. એ પલંગ તેમના એક અંગ્રેજ શિષ્યે ભેટ તરિકે આપેલો હતો. આગળ જતાં એક નાનું ટેબલ નજરે આવતું. તેના ઉપર ખડીઓ, કલમ, કાગળો વગેરે પડેલું જણાતું. એક બાજુએ મૃગચર્મનું આસન નાંખેલું જણાતું. તેના ઉપર બેસીને સ્વામીજી ધ્યાન કરતા. ઓરડીની મધ્યમાં ભગવાન શ્રીરામકૃષ્ણની એક મોટી ભવ્ય છબી મૂકવામાં આવેલી હતી. વારંવાર

છબીની સામે તે ઘણા પ્રેમ અને પૂજ્યભાવથી જોતા. ઓરડી-માંની બીજી બધી વસ્તુઓમાં તે છબીજ તેમને સૌથી વધારે આકર્ષક લાગતી હતી. એ ઓરડીમાં બેસીને ઘણીવાર લખતા, વાંચતા, બોધ આપતા, મુલાકાતો લેતા અને ધ્યાન ધરતા. એક પ્રકારની અલૌકિક પવિત્રતા એ ઓરડીમાં વ્યાપી રહેતી. એ ઓરડીમાંજ તેમણે છેલ્લી મહાસમાધિ લીધી હતી. આજે પણ તે ઓરડી તેમાંની વસ્તુઓ સહીત જેવીને તેવી રાખવામાં આવેલી છે અને તેમાં પેસતાંજ અલૌકિક શાંતિ, શુદ્ધિ અને વૈરાગ્ય અનુભવાય છે. હજી પણ હજારો મનુષ્યો ઘણાજ પુજ્યભાવથી એ પવિત્ર સ્થાનનાં દર્શન કરવાને આવે છે.

સ્વામીજી હમેશાં સાદા અને ભોળા સ્વભાવના હતા. મઠમાં તે સર્વેના નેતા હતા, પણ તે કોઇને આજ્ઞા કરતા નહિ. સર્વે તેમના ચારિત્ર્યથીજ આકર્ષાઇને આજ્ઞાંકિત બની રહેતા. તે હમેશાં પોતાના શિષ્યો અને ગુરૂભાઇઓ સાથે ભળતા, હળતા, તેમની સાથે ભજન-કીર્તન કરવાને બેસી જતા, ઉત્સવના દિવસોમાં સૌની સાથે ઉત્સવમાં ભાગ લઇ અનેક વાદ્યો વગાડતા અને કલાકોના કલાકો સુધી ભજનો લલકારતા. ક્વચિત્ કોઇવાર તે પોતાના ગુરૂભાઇઓ સાથે ગમ્મત પણ કરતા અને તેમની મશ્કરી કરીને ખુબ હસતા. કોઇવાર તે તેમને ઠપકો આપતા પણ બીજાની આગળ તો સર્વદા તેમનાં વખાણુજ કરતા.

સ્વામીજી સવારમાં વહેલા ઉઠતા અને મઠના જે સાધુઓ ઉંઘતા હોય તેમને પણ જગાડતા. મઠના નિયમોને તે બરાબર પાળતા અને સૌની પાસે તેમનું સખત પાલન કરાવતા. મઠના બગીચાની અને મઠમાં રાખેલી ગાયોની કેવી સંભાળ લેવાય છે તેની પણ તેઓ દેખ-રેખ રાખતા અને સાદામાં સાદી નજીવી બાબતો ઉપર પણ તેઓ કાળજીભરી સંભાળ રાખતા.

જાનવરોને સ્વામીજી ઘણુંજ ચ્હાતા. મઠમાં તેમણે અનેક પ્રકા-

રનાં જાનવરો એકઠાં કર્યાં હતાં. તેમની પાસે એક કૂતરો હતો. તેને તે "વાઘ" કહેતા અને એક બકરી હતી, તેને તે "હંસી" કહીને બોલાવતા. વળી તેમણે કેટલીક ગાયો, ઘેટાં, બતકો, કુકરો, એક હરણ અને એક બગલું મઠમાં રાખ્યાં હતાં. એક ઘેટાના બચ્ચાને ગળે તે નાની નાની ઘંટડીઓ બાંધતા અને મઠમાં સ્વામીજી જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તે ઘેટાનું બચ્ચું તેમની પાછળ જતું. અમેરિકાની પરિષદમાં વિજય મેળવનાર સ્વામી વિવેકાનંદનાં દર્શન કરવાને મઠમાં અનેક મનુષ્યો આવતા અને તેઓ યૂરોપાદિ દેશોને વેદાન્તના બોધથી ધ્રૂજાવી મૂકનાર એ મહા પ્રતાપી વીર સાધુને એ ઘેટાના બચ્ચાની સાથે ખેલી રહેલા અને તેને રીઝવવાને પાંચ વર્ષના બાળકની માફક આમતેમ દોડાદોડી કરી રહેલા જોતા. તેમનો આવો આનંદી અને સાદો સ્વભાવ જોઇને તેઓ ઘણુંજ આશ્ચર્ય પામતા અને તેમના તરફ વધારે પૂજ્યભાવ દર્શાવતા. જાનવરોને બરાબર ખવરાવ્યું છે કે નહિ અને તેમનાં સ્થાન સ્વચ્છ છે કે નહિ તેની પણ તે તપાસ રાખતા. કોઇવાર સ્વામીજી પોતાનાં વ્હાલાં જાનવરો સાથે વાતો કરતા જણાતા. તે ગમ્મતમાં કહેતા કે "માત્રી" તો મારી પેલા અવતારની સગી છે. એ બચ્ચાને જ્યાં ફાવે ત્યાં બેસવા ઉડવાની છૂટ હતી. સ્વામીજીના ખાટલા ઉપર તે સુતું. કોઇ કોઇવાર સ્વામીજી "હંસી" પાસે જતા અને જાણે તે તેમનું કહ્યું કરતી હોય તેમ તેની પાસે ચ્હાને માટે થોડું દૂધ માગતા અને તેને દોહતા. વાંચકને કહેવાની જરૂર નથી કે સ્વામીજી ગાયો, ભેંસો બકરીઓ વગેરેને દોહવામાં પણ ઘણાજ કુશળ હતા. ઉંચામાં ઉંચા જ્ઞાનની સાથે તેમણે વ્યવહારનાં પણ ઘણાં કાર્યોમાં કુશળતા મેળવી હતી. બ્રહ્મજ્ઞાન અને વ્યવહારકુશળતાનો અપૂર્વ યોગ તેમણે તેમના જીવનમાં સાધ્યો હતો. એની સાથે તેમના જીવનમાં ઉપર

જણાવ્યા જેવી સાદાઇ, કાળજી, બાળચેષ્ટા અને નિરાભિમાનતાનો સુયોગ થયેલો હતો. હાલની પાશ્ચાત્ય કેળવણી લઇ પોતાને સુશિક્ષિત માની ઇશ્વરશ્રદ્ધા, વ્યવહારકુશળતા અને સાદાઇને તુચ્છ ગણી મોજશોખમાંજ જીવનને વ્યતીત કરનારા યુવકો કેવા દયાપાત્ર છે એ અહીં વર્ણવી બતાવવાની જરૂર નથી.

પોતાના મઠમાં સ્વામીજીને ઘણીજ સ્વતંત્રતા લાગતી; કેમકે અહીંઆં તે પોતાની મરજી પ્રમાણે હરફર કરી શકતા હતા. કોઇવાર ઉઘાડે પગે, કોઇ વાર એકલી કૌપીનજ ધારણ કરીને તો કોઇવાર તે એકાદ નાનું ભગવું વસ્ત્ર કેડથી ધુંટણ સુધી વીંટીનેજ અહીં તહીં ફરતા. પરદેશીઓનો પોશાક તેમને પસંદ ન હોતો. કોટ, ખમીસ, પાટલુન કે બુટ પહેરવાં તેમને ગમતાં નહિ, તેથી તેમને કંટાળો આવતો. તેમાંએ વળી ગળે કોલર પહેરવો તો એમને બીલકુલ ગમતો નહિ. એનાથી તો બહુજ કંટાળતા અને એને બંધન સમાન ગણતા. તે હમેશાં સાદાં, ખુલ્લાં, દેશી વસ્ત્રો પહેરવાનુંજ પસંદ કરતા અને એકાંતવાસમાં શાંત જીવન ગાળવાનું ચ્હાતા.

સ્વામીજી સૌની સાથે મઠમાં સ્થાપેલા દેવળમાં જતા અને ત્યાં શ્રીરામકૃષ્ણની પ્રતિમા સામે ધ્યાન કરવા બેસતા. કોઇવાર તે ગુરૂભાઇઓ અને શિષ્યોને લઇને અખાડામાં કસરત કરવા જતા તો કોઇવાર એકલાજ બહાર ફરવાને નીકળી પડતા. ફરતે ફરતે તે મોટેથી ભજન ગાતા અને એના એજ શબ્દો ફરી ફરીથી ઉચ્ચારીને તેની ધુનમાં એટલા બધા મગ્ન થઇ જતા કે કલાકના કલાક સુધી એ પ્રમાણે કર્યાજ કરતા. ખરેખર સ્વામીજી જ્યારે મઠમાં હોય ત્યારે મઠ અને તેની આસપાસની હરવા ફરવાની ભૂમિમાં સર્વત્ર પવિત્રતા અને આધ્યાત્મિકતાનું વાતાવરણ પથરાઇ રહેતું.

સ્વામીજીની પાસે ઘણા જીજ્ઞાસુઓ આવતા પણ તેમના ગુરૂ-

બાઈઓ તેમની તબીયત નાદુરસ્ત હોવાથી તેઓને અટકાવતા. એ વાતની સ્વામીજીને જ્યારે ખબર પડી ત્યારે તેમણે કહ્યું કે;— " જુઓ આ શરીર શા કામનું છે ? બીજાઓને મદદ કરવામાં ભલે તેનો નાશ થઇ જાય. જ્યારે જીજ્ઞાસુઓની જોડે હું વાત કરૂં છું ત્યારે મને કેટલો બધો આનંદ થાય છે તેનો ખ્યાલ તમને આવી શકશે નહિ. "

પોતાની મહાસમાધિ પર્યંત સ્વામીજી શિષ્યોને કેળવ્યાજ કરતા હતા. તેમનામાં આત્મશ્રદ્ધા જગાવવાને અને તેમને સ્વકર્તવ્યની જવાબદારીનું ભાન કરાવવાને તે ઘણુંજ મથતા. મઠ તરફથી પ્રગટ થતાં માસિકોને તે પોતાની યોજના પ્રમાણે ચલાવતા અને તે બાબતમાં પોતાના શિષ્યોને માહિતગાર કરતા અને તેમની પાસે તે માસિકોનું કાર્ય કરાવતા. તેમાં પણ કેટલેક દરજ્જે સ્વતંત્રપણે કામ કરકરવાનું તેમને શિખવતા. સ્વામીજીએ ઘડેલા નિયમો પ્રમાણે જો શિષ્યો માસિક ચલાવે નહિ તો તે તેમને સખત ઠપકો આપતા અને અમુક પ્રકારના વિચારો અને લખાણો સિવાયનું લખાણ તેમાં આવે નહિ, તેને માટે તે ઘણીજ સાવચેતી રાખતા. જગતની આગળ માસિકદ્વારા મૂકવાના વિચારો વિષે તે ઘણોજ વિચાર કરતા અને એ બાબત કેટલી બધી અગત્યની છે તે ઘણીજ કાળજીથી શિષ્યોને સમજાવતા.

વળી મઠમાં સઘળું વ્યવસ્થાસર અને સ્વચ્છ રાખવાને તે ઘણોજ આગ્રહ કરતા. એમને પુરેપુરી સ્વચ્છતા અને વ્યવસ્થા જોઇતી હતી. કોઇવાર મઠના નોકરો માંદા પડતા અને મઠનું મકાન બરાબર વળાતું ઝુંડાતું નહિ ત્યારે સ્વામીજી જાતેજ હાથમાં સાવરણી લઇને સઘળું વાળીઝુડીને સાફ કરતા અને કેમે કર્યા હાથમાંથી સાવરણી મૂકતા નહિ. એ પ્રમાણે તે સ્વચ્છતા પ્રત્યેના પ્રેમનો અને સ્વાશ્રયનો દાખલો બેસાડતા. તેમને કોઇવાર પૂછવામાં આવતું કે તમે શા માટે

આવું કરો છો ? ત્યારે સ્વામીજી જવાબ આપતા કે " તેમાં શું થઇ ગયું. જો મકાન સાફ રહે નહિ તો રોગનું ઘર થઇ રહે અને સાધુઓ માંદા પડે. " ઘણીવાર તે જાતે સાધુઓની પથારીઓ તપાસતા અને તે બરાબર સ્વચ્છ રાખેલી તેમજ હવા અજવાળાવાળી જગ્યામાં છે કે નહિ તે જોતા. જો કોઈની પથારી જરા અસ્વચ્છ લાગે તો સ્વામીજી તેને ઘણોજ ઠપકો દેતા. પૂજા માટેની જળ વગેરે સામગ્રી તે બરાબર સ્વચ્છ રખાવતા. મઠમાં ફક્ત એકજવાર ભોજન લેવાનો તેમણે કાયદો કર્યો હતો. તે જમ્યા પછી કોઇને સુવા દેતા ન હોતા અને સર્વેને જાતેજ વેદ, પુરાણ વગેરેનું અધ્યયન કરાવતા. શાસ્ત્રોનો અભ્યાસ, ધાર્મિક વાર્તાઓ, ચર્ચાઓ, ધ્યાન, યોગાદિ ક્રિયાઓમાંજ તે સર્વેનો સમય ગળાવતા. પોતે જાતે સર્વેને યોગની ક્રિયાઓ તે બતાવતા. મૂર્તિપૂજા કરવાની તે સંમતિ આપતા પણ માત્ર શુષ્ક ક્રિયાઓમાંજ ઘણો વખત ગાળી નાંખવાની બાબતમાં તે ઘણા વિરૂદ્ધ હતા. મઠમાં અમુક સમયે તે ઘંટ વગાડવામાં આવતો. અને તે વખતે શિષ્યો અને સાધુઓને શાસ્ત્રાભ્યાસ, ચર્ચા અને ધ્યાનને માટે એકઠા થવુંજ પડતું. નિયમોનું તે સખત પાલન કરાવતા. મઠમાં સવારના ચાર વાગ્યે ઘંટ થતો. સઘળા સાધુઓ તે વખતે ઉઠતા અને અડધા કલાકમાં દાતણપાણી, સ્નાન વગેરે પરવારીને તે મઠના દેવળમાં ધ્યાન કરવાને ભેગા થતા. સ્વામીજી ધ્યાનને બહુજ મહત્વ આપતા. પછીથી ગીતા, ભાગવત, ઉપનિષદો, બ્રહ્મસુત્રભાષ્ય, વગેરે ઉપર વર્ગો લેવામાં આવતા. એ સિવાય પણ અનેક પ્રકારનાં તપ અને શમ દમ સાધવાનું સ્વામીજી એમના શિષ્યોને કહેતા. તે જણાવતા કે જો તેમણે સખત તપ અને સાધનાઓ કરી ન હોત તો પોતે પણ જે મહાભારત કામો કરી શક્યા હતા તે કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરી શક્યા ન હોત.

મઠમાં સર્વેને ધ્યાન અને સાધનાઓ કરતા જોઇને સ્વામીજી

ઘણુાજ રાજી થતા. તે પોતાના મિત્રોને કહેતા કે “ જુઓ, મઠમાં સાધુઓ કેવી સાધનાઓ કરી રહ્યા છે. એ ઠીક છે. શ્રીરામકૃષ્ણ કહેતા હતા તેમ સવારે અને સાંજે આપણું મન સ્વાભાવિક રીતેજ ઉંચા વિચારોને માટે વધારે લાયક બને છે અને તે વખતે તેને જલદીથી એકાગ્ર કરી શકાય છે. એ સમયે દરેક જણે અવશ્ય એકાગ્રચિત્તથી પ્રભુનું ધ્યાન ધરવું જોઇએ.”

સ્વામીજી વહેલા ત્રણ વાગ્યે ઉઠતા અને ન્હાઈ ધોઇને મઠના દેવળમાં ધ્યાન કરવાને સૌની સાથે બેસતા. દેવળના એક મુખ્ય ભાગમાં એમને માટે આસન નિર્માણ કરી રાખ્યું હતું. તેના ઉપર તે શાંત ચિત્તથી સ્થિર થઇને બેસતા. એ વખતે તે બરફના પર્વત જેવા પ્રકાશિત દેખાતા. ઘણીવાર તેમનું ધ્યાન બે કરતાં વધારે કલાક સુધી ચાલતું. પછીથી તે મુખેથી “ શિવ, શિવ, ” બોલતા ઉઠતા અને તેમના ચહેરા ઉપર અલૌકિક પ્રકાશ છવાઈ રહેલો જણાતો. પછી શ્રીરામકૃષ્ણની પ્રતિમાને પ્રણામ કરીને તે બહાર આવતા અને ચોગાનમાં માતાજીનું કે શિવનું ભજન ગાતા ગાતા અડધા ધ્યાનસ્થ અને અડધા જાગૃત તે અહીં તહીં ફરતા. એ વખતે એમના મુખ ઉપર અપૂર્વ શાંતિ દેખાતી. ધ્યાનથી કંઇક લાલ થઇ રહેલી તેમની આંખોમાં દૈવી શક્તિ અને પ્રકાશ માલમ પડી આવતાં. સ્વામીજી જ્યારે દેવળમાં બેઠેલા હોય ત્યારે બીજાઓને ધ્યાનમાં ઘણું બળ અને સહાય પ્રાપ્ત થતાં. સ્વામી બ્રહ્માનંદ લખે છે કે;—“અહા! જ્યારે કોઇ નરેન્દ્રની સાથે ધ્યાન કરવાને બેસે છે ત્યારે તે ઝટ લઇને ધ્યાનગ્રસ્ત થઇ જાય છે. જ્યારે હું એકલો બેસું છું ત્યારે હું ધ્યાનગ્રસ્થ થઇ શકતો નથી.” ઉપર પ્રમાણે સ્વામીજી ધ્યાનમાં બેસતા અને બીજાઓને બેસાડતા. કોઇવાર તેમની તબીયત નાદુરસ્ત હોય તો તેમના શિષ્યો અને ગુરૂભાઇઓ એકલા ધ્યાન કરતા, કારણ કે

સ્વામીજીનો એવો દૃઢ આગ્રહ હતો અને તેમણે મઠમાં નિયમજ કર્યો હતો કે સર્વેએ સવાર સાંજ ધ્યાન કરવુંજ. એ નિયમનો ભંગ કરનારને સ્વામીજી ઘણીજ શિક્ષા કરતા. વારંવાર તે દેવળમાં જઇને જોતા અને જે ગેરહાજર હોય તેમનો જવાબ લેતા અને તેમને તે દિવસ માટે ભોજન આપવાનું બંધ કરી દેતા. તેમના વૃદ્ધ ગુરૂભાઇઓ પાસે પણ તે નિયમનું પાલન કરાવતા.

તપ, સંયમ અને ધ્યાન એ મનને દૃઢ કરવાનાં ઉત્તમ સાધનો છે અને તેથી મનોબળ ઘણુંજ વધે છે એમ સ્વામીજીનું દૃઢપણે માનવું હતું. આપણા જીવનમાં કોઇવાર જ્યારે આપણી સામે અનેક આફતો આવી પડીને આપણને નાસીપાસ કરી મૂકે છે. તેવે સમયે જ્ઞાન અને મનોબળને ખીલવીને તે આફતોની સામે થવાનું સામર્થ્ય આપણે મેળવી રાખ્યું હોય છે તો આપણને કેટલો બધો આનંદ અને લાભ થાય છે ? સ્વામીજી ગૃહસ્થાશ્રમીઓને પણ ગ્રહસ્થને યોગ્ય બ્રહ્મચર્યના પાલનપૂર્વક ધ્યાન, ધારણાદિ કરવાનો અત્યંત આગ્રહ કરતા હતા. વળી મનોબળ અને તિતિક્ષાને વધારનારા ઉપવાસ અને વ્રતાદિને પણ વિધિસર કરવાની સ્વામીજી બહુજ હિમાયત કરતા અને તેમાં નક્કી કરેલા માર્ગથી જરા પણ આડા અવળા ચાલવાની મના કરતા. સ્વામીજી જેવું કહેતા તેવુંજ પોતે કરતા. તેમનું કહેવું કેટલું બધું ખરૂં છે અને ધ્યાન, તપાદિથી કેવું અલૌકિક મનોબળ અને શક્તિ પ્રાપ્ત કરી શકાય છે તે સ્વામીજીએ પોતાના દાખલાથી સર્વેને સિદ્ધ કરી બતાવ્યું હતું.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે સ્વામીજીએ સર્વેને ધ્યાન ધરી બેસી રહેવાનો ઉપદેશ કરેલો છે. આખો વખત ધ્યાનમાં ગાળી શકે એવું કોઈ વિરલ પુરૂષથીજ બની શકે તેમ હોવાથી ઘણા ખરા ત્યાગીઓ બાકીનો વખત સુઇ રહેવામાં કે ગપસપ ચલવવામાંજ ગાળતા હોવાથી એવા જીવનને સ્વામીજી મૃત્યુ સમાનજ ગણતા.

અને એવા જીવનથી દૂરજ રહેવાનું તે સર્વને કહેતા. પોતાના શિષ્ય શરદચંદ્ર સાથે એ વિષે વાત કરતાં સ્વામીજીએ એકવાર કહ્યું હતું કેઃ—

"ભારતવર્ષની પ્રજાકિય આદર્શ વૈરાગ્ય છે. એ વૈરાગ્યને તમારી દૃષ્ટિ આગળ રાખીને તમારે નિડરપણે લોકસેવાનું કાર્ય બજાવવાનું છે અને ફળની જરાએ આશા રાખવાની નથી. ટીકા થાય તેની પણ દરકાર કરવાની નથી. મહાવીર હનુમાનને તમારા આદર્શ તરિકે લેજો. તમારે એ આદર્શ પ્રમાણે તમારા ચારિત્ર્યને ઘડવું જોઇએ. એક બાજુએ હનુમાન પોતાના બાહુબળથી રાવણના સૈન્યમાં હાહાકાર વર્તાવી મૂકતા હતા અને બીજી બાજુએ તે શ્રીરામના અનન્ય ભક્ત તરિકે પ્રસિદ્ધ હતા. શ્રીરામની સેવા કરવી અને તેમની આજ્ઞાનું પાલન કરવું એ સિવાય બીજું કંઇ તેમને ગમતું નહિ. એમના જેવીજ સેવાબુદ્ધિ અને એકનિષ્ઠાની આજે જરૂર છે. પણ તમે શું કરો છો ? તમને તો અક્કલનું અજીરણ થયેલું છે ! તમે તો બસ જુનીજ વાતો કર્યા કરો છો અને મૃદંગ અને કરતાલ લઇને ભજન ગાઓ છો. તમે પ્રાચીન ભક્તોના અને ગોપીઓના નિર્દોષ ભાવોનું અનુકરણ કરવા જાઓ છો, પણ તમારી અધમ વાસનાઓ અને વૃત્તિઓને તમે ક્યાં ત્યજી દીધી છે? એથી કરીને આખો દેશ તમોગુણના અંધકારમાં પડીને સડી રહેલો છે. નાનપણથીજ આવાં શૃંગારમય ભજનો અને ગાયનો સાંભળી સાંભળીને આખી પ્રજા વધારેને વધારે બાયલી થતી જાય એમાં આશ્ચર્ય શું છે ? આથી વધારે અધોગતિ બીજી કયી કહેવાય ? તમારાં પેલાં વીરત્વવર્ધક ઢોલ અને રણશીંગાં ક્યાં ગયાં ? હવે તો મહેરબાની કરીને તમારાં બાળકો અને જુવાનોને તેમના ગંભીર અને પ્રોત્સાહક નાદ સાંભળવા દો. આપણે તો ડમરૂ અને રણશીંગાં વગાડવાનાં છે અને બ્રહ્મરૂદ્ર તાલ

જેવા વીરરસથી ભરપુર નાદ ઢોલ ઉપર વગાડવાના છે. " મહાવીર, મહાવીર, હર, હર, મહાદેવ " ની પ્રબળ જય ગર્જનાઓથી આપણે પૃથ્વીને ગજાવવાની છે. મૃદુભાવને ઉત્પન્ન કરનારાં ગીતો તો જરૂર હવે આપણે બંધ કરવાં જોઇએ અને વેદના ઘોષની ગજ નાથી દેશને જાગૃત કરવો જોઇએ. આપણી દરેક પ્રવૃત્તિમાં આપણે વીરત્વનો જુસ્સો દાખવવો જોઇએ. એવા વીરત્વના આદર્શથીજ આપણી માતૃભૂમિનું કલ્યાણ થશે અને તમે જો તમારૂં ચારિત્ર્ય એ પ્રમાણે ઘડશો તો બીજાઓ પણ તમારો દાખલો લેશે. વળી એટલું યાદ રાખજો કે સત્યના માર્ગમાંથી એક ઇંચ પણ આડું અવળું ડગલું ભરશો નહિ અને નિર્બળતાથી કદીએ દબાઇ જશો નહિ. આ પ્રમાણે કરવાથીજ શ્રીજગદંબાની કૃપા તમારા ઉપર થશે."

શિષ્યે સ્વામીજીને કહ્યુંઃ—" મહારાજ, કોઈ કોઇવાર હું નાઉમેદ થઈ જાઉં છું અને હું શું કરી શકવાનો છું એ મનમાં થઇ આવે છે તેનું કેમ કરવું ? "

સ્વામીજીએ કહ્યું કે એવે વખતે તરતજ વીર પુરૂષની માફક ઉભો થા અને મનમાં નહિ પણ મોઢેથી બાંટો પાડીને કહે કે, " મારામાં અગાધ સામર્થ્ય રહેલું છે." " મારામાં પવિત્ર બુદ્ધિએ વાસ કરેલો છે. મારામાં શ્રેષ્ઠ જ્ઞાન રહેલું છે. હું આનંદમય બ્રહ્મ છું." " હું અમુકનો શિષ્ય છું." " શ્રીરામકૃષ્ણના મિત્રોનો હું મિત્ર છું. કાંચન અને કામિનીનો વિજેતા છું." એવા વિચાર કરીને તારા સ્વમાનને ટકાવી રાખ. જેનામાં એવું સ્વમાન નથી તેનામાં બ્રહ્મ કદીએ જાગૃત થતો નથી. તેં રામપ્રસાદનું ભજન સાંભળ્યું નથી ? તે કહે છે કે " મારે માથે સાક્ષાત જગદંબા બિરાજે છે, પછી જગતમાં મને કોની બીક છે ? " એવા જુસ્સાને એવે સમયે તારા હૃદયમાં જાગૃત કરી મૂક; એવે સમયે શ્રીહનુમાનનું નામ લે;

મહામાયા જગદંબાનો આશ્રય લે; પછી જો કે નિર્બળતા અને બાયલા-પણું તારી પાસેથી બાર ગાઉ દૂર ભાગી જાય છે કે નહિ.

એમ બોલતા બોલતા સ્વામીજી મેડી ઉપરથી નીચે ઉતર્યાં અને બહાર જઇને ચોગાનમાં આવેલા આંબાના ઝાડ નીચે ખાટલા ઉપર હંમેશની માફક બેઠા. તેમની આંખોમાં તે વખતે દિવ્ય તેજ પ્રકાશી રહ્યું હતું. અલૌકિક આધ્યાત્મિક ચેતનથી તેમનું આખું શરીર ધ્રુજતું હતું. સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ તેમની પાસે બેઠા હતા. તેમના તરફ આંગળી કરીને તે શિષ્યને કહેવા લાગ્યા કે, "તું બ્રહ્મને ક્યાં શોધવા જઇશ? તે પ્રાણી–પદાર્થ સર્વેમાં રહેલો છે. આ સર્વવ્યાપી બ્રહ્મનો અનાદર કરીને જે તેને અન્ય સ્થળે શોધે છે તેમને શરમ છે. હાથમાં રહેલા ફળની માફક બ્રહ્મ આ જગતમાં ઉઘાડુંજ દેખાય છે. અહીંઆં અને આખા જગતમાં બ્રહ્મજ બ્રહ્મ રહેલો છે." સ્વામીજી આ શબ્દો એવા જુસ્સાથી બોલ્યા કે સર્વેનાં હૃદય બ્રહ્મ-ભાવથી ડોલી રહ્યાં. સર્વેનાં હૃદયમાં અપૂર્વ શાન્તિનો વાસ થઇ રહ્યો અને સર્વે ભાવસમાધિમાં આવી ગયા. તે વખતે સ્વામી પ્રેમાનંદ ગંગામાં સ્નાન કરી પવિત્ર જળનું કમણ્ડલું ભરીને ત્યાં થઇને જતા હતા. તેમને જોઇને સ્વામીજી બોલી ઉઠયા કે, અહીંઆં, અહીંઆંજ બ્રહ્મ દૃશ્યમાન થાય છે. તે શબ્દો સાંભળીને પ્રેમાનંદ સ્તબ્ધ બની ગયા. તે ચાલતા અટકી જઇને જ્યાં ઉભા હતા ત્યાંને ત્યાંજ સ્થંભી ધ્યાનસ્થ થઇ ગયા. પાએક કલાક આમ ચાલ્યો ગયો. એ બનાવ હજી પણ મઠના સાધુઓનાં હૃદયમાંથી ખસતો નથી. હજી પણ તે વિસરી જવાયો નથી. એ બનાવ ઉપરથી શ્રીરામકૃષ્ણના જીવનનો એક બનાવ અહીં યાદ આવે છે. પોતાના દેહનો ત્યાગ કર્યાં પહેલાં થોડાક સમય પૂર્વે શ્રીરામકૃષ્ણ સમાધિમાંથી જાગીને તરતજ બહાર બગીચામાં આવ્યા હતા. ત્યાં જે કેટલાક શિષ્યો બેઠા હતા

તેમાંના કોઇના હૃદય ઉપર તો કોઇના મસ્તક ઉપર હાથ મૂકીને તે બોલ્યા હતા કે " ચૈતન્યને પ્રાપ્ત કરો, આત્માને જાગૃત કરો." તેમના પવિત્ર સ્પર્શથી તે શિષ્યો અપૂર્વ આનંદને ભોગવતા ધ્યાનસ્થ બની રહ્યા હતા.

થોડા વખત પછી એ બનાવ વિષે સ્વામીજી "શિષ્યને" કહેવા લાગ્યા. " આજે શું બન્યું તે તેં જોયું ને ? તેઓ સર્વે ધ્યાનગ્રસ્ત થઇ રહ્યા હતા. તેઓ સર્વે શ્રીરામકૃષ્ણના પુત્રો છે. તેમને તે કહેવામાં આવ્યું કે તરતજ બ્રહ્મ તેમનામાં જાગી રહ્યો. " શિષ્યે જવાબ આપ્યો કે તેને પણ તેવો અનુભવ થયો હતો, પણ તે અનુભવ ઝાઝો વખત ટકયો નહિ. સ્વામીજીએ ઉત્તર આપ્યો કે " ફિકર નાહ ભાઇ, તને એવો અનુભવ કાળે કરીને એની મેળેજ થશે; પણ પ્રથમ તારે બીજાઓના કલ્યાણને માટે કામ કરવું જોઇએ. માયાનો પડદો-મળ અને વિક્ષેપને દૂર કરી નાખવા માટે શુભ કર્મ કરવાં જોઇએ. "

આ વખતે મઠની આસપાસની ભૂમિ સમરાવવાનું કામ ચાલતું હતું. તેને માટે કેટલાક મજુરો ત્યાં દરરોજ આવતા અને કામ કરતા. સ્વામીજી તે મજુરો સાથે ઘણીજ છુટથી વાતો કરીને તેમને આનંદ પમાડતા. તેમનાં સુખ-દુઃખની પૂછપરછ વખતોવખત કર્યા કરતા. તેમની નિર્દોષ રીતભાતને લીધે સ્વામીજી તેમને ઘણું ચ્હાતા. એવા સાદા, ભોળા લોકો જોડે વાતો કરવાથી સ્વામીજીને પણ ઘણો આરામ મળતો. એક દિવસ કેટલાક ધનાઢ્ય અને સત્તાવાળા સદ્‌ગૃહસ્થો સ્વામીજીને મળવાને મઠમાં આવ્યા હતા. તે વખતે સ્વામીજી પેલા મજુરો જોડે વાતો કરતા હતા, તેથી જ્યારે તેમને પેલા ગૃહસ્થો આવ્યાની ખબર કરવામાં આવી ત્યારે તે બોલ્યાઃ " ફલાણા-ઢીકણા ભાઇ આવ્યા છે તો ભલે આવ્યા, પણ હમણાં તો આ લોકો સાથેજ હું આનંદ કરીશ." ખરેખર, સ્વામીજી તે પછી પોતાના ભોળા મજુરોને

છોડીને પેલા ગૃહસ્થોને મળવાને ગયાજ નહિ.

આ મજુરોમાંનો એક મજુર સ્વામીજીને વધારે ગમતો હતો. તેનું નામ "કેસ્ત" હતું. તે સ્વામીજીને કહેતો કે "ઓ સ્વામી બાબા! અમે કામ કરતા હોઇએ ત્યારે તમે આવશો નહિ. અમે તમારી સાથે વાત કરીએ છીએ ત્યારે અમારાથી કામ થતું નથી અને તેથી બડા બાબા (સ્વામી અદ્વૈતાનંદ) અમને ઠપકો આપે છે." એ શબ્દો સાંભળીને સ્વામીજીને લાગી આવ્યું અને તેમણે કહ્યું કે હવેથી બડા બાબા તમને કશુંએ કહેશે નહિ. કોઇ કોઇવાર તો મજુરોની તંગી અને દુઃખ સાંભળીને સ્વામીજીની આંખોમાં આંસુ આવી જતાં. જ્યારે એવું થતું ત્યારે "કેસ્ત" તેમને કહેતો કે "હવે તમે જાવ, સ્વામી બાબા! અમે હવે કદીએ અમારાં દુઃખની વાત તમને કહીશું નહિ, કારણકે તમે તેથી રડી પડો છો."

એક દિવસ સ્વામીજીએ કેસ્તને પૂછ્યું કે "તમને બધાંને અહીંઆં મિજબાની ખાવી ગમશે કે?" તે માણસે જવાબ આપ્યોઃ "બાપજી, જો અમે બીજાને હાથે રાંધેલું મીઠાવાળું અન્ન ખાઇએ તો અમને ન્યાત બહાર મૂકે; કારણકે અમે પરણેલા છીએ." સ્વામીજીએ તેની ખાત્રી કરી આપી કે રસોઇમાં મીઠું નાંખવામાં આવશે નહિ. મીઠું ઉપર પીરસવામાં આવશે. એ સાંભળીને મજુરોએ હા પાડી. મજુરોને મિજબાની આપવામાં આવી. લેંચી, બરફી, કઢી અને બીજી સુંદર વાનીઓ કરીને તેમને પીરસવામાં આવી. સ્વામીજી જાતેજ પીરસવાના કામ ઉપર નજર રાખવા લાગ્યા. મજુરો જમતે જમતે બોલ્યા કે "સ્વામી બાપજી, આ સુંદર વસ્તુઓ તમે ક્યાંથી આણી? અમારી જીંદગીમાં આવી વસ્તુઓ અમે કદીએ ખાધી નથી." તેઓને તેમની ઇચ્છાપૂર્વક બરાબર જમાડ્યા પછી સ્વામીજી તેમને કહેવા લાગ્યા કે "તમે બધા નારાયણો છો. આજે તમને જમાડીને મેં સાક્ષાત

નારાયણુનેજ જમાડયા છે." પછીથી એક શિષ્ય જોડે વાત કરતાં સ્વામીજીએ કહ્યું હતું કે "મેં તેમનામાં સાક્ષાત્ નારાયણુનાંજ દર્શન કર્યાં હતાં. તેઓ કેવા સાદા અને ભોળા છે. તેઓ મને ખરા અંતઃકરણથી ચ્હાય છે." પછીથી થોડીક વારે સ્વામીજી સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓને કહેવા લાગ્યા કેઃ—

"જુઓ, આ ગરિબ અભણ લોકો કેવા સાદા અને ભોળા છે? તમારો હિંદુસ્તાન અત્યારે મોટે ભાગે આવા નિર્દોષ, સાદા, મહેનતુ, પ્રમાણિક અને ધર્મપ્રેમી લોકોથીજ ભરેલો છે; પરંતુ બીજાઓ તેમના ઉપર ચઢી બેસવાને લીધે તેઓ લુખું સુકું અન્ન પણુ બે વખત પામી શકતા નથી. મંદવાડમાં તેમને કોઇ દવા પણુ આપતું નથી. માંહોમાંહે કજીયા ન કરવા માટે તેમને કોઇ સમજાવનારૂં હોતું નથી. પુસ્તકોનો નિર્દોષ અને ઉન્નતિપ્રદ આનંદ લેવા માટે તેમને કોઈ વાંચતાં શિખવનાર કે વાંચી સંભળાવનાર હોતું નથી. અફસોસ, કેવા દેવ જેવા માણસો અને તેમની કેવી દુર્દશા!" આ શબ્દો બોલતાં બોલતાં સ્વામીજીનું શરીર કરૂણાના આવેશથી ધ્રૂજવા લાગ્યું અને તેમની આંખોમાંથી બોર બોર જેવાં આંસુ ખરવા લાગ્યાં. તેઓ જેમ તેમ હૃદયના વેગને રોકીને બોલ્યા કે "ઓ હિંદના સાધુઓ! ઓ ઋષીમુનિનાં સંતાનો! સર્વવ્યાપી પ્રભુનાં આ લાખો કરોડો જીવતાં જાગતાં મંદિરોમાંનો કચરો પુંજો સાફ કરવા અને તેમાં અપૂજ્ય પડી રહેલા શિવ ભગવાનને સેવાપૂજાથી પ્રસન્ન કરવાને તત્પર થશો? મોક્ષ મેળવવાને માટે આથી વધારે સારો, સહેલો અને બંધ બેસતો ઉપાય અત્યારે બીજો કયો છે? પોતાનો પ્રાણુ અને સર્વસ્વ બીજાને માટે અર્પણુ કરી દેવાં એજ વર્તમાન સમયનો સાચો સંન્યાસ છે. ભાઇઓ મોક્ષ ખાતર નહિ, તો માનવદયાને ખાતર પણુ તમે આવાં મનુષ્યોનાં કાંઇપણુ દુઃખ ટાળી શકશો? તેમ ન કરો તો પછી

આ ભગવા કપડાં ધારણ કરવાનો અર્થજ શો રહ્યો? કોઈ કોઇવાર તો મને એમ પણ થઇ આવે છે કે આ મઠ ફઠ સર્વ વેચી નાખીને એ લોકની સેવા કેમ ન કરવી? જેણે વૃક્ષની છાયાનેજ પોતાનું ઘર માનેલું છે અને હથેળીનેજ ભિક્ષાપાત્ર માનેલું છે એવા આપણુને સ્થળની શી દરકાર છે? આપણા બંધુઓને પુરૂં ખાવા પહેરવાનું પણ મળે નહિ તો પછી આપણા મુખમાં કોળીયોજ શી રીતે પેસી શકે? જ્યારે હું પશ્ચિમમાં હતો ત્યારે મારા મનમાં આ વિચારો વારંવાર જાગી ઉઠતા અને હું રડતે મોઢે શ્રીજગદંબાને પ્રાર્થના કરતો કે હે મા, અહીંઆં તારા પુત્રો ફુલની શૈય્યામાં પોઢે છે; સુંદર ખાનપાનાદિ યથેચ્છ કરે છે અને સંપૂર્ણ રીતે જીંદગીના ભોગો ભોગવે છે; પણ બીજી તરફ ભારતવર્ષમાં લોકો ભુખે મરે છે. માતાજી, એનો ઉપાય કાંઇ થશે કે નહિ?" પશ્ચિમમાં ધર્મનો ઉપદેશ કરવા જવામાં મારો એક હેતુ એ પણ હતો કે, આપણા દેશને માટે ત્યાંથી કંઇક સહાય મળી શકે તેમ છે કે નહિ તે જોવું. આપણા દેશના લોકોની ગરિબાઇ અને દુઃખ જોઇને મને ઘણીવાર વિચાર થાય છે કે "આ બધા પૂજાના ઠાઠ ફેંકી દો—શંખનો નાદ કરવો, ઘંટ વગાડવો, આરતી કરવી તેમજ બીજી જે કાંઇ મોક્ષ મેળવવાને માટે આપણે (શાસ્ત્રાધ્યયન વગેરે) સાધનાઓ કરી રહેલા છીએ તે સર્વ ત્યજી દો. ગામે ગામ ફરીને ગરિબોની સેવા કરવામાં જીવનને અર્પણ કરી દો. આપણા ચારિત્ર્ય, ધાર્મિકતા અને તપોમય જીવનથી ધનવાનોના હૃદયમાં ગરિબો પ્રત્યેની ફરજોનું ભાન કરાવો અને ગરિબો તથા દુઃખીઓની સેવા કરવા માટે તેમની પાસેથી દ્રવ્ય મેળવો. અફસોસ! આપણા દેશમાં કોઇપણ મનુષ્ય ગરિબો, દુઃખીઓ અને અધમોનો વિચાર કરતોજ નથી. જેઓ આખી પ્રજાનો આધાર છે, જેમની મહેનતથી અન્ન થાય છે અને જેઓ એકાદ દિવસ કામે ન

મ્હડે તો આખા શહેરમાં હાહાકાર થઇ જાય છે તેવા મનુષ્યો તરફ સહાનુભૂતિ દર્શાવનાર અને તેમનાં સુખદુઃખમાં ભાગ લેનાર એક પણ મનુષ્ય આપણા દેશમાં ક્યાં છે? જુઓ, હિંદુઓની સહાનુભૂતિ વગર અને આભડછેટના તિરસ્કારને લીધે મદ્રાસ ઇલાકામાં કેટલા બધા અંત્યજો ખ્રિસ્તી થઇ જાય છે? એમ નહિ ધારતા કે માત્ર ભુખને લીધેજ તેઓ ખ્રિસ્તી થઇ જાય છે; પરંતુ તમે તેમની દરકાર કરતા નથી અને ઉલટાં તિરસ્કાર કરો છો. તે છતાં બહુજ અગત્યની સેવા તેમની પાસેથી લઇને બદલામાં એંઠું અન્ન પણ તેમને પેટ ભરીને ખાવા આપતા નથી, તેથીજ તેઓ તેમ કરે છે. દેશમાં મનુષ્ય પ્રેમ કે ધર્મ વિચાર ક્યાં રહ્યોજ છે? હવે તો માત્ર "સ્પર્શાસ્પર્શ" રહેલું છે. આવી અધમ રૂઢિઓને કહાડી નાખો. સ્પર્શાસ્પર્શનાં બંધનો કહાડી નાંખવાની અને સર્વેને "ઓ ગરિબો, ઓ નિરાધાર અને પતિતો, આવો, આપણે બધા એકજ પ્રભુનાં સંતાન છીએ" એમ કહીને તેમને સત્કારવાની કેટલી બધી જરૂર રહેલી છે? જ્યાં સુધી તેઓને સત્કાર આપીને તેમની સ્થિતિ સુધારવામાં આવશે નહિ ત્યાં સુધી સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિના અખૂટ ખજાનારૂપી શ્રીમહામાયા જગદંબા તમારા દેશમાંથી ચાલ્યાં ગયાં છે તે પાછાં આવીને વસશે નહિ. આ લોકોને જગતના પ્રપંચની ખબર નથી. બીજાઓ જે તેમની મજુરી ઉપર તાગડધિન્ના કરી તેમના ઉપર સત્તા ચલાવે છે તેમની અનીતિ અને કળાવકળાની આ લોકોને ખબર નથી, તેમજ કામ કરવાના અનેક રસ્તા અને પોતાના આત્મબળને તેઓ જાણતા નથી, તેથીજ સખત મજુરી કરતાં પણ આ લોકોને પુરાં અન્નવસ્ત્ર સુદ્ધાં મળતાં નથી. ભાઇઓ, તેમનું અજ્ઞાન ટાળવાને તમારાથી બનતા સઘળા ઉપાયો કરો. દિવસના પ્રકાશની માફક હું પ્રત્યક્ષ જોઇ શકું છું કે મારામાં જે બ્રહ્મ રહેલો છે તેનો તેજ બ્રહ્મ તેમનામાં પણ રહેલો છે. મારામાં જે શક્તિ રહેલી

છે તેની તેજ શક્તિ તેમનામાં પણ રહેલી છે. માત્ર તેની જાગ્રતિમાંજ ફેર છે. જ્યાં સુધી આવા વર્ગોમાં ચેતન ફેલાઇ રહે નહિ ત્યાં સુધી દેશનો ઉદય થાયજ નહિ. ખાત્રી રાખજો કે શરીરનો એક અવયવ લકવાથી રહી ગયો હોય અને તેના બીજા અવયવો ગમે તેટલા સારા અને મજબુત હોય તોપણ તે શરીર કોઇપણ મોટું કાર્ય કરી શકનાર નથી."

એક શિષ્ય બોલી ઉઠયો: "મહારાજ, સઘળા પંથો અને ધર્મોના માણસો વચ્ચે સહકાર્ય અને ભ્રાતૃભાવ ઉત્પન્ન કરવાં એ તો ઘણુંજ કઠિન કાર્ય છે."

એ સાંભળીને સ્વામીજી ચીડાઇ ગયા અને મોટા અવાજથી કહેવા લાગ્યા કે, ખરા મનથી અને સર્વ સમય તથા શક્તિપૂર્વક એક-વાર કાર્ય કરવા માંડો એટલે કઠિનતાની અને અશક્યતાની સઘળી ભ્રાન્તિ દૂર થઇ જશે. કામ કર્યા જવું એજ તારી ફરજ છે અને તે બજાવવાથી કાળે કરીને બધુંજ ઠીક થઇ રહેશે.

જગતનો ઇતિહાસ વાંચ અને તને સમજાશે કે અમુક સમયે દેશમાં એકાદ મહાપુરૂષ ઉભો થયેલો છે અને તે ત્યાંના પ્રજાકિય જીવનના આદર્શનું કેન્દ્રસ્થાન બની રહેલો છે. એ મહાપુરૂષના ચારિત્ર અને વિચારોથી આકર્ષાઇને હજારો મનુષ્યો લોકસેવા કરવાને જીવન અર્પણ કરી રહેલા છે. તમે બધા બુદ્ધિશાળી છોકરા છો અને મારા શિષ્યો થયા છો, પણ મને કહો તો ખરા કે બીજાઓના ભલા માટે તમે શું કર્યું છે ? તમે બીજાઓને માટેજ તમારૂં જીવન નિષ્કામભાવે અર્પણ કરી દો અને વેદાધ્યયન અને ધ્યાનાદિ ક્રિયા-ઓને બીજા જન્મ માટે મુલતવી રાખો. તમારાં શરીરોને બીજાઓની સેવા કરતે કરતેજ પડવા દો. એમ થશે ત્યારેજ હું જાણીશ કે તમે મારી પાસે નકામા આવ્યા નથી.

જે મનુષ્યોની સેવા કરી રહ્યા છે તે પ્રભુનીજ સેવા કરી

રહ્યા છે. મેં તમને આજે જે કહ્યું તેને મનમાં દૃઢ ઠસાવીને તે પ્રમાણે વર્તન કરજો. પ્રભુ તમારા નેતા અને સહાયક બનો.

સ્વામીજી આવી રીતે શિષ્યોને બોધ આપીને પોતાના મિત્રો, ગુરૂભાઇઓ અને સ્નેહીઓના આત્માને જાગૃત કરી રહ્યા હતા. તેમની આસપાસ બેસનારા ઉઠનારાઓનાં હૃદયોમાં આવા અનેક ઉપદેશોથી સુવિચારોનો વાસ તેઓ કરાવી રહ્યા હતા. આમ કરીને કેટલાકનાં હૃદયમાં તેમણે ભક્તિરસ રેડયો છે તો કેટલાકને તેમણે જ્ઞાનમાર્ગે ચ્હડાવ્યા છે અને કેટલાકના મનમાં સાચી સ્વદેશપ્રીતિ ઉત્પન્ન કરી છે. સર્વે પ્રાણી પદાર્થમાં બ્રહ્મનું-પોતાના આત્માનુંજ-દર્શન કરવાનું તેમણે શીખવ્યું છે. અહાહા! કેટલાં બધાં મનુષ્યોના આત્માને તેમણે જાગૃત કરી મૂકયા છે. કેટલાંના હૃદયમાં તેમણે બ્રહ્મને જગાવેલો છે. એક પ્રકારની અતિ પ્રબળ આધ્યાત્મિક જ્વાલા-દૈવી જ્યોતિ-તેમના અંતરમાં ઝળહળી રહી હતી. પોતાના પરિચયમાં આવનાર આત્માઓમાં પણ તેવીજ જ્યોતિ પ્રગટાવવાનો પ્રયાસ તેઓ કરી રહ્યા હતા. ડાકટરોની ના છતાં પણ પ્રસંગ આવતાં સ્વામીજી આવા પ્રકારનો યત્ન સંપૂર્ણ છૂટથી કરતા અને તેથી તેમના વ્યાધિગ્રસ્ત શરીરને વધુ નુકશાન પહોંચતું. છતાં તેની તે દરકાર કરતા નહિ. તેમના ગુરૂભાઇઓને તેથી ચિંતા થતી પણ સ્વામીજીના ઉત્કટ વૈરાગ્ય આગળ તેમનું કશું ચાલતું નહિ. તેઓ તેમના શરીરને માટે પ્રભુ પ્રાર્થના કરતા. જાણે કે જીવનનું કાર્ય જલદી આટોપી લેવું હોય તેમ વધારે ને વધારે જુસ્સાથી સ્વામીજી કાર્ય કરવા મંડી જતા. ખરેખર તેમના જીવનનું કાર્ય હવે ધીમે ધીમે આટોપાતુંજ ચાલતું હતું.

## પ્રકરણ ૫૯ મું—મહાસમાધિ.

સ્વામી વિવેકાનંદ મહાસમાધિને પ્રાપ્ત થયા તે અગાઉ લગભગ દોઢેક વર્ષ સુધી મઠમાં જે જે બનાવો બન્યા તે સર્વે ઘણાજ રસમય અને અગત્યના હતા. તે સર્વેમાં સ્વામીજીનો આત્મા પરોવાઈ રહેલો જણાતો. સ્વામીજી બહાર વિચરતા તેના કરતાં મઠમાં તેઓ વધારે સ્પષ્ટ સ્વરૂપમાં દ્રશ્યમાન થતા હતા; કેમકે સાધુ તરિકેનું ખરે-ખરૂં જીવન સ્વામીજી અહીં વધારે છુટથી ગાળી શકતા. જેમ જેમ તેમની મહાસમાધિના દિવસો પાસે આવતા ગયા તેમ તેમ તેઓ સંન્યાસની મહત્તા વધારેને વધારેજ દાખવતા ચાલ્યા.

સ્વામીજી પૂર્વ બંગાળા અને આસામ તરફ જઈ આવ્યા તે પછી તેમનું શરીર વધારે બગડતું ચાલ્યું. તેમને જલંદરનો વ્યાધિ થયો હતો. તેમના પગ પણ હવે ફુલી ગયા હતા અને તેથી ચાલતાં ઘણી મુસ્કેલી પડતી હતી. તેમની જીંદગીના છેલ્લા વરસમાં તેમને ફક્ત ત્રણ કે ચાર કલાકજ ઉંઘ આવતી અને તે પણ બરાબર નહિ. આટલું છતાં પણ સ્વામીજી એક ખરેખરા સંન્યાસીની માફક જરાક પણ ઉં કે ચું કર્યા વગર પોતાનું કાર્ય કર્યે જતા. મિત્રો અને સ્નેહીઓની મુલાકાત તેઓ લેતા અને તેમની સાથે ઘણાજ આનંદ અને જુસ્સાથી વાતચીત કરતા.

સને ૧૯૦૧ ના જુલાઈ અને ઑગસ્ટ માસમાં સ્વામીજી કાંઈક વધારે આરામ લઈ શક્યા અને તેથી તેમનું શરીર પણ કંઈક સુધર્યું. સાંજે અને સવારે હવે તે બહાર ફરવા જતા અને સાથે તેમના એકાદ બે ગુરૂભાઈઓ પણ જતા. કેટલીકવાર સ્વામીજી તેમની સાથે ગંભીર વિષયો ઉપર વાતચીત કરતા, પણ ઘણુંખરૂં તો તે ગુરૂભાઈઓને પાછળ રાખી વિચારમાં ને વિચારમાં એકલાજ આગળ ચાલ્યા જતા. ગુરૂભાઈઓ પણ તેમના મનની સ્થિતિ સમજી જઈને તેમને એકલાજ ફરવા દેતા.

૧૯૦૧ ના ઓકટોબરમાં સ્વામીજીની તબીયત પાછી વધારે બગડી. કલકત્તાના પ્રખ્યાત ડૉ૦ સૉન્ડર્સને બોલાવવામાં આવ્યા અને તેમણે ભલામણ કરી કે સ્વામીજીએ કંઇ પણ કાર્ય કરવું નહિ. તબીયત છેક નાદુરસ્ત હોય ત્યાં સુધી સ્વામીજીને ના છુટકે પથારીમાં પડી રહેવું પડતું. તબીયત જરા ઠીક થવા આવતી કે તરતજ તેઓ કંઇને કંઇ કામ કરવા મંડી જતા. કોઇવાર તે જમીન ખોદતા તો કોઇવાર ફળ-પુષ્પાદિનાં ઝાડ રોપતા અને કોઇવાર બીજ વાવતા. કોઇવાર તે પલાંઠી વાળીને ધ્યાનમાં બેસતા તો કોઇવાર વેદોના મંત્રો બોલતા અને કોઇવાર કોઇ પુસ્તકનું વાંચન મનન કરતા જણાતા. તબીયત પુરેપુરી સુધરી રહેતાં સુધી પથારીમાં પડી રહેવું કે ઘરમાં બેસી રહેવું એ તેમને જરા પણ ગમતું નહિ. તેઓ વખતોવખત એકાંતમાં જઇ બેસતા અને ત્યાં ધ્યાનગ્રસ્ત થઇ જતા. જ્યારે તે કોઇ અમુક વ્રતના નિમિત્તથી અપવાસાદિનું પાલન કરતા ત્યારે તેમની ખુશીનો પાર રહેતો નહિ. તપ, સાધના અને અપવાસાદિના અનેક લાભો વિષે બહુજ આગ્રહ કરીને પોતાના શિષ્યોને સમજણ આપતા અને તેટલાજ આગ્રહથી તે તેમની પાસે વ્રત અપવાસાદિનું પાલન પણ કરાવતા. એનાથી શરીરની શુદ્ધિ તો દેખીતી થાય છે અને શરીરની શુદ્ધિથી ચિત્તની શુદ્ધિમાં ઘણીજ અગત્યની સહાય મળે છે. આ શરીરની ચિત્તશુદ્ધિને લીધેજ મનુષ્યો અને પ્રજાઓ સંયમ, બળ, અને સત્યજ્ઞાનને પ્રાપ્ત કરી મોટાં મોટાં કામો કરવાને સમર્થ થઇ રહે છે. જે પ્રજા સંયમ વગરની છે તે કોઇપણ દિવસ ઉદયને શિખરે ચ્હડી શકતી નથી. સ્વામીજીએ એ ફાયદાઓને જાતે અનુભવ્યા હતા અને તેથી કરીને તે તેમના શિષ્યો પાસે વ્રત, અપવાસાદિનું યથાર્થ પાલન કરાવતા હતા. શિવરાત્રિ જેવા દિવસોએ આખો દિવસ અપવાસ કરાવી દિવસ અને રાત્રિ ભજન કીર્તનમાંજ ગળાવતા.

સ્વામીજીનું આરોગ્ય બગડેલું રહ્યા કરવાથી તેમણે હવે કલકત્તાના કવિરાજ મહાનંદ સેન ગુપ્તની દવા કરવા માંડી. કવિરાજ સ્વામીજી પાસે સખત કરી પળાવતા. તે એટલે સુધી કે સ્વામીજીને તેમણે કેટલાક દિવસ સુધી પાણી પીવાની અને મીઠું ખાવાની પણ બંધી કરી હતી. વળી તેમને માત્ર અમુક સાદો ખોરાકજ ખાવો પડતો અને તે પણ થોડા પ્રમાણમાંજ. તેમ છતાં પણ સ્વામીજીની વિશાળ, ભવ્ય અને તેજસ્વી આંખોનું તેજ તેવું ને તેવુંજ હતું અને પહેલાંની પેઠેજ તે કામ કર્યાં કરતા.

કવિરાજની દવા શરૂ કરતા પહેલાં થોડા દિવસ ઉપર તેમણે એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકા વાંચવાનું શરૂ કર્યું હતું. એ પુસ્તકની એ સમયે જે નવી આવૃત્તિ બહાર પડી હતી તે એક પાશ્ચાત્ય શિષ્યે મઠની લાઇબ્રેરીમાં ભેટ તરિકે મોકલી હતી.

એક વખત સ્વામીજીને તેમનો શિષ્ય શરદચંદ્ર ચક્રવર્તી મળવાને આવ્યો અને એ પુસ્તકના પચીસ ભાગ ત્યાં પડેલા જોઇને બોલ્યોઃ " એટલાં બધાં પુસ્તકોમાં લખેલી બીનાઓને એક આખી જીંદગીમાં પણ યાદ ન કરી શકાય. " શિષ્યને ખબર ન હોતી કે સ્વામીજીએ દસ ભાગ તો વાંચી નાંખ્યા હતા અને અગીઆરમો ભાગ ચાલતો હતો. સ્વામીજીએ જવાબ આપ્યોઃ " અરે, એમ તે હોય? આ દસ ભાગમાંથી તું મને ગમે તે પૂછ." શિષ્ય આશ્ચર્ય પામ્યો અને દસે ભાગ આમતેમ ઉથલાવી જઇને તેમાંના દરેક ભાગના અઘરા વિષયોમાંથી અકેક બબે પ્રશ્ન તેણે સ્વામીજીને પૂછ્યા. સ્વામીજીએ તરતજ તે વિષયોનો સાર કહી બતાવ્યો, એટલુંજ નહિ પણ ઘણાખરા સવાલોના ઉત્તર તો એમણે પુસ્તકમાંનો શબ્દે શબ્દજ બોલીને આપ્યા. પોતાના ગુરૂની વિલક્ષણ બુદ્ધિ અને અસાધારણ સ્મરણશક્તિ જોઇને શિષ્ય ચકિત થઇ ગયો અને પુસ્તકો વેગળાં

મૂકી દઈને બોલી ઉઠયોઃ "આ તો આશ્ચર્યની વાત! મનુષ્યને માટે આટલી યાદદાસ્ત અશકયજ કહેવાય." સ્વામીજી તરતજ જુસ્સાભેર બોલી ઉઠયા: "તમો લોકોની વિષયાસક્તિએજ એ આશ્ચર્ય અને અશકયતાનાં ભૂત ઉભાં કરેલાં છે. મનુષ્ય જો સારી પેઠે બ્રહ્મચર્યનું પાલન કરે તો એકવાર પણ વાંચ્યું કે સાંભળ્યું હોય તે જીંદગી સુધી સ્મરણમાં રાખી શકે." આ બ્રહ્મચર્યની ખામીને લીધેજ આપણે પ્રજા તરિકે વધારે વધારે નબળા અને બુદ્ધિહીન થતા જઇએ છીએ. વળી આપણા મનુષ્યત્વને ખોવા ઉપરાંત મનુષ્યત્વહીન કુરકુરીયાં એક પછી એક પેદા કરતા રહીને ભારતભૂમિનો ભાર વધાર્યા કરીએ છીએ.

સ્વામીજીના જીવનના છેલ્લા દિવસો અને ખાસ કરીને છેલ્લા બે મહિનાઓ દરમ્યાન તેમણે પોતાના સઘળા ગુરૂભાઇઓ અને શિષ્યોને એકઠા કરવા માંડયા. યૂરોપ અને અમેરિકાદિ જગતના દૂરના પ્રદેશોમાંથી પણ અનેક પાશ્ચાત્ય શિષ્યો આવી પહોંચ્યા હતા. સ્વામીજીની તબીયત હવે વધારે નરમ ચાલતી હતી, પણ તેમનો અંત એટલો બધો જલદી આવશે એમ કોઇ ધારતું ન હોતું.

જીંદગીના આ છેલ્લા દિવસોમાં સ્વામીજી મઠ વગેરેનાં કાર્યો તરફ ધ્યાન આપતા નહિ. લગભગ આખો દિવસ તે ધ્યાનગ્રસ્તજ રહેતા હતા. પોતાની મહાસમાધિના ત્રણ દિવસ અગાઉ ત્રીજે પહોરે સ્વામીજીએ મઠની આસપાસની ખુલ્લી જગ્યામાં ફરતાં ફરતાં તેમની સાથેના માણસને ગંગા નદીના કિનારા ઉપરની એક જગ્યા બતાવીને ગંભીરતાથી કહ્યું હતું કે, "જ્યારે હું શરીરનો ત્યાગ કરૂં ત્યારે એને ત્યાં દાટજો." પાછળથી તેજ પ્રમાણે કરીને ત્યાં એક ભવ્ય મંદિર બાંધવામાં આવ્યું છે.

મહાસમાધિ પૂર્વેના છેલ્લા અઠવાડીઆમાં બુધવારને દિવસે એકાદશી હોવાથી તે દિવસે સ્વામીજીએ કોરો અપવાસ કર્યો હતો. "તે

દિવસે આગ્રહ કરીને પોતાના એક શિષ્યને તેમણે જાતેજ ખાવાનું પીરસ્યું અને જમી રહ્યા પછી જાતેજ પાણી રેડીને તેના હાથ ધોવરાવ્યા તથા એક રૂમાલ વડે લૂંછી નાખ્યા. સ્વાભાવિક રીતેજ બીજા શિષ્યોએ તે કામ કરવા પ્રયત્ન કર્યું હતું, પણ સ્વામીજીએ જવાબ આપ્યો હતો કે, જિસસ ક્રાઇસ્ટે પોતેજ તેમના શિષ્યોના પગ ધોયા હતા. સને ૧૯૦૨ના જુલાઇની ૪ થી તારીખ તેમણે દેહત્યાગ માટે જાણે પ્રથમથીજ નક્કી કરી રાખી હતી.

જીવનના એ છેલ્લા દિવસે સ્વામીજી બહુજ ગંભીર દેખાતા હતા. હમેશ કરતાં એ દિવસે તે વધારે વહેલા ઉઠયા હતા. એ દિવસે તેમનું સઘળું કાર્ય બહુજ વિચારપૂર્વક થતું હોય તેમ લાગતું હતું. સવારમાં ચાહ પીધા પછી સ્વામીજી મઠના ઠાકુરઘરમાં ગયા અને ત્યાં આઠ વાગ્યાથી અગીઆર વાગતા સુધી સઘળાં બારીબારણાં અંદરથી બંધ કરીને ધ્યાનસ્થ રહ્યા.

પરમાત્મધ્યાનની એ ઉન્નત અને દિવ્ય અવસ્થા ભોગવ્યા પછી તેઓ સંપૂર્ણ જ્ઞાન અને ભક્તિથી ભજન ગાવા લાગ્યા. ભજન ગાતે ગાતે પણ તેમનો પુણ્યાત્મા પરમાત્મ પ્રેમનીજ મસ્તી અનુભવી રહેલો જણાવા લાગ્યો.

ઠાકુરઘરમાંથી નીચે આવ્યા પછી સ્વામીજી મઠના વિશાળ ચોકમાં આમતેમ ફરવા લાગ્યા. આ વખતે તેમનું ચિત્ત કેવળ અંતર્મુખ થઇ રહ્યું હતું. તેમનું મન તદ્દન ઉન્નત અવસ્થાને ભોગવી રહ્યું હતું. આમતેમ ફરતાં ફરતાં મનમાં અનેક ઉચ્ચ વિચારો ચાલી રહ્યા હતા. વિચારોનું બળ એટલું પ્રબળ હતું કે વિચાર કરતાં મોઢેથી પણ કોઇ કોઇવાર કંઇક બોલી જતા હતા. તે વખતે સ્વામી પ્રેમાનંદ નજીકમાંજ ઠાકુરઘરના ઓટલા ઉપર ઉભા હતા. વિચારમાંને વિચારમાં સ્વામીજી એટલું મોટેથી બોલતા હતા કે તેમના બધા શબ્દો સ્વામી

પ્રેમાનંદ સાંભળી શકતા હતા. સ્વામીજી એકવાર બોલ્યા કે "બીજો વિવેકાનંદ હોય તોજ આ વિવેકાનંદને સમજી શકે, પણ ફિકર નહિ, વખત જતાં કેટલાએ વિવેકાનંદો જન્મશે."

હવે સ્વામીજીએ સ્વામી શુદ્ધાનંદને લાઇબ્રેરીમાંથી શુકલ યજુર્વેદ લાવવાનું કહ્યું. શુદ્ધાનંદ તે લઇ આવ્યા એટલે સ્વામીજીએ તેમને **સુષુમ્ણ: સૂર્યરશ્મિ:** એ શબ્દોથી શરૂ થતો મંત્ર કહાડવાનું કહ્યું. શિષ્ય તે શ્લોક તથા તેના ઉપરનું ભાષ્ય વાંચવા લાગ્યો. તેણે થોડું ભાષ્ય વાંચ્યું એટલે સ્વામીજી બોલી ઉઠયા: "આ ભાગ વિષે જે સમજુતી આપવામાં આવેલી છે તે મારા મનને ઠીક લાગતી નથી." પછીથી સ્વામીજીએ "સુષુમ્ણા" નો અર્થ સમજાવ્યો. અહીંઆં તેનો અર્થ "બીજ અથવા પાયો" થાય છે અને તંત્રોમાં તેનો અર્થ "સુષુમ્ણા" નાડી કરેલો છે એમ દર્શાવ્યું અને કહ્યું કે, "તમારે એ શ્લોકોનો બરાબર અર્થ તમારી મેળેજ શોધી કહાડવો જોઇએ."તે દિવસે બપોરનું ભોજન જમ્યા પછી તે બ્રહ્મચારીઓની ઓરડીમાં ગયા અને તેમને સંસ્કૃતના વર્ગમાં આવવાનું કહ્યું. વર્ગમાં સંસ્કૃત વ્યાકરણ—ખાસ કરીને લઘુકૌમુદી શિખવાતું હતું. તે વર્ગમાં શિખનાર એક જણ લખે છે કે; "શિક્ષણ ત્રણ કલાક સુધી ચાલ્યું; પણ તે જરા કંટાળો આપે તેવું ન હોતું; કારણકે સ્વામીજી તેમના હંમેશના સ્વભાવ પ્રમાણે વચેવચે હાસ્યજનક વાર્તાઓ કહેતા અને વારંવાર ટોળ કરતા. કોઇવાર તે કોઇ સુત્રના શબ્દો ઉપર હાસ્યજનક ટીકા કરતા અને કોઇવાર કોઇ શબ્દોનો બીજો અર્થ કરીને હસતા અને તેથી તે શબ્દ વધારે યાદ રહેતો." વ્યાકરણ શિખવ્યા પછી સ્વામીજી કંઇક થાકી ગયેલા દેખાતા હતા. થોડીવાર પછી સ્વામીજી સ્વામી પ્રેમાનંદની સાથે બહાર ફરવાને ગયા અને લગભગ બે માઇલ સુધી ચાલ્યા. ઘણા દિવસથી તે ચાલી શકતા ન હોતા, પણ એ દિવસે તે એટલું ચાલ્યા હતા. એ દિવસે તે

ઠીક તંદુરસ્ત અને સશક્ત દેખાતા હતા.

બહાર ફરીને આવ્યા પછી સ્વામીજી કહેવા લાગ્યા કે તેમને તેમનું શરીર ઘણુંજ હલકું લાગે છે. થોડીકવાર વાત કર્યા પછી તે પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા. ત્યાં જઇને તે ધ્યાનમાં બેઠા અને પોતાના એક શિષ્ય પાસે માળા મંગાવીને જપ કરવા લાગ્યા. લગભગ એકાદ કલાક સુધી ધ્યાન અને જપ કર્યા પછી તેઓ જમીન ઉપર પથારીમાં સુઇ ગયા અને પેલા શિષ્યને અંદર બોલાવીને પંખાવડે મસ્તક ઉપર વા નાખવાનું કહ્યું. હજી પણ તેમના હાથમાં માળા હતી. શિષ્યને લાગ્યું કે સ્વામીજી જરાક આડા થયા હશે. થોડીક વાર પછી તેમનો હાથ જરા ધ્રૂજવા લાગ્યો અને લગભગ નવ વાગ્યાને સુમારે એકદમ બેવાર દીર્ઘ શ્વાસ લઇને ધ્યાનાવસ્થાને પ્રાપ્ત થયા. શું થયું તે પેલો શિષ્ય સમજી શક્યો નહિ. તેણે એક વૃદ્ધ ગુરૂભાઇને બોલાવ્યા અને તેમની પાછળ બીજા સંન્યાસીઓ પણ આવ્યા. સંન્યાસીઓએ તેમની નાડી તપાસી પણ તે બંધ પડી ગયેલી જણાઇ. તેઓ સમાધિમાં હશે એમ જાણીને શ્રીરામકૃષ્ણનું નામ તેમના કાન આગળ મોટેથી ઉચ્ચારવામાં આવ્યું, પણ કંઇજ જણાયું નહિ. પછીથી એક પ્રખ્યાત દાકતરને બોલાવવામાં આવ્યો અને તેણે કૃત્રિમ રીતે શ્વાસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે મિથ્યા ગયો. જીર્ણ થયેલાં વસ્ત્રને ત્યજી દેવામાં આવે તેમ સ્વામીજી હવે શરીરને ત્યજી દઇ સદાને માટે બ્રહ્મલીન થઇ ચૂક્યા હતા. આ પ્રમાણે જગતના આધ્યાત્મિક વાતાવરણમાં પોતાની શાંત પણ અતિ પ્રબળ પ્રભાને પ્રસારતો ભારતવર્ષનો આ અતિ તેજસ્વી તારો સ્થૂળભાવે હવે સદાને માટે અદશ્ય થઇ ગયો. એવા મહા યોગી, મહા ઉપદેશક, નેતા, સ્વદેશ ભક્ત સાધુ, લેખક, વક્તા અને જનસમાજના નિસ્વાર્થ કાર્યકર્તા, જગતમાં આવીને થોડુંજ

વર્ષોમાં અતિ ઉજ્જવળ અને અચળ કીર્તિને પ્રાપ્ત કરનાર દિવ્યાત્મા હવે શરીરનું બંધન છોડીને ચાલ્યો ગયો. અનુપમ અધ્યાત્મ વિદ્યાને દેશ દેશની પ્રજાઓ સમક્ષ આલાપિ રહેલો દેવતાઇ મધુર સ્વર હવે સદાને માટે બંધ પડી ગયો. દસ વર્ષ સુધી પશ્ચિમની પ્રજાઓની સમક્ષ પ્રભુનો મહિમા ગાઇ ગાઇને તેમના દિવ્યાત્માને જાગૃત કરી રહેલો અલૌકિક ગવૈયો હવે માનવની દષ્ટિ મર્યાદામાંથી સદાને માટે અદૃશ્ય થયો. જે પુણ્યાત્માએ ભર યુવાનીમાં સંસારની સઘળી લોભ લાલચોનો ત્યાગ કર્યો અને સંસારીઓને પ્રાણપ્રિય એવી વસ્તુઓને તુચ્છકારી, જેણે સંન્યાસીનું કમણ્ડલુ હાથમાં ધર્યું અને પંજાબથી કેપ કોમોરિન સુધી પ્રવાસ કર્યા પછી વિશુદ્ધ આર્યતત્વજ્ઞાનનો જગતની પ્રજાઓને લાભ આપવાને તથા ભારતવર્ષનો મહિમા ગાઇ તેનું ગૌરવ વધારવાને માટે સમુદ્રને ઓળંગી જેણે પરદેશોમાં પર્યટણ કર્યું, તે પુણ્યાત્મા હવે સ્વરૂપસ્થ થયો. ૧૯૦૨ ના જુલાઇ માસની ૪ થી તારિખે શ્રી શંકરાચાર્ય સમોબલીષ્ઠ આ અદ્વૈતનો આચાર્ય, આ ગરિબ અને દુઃખીનો બેલી આ જનસમાજનો ઉદ્ધારક પોતાના નશ્વર દેહને ત્યજીને ચાલ્યો ગયો. તે દિવસે ભારતવર્ષે વેદાન્તનો ભગવો ઝુંડો જગતમાં ફરકાવનાર, શાંતિ અને આત્મજ્ઞાનને પ્રસારનાર શ્રીરામકૃષ્ણના પટ્ટશિષ્યને ખોયો. રામકૃષ્ણ મિશનનો સ્થાપનાર, ગુરૂભાઇઓનો નેતા, હિંદુ પ્રજાનું વ્હાલું રત્ન અને આર્યાવર્તનો મહાબુદ્ધિશાળી અને જગવિખ્યાત પુત્ર તે દિવસથી નજરે પડતો બંધ થયો.

સ્વામીજીના દેહાવસાનના સમાચાર વીજળી વેગે કલકત્તામાં, હિંદુસ્થાનમાં તેમજ યૂરોપ અને અમેરિકામાં ફેલાઇ ગયા. બીજે દિવસે સવારે લોકોનાં ટોળે ટોળાં મઠ તરફ આવવા લાગ્યાં. અનેક ગાડીઓ મઠ તરફ જવા લાગી. પવિત્ર જાન્હવીને રસ્તે નૌકાઓ-

દ્વારા તેમજ આગબોટોદ્વારા અસંખ્ય મનુષ્યો આવીને મઠ આગળ ઉતરવા લાગ્યાં. સ્વામી વિવેકાનંદનું શરીર હજી તેવીને તેવીજ સ્થિતિમાં હતું. જે ઓરડીમાં એકાદ દિવસ ઉપરજ નિર્દોષ આનંદ વ્યાપી રહ્યો હતો, જેમાં અમૃત જેવી મિષ્ટતા સદાએ વાસ કરી રહી હતી અને જ્યાં બ્રહ્મનિષ્ઠ સ્વામિજીની અસ્ખલિત વક્તૃત્વધારા ચાલી રહેતી હતી, ત્યાં શુન્યકારની વચમાં તેમનું શબ પડેલું જણાતું હતું. આ દેખાવ જોઇને ત્યાં આવેલા મનુષ્યો ઉપર જે હૃદયવેધક અસર થઇ રહી હતી તેનું વર્ણન થઇ શકે તેમ નથી. સ્વામીજીના મુખારવિંદ તરફ જોઇને એક જણે તો ત્યાં ને ત્યાંજ ભારતવર્ષની સેવામાં જીવનને વ્યતીત કરવાની પ્રતિજ્ઞા લીધી.

વિદ્વાન દાકતરોનો અભિપ્રાય વિરૂદ્ધમાં હોવા છતાં પણ મઠના સાધુઓ એવી ગાંડી આશા રાખતા હતા કે હજી પણ સ્વામી વિવેકાનંદ શુદ્ધિમાં આવશે. એથી કરીને સ્વામીજીના શબને તેમણે બીજા દિવસના બપોર સુધી રાખી મૂક્યું. છેવટે જ્યારે તેમની ખાત્રી થઇ ત્યારે પછી સર્વ આશા મૂકી દઇને તેઓએ અગ્નિદાહ કરવાની તૈયારી કરવા માંડી. સર્વત્ર ધૂપ કરવામાં આવ્યો. મઠની આસપાસની ભૂમિ ઉપર લોકોની મોટી ઠઠ જામી હતી. શ્રીરામકૃષ્ણ અને વિવેકાનંદના નામનો જયઘોષ આકાશમાં ઉપરા ઉપરી ગરજી ઉઠીને પવિત્ર ગંગાને સામે કિનારે પહોંચવા લાગ્યો અને ત્યાંનાં ગામ, દેવાલયો અને ઠેઠ દક્ષિણેશ્વરના મંદિર સુધી તે સંભળાવા લાગ્યો. સર્વ કોઇ હવે છેલ્લીવારનાં સ્વામીજીના દેહનાં દર્શન કરવા લાગ્યા.

ત્રીજા પહોરે સ્વામીજીના શબને નીચે ઉતારીને ઓસરીમાં પધરાવવામાં આવ્યું. એક કપડા ઉપર પગલાં પાડી લીધા પછીથી આરતી કરવામાં આવી. મંત્રોચ્ચાર થઇ રહ્યો. શંખનાદ ચોતરફ ગાજી રહ્યો. ઘંટના અવાજ સંભળાયા. સર્વત્ર પવિત્રતા અને આધ્યાત્મિકતાનું વાતાવરણ

છવાઇ રહ્યું. પછી કેટલાકે નમન કર્યું. કેટલાક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રહ્યા અને સઘળા શિષ્યો પોતાના વ્હાલા ગુરૂનો ચરણ સ્પર્શ કરી રહ્યા. આખરે શબને ઉંચકવામાં આવ્યું અને "જય શ્રીગુરૂ મહારાજકી જય! જય શ્રીસ્વામીજી મહારાજકી જય"ના પોકારો ગગન સુધી પહોંચી રહ્યા. શબને ફુલના હાર અને પુષ્પોથી આચ્છાદિત કરવામાં આવ્યું હતું. સર્વે ધીમે ધીમે આગળ વધવા લાગ્યા અને મઠની આસપાસના મોટા મેદાનમાં થઇને તેઓ એક બિલ્વવૃક્ષ આગળ આવી પહોંચ્યા. જ્યાં આગળ સ્વામીજીએ બતાવ્યું હતું ત્યાં ચંદનનાં કાષ્ટથી ચિતા ખડકવામાં આવી અને તેના ઉપર શબને પધરાવી અગ્નિ ચેતાવવામાં આવ્યો. સાયંકાળે જ્વાળાઓ મંદ પડવા લાગી અને શબ બળીને ભસ્મ થઈ ગયું. સાધુઓએ ચિતા ઉપર પવિત્ર ગંગાજળ છાંટીને તેને ઠંડી કરી.

બીજે દિવસે પવિત્ર ભસ્મને એકઠી કરવામાં આવી. તેને હજી સુધી પણ ઘણીજ પૂજ્ય બુદ્ધિથી સંભાળી રાખવામાં આવી છે. અગ્નિદાહના સ્થળ ઉપર એક સુંદર મંદિર બાંધવામાં આવ્યું છે અને તેની વચમાં એક સુંદર વેદી ઉપર સ્વામીજીની સુંદર પ્રતિમા પધરાવેલી છે. આ સ્થળમાં બેસીને મઠના વૃદ્ધ અને યુવાન સાધુઓ પ્રાર્થના તથા ધ્યાન કરે છે.

## પ્રકરણ ૬૦ મું–ઉપસંહાર.

સ્વામી વિવેકાનંદ જેવા અત્યંત વિશાળ હૃદયના મહાપુરૂષના ગુણ અને કાર્યનું યથાવત વર્ણન કરવું અશક્ય છે. ખરેખર, તેમના જેવી અસામાન્ય વ્યક્તિ વર્તમાન જગતે બીજી ભાગ્યેજ જોઇ હશે. એમના જેવા કલ્યાણમય ગુણો ભાગ્યેજ કોઇપણ એકજ વ્યક્તિમાં

એકત્ર થયા હશે. સુંદર અને મોહક આકૃતિ, દિવ્ય ચારિત્ર્ય, આનંદી સ્વભાવ, હસમુખો ચહેરો, સમયાનુસાર ટોળ અને હાજર જવાબીપણું, વિવિધ વિદ્યાકળાઓનું જ્ઞાન, વક્તૃત્વશક્તિ, સ્વદેશાભિમાન, દીન અને દુઃખીને માટે અત્યંત લાગણી, ઉંડો શાસ્ત્રપ્રવેશ, બીજાનું ભલું કરવાની તીવ્ર ઇચ્છા, તપ, ભક્તિ, વિનય, અબાધ્ય શક્તિ, અજેય મનોબળ, ધ્યાનનિષ્ઠા, અખંડ બ્રહ્મચર્ય, જીતેંદ્રિયપણું, કીર્તિ માટે બેદરકારી, શરીર, બુદ્ધિ અને હૃદયનો એક સરખો વિકાસ, દીર્ઘદૃષ્ટિ અને આત્મસાક્ષાત્કાર–આવા અનેક મહાન ગુણો સ્વામી વિવેકાનંદમાં એક સાથે વાસ કરી રહ્યા હતા. પૂજ્યપાદ શ્રીશંકરાચાર્ય જેવો બુદ્ધિવૈભવ અને ભગવાન બુદ્ધના જેવો માનવપ્રેમ તથા દયાળુ હૃદય તેઓ ધરાવતા હતા.

મહાન ક્રાઇસ્ટ જેવા તે નમ્ર અને સ્વામીભક્ત મહાવીર હનુમાન જેવા ગુરૂભક્ત હતા. ભગવદ્ ભક્તિમાં તે નારદ જેવા અને ધૈર્ય તથા કર્મયોગમાં અર્જુન જેવા હતા. શાસ્ત્રોમાં ભગવાન વ્યાસ જેવા પ્રવીણ અને બ્રહ્મચર્યમાં બાલયોગી શુક જેવા પવિત્ર હતા.

નિજ સ્વરૂપને ઓળખી પોતાની સ્વાભાવિક નિત્યશુદ્ધતા અને મુક્તતાના ભાનપૂર્વક જગતના કલ્યાણમાં સતત્ પ્રવૃત્ત રહેવું, એનેજ એ ખરો સંન્યાસ કહેતા. લોકકલ્યાણના કાર્યમાં પણ "હું નિત્ય છું, શુદ્ધ છું, મુક્ત છું," એવા અનુભવયુક્ત ભાનની મનુષ્યને બહુજ આવશ્યકતા છે; કારણકે ગુલામની માફક શારીરિક વાસનાઓથી બદ્ધ થઇ રહેલો મનુષ્ય કોઇ પણ મહત્ કાર્યને ઉત્તમ રીતે પાર પાડી શકતો નથી. आत्मनः मोक्षाय जगद्धिताय च। એ સ્વામીજીના જીવનનો મહામંત્ર હતો.

ભારતવર્ષના ઉદ્ધાર માટે સ્વામીજી આખો દિવસ તેમજ રાત્રિ પણ લખવામાં, વાંચવામાં, મનન કરવામાં અને બીજાઓને બોધ

આપવામાંજ ગાળતા. તે માત્ર ચાર કલાકજ ઉંઘતા. સવારના ત્રણ કે ચાર વાગ્યા કે તરતજ તે પથારીમાંથી ઉઠતા. મઠમાં તે વખતે સર્વત્ર શાંતિ પથરાઇ રહેલી જણાતી. તે વેળાએ સ્વામીજીના મુખમાંથી મીરાંબાઇ, તાનસેન, નાનક કે કબીરનાં ભજનો એક પછી એક નીકળતાં અને નિદ્રાવશ થયેલાં મનુષ્યોની નિદ્રાનો ભંગ થતો. પછીથી દાતણપાણી પરવારીને સ્વામીજી સ્નાન કરવાને જતા અને ત્યાંથી ઠાકુરઘરમાં જઇ ધ્યાન કરવાને બેસતા. એ પછીનો થોડો સમય તેઓ મઠનાં જાનવરોને પોતાને હાથેજ ખવરાવવામાં અને પંપાળવામાં ગાળતા. ગાયો, બળદ, ભેંસો, બકરીઓ વગેરે પ્રત્યે મનુષ્યોના જેટલુંજ હેત તે દર્શાવતા. ઝાડ, પાન, લતાદિ તરફ પણ તે અદ્ભુત લાગણીથી જોતા અને ઘણા પ્રેમથી તેમનો સ્પર્શ કરતા. પછીથી શિષ્યોને અધ્યયન કરવાનું કાર્ય શરૂ થતું. કોઇપણ જાતના દંભ વગર સ્વામીજી તે કાર્ય કરતા અને તેમ કરવામાં પોતે કોઇવાર ગુરૂ તરિકે તો કોઇવાર પિતા તરિકે અને કોઇવાર શિક્ષક તરિકે કામ કરતા. પછીથી સર્વેના ભોજનની દેખરેખ રાખતા. ઘણીવાર શિષ્યોને સાથે લઇનેજ જમતા. બપોરના સમયમાં તે સર્વેને વેદાધ્યયન કરાવતા. તે પછી તેઓ પોતાને મળવા આવનારાઓની મુલાકાત લેતા અથવા છપાવવા માટે કંઇક સાહિત્ય તૈયાર કરતા અથવા ભાષણ આપવાને કે છાપખાનામાં કંઇ છપાવવાને કલકત્તા જતા. ઉપરનાં સઘળાં કાર્યોમાં સ્વામીજી સવારના ચારથી તે રાતના આઠ વાગતા સુધી ગુંથાઇ રહેતા અને પછીથી તે શ્રીરામકૃષ્ણની પ્રતિમા આગળ ધ્યાન ધરવાને બેસતા. થોડોક આરામ લીધા પછી લગભગ અડધી રાત્રિ સુધીનો સમય વાંચનમાં પસાર કરતા અને તે પછી વાંચતા વાંચતા પોતાની છાતી ઉપર પુસ્તક પડેલું હોય ને સુઇ ગયેલા નજરે પડતા.

ગુરૂ અને ઉપદેશક તરિકે સ્વામીજીની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછીજ છે. હિંદમાં તત્વજ્ઞાનના જે અનેક ઉપદેશકો થએલા છે અને જેમણે પોતાનાં નામ હિંદના ધાર્મિક ઇતિહાસમાં અમર કરેલાં છે તેમાં સ્વામી વિવેકાનંદ પણ અગત્યનું પદ મેળવી ચૂકયા છે.

પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યનાં જગવિખ્યાત ભાષ્યોમાં બહુજ સુંદર રીતે પ્રતિપાદન થએલા આર્યતત્વજ્ઞાનના વિચારોને તેમણે આધુનિક પદ્ધતિપૂર્વક અને બહુજ બાહોશીથી સમજાવ્યા છે. વળી ભગવાન શંકરાચાર્યના વજ્ર સમા અભેદ્ય અને અગમ્ય તત્વજ્ઞાનની સાથે ભૂતદયા અને લોકસેવાનાં કાર્યોની અપૂર્વ મેળવણી તેમણે કરેલી છે. લોકસેવાનાં કાર્યોની મહત્તા તેમણે વેદાન્તદૃષ્ટિથી સમજાવી છે. આજકાલ કેટલાક સુધારકો તરફથી પશ્ચિમનું ઉપલકિયું અનુકરણ કરીને લોકસેવા કરવામાં આવે છે. લોકસેવાનાં ખરાં તત્વો હજી તેઓ બરાબર સમજતા નથી. સ્વામીજીએ પોતાની વાણીથી, કર્મથી અને રામકૃષ્ણમિશનની સ્થાપનાથી સમાજસેવાનું ખરૂં રહસ્ય સારી પેઠે દર્શાવી આપ્યું છે. કલકત્તાનું પ્રસિદ્ધ બંગાળી પત્ર કહે છે "રામકૃષ્ણ મિશનના સાધુઓનું જીવન ફાધર ડેમીઅન નામના એક સાધુના જેવું ઉત્સાહ અને ભક્તિથી પ્રેરાઈ રહેલું છે અને પોતાના આત્મભોગથી તેઓ સંન્યાસાશ્રમને અને ભારતભૂમિને ઉજ્જવલ કીર્તિ પ્રાપ્ત કરાવી રહ્યા છે."

સ્વામીજીનો બોધ ઘણોજ વિશાળ અને સર્વસામાન્ય હતો. ઉચ્છેદકવૃત્તિ તેમાં જણાતી નહિ. સ્વામીજી કહેતા કે "જ્યાં સુધી મનુષ્ય અમુક વિચારોને સાચા દિલથી માનતો હોય ત્યાં સુધી તેની વિરૂદ્ધ એક શબ્દ પણ કહાડશો નહિ. તે મનુષ્યની માનસિક સ્થિતિને પ્રથમ ધ્યાનમાં લ્યો અને ત્યાંથીજ તેનો વિકાસ કરવા માંડો." સ્વામીજીએ દરેક ધર્મ અને પંથનો વિશાળદૃષ્ટિથી અભ્યાસ

કર્યો હતો અને તેથી તે કહેતા કે ધર્મ યા પંથની ધાર્મિક-ક્રિયાઓ જે હેતુથી ચાલુ કરાયલી છે તે હેતુ લક્ષમાં રાખીનેજ કરવી જોઇએ. કદીએ સ્વામીજી કોઇ ધર્મ, પંથ કે સંતનું ભુંડું બોલ્યા નથી.

રાજા રામમોહનરાય અને બાબુ કેશવચંદ્રસેન સ્વામીજીના જેટલા વિજયી થઇ શક્યા નહિ તેનું કારણ એ હતું કે હિંદુધર્મના સિદ્ધાંતો માટે એ બંનેને સ્વામીજીના જેટલી શ્રદ્ધા અને પ્રેમ ન હોતાં. રાજા રામમોહનરાયનું વલણ ખ્રિસ્તી ધર્મ તરફ વધારે હતું અને કેશવચંદ્ર-સેને તો હિંદુધર્મની ખામીઓ બતાવવામાંજ વધારે શક્તિ વાપરી હતી. જ્યારે સ્વામી વિવેકાનંદનો આદર્શ પ્રાચીન ભારત—ઋષિ-મુનિઓનો ભારતવર્ષ—હતો અને તેઓ પ્રાચીન સમયના પુરેપુરા પૂજક હતા. આર્યતત્વજ્ઞાને શીખવેલી અપૂર્વ આત્મશ્રદ્ધા તેઓ ધરાવતા હતા. તેમણે એકવાર કહ્યું હતું કે "મનુષ્ય મનુષ્ય વચ્ચે જે ભેદ જણાય છે તે ભેદ આ શ્રદ્ધાનોજ છે, બીજો નહિ. જે વડે એક મનુષ્ય મોટો થાય છે અને બીજો નિર્બળ અને અધમ રહે છે, તે આ શ્રદ્ધાજ છે. મારા ગુરૂ કહેતા હતા કે 'જે પોતાને નિર્બળ ધારે છે તે નિર્બળજ રહે છે' અને તે ખરૂં છે. આ આત્મશ્રદ્ધાએ તમારામાં ઉંડો વાસ કરવો જોઇએ."

બીજું કારણ એ છે કે જ્યારે મનુષ્ય પવિત્ર જીવન ગાળે છે, ઉંચા આદર્શોથી પ્રેરાયલો હોય છે અને આત્મસાક્ષાત્કારને પામી ચૂકેલો હોય છે ત્યારેજ તે બીજાનો ગુરૂ થઇ શકે છે. તે સિવાય તેનો બોધ, ગમે તેટલી વિદ્વત્તા અને બોલવાની છટા હોય તોપણ ઉંડી અને સ્થાયી અસર નીપજાવી શકતો નથી. શ્રીરામકૃષ્ણ કહેતા કે "પોલીસનો ફક્ત એકજ માણસ સહેલાઇથી તોફાનને અટકાવી શકે છે. શા માટે? કારણ કે તેની સત્તા સરકારની સત્તા સાથે જોડાઇ

ગયેલો હોય છે. તેવીજ રીતે ઉપદેશકે પણ પ્રથમ પરમાત્મ સાક્ષાત્કાર કરીને તેની અનુપમ સત્તા–સ્ફૂર્તિ સાથે પોતાનું જોડાણ અવશ્ય કરવું જોઇએ અને તેમ થતાં સુધી ઉપદેશ કરવા ન મંડી પડતાં આંતરિક અભ્યાસ અને લોકસેવા પાછળજ તેણે મંડયા રહેવું જોઇએ." પરમાત્મ સાક્ષાત્કાર પામેલો મનુષ્ય કૃતકૃત્ય બની તેની પ્રજ્ઞા–બુદ્ધિ 'ઋતંભરા' થઇ રહે છે અને તેના મન તેમજ વાણીમાં એક પ્રકારનું અસામાન્ય બળ આવી રહે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ આવો આત્મસાક્ષાત્કાર પામેલા હોઈ સ્વામી વિવેકાનંદજી પણ જ્યોતવડે જ્યોત પ્રકટી રહે તેમ તેમના ઉપદેશથી અને પોતાની સાધનાના બળથી યોગ્યતા મેળવીને તે સાક્ષાત્કારને પામી ચૂકયા હતા; તેથીજ તેઓ અંગ્રેજો અને અમેરિકનોના હૃદયમાં વેદાંતનાં ઉંડાં ધાર્મિક સત્યો આબાદ ઠસાવીને તેને માટે અસાધારણ માન ઉપજાવવાને ભાગ્યશાળી નિવડયા હતા. એક પ્રખ્યાત પુરૂષે એકવાર કહ્યું છે કે "ભૌતિકવિજ્ઞાનની શોધો અને પ્રયોગોની તેમજ અવલોકન શક્તિ કે બુદ્ધિની મહત્તાને હું ઉતારી પાડવા માગતો નથી; પરંતુ એ સર્વ વડે પણ જ્ઞાન તો આપણને માત્ર બાહ્ય તત્વોનુંજ થાય છે. આપણી ઇંદ્રિયો, મન તેમજ બુદ્ધિ કરતાં પણ વધારે ઉંડાણમાં રહેલાં સત્યોને અનુભવવા માટે તો આપણે એ સર્વથી અતીતજ થવું પડે છે. જગતને ઉપયોગી થાય એવાં જે અનેક વ્યાવહારિક સત્યો બુદ્ધિવડે શોધી શકાય છે, તે તો એ ઉંડાં સત્યોની આગળ ઘણુાંજ ગૌણ અને ઉતરતાં છે. કુદરતમાં અંતર્ભૂત થઈ રહેલાં–માનવના અંતરાત્માના ઉંડાણમાં વસી રહેલાં–અતિ શ્રેષ્ટતમ સત્યોને તો જેઓ બીજી સર્વ બાબતો મૂકી દઇને એ સત્યોને શોધવા પાછળજ ગાંડા બની રહે છે તેઓજ શોધી અને અનુભવી શકે છે." આવી આત્મવિકાસની અતિ ઉચ્ચ દશાએ શ્રીરામકૃષ્ણ પરમહંસ પહોંચેલા

હતા. આવા મહાન ગુરૂના પવિત્ર ચરણ આગળ બેસીને સ્વામીજીએ વેદાન્તનાં ગહન સત્યોને જાણ્યાં હતાં તેમજ અનેક પ્રકારનાં સાધન કરીને પરમાત્મ સાક્ષાત્કાર કર્યો હતો. આમ થયા પછીજ તેઓ ઉપદેશક બન્યા હતા. ત્યારે કેશવચંદ્રસેન તો પ્રથમ ઉપદેશક તરિકે યૂરોપમાં ફરી આવ્યા પછીજ શ્રીરામકૃષ્ણ પાસેથી એ સત્યોને શિખવાને ભાગ્યશાળી થયા હતા.

ખરેખર, આ જગતમાં પરમાત્મ સાક્ષાત્કાર પામેલા ગુરૂઓ—પોતાના આત્મા વડે બીજાના આત્મામાં પ્રકાશ નાંખનાર મહાપુરૂષો—લાખો કરોડોમાં કોઇકજ હોય છે. આવા ગુરૂ અને શિષ્યોનો સંબંધ મિષ્ટ, મૃદુ અને આનંદમયજ હોય છે. એક તરફથી પૂજ્યભાવ અને સેવાભાવથી તેમજ જ્ઞાન પિપાસાથી શિષ્ય ગુરૂના અખૂટ જ્ઞાનનું પાન કરી રહ્યો હોય છે અને બીજી તરફથી સાચા મનની તુચ્છ—સ્થૂળ બાહ્ય સેવા અને પૂજ્યભાવથી ગુરૂદેવનું મહા પ્રભાવશાળી અને કોઇ તરફ પણ પક્ષપાત વગરનું હૃદય અગ્નિથી બરફ ઓગળે તેમ કુદરતી રીતેજ ગળી ગળીને શિષ્યના અધિકારી હૃદયને અમૃતમય બનાવી રહ્યું હોય છે. તે વગર માગ્યે પણ સહાય કંઇ ને કંઇ શિષ્યને આપ્યાજ કરે છે અને કોઇપણ પ્રકારે તેનો બદલો ઇચ્છતા નથી. ભગવાન રામકૃષ્ણની પેઠે સ્વામી વિવેકાનંદ પણ આ પ્રકારના સર્વોત્તમ ગુરૂ હતા. પોતાના અસંખ્ય શિષ્યોને માટે સ્વામીજીને જે પ્રેમ હતો તેનું વર્ણન કરવું અશક્ય છે. તેઓ ગરિબ હોય કે તવંગર, ઉચ્ચ કે નીચ હોય, પંડિત કે મૂર્ખ હોય, યુવાન કે વૃદ્ધ હોય, સ્ત્રી કે પુરૂષ હોય, હિંદુ, મુસલમાન, અંગ્રેજ કે અમેરિકન હોય, પણ સ્વામીજી કોઇ તરફ લગારે ભેદભાવ રાખતા નહિ. ઉલટો તેમનો પક્ષપાત ગરિબ અને દુઃખી તરફ વધારે રહેતો. ગમે તેવા અકળામણના પ્રસંગમાં પણ સ્વામીજી કોઇને આકરો શબ્દ કહેતા નહિ. તેઓ વારંવાર

કહેતા કે "હાથીના દાંત અને બોલાયલા શબ્દો પાછા મોઢામાં પેસતા નથી." તેઓ ઘણાજ ધાર્મિક ભાવથી બોલતા કે "મારી પાસે જે કાંઇ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ હશે તે હું તમને અવશ્ય આપી દઇશ. મેં જે કાંઇ આધ્યાત્મિક અનુભવ પ્રાપ્ત કર્યો હશે તે તમારોજ છે."

પવિત્ર બેલુર મઠમાં જગતના જુદા જુદા ભાગોમાંથી જે લોકો આવીને સ્વામીજીની સંનિધિમાં દિવસના દિવસ ગાળતા તે તેમને કલાકની માફકજ જણાઇ રહેતા. તે જે કંઇ બોલતા એ અત્યંત ભાવથી અને અંતઃકરણપૂર્વકજ બોલતા. દંભ તેમને જરાએ ગમતો નહિ. નિડરતાએ તો તેમનામાં સાક્ષાતજ વાસ કરેલો હતો. તેમણે જે કાંઇ કહેવું ધાર્યું હોય તે નિડરપણેજ કહી દેતા અને પરિણામની કશીજ પરવા કરતા નહિ. ન્યાત, જાત કે ધર્મનો ભેદ રાખ્યા વગર સર્વે તરફ તે સમાન પ્રીતિ દર્શાવતા. નિવેદિતા લખે છે કે "યુનાઇટેડ સ્ટેટસમાં કોઇવાર અજાણ્યા લોકો તેમને હબસી તરિકે ધારતા અને પોતાના બારણા આગળથી હાંકી મૂકતા. એ ભૂલ પાછળથી જાણ્યા પછી અવશ્ય સુધારવામાં આવતી અને આબરૂદાર કુટુંબો તેમને બહુજ આદરસત્કારથી વધાવી લેતાં. તે વખતે સ્વામીજી હબસી નહિ હોવાનું મુખેથી બોલતા નહિ. એવું મૌન ધરવાનું કારણ પૂછવામાં આવતું ત્યારે તે કહેતા કે "શું એમ કહેવાથી મારા હબસી ભાઇઓનો મેં તિરસ્કાર કર્યો એમ નથી ઠરતું?"

સ્વામી વિવેકાનંદની કલ્યાણકારક પ્રવૃત્તિઓ વિષે જેટલું કહીએ તેટલું ઓછુંજ છે. તેમની વિરૂદ્ધ મત ધરાવનારા હિંદુઓ અને ખ્રિસ્તી-ઓએ પણ એ બાબતમાં તેમને માટે પ્રશંસાનાજ ઉદ્‌ગારો કહાડેલા છે.

એમની અગાઉ કોઇપણ મનુષ્યે પૂર્વ અને પશ્ચિમનો મેળાપ કરાવ્યો નથી. એ કઠિન કાર્યને સ્વામી વિવેકાનંદે સાધેલું છે. સ્વામીજી અમેરિકામાં લગભગ ત્રણેક વર્ષ રહ્યા અને તે પણ અહીં તહીં

ફરતા ઉપદેશક તરીકેજ, તોપણ ત્યાં હજી સુધી તેમનું નામ વિસરાયું નથી અને ભવિષ્યમાં પણ વિસરાશે નહિ. અમેરિકામાં કેલીફોર્નીઆથી ન્યૂયૉર્ક સુધી અને કેનેડામાં કોઇપણ પ્રાંત એવો નહિ હોય કે જ્યાં આપણા માનવંતા સ્વામીજીનું નામ ઘણા ભાવથી નહિ લેવાતું હોય અને જ્યાં સુશિક્ષિત અને વિચારવંત સ્ત્રીપુરૂષો હજી પણ ઘણા ઉલ્લાસથી તેમનાં ભાષણો અને લેખો વાંચતાં નહિ હોય. આપણે હિંદુઓ એ જાણીને હર્ષ પામીશું કે સ્વામીજીના પ્રભાવથી પ્રોફેસર હેબર ન્યુટન, હારવર્ડ યુનિવર્સિટિના પ્રોફેસર સી. સી. એવેરેટ તેમજ ઇલા વ્હીલર વીલકૉક્સ જેવા પ્રતિષ્ઠિત અમેરિકનો વેદાન્તના અભ્યાસમાં સંપૂર્ણ રસ લેવા લાગ્યા છે. ગયાં વર્ષોમાં યુનાઇટેડ સ્ટેટ્સનાં દેવળોમાં ઉપદેશ આપનારા ખ્રિસ્તી પાદરીઓમાં પણ કોઇ ભાગ્યેજ એવો થયો હશે કે જેણે સ્વામી વિવેકાનંદ વિષે પોતાના ભાષણમાં જરાક પણ ઇસારો કર્યો નહિ હોય. અનેક ખ્રિસ્તી ઉપદેશકો સ્વામીજીના બોધથી ખ્રિસ્તી ધર્મને તેના સત્યરૂપમાં સમજી શક્યા છે અને સ્વામીજીનું પ્રમાણ આપીને વેદાન્તની દૃષ્ટિએ ખ્રિસ્તી ધર્મ સમજાવતા થયા છે. અમેરિકામાં વેદાન્ત પ્રચારનું કાર્ય એટલું બધું વધી ગયેલું હતું કે બીજા દશેક સંન્યાસીઓને ત્યાં મોકલવાની માગણી ત્યાંના લોકો તરફથી કરવામાં આવી હતી. હજીપણ એ માગણી ચાલુજ છે. આજે પણ છ સાત સંન્યાસીઓ ત્યાં વેદાન્તનો પ્રચાર કરી રહેલા છે. આ સઘળી બીના સ્વામીજીના કાર્યની મહત્તા દર્શાવી રહી છે. એ મહાપુરૂષે ભારતની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ કર્યો; તેના ઇતિહાસનું બારીક અવલોકન કર્યું, તેના ધર્મ અને અધ્યાત્મવિદ્યામાં રહેલી અપૂર્વ શક્તિને તેમણે નિહાળી અને જગતમાં ભારતવર્ષનું સ્થાન અને કાર્ય ક્યાં છે તે વિચાર્યું. જ્યારે ઘણા હિંદુઓએ હિંદનો આગળો ઇતિહાસ છેજ નહિ એમ કહેવા માંડ્યું ત્યારે

પ્રાચીન ભારતનો અતિ ઉજ્જવળ અને યશસ્વી ઇતિહાસ સ્વામી વિવેકાનંદની નજરે તેના ખરા સ્વરૂપમાં ખડો થવા લાગ્યો. જાણે કે કોઇ પ્રત્યક્ષ પદાર્થ હોય તેમજ તેને તે પોતાની દૃષ્ટિ આગળ જોવા લાગ્યા. એક હાલતા ચાલતા પૂતળાની માફક પ્રાચીન ભારત તેમની દૃષ્ટિ આગળ ખડું થવા લાગ્યું. તે દૃશ્યમાં સ્વામીજી વીરરસ, કરૂણારસ અને આધ્યાત્મિકતાનાં અતિ પવિત્ર ચિત્રો નિહાળવા લાગ્યા. ભારતજ સકળ ધર્મની જનની છે અને તેથી સમસ્ત જગતનું ગુરૂ પદ તેનેજ લેવાનું છે એમ તેમનો નિશ્ચય થયો અને એ નિશ્ચયથી તેમની સ્વમાનની લાગણી અને સ્વદેશપ્રીતિ જાગૃત થઇ રહ્યાં. તેથી કરીને એમજ કહેવું ઘટે છે કે સ્વામીજીની સ્વદેશપ્રીતિ રાજસિક કે તામસિક ન હોતી. તેમનું સ્વદેશાભિમાન રાજદ્વારી પુરૂષોના સ્વદેશાભિમાન જેવું ન હોતું. તે કેવળ માતૃભૂમિની આધ્યાત્મિક શ્રેષ્ઠતાનું ભાન અને તેથી ઉપજતી અડગ ભક્તિ રૂપજ હતું.

સ્વામીજી ભારતવર્ષને પુણ્યભૂમિ ગણતા, તેથી તેને તે પૂજતા. તેને તે દયા, ક્ષમા અને સંયમનું સ્થાન લેખતા અને તેથી તે તેના તરફ પ્રેમથી જોતા. તે તેને આધ્યાત્મિકતાનું પારણું માનતા અને તેથી એના તરફ અત્યંતભાવ રાખતા. એમની એ ભક્તિ, પ્રીતિ અને પ્રેમ પાશ્ચાત્ય પ્રદેશોનું બારીક અવલોકન કર્યા પછી વધારે દૃઢ અને તીવ્ર બની રહ્યાં હતાં.

ઇંગ્લાંડથી આવ્યા પછી તેમણે એક જાહેર ભાષણમાં કહેલું છે કે "આજે હું અહીંઆં સત્યની ખાત્રી કરીને ઉભેલો છું અને કહું છું કે જગતમાં જો કોઇ પણ ભૂમિ પુણ્યભૂમિ હોવાનો દાવો ધરાવી શકતી હોય તો તે આ ભારતભૂમિજ છે. પ્રભુ તરફ પ્રયાણ કરનાર મનુષ્યોને જે ભૂમિમાં આવ્યા વગર ચાલે તેમજ નથી. જે ભૂમિમાં દયા, ક્ષમા, શાંતિ અને પરોપકાર પરાકાષ્ઠાએ

પહોંચેલાં છે અને જે ભૂમિ આધ્યાત્મિકતા અને આંતર્દષ્ટિનું મુખ્ય સ્થાન છે તે ભૂમિ આ ભારતવર્ષજ છે." ઇંગ્લાંડ તથા અમેરિકામાં તે ગયા હતા, પણ ત્યાંથી પાછા વળતી વખતે પશ્ચિમની તુલનાથી પોતાની માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ હજારગણો વધારીનેજ અને નહિ કે બીજાઓની પેઠે પાશ્ચાત્ય સુધારાના તેજમાં અંજાઇને કે તેના રંગે રંગાઇને તે હિંદમાં આવ્યા હતા. યૂરોપના કૃત્રિમ સુધારા સામે તેમણે આપણને ચેતાવ્યા છે અને પ્રાચીન ભારતીય ગૌરવની દિવ્ય જ્યોતિ આપણા અંતરાત્મામાં પ્રગટાવી છે.

સ્વામીજીની સ્વદેશ પ્રીતિ દૃઢ અને તીવ્ર હતી. ભારતવર્ષનું નામ લેતાંજ એ સ્વદેશ ભક્ત સાધુના સુંદર અને મૃદુ ચ્હેરા ઉપર આનંદની પ્રભા છવાઇ જતી અને તેમની આંખો નવીન પ્રકાશથી પ્રકાશી રહેતી. સ્વામીજીની વિવિધ પ્રવૃત્તિઓમાં સ્વદેશ પ્રીતિ ઓતપ્રોત થઇ રહેલી હતી અને જ્યાં સુધી એ વાતને આપણે બરાબર સમજીએ નહિ ત્યાં સુધી તેમનાં કાર્યો અને ભાષણોની ખરી અગત્યતા સમજવાને આપણે શક્તિમાન થઇએ નહિ. સાધુતા અને સ્વદેશ પ્રીતિનો જે અપૂર્વ સંયોગ તેમણે સાધ્યો હતો એવો સંયોગ પૂજ્યપાદ સ્વામી દયાનંદ સરસ્વતી જેવા વિરલ અપવાદને બાદ કરતાં પહેલાં ભાગ્યેજ કોઇએ સાધ્યો હશે. એમની ઉછળતી સ્વદેશ પ્રીતિ ઉંચા પ્રકારની સાધુતામાં પરિણમતી હતી અને એમની સામાન્ય સાધુતા સ્વદેશ પ્રીતિના સાત્વિક સ્વરૂપમાં પ્રગટી રહેતી હતી. તેમને મન જનસેવા એજ પ્રભુપૂજા હતી. જનસમૂહના સુખે તે સુખી થતા અને દુઃખે દુઃખી થતા. મદ્રાસમાં આપેલા એક વ્યાખ્યાનમાં તેમણે સ્વદેશ પ્રીતિની જે વ્યાખ્યા કરી બતાવી છે તે તેમની અસામાન્ય દેશભક્તિનો ખ્યાલ આપણને આપે છે. સ્વામીજીએ કહ્યું હતું કેઃ—

"તેઓ સ્વદેશ પ્રીતિ વિષે વાતો કરે છે. હું પણ સ્વદેશ પ્રીતિમાં માનું છું અને તે સંબંધી મારો પોતાનો પણ આદર્શ છે. પ્રથમ તો હૃદયમાં દેશની દશા પ્રત્યે લાગણી પ્રકટાવો અને તે પ્રકટી એટલે પછી આપો આપજ પ્રેરણા થશે. પ્રેમ ઉઘડે નહિ તેવા દરવાજાઓને પણ ઉઘાડે છે. પ્રેમજ વિશ્વના સર્વ છુપા ભેદોનું દ્વાર છે. માટે હે ભવિષ્યમાં થનારા સુધારકો! ભવિષ્યમાં થનારા સ્વદેશ ભક્તો! લાગણી ધરાવો. તમને લાગણી છે? તમને લાગણી થાય છે કે દેવો અને ઋષિઓના લાખો વંશજો આજે લગભગ જંગલી જેવા બની રહેલા છે? તમને લાગણી થાય છે કે હજારો સ્ત્રી પુરૂષો અને વૃદ્ધ તથા બાળકો આજે ભુખે મરી રહેલા છે અને વર્ષોનાં વર્ષોથી તે ભુખેજ મરતા આવ્યા છે? તમને લાગણી થાય છે કે એક કાળા વાદળાની માફક અજ્ઞાન દેશ ઉપર ફરી વળેલું છે? એ વાદળને જોઇને તમે તળે ઉપર થઇ જાઓ છો? એ જોઇને તમારી નિદ્રા ઉડી જાય છે? એ દૃશ્યની અસર તમારા લોહીમાં અને તમારી નસોમાં પ્રવેશ કરી રહેલી છે? તમારા હૃદયના ધબકારા સાથે તે એક થઇ રહેલી છે? તેનાથી તમે ગાંડા જેવા બની રહેલા છો? ફકત એક એ દુઃખનો વિચાર તમારા મગજમાં ઘુમી રહેલો છે અને તે વિચારથી તમે તમારાં નામ, કીર્તિ, સગાંવહાલાં, માલ મિલકત અને તમારા દેહને પણ ભૂલી ગયા છો? તમે તેમ કર્યું છે? સ્વદેશભકિતનું એ તો હજી પહેલુંજ પગથીયું છે. તમે બધા સમજો છો તેમ હું ધર્મ પરિષદને માટેજ અમેરિકા ગયો નહોતો, પણ આવી પ્રબળ લાગણી મારા હૃદયમાં હતી અને હું બાર વર્ષ સુધી આખા હિંદમાં ફર્યો, પણ મને મારા દેશીભાઇઓ માટે કાર્ય કરવાનો રસ્તો જડયો નહિ, તેથીજ હું અમેરિકા ગયો. તે વખતે જેઓ મને ઓળખતા હતા તે આ વાતને જાણે છેજ. અમેરિકાની ધર્મપરિષદને માટે

કોને દરકાર હતી? અહીં હિંદમાં મારાં અસંખ્ય શરીરો દરરોજ દુઃખમાં દટાતાં હતાં તેમની સંભાળ કોણ લેતું હતું? એ મારૂં સ્વદેશ કાર્ય માટે પહેલું પગલું હતું."

અમેરિકા ગયા પછી સ્વામીજીએ હિંદમાંના પોતાના શિષ્યો ઉપર જે અનેક પત્રો લખેલા છે તેમાંના એકાદ બેનો સાર અહીં આપવામાં આવે છે. એ પત્રો સ્વામીજીનું વિશાળ હૃદય, ગરિબો પ્રત્યેની લાગણી અને આત્મશ્રદ્ધાનો ઉત્તમ ચિતાર આપણને આપે છે. એક પત્રમાં સ્વામીજીએ લખ્યું હતું કે:—

"પવિત્રતાના જુસ્સાથી પ્રેરાયલાં, પ્રભુમાં અત્યંત શ્રદ્ધાથી બલીષ્ઠ થયેલાં અને ગરિબ, પતિત અને પાદાક્રાન્ત મનુષ્યોને માટે દયાની લાગણીથી સિંહ સમાન સામર્થ્યને પ્રાપ્ત કરી રહેલાં એક લાખ સ્ત્રીપુરૂષોએ ભારતવર્ષમાં એક છેડાથી બીજા છેડા સુધી વિચરવું જોઇએ અને સર્વેને મુક્તિ, સહાય, સામાજિક સુધારણા અને સમાનતાનો બોધ આપવો જોઇએ."

"નિરાશ થશો નહિ....કટિબદ્ધ થાઓ. મારા પુત્રો, એ કાર્યને માટેજ પરમેશ્વરે મને સૃજેલો છે. હું આખી જીંદગી વિપત્તિ અને દુઃખમાંજ ઘસડાયો છું. મેં નજીકનાં અને સગાં વ્હાલાંઓને પણ લગભગ ભુખમરાથી મરતાં જોયાં છે. મને હસનારાં અને મારો તિરસ્કાર કરનારાં મનુષ્યોને માટે દયાની લાગણી ધરાવવાને લીધે પણ મને નિર્માલ્ય લેખીને મારી મશ્કરી થયેલી છે. મારામાં અવિશ્વાસ રખાયલો છે અને મેં ઘણું સહન કરેલું છે. પણ મારા પુત્રો! આ પ્રમાણે જેમ આ જગત વિપત્તિની શાળા છે તેજ પ્રમાણે તે મહાત્માઓ અને પયગમ્બરોને માટે દયા, ધૈર્ય અને અખિલ વિશ્વ ધ્રુજી ઉઠે તોપણ ડગે નહિ એવા અડગ મનોબળનો વિકાસ કરવાની પણ શાળા છે."

"ધનવાન પુરૂષો ઉપર વિશ્વાસ રાખશો નહિ. તેઓ સજીવન કરતાં વધારે મૃતવત્ છે. મને આશા ફક્ત તમો—નમ્ર, ગરિબ, પણ નિમકહલાલ મનુષ્યોમાંજ છે. પ્રભુમાં શ્રદ્ધા રાખો; યુક્તિનું કામ નથી. ગરિબને માટે લાગણી ધરાવો અને સહાય માટે આડું અવળું (બીજાઓ તરફ) નહિ જોતાં ઉંચે (ઇશ્વર તરફ) જ જુઓ. તે આપ્યા વગર રહેશે નહિ. મારા હૃદય ઉપર એ બોજો ઉપાડીને અને મારા મગજમાં એજ વિચાર રાખીને બાર વર્ષ સુધી હું ફર્યો છું. હું ધનવાન અને મોટા કહેવાતા મનુષ્યોને ઘેરે ઘેર ગયો છું, પણ તેમણે મારૂં કહ્યું સાંભળ્યું નથી. ગરિબોને માટે સહાય મેળવવાને હું લોહીથી ટપકતા હૃદયે અડધી પૃથ્વી ઓળંગીને આ પરદેશની ભૂમિમાં આવેલો છું. પ્રભુ સમર્થ છે. હું જાણું છું કે તે મને સહાય કરશે. ભલે આ ભૂમિમાં ટાઢથી કે ભુખથી હું મરી જાઉં, પણ યુવાનો! હું તમને વારસામાં મારી આ દયાની લાગણી—આ ગરિબ, અભણ અને દુઃખી માટેની લડત સોંપું છું. હમણાંજ, આ ક્ષણેજ પાર્થસારથિ શ્રીકૃષ્ણના મંદિરમાં તમે જાઓ અને એ ગોકુળના ગરિબ અને નમ્ર ગોવાળીયાઓના મિત્ર જે અંત્યજ ગુહકને પણ વ્હાલથી ભેટયા હતા અને જેણે બુદ્ધાવતારમાં ધનવાનોના આમંત્રણને બાજુએ મૂકી એક વેશ્યાનું આમંત્રણ પ્રથમ સ્વીકારીને તેને તારી હતી, તે પ્રભુની આગળ તમારૂં શિર નમાવો. અને જેમણે ગરિબ, અધમ અને દુઃખીઓને માટે વારંવાર અવતાર લીધેલો છે, તેમને માટે તમારા આખા જીવનનું બલિદાન આપો. આ ત્રીસ કરોડ ગરિબોની મુક્તિને માટે તમારા આખા જીવનને સમર્પણ કરવાનું વ્રત લ્યો."

"એ કાર્ય એક દિવસનું નથી અને તેનો માર્ગ પણ અનેક કંટકોથી ભરેલો છે, પણ એની સાથે પાર્થસારથિ—શ્રીકૃષ્ણ આપણા સારથિ થવાને તૈયાર છે; તે આપણે જાણીએજ છીએ. તેમના

નામથી અને તેમનામાં અડગ શ્રદ્ધા રાખીને હિંદ ઉપર હજારો વર્ષોથી આવી પડેલી વિપત્તિઓના ડુંગરને જડમૂળમાંથી સળગાવી મૂકો અને તે બળીને ભસ્મ થઇ જશે. એ ઘણું મોટું કાર્ય છે અને આપણે ઘણા નિર્બળ છીએ, પણ આપણે જ્યોતિના પુત્રો છીએ, પ્રભુનાં બાળકો છીએ; એટલે પ્રભુની જય બોલતા આગળ વધો અને જરૂર આપણે જય પામીશું. કદાચ હું જય મેળવ્યા વગરજ મરણ પામું, પણ બીજો તે કાર્યને હાથમાં લેશે. શ્રદ્ધા, અનુભૂતિ, તીવ્ર શ્રદ્ધા અને ઉત્કટ સહાનુભૂતિ; જીવન કંઇજ નથી; મૃત્યુ કંઇજ નથી; ક્ષુધા, ટાઢ, તડકો એ પણ કંઇજ નથી; પ્રભુની જય બોલો અને આગળ વધો. પ્રભુ આપણો નેતા છે.”

સર્વધર્મ પરિષદ્‌માં હાજર થતાં પહેલાં સ્વામીજી અમેરિકામાં અનેક હાડમારીઓ વેઠી રહ્યા હતા અને ક્યાં ખાવું કે ક્યાં સુવું તેનું પણ નક્કી ન હોતું, ત્યારે સ્વામીજીએ ઉપરનો પત્ર લખ્યો હતો. એવી દશામાં પણ સ્વામીજી કેવી અડગ આત્મશ્રદ્ધા અને ઉત્કટ આશા મનમાં ધરી રહ્યા હતા તેનો સંપૂર્ણ ખ્યાલ ઉપરનો પત્ર આપણને આપે છે. નિવેદિતા લખે છે કે:—

“બીજાઓ ભૂલો કરે તો તેમને કરવા દો, પણ સ્વામીજીને મન તો ભારતભૂમિ યુવાનજ લાગતી. દેશી ભાષાઓ તેમને યુવાવસ્થામાંજ જણાતી. સ્વદેશીઓની શક્તિ તેમને પુર જોરમાંજ ભાસતી. તેમની આશાઓને ભવિષ્યનું હિંદ ધારણ કરતું તેમને દેખાતું...... તેમને મન તેમના દેશનો ઉદય સ્વહસ્તમાંજ જણાતો, પરદેશીઓના હાથમાં નહિજ. સ્વામીજી કદીએ કોઈના ઉપર આધાર રાખતા નહિ... પરદેશીઓની તેમને આશા ન હોતી, તેમ તે તેમનાથી ડરતા પણ નહિ. ભારતવર્ષના ખરેખરા શુદ્ધ આત્માને જાગ્રત કરવો અને તેના પ્રજાકિય જીવનપ્રવાહને તે અનંત અપાર ચૈતન્ય સાગર તરફ પોતાનો

માર્ગ શોધી લેવાને સંપૂર્ણ આત્મશ્રદ્ધાથી અને નવીન બળથી વહેતો કરવો એજ તેમના સંન્યાસનો મર્મ હતો. તેમને મન હિંદ આર્યત્વથી ભરપુર હતું. હિંદના યુવાનો આધુનિક મોજશોખના પ્રયોગો ભલે કરે. શું તેમને તે કરવાનો હક્ક નથી? શું તેમનું મન પાછું હઠશે નહિ? હિંદનું ખરૂં જીવન નૈતિક, ભવ્ય અને આધ્યાત્મિક છે. જે પ્રજા પવિત્ર ગંગાને કિનારે મૃત્યુને ભેટે છે તે યાંત્રિક શક્તિઓના ભપકાથી લાંબા વખત સુધી અંજાયલી રહેવાની નથી."

"બુદ્ધે સંન્યાસનો બોધ કર્યો અને બે સૈકામાંજ હિંદ એક સંપૂર્ણ બૌધ મહારાજ્ય બની રહ્યું. એકવાર ફરીથી એ શક્તિને અને એ સંન્યાસને તેની નસોમાં વ્યાપી રહેવા દો અને તેની નવીન જાગૃત થએલી આધ્યાત્મિક શક્તિ આગળ પૃથ્વી ઉપરની સત્તા ટકી શકશે નહિ. ફક્ત પોતાના ખરા જીવનમાંજ હિંદને જીવન જડશે; અને અનુકરણમાં નહિજ. પોતાના પ્રાચીન સમય અને સ્થિતિના ભાનથીજ ભારતવર્ષ પ્રેરિત થશે અને નહિ કે પરદેશીઓથી."

સ્વામીજીને મન ભારતવર્ષની દરેક વસ્તુ પવિત્ર લાગતી. તેમની દૃષ્ટિએ તેમાં ઉંડો અર્થ સમાઇ રહેલો લાગતો. મૂર્તિપૂજા, વીરપૂજા અને પ્રકૃતિપૂજાને ઘણી યુક્તિ, તર્ક અને ઉંડા જ્ઞાનવડે તે સમજાવતા અને તેમના ઉપર નવોજ પ્રકાશ પાડતા. એકવાર પ્રકૃતિપૂજા વિષે બોલતાં તેમણે કહ્યું હતું કેઃ—

"હું પોતે તેજ કરૂં છું. તમે જોતા નથી કે એ જડ પદાર્થની પૂજા નથી? તમારાં હૃદય વજ્ર જેવાં કઠણ થઇ ગયેલાં છે અને તેથી તમે જોઇ શકતા નથી કે બાળક ખરૂંજ કરે છે. બાળક સર્વત્ર જડમાં જીવોનેજ જુએ છે. જ્ઞાનને લીધે આપણામાંથી બાળકની તે દૃષ્ટિ ખસી જાય છે, પણ આખરે ઉચ્ચ જ્ઞાનને પ્રાપ્ત કરીને

આપણે પાછા એજ દષ્ટિએ જોતાં શિખીએ છીએ. કાષ્ટ, વૃક્ષ, ખડકાદિ પદાર્થોમાં પરોવાઇ રહેલી એક જીવંત પારમાર્થિક સત્તાને બાળક અજાણપણે નિહાળે છે. એ સર્વેની પાછળ સત્તારૂપે શું તે જીવંત પારમાર્થિક શક્તિ રહેલી નથી? એ પૂજા પ્રકૃતિની નથી, પણ અદશ્યના દશ્ય ચિન્હ સ્વરૂપની છે."

હિંદુસ્તાનના રીતરિવાજો વિષે સ્વામીજીના વિચારો ગૂઢ અર્થથી ભરેલા હતા. તે વિષે લખતાં નિવેદિતાએ નીચે પ્રમાણે લખેલું છે:—

"હિંદુઓના રીતરિવાજો તરફ સ્વામીજી કવિની કલ્પના અને પયગમ્બરની દૃષ્ટિથી જોતા. હિંદુ વિધવાનું ધોળું વસ્ત્ર તેમને મન પવિત્રતા અને શોકનું ચિન્હ લાગતું. સંન્યાસીનાં ભગવાં વસ્ત્ર, શય્યા માટે કામળી કે સાદડી, ભોજન માટે થાળીને બદલે પત્ર, હાથથી ખાવું, દેશી પોશાક પહેરવો, એ સઘળી બાબતોમાં સ્વામીજી ખરેખરી ઉંડી ધાર્મિકતાજ રહેલી જોતા. એ દરેક બાબતથી સ્વામીજીના મનમાં કોઇ છુપી આધ્યાત્મિક શક્તિ કે માનુષી પ્રેમના ભણકારા વાગી રહેતા."

"વૈરાગ્ય અને સેવા" એજ સ્વામીજીના જીવનનો મહામંત્ર હતો. પોતાના સુખ અને સ્વાર્થનો ત્યાગ અને જનસમૂહની સેવા એજ એમનો આદર્શ હતો. હિંદના સામાન્ય વર્ગોને માટેજ સઘળું કાર્ય થવું જોઇએ. અસંખ્ય ગરિબો અને દુ:ખીઓ સહાયને માટે પોકાર કરી રહેલા છે. આપણી ફરજ આપણને કહે છે કે આપણે તેમનું દુ:ખ ટાળવાને તનતોડ મહેનત કરવી જોઇએ એમ સ્વામીજી સદાએ કહેતા. ખરા હિંદુની વ્યાખ્યા સ્વામીજીએ નીચે પ્રમાણે આપેલી છે:—

"ખરો હિંદુ તો તેજ કહેવાય કે જે સ્વદેશભૂમિની મહત્તા સમજે છે, જેણે તેની સંસ્કૃતિ, સૌંદર્ય, એકતા અને શક્તિઓનો બરોબર અભ્યાસ કરેલો છે, જે તેના કલ્યાણને માટે મથી રહેલો છે,

જે અસંખ્ય સ્વદેશીઓને પોતાનાંજ શરીરો ગણે છે, જે તેમનાજ સુખે સુખી છે અને તેમના દુઃખે દુઃખી છે, જે ભારતવર્ષમાં જન્મ લીધાથી મનમાં ગર્વ ધરે છે, જે સ્વદેશના પ્રાચીન ઇતિહાસમાં નિષ્ણાત થયેલો છે, જેને તેની વર્તમાન અને ભાવી દશામાં સંપૂર્ણ વિશ્વાસ છે, જે સત્યને માટે નિડર અને ધૈર્યવાન બની રહેલો છે, જે પોતાના બાપદાદાની પ્રાચીન ભાવનાઓનો બચાવ કરવાને સદાએ તત્પર છે, જેને મન તેનો દેશ તેનો પ્રભુ છે અને જે સદાએ પોતાના હૃદયમાં "હિંદ! હિંદ! હિંદ!" એજ જાપને જપી રહેલો છે."

આ ઉપરથી સર્વેને સમજાશે કે સ્વામી વિવેકાનંદ એક પ્રભુપ્રેરિત આધુનિક હિંદના સ્વદેશભક્ત સાધુ હતા. તે હિંદના અંતરાત્માનું શુદ્ધ સ્વરૂપ ભારતવાસીઓને–જગતને સમજાવી રહ્યા હતા. પ્રાચીન ભારતનો સંદેશો તે આધુનિક પ્રજાઓ આગળ ધરી રહ્યા હતા. તેમ કરવામાં તે હિંદની ભાવી દશાની રૂપરેખા આંકી રહ્યા હતા. **એક દિવસ અવશ્ય એવો આવશે કે જ્યારે ભારતવર્ષ ઉદયને શિખરે પહોંચશે અને આખા જગતને ધાર્મિક બનાવી મૂકશે.** એવી એ સ્વદેશભકતના હૃદયમાં દૃઢ શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાથીજ તે પોતાનું અખિલ જીવન એ કાર્યમાં સમર્પણ કરી રહ્યા હતા અને જગતની મહા પ્રજાઓમાં **પ્રેમ, જ્ઞાન, શાંતિ અને પરસ્પર સ્નેહ વધારનારા દેવદૂત** તરિકે વિચરી રહ્યા હતા.

દક્ષિણેશ્વરમાં શ્રીરામકૃષ્ણની સંનિધિમાં આધ્યાત્મિક અનુભવોને અનુભવ્યા પછી સ્વામી વિવેકાનંદ અખિલ ભારતવર્ષમાં પ્રવાસ કરવાને માટે નીકળી પડયા હતા, પણ તેમનો પ્રવાસ અમેરિકન કે અંગ્રેજ મુસાફર જેવો ન હોતો. શ્રીમદ્ ભર્તૃહરિએ કહ્યું છે કે, **शय्या भूमितलं दिशोपि वसनं ज्ञानामृतं भोजनम्** એવીજ રીતે પ્રવાસ કરીને તેમણે ભારતવર્ષનાં નગર, ગામ, શેરી અને ઝુંપડાંઓમાં પ્રવેશ કરીને હિંદનું

જીવન નિહાળ્યું હતું, કે જે ભારતવર્ષમાં એકવાર અત્યંત સુખ–સામર્થ્ય વાસ કરી રહ્યાં હતાં ત્યાં આજે દુઃખ, દૌર્બલ્ય અને નિરાશાજ વસી રહેલાં છે. તેમને સર્વત્ર અજ્ઞાન અને દ્વેષ પ્રવર્તેલાં જણાયાં. ઠેકાણે ઠેકાણે પ્લેગ, કૉલેરા, દુષ્કાળ અને જ્વરાદિ વ્યાધિઓ પ્રસરી રહેલા તેમણે જોયા. ભારતવાસીઓની આ દુર્દશા જોઇને અનેક લાગણીઓથી તેમનું હૈયું ઉભરાઈ ગયું. તેમણે ભારતવર્ષના પ્રાચીન સમય તરફ દૃષ્ટિ ફેરવી અને હિંદમાં પ્રાચીન ભાવનાઓને સજીવન કરવાની આવશ્યકતા અને શક્યતા તેમને સમજાઇ. તેમને સમજાયું કે;—" જો કે સૈકાને સૈકા સુધી થયેલા હુમલાઓથી અને ભારતવાસીઓની પોતાનીજ બેકાળજી તથા કુપંથથી તેના અનેક કીર્તિસ્તંભો, કમાનો વગેરે નષ્ટ થઇ ગયેલાં છે, તોપણ તેનું અંદરનું હૃદય–પાયો હજી સહીસલામત છે. જે આધ્યાત્મિક પાયા ઉપર હિંદના અદ્‌ભુત કીર્તિસ્તંભો પ્રભુને લેખે અને અખિલ વિશ્વપ્રત્યે પ્રેમના સ્મારકરૂપે ઉભા કરવામાં આવેલા છે, તે તો હજી પણ તેવાને તેવાજ મજબુત છે. "

ત્યારે વર્તમાન દશાનું શું ? સ્વામીજીએ તેનું કારણ ખોળી કહાડવાનો પ્રયાસ કર્યો. તેમની ખાત્રી થઇ કે બીજા ધારે છે તેમ હિંદની દુર્દશા તેના ઋષિમુનિપ્રણિત પવિત્ર અને ઉદાર ધર્મને લીધે થયેલી નથી, પણ ધર્મના ખરા સ્વરૂપને ભૂલી જવાથીજ થએલી છે. તેમણે જોયું કે આપણા પૂર્વજો કેવા પ્રભાવશાળી હતા ? તેમણે રચેલાં ઉપનિષદો, મહાભારત, રામાયણ અને બીજા ગ્રંથો કેવું ભવ્ય જ્ઞાન અને સામર્થ્ય આપણને આપે છે ? કેવો ઉન્નત અને ભવ્ય આદર્શ તે આપણી આગળ ધરે છે. તેમાં કેવી અદ્‌ભુત કલ્પનાઓએ વાસ કરેલો છે. અન્ય દેશમાં કે બીજી ભાષામાં મળવાં દુર્લભ એવાં કેટલાં બધાં ભવ્ય ચારિત્ર્યો તે આપણી આગળ ધરે છે. આદર્શ ગૃહસ્થ–જનક રાજા, આદર્શ સ્ત્રી–પવિત્રતાની મૂર્તિ, શિયળવ્રતનું સાક્ષાત્ મૂર્ત

સ્વરૂપ, ધૈર્ય અને સહનશીલતાનો સંપૂર્ણ અવતાર–સીતા; આદર્શ રાજા શ્રીરામચંદ્ર; આદર્શ સેવક અને કાર્ય કર્તા મહાવીર હનુમાન; વીરપુરૂષ દાનેશ્વરી કર્ણ; અડગટેકી, સંત અને વીર ભીષ્મ પિતામહ; આદર્શ બાળક, આદર્શ યોગી, આદર્શ સારથિ અને આદર્શ જ્ઞાની શ્રીકૃષ્ણ; યોગીઓના યોગી, ત્યાગી, વૈરાગ, લોકહિતાર્થે વિષનું પણ પાન કરી જનાર અને મહાસમર્થ જ્ઞાની શ્રીમહાદેવ; કેવાં અદ્ભુત ચારિત્ર્ય! કેવા ભવ્ય વિચાર! આમ છતાં તેમને આ વાત પણ સમજાઇ કે અત્યારે તો હિંદુસમાજમાં ધર્મ કેવળ શુષ્ક, નિર્જીવ બાહ્યક્રિયાઓ અને રિવાજોમાંજ તેમજ માત્ર રસોડામાં અને આભડછેટમાંજ આવી રહેલો છે. તેથીજ તેના પાલનમાં વિચારને બીલકુલ અવકાશ રહેલો નથી.

સ્વામીજી પશ્ચિમમાં ગયા અને ત્યાંની સંસ્કૃતિને નિહાળી. તેમણે તે સંસ્કૃતિને કેવળ જડવાદથીજ ભરેલી એમ માની નહિ, પણ તેઓના પુરૂષાર્થ, કાર્યપરાયણતા, સાહસિકતા, સામાજીક સ્વાતંત્ર્ય અને નાગરિક તરિકેના આદર્શ જોઇને તેનાં ભારે વખાણ કરવા લાગ્યા. તેમણે લખ્યું છે કેઃ—

" આર્થિક ઉન્નતિની વિરૂધ્ધ આપણે મૂર્ખાઇથી બોલીએ છીએ અને ના મળે એટલે શિયાળની માફક દ્રાક્ષને ખાટી કહીએ છીએ. ધારો કે આર્થિક સુધારો ખોટો છે, તોપણ હિંદમાં અત્યારે ખરેખરાં ધાર્મિક સ્ત્રીપુરૂષો કેટલાં છે? બહુ તો ફક્ત એક લાખ! હવે શું આ લાખ મનુષ્યોની ધાર્મિકતાને માટે ત્રીસ કરોડ મનુષ્યોએ અજ્ઞાન અને ભુખમરો વેઠવો? શા માટે એક પણ ભુખે મરે?"

સ્વામીજીનું વારંવાર ધારવું એવુંજ હતું કે જો કદાપિ ભારતવર્ષનો ઉદય થશે તો તે ધર્મવડેજ થશે. તેમણે કહેલું છે કે " સઘળા સુધારા ધર્મદ્વારાજ આવવા જોઇએ. આર્થિક સુધારો, સામાજિક

સુધારો અને રાજ્યવિષયક સુધારો."

આપણા પ્રાચીન ઋષિઓએ સર્વે વસ્તુઓમાંથી ધર્મનેજ વધારે પસંદ કરેલો છે. આ પસંદગી ઉત્તમમાં ઉત્તમ છે. છતાં ધારો કે તે ખોટી છે, તોપણ તે સદાને માટે કરવામાં આવેલી હોવાથી અને હવે તેને આપણે ફેરવી શકીએ તેમ નથી. ફેરવીએ તો ઘણુંજ નુકશાન—પ્રજાનું મૃત્યુજ થાય. સ્વામીજીએ જોયું કે ગમે તેવી અધમ સ્થિતિમાં આવી પડવા છતાં હિંદુ પ્રજા હજી પણ તેના અસલી ધાર્મિક આદર્શોને વળગી રહેલી છે. હજી પણ હિંદુઓનાં હૃદય સીતા—રામ, ઉમા—મહેશ્વર અને રાધા—કૃષ્ણનાં નામથી હર્ષઘેલાં બની જાય છે. હજી પણ તેમનાંજ ચારિત્ર્યથી તેમનું જીવન ઘડાય છે અને પ્રેરાય છે. એ પ્રાતઃસ્મરણીય નામોના ઉચ્ચારણથી હજી પણ હિંદુ પ્રજા જીવનમાં દિલાસો મેળવે છે. હિંદુ પ્રજાના એ ભાવ, એ શ્રદ્ધા અને એ ભકિતને પુનઃ સજીવન કરવાને માટે તેમણે ધર્મને નવીજ રીતે સમજાવવા માંડયો. તેઓ ચુસ્ત વેદાંતી હતા, પણ તેમનું વેદાન્ત ઘણુંજ વ્યાવહારિક હતું. ભારતવાસીઓ ફક્ત ઇશ્વર સંબંધી વિચાર-સૃષ્ટિમાંજ—કલ્પનામાંજ—વિચરનારા તત્વજ્ઞાનીઓ થાય એમ સ્વામીજી ઇચ્છતા ન હોતા. તેઓ પ્રભુપ્રેમી, જનપ્રેમી અને બાહુબળવાળા વ્યાવહારિક મનુષ્યો બને એમજ તે ઇચ્છતા હતા. તેમનું વેદાન્ત નૈતિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિનું પ્રેરક હતું; કોઇપણ જાતના અંતિમ હેતુ વગરના અને ખાલી બુદ્ધિવિલાસના સૂક્ષ્મ વાદવિવાદોમાં તે સમાઇ રહેલું ન હોતું. તે અત્યંત વિશાળ અને સર્વસામાન્ય સિદ્ધાંતોને પ્રકટ કરતું હતું. સર્વ ધર્મ, ન્યાત, જાત અને પંથના તથા ભિન્ન ભિન્ન બુદ્ધિવાળા મનુષ્યોને સરલતાથી સમજાય તેવું તે વિશાળ અને સાદું હતું. કોઇપણ જાતનો દુરાગ્રહથી ભરેલો કે અમુક પંથને લગતો એકદેશી સિદ્ધાંત તેમાં જોવામાં આવતો નહિ. પ્રેમ—સહિ-

બંધુતા—મેળાપ એજ તેનું મુખ્ય લક્ષણુ હતું. જુદા જુદા પંથનાં, ભિન્ન ભિન્ન સ્વભાવનાં અને ભિન્ન ભિન્ન વિચારવાળાં મનુષ્યોને તે જ્ઞાન પુરૂં પાડતું. સ્વામીજી કહેતા કે "વેદાન્ત ધર્મ તરિકે ગ્રાહ્ય થવાને માટે ઘણુંજ વ્યાવહારિક હોવું જોઇએ. આપણે તેને આપણા જીવનના દરેકે દરેક અંગમાં ઉતારવાને શક્તિમાન થવું જોઇએ. વેદાન્તજ્ઞાન ઉપરની ઘણીજ સુંદર ટીકારૂપ ભગવદ્ગીતા ઉપદેશવા માટે પણ શ્રીકૃષ્ણે યુદ્ધસ્થળને પસંદ કર્યું છે. ગીતાના દરેક પૃષ્ઠમાં જે મુખ્ય બોધ ઝળકી રહેલો છે તે અત્યંત પ્રવૃત્તિ વિષેનો છે, પણ તે પ્રવૃત્તિમાં પૂર્ણ નિષ્કામતા અને ધીરજ રાખવાની છે. આ સિદ્ધાંતજ આપણી પ્રકૃતિને રસ પડે તેવી રીતે ઉપયોગમાં લઇને તેમજ ખીલવીને મોક્ષપદ પામવાની કુંચી છે. એ કુંચી સર્વને પ્રાપ્ત કરાવવી એજ વેદાન્તનું લક્ષ્ય છે. સર્વ શ્રેષ્ઠ ઉન્નતિની અદ્ભુત ચાવીરૂપ આ સિદ્ધાંતો જંગલમાં કે ગુફાઓમાં રહેવા જોઇએ, એટલુંજ નહિ પણ તે બહાર આવવા જોઇએ; તે ન્યાયની અદાલતોમાં, દેવળોમાં, ગરીબના ઝુંપડામાં, વિદ્યાર્થીઓમાં, કારીગરોમાં, મજુરોમાં, માછીઓમાં અને સર્વમાં પ્રસરવા જોઇએ."

ભારતવર્ષના આત્મામાં આ વેદાન્ત ઉંડું પ્રવેશી રહેલું છતાં પાશ્ચાત્ય સંસ્કૃતિના મોહથી અત્યારે તે પોતાના શુદ્ધ સ્વરૂપને બહુજ ભૂલી બેઠેલું છે. તેને પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન કરાવીને તેના જીવનપ્રવાહને જગતમાં પોતાનું સ્થાન ખોળી લેવાને છુટો મૂકી દેવો એ એમના મનની ધારણા હતી. પરમપદનો સાક્ષાત્કાર કરવાને માટે આ સમયના સર્વ શ્રેષ્ઠ માર્ગ તરિકે જનસેવા પાછળ સર્વભાવે આત્મભોગ આપવાનું તે શિખવતું હતું અને એથીજ કરીને સ્વામી વિવેકાનંદ હિંદના જીવનમાં એક પ્રકારનું નવીન ચેતન રેડી શક્યા છે. ધાર્મિક મનુષ્યોને તેમણે ધર્મને વ્યવહારિક સ્વરૂપ આપવાનું, તેના

સિદ્ધાંતોને કૃતિમાં મૂકવાનું અને તનતોડીને જનસમૂહની સેવા કરવાનું કહ્યું છે અને રાજદ્વારી નેતાઓને તેમણે આધ્યાત્મિકતાના સિદ્ધાંતોને અનુસરીને કાર્ય કરવાનું સૂચવ્યું છે, કારણકે સ્વામીજી દૃઢપણે માનતા હતા કે અદ્વૈતવાદના સિદ્ધાંતો પ્રમાણે કામ કરવાથીજ મનુષ્યો સ્થિર મનના અને પ્રમાણિક બનીને ચીવટપણે પોતાના કાર્યને વળગી રહેશે. આ પ્રમાણે સ્વામીજીનું વેદાન્ત મનુષ્યના આધ્યાત્મિક વિકાસ અને બુદ્ધિવિષયક સમાધાનને માટે હતું, એટલુંજ નહિ પણ તે માનવજાતિનું દુઃખ ટાળવાને અને સંસારની આફતો સામે મનુષ્યને ધૈર્યવાન બનાવવાને માટે પણ હતું.

સ્વામીજીએ જોયું હતું કે હિંદમાં શાસ્ત્રોરૂપી અમૂલ્ય ખજાનો ભરેલો છે. પણ મનુષ્યો તેનો ઉપયોગ ન કરે તો પછી એ શા કામનાં? એની સાથે આ વાત પણ તેઓ સારી પેઠે જાણતા હતા કે મનુષ્યને પુરતાં અન્નવસ્ત્ર મળે તોજ તેની બુદ્ધિનો અને આત્માનો વિકાસ કરી શકાય. જે દેશમાં મનુષ્યો અર્ધા ભુખ્યા રહે અને તેમનું મન તથા શરીર સદાએ એ ભુખમરો ટાળવાના ઉપાયોમાંજ રોકાઇ રહેતું હોય, તે દેશમાં તે આધ્યાત્મિક વિકાસ શી રીતે હોઇ શકે? જ્ઞાનને માટે આપણને અવકાશ અને અનુભવની જરૂર છે. અનુભવને માટે કાર્ય કરવાની જરૂર છે અને કાર્ય કરવા માટે ખોરાક અને તંદુરસ્તીની જરૂર છે.

એ કારણને લીધેજ સ્વામીજીએ કર્મયોગ—સમાજસેવાનો શ્રેષ્ઠ માર્ગ સૌને બતાવ્યો છે. તેઓ પોતે પણ છેવટ સુધી તેજ કાર્યમાં પ્રવૃત્ત રહ્યા છે. રાત અને દિવસ એજ કાર્ય તે કરતા અને કહેતા કે "મારૂં જીવન મારી માતૃભૂમિને અર્પણ કરેલું છે અને જો મારે એક હજાર અવતાર લેવા પડશે તો તે અવતારની પણ દરેક ક્ષણ, મારા મિત્રો! હું તમારીજ સેવામાં અર્પણ કરીશ." દેશમાં

જ્યાં ત્યાં દેખાતાં અસંખ્ય દુઃખી મનુષ્યોજ સ્વામીજીના પૂજ્ય દેવો હતા. ગરીબ મનુષ્યરૂપી દેવ, અધમ મનુષ્યરૂપી દેવ, પાદાક્રાન્ત મનુષ્યરૂપી દેવ—એ સર્વેની સેવા કરવાના કાર્યનેજ સ્વામીજી પ્રભુ-પૂજા કહેતા. "કામ કરો" એમજ તે સદાએ પોકારતા. પ્રેમથી કાર્ય કરો, નિઃસ્વાર્થપણે કાર્ય કરો, નિંદા કે સ્તુતિને ગણ્યા વગર કાર્ય કરો એમજ તે કહેતા. આશા કે ભય વગર કાર્ય કરવામાં કેટલો બધો આનંદ ઉપજે છે? કોઇ મનુષ્યને સહાય કરવાથી હૃદય કેટલું બધું હર્ષથી ઉભરાય છે? સ્વામીજી કહેતા કે "માત્ર ગુલામોજ બીજાઓને ગુલામો બનાવવાનું ઇચ્છે છે. દ્રવ્યની જરૂર છે પણ મનુષ્યત્વ દ્રવ્યને પેદા કરે છે; દ્રવ્ય કાંઇ મનુષ્યત્વને પેદા કરતું નથી. માટે તેઓ કહેતા કે ભારતના ઉદ્ધારને માટે સર્વથી પ્રથમ મનુષ્યો, મનુષ્યો અને સાચાં મનુષ્યોજ આપણને જોઇએ છે."

આ પ્રમાણે ભારતવર્ષની દુર્દશા સ્વામીજીએ પંડેજ ફરીને જોઇ, પંડેજ તેના ઉપાય શોધ્યા, તેના ઉત્કર્ષના વિચારોમાં અને ક્રિયાઓમાંજ તેમણે પોતાનું આખું જીવન ગાળ્યું અને તે છતાં પણ એક બાળકના જેટલા નિરાભિમાની તે રહ્યા હતા.

જગદંબા પ્રત્યે તે વારંવાર કહેતા કે "મા, મા, તુંજ કર્તા છે. હું તારો ગુલામ છું. તું મને આગળ ધસાવ; તું મને આગળ દોર; તુંજ સર્વસ્વ છે. હું એક બાળક છું. તું એકલીજ મોટી છે. જગતમાં તુંજ તારૂં કાર્ય કરે છે. તુંજ દુઃખી મનુષ્યોરૂપે પણ ફરે છે ને તુંજ સેવા પણ કરે છે. તારી ગતિ કોઇથી કળાય તેમ નથી. મારા મનમાં અહંકાર ઉપજવા દઇશ નહિ. મારે માન અને પ્રશંસા પણ જોઇતાં નથી. મારા ચિત્તને તારાં ચરણ કમળમાં મગ્ન રહેવા દે"

ચિકાગોથી લખેલા એક પત્રમાં સ્વામી વિવેકાનંદે લખ્યું હતું કેઃ— "યાદ રાખજો કે ભારતની પ્રજા મહેલોમાં નહિ પણ ઝુંપડામાંજ

વસેલી છે અને અફસોસ કે કોઇએ તેને માટે કંઇપણ કર્યું નથી. આપણા આધુનિક સુધારકો વિધવા વિવાહને માટે ભારે ગરબડ કરી રહેલા છે. અલબત્ત, દરેક સુધારા તરફ મારી સહાનુભૂતિ છે, છતાં પ્રજાના ઉદયનું માપ પરિણત વિધવાઓની સંખ્યા ઉપર રહેલું નથી, પણ તેના સર્વસામાન્ય જનસમૂહની સ્થિતિ ઉપરજ રહેલું છે. તેની સ્થિતિ તમે સુધારી શકશો, તેના હૃદયમાં ઉંડી પ્રવેશી રહેલી ધાર્મિકતાને હણ્યા વગર તમે તેને તેનું ગુમાવેલું વ્યક્તિત્વ પાછું આણી આપી શકશો, ભ્રાતૃભાવ, સ્વાતંત્ર્ય, કાર્ય અને ઉત્સાહમાં આપણે ખરેખરા પાશ્ચાત્ય થવું, પણ સાથે સાથે ધાર્મિક વિચારો અને ભાવનાઓમાં તો ચુસ્ત હિંદુજ બની રહેવું, એ તમારાથી થઇ શકશે? એજ કરવાનું છે અને તેને આપણે કરીશું. તમે બધા તે કરવાનેજ સરજાયલા છો. આત્મશ્રદ્ધા ધરો. દૃઢ થયેલી ઉત્તમ ભાવનાઓજ મોટાં કાર્યોને ઉત્પન્ન કરે છે. માટે મારા પુત્રો સદાએ આગળ ધસો. જીવનની દરકાર ન કરતાં ગરિબ પાદાક્રાન્ત તરફ સહાનુભૂતિ છે. આગળ દર્શાવો. એજ આપણું પરમ સાધન છે. એમાંજ આપણો ધર્મ અને મોક્ષ ધસો, મારા દિકરાઓ!"

ઉપરનો પત્ર સ્પષ્ટ રીતે જણાવે છે કે સ્વામી વિવેકાનંદ કેવા પ્રકારના સુધારક હતા. દયાર્દ્ર હૃદયથી તે ગામે ગામ ફર્યા હતા અને જનસમૂહની સ્થિતિ અને લાગણીઓનો બારીક અભ્યાસ કર્યો હતો, તેથીજ તેમનો સુધારો ઉચ્છેદક ન હોતો. પ્રજાના હૃદયમાં વસી રહેલી ધાર્મિકતાને તે અત્યંત માન આપતા અને ધાર્મિકતાને રસ્તેજ તેનો ઉદય કરવાને તે મથતા. પ્રજાના હૃદયને સમજ્યા વગર, તેના વિચારોને જાણ્યા વગર અને ઘણા કાળથી ચાલી આવતી તેની દંતકથાઓ, અને ભાવનાઓનો અભ્યાસ કર્યા વગર કરવા માગેલો સુધારો ફોગટ જઇને પરસ્પર વૈમનસ્યજ ઉત્પન્ન કરે છે. આધુનિક સમયના સુધારકો

વિશેષ અસર ઉપજાવી શકતા નથી એનું કારણ એજ છે કે તેઓ પોતે શહેરોમાં ધન વૈભવમાં મહાલ્યા કરે છે અને પ્રજાના મોટા ભાગના ગરિબ અને દુઃખી વર્ગની તેમને માહિતી કે પરવા હોતી નથી; તેમજ હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાનનું પણ તેઓ પુરેપુરૂં જ્ઞાન મેળવતા નથી. જનસમૂહનું દુઃખ જોઇને અને સાંભળીને સ્વામીજીને એટલું બધું લાગી આવતું કે તે રડી પડતા. ઘણીવાર બેલુર મઠમાં પોતાની ઓરડીમાં રડતા તે જોવામાં આવતા.

ઘણાઓ કહે છે કે સ્વામી વિવેકાનંદ પ્રાચીન ભારતનો મહિમા ગાઇને લોકોને રાજી કર્યા કરતા હતા, પણ ખરેખરી વાત તો એ હતી કે હિંદની આધુનિક અવદશાને માટે હિંદુઓને વારંવાર એમના જેવો ઠપકો આપનાર થોડાજ હશે. તેમનું લાહોરમાં આપેલું વેદાન્ત ઉપરનું વ્યાખ્યાન વાંચવાથી હરકોઇને જણાઇ રહેશે કે સ્વામીજીએ હિંદુજીવનમાં અને ધર્મમાં પેસી ગયેલી ખામીઓને કેવી ઉઘાડી કરી મૂકી છે અને હિંદુઓને તેમણે કેવો સખત ઠપકો આપેલો છે; પરંતુ ઠપકો આપવાથી તેમની લોકપ્રિયતામાં વધારોજ થતો હતો. દરેક સ્ત્રીપુરૂષને તે ભાઈ સમાન ગણતા. દરેક સ્ત્રીમાં તે શ્રીજગદંબાનેજ જોતા. દરેક ધર્મ કે પંથના સાધુઓ અને સંતો પ્રત્યે તે માનની લાગણી દર્શાવતા. કોઇપણ ધર્મ કે સંસ્થાની તે નિંદા કરતા ન હોતા. કોઇપણ ધાર્મિક ક્રિયા કે ભાવનાની તે અવગણના કરતા ન હોતા. તેમણે કદીએ કોઇના વિચારોને વખોડયા નથી, પણ તે વિચારો ધરાવનારને આગળ વધવાનુંજ કહેલું છે. તેમના જેવી સ્વદેશભક્તિ, ધર્મપ્રીતિ તેમજ ગરિબ, પાદાક્રાન્ત અને અભણ વર્ગો માટેની લાગણી આજે કોઇકજ ધરાવતું હશે. એવા મનુષ્યો સર્વના પ્રેમનું પાત્ર બને એમાં નવાઇજ શી!

સામાજીક સુધારા વિષે સ્વામીજીએ પોતાનો મત નીચે પ્રમાણે

દર્શાવેલો છે:—"હિંદમાં સામાજિક સુધારાનો બોધ કરવો હોય તો નવીન સુધારણાથી લોકોના જીવનમાં ધાર્મિકતાનો કેટલો વધારો થશે એ દર્શાવી આપવાથીજ કરી શકાશે. રાજ્યકિય બાબતો વિષે પ્રજાને બોધ કરવો હોય તોપણ પ્રજાને જેની ખરેખરી જરૂર છે તે આધ્યાત્મિકતા તેથી કેટલી વધશે એ બતાવીનેજ કરી શકાશે. ધાર્મિક આદર્શજ મનુષ્યને માટે સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આદર્શ છે. એટલુંજ નહિ, પણ હિંદમાં કાર્ય કરવાને માટે તો એ શકય આદર્શ છે. એ આદર્શને દૃઢ કર્યા સિવાય બીજે રસ્તે કાર્ય કરશો તો તે નુકશાનકારકજ નીવડશે.

સ્વામીજી દઢપણે માનતા હતા કે સઘળા સુખકારક સામાજિક સુધારાઓ માનવજાતિના હૃદયમાં ઉંડા પ્રવેશી રહેલાં આધ્યાત્મિક સત્યોના આવિર્ભાવોજ છે. જો એ સત્યોને દૃઢ અને વ્યવસ્થિત બનાવવામાં આવે તો સમાજ તેમને આધારે પોતાની મેળેજ વ્યવસ્થિત થઇ રહે. પ્રજાની સંસ્થાઓ ઘણા વખતથી ચાલતા આવતા જીવનનાંજ પરિણામો હોવાથી જ્યાં સુધી વધારે ઉન્નત સંસ્થાઓ ઉત્પન્ન કરી શકાઇ નથી ત્યાં સુધી જુનીને ઉખેડી નાખવાનું કહેવું એ નુકશાનકારકજ છે.

વળી સ્વામીજીનું ધારવું એવું હતું કે સઘળી સંસ્થાઓ અપૂર્ણજ છે તેથી તેમની ખામીઓ દર્શાવવાનું પણ સહેલુંજ છે. માનવજાતિનો ખરેખરો સહાયક તેજ છે કે જે ગમે તે સંસ્થામાં રહેલા મનુષ્યને તેની અપૂર્ણતા ટાળવામાં મદદ કરે છે. એ પ્રમાણે વ્યક્તિઓની સ્થિતિ સુધરે, પછી સમસ્ત પ્રજાની અને સંસ્થાઓની સ્થિતિ પણ સુધરેજ. ઉન્નત મનુષ્યો રિવાજોથી અને કાયદાઓથી કાબુમાં આવતા નથી, પણ તેઓ સત્ય, પ્રેમ, સહાનુભુતિ અને પ્રમાણિકતાના દિવ્ય નિયમોનેજ વશ થાય છે. જે પ્રજામાં ઘણા થોડાજ કાયદાઓની જરૂર પડે છે એ પ્રજાજ સુખી છે. જે પ્રજાને સંસ્થાઓનો થોડોજ આશ્રય લેવો પડે છે તેનેજ ધન્ય છે.

સ્વામીજી મનુષ્યત્વને પ્રાપ્ત કરાવવાના કાર્યને મુખ્ય ગણતા અને તેનેજ તે વધારે મહત્તા આપતા. સ્વામીજીના મત પ્રમાણે જે કેળવણી, જે સુધારો કે સંસ્થા મનુષ્યના દિવ્યાત્માને જાગૃત કરે અને જે જનક, રાનડે, અગસ્ત્ય કે વસિષ્ટ જેવાને ઉત્પન્ન કરી શકે તેજ સંસ્થા સ્પૃહણીય ગણાય. ઋષિત્વ સ્વામીજીનું આદર્શ હતું. તેમને મન આદર્શ ગૃહસ્થાશ્રમી ઋષિજ હતો. ઋષિ એટલે શું? પવિત્ર, પ્રભુપરાયણ અને મહામુનિ અગસ્ત્ય જેવો પરાક્રમશાળી પુરૂષ. આપણાં હિંદુશાસ્ત્રો ગૃહસ્થાશ્રમીનાં કર્તવ્ય દર્શાવતાં કહે છે કે ગૃહસ્થાશ્રમીએ પ્રભુપરાયણ થવું. ફળની ઇચ્છા રાખ્યા વગર તેણે કાર્ય કરવું અને બીજાને મદદ કરવી. તેણે દ્રવ્ય કમાવું પણ અપ્રમાણિકપણે નહિ. તેણે યાદ રાખવું જોઇએ કે તેનું જીવન પ્રભુભક્તિ અને ગરિબ તથા દુઃખીની સેવાને માટે છે. તેણે પોતાની પત્ની સિવાય અન્ય સ્ત્રી સામું જોવું પણ નહિ; તેણે તેનાં સગાં વહાલાંને સહાય અને ગરિબને દાન આપવું; તેણે હમેશાં હૃદયને શુદ્ધ રાખવું; બીજાને મદદ કરવાને તેણે સદાએ તત્પર રહેવું; આખી સમાજના ટેકારૂપ તેણે થવું અને દુઃખીની સેવા કરવી. ગૃહસ્થાશ્રમીનાં આવાં આવાં કર્તવ્યોનું હિંદુઓને પુરેપુરૂં ભાન કરાવવું એમાંજ સ્વામીજી ખરી સામાજિક સુધારણા રહેલી જોતા. આધુનિક સુધારકો જે ઉપરચોટીઓ સુધારો કરાવવા માગે છે તેને નાપસંદ કરતા. સુધારકોને તેમણે એકવાર નીચે પ્રમાણે કહેલું છેઃ—

"સુધારકના કરતાંએ પણ હું મોટો સુધારક છું. તેઓ અમુક ભાગોનોજ સુધારો કરવા માગે છે અને હું તો મૂળથીજ સુધારો કરવા—મૂળનેજ સુધારવા ઇચ્છું છું. અમે માત્ર પદ્ધતિમાંજ જુદા પડીએ છીએ. તેઓની પદ્ધતિ જુનાની ઉચ્છેદક છે. મારી તેની પોષક છે. હું બાહ્ય સુધારો માનતો નથી; હું આંતર્ વિકાસ માનું છું."

વળી બીજે સમયે તેમણે કહેલું છે કેઃ—

"છોકરાઓ, તમે કદીએ મદ્રાસની બહાર તો પગ મૂક્યો નથી અને તમે ત્રીસ કરોડ મનુષ્યોને માટે સુધારાના નિયમો ઘડવાને ઉભા થઇ રહ્યા છો! એમની પાછળ હજારો વર્ષથી ઉતરી આવેલી પ્રાચીન ભાવનાઓ રહેલી છે તેને તો તમે ભૂલીજ જાઓ છો. તમને શરમ નથી આવતી? દૂર રહો, આવા નિર્લજ કાર્ય પહેલાં જરા તમેજ બોધ ગ્રહણ કરો." તમે ભારતવર્ષનો ઇતિહાસ વાંચ્યો છે? રામાનુજ કોણ હતા? શંકરાચાર્ય કોણ હતા? નાનક કોણ હતા? ચૈતન્ય કોણ હતા? કબીર કોણ હતા? દાદુ કોણ હતા? જ્ઞાનેશ્વર, તુકારામ અને રામદાસ કોણ હતા? એક પછી એક ઉત્પન્ન થએલા એ મહાન ઉપદેશકો–એ મહા તેજસ્વી તારાઓ કોણ હતા? શું તેમને ગરિબ વર્ગને માટે લાગણી ન હોતી?" આધુનિક કેળવણીમાં સ્વામીજી જે ખરાબીઓ જોતા તે વિષે એકવાર તેમણે કહ્યું હતું કેઃ—

"તમે જે કેળવણી આજે લઇ રહેલા છો તેના કેટલા ફાયદા છે? ફાયદા કરતાં તેના ગેરફાયદા વધારે છે અને તે ગેરફાયદા એવા ભયંકર છે કે તેની આગળ સઘળા ફાયદાઓ દબાઇજ જાય છે. પહેલી વાત તો એ છે કે એ કેળવણી મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનારી નથી. તે કેવળ મનુષ્યત્વનો નકાર ભણાવનારીજ છે અને એવી કેળવણી તો મૃત્યુ કરતાં પણ વધારે ખરાબ છે. વિદ્યાર્થી પહેલીજ વાત તો એ શિખે છે કે એના પિતા મૂર્ખ છે; બીજી વાત તે એ શિખે છે કે એના દાદા ગાંડા છે; ત્રીજું કે તેના ગુરૂઓ દંભી છે; ચોથું કે તેનાં સઘળાં શાસ્ત્રો જુઠાં છે અને સોળેક વર્ષનો થાય ત્યાં સુધીમાં તો તે લગભગ ચેતન અને અસ્થિ વગરનો નકારોનો ઢગલોજ બની રહે છે."

એટલાજ માટે સ્વામીજીની ઇચ્છા એવી હતી કે હિંદમાં મનુષ્યને

મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનારી યુનિવર્સીટિ સ્થાપવી અને વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણી ઉપર આપણોજ કાબુ રાખવો.

એક સમયે કેલીફોર્નીઆમાં તેમણે કહ્યું હતું કેઃ—

" આધુનિક શિક્ષણની પદ્ધતિજ ખોટી છે. મન વિચાર કરતાં શિખે તે પહેલાંજ તેમાં અનેક વાતો ભરવામાં આવે છે. જો મારે કેળવણી લેવાની હોય અને મારો તેમાં હાથ હોય તો હું સર્વથી પ્રથમ મારા મન ઉપર કાબુ મેળવતાંજ શિખું. જરૂર હોય તો બીજી વાતોને તેમાં ભરૂં. લોકો પોતાના મનને એકાગ્ર કરી શકતા નથી તેથીજ તેમને અભ્યાસ કરતાં ઘણો વખત લાગે છે. મેકાલેકૃત ઈંગ્લાંડનો ઇતિહાસ મોંઢે કરવા માટે મારે તેને ત્રણવાર વાંચવો પડયો હતો, પણ મારી મા ગમે તે પવિત્ર પુસ્તકને એકજવાર વાંચીને મોંઢે કરી નાખતી. લોકો ચિત્તને એકાગ્ર કરતા નથી તેથીજ તેઓને ખમવું પડે છે."

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું વાંચન તમે જેમ થોડું વાંચો તેમજ સારૂં. વાંચનના જે બોજાને તમારે આગળ ઉપર મનમાંથી કહાડીજ નાખવો પડે તેમ છે તેવા બોજાથી ચિત્તને શા માટે ભરી દો છો? ગીતાજીને વાંચો, વેદાન્તનાં બીજાં સારાં પુસ્તકો વાંચો, કેમકે તેની તમારે આખા જીવન સુધી જરૂર છે."

સ્વામીજી વાંચન કરતાં મનનને વધારે મહત્તા આપતા. અનેક પુસ્તકોના ઉપરચોટીયા વાંચન કરતાં એક બે પુસ્તકોના સંપૂર્ણ અભ્યાસ અને મનનનેજ તે વધારે પસંદ કરતા. દરેક બાબતમાં—સંસાર સુધારા કે કેળવણીમાં—તે મૂળનેજ પકડતા અને તેનેજ સુધારવાનો તે યત્ન કરતા. લોકોની સ્થિતિ સુધારવામાં પણ તે તેમના આંતરવિકાસને વધારે મહત્વ આપતા અને લોકોની લાગણીઓ તથા ભાવનાઓને ઉત્તેજન આપીને તે દ્વારાજ તેમનો વિકાસ કરાવવાને મથતા.

સ્વામી વિવેકાનંદને અનેક ગુણો તેમજ શરીર પણ પરમેશ્વરે એવું આપ્યું હતું કે, એમને જોતાંજ બીજાના મનમાં શ્રદ્ધા-ભક્તિ ઉત્પન્ન થતી. એમનો કદાવર બાંધો, સૌમ્ય, તેજસ્વી અને વિશાળ નેત્રો, ભવ્ય લલાટ, ગંભીર અને વિચારવંત ચ્હેરો, વગેરે જોતાં કોઇ મહાપુરૂષની પાસેજ ઉભા છીએ એવું ભાન મનુષ્યોને થઇ આવતું.

તેમની સાથે વાત કરવાને અને તેમના સહવાસમાં આવવાને જે ભાગ્યશાળી થયેલા છે તેઓજ ફક્ત જાણે છે કે તેમની વાણી કેવી કોમળ, પ્રેમાળ અને સંગીતમય હતી. એ વાણીથી સર્વ કોઇ આકર્ષાતું અને તેમનો બાળક જેવો સાદો-ભોળો સ્વભાવ જોઇને તેમની સાથે એકદમ ભળી જતું.

તેમનો સ્વદેશી પોશાક જોઇને પરદેશી પોશાકમાં સજ્જ થયેલા હિંદી જેંટલમેનો શરમાતા અને સ્વદેશી પોશાકથી સુશિક્ષિતપણામાં તથા સૌંદર્ય કે આબરૂમાં ખામી આવી જતી નથી એમ તેમની ખાત્રી થઇ જતી. સ્વામીજી બચપણથીજ બૂટ, સૂટ અને હેટને નાપસંદ કરતા અને વાળને ચોળી ઓળીને ટાપટીપ કરનારને તે બાયલોજ ગણતા. કપડાં પહેરતાં કે પોશાકમાં સજ્જ થતાં કોઇ મિત્રને જરા વધારે વાર લાગતી તો સ્વામીજી-તેને ઠપકો આપતા અને તેની ટાપ-ટીપને વખોડી કહાડતા. એમનો એ સ્વભાવ છેવટ સુધી કાયમ રહ્યો હતો; છેવટ સુધી એમનું એનું એજ નિર્મળ સાદું જીવન ટકી રહેલું જોવામાં આવતું હતું. સ્વામીજી નિર્મળ અને સાદા જીવનને માટે ગર્વ ધરતા. નિવેદિતા લખે છે કેઃ-"સ્વામીજી પોતાના પાશ્ચાત્ય શિષ્યોને હાથ વડેજ ખાવાનું અને હિંદુ જીવનનાં સામાન્ય કાર્યો પણ જાતેજ કરવાનું શિખવતા. તે કહેતા કે તમે જો ભારતવર્ષને ચ્હાતા હો તો તમારે એને તે જેવું છે તેવુંજ ગ્રહીને ચ્હાવું જોઇએ અને નહિ કે તમારી મરજી પ્રમાણેની તેની ભાવી સ્થિતિનો વિચાર કરીને. એ

બાબતમાં સ્વામીજીની દૃઢતા ખડક જેવી સ્થિર હતી અને એ દૃઢતાથીજ તેમને ન્હાનારા ઘણા પરદેશીઓની આંખો હિંદુઓના સાદા જીવનની શોભા અને સામર્થ્ય તરફ ઉઘડી રહી હતી."

"સાદું જીવન અને ઉચ્ચ હૃદય" એ ઋષિમુનિઓના સનાતન સિદ્ધાંતનેજ સ્વામીજી અનુસરતા. "ટાઇમ્સ ઓફ ઇંડિઆ"ના કલકત્તાના ખબરપત્રીએ એકવાર આ વિષે લખ્યું હતું કે:–"સાદું જીવન અને ઉચ્ચ વિચારની બાબતમાં સ્વામીજીના જેવો દાખલો કોઇએ બેસાડયો નથી."

તેમના જીવનમાં ક્ષણે ક્ષણે ઉત્કટ વૈરાગ્ય દેખાઇ આવતો હતો. શ્રીરામકૃષ્ણ પરમહંસ પોતાના આ વ્હાલા શિષ્યને "મારા શુક" કહીને બોલાવતા અને તેને પોતાની અધુરી સાધના પૂર્ણ કરવા આવેલો મહાન યોગાત્મા ગણતા. જગતની સમૃદ્ધિ, ઠાઠ અને સત્તા સ્વામી વિવેકાનંદને લલચાવી કે છેતરી શક્યાં નથી. સ્વામીજી ધનાઢયો, રાજકુંવરો, રાજાઓ અને મહારાજાઓ ભેગા ભળતા, પણ એમનો વૈભવ તેમની સાધના ઉપર કંઇપણ અસર કરી શકતો નહિ. પશ્ચિમમાં અનેક પ્રકારના ઠાઠમાઠ અને મોજશોખવાળાં સ્ત્રીપુરૂષોની સાથે તે ભળતા, પણ પશ્ચિમના એવા ઠાઠમાઠ તેમને લલચાવી શકતા નહિ. ઉલટું એમજ બનતું કે એમના ઉત્કટ વૈરાગ્યની અને અનુભવ-સિદ્ધ આધ્યાત્મિકતાની પ્રભા સર્વે ઉપર પડી રહેતી. એ વિષે નિવેદિતા લખે છે કે:—

"એમને જોઇને સામાના મનનું વલણ એકદમ બદલાઇજ જતું અને તેમનો બોધ સાંભળતાંજ માણસોના મનમાં જ્ઞાનાગ્નિ પ્રગટી રહેતો. તેમની સાથે જરા પણ વાતચીત કર્યા વગર ફક્ત તેમનાં દર્શનથીજ કેટલાકોની વૃત્તિ બદલાઇ જતી અને એમજ લાગતું કે માત્ર તેમને જોયાથીજ જ્ઞાનનો ઉદય થઇ જાય છે."

પોતે સાધુ છે એ ભાવથી સ્વામીજી અત્યંત ગર્વ ધરતા. આ જડવાદના દિવસોમાં જ્યારે સાધુતાનો અનાદર કરવામાં આવે છે ત્યારે સ્વામીજી ચુસ્ત ઉપાસક તરિકે સઘળા ટીકાકારોની વચમાં સિંહ સમાન ઉભા રહીને તેમને તેવી ટીકા કરવાનો બીલકુલ હકક નથી એમ સાબીત કરી આપતા. જડવાદનાં કેન્દ્રસ્થાન યૂરોપ, અમેરિકાદિ પ્રદેશોમાં તો તેમણે એ પ્રમાણે ઘણીવાર કરેલું હતું. હાલના વધતા જતા **મોજશોખ અને ઇંદ્રિયસુખનાજ ઉદ્દેશવાળા જીવનને તેઓ "સડી ગયેલાં છતાં ગુલાબનાં ફુલથી ઢાંકેલા શબ જેવું અથવા તો કસબી વસ્ત્રથી ઢાંકેલા દુર્ગંધવાળા ગુમડા જેવું કહેતા."**

સ્વામીજીને એકાન્ત અને આત્મધ્યાન બહુજ પ્રિય હતાં. અસંખ્ય માણસોની ભીડમાં પણ તેમની આંતરવૃત્તિ સ્ફૂરી ઉઠતી અને તે ધ્યાનગ્રસ્ત બની જતા. ઘણીવાર તે અનેક કાર્યોને હાથમાં લીધેલાં હોવા છતાં પણ તેમાંથી મુક્ત થવાનું ઇચ્છતા. ઘણીવાર તે સંગાતીઓને છોડીને એકલાજ જંગલમાં ચાલ્યા જતા અને ધ્યાનમાં લીન થઇ રહેતા. ઘણીવાર એકલા ભજન ગાતા ગાતાજ આમ તેમ ફરતા જણાતા. એવા સમયમાં એમના ગુરૂભાઇઓ એમને કોઇપણ કારણસર છેડતા નહિ, કારણ કે એમની એવા સમયની મસ્ત વૃત્તિને તેઓ સારી પેઠે જાણી ગયા હતા. તેઓ લોક કલ્યાણના અનેક વિચારો તેમજ કાર્યો કરી રહ્યા હતા, પણ તેમનો આત્મા સદાએ અલિપ્ત હતો. નામ, કીર્તિ કે જય પરાજયની તરફ તેમની એવી નિસ્પૃહતા હતી કે કેટલીક વાર તો તેમના ગુરૂભાઇઓને પણ એમજ લાગતું કે હમણાંજ સ્વામીજી કાર્યને પડતું મૂકીને ક્યાંક ચાલ્યા જશે. સ્વામીજી ઘણીવાર કહેતા કે હિમાલયના એકાદ ઠંડા ખડક ઉપર પડ્યા પડ્યા પાણીના ધોધના સ્વરને શ્રવણ કરતે કરતે મૃત્યુને વશ થવું એ

એમને ઘણુંજ પસંદ છે. જળના ઘોષનો સંગીતમય સ્વર તેમની આધ્યાત્મિક વૃત્તિને પરમ સત્ય અને સ્વાતંત્ર્યમાં તરબોળ કરી દેતો હતો. તેમાં હર, હર, ઓમ, ઓમ એજ શબ્દો તેમને સંભળાતા હતા.

બહેન નિવેદિતા લખે છે કે "સમાજમાં વાતચીત કે ગમ્મત કરતાં પણ કેટલીક વાર તેઓ ભાવસમાધિમાં આવી જતા. તેમની આંખો એ વખતે સ્થિર થઇ જતી અને શ્વાસ ઘણોજ ધીમેથી લેવાતો રહીને પછી એકદમ અટકી જતો. કેટલીક વાર પછી વળી પાછો શ્વાસ ધીમે ધીમે શરૂ થતો. તેમના મિત્રો એ બાબત જાણતા હોવાથી એવે પ્રસંગે તરતજ તેમને માટે યોગ્ય સગવડ કરતા."

અત્યંત ભવ્ય અને મોહક ચ્હેરા ઉપરાંત તેમનો સ્વર પણ કોકિલ જેવો મધુર હતો. તે અનેક રાગ રાગણીઓ જાણતા અને ગાતા. સંગીતની તેમણે સારા સારા ગવૈયાઓ પાસે તાલીમ લીધેલી હતી. તેમનું સંગીત કર્ણપ્રિય હતું. જ્યારે તે ગાતા ત્યારે જાણે કે સારંગી વાગતી હોય એમજ ભાસ થતો. એ કળાને તેમણે ઘણીજ ખીલવી હતી. તેમનો નાદ પણ વધારે હતો. સંગીત પાંચમો વેદ ગણાતો હોઇને પ્રભુભક્તિમાં ચિત્તને એકાગ્ર કરવાના સર્વોપરી સાધન તરિકે લેખાય છે. સ્વામીજી એવાજ ઉદ્દેશથી એ કળામાં નિષ્ણાત થયા હતા. એમનું ગાયન સાંભળવાથી શ્રોતાઓ ખાવા પીવાનું પણ વિસરી જતા અને શ્રીરામકૃષ્ણ તો તે સાંભળીને સમાધિમાંજ ગરક થઇ જતા. તેમનું સંગીત ઉંડાણમાંથી નીકળતું આત્માનુંજ ગાન હતું.

એક ટીકાકારે લખેલું છે કે "હું જાતે સંગીતનો શોખીન છું. મેં ઘણા ગવૈયાઓને સાંભળ્યા છે તોપણ મારો મત એવો છે કે, સંગીતકળામાં સ્વામી વિવેકાનંદ જેવો કોઇપણ નિષ્ણાત નથી. સ્વામીજી જ્યારે ગાતા ત્યારે એમનો મધુર સ્વર એમના અંતરાત્માના મિષ્ટ ગાન સાથે ભળી જતો અને એથી કરીને શ્રોતાઓ એટલા બધા

આનંદિત થઇ જતા કે જાણે કોઇ ઉન્નત પ્રદેશમાંજ તેઓ વસી રહેલા છે એવો ભાસ થઇ જતો." સંગીતથી સ્વામીજીનો અંતરાત્મા એવો તો મસ્ત બની રહેતો કે કેટલીક વખત તો ખાવા પીવાનું કે બીજું કોઇપણ કામ કરવાનું હોય તે પણ ભૂલી જતા અને જરા પણ થાક્યા વગર કલાકના કલાકો સુધી ગાયાજ કરતા.

સ્વામીજી મોટા કલાકોવિદ્ હતા. કલકત્તાના ગૌરવને તેમજ તેના આત્માને તે સમજતા. તે કહેતા કે "જો મનુષ્ય કુદરતમાં રહેલી એકતા અને સૌંદર્યને જાણી શકે નહિ તો પછી સઘળી એકતા, ઉચ્ચતા અને સૌંદર્યના ભંડાર પરમેશ્વરને તો તે ઓળખીજ કેમ શકે?" વળી તે કહેતા કે "જે મનુષ્ય કલાનું સૌંદર્ય અને ગૌરવ જોઇ શકતો નથી તે ખરો ધર્મિષ્ટ બની શકતો નથી." વળી બીજે પ્રસંગે તેમણે કહેલું છે કે "કલા માત્ર ઇંદ્રિયોનેજ સંતોષે છે એમ કહેવું ભૂલ ભરેલું છે. જે મનુષ્યે ઇંદ્રિયો ઉપર જય મેળવેલો છે અને જેણે દેહભાવનો ત્યાગ કરેલો છે તેજ માણસ કળાના ખરા સૌંદર્યને જાણી શકે છે. આપણે દરેક વસ્તુને આધ્યાત્મિક દૃષ્ટિએ જોવી જોઇએ. આ સમગ્ર કુદરત પ્રભુનોજ સ્થૂલ આવિર્ભાવ છે. અપવિત્રતા અને કુરૂપતા તો આપણા મનમાંજ રહેલાં છે. કળાને ન જાણવી એ ભયંકર અજ્ઞાન છે. ખરી કળા, ખરી કવિતા અને ખરૂં સંગીત હમેશાં આધ્યાત્મિકજ હોય છે."

ભારતવર્ષમાં ધર્મ અને કળા વચ્ચે ગાઢ સંબંધ રહેલો તેઓ જોઇ શકતા અને તેથી કહેતા કે "હિંદુઓ ધર્મમાં રહે છે, હિંદુઓ કલામાં રહે છે. ધાર્મિક સંસ્કૃતિથી કલાની વૃદ્ધિ થાય છે અને કલાથી ધર્મની વૃદ્ધિ થાય છે. જ્યારે હિંદનો ખરો ઇતિહાસ બહાર આવશે ત્યારે જણાશે કે ભારતવર્ષ ધર્મક્ષેત્રમાં સર્વનો પ્રથમ ગુરૂ છે તેમજ કલાના ક્ષેત્રમાં પણ સર્વનો પ્રથમ ગુરૂ છે." ઇતિહાસના અભ્યાસક તરીકે

પણ સ્વામીજીએ નિહાળ્યું હતું કે જ્યાં જ્યાં ધર્મનો ઉદય થયેલો છે ત્યાં ત્યાં કલા, વિદ્યા અને સાહિત્યનો પણ ઉદય થયેલોજ છે. બુદ્ધના આગમન પછી શિલ્પવિદ્યા ઘણી ખેડાઇ હતી. શ્રીચૈતન્યના પ્રાગટ્ય પછી મૃદંગ સાથે કીર્તન કરવાની ચિત્તાકર્ષક કલા ઉત્પન્ન થઇ રહી હતી.

કલાના વિવેચક તરિકે સ્વામીજી પ્રસિધ્ધ હતા. તેમણે સંગીત, ચિત્ર, શિલ્પ, વગેરે અનેક કલાઓ ઉપર પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે. સને ૧૯૦૦માં પારિસમાં ભરાયલા પ્રદર્શન વખતે શિલ્પકળાના એક નમુના ઉપર તેમણે પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે જગજાહેર છે. એ પ્રદર્શનના રિપોર્ટમાં સ્વામીજીનું વિવેચન છપાયું હતું. વિવેચન કર્યા પછી તેમણે શિલ્પકલાનાં સામાન્ય લક્ષણો સમજાવ્યાં હતાં. તેમણે જે લખ્યું હતું તેમાંનો કંઇક ભાગ નીચે આપવામાં આવે છેઃ—

" કલાકાર અજાણ્યા પ્રેક્ષકની આગળ કુદરતનું સૌંદર્ય ઉઘાડું કરે છે. જેમ મનુષ્યનો ચ્હેરો તેના હૃદયની ભિન્ન ભિન્ન લાગણીઓ અને ભાવોને પ્રગટ કરે છે તેમજ કુદરતનો એ દેખાવ પણ કલાકારની વૃત્તિમાં જુદા જુદા વિચારો અને ભાવોને ઉત્પન્ન કરે છે. પોતાના પ્રિય પૂજક કલાકારની આગળ કુદરત પોતાની શોભાના અનંત ભંડાર ખુલ્લા મૂકે છે. શરમાતી કુદરતના મુખ ઉપરથી વહી જતાં વિવિધ સૌંદર્યોમાંનાં કેટલાંકને કલાકાર ગ્રહી લે છે અને તેમને નિત્ય સ્વરૂપ આપે છે. "

ઉપલા નમુનામાં ( સ્વામીજીએ જે નમુના ઉપર આ અભિપ્રાય આપ્યો હતો તે નમુનામાં ) પુરૂષની પૂજ્યભાવવાળી દૃષ્ટિ, તેના શરીરનો મરોડ અને મસ્તકની સ્થિતિ તેમજ તેના દરેક અવયવનું વલણ, આ સર્વ કલાકાર અને કુદરત એ બંને વચ્ચેનો સંબંધ દર્શાવે છે. જે મનુષ્ય એ પ્રમાણે બાહ્ય અને આંતર્ જગતના સંબંધોને

શોધી કહાડે છે તેજ એ સંબંધોને સ્થૂલરૂપે દર્શાવી શકે છે. આંતર-સૃષ્ટિમાંથી બાહ્ય સૃષ્ટિમાં સૌંદર્ય તો નિરંતર વહ્યાજ કરે છે. કવિ, ચિત્રકાર અને શિલ્પી એ સૌંદર્યમાંથી પોતાની ભાવનાઓને ગ્રહે છે અને માનવજાતિના લાભ માટે તેમને સ્થૂલ સ્વરૂપમાં પ્રગટ કરે છે. કલાકારનું એજ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ કર્તવ્ય છે.”

સ્વામીજી હિંદમાં અને પાશ્ચાત્ય પ્રદેશોમાં ફર્યા હતા અને દરેક પ્રજાની કળાઓને તેમણે સૂક્ષ્મ દષ્ટિએ નિહાળી હતી. તેમાં નૈસર્ગિક શક્તિનો અભાવજ તેમના જોવામાં આવતો. આધુનિક કળાઓમાં કૃત્રિમતા કે અનુકરણજ મોટે ભાગે થતાં જોઇને સ્વામીજીને ખેદ થતો. ભારતવર્ષની કલાઓનો સ્વામીજી બચાવ કરતા. પાશ્ચાત્યો એમ ધારે છે કે હિંદની કલાઓમાં ગ્રીક કલાની અસર છે. પણ સ્વામીજીએ એ વાતને તદ્દન ખોટી પાડેલી છે. હિંદનાં ભવ્ય મકાનો, પ્રાચીન દેવાલયો અને સાદાં ઝુંપડાંઓમાં પણ સ્વામીજી કલાનું દર્શન કરતા. ખાસ કરીને રજપૂતાનાની ધર્મશાળાઓ, દેવાલયો અને ગામડાનાં ઝુંપડાંઓમાં કોઇ કોઇ ભાવનાઓ મૂર્તિમંત થયેલી તે જોતા. હિંદની શિલ્પકલાને તે ઇટાલીની શિલ્પકલા જોડે સરખાવતા. કલામાં તે બ્રહ્મને જોતા. તે કહેતા કે “ખરેખર કલા બ્રહ્મ છે.” આ પ્રમાણે સ્વામીજીનું સંગીત, તેમની કલા ઉપરની ટીકાઓ, તેમની કવિતા અને તત્વજ્ઞાન, સર્વે આધ્યાત્મિક અનુભવોથી ભરપુર હતાં.

સ્વામીજી અનેક વાદ્યોને વગાડી શકતા. તેમનું વધારે પ્રિય વાદ્ય વીણા હતું. તે મુખેથી ગાતા, એક હાથે નરઘા ઉપર તાલ આપતા અને બીજે હાથે કોઇ વાદ્યને વગાડતા. આ પ્રમાણે ત્રણે કામ તે સાથે કરી શકતા. પૂર્વ અને પશ્ચિમ બંનેનાં સંગીત શાસ્ત્રોનો તેમણે અભ્યાસ કર્યો હતો અને બંનેના ગુણદોષ, સામ્યતા કે ભેદ તે દર્શાવી શકતા. સંગીતની બાબતમાં તેમનો અભિપ્રાય પ્રમાણભૂત લેખાતો. નૃત્ય-

કળાને તેઓ જાણતા, પણ તેનો ઉપયોગ તેમણે કરેલો જણાયો નથી.

આપણા પંડિતો આધુનિક પ્રજા ઉપર કોઇપણ જાતની અસર ઉપજાવી શકતા નથી તેનું કારણ એજ છે કે તેમને અંગ્રેજી સાહિત્યનું અને વિજ્ઞાનનું જ્ઞાન હોતું નથી. સ્વામી વિવેકાનંદ આર્યતત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રોના જ્ઞાન ઉપરાંત ઉપલી બંને બાબતોમાં પણ સંપૂર્ણ હતા; તેથી કરીને તેમનો બોધ સચોટ બની રહેતો. વળી સ્વામીજી ઘણી ભાષાઓ જાણતા અને બોલી શકતા. ફ્રેંચ અને જર્મન ભાષા પણ તે જાણતા અને પારિસમાં સર્વધર્મપરિષદ્ વખતે તેમણે ફ્રેંચ ભાષામાંજ વ્યાખ્યાન આપ્યું હતું. તે દર્શાવે છે કે ફ્રેંચ ભાષા ઉપર પણ તેમણે કેટલો બધો કાબુ મેળવ્યો હતો. આમ અનેક ભાષાઓને જાણનાર, અનેક પ્રજાઓનાં ધર્મશાસ્ત્રો, સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાનમાં પારંગત થઇ રહેનાર સ્વામી વિવેકાનંદ જેવા વિશાળ જ્ઞાની અને વિશાળ હૃદયવાળા મહાપુરૂષ સર્વત્ર વિજયી નિવડે એમાં નવાઇજ શી ? પોતાના દૃષ્ટાંતથી એમણે પંડિતોને બોધ આપ્યો છે કે બહાર નીકળો; કૂવામાંના દેડકાની માફક બાપદાદાના કૂવામાં બૂડીજ ન રહો. આપણી સંસ્કૃતિ સર્વોત્તમ છે એવા વિચાર માત્રથીજ સંતોષ માની બેસી ન રહો, કારણ કે એવા વિચારથી બેસી રહેનારી પ્રજાનાં જ્ઞાન અને હૃદય સંકુચિત બની જાય છે અને આખરે એ પ્રજા જડતાનેજ પ્રાપ્ત કરી રહે છે.

સ્વામીજીનો સ્વભાવ ટોળી અને વિનોદી હતો. સ્વજનોની સાથે તે ટોળ અને વિનોદ વારંવાર કરતા. પાશ્ચાત્યો એમના એ ગમતી સ્વભાવને જોઇને આશ્ચર્ય પામતા. તત્વજ્ઞાન જેવા ગંભીર વિષયને બહુજ ગંભીરાઇથી પ્રતિપાદન કરી સભાઓમાં અને ખાનગી બેઠકોમાં અસંખ્ય મનુષ્યોનાં ચિત્તને હરનાર સ્વામીજી જેવા મહાપુરૂષ ટોળ ભરેલું બોલતા, ખડખડ હસતા અને કોઇની ટોળ કરવા જોઇને

ઘણા લોકો વિસ્મય પામતા. તેમને એમજ થતું કે એકજ વ્યક્તિમાં ટોળ અને જ્ઞાનનું ગાંભીર્ય બંને શી રીતે હોઇ શકે? સ્વામીજીનો ટોળ સદાએ નિર્દોષ હતો. ગમ્મતની ખાતરજ તે ગમ્મત કરતા. સચ્ચિદાનંદ –બ્રહ્માનંદમાં રમમાણ થઇ રહેનાર સ્વામીજીને મન સર્વત્ર આનંદજ વ્યાપેલો લાગતો અને એ આનંદનો સ્થૂલ આવિર્ભાવ ક્વચિત્ ક્વચિત્ ટોળમાં પણ થઇ જતો. પશ્ચિમમાં એક સ્ત્રીએ તેમને પૂછ્યું હતું કે " હિંદુ સ્ત્રીઓ બાળકોને ગંગામાં ફેંકી દે છે, એ વાત ખરી કે ? " સ્વામીજીએ હસતે મુખે તેનો જવાબ આપ્યો હતો કે " હા, ખરી વાત. મને પણ ગંગામાં ફેંકી દેવામાં આવ્યો હતો, પણ હું તો એવો જબરો કે તરીને બહાર નીકળી આવ્યો અને જુઓ આ તમારી આગળ ઉભો છું ! " એમ કહીને તે ખડખડ હસી પડયા હતા.

ભાષણકર્તા તરિકે પણ સ્વામીજી અસાધારણ યોગ્યતા દર્શાવતા. બીજા ભાષણકર્તાઓ કરે છે તેમ તે કોઇપણ દિવસ વિષયની નોંધ પહેલેથી કરી રાખતા નહિ. તેમને અરજ કરવામાં આવે કે તરતજ તે કોઇપણ વિષય ઉપર ભાષણ આપતા અને તેમાં કોઇ વખત પણ પુનરૂક્તિનો દોષ આવતો નહિ. હમેશાં તે કંઇને કંઇ નવુંજ કહેતા. ભાષણ થઇ રહ્યા પછી સવાલો પૂછવાની તે છુટ આપતા. એકવાર સભામાં તેમને ઘણા પ્રશ્નો પૂછવામાં આવ્યા, તેથી એક મનુષ્યે કંટાળો આણીને સૌને તેમ નહિ કરવાને કહ્યું, પણ સ્વામીજીએ પોતાના ગમતી સ્વભાવથી હસતે મુખે જવાબ આપ્યો કે " તમારે જેટલા પૂછવા હોય તેટલા પ્રશ્નો પૂછો; જેમ વધારે પૂછશો તેમ વધારે સારૂં. હું તેને માટેજ અહીંઆં ઉભો છું. તમે બરાબર સમજશો નહિ ત્યાં સુધી હું પણ તમને જવા દઇશ નહિ. " એ સાંભળીને સભામાં ઘણીજ હસાહસ થઈ રહી. જે વિષય લેતો તે શ્રોતાઓને બરાબર સમ-જાવવો એ એમનું કાર્ય હતું. એ કાર્યમાં એમના જેટલો વિજય

કોઇએ ભાગ્યેજ પ્રાપ્ત કર્યો હશે. વેદાન્ત જેવા ગહન વિષયને સાધારણ બુદ્ધિમાં પણ ઉતરે એવો કરી મૂકવો એ અશક્ય કાર્યને તે શક્ય કરી રહ્યા હતા. સ્વામીજી કહેતા કે "ભારતવર્ષમાં સૌ મને કહે છે કે મારે અદ્વૈત વેદાન્ત બધા લોકોને સમજાવવું નહિ, કેમકે સર્વથી તે સમજી શકાતું નથી. હું કહું છું કે નાના બાળકને પણ હું તે સમજાવી શકું તેમ છું. ઉંચાં આધ્યાત્મિક સત્યો તો મનુષ્યને જેમ વહેલાં શિખવવામાં આવે તેમજ વધારે સારૂં છે."

એકવાર એક સભામાં કાર્ય પુરૂં થયા પછી, તેમણે ઉભા થઇને કહ્યું હતું કેઃ—

"આવતી કાલે હું "મન અને તેની શક્તિઓ" ઉપર ભાષણ આપીશ. વળી હું કેટલાક બૉમ્બના ગોળા પણ ફેંકીશ." એમ કહેતે કહેતે તે હસતે ચ્હેરે સઘળા શ્રોતાઓ તરફ જોવા લાગ્યા. પછી પોતાનો હાથ ઉંચો કરીને તેમણે કહ્યું કે "આવજો, તેથી તમને ફાયદો થશે." બીજે દિવસે ભાષણમાં ઉભા રહેવાની પણ જગ્યા રહી નહિ. મનોબળ પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મચર્યની ખાસ જરૂર દર્શાવ્યા પછી એ બાબતમાં અમેરિકનો તરફ અનેક બૉમ્બ તે ફેંકવા લાગ્યા. તેમણે કહ્યું કે "એક યુવાન હિંદુ અહીંઆં—અમેરિકામાં મને મળવાને આવ્યો હતો. બેએક વર્ષથી તે અહીંઆં રહે છે. તેનું શરીર ઠીક નહિ રહેતું હોવાથી અમેરિકાના દાક્તરોએ તેને સલાહ આપી છે કે તેણે બ્રહ્મચર્યનો ભંગ કરવો; કારણકે તેઓ એમ સમજે છે કે બ્રહ્મચર્ય પાળવાથી શરીરને નુકશાન થાય છે. મેં તો તેને હિંદમાં પાછા જવાની અને સૈકાંઓથી બ્રહ્મચર્ય પાળી રહેલા તેના બાપદાદાનાં વચનોને શ્રવણ કરવાનીજ સલાહ આપી." એટલું કહીને સ્વામીજી બહુજ કંટાળા ભરેલે ચ્હેરે કહેવા લાગ્યા કે, "આ દેશના દાક્તરો, તમે એમ ધારો છો કે બ્રહ્મચર્યનું પાલન કુદરતની વિરૂદ્ધ છે, પણ તમે

શું કહો છો તે તમે પોતેજ સમજતા નથી. તમે પવિત્રતાનો અર્થજ સમજતા નથી. તમે પશુઓ છો, પશુઓ!" અહીંઆં સ્વામીજી સઘળા શ્રોતાઓ તરફ પૂર્ણ ગંભીરાઇથી જોઇને તેમની વિરૂદ્ધમાં જેને કહેવું હોય તે કહે એમ જણાવવા લાગ્યા. સભામાં ઘણા ડાક્તરો બેઠેલા હતા, પણ કોઇ જવાબ આપવાને ઉભો થયો નહિ.

ખ્રિસ્તીઓ માને છે કે મનુષ્યો જન્મથીજ પાપી છે. તેની વિરૂદ્ધમાં સ્વામીજી ભર સભા વચ્ચે કહેતા કે "તમારામાં પાપ હોય તો તેને કહાડી નાખો અને તમારા ખરા નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત સ્વરૂપને જાણો. જે માણસ તમને કહે છે કે તમે પાપી છો તે હડહડતો જુઠો છે. આ જગત્ પ્રભુની લીલા છે. એ રમતમાં પ્રભુના સાથી થાઓ એટલે આપોઆપજ તમારાથી બધું સમજાશે.

સ્વામીજી અનેકને અનેકરૂપે ભાસતા. મહાદેવ વિષે કહેવાયલી કથાને આપણે જાણીએજ છીએ કે તેમને રસ્તામાં જતા જોઇને કેટલાક કહેતા કે એ તો ગાંડો માણસ છે. કેટલાક કહેતા કે તે ભૂત છે અને કેટલાક કહેતા કે એ તો સાક્ષાત્ ઇશ્વર છે. એજ પ્રમાણે સ્વામીજી પણ અનેક પરસ્પર વિરોધી જણાતા આદર્શોનું કેન્દ્રસ્થાન હતા. સ્વામીજી હિંદના દરેક પંથની અને વર્ગની દંતકથાઓ ઘણાજ ભાવથી કહેતા. તે કહેતા કે "એ વાતોને કહેવી મને બહુ ગમે છે, કેમકે તેઓ ભારતવર્ષનું જીવન છે. મેં તે વાતો ન્હાનપણથી સાંભળેલી છે અને તે કહેવામાં મને કદીએ કંટાળો આવતો નથી." એ વાતો કહેતાં કહેતાં સ્વામીજી ઘણાજ ઉલ્લાસમાં આવી જતા અને એમના મુખ ઉપર અનેક ભાવ પ્રદર્શિત થઇ રહેતા. આ સઘળું જોઇને શ્રોતાને ક્ષણમાં એમ થતું કે સ્વામીજી પંજાબમાં જન્મેલા છે, તો બીજી ક્ષણે એમ થતું કે તે હિમાલય પર્વતમાં જન્મેલા હશે અને ત્રીજી ક્ષણે એમ થતું કે રજપૂતાનામાં જન્મેલા હશે. એ સંબંધમાં નિવેદિતા લખે

છે કે, "એ વખતે તેમના મુખમાંથી મીરાંબાઇ, નાનક અને તાનસેનનાં ગાયનો વારાફરતી નીકળતાં. પૃથ્વીરાજ અને દિલ્હીની વાતો, ચિતોડ અને પ્રતાપસિંહ, શિવ અને ઉમા, રાધા અને કૃષ્ણ, સીતા અને રામ અને યશોધરા તથા બુધ્ધની કથાઓ સામે અથડાતી. જ્યારે સ્વામીજી આવી વાતો કહેતા ત્યારે દરેક બનાવ અદ્ભુત રીતે તદાકાર ખડો થઇ રહેતો. સ્વામીજીનું આખું હૃદય અને આત્મા ભારતવર્ષનાં મહા કાવ્યો હતાં. ભારતવર્ષનું નામ સાંભળતાંજ તેમનો આત્મા અને હૃદય અત્યંત પ્રેમથી ઉછળી રહેતાં."

બુદ્ધના વાવટા નીચે જેમ સર્વને ચાલવાની છુટ હતી અને ન્યાત, જાત, વર્ણ કે ધર્મનો ભેદ હતો નહિ તેજ પ્રમાણે વિવેકાનંદના શિષ્યો પણ જુદી જુદી જાતો, ન્યાતો, પંથો અને પ્રજાઓમાંથીજ થયલા હતા. ભગવાન બુદ્ધની માફક વિવેકાનંદે પણ લોકસેવામાંજ જીવન ગાળ્યું હતું. બંને મહા ત્યાગીઓ હતા. બંનેનો બોધ વિશાળ અને સર્વસામાન્ય હતો. બંનેએ ધર્મનાં સામાન્ય લક્ષણોને પ્રતિપાદન કરેલાં છે. "સિધ્ધાંતો માટે મારામારી કરશો નહિ; પંથો, દેવળો, કે ધર્મસંસ્થાઓ માટે લડશો નહિ; સઘળું જીવન એકજ છે; કોઇની નિંદા કરશો નહિ; તમારા જીવનથી દર્શાવો કે ધર્મ કાંઇ નામમાં, શબ્દોમાં કે પંથોમાં સમાઇ રહેલો નથી, પણ તેના ખરેખરા આત્માનુભવમાંજ રહેલો છે. જેમને લાગણી થાય છે તેઓજ બીજાનું ભલું કરી શકે છે. **જેમણે આત્માનુભવ મેળવ્યો છે તેજ બીજાને આત્માનુભવ કરાવી શકે છે.** તેઓજ જગતના મહા ગુરૂઓ બની શકે છે; કેમકે ફક્ત તેઓજ દિવ્ય શક્તિઓ છે."

અગત્યનો સવાલ એ છે કે સ્વામી વિવેકાનંદે આવું અસામાન્ય ચારિત્ર્ય શી રીતે સંપાદન કર્યું હતું. તેમના ગુરૂનું શિક્ષણ, ચારિત્ર્ય અને સ્વામીજી માટે તેમનો ઉંચો અભિપ્રાય, સ્વામીજીની પોતાની

સાધનાઓ અને આત્માનુભવો; પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, અને સંસ્કૃત વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન; શાસ્ત્રીય સિદ્ધાંતોના દૃષ્ટાંતરૂપે અને નવજીવનના ઉત્તેજક તરિકે તેમની સમક્ષ ગળાતું શ્રીરામકૃષ્ણ પરમહંસનું અતિ પવિત્ર જીવન; ભારતવર્ષમાં સ્વામીજીનું પર્યટણ અને હિંદની પ્રાચીન ભાવનાઓ તથા ઉજ્વલ કીર્તિની સાથે તેની આધુનિક ભાવનાઓ અને સ્થિતિની તુલના; ભારતવર્ષના લોકોનું જીવન, વિચારો, આકાંક્ષાઓ, શક્તિઓ ધર્મો અને રીતરિવાજોનું બારીક અવલોકન; રાજાઓ, મહારાજાઓ, સાધુઓ, સંતો, ગરિબો, રાજકુંવરો, પંડિતો અને અભણ ગામડીયાઓ સાથે ભળી હિંદના સમગ્ર જીવનનું સૂક્ષ્મ નિરીક્ષણ અને શ્રીરામકૃષ્ણમાં હિંદના એ સમગ્ર જીવનનું લઘુસૃષ્ટિરૂપે દર્શન, એ સર્વેએ—ટુંકામાં કહીએ તો શાસ્ત્ર, ગુરૂ અને માતૃભૂમિના બારીક અભ્યાસે અને તેમના પ્રબળ આત્મસંયમે સ્વામી વિવેકાનંદના ચારિત્ર્યને એવું અડગ અને ભવ્ય બનાવ્યું હતું. પૂર્વની કોઇ અસામાન્ય ભાવનાઓ તથા પુણ્યકર્મોએ તેમને સુદૃઢ શરીર, આદર્શ માતા અને પવિત્ર પિતાને ત્યાં જન્મ આપીને તેમજ શ્રીરામકૃષ્ણ જેવાના સમાગમમાં લાવીને તેમનો માર્ગ સુગમ કરી આપ્યો હતો.

સ્વામીજીએ જગતને વેદાન્તનો જે ઉપદેશ કરેલો છે તેની પાછળ તેમનો આત્માનુભવ યાને પરમાત્મ સાક્ષાત્કાર રહેલો હતો; તેથીજ તે બોધ અસામાન્ય જુસ્સાથી અને ખાત્રીથી બહાર આવતો હતો. એકવાર મદ્રાસમાં તેમને પૂછવામાં આવ્યું હતું કે "દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત વચ્ચે તો એટલો મોટો મતભેદ છે કે શંકર, રામાનુજ અને મધ્વ જેવા આચાર્યોએ એકના એકજ શબ્દોના અર્થ મરડી મચડીને જુદા જુદા કરેલા છે, તેથી તમે એ ત્રણે વાદની એકવાક્યતા શી રીતે કરશો?"

સ્વામીજીના મુખમાંથી આનો ચોક્કસ જવાબ તરતજ બહાર આવ્યો કે "તે કામ મારેજ માટે રહેવા દેવામાં આવેલું

છે; કારણકે જગતને એમની એક વાક્યતા બતાવવાને માટેજ મારો જન્મ છે." એ સાંભળીને શ્રોતાઓ તો સ્તબ્ધજ બની ગયા. પછીથી સ્વામીજીએ એ ત્રણે વાદની એક વાક્યતા કરી બતાવી હતી. એકવાર રામનદના રાજાના દરબારમાં પંડિતો સાથે સ્વામીજી શાસ્ત્ર-ચર્ચા કરી રહ્યા હતા ત્યારે પંડિતોએ પરમાત્માના સાક્ષાત્કારની અશક્યતા દર્શાવી હતી. ત્યારે સ્વામીજીએ કહ્યું હતું કે "નિર્વિકલ્પ સમાધિમાં મેં પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો છે. હું વેદોનો સાક્ષી છું."

જ્યારે અમેરિકાના મિશનરીઓ સ્વામીજીની વિરૂદ્ધ ખોટા સમાચાર ફેલાવી રહ્યા હતા અને તેમના કાર્યને ભાગી પાડવાને મથી રહ્યા હતા ત્યારે તે બાબતની ખબર એક શિષ્યે તેમને હિંદમાં આપી હતી. તેના જવાબમાં સ્વામીજીએ લખ્યું હતું કે:—

"મનુષ્યો શું કરી શકે તેમ છે ? પ્રભુ મારી સાથે છે. હું અમેરિકામાં અને ઈંગ્લાંડમાં હતો ત્યાં પણ પ્રભુ મારી સાથે હતો અને હિંદમાં જ્યારે હું અજ્ઞાનપણે અહીં તહીં ભટકતો હતો ત્યારે પણ પ્રભુ મારી સાથે હતો. તે પાદરીઓ શી વાતો કરે છે તેની મને શી દરકાર છે ? "**જે પરમાત્મા ઉચ્ચ અને નીચ સર્વમાં રહેલો છે, જે સંત અને પાપીમાં પણ રહેલો છે, જે દેવમાં અને કીડામાં પણ છે; તેજ દ્રશ્ય, અદ્રશ્ય, સત્ય, વિભુ, પરમાત્માને ભજો અને સર્વ બંધનોને તોડી નાંખો.**"

"મારા વ્હાલા ! હું જે કહું છું તેથી બ્હીશ નહિ, કારણ કે મારામાં રહેલી શક્તિ વિવેકાનંદની શક્તિ નથી, પણ તે સાક્ષાત્ પ્રભુની છે અને તે સઘળુંજ જાણે છે. આ પ્રમાણે બસ **સામર્થ્ય, સામર્થ્ય અને સામર્થ્ય,** એજ એમનું જીવન અનુભવી રહ્યું હતું. તેમના પત્રો અને લેખો જણાવે છે કે તેમનું હૃદય કેવું વિશાળ હતું; જુદા જુદા વિષયો ઉપર તે કેવું નવું અજવાળું પાડી

શકતા; કેવી ઉત્તમ વિચારશક્તિએ તેમનામાં વાસ કરેલો હતો; કેવો અનુપમ પ્રેમ તે માનવજાતિ પ્રત્યે ધરાવતા હતા અને તેમનો દિવ્ય આત્મા કેવા સ્વર્ગીય પ્રદેશમાં વિચરી રહ્યો હતો. તેમનાં ભાષણો જગજાહેર છે. તે કોઇ અપૂર્વ વિચારકનો ખ્યાલ આપણને આપે છે. તે નવીન સૃષ્ટિમાંજ વાંચકને વિચરાવે છે. આજે તેઓ અખિલ વિશ્વનું ઉત્તમોત્તમ સાહિત્ય બની રહેલાં છે. અનેક દુઃખીઓને તે દિલાસો આપે છે; અનેક સામાન્ય જીવનોને તે ઉન્નત પંથે વાળી રહ્યાં છે; અનેક સંસારી જીવોને તે પૃથ્વી ઉપરજ સ્વર્ગનું ભાન કરાવીને તેમનામાં પરસ્પર સલાહ, શાંતિ, ભ્રાતૃભાવ અને પ્રેમનો પ્રચાર કરી રહ્યાં છે.

ખરેખર સ્વામીજીની બુદ્ધિ, ચારિત્ર્ય અને વ્યક્તિત્વનું યથાવત્ વર્ણન કરવું અશક્ય છે. તેમનાં માતુશ્રી ભુવનેશ્વરી દેવી બચપણમાં-થીજ તેમને જોઇને કહેતાં કે “ મારો પુત્ર કોણ હશે ? ” આપણે પણ કહીશું “ તે કોણ હશે ?” ઘણાએ આશ્ચર્યથી પુછેલું છે. “ તે કોણ હશે ? ” એવા પુરૂષો જગતમાં વારેઘડીએ જન્મતા નથી. ભગવાન રામકૃષ્ણ પરમહંસે કહ્યું હતું તેમ આપણે પણ કહીશું કે એ સમયે એમના જેવો અસામાન્ય બીજો મનુષ્ય પૃથ્વી ઉપર હતો નહિ. સાન ફ્રાન્સીસ્કોની વેદાન્ત સોસાયટીના પ્રમુખ એમ. એચ. લોગન. એમ, ડી, એ, એમ, પી, એચ, જી, એ લખ્યું છે કેઃ—

“ સ્વામીજીના મૃત્યુ પછી લાંબા સમય સુધી અમને દિલગીરી રહ્યા કરી છે. અમને એમજ લાગ્યા કર્યું છે કે જાણે સઘળા દેવતાઓ અમને છોડી ગયા છે. સ્વામીજીની દિવ્ય હાજરી સર્વત્ર શાંતિ અને સુખ પ્રસારતી હતી. તેમના જાદુ જેવા આકર્ષક શબ્દોથી મારા હૃદયમાંથી સર્વ સંશયોનું યુધ્ધ નાશ પામ્યું છે. તેમની આકૃતિ અને સ્વભાવજ દયા અને સહાનુભૂતિ પ્રસારનારાં હતાં. જેઓ તેમને જોતા તેઓ તેમને ચ્હાતાજ. અમારા જેવા કેટલાક જે એમને મળવાને ભાગ્યશાળી થયા

હતા તેઓ કોઇ દિવસ અનુભવશેજ કે તેમણે પ્રભુના ખરેખરા અવતાર-નાંજ દર્શન કરેલાં છે. " મારે મન તો એ "ક્રાઇસ્ટજ" હતા. તેમનો દિવ્ય અને અદ્દભુત આત્મા મારા હૃદયમાં બીજી સઘળી વસ્તુઓ કરતાં અધિક પ્રકાશે છે. તેમનો મહાન અને ઉદાર આત્મા તેજસ્વી સૂર્ય, કે અવકાશમાં વિચરી રહેલા વાયુ જેવો સ્વતંત્ર હતો."

" કોઇપણ અધમમાં અધમ પ્રાણી, મનુષ્ય કે પશુ એવું નહિ હોય કે જેને સ્વામીજી ગમ્યા નહિ હોય. તે ગરિબ અને અધમને બોધ કરતા એટલુંજ નહિ પણ રાજકુંવરો, રાજાઓ અને મોટા પૃથ્વીપતિઓને પણ કરતા. મોટા મોટા પંડિતો, પ્રોફેસરો, અર્થશાસ્ત્રીઓ, કલાકારો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, મહા વિચારકો, નેતાઓ, ધર્મગુરૂઓ, બુદ્ધિશાળી પુરૂષો, તત્વજ્ઞાનીઓ અને કવિઓ સર્વેને માટે તેમણે બોધ આપેલો છે અને સર્વે ઉપર અસર ઉપજાવી છે. વિવેકાનંદે **અખિલ વિચાર સૃષ્ટિને તેના ઉંચામાં ઉંચા વાતાવરણમાં હુલાવી મૂકી છે.** "

" મોટા મોટા ધર્મગુરૂઓ તેમની આગળ પૂજ્યભાવથી નમન કરતા. અનેક પામર અને સામાન્ય મનુષ્યો તેમનાં વસ્ત્રોના છેડાને પૂજ્યભાવથી ચુંબન કરવાને તેમની પાછળ પાછળ જતા. પોતાના જીવનકાળમાં સ્વામી વિવેકાનંદ જેટલો બીજો કોઇપણ મનુષ્ય પુજાયો નહિ હોય. જે થોડાં અઠવાડીયાં હું તેમની સાથે રહેલો છું અને તે દરમીયાન તેમને મેં જેટલા ઓળખ્યા છે તેટલા તેમને બીજું કોઇ ભાગ્યેજ ઓળખતું હશે. "

" ઘણાએ મને પ્રશ્ન કરેલો છે કે "આવો મહાન અને સારો મહાત્મા કેમ આ જગતમાંથી ચાલી જાય?" મે તેમને કહ્યું છે કે "તે કેમ જાય નહિ?" તેનું કાર્ય પુરૂં થયું હતું. એમની અગાધ શક્તિ સાથે સરખાવવાને માટે એક તો શું પણ વીસ, રે, સો પણ સાધા-

રણુ માનવ શરીરો બસ નથી. આવી વિલક્ષણ બુદ્ધિ અને આધ્યાત્મિકતાથી સખતમાં સખત પથ્થરનાં હૈયાં પણ પીગળીજ જાય."

વળી ખરૂં જોતાં તો "વિવેકાનંદ જગતમાંથી ગયાજ નથી; તે સદાએ આપણી સાથેજ છે. તે મને સુખ અને દિલાસો આપી રહેલા છે. અખિલ વિશ્વના તે મોટા ભાઈ છે."

બુદ્ધ ધર્મના ઉદયકાળમાં બૌદ્ધ સાધુઓએ નીતિ, દયા, પવિત્રતા અને શાંતિનો ઉપદેશ કર્યો અને પરિણામ એ આવ્યું કે હજારો મનુષ્યો બુદ્ધ ધર્મના અનુયાયીઓ થઇ રહ્યા, પણ સમય જતાં બૌદ્ધ ધર્મના ઉપદેશકો ચારિત્ર્યહિન થતા ચાલવાથી તે ધર્મ અધોગતિને પામતો ગયો અને તેથી કરીને ધર્મનો પુનરોદ્ધાર કરનાર મનુષ્યની ભારતવર્ષને ખોટ પડી. આખરે મહા બુદ્ધિશાળી પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યનો જન્મ થયો અને તેમણે વેદાન્તની દૃષ્ટિએ વેદોના અર્થ સમજાવીને હિંદુ ધર્મને સ્થિર પાયા ઉપર લાવી મૂક્યો. ઉપનિષદોમાં વર્ણવેલા અદ્વૈતવાદનું યથાવત્ નિરૂપણ કરીને તેમજ બૌદ્ધ ધર્મની ખામીઓ દર્શાવીને અનેક પંથોના નેતાઓને તેમણે મ્હાત કર્યા અને ભારતવર્ષમાં અદ્વૈતવાદનો ભગવો ઝુંડો ફરકાવ્યો. તેમના પછી રામાનુજ, મધ્વ, ચૈતન્ય, કબીર, નાનક સર્વે પ્રભુપ્રેરિત આચાર્યો સમયે સમયે ઉત્પન્ન થયા અને તેમણે પ્રભુમાં શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિના ઉંચા સિદ્ધાંતો લોકોના મનમાં ઠસાવ્યા. શ્રીમદ્ શંકરાચાર્ય પછી, હિંદ, ઇંગ્લાંડ અને અમેરિકામાં અદ્વૈતવાદનો ભગવો ઝુંડો ફરકાવવાનું અને સર્વેના સંશયો તોડી જીવનના મહા પ્રશ્નોનું નિરાકરણ કરવાનું માન તો વિવેકાનંદનેજ ઘટે છે. શ્રી શંકરાચાર્યે બૌદ્ધ ધર્મ ઉપર વિજય મેળવ્યો અને સ્વામી વિવેકાનંદે જડવાદ ઉપર જય મેળવ્યો.

કોઇપણ સાધુની મહત્તા ક્યારે અંકાય છે? જ્યારે તેના

પ્રયાસમાં તેને જય મળે છે અને તે વિષયી તથા અશ્રદ્ધાળુ મનુષ્યોને પણ સદ્ગુણી અને પ્રભુપરાયણ બનાવી મૂકે છે ત્યારેજ. ખરેખરૂં કહીએ તો કોઇપણ સાધુ લોકપ્રિય ત્યારેજ થાય છે કે જ્યારે તેનું જીવન અને હાજરી આસપાસના મનુષ્યોના સ્વભાવ અને ચારિત્ર્ય ઉપર અસામાન્ય અસર ઉપજાવે છે. જે માણસે શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર વાંચેલું છે, તેને પૂછવામાં આવે કે તેમના જીવનનો કયો પ્રસંગ શ્રેષ્ઠ કહી શકાય? તો તે તરત જવાબ આપશે કે જે મનુષ્યોએ કોઇપણ પ્રકારના દુર્ગુણને છોડયો નથી એવા અધાર્મિક અને વિષયી મનુષ્યોને શ્રદ્ધાળુ અને પ્રભુપરાયણ બનાવી મૂક્યા તે પ્રસંગ. શ્રીરામકૃષ્ણ, ચૈતન્ય અને બીજા સાધુઓએ પોતાના દિવ્ય પ્રેમ, મૃદુ શબ્દો અને હેતાળ સ્વભાવથી અનેક લંપટ પુરૂષોને ઠેકાણે આણ્યા છે એ વાત સૌને વિદિત છે. સ્વામી વિવેકાનંદે આ કરતાં પણ વધારે મહત્વનું કાર્ય બજાવ્યું છે.

જે માણસો ધર્મમાંથી અને પ્રભુમાંથી શ્રદ્ધાનો ત્યાગ કરીને બેઠેલા હતા; જેમણે જડવાદનો સ્વીકાર કરેલો હતો. જેઓ પરદેશીઓ હતા; જેમની ભાષા પણ પરદેશી હતી; જેમને હિંદુધર્મને ધિક્કારવાનું ન્હાનપણથી શિખવવામાં આવેલું હતું અને જેમના મન ઉપર ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રની અસામાન્ય ખીલવણીની ઘણી ભારે અસર થઇ રહેલી હતી; તેવાં મનુષ્યોના હૃદય પટ ઉપર હિંદુધર્મની મહત્તાની ઉંડી છાપ પાડવી અને તેમાંના અનેકોને હિંદુ ધર્માવલંબી બનાવવા એ કાર્યની મહત્તા કેટલી આંકવી? આવા અતિ મહત્વનું કાર્ય સાધવાને સ્વામી વિવેકાનંદ શક્તિવાન થયા હતા. ઈંગ્લાંડ અને અમેરિકામાં આ અતિ અસામાન્ય કાર્ય સાધીને તેમણે ભારે ફતેહ મેળવી હતી. જે ભૂમિ પૈસાથીજ મનુષ્યની કિંમત આંકી રહેલી છે; જ્યાંના મનુષ્યો ઐહિક સુખનાં સાધનો મેળવવા પાછળજ પોતાનું તમામ લક્ષ આપી

રહેલા છે; જ્યાં જીવન કલહની હાડમારી અને સ્પર્ધાને લીધે ગરિમ અને માંદાઓનું સંરક્ષણ કરવું મુશ્કેલ થઇ પડેલું છે અને જ્યાં શુષ્ક વિજ્ઞાનશાસ્ત્રના પ્રચારને લીધે ઇશ્વરમાંથી શ્રદ્ધા તદ્દન ઉડી ગયેલી છે; એવી ભૂમિ અમેરિકામાં, વેદાન્તનો પ્રચાર કરવામાં સંપૂર્ણ ફતેહ મેળવવી એ કાર્ય ખરેખર ચમત્કાર જેવુંજ છે.

એક પ્રખ્યાત લેખક લખે છે કે—"સ્વામી વિવેકાનંદ આ જમાનાના સર્વોત્કૃષ્ટ મનુષ્ય હતા. ઋષિમુનિઓની ચરણરજરૂપ આ પવિત્ર ભારતભૂમિમાં ધર્મનું સંરક્ષણ કરવાને માટે સમયે સમયે જે અસામાન્ય પુરૂષો ઉત્પન્ન થતા આવ્યા છે તેમાંનાજ સ્વામી વિવેકાનંદ એક હતા."

થોડાં વર્ષ ઉપર "ધી ડેલી ન્યુસ" નામના પત્રનો એક ખાસ ખબરપત્રી હિંદની સ્થિતિનો અભ્યાસ કરવાને અહીં આવ્યો હતો તેણે ઈંગ્લાંડમાં તે પત્ર ઉપર લખી મોકલ્યું હતું કે—"પોતાનાં ભાષણોથી આટલાંટિક સમુદ્રની બંને બાજુએ પ્રખ્યાત થઇ રહેલા સ્વામી વિવેકાનંદ હિંદુ આદર્શોનો પુરેપુરો ખ્યાલ આપણને આપે છે."

આદર્શ વેદાંતી તરિકે તેમણે બ્રહ્મચર્યનો અદ્દભૂત મહિમા દર્શાવી આપ્યો છે અને ધર્મના ખરા સ્વરૂપને સમજનારમાં જે અસામાન્ય સહાનુભૂતિ અને સ્વદેશપ્રીતિ હોઇ શકે તે તેમણે દર્શાવી છે. પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓને ભણીને જીવનને કેવી રીતે વહેવરાવવું તેનો ઉચ્ચતમ ખ્યાલ તેમણે આપણને આપ્યો છે. સ્વામીજીનું જીવન ચિત્તશુદ્ધિનો મહિમા છે. ખરી પવિત્રતામાં રહેલા શુરાતનનો તે નમુનો છે. કેવળ નવીન વિચાર ધરાવનારને તેમજ કેવળ જુના વિચાર ધરાવનારને માટે તે ઠપકા રૂપ છે. જડ, નિઃસત્વ અને ચેતનારહિત જુના વિચારના મનુષ્યોને તે પ્રોત્સાહન છે. પાશ્ચાત્યોનું અનુકરણ કરનાર અવિચારી આધુનિકોને તે અંકુશ છે. મોટી મોટી

સભાઓમાં માત્ર દ્રવ્યબળથી, સત્તાબળથી કે વાણીના બળથી મોટી મોટી ખુરસીઓપર ચઢી બેસી અજ્ઞાન લોકવર્ગને આંજયા કરનારાઓને તેમણે પોતાનાં દૃષ્ટાંતથી દર્શાવ્યું છે કે હિંદના નેતાઓ કેવા ચારિત્ર્યશીલ, કેવા સ્વાર્થ ત્યાગી, કેવા સાદા અને કેવા ધર્મપરાયણ હોવા જોઇએ. માત્ર વિચારમાંજ કે શબ્દોમાંજ વેદાંતને રાખી મૂકનારાઓને સ્વામીજી વેદાંતી કહેતા નહિ. જેણે વેદાંતનાં સત્યોને અનુભવ્યાં હોય અને કૃતિમાં મૂક્યાં હોય તેનેજ સ્વામીજી ખરો વેદાંતી ગણતા. સ્વામીજીના બોધને પ્રતાપે વેદાંત હવે વિદ્યાર્થિઓની ગોખણપટ્ટીમાં કે માત્ર પંડિતોના વાદવિવાદમાં રહી ગયું નથી, પણ તેણે વ્યવહારિક સ્વરૂપ ધારણ કરેલું છે અને તે પરોપકારનાં—સમાજસેવાનાં અનેકવિધ કાર્યોમાં દૃશ્યમાન થતું જાય છે. સ્વામીજીના જીવને દર્શાવી આપ્યું છે કે ખરો વેદાંતી આળસુ અને સ્વપ્નાં જોયા કરનારો હોતો નથી. તે તો જનસમુહની સેવા કરનારો, વધારે જુસ્સાવાળો છતાં વધારે સાદો, વધારે બળ અને ધૈર્યને ધારણ કરવાવાળો છતાં વધારે શાંત અને સાત્વિક, વધારે શક્તિ દર્શાવનારો છતાં વધારે ક્ષમાશીલ અને વધારે સહનશીલ, પ્રમાણિકોમાં વધારે પ્રમાણિક અને એ સઘળું છતાં જગત પાસેથી ઓછામાં ઓછાં અન્ન વસ્ત્રને મેળવનારો હોય છે. સ્વામીજીએ પોતાના દૃષ્ટાંતથી એ સર્વ જગતના મનમાં ઠસાવ્યું છે. આ રીતે તેમણે સર્વને "પ્રેમ અને સામર્થ્ય"નો ઉત્તમ આદેશ આપેલો છે. પરસ્પર પ્રેમથી વર્તો અને સામર્થ્ય ધરો, એમ તેમણે સર્વદા કહેલું છે. પોતાનાં ભાષણોમાં અદ્વૈતવાદના આ એક મુખ્ય સિદ્ધાંતને તેમણે વારંવાર સમજાવ્યા કર્યો છે કે એકજ આત્મા સર્વમાં વ્યાપી રહેલો છે; અને તેજ સઘળી શક્તિઓ અને પવિત્રતાનું મૂળ છે. સ્વામીજીને મન ઉપનિષદો સામર્થ્યની ખાણો હતી

અને વેદો માનવજાતિ પ્રત્યેના પ્રેમના પાઠ હતા. એના અભ્યાસથી માનવ જીવનરૂપી ફળ કેવું સુંદર, મિષ્ટ અને ઉપકારક બની રહે છે તેના સજીવ પ્રમાણરૂપ તેમનું જીવન હતું. સ્વામીજીનું મનોબળ, નિડરતા, પવિત્રતા અને પ્રમાણિકતા ઉપનિષદોના અભ્યાસનાંજ પરિણામ હતાં. તેમનું ચારિત્ર્ય ઉપનિષદોનાં સત્યોથીજ ઘડાયલું હતું. સ્વામીજીનો માનવજાતિ પ્રત્યે નિઃસીમ પ્રેમ, આત્મભોગ અને કર્તવ્ય-પરાયણતા પ્રાચીન શાસ્ત્રોના બારીક અવલોકનનાંજ ફળ હતાં. આત્મ-શ્રદ્ધા, ઉંચી સ્વદેશપ્રીતિ અને પોતાનો ઉદય કરવાનો દૃઢ નિશ્ચય વગેરેના જે ઉમદા પાઠ સ્વામીજીના જીવનમાંથી આપણને મળી આવે છે તે સર્વને માટે તેઓ આર્યશાસ્ત્રોનાજ આભારી હતા. એ શાસ્ત્રોની મહત્તા તેમણે પોતાના જીવનથી સિદ્ધ કરી બતાવી છે અને તેમ કરીને તેમણે ભારતવર્ષના જીવનમાં મોટો ફેરફાર કરી મૂક્યો છે.

ઉપનિષદો આપણને શિખવે છે કે દરેક મનુષ્ય, પછી તે ન્હાનો હો કે મોટો, ઉચ્ચ હો કે નીચ, પરંતુ અખુટ શક્તિ, અપાર પવિત્રતા, અનુપમ આનંદ અને સદોદિત ચેતનજ તેનું અધિષ્ઠાન છે; શારીરિક અહં–મમ ભાવને મનમાંથી કહાડી નાંખો એટલે તમે તે આત્માને ઓળખશો. તે આત્મા અનંત શક્તિવાળો અને પવિત્ર છે, તે નિત્ય છે; શુદ્ધ છે; બુદ્ધ છે; મુક્ત છે અને તે આત્મા તે તમે પોતેજ છો. સ્વામીજીના લેખો અને ભાષણોમાં અસંખ્ય એવા ફકરાઓ આવે છે કે જે આપણને આપણી એવી અનેકવિધ મહત્તાઓનું ભાન કરાવે છે.” સામર્થ્યવાન્ થાઓ, નિર્બળતાથી મુક્ત થાઓ અને તમારો પ્રેમ સર્વ તરફ પ્રસરાવો. ” એ સ્વામીજીના શબ્દો ટુંકામાંજ એમની વેદાન્ત ઉપરની ભવ્ય ટીકાનો ખ્યાલ આપે છે. એક હિંદુ રાજકુંવરને તેમણે લખ્યું હતું કે “ આપણું જીવન ટુંકું છે અને આ વિશ્વના વિષયો નાશવંત

છે, માટે તેજ ખરૂં જીવ્યો કહેવાય કે જે બીજાને માટે જીવે છે." વેદાન્તની નીતિ દરેક હિંદુ પાસે શું કરાવવા માગે છે તે વિષે સ્વામીજીએ કહ્યું છે કે "અત્યારે આપણને વધારે આધ્યાત્મિકતાની જરૂર નથી; અત્યારે તો આર્થિક સૃષ્ટિમાં અદ્વૈતભાવને લાવવાની જરૂર છે. ભુખ્યા માણસને માટે તો પહેલો રોટલો અને પછીજ ધર્મ. બિચારા ગરિબ મનુષ્યો ભુખમરાથી મરી રહેલા છે તેમને કે જે આપણે બસ ખાઇપીને ધર્મનોજ બોધ કર્યા કરીએ છીએ;......... હિંદમાં બે શ્રાપ વસી રહેલા છે; એક તો આપણો તિરસ્કાર અને બીજું આપણું શુષ્ક હૃદય. તમે હજારો સિદ્ધાંતોની વાતો કરો; તમે લાખો પંથો ઉભા કરો, પણ જ્યાં સુધી તમારો વેદ શિખવે છે તેમ તમારામાં લાગણીવાળું હૃદય નથી; જ્યાં સુધી તમે તેમને તમારા શરીરનાં અંગોજ સમજતા નથી ત્યાં સુધી બધું નકામું છે." ખરેખર, અત્યંત લાગણીવાળા સ્વદેશભક્ત સાધુને છાજે તેવોજ આ ધર્મબોધ કહેવાય. ઉપરના શબ્દોમાં સ્વામીજીએ સાચોજ ધર્મ સમજાવ્યો છે. આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે પ્રેમ અને સામર્થ્ય એજ એમના શોધનું રહસ્ય હતું.

સ્વામીજી દૃઢપણે કહેતા કે "ધર્મજ પ્રજાનું સત્વ છે; તેજ તેનું સામર્થ્ય, જીવન અને પ્રેમ છે."

વળી તેમણે કહ્યું છે કે "જંગલમાં વસી ફળાહાર કરી કોપીનને ધારણ કરી વેદાધ્યયન કરનાર પ્રાચીન ઋષિ આપણું ધાર્મિક આદર્શ છે." પણ સર્વે મનુષ્યોને માટે એ આદર્શ નથી એમ પણ તેમણે ચોખ્ખું દર્શાવ્યું છે. એ વાતને જો આપણે ભુલી જઇએ તો આપણે સ્વામીજીને ઘણોજ અન્યાય કરીએ. સ્વામીજીએ કહ્યું છે કે "સૌંદર્ય અને ભવ્યતાના ધ્યાનમાં પોતાના શરીરને પણ ભુલી જાય એવું વિશાળ હૃદય ક્યાં છે? એવા વિશાળ હૃદયવાળા મનુષ્યો

ભારતવર્ષમાં વસ્તીના પ્રમાણમાં ઘણાજ થોડા છે. હવે એવી અસાધારણ ઉચ્ચતા જેમનામાં આવેલી નથી એવા કરોડો સામાન્ય મનુષ્યો કે જેમને એ ઉન્નતિએ પહોંચવા પહેલાં વચમાં કેટલાંક પગથીયાં ચઢવાનાં બાકી છે, તેવા ઘણા મોટા જનસમૂહ માટે શું? તેમને માટે આદર્શ બતાવતાં તેમણે કહ્યું છે કે "આદર્શ પુરૂષ તો તેજ છે કે જે પુષ્કળ પ્રવૃત્તિમાં પણ અરણ્યનો એકાન્ત વાસ અને શાંતિ ભોગવી રહેલો છે." ટુંકામાં કહીએ તો "નિષ્કામ કર્મોથી આત્માનો સાક્ષાત્કાર કરવો." એજ આદર્શ સ્વામીજીએ સર્વ સામાન્ય ભારતવાસીઓ આગળ મૂકેલો છે અને કૃતકૃત્ય છતાં પણ એજ માર્ગે લોકસંગ્રહાર્થે જીવન ગાળીને એ આદર્શની વ્યવહારિકતા અને ઉપયોગિતા તેમણે દર્શાવી આપી છે.

તેમણે દર્શાવી આપ્યું છે કે માનવજીવન ગાળવાના બે મુખ્ય માર્ગોમાંથી ગમે તે એકજ માર્ગને પકડી શકશો. એક તો ઈંદ્રિય સુખને માટેજ જીવવું અને બીજું ઉચ્ચ આદર્શ માટે જીવવું. પ્રથમ માર્ગમાં પ્રજાની પાયમાલી છે અને દ્વિતીય માર્ગમાં શુભકર્મોનું અનુષ્ઠાન અને જીવનની નિત્યતા રહેલાં છે. પૂર્વ અને પશ્ચિમ બંનેએ કબુલ કરેલું છે કે મનુષ્યોએ શ્રેષ્ઠ આદર્શને માટેજ જીવવું અને એ આદર્શને પૂર્ણ કરવામાંજ સમગ્ર જીવનને વ્યતીત કરવું. એ શ્રેષ્ઠ આદર્શ કયું? અને જીવનને તેની પાછળજ ગાળેલું ક્યારે કહેવાય? શુભ કર્મો કયાં ગણાય? વગેરે પ્રશ્નોના સંબંધમાં પશ્ચિમની પ્રજાઓ હજી અનિશ્ચિત જેવી છે, ત્યારે પૂર્વમાં—ખાસ કરીને ભારતવર્ષમાં એ બાબતોનો હજારો વર્ષ અગાઉ યથાવત્ નિર્ણય થઇ ચુકેલો છે. અહીં પરમાત્મ દર્શન યાને આત્મ સાક્ષાત્કારનેજ શ્રેષ્ઠ આદર્શ માનેલો છે અને નિષ્કામ કર્મ, પ્રભુ ભક્તિ, યોગ, જ્ઞાન આમાંના અનુકૂળ પડે તે તે રસ્તે ચાલીને એ આદર્શને સિદ્ધ કરવો એનું

નામજ આદર્શ પાછળ જીવન ગાળવું છે.

એમાં પણ પ્રભુપ્રેમમયી ભક્તિ અને માનવસેવારૂપ નિષ્કામ કર્મ એજ આત્મ સાક્ષાત્કારનું ઉત્તમોત્તમ સાધન છે. આ પ્રભુપ્રેમ હમેશાં નિઃસ્વાર્થ હોવા સાથે તે કાયિક, વાચિક અને માનસિક શુદ્ધિ ઉપર બંધાયલો હોવો જોઇએ. સ્વામીજીએ બહુજ ભાર દઇને સમજાવ્યું છે કે આર્થિક ઉન્નતિ એ કાંઈ પ્રજાની સુધારણા યા ઉન્નતિની ખરી કસોટી નથી. ખરો સુધરેલો યાને ઉન્નત થયેલો મનુષ્ય તો તેજ છે કે જેનો આત્મા અખિલ વિશ્વ સાથે એક થઈ રહેલો છે. પવિત્રતા, પરોપકાર, વૈરાગ્ય અને આત્મ-ત્યાગના પાલન વડે જે અખિલ વિશ્વમાં પ્રભુનેજ જોઈ રહેલો છે તેજ ખરો સુધરેલો–સાચો શ્રેષ્ઠ પુરૂષ છે.

ધર્મ અને તત્વજ્ઞાનનો બોધ કરવાની સાથે આપણા જુવાનોને તેમની ખામીઓ અને ફરજો દર્શાવવાને પણ સ્વામીજી ચુક્યા નથી. આપણા જુવાનીયાઓને તેમણે કહ્યું છે કે—"ધર્મનો અભ્યાસ કરવા પહેલાં તમારાં શરીર મજબુત બનાવો. ગીતાનો અભ્યાસ કરવા અગાઉ તમે બ્રહ્મચર્યથી, કસરતથી અને રમતો વગેરેથી તમારા શરીરને મજબુત બનાવ્યાં હશે તોજ તમે ઇશ્વર સમીપ જલદી જઇ શકશો."

"તમારી ભુજાઓ જરા વધારે મજબુત હશે તોજ તમે તેને સારી રીતે સમજી શકશો."

"ગીતા કાંઇ નિર્બળ મનુષ્યને શીખવવામાં આવી નહોતી, પણ તે મહાન વીર પુરૂષ–બહાદુર ક્ષત્રીઓના નેતા અર્જુનને શિખવવામાં આવી હતી."

"તમારૂં શરીર સુદૃઢ થશે ત્યારેજ તમે ગીતામાં દર્શાવાયલી શ્રીકૃષ્ણની અગાધ બુદ્ધિ અને શક્તિને સમજવાને લાયક થશો."

"જ્યારે તમારા પગ ઉપર તમારૂં શરીર ટટાર ઉભું રહેશે અને તમે મનુષ્ય છો એવું તમને લાગશે ત્યારેજ તમે ઉપનિષદો અને આત્માની કીર્તિને સારી રીતે સમજી શકશો."

શારિરીક અને માનસિક દુર્બળતાને લીધે આપણે ખરેખર કીડા થઇ રહેલા છીએ અને જે કોઇ આપણને ચગદી નાખવા માગે છે તેના પગ આગળ આપણે જાણે પેટેજ ચાલ્યા કરીએ છીએ. તેથી કરીને મારા મિત્રો ! હું કે જે તમારામાંનો એક છું, તમારી સાથેજ જીવું છું અને મરીશ, તેને કહેવા દો કે—

**આપણને બળની જરૂર છે; સદાએ બળની જરૂર છે.**

વળી બીજે પ્રસંગે સ્વામીજીએ ભારતવાસીઓને કહ્યું હતું કે:—"સઘળું ફેંકી દો; તમારા મોક્ષને પણ ફેંકી દો; જાઓ અને બીજાઓને મદદ કરો. તમે હમેશાં મોટી મોટી વાતો કરો છો, પણ અહીંઆં આ વ્યાવહારીક વેદાન્ત તમારી સમક્ષ રહેલું છે તે શું કહે છે ? જો આખી પ્રજાને જીવન આપી શકાતું હોય તો હું, તમે કે આપણા જેવા હજારો મનુષ્યો ભુખે મરે અને કદાચ તેમને ખાતર પોતાનાં જીવન આપે તોપણ શું ? જરા જુઓ તો ખરા કે આપણે જે પ્રજાને એમ કહીએ છીએ કે આપણે બધા એકજ પરમાત્માનાં સ્વરૂપ છીએ, તે પ્રજા દિવસે દિવસે કેવી અધોગતિએ પહોંચતી જાય છે ? કારણ તેનું એજ છે કે બોલવા પ્રમાણે આપણું વર્તન જરાએ નથી. માટે ઉઠો, જાગ્રત થાઓ અને ખરેખરા સહૃદય બનો. તમારા મહાન પૂર્વજોના આદેશનું પાલન કરો અને તેમ કરીને તમે પણ મહાન બનો. વળી આપણી અપ્રમાણિકતાની તો અવધિજ છે. અત્યારે **જેની આપણને ઘણામાં ઘણી જરૂર છે તે ચારિત્ર્ય છે. જે ધૈર્ય અને ચારિત્ર વડે મનુષ્ય ભયંકર મૃત્યુની માફક એકજ સિદ્ધાંતને—સત્યને વળગી રહે છે, તેની આપણને જરૂર છે.**

તમારાં શાસ્ત્રો અને ઋષિમુનિઓએ બોધેલા અનંત અને અપાર શક્તિવાળા તમારા નિજાત્મામાં શ્રદ્ધા ધરો. બસ મજબુત બનો, શ્રદ્ધા ધરો અને બાકીનું બધુંએ એની મેળેજ આવી મળશે."

વિદેશ ગમનના સંબંધમાં સ્વામીજીએ કહ્યું છે કેઃ—"ભારતવર્ષની બહારના પ્રદેશોના સંબંધમાં આવ્યા વગર હવે આપણને ચાલવાનુંજ નથી. ચાલશે એમ જે આપણે માનતા હતા તે આપણી મુર્ખાઇ હતી અને તે મુર્ખાઇની શિક્ષા આપણે એક હજાર વર્ષની ગુલામગીરીથી ભોગવી છે. હિંદુઓએ હિંદની બહાર ન જવું જોઇએ, એવા સઘળા વિચારો બાળકના વિચારો છે. તે વિચારોને હવે હાંકી કહાડવા જોઇએ. જેમ જેમ તમે વધારે બહાર જશો અને જગતની પ્રજાઓમાં પર્યટણ કરશો તેમ તેમ તમે તમારે માટે અને તમારા દેશને માટે વધારે ને વધારે લાભ મેળવતા જશો...જીવનનો વિકાસ કરવો એજ જીવવું છે. તે માટે બહાર જવું જોઇએ અને જીવનને વિસ્તૃત બનાવવું જોઇએ. કાંતો આપણે આપણામાં રહેલી ચેતનશક્તિને ખીલવવી જોઇએ અને કાંતો છે તે કરતાં પણ વધારે અધમ દશા પ્રાપ્ત કરીને મરવું જોઇએ. બીજો રસ્તો નથી."

વિદેશ ગમનમાં રહેલો બીજો હેતુ દર્શાવતાં તેમણે કહ્યું છે કેઃ—"આપણે બહાર જવું જોઇએ અને આપણાં શાસ્ત્રોનાં સત્યો અન્ય પ્રજાઓને સમજાવવાં જોઇએ. આ પ્રમાણે કરવાથી બીજાઓને ધર્મનો બોધ કરવાની પવિત્ર ફરજ આપણે બજાવીશું અને બીજાઓ તરફથી માન મેળવીશું. આપણે સદાએ બીજાઓના વિદ્યાર્થીઓ થઇને રહેવાનું નથી, પણ તેમના ગુરૂઓ પણ થવાનું છે. સમાનતા વગર બંને પક્ષની વચ્ચે મિત્રાચારી થઇ શકે નહિ. જ્યાં સુધી એક પક્ષ સદાએ ગુરૂપદ ધારણ કરી રહે અને બીજો તેના

પગ આગળ વિદ્યાર્થી તરિકેજ બેસી રહે ત્યાં સુધી બંનેની વચમાં સમાનતા ઉદ્ભવી શકે નહિ. જો તમારે અંગ્રેજો કે અમેરિકનોના સમોવડીઆ થવું હોય તો તમારે તેમની પાસેથી કંઈક શીખવું અને તેઅને પણ કંઇક શિખવવું; અને અખિલ વિશ્વને સૈકાના સૈકા સુધી શિખવાય એવું પુષ્કળ તમારી પાસે છે."

પાશ્ચાત્ય પ્રદેશોમાં વિચરીને ત્યાંની સ્થિતિ જોયા પછી સ્વામીજીએ કહ્યું છે કે "પોતાની સંસ્કૃતિ સંપૂર્ણ બનાવવાને માટે અખિલ વિશ્વ ભારતવર્ષના અમુલ્ય ધાર્મિક ખજાનાની રાહ જોઇ રહ્યું છે. હજારો વર્ષથી દુઃખ અને અધમ દશાને ભોગવતાં છતાં પણ હિંદુ પ્રજાએ જે ખજાનાને પોતાની છાતી સરસો દાબી રાખેલો છે તે ખજાનાની રાહ જગત જોઇ રહેલું છે. તમારા બાપદાદાઓના ખજાનાને માટે હિંદની બહારના લોકો કેટલા બધા ઉત્સુક બની રહેલા છે તેની તમને ખબર નથી. ભારતવર્ષમાં આપણા બાપદાદાઓએ જે અખૂટ અમૃત એકઠું કરી મૂકેલું છે તેનું પાન કરવાને બહારના લોકો હાથ લાંબા કરીને રાહ જોઇ રહેલા છે. તેમના હૃદયની પીડાને તમે સમજતા નથી, તેથી કરીને આપણે બહાર જવું જોઇએ. તેમને જે આપવાનું હોય તે આપણે લેવું અને બદલામાં આપણી આધ્યાત્મિકતા તેમને આપવી. આત્મા સંબંધીના અદ્ભૂત વિચારોને આપણે આપીશું અને તેના બદલામાં ભૌતિક પદાર્થો સંબંધી ઉત્તમ શોધોને આપણે ગ્રહીશું."

હાલની ન્યૂયોર્ક અને સાનફ્રાન્સીસ્કોની વેદાન્ત સમાજોના રિપોર્ટો વાંચવાથી સહજ સમજાશે કે સ્વામી વિવેકાનંદનું ધારવું કેટલું બધું ખરૂં હતું. અમેરિકામાં ઘણા લોકો આર્યતત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો શિખવાને વેદાન્ત સમાજોમાં જાય છે; તેનું એજ કારણ છે

કે તેમને ધાર્મિક ક્ષુધા લાગેલી છે. વિજ્ઞાનથી તેમના શરીરને પોષણ મળે છે, પણ તેમના આત્માને તેથી પોષણ મળતું નથી. ખ્રિસ્તી ધર્મ તેની જરૂરીઆતો પુરી પાડી શકતો નથી, કેમકે ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતો આગળ તે ટકી શકતો નથી. પરિણામે ત્યાં નાસ્તિકતા, અશ્રદ્ધા, જડવાદ અને વ્હેમજ પ્રસરી રહેલાં છે. તેમની વચમાં જે કેટલાંક સહૃદય અને બુદ્ધિશાળી સ્ત્રીપુરૂષો આધ્યાત્મિકતાને માટે તલસી રહેલાં છે તેમને માટે આર્યતત્વજ્ઞાન મરતાને અમૃત મળે તેવું થઇ રહેલું છે, કેમકે તેના સિદ્ધાંતોને વિજ્ઞાનશાસ્ત્ર તોડી શકતું નથી. આજે પણ અમેરિકામાં પ્રોફેસર સી. સી. એવરેટ અને બીજા એવા ઘણા બુદ્ધિશાળી પુરૂષો વેદાન્તના ચુસ્ત અભ્યાસી બની રહેલા છે. ચિકાગોની સર્વધર્મપરિષદ્‌ના વિજ્ઞાન વિભાગના પ્રમુખ લખે છે કેઃ—" અમેરિકામાં આજે સઘળા વૈજ્ઞાનિક અને બીજા ઉદાર વિચારો અદ્વૈતવાદને અનુસરે છે એટલુંજ નહિ પણ " ખ્રિસ્તી વિદ્યા " નામની સંસ્થા પણ વેદાન્ત ઉપરજ રચાયલી છે. અમેરિકામાં ત્રણે પ્રકારના અદ્વૈતવાદીઓ વસી રહેલા છે, પણ હિંદુધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન નહિ હોવાથી તેઓ પોતાના વિચારોના મૂળ કારણને સમજાવી શકતા નથી."

તેથી કરીને સ્વામીજીનું એવું માનવું હતું કે હિંદ જો કે પરતંત્ર અવસ્થામાં છે તો પણ તેને જગતમાં વિજય મેળવવાનો અવકાશ છે. સ્વામીજી કહેતા કે " ભારતવર્ષે ધર્મ અને તત્વજ્ઞાનની બક્ષિસ જગતને આપવાની છે અને એ ધર્મ અને તત્વજ્ઞાનને પોતાનો રસ્તો મોકળો કરવાને પોતાની આગળ લશ્કર ચલાવવાની જરૂર નથી. ધર્મ અને જ્ઞાન કાંઇ રક્તના પ્રવાહોની સાથે ફેલાવવાનાં નથી. તેઓ લોહીવાળાં માનવ શરીર ઉપર ચાલતાં નથી; તેઓ ક્રુરતાની સાથે કુચ કરતાં નથી; પણ તેઓ તો શાંતિ અને પ્રેમની પાંખો ઉપરજ ઉડે છે. જેમ નમ્ર ઝાકળ અદૃશ્ય રીતે ગુપચુપ પડવા છતાં પણ તે ખુબ-

સુરત ગુલાબનાં અસંખ્ય પુષ્પોને ઉઘાડે છે, તેમ ભારતવર્ષનું જ્ઞાન-દાન પણ જગતમાં ભવ્ય વિચારોને ઉત્પન્ન કરશે......હું જરા કલ્પનાઓ કરવાવાળો માણસ છું અને મારો વિચાર એ છે કે હિંદના તત્વજ્ઞાનથી અખિલ વિશ્વ ઉપર જીત મેળવવી. ”

ભારતવર્ષની વર્તમાન દુર્દશા જોઇને સ્વામીજીનું હૃદય ઘણુંજ ચિરાતું હતું. તેમણે જોયું હતું કે **ધર્મને અંતઃકરણમાંથી કહાડી નાખીને બાહ્યાચારમાં લાવી મૂકવાથીજ હિંદુઓ આત્મશ્રદ્ધાને ખોઈ બેઠા હતા.** તેમને સુધારવાનો રસ્તો બતાવતાં સ્વામીજીએ સમજાવ્યું છે કે ભારતવાસીઓનું ખરૂં ગૌરવ અને ખરૂં સામર્થ્ય તેમની આધ્યાત્મિકતામાંજ રહેલું છે. આ આધ્યાત્મિકતા સંબંધે તેમણે કહ્યું છે કે,

“ અર્થ વગરની વસ્તુઓ માટે જુના કાળથી જે માલ વગરની તકરારો ચાલતી આવે છે, તેને છોડી દો. છસેં કે સાતસેં વરસની અધોગતિનો વિચાર કરો. તમારામાંના હજારો વયોવૃદ્ધ માણસો પાણીને જમણે હાથે પીવું કે ડાબે હાથે, હાથ ત્રણ વખત ધોવા કે પાંચ વખત, કોગળા પાંચવાર કરવા કે દશવાર કરવા, તેનોજ વાદવિવાદ ઘણાં વર્ષથી કરી રહેલા છે. આવા નજીવા પ્રશ્નોનાં નિરાકરણ કરવામાં જે પોતાનું આખું જીવન ગાળી રહેલા છે તેવા માણસો પાસેથી બીજા શેની આશા રાખવી ? આપણો ધર્મ હવે માત્ર આભડછેટમાંને રસોડામાંજ આવી રહેલો છે. આપણામાંના ઘણા હવે વેદાંતી, પૌરાણીકો કે તાંત્રીક કંઇ પણ નથી; આપણે બધા માત્ર અડશો નહિ, અડશો નહિ, એમજ કહેનારા બની રહ્યા છીએ. રાંધવાનું વાસણ આપણો દેવ છે અને આપણો ધર્મ “ અડકશો નહિ ” એમાંજ સમાઇ રહેલો છે. આવું જો **એકાદ સેકું વધારે ચાલશે તો આપણામાંના દરેકને ગાંડાની હૉસ્પીતાલમાં પુરાવું પડશે......**માટે એવા ઉપલકિયાપણાનો

ત્યાગ કરી દઇને તમારે જાગૃત, મજબુત અને પ્રવૃત્તિમાન થવું જોઇએ. આવા વ્હેમી મુર્ખાઓ બનવા કરતાં તો તમે નાસ્તિક બનો એ મને વધારે ગમે. કારણકે નાસ્તિક મનુષ્ય ચેતનવાળો, ઉદાર અને સહૃદયી હોય છે. જ્યારે વ્હેમી મનુષ્યનું મગજ સડતું ચાલીને મગજ બેહેર મારી જાય છે અને તેના જીવનની અધોગતિજ થયા કરે છે. આપણને આપણા લોહીમાં અને નસોમાં શક્તિની જરૂર છે. આપણી ભુજાઓ વજ્ર સમાન થવી જોઇએ. રેંજી પેંજી વિચારોની આપણને જરૂર નથી. આપણને તો બહાદુર અને ધૈર્યવાન માણસોની જરૂર છે."

આ પ્રમાણે ઉપનિષદોમાં વર્ણવેલાં ચેતનપ્રસારક અને આત્મોત્તેજક નિત્ય સત્યો—આત્મા, પરમાત્મા, પ્રકૃતિ, પુનર્જન્મ અને કર્મ વિષેના ભવ્ય વિચારો—નોજ સ્વામીજી આધ્યાત્મિકતામાં સમાવેશ કરતા. કારણ કે એજ સત્યો જીવનના મહાપ્રશ્નોનું નિરાકરણ કરે છે. તે સર્વ સામાન્ય છે, સર્વ દેશી છે. મનુષ્યને તે સત્યો નિડર, સ્વાશ્રયી અને સામર્થ્યવાન બનાવે છે. ચારિત્ર્યને તે ઘડે છે અને હૃદયને વિશાળ બનાવે છે. એ સત્યોના પાલનથીજ પ્રાચીન આર્યપ્રજા અત્યંત ઉન્નતિ અને કીર્તિને પ્રાપ્ત કરી રહી હતી. હવે પણ તેમના પાલનથીજ ભારતવર્ષનો પુનરૂદ્ધાર થશે એમ સ્વામીજીની ખાત્રી હતી. એ સત્યોમાં અમુક પંથ કે ધર્મની વાત આવતી નથી. આત્મા અને પરમાત્માના ભવ્ય વિચારોજ તેમાં દર્શાવેલા છે. એ આધ્યાત્મિક વિચારોનું પાલન અખિલ વિશ્વને સલાહ, શાંતિ, ભ્રાતૃભાવ અને સામર્થ્યયુક્ત બનાવી મૂકશે એમ સ્વામીજીનું અનુભવી હૃદય તેમને કહી રહ્યું હતું. છતાં સ્વામીજીને ઘણોજ ખેદ થતો હતો કે ભારતવર્ષના જુવાનોમાં શ્રદ્ધા નથી. સ્વામીજી કહેતા કેઃ—

**"અંગ્રેજ અને હિંદુમાં એટલોજ ફેર છે કે અંગ્રેજમાં આત્મશ્રદ્ધા છે અને હિંદુમાં તે નથી."**

"અંગ્રેજ એમ ધારે છે કે હું અંગ્રેજ છું અને હું ધારૂં તે કરી શકું, ત્યારે તમને હિંદુઓને એમ કહેવામાં આવેલું છે કે તમે કંઇ પણ કરી શકો તેમ નથી અને તમે દરરોજ વધારેને વધારે માલ વગરના બનતા જાઓ છો."

આ પ્રમાણે સ્વામીજીએ ભારતવર્ષના રોગનું મૂળ બરાબર શોધી કહાડયું છે અને તેનો તેમણે જે ઉપાય સુચવ્યો છે તે પણ તદ્દન ખરો છે. સ્વામીજીનાં પોતાનાં અદ્દભુત કર્મો અને ચારિત્ર્યથી એ વાત સાબીત થઇ રહે છે.

ઇંડિયન મીરર પત્રના અધિપતિ કહે છે કે—"નિઃસ્વાર્થ અને નિષ્કામ પરોપકારી કાર્યો કરવાનો દાખલો સ્વામી વિવેકાનંદે પ્રથમજ બેસાડયો છે. એ દાખલો વિરલ છે. જગવિખ્યાત વિવેકાનંદની પ્રેરણા અને ઉપરીપણા નીચે રામકૃષ્ણ મિશનના સાધુઓ દુઃખીઓનો બચાવ કરવાનું અને તેમને સહાય આપવાનું જે સુંદર કાર્ય કરી રહ્યા છે તેને અમે પ્રશંસા અને આભારની લાગણી સાથે યાદ કરીએ છીએ. એ સાધુઓના નેતા તરિકે સ્વામીજીએ ભારતવાસીઓનાં દુઃખ, સંકટ, અને કંગાલીયતપણું ટાળવાને અનેક સેવાશ્રમો અને અનાથાશ્રમો ઉભાં કરેલાં છે. આ લોકકલ્યાણની યોજનાને માટે તેમને લોકોએ અને સરકારે પણ અત્યંત શાબાશી આપેલી છે અને તેમનું નામ દેશના ઇતિહાસમાં સદાને માટે અમર થઇ રહેલું છે."

ઉપલા અને બીજા આગળ આપેલા ઉતારાઓ ઉપરથી સમજાશે કે સમાજસુધારણા, સ્વદેશપ્રીતિ અને જનસમૂહના ઉદ્ધાર વિષે સ્વામી વિવેકાનંદના વિચારો કેવા હતા અને તેમણે શું શું કરેલું છે. ભારતની ઔદ્યોગીક સ્થિતિ સુધારવાને તેમણે તેમનાં અનાથાશ્રમોમાં જુદા જુદા ઉદ્યોગોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવાની યોજના કરેલી છે. તેમનાં અનાથાશ્રમોમાં કૃષિવિદ્યા, વણાટકામ, ભરતકામ વગેરે શિખવવામાં

આવે છે અને સાથે સાથે વિદ્યાર્થીને વેદાન્તના મુખ્ય સિદ્ધાન્તો સમજાવવામાં આવે છે કે જેથી કરીને તે મનુષ્ય તરિકે, શહેરી તરિકે અને ગૃહસ્થાશ્રમી તરિકે પોતાનાં કર્ત્તવ્યો બરાબર બજાવી શકે. ભારતવર્ષનાં ગરિબોને માટે સ્વામીજીને જેટલી લાગણી હતી તેટલી બીજા કોઇને પણ નહિ હોય. ચિકાગોની સર્વધર્મપરિષદ્‌માં પણ સ્વામીજી બોલ્યા હતા કે "તમે–ખ્રિસ્તીઓ પરદેશીઓના આત્માઓને બચાવવાને પાદરીઓ મોકલો છો, પણ તમે ભુખમરાથી તેમનાં શરીરને બચાવવાનો પ્રયાસ કેમ કરતા નથી?......તમે હિંદમાં સ્થળે સ્થળે દેવાલયો બાંધો છો, પણ હિંદને ધર્મની જરૂર નથી. તેને ધર્મ તો જોઇએ તે કરતાં પણ વધારે છે. હિંદનાં અસંખ્ય દુઃખી મનુષ્યો સૂકાયલે મોંએ અન્નની યાચના કરી રહેલાં છે. તેઓ આપણી પાસે રોટલી માગે છે અને આપણે તેમને પથરા આપીએ છીએ. મારા ગરિબ સ્વદેશીઓને માટે અનાજ મેળવવા હું અહીં આવ્યો છું."

સ્વામીજીએ જે અગત્યનું કાર્ય ભારતમાં કરેલું છે તે ગરિબોને માટેજ કરેલું છે. દુષ્કાળ કામો, અનાથાશ્રમો, સેવાશ્રમો અને રેલ વગેરે આફતોમાંથી લોકોને બચાવવાની યોજનાઓ, પ્લેગ પીડિત મનુષ્યોની સેવા અને કલકત્તાના ગંદા મહોલ્લાઓની શુદ્ધિ કરવાના ઉપાયો, વગેરે કાર્યો સ્વામીજી ગરિબોને માટેજ કરી રહ્યા હતા. હજી પણ તેમના શિષ્યો તેવાં કાર્યો કરી રહેલા છે. હજી પણ તેઓ કોઈ સ્થળના લોકોનું દુઃખ કે સંકટની વાત સાંભળતાં ત્યાં દોડી જાય છે અને તેમને મદદ કરે છે. સ્વામીજીનું હૃદય જેવું હતું તેવીજ પ્રેરણા તેમણે તેમના શિષ્યોને કરેલી છે અને શિષ્યો પણ તેજ પ્રમાણે વર્તી રહેલા જોવામાં આવે છે. સ્વામીજીએ ઉભાં કરેલાં બનારસ અને કનખલ વગેરે સ્થળનાં સેવાશ્રમો, મુર્શિદાબાદ વગેરેનાં અનાથાશ્રમો

અને શ્રીરામકૃષ્ણ જન્મોત્સવ વખતે ગરિબોને અપાતાં ભોજનો—એ સર્વે પણ એજ વાત બતાવે છે કે એ મહાપુરૂષ ભારતવર્ષનાં ગરિબ મનુષ્યો માટે કેવી લાગણી ધરાવતા હતા? મરાઠા પત્ર લખે છે કે "આવા પુરૂષનું મૃત્યુ આખી પ્રજા ઉપર આવી પડેલી એક મોટી આફતજ કહેવાય. ખરેખર, આધુનિક સમયના પ્રજાકિય કાર્યકર્તાઓમાં તેમને શ્રેષ્ઠ પદ આપવું ઘટે છે."

ઇંગ્લાંડ અને અમેરિકામાં ઘણા ધનાઢ્યો અને સત્તાવાન પુરૂષો તેમના મિત્રો હતા અને તેમની મરજી હોત તો એ મિત્રોએ તેમને ત્યાં ખુશીથી ધનવૈભવમાં રાખ્યા હોત; પણ પશ્ચિમના વૈભવી જીવન કરતાં હિંદના સંન્યાસીના જીવનને, કલકત્તાની ગંદી ગલીઓને અને ભારતવર્ષના ગરિબોની સેવા કરવાના કાર્યને તે વધારે પસંદ કરતા હતા. બસ ભારતવર્ષ અને ભારતવર્ષની ધૂળ પણ તેમને મન પવિત્ર હતી. તેમનું જીવન પ્રાચીન ઋષિમુનિઓની ધ્યાનાવસ્થા અને શાંતિથી ભરપુર હોવા સાથે પશ્ચિમના સાધુઓની માફક લોકસેવામાં સારી પેઠે તત્પર હતું. પૂર્વના ધ્યાનમસ્ત અને રાગદ્વેષરહિત સંતની નિવૃત્તિ અને લોકોને બોધ કરનાર અને તેમના કલ્યાણ માટે મથનાર પશ્ચિમના ખરેખરા ધાર્મિક પુરૂષની પ્રવૃત્તિ—એ બંનેનો સુયોગ સ્વામીજીના જીવનમાં અદ્દભુત રીતે સધાઇ રહ્યો હતો. આ પ્રમાણે સ્વામીજી સાધુ હતા પણ જગતથી વિરક્ત નહતા. તે જગતથી વિરક્ત ન હતા પણ તેનાથી નિર્લેપ હતા. તે સદાએ પોતાના માનવ બંધુઓ માટે કાર્ય કરતા, છતાં તેમનું મન તો પરમાત્મા તરફજ રહ્યા કરતું. સ્વામીજીએ જેવો વેદાન્તનો ઉપદેશ કરેલો છે તેવુંજ વેદાંતમય જીવન તેમણે ગાળેલું છે. તેમનું વેદાન્ત માત્ર મુખમાં કે પુસ્તકમાં રહેલું તત્વજ્ઞાન ન હોતું; સભામાં માત્ર વાદવિવાદ કરવાની તે વસ્તુ ન હોતી; અધર્મને છેદવાનું તે કાંઇ હથીઆર ન હોતું, પણ તે અનુ-

ભરેલી, કૃતિમાં મૂકેલી, અનુભવવાની અને કૃતિમાં મૂકાવવાની, પોષક અને શાંતિને પ્રસારનારી વસ્તુ હતી. સ્વામીજી વિદ્વાન, વિચારક અને વક્તા તરિકે જે અસાધારણ માનને પાત્ર છે તેના કરતાં પણ તેઓ સાચી લાગણીઓથી ઉભરાઇ જતા અંતઃકરણપૂર્વક લોકહિતનાં કાર્ય કરનાર અને અત્યંત ભાવિક ભક્ત તરિકે ઘણા વધારે માનને પાત્ર છે. તેમની શ્રદ્ધા અડગ હતી. નિરાશા કેવી હોય એ તો તે જાણતાજ નહિ. તે સામર્થ્ય વગરની વાત કદીએ કરતા નહિ. પરદેશીઓને તે મળતા ત્યારે પોતાના દરજ્જા પ્રમાણેજ મળતા. જ્યાં પણ સ્વમાન સાચવવા જેવું હોય ત્યાં તે એ પ્રમાણેજ કરતા અને પરદેશીઓના મન ઉપર ઉંડી છાપ પાડતા. એક અંગ્રેજ જે તેમને સારી પેઠે ઓળખતો હતો તેણે લખ્યું છે કે "સ્વામીજીની વિલક્ષણ બુદ્ધિ સ્વમાન જાળવવામાં પણ રહેલી છે. એમનું સ્વમાન રાજકુંવરના જેવુંજ છે." નિવેદિતા લખે છે કે સ્વામીજીએ એક વાતનો પાકો નિશ્ચય કર્યો હતો કેઃ—

"પૂર્વે પશ્ચિમની આગળ ખુશામતીઆ કે નોકર તરિકે જવું નહિ જોઈએ, પણ ઉપદેશક કે ગુરૂ તરિકેજ જવું જોઈએ."

"સ્વામીજીના હૃદયમાં એ નિશ્ચય ખડક જેવો દૃઢ હતો અને તેને અનુસરીનેજ તે ઘણા પરદેશીઓની આંખો ઉઘાડી રહ્યા હતા." બીજી તરફ ચુસ્ત જુના વિચારના હિંદુ તરિકે તેમનું જીવન અત્યંત સાદું અને નિર્મળ હતું. પોતાની સાદાઇને માટે તે ગર્વ ધરતા. તેમણે હિંદુઓને બોધ આપેલો છે કે "જો પ્રજા તરિકે જીવતા રહેવું હોય તો સાદું જીવન, સાદી ટેવો અને પ્રાચીન ભાવનાઓ-આદર્શોનો ત્યાગ કરશો નહિ." પાશ્ચાત્ય સંસ્કૃતિ વિષે એકવાર તેમણે કહ્યું હતું કેઃ—

"પાશ્ચાત્ય સુધારાનો ઓપ અને તેની ભૌતિક શક્તિ આટલી બધી છે, છતાં પણ હું આ સભામાં ઉભો રહીને તેમના મોંઢાપરજ કહું છું કે તે સર્વ ભાતિક વસ્તુસ્થિતિઓની પેઠે મિથ્યાજ છે. તે ખોટો ડોળ છે અને પ્રભુ એકલોજ ખરો છે. આત્મા એકલોજ નિત્ય છે. આધ્યાત્મિકતા એકલીજ ખરી છે. જો યુરોપ પોતાની હાલની અવસ્થા અને આદર્શને બદલવાની દરકાર કરશે નહિ; જો તે આધ્યાત્મિકતાને માનવજાતિના આધાર તરિકે ગ્રહણ કરશે નહિ તો તે ભૌતિક શક્તિઓનું મોટું મથક (યુરોપ) પચાસ વર્ષમાંજ ધૂળધાણી થઈ રહેશે. માનવજાતિ ઉપર તલવારથી અમલ ચલાવવો એ ઘણું હલકું અને નામોશી ભરેલું છે. જેમ મનુષ્યના જીવનમાં તેમજ પ્રજાઓના જીવનમાં પણ વહેલે મોડે એવો સમય આવે છે કે જે સમયે તેમને આ સંસાર ઘણો કંટાળા ભરેલો લાગે છે. અને લાગે છે કે પાશ્ચાત્ય પ્રજાઓને હવે તે પ્રમાણે થવા માંડેલું છે. તેઓના મહાપુરૂષો અને મહાન વિચારકોને ક્યારનુંએ લાગ્યું છે કે આ બધો નકામો ડોળ છે. દ્રવ્ય અને સત્તા પાછળનું આ ભટકણ અસાર છે. ત્યાંનાં ઘણાં સુશિક્ષિત સ્ત્રીપુરૂષોને આ સ્પર્ધા, આ જીવનકલહ અને આ વ્યાપારી સુધારાનું જંગીપણું બહુજ કંટાળા ભરેલું લાગે છે અને તેઓ કોઇ ઉંચી વસ્તુને શોધે છે." સ્વામીજીનું કહેવું કેટલે અંશે ખરૂં હતું તે યુરોપમાં ચાલેલી ભયંકર લડાઇ ઉપરથી અને હજી પણ ચાલુ રહેલી અનેક પ્રકારની અવ્યવસ્થા ઉપરથી સહજ સમજાય તેમ છે.

જાપાન પણ સ્વામીજીની વાતને થોડુંઘણું સમજવા અને સ્વીકારવા લાગ્યું છે. ત્યાંની ટોકીઓ યુનિવર્સીટિના પ્રોફેસર "નાસાકુ હરદા" એ પોતાના બનારસમાં આપેલા એક ભાષણમાં કહ્યું હતું કે "અમે પણ પશ્ચિમનો આર્થિક સુધારો ગ્રહણ કરીએ છીએ;

પરંતુ તેથી અમને સંતોષ નથી. કોઈપણ પ્રજા આધ્યાત્મિક વિકાસ વગર મહાન થઈ શકતી નથી, તેથી કરીને અમારા નેતાઓ અને વિચારકો તેમને સંતોષ આપી શકે તેવાં ધાર્મિક જ્ઞાનને કેવી રીતે મેળવવું તે શોધી રહેલા છે. આ એક મોટો પ્રશ્ન થઇ પડયો છે. અમારા બેરન માયેજીમાએ રોકીઓમાં જુવાનો આગળ એકવાર કહ્યું હતું કે આપણી પાસે ગમે તેટલું મોટું નૌકાસૈન્ય હોય તેથી શું થયું? મારી દૃઢ માન્યતા છે કે આપણા પ્રજાકિય કલ્યાણના આધારરૂપ ધર્મની આપણને હવે ખાસ જરૂર છે. આપણી પાસે ધર્મ હશે નહિ તો આપણને ઉંચામાં ઉંચી ફતેહ મળનાર નથી. આપણા સાચા કલ્યાણને માટે તો આપણે ધર્મ ઉપરજ આધાર રાખવો જોઈએ."

સ્વામીજીએ કહ્યું છે કેઃ—

"ભારતવાસી! બીજાઓના આવા અધમ અનુકરણથી, બીજાઓના ઉપર આમ આધાર રાખવાથી, આવી ગુલામ જેવી નિર્બળતા ધરવાથી, આવી નિંદ્ય અને તુચ્છ ક્રૂરતાથી —આવી તૈયારીઓથી શું તું ઉદયને શિખરે પહોંચીશ?

આ તારી બાયલાને છાજે તેવી અધમ નિર્બળતાથી બહાદુરોનેજ મળી શકે તેવાં સુખ સ્વાતંત્ર્યને શું તું કોઈ કાળે પણ મેળવી શકીશ?

ભારતવાસી! તું ભૂલી જઇશ નહિ કે તારી સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી અને દમયંતી છે.

તું ભૂલી જઇશ નહિ કે જે દેવને તું પૂજે છે તે મહા ત્યાગી ઉમાપતિ શંકર છે.

તું ભૂલી જઇશ નહિ કે તારૂં લગ્ન, દ્રવ્ય અને જીવન

જેમ ઇંદ્રિય સુખને માટે નથી તેમ તે તારા એકલાનાજ સુખને માટે નથી.

તું ભૂલી જઇશ નહિ કે તારો જન્મ શ્રીજગદંબા—માતૃભૂમિના યજ્ઞમાં બલિદાનને માટેજ છે.

તું ભૂલી જઇશ નહિ કે તારૂં સામાજિક બંધારણ સર્વવ્યાપી-પ્રભુપ્રેમનું પ્રતિબિંબજ છે.

તું ભૂલી જઇશ નહિ કે નીચલા વર્ગો અભણ, ગરિબ, અજ્ઞાની, મોચી, ભંગી એ સર્વ તારા ભાઇઓ છે-તારાં પોતાનાંજ શરીરો છે.

બહાદુર હિંદુ! હિંમત ધર અને ગર્વથી બોલ કે હું ભારતવાસી છું અને પ્રત્યેક ભારતવાસી મારો ભાઈ છે.

તારા શરીર ઉપર ભલે માત્ર એક ફાટેલી લંગોટીજ રહેલી હોય તોપણ ગર્વથી કહે કે ભારતવાસી ભિખારી બ્રાહ્મણ, અજ્ઞાની અંત્યજ અને નિરાધાર બાળક પણ મારો ભાઈ છે.

પ્રત્યેક હિંદી મારા પ્રાણ સમાન છે.

હિંદના સર્વ દેવો અને દેવીઓ મારો ઇશ્વર છે.

હિંદુ સમાજજ મારા બાળપણનું પારણું છે.

મારી જુવાનીનું વિહારસ્થાન પણ તેજ છે.

મારી વૃદ્ધાવસ્થાનું સ્વર્ગ પણ તેજ છે.

હે ભાઈ! દિલ ખોલીને કહે કે ભારતભૂમિજ મારૂં શ્રેષ્ઠ સ્વર્ગ છે.

હિંદના ભલામાંજ મારૂં ભલું સમાઈ રહેલું છે.

અને રાતદિવસ પ્રાર્થના કર કે ઓ ગૌરીપતિ! ઓ જગદંબા! મને મનુષ્યત્વ-શૌર્ય આપ.

**ઓ સામર્થ્યદાયિની દેવી! મારી નિર્બળતાને હરી લે. મારી કાયરતાનો નાશ કર, અને ખરો મનુષ્ય બનાવ."**

ભારતવર્ષમાં અનેક નેતાઓ ઉભા થયા છે, થાય છે અને થશે; અનેક જણ હિંદના હિતમાં ભાગ લે છે ને લેશે; અનેક સ્વદેશભક્તો ભારતવર્ષમાં નજરે આવે છે, પણ અફસોસની સાથે કહેવું પડે છે કે તેમાંના ઘણાખરાઓની દેશભક્તિ માત્ર તેમની જીભ સુધીજ પહોંચેલી હોય છે. દેશની દુર્દશાના દુઃખથી જેના હૈયામાં આગ લાગી રહી હોય એવા વિરલજ છે. માણસની સ્વદેશપ્રીતિ કેવા પ્રકારની છે તે વાત તેના ખાન, પાન, પોશાક, ચલન, વલન અને વર્તન ઉપરથી સ્હેજે જણાઇ આવે છે.

સ્વામીજીના સંબંધમાં લખતાં ધી ઇન્ડીપેન્ડન્ટ પત્રના અધિપતિ સી. એસ, રંગ આયર લખે છે કે "પહેલીવાર જોતાં એમજ લાગે છે કે સ્વામીજી ખરેખરા સ્વદેશ ભક્તજ હતા. બીજીવાર જોતાં એમજ લાગે છે કે તે ખરેખરા સમાજ સુધારકજ હતા. ત્રીજીવાર જોતાં એમ જ ભાસ થાય છે કે તે ખરેખરા ધાર્મિક સુધારકજ હતા. એ દરેક બાબતમાં સ્વામીજી સંપૂર્ણ આદર્શ પુરૂષ હતા; એટલે કે જીવનની દરેક કલા અને પ્રવૃત્તિમાં તે શ્રેષ્ઠ પૂર્ણતાએ પહોંચી રહ્યા હતા. તેમનાં ભાષણોએ ઘણોજ ઉંચા પ્રકારનો પ્રજાકિય જુસ્સો આપણામાં રેડયો છે. તેમની માનવજાતિની નિઃસ્વાર્થ સેવાએ મારા મન ઉપર ઘણી અસર કરેલી છે. તેમના જેવી નિઃસ્વાર્થ સેવા થોડાકેજ કરી હશે. હિંદમાં જ્યારે દુષ્કાળ અને પ્લેગ ચાલી રહ્યા હતા ત્યારે ઘણાઓને નેતાઓની જરૂર હતી. અનેક નાલાયક પુરૂષો પણ નેતા બન્યા અને કામ ઘણુંએ બગડયું. ખરો નેતા કેવો હોઇ શકે તે સ્વામી વિવેકાનંદે પોતાના જીવનથી દર્શાવી આપ્યું હતું."

સ્વામી વિવેકાનંદની સ્વદેશપ્રીતિ કાંઇ પાશ્ચાત્યોના સંસર્ગનું પરિ-

ણામ ન હોતું. તે તેમનામાં સ્વતઃસિદ્ધજ હતી. તેમનું આખું જીવન સ્વદેશપ્રીતિનો સાચો જુસ્સો જ છે. તેમણે પોતાના એક શિષ્યને લખ્યું હતું કે; "તમે તમારા દેશી ભાઈઓને ચાહો છો? તમારે પ્રભુને બીજે કયાં શોધવો? આ સઘળા ગરિબો, દુઃખીઓ અને નબળાઓ શું દેવો નથી? પ્રથમ તેમની પૂજા કેમ કરતા નથી? ગંગાને કિનારે કુવો ખોદાવવાને શા માટે જાઓ છો? તમારામાં પ્રેમ છે? જો હોય તો તમે સર્વશક્તિમાન છો. તમે પુરેપુરા નિઃસ્વાર્થી છો? જો હો તો તમે અબાધ્ય છો. તમારા દેશને વીર પુરૂષોની જરૂર છે. વીર પુરૂષો થાઓ. મારા દિકરા! મને પ્રભુમાં અને મનુષ્યમાં શ્રદ્ધા છે. દુઃખીઓને મદદ કરવામાં મને શ્રદ્ધા છે. બીજાઓની સેવા કરતાં નર્કમાં જવું પડે તો ત્યાં જવામાં પણ મને વિશ્વાસ છે. હું ગરિબ છું, ગરિબને ચાહું છું! તેમને જ્ઞાન કોણ આપશે? તેમને તમે દેવ તરિકે માનો; તેમનો વિચાર કરો; તેમને માટે કાર્ય કરો અને તેમને માટે પ્રાર્થના કરો. પ્રભુ તમને રસ્તો બતાવશે. જેનું હૃદય ગરિબને માટે દુઃખી થાય છે તેનેજ હું મહાત્મા કહું છું."

એક વખતે સ્વામીજીએ હિંદના નેતાઓ વિષે લખ્યું હતું કેઃ—"આ ભયંકર દુષ્કાળ, રેલ, રોગ અને મરકીના દિવસોમાં કયાં છે તમારા કોંગ્રેસવાળાઓ? 'અમને સ્વરાજ્ય આપો' એટલુંજ કહેવાથી શું બસ થશે? તેમનું કહેવું કોણ સાંભળનાર છે? જે માણસ કાર્ય કરી રહ્યો છે તેને કશુંએ માગવા માટે શું મોં ઉઘાડવું પડે છે? જો તમારા જેવા બે હજાર મનુષ્યો જીલ્લાઓમાં કામ કરનારા હોય તો શું અંગ્રેજોને પણ રાજકિય બાબતોમાં ઉલટું તમને પૂછવાની જરૂર ન પડે કે?"

સ્વામીજી પાશ્ચાત્યોના વિજ્ઞાનશાસ્ત્રને શિખવાનું કહેતા હતા, પણ તે શિખીને આપણા ઉમદા આધ્યાત્મિક આદર્શોને ત્યજી નહિ

દેવાની ચેતવણી તે આપતા. ગૃહસ્થાશ્રમીને તે બંનેની જરૂર છે એમજ તે ધારતા, પણ એમનું કહેવું એવું હતું કે તેનો આદર્શ તો મોક્ષજ હોવો જોઇએ અને દ્રવ્યને તો ગૃહસ્થાશ્રમીએ ધાર્મિક જીવનના એક સાધન તરિકેજ લેખવું અને વાપરવું જોઇએ. ભૌતિક આદર્શ ઉપર રચાયલી પ્રગતિ છેવટે નુકશાનકારકજ નિવડે છે એમ તે કહેતા. સાથે સાથે તે બહારની આધ્યાત્મિકતા વિષે પણ ચેતવણી આપતા કેઃ—

"પવિત્રતા, ક્ષમા, સંતોષ કે સાત્વિકતાને બહાને બેસી રહેનાર પુરૂષ માત્ર પ્રમાદી અને આળસુજ છે."

"જ્ઞાન અને ભકિતને બહાને બેસી રહેનાર પુરૂષ વાસ્તવમાં અજ્ઞાની કે ઢોંગીજ હોય છે."

"ત્યાગીનો વેશ છતાં દુઃખીઓ તરફ સહાનુભૂતિ અને સેવાવૃત્તિ ન હોય તો તેવો મનુષ્ય આળસુ અને દંભીજ છે."

"શુષ્ક પૂજામાં કલાકના કલાક સુધી બેસી રહેનાર તેમજ સ્વમોક્ષને માટે યત્ન કરનાર મનુષ્યના મનમાં પણ જો સ્વદેશને માટે લાગણી ન હોય તો તે હૃદય વગરનું ખાલી ખોખુંજ છે."

ખરેખર આવા મનુષ્યો દેશને ભારરૂપજ છે. આવા સંખ્યાબંધ મનુષ્યો હિંદમાં પડેલા છે. તેમને માટે સ્વામીજીનું કહેવું એવું હતું કે એવાઓને માટે મોક્ષ હોઇ શકેજ નહિ. આળસ, ગરિબાઇ કે એવાં અયોગ્ય કારણોને લીધે બનેલા ભેખધારીઓનો આદર્શ રજોગુણી વિષયી મનુષ્યો કરતાં પણ હલકો અને તામસિક હોય છે. તેઓ ભલેથી ભણે, ભણાવે, મઠમાં રહે કે છુટા ફરે, પણ શિશ્નોદર પરાયણતાને— કનક કામિનીનેજ તેઓ ગુપ્તભાવે સેવી કે ઇચ્છી રહ્યા હોય છે.

બૌદ્ધ સંપ્રદાયમાં જ્યારથી મઠોમાં આવા ત્યાગીઓ વધવા લાગ્યા ત્યારથીજ દેશની અધોગતિની ખરેખરી શરૂઆત થઇ છે. એવા માણસોએ તો સંસારી તરિકેજ રહીને નીતિ-નિયમપૂર્વક વિષયોને મેળવવા જોઇએ. જે માણસમાં ખાબોચીયાને કૂદી જવાની શક્તિ નથી તે કૂદીને લંકામાં શી રીતે જઇ શકશે ? છતાં ભારતવર્ષમાં અત્યારે એજ પ્રકાર ચાલી રહ્યો છે. વગર અધિકારે ત્યાગી બની જનારાઓથી તેમજ ઉમરે પહોંચ્યા વિનાનાં બાળકોને મુંડી નાખવામાં આવે છે તેથી દેશને નૈતિક, આર્થિક અને ધાર્મિક બાબતોમાં મોટું નુકસાન પહોંચી રહ્યું છે. માત્ર કોઇ કોઇ યોગભ્રષ્ટ મનુષ્યો માટેજ બચપણનો કે યુવાવસ્થાનો ત્યાગ સફળ થઇ શકે છે. જે કોટીના ત્યાગીઓ અથવા ભગતો સો કે હજારની સંખ્યામાં ભેગા થઇને એકાદ મહત્વનું કાર્ય કરી શકતા નથી, તેમને શું મોક્ષ મળી શકશે ? હિંદુશાસ્ત્રો કહે છે કે 'ખરેખર મોક્ષ મેળવવો એ બીજી બધીજ ફરજો કરતાં મોટામાં મોટી ફરજ છે. બીજી ફરજો પહેલી બજાવીને સાચી યોગ્યતા તેમજ ઉપરામતા મેળવ્યા સિવાય તે કદી પણ મેળવી શકાય તેમ નથી.' કેટલાક જૈનો, બૌદ્ધો અને ખ્રીસ્તિઓ મનુષ્યોનો અધિકાર સમજ્યા વિનાજ જિજ્ઞાસુના કામની વાતો સામાન્ય જનોના ગળામાં પહેરાવી દઇને ગોટાળો કરી મૂકે છે અને તેમને ત્યાગી થવાને ઉશ્કેરે છે.

ભારતના વર્તમાન ત્યાગીઓનો મોટો ભાગ ઉપર જણાવ્યું તેમ ત્યાગની ખરેખરી યોગ્યતા વિનાનો હોઇને જ્ઞાનહીન અને આળસુ જીવનજ ગાળી રહેલો છે, પણ તે ઉપરથી એમ તો નજ કહી શકાય કે સાધુ જીવનજ ખોટું છે. બધાજ સાધુઓ બોજારૂપ છે અને સાધુઓથીજ ભારતની અધોગતિ થએલી છે, એ પ્રશ્નની બીજી બાજુ ઘણીજ મહત્વની છે અને તે એ છે કે સાધુ જીવનજ ભાર-

તવર્ષની બલીહારિ છે. સાધુઓ અને બ્રાહ્મણો વગર ભારતવર્ષ પોતાનું સત્વ ક્યારનુંએ ખોઇ બેઠું હોત. એ સાધુઓ અને બ્રાહ્મણો વગર હિંદમાંથી તેનું–જગતને હેરત પમાડનારૂં પ્રાચીન શિક્ષણ ક્યારનુંએ નષ્ટ થઇ ગયું હોત. ભારતના સુશીલ સંન્યાસીઓ અને ઉચ્ચદક્ષ બ્રાહ્મણો ( પછી ભલે તેઓની સંખ્યા આવા સમયમાં ગમે તેટલી ઓછી હોય તો પણ તેમના ) વડેજ આજે ભારતવર્ષનો આત્મા આટલો પણ સજીવ રહી શકયો છે. હિંદુઓનું હિંદુત્વ તેમના વડેજ જળવાયું છે. વર્તમાન યુગમાં ભારતવર્ષ પોતાના આધ્યાત્મિક આદર્શને ત્યજવા બેઠું હતું અને પાશ્ચાત્યોનું અનુકરણ કરવામાં ગર્વ ધરવા સુધીની દુર્દશા ફેલાવા માંડી હતી, તેવામાં એક ગરિબ પણ ભક્તિમાન બ્રાહ્મણના પુત્રે એક અદ્દભુત તપસ્વી અને સંન્યાસી તરિકે નિકળી આવીને પોતાના મહાન ઋષિમુનીઓના સત્યોપદેશને ભૂલી બેઠેલા ભારતવાસીઓ પ્રત્યે કહેવા માંડયું કે; “ઇંદ્રિય સુખ એ કાંઇ માનવ જીવનનું શ્રેષ્ઠ લક્ષ્ય નથી. પ્રભુમય જીવન–આત્મામય જીવન–એજ સર્વ પ્રાણીઓનું સાચું કલ્યાણ કરનારૂં જીવન છે.”× જ્યાં સુધી હિંદ એવા શ્રીરામકૃષ્ણ જેવા પ્રબળ જ્ઞાની અને ચારિત્ર્યવાન એક

× પાશ્ચાત્યોના આંધળા અનુકરણથી અને બીજી અનેકવિધ ધાર્મિક તેમજ વ્યાવહારિક દુર્દશાઓથી અધોગતિના છેક ઉંડા ખાડામાં ભારતવર્ષને જઇ પડતું બચાવવાનું માન સ્વામી વિવેકાનંદને અને તેમના ગુરૂ તરિકે ભગવાન રામકૃષ્ણ પરમહંસને આપતી વખતે શ્રીરામકૃષ્ણનાજ સમયમાં અવતરેલા અને સ્વામી વિવેકાનંદની પૂર્વે ભારતવર્ષમાં અતિ અસામાન્ય કાર્ય બજાવનારા પરમપૂજ્ય, મહાન વિરાત્મા વિદેહ મુક્ત સ્વામી દયાનંદ સરસ્વતીનું નામ યાદ આવે એ સ્વાભાવિકજ છે. આ અદ્દભુત સંન્યાસીએ કડવા ઘુંટડા પાઇને પણ ભારતવાસીઓની જે અસામાન્ય સેવા બજાવી છે અને તેનો સમૂળ નાશ થતો અટકાવવા પાછળ જે શ્રમ વેઠયો છે તથા ઉમદા કાર્ય કરનારા બહાદુર સંન્યાસીઓ અને

પણ સાધુ ઉત્પન્ન કરશે, જ્યાં સુધી હિંદમાં સંન્યાસને માન આપવામાં આવશે અને લોકો પાશ્ચાત્યોના ખોટા અનુકરણમાં મોહિત થઇ જશે નહિ ત્યાં સુધી આ આપણી માતૃભૂમિ–આ પવિત્ર ભારતવર્ષ જગતમાં અમર રહેશે અને પૃથ્વી ઉપરની કોઇપણ પ્રજા તેનો નાશ કરી શકશે નહિ.

સર નારાયણ ચંદાવરકર આ વિષયમાં કહે છે કે; " જે ધર્મ કે સંસ્કૃતિમાં વૈરાગ્યનો જુસ્સો નથી તેનું નામજ ધર્મ કે સંસ્કૃતિ કહેવાયજ નહિ. કેટલાક એમ કહેનારા છે કે એ વૈરાગ્યવૃત્તિને લીધેજ હિંદ આવી માઠી દશામાં આવી પડેલું છે, પણ હું તો એમજ કહું છું કે સાધુ અને તેનું ભગવું કપડું તો ભારતવર્ષના પવિત્ર આત્માનાં સુચક ચિન્હો છે. એમને જોઇને મને યાદ આવે છે કે હિંદનું જીવન પ્રભુના ધ્યાનમાં અને આત્માના વિચારમાંજ ગળાયલું છે. સાધુને જોઇને મને એમજ થાય છે કે આ જગતની સઘળી વસ્તુઓ નાશવંત છે અને માત્ર પ્રભુ અને તેનો પ્રેમ એજ સાચી વસ્તુઓ છે. જો કોઇપણ વસ્તુથી ભારતવર્ષનો બચાવ થશે તો તે વસ્તુ તેની વૈરાગ્યવૃત્તિ છે. એ વૈરાગ્યવૃત્તિ હિંદને ઘણું નુકશાન કરી રહેલી છે એમ ઘણાનું માનવું છે, પણ આપણે સ્વામી વિવેકાનંદ અને તેમના ગુરૂનો દાખલો લ્યો અને એ માન્યતામાં"

---

ગૃહસ્થોની જે પરંપરા ભારતવર્ષને આપી છે તેમજ ગુરૂકુલો, કન્યા મહા વિદ્યાલયો, અનાથાશ્રમો, શાળા પાઠશાળાઓ વગેરેની જે સંખ્યા એવા પુરૂષો ચલવી રહેલા છે, તે સર્વ જોતાં આ પૂજ્ય પુરૂષનો મહિમા અહીં હમારે થોડા શબ્દોમાં કેવી રીતે કહેવો તે નથી સમજાતું અને તેથી તે આદર્શ સંન્યાસીના ગુણનું આ ટુંક સ્મરણજ અહીં આપીને તેમજ કંઈક ધાર્મિક મતભેદ જેવું હોવા છતાં પણ હૃદયના ઉંડા પૂજ્ય ભાવથી તેમના મહાન આત્માને વંદન કરીનેજ વિરમીએ છીએ. 'અખંડ.'

કેટલું સત્ય છે તે તપાસો. ખરી સાધુતા—વૈરાગ્યવૃત્તિ શેમાં રહેલી છે તે જુઓ. જ્યારે હિંદ સાચી વૈરાગ્યવૃત્તિને સમજતું થશે અને તેનું પાલન કરતું થશે ત્યારેજ તે યુરોપની પ્રજાઓમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે.”

સ્વામીજીનું જીવન જણાવે છે કે આપણે મહા તપસ્વી ઋષિ-મુનિઓનાં બાળક અને તેમણે મૂકેલા આધ્યાત્મિક ખજાનાના સીધા વારસ છીએ. તેમનો અદ્‌ભુત પ્રાચીન મહિમા, ભવ્યતા, કીર્તિ અને ગૌરવ એ સર્વના આપણે ખાસ હકદાર છીએ. તેમનું જીવન આપણને શાશ્વત યશ અને સુખની સમીપમાં લાવી મૂકે છે. તે આપણને અધમ વાસનાઓથી ઉંચે લઇ જાય છે અને સ્વર્ગીય ભાવનાઓનો સ્વાદ ચખાડે છે અને ઇંદ્રિયાતીત, મનોતીત અને બુદ્ધાતીત ભૂમિકાનું ભાન કરાવે છે.

સ્વામીજીના જીવને અને ચારિત્ર્યે આપણને આ બોધ આપ્યો છે કે, એમના જેવો આત્મત્યાગ, સહૃદયતા, ઉચ્ચ નીતિ અને નિઃસીમ સ્વદેશ પ્રીતિ, એ સર્વ બાબતો ધર્મ સિવાય પ્રાપ્ત કરી શકાશે નહિ. અને એ ઉંચા સદ્‌ગુણો ધારણ કર્યા વગર દેશોદયની આશા રાખવી ફોગટ છે. વિવેકાનંદ, રાનડે અને ગ્લાડસ્ટન જેવા મહાપુરૂષો પણ ધર્મના સેવનથીજ મહાપુરૂષો બની રહ્યા હતા. તેમના વખતનાં મનુષ્યો ઉપર તેઓ બહુજ ઉંડી અસર ઉપજાવી રહ્યા હતા; તેનું કારણ પણ એજ હતું કે તેમનું ચારિત્ર ધર્મના સિદ્ધાંતો ઉપર રચાયલું હતું. કોઇપણ સમાજ કે દેશ એવા મનુષ્યો વગર ઉન્નત થઇ શકે નહિ. એવા મહાપુરૂષોનું જીવન બહુજ આગ્રહપૂર્વક આપણને જણાવે છે કે આપણા જીવનની સઘળી પ્રવૃત્તિઓ ધર્મનાજ સિદ્ધાંતો ઉપર રચાયલી હોવી જોઇએ. જો કદાપિ એમ માનવામાં આવે કે આ જગત્ માત્ર સ્વાર્થ બુદ્ધિ, આકસ્મિક બનાવો

અને ભૌતિક જરૂરીઆતોથીજ ચાલી રહેલું છે તો પછી જીવન નૈતિક હેતુ વગરનું અને કેવળ નિરસ તેમજ પાપમયજ બની રહે. મુક્તિનો મહામંત્ર સ્વામી વિવેકાનંદે અખિલ વિશ્વને નીચેના શબ્દોમાં સમજાવ્યો છેઃ–

"ભેદબુદ્ધિજ સર્વ બંધન અને દુઃખનું મૂળ છે. વેદાન્ત કહે છે કે એ ભેદ મિથ્યા છે. વાસ્તવમાં એ ભેદનું અસ્તિત્વજ નથી. એ તો માત્ર બાહ્ય દેખાવમાંજ છે. સઘળી વસ્તુઓનો આત્મા તો એકજ છે. ઉંડા વિચાર કરી જોશો તો તમને મનુષ્ય મનુષ્ય વચ્ચે, સ્ત્રીઓ અને બાળકો વચ્ચે, પ્રજાઓ અને પ્રજાઓ વચ્ચે, ઉચ્ચ અને નીચ વચ્ચે, ગરિબ અને તવંગર વચ્ચે અને દેવતાઓ અને મનુષ્યો વચ્ચે એકતાજ જણાશે. વળી એથી પણ વધારે ઉંડા ઉતરશો તો જણાશે કે અન્ય પ્રાણીઓ પણ તમારાથી જુદાં નથી. એ ઉંડાણ સ્થિતિને ( ઇંદ્રિયો અને અંતઃકરણથી પર દશાને ) જેણે પ્રાપ્ત કરી છે તેજ દરેક વસ્તુસ્થિતિના ખરા સ્વરૂપને અને રહસ્યને સમજે છે. તેણે દરેક વસ્તુના મૂળરૂપ એક અખંડ પરમાત્મતત્ત્વને શોધી કહાડીને પોતાના આત્મારૂપે અનુભવ્યું છે કે જે તત્ત્વ નિત્ય સુખરૂપ, નિત્ય જ્ઞાનરૂપ અને નિત્ય જીવનરૂપ છે. તેને સ્પૃહા, શોક, દુઃખ, અસંતોષ કે મૃત્યુ કશુંએ નથી.

જેણે એ સર્વ વસ્તુસ્થિતિઓના મૂળ સ્વરૂપમાં–એ પરમ પવિત્ર અખંડ, અનામી, અરૂપી અને સર્વસ્વરૂપી આત્મામાં પ્રવેશ કરેલો છે તે મહાન જ્ઞાતા છે, તે મહા કવિ છે, તે જીવનમુક્ત છે, તે કૃત્યકૃત્ય છે. તે પૂર્ણ કામ છે. માટે ભેદબુદ્ધિને હણો, અનેકતાનો ખ્યાલ કહાડી નાંખો. જે આ સર્વ દેખવા માત્ર અનેકતામાં એક પ્રભુનેજ જુએ છે; જે આ અનેક પ્રકારના પ્રતિત થતા સર્વ પદાર્થોમાં એકજ પરમાત્મ ચેતનને વિલસી રહેલું

નિહાળે છે; જે આ માયાના મિથ્યા પ્રતિત થતા પ્રદેશમાં એ પરમ સત્યનેજ જોઇ શકે છે તેનેજ નિત્ય સુખ અને શાંતિ છે; બીજાને નહિ; બીજાને નહિ.'

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥
नित्योऽनित्यानां चेतनश्चेतनानां
एको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥

કઠઉપનિષદ-અ-૨, વલ્લી-૨, મંત્ર ૧૨-૧૩.

આવાં આવાં જે પરમ હિતાવહ અનેક મહાન સત્યોને આપણું અનુપમ વેદાન્ત શિખવી રહેલું છે, તે સત્યોનું ભાન હિંદુ પ્રજાના હૃદયમાં ફરીથી જાગૃત થાઓ! ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



# તીજોરીવાળાઓની નવી રીતની

# હરીફાઇ.

લડાઇ પહેલાં ઓસ્ટ્રીયાથી કાગળ જેવાં પાતળાં પતરાંની તીજોરીઓ અત્રે આવતી હતી અને પ્રજાને માલની કદર નહિ હોવાથી ઠીક સંખ્યામાં વેચાતી પણ હતી. હાલમાં તે તીજોરીઓ નહિ આવતી હોવાથી તેની જગ્યા તેવીજ બનાવટની અમેરિકન અને બીજી તીજોરીઓએ લીધી છે. એ તીજોરીઓ વેચનારા એવું કહે છે કે ગોદરેજની તીજોરીઓ ગમે તેવી સારી હોય પણ તે અમેરિકા અને બીજા દેશોમાં બનતી તીજોરીઓને કદી પુગી શકે નહિ. એઓ બીજું એવું કહે છે કે અમારી તીજોરીની ભલામણ અમારો કોનસલ કરે છે. કોનસલનું મુખ્ય કામ પોતાના દેશના માલનો ખપ વધારવાનું હોય છે, એટલે તે ભલામણ કરે તેથી કાંઇ એવું ઠરે નહિ કે માલ ભરોસા લાયક હોય.

કોનસલની ભલામણવાળી એવી એક ન્હાની તીજોરી મોટી કિંમત આપીને ગોદરેજે ખરીદી છે અને ફક્ત પાંચ મિનિટમાં તોડી છે. જેઓને ખાતરી કરવી હોય તેઓને બતાવવા કારખાને રાખી છે.

ગોદરેજે પાંચ મિનીટમાં જે તીજોરી તોડી તેની બનાવટ કેવી છે તે જાણવા ગોદરેજને એ ખરીદ કરવી પડી. જે ઉપરથી વાંચનારે ધ્યાનમાં લેવું જોઇએ કે તીજોરી નબળી છે યા મજબૂત છે તેની ફક્ત જોવાથી કોઇને પણ સમજ પડી શકે નહિ. તૈયાર થઇ રહેવા પછી પાંચ મિનીટમાં તોડી શકાય તે તીજોરી, તેમજ તોડતાં પાંચ કલાક લાગે તેવી, એક સરખીજ દેખાય.

**ગોદરેજનું કારખાનું—**

ગૅસ કંપની પાસે—પરેલ—મુંબઇ.

# ભારતવાસી ! વિચાર કર કે,

" બીજાઓના આવા અધમ અનુકરણથી, બીજાઓ ઉપર આમ આધાર રાખવાથી અને આ તારી આજે છે તેવી અધમ નિર્બળતાથી બહાદુરોનેજ મળી શકે તેવાં સુઉચ્ચ સ્વાતંત્ર્યને શું તું કોઇ કાળે પણ મેળવી શકીશ ? "

<u>તું ભૂલી જતો નહિ કે,</u>

" તારી સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી અને દમયંતી છે; જે દેવને તું પૂજે છે તે મહાત્યાગી ઉમાપતિ-શંકર છે; તારૂં લગ્ન, દ્રવ્ય અને જીવન ઇંદ્રિયસુખને માટે નથી તેમ તે ત્હારા એકલાનાજ સુખને માટે પણ નથી; તારો જન્મ માતૃભૂમિના યજ્ઞમાં બલિદાનને માટેજ છે; અને તારૂં સામાજિક બંધારણ પ્રભુપ્રેમનું પ્રતિબિંબજ છે. "

<u>હે ભાઇ ! ગર્વથી બોલ કે,</u>

" પ્રત્યેક ભારતવાસી ભીખારી, અજ્ઞાની, અંત્યજ અને નિરાધાર બાળક પણ મારો ભાઇ છે....મારા પ્રાણ સમાન ભારતભૂમિજ મારૂં શ્રેષ્ઠ સ્વર્ગ છે, અને તેના ભલામાંજ મારૂં ભલું સમાઇ રહેલું છે. "

<u>રાત દિવસ પ્રાર્થના કર કે,</u>

ઓ ગૌરીપતિ ! ઓ જગદમ્બા ! મને મનુષ્યત્વ-શૌર્ય આપો !

---

[illegible]